રતિલાલ 'અનિલ'

# વસમો નેહરુ યુગ

હળવાં લખાણોના અચ્છા આલેખક અને જાણીતા ગઝલકારનો આ લેખ પણ તેમની રમતી-રમતી શૈલીનો આબેહૂબ નમૂનો છે. કોઈપણ ગંભીર અને વિચારણીય પ્રશ્નને આવી સહજતાથી છણાય ત્યારે એની છાપ વાચકો ઉપર ખરી પડે છે......

દાદાનો યુગ વહી જવા પછી દાદાના પુત્રનો યુગ આવવાને બદલે પૌત્રનો યુગ શરૂ થઈ જાય છે અને એમાં પૌત્રના પિતાની હાલત માન-મોભ્ભા વિનાની થઈ જાય છે. દાદા જીવે ત્યાં સુધી દાદાનો યુગ, પણ દાદા જીવે એટલું લાંબું કે એમની છેલ્લે ઘડીએ પૌત્ર જુવાન થઈ ગયો હોય અને પુત્ર આધેડ બની ચૂક્યો હોય. આથી દાદાના યુગ પછી સીધો પૌત્રયુગ જ શરૂ થઈ જાય છે !

ગાંધીયુગ પૂરો થયા પછી શરૂ થવો જોઈતો હતો ગાંધી આશ્રમ યુગ એને બદલે સીધેસીધો નેહરુ યુગ જ શરૂ થઈ ગયો, ગાડી પૂલ પરથી જવાને બદલે ખાઈ કુદાવીને સામે પાર પહોંચી ગઈ! આથી ગાંધી આશ્રમવાળાઓની સ્થિતિ માન મોભ્ભો જાળવવા કપરા થઈ પડે એવી થઈ ગઈ જણાય છે.

દાદાની પરંપરા પિતા ચાલુ રાખી લંબાવે પણ પૌત્રના પિતાની તો કોઈ પરંપરા જ શરૂ થઈ ન હોવાથી અને પૌત્રના હાથમાં જ બધો કારભાર, ને કૂંચીનો ઝૂમખો આવી જાય એટલે વચલી પેઢીને તો જાણે આયખું ઉજ્જડ થવા જેવું થઈ જાય છે. દાદાની પરંપરા તેનો પુત્ર આગળ વધારી શકતો નથી, અને પૌત્રની પરંપરામાં પોતે બંધબેસતા થતા નથી એમાં વળી પૌત્ર લાગણીવાળો હોય ને પિતાને કશોક કારભાર સોંપે એટલે તેઓ આથમેલા યુગની પરંપરાને આગળ વધારવા હોંશે ઊંઝમે જંગે ચડે, પણ બીજા કારભારીઓ તો પૌત્રની પેઢીના હોય અને લેવડ દેવડ માટે તેમની સાથે કામ પાડવું જ પડે અને અહીં જ બે ઘોડે સવારી કરતાં કફોડી હાલત થઈ જાય એવું બને છે.

એક ગર્ભશ્રીમંત કુટુંબ, દાદાએ વાડી-વજીફા વિસ્તારેલા, પથારો ભારે, દાદા સો વર્ષ જીવ્યા, દાદાનો દીકરો પિતૃ-વત્સલ, દાદા કહે એને અનુસરે. અગિયારસ કરવી હોય તો ફરાળમાં ચેવડો ખાવો કે કેળાં ખાવાં? સિંધવ મીઠાવાળા વેફર ખાઈ શકાય કે નહીં? પારણામાં લીલા મગ ખાવા કે કાળા મગ ખાવા? આવા આવા પ્રશ્નો પૂછી પૂછીને દાદા જે કહે એમ કરે. અને દાદા પણ એવા કે હજાર કામ હોય તોયે વખત કાઢીને અણીથી પણી સુધી બધું સમજાવે. અને તેમનો પુત્ર દાદાના કહ્યા પ્રમાણે અમલમાં મૂકે. આમાં દાદા પ્રવર્તક અને પુત્ર માત્ર વર્તક (વર્તનમાં મૂકનાર) બની રહ્યો. એને પોતાની એવી કશી આગવી પ્રતિભા કે પ્રણાલિ મળે નહિ.

દાદા ખૂબ લાંબુ જીવ્યા અને જિંદગીના છેલ્લા શ્વાસ સુધી એમણે કામ કર્યું અને કરાવ્યું. દરમ્યાન પૌત્ર ભણતો ભણતો ઈંગ્લન્ડ પહોંચી ગયેલો અને ત્યાંની હવામાં જ ઊછરેલો અને ભારે પ્રતિભાશાળી, તે દાદાના અચાનક વિલોક થયે, તેના હાથમાં જ બધો કારભાર આવી ગયો! દાદા જૂની પેઢીના પણ ચાલુ અને આવતી પેઢીનેયે પહોંચી વળે એવા કાબેલ. પણ પિતાની હાલત કફોડી થઈ! પૌત્રે તો કારભાર હાથમાં લેવાની સાથે વાડી-વજીફામાં વિદેશના બગીચા-નિષ્ણાતો બોલાવીને આંતરરાષ્ટ્રીય પરંપરાએ ઊથલપાથલ શરૂ કરી દીધી. પિતાનો જીવ તો પહોર પહોર બળે: આ બધું શું થવા બેઠું છે! પણ કરે શું? પૌત્રની

---

આ વિશેષણને વધુ યોગ્ય બનવું ઘટે. આપણી પાસે આ શક્ય બનાવવા સાધનો છે, સમય પણ છે. જો આ નેમને પહોંચવાનો પવિત્ર સંકલ્પ ગુજરાત કરે તો આગામી વર્ષોમાં તેને યશકલશ પ્રાપ્ત થશે એમ સૌની માન્યતા છે. ગુજરાતની આ એક પવિત્ર ફરજ છે. તેનાથી તે કેમ જ દૂર રહેશે? રહી શકશે?

*

ઈશ્વરભાઈ પટેલ

# મોચ અને મસિંગો

ખજાનાની ખાણ શોધવા માટે એક જર્મન સાહસવીર આફ્રિકાનાં જંગલમાં જાનને જોખમે કેટ કેટલાં સાહસો ખેડે છે એની દિલ ધ્રૂજાવતી કથા અંગ્રેજી ઉપરથી ઊર્મિનાં વાચકોને જાણીતા લેખકે અહીં ઉતારી છે જે કિશોરો સહિત બધાંને રસપ્રદ થશે...

ત્રીસ વરસનો એ જુવાન પંચ્યાસી ઉપરના ડોસાનો પીછો પકડી ચાલતો હતો. સવારથી શરૂ થયેલી એમની મજલનો હજુ અંત નહોતો. પેલો ડોસો તો સ્ફૂર્તિપૂર્વક ખડક ને ટેકરા ઓળંગ્યે જતો હતો જ્યારે આ નવજુવાનના પગ લથડતા હતા. એને એમ લાગતું હતું કે હવે તો ગબડી જ પડાશે. મલેરિયાના વારંવારના હુમલા કાળજ્વરની પશ્ચાદ્ અસર એ બધાએ આ ભૂસ્તરશાસ્ત્રીની તાકાતના ચૂરેચૂરા ઉડાવી દીધા હતા. છતાં એણે પગ દબાવ્યે જ રાખ્યા કારણ એ જાણતો હતો કે ફળીભૂત થવાશે તો 'શોના' ટોળીના વિપુલ સુવર્ણભંડારનાં દ્વાર ખૂલી જશે.

પેલો વૃદ્ધ બસો વાર આગળ એક ખડક ચઢી રહ્યો હતો. મથાળે પહોંચી એણે પાછળ નજર કરી—પોતાને કોઈ જોઈ જતું તો નથી ને! એની ખાત્રી કરવા તરત જ આ જુવાન યુરોપિયન ભૂસ્તરશાસ્ત્રી પાસેની ગાઢ ઝાડીમાં ધસી પડયો - લપાવા છૂપાવા. કારણ ડોસો જો એની હાજરી પામી જાય તો અઢાર મહિનાની એની જહેમત પર પાણી ફરી વળે!

પોતાની કેડી સંતાડવા મથતા એ વૃદ્ધ આદિવાસીનું નામ હતું મસિંગો. એના સિવાય કોઈ પેલી સોનાની ખાણનો રસ્તો જાણતું નહીં ને એની પાછળ પડેલ ભૂસ્તરશાસ્ત્રી હતો જુવાન જર્મન કાર્લ મોચ. અઢાર માસથી આ કેડી પ્રાપ્ત કરવા મોચ મસિંગાની પાછળ ખડકોમાં ભૂતની જેમ ભમતો—આથડતો હતો પણ અમુક સમયે મસિંગો ક્યારે કોઈ ખડક કે ટેકરી પાછળ અદૃશ્ય થઈ જતો તેની મોચને ખબર સુદ્ધાં પડતી નહીં. આજે તો એ ઘણે દૂર આવ્યો હતો એટલે મસિંગાની નજરથી દૂર રહેવા એણે ઝાડીમાં પડતું નાખ્યું.

અને સિત્તેર રતલ વજનનો એનો દેહ પેલી વૃક્ષરાજી પર લચકાયો તેવો જ એક તીક્ષ્ણ સીસકારો એના કાન પર અથડાયો! આફ્રિકાનો સૌથી ભયંકર એવો છ-ફૂટિયો નાગ, પોતાના રહેઠાણ પરના આક્રમણનું વેર વાળવા છંછેડાઈ ફેણ માંડી રહ્યો હતો! એ ઝડપથી બાજુએ ખસવા ગયો ત્યાં તો જમણા હાથમાં કારમા દુઃખતી એક ઝણઝણાટી વ્યાપી ઊઠી. ભારે હિંમતપૂર્વક એણે ડાબો હાથ લંબાવ્યો ને પેલા નાગનું માથું એક પોલાદી પકડમાં જકડી લઈ એના દાંત હાથમાંથી બહાર ખેંચી કાઢ્યા.

નાગનું માથું એણે ઝડપથી ભોંય ભેગું કર્યું ને ઝેરથી ગુંગળાઈ જતાં એના જમણા હાથની આંગળીઓથી એણે પોતાની રિવોલ્વર ખેંચી કાઢી અને ચાંપ દબાવી

---

ઇજ્જત ઘર ને બહાર બધે જ ભારે. આખી દુનિયા વાહવાહ કરે. એને કંઈ કહેવાય પણ કેમ? પિતા અંદર ને અંદર કોચવાયા કરે ને ધૂંધવાયા કરે. એમાં થોડોઘણો કારભાર એમને સોંપાતા દાદાની પરંપરાને આગળ વધારવા નિષ્ઠાપૂર્વક એમણે પ્રયાસો શરૂ કર્યા, પણ એમાં કારભારીઓ સાથે અથડામણ જાગી અને હિન્દુધર્મશાસ્ત્ર તો કહે છે કે પાછલી અવસ્થાએ સંન્યાસ આશ્રમમાં સ્થાન લેવું, પણ દાદા તો છેલ્લી ઘડી સુધી કર્મયોગી હતા, નિવૃત્તિ કેમ લેવાય? કંઈ ને કંઈ કામ કરવું જ જોઈએ. એથી **કંઈ ને કંઈ** કરતા જ રહે છે અને એમ કરતાં 'કંઈનું કંઈ થઈ બેસે છે!

ગાંધી યુગના વારસને નેહરુ યુગમાં જીવવું બહુ કપરું થઈ પડયું છે.





ઉપરા છાપરી બે ગોળી પેલા નાગના માથામાં દઈ દીધી. બરાબર તે જ ક્ષણે લાકડું બની ગયેલી એની આંગળીઓમાથી રિવોલ્વર પડી ગઈ!
એણે કમરપટામાથી શિકારી છરી કાઢવા હાથ ફંફોળવા માંડ્યા પણ ત્યાં તો એની આંખે અંધાર છાવા લાગ્યો. અનિ ધીમી ગતિથી એ છરી ખેંચતો હતો ત્યાં તો ઝાડીમાં માર્ગ થયો અને એના શરીર પર મસિંગાની ડીંગણી દેહયષ્ટિ ઝૂકી રહી
એક ક્ષણમા પરિસ્થિતિનો ક્યાસ મસિંગાને આવી ગયો અને મોચના હાથમાંથી છરી પડાવી લીધી, અને એની બાયમાથી એક લાંબો પટ્ટી પટા માટે કાપી લીધી. એકાદ સેકન્ડ ધ્યાને ઝીણી દષ્ટિએ જોઈ એણે સર્પદંશવાળી ચામડી આરપાર ચીરી કાઢી ફરીને સામી બાજુથી એણે છરી ફેરવી ત્યાં તો મોચ દુઃખથી બરાડી ઊઠયો.
મસિંગો તાત્કાલિક ઘૂંટણિયે પડી ગયો અને મોચના હાથને મોંમાં મૂકી ધ્યાને ચૂસવા લાગ્યો, ને થોડી થોડી ક્ષણે લોહીના કોગળા કરવા લાગ્યો. પૂરી પાંચ મિનિટ આમ ચાલ્યું તો પેલા જર્મનને શાતા વળી ને સાવ મંદ અવાજે એ બોલ્યો, 'મારી બેગમાં રાતા કણ.'
મસિંગાએ એ ભૂસ્તરશાસ્ત્રીની સાધનથેલી ફંફોળી તો અંદરના એક વૉટરપ્રૂફ પડીકામાંથી પોટાશ પરમેન્ગેનેટના કણ જડ્યા. લોહી નીકળતા દંશ પર એને ભભરાવી થોડીવારમાં પાટાથી ધ્યાને એણે બાંધી દીધો. છેવટે એની થેલીમાંથી નેપકીન લઈ મસિંગાએ મોચના કપાળનો પરસેવો લૂછ્યો અને કહેવા લાગ્યો, 'બાના (મહાશય), હવે કશો વાંધો નથી.'
મહાપરાણે, હાંફતાં હાંફતાં મોચ બેઠો થયો અને મસિંગાનો આભાર માન્યો, ત્યાં તો મસિંગા બોલ્યો, 'આ સાપ તો મહા ઝેરી હોય છે. એક બે મિનિટમાં જ માણસના રામ રમી જાય.'
ત્યાં તો દૂર પડેલી પાણીની શીશી તરફ અંગૂલિનિર્દેશ કરતાં મોચે પાણી માગ્યું અને એક આજ્ઞાધારી સેવકની અદાથી મસિંગાએ એના હોઠે પાણી ધર્યું. અને એ પાતાં પાતાં બોલ્યો: 'બાના અમારે રહેઠાણે ચાલો.' અને એના જવાબની રાહ જોયા સિવાય મોચને ઊંચકીને પગ પર ઊભો કરી દીધો. મોચને લાગ્યું કે સોનાની ખાણ માટેની શોધનો પીછો હવે પકડી શકાશે નહીં પણ એ જીવતો રહ્યો એ જ સારું થયું.
મસિંગાના ટેકા સહ એ પર્વત ઓળંગી પેલી પારની ખીણમા આ લોકોના રહેઠાણે પહોંચ્યો ત્યારે એને ફૂગટ ગયેલા અઢાર માઈલનું દુઃખ ના રહ્યું. ત્યાં પેલી આદિવાસી બહેનોએ કેટલીક વનસ્પતિ લગાડી એના હાથની માવજત કરી.
આમ તો બર્લિનથી ટ્રાન્સવાલ આવેલા મોચને લગભગ ચાર વરસ વીતી ગયાં હતાં. આ વિસ્તારમાં ત્યારે ઠેર ઠેર સોનું ને ખાણો હાથ લાગતા હતાં એટલે એની શોધમાં આવીને પણ અહીં આવી કાર્ફ્રોપ્સ આગળ પડાવ નાખેલો ને ત્યાંથી મોચે સ્ટ્રુમ પહોંચી, શોધખોળનો પ્રવાસ આદરેલો.
ટ્રાન્સવાલ પહોંચે એને થોડા જ માસ થયા હતા ત્યાં તો એને કાને વાત આવી કે ટ્રાન્સવાલ ને પોર્ટુગીઝ પૂર્વ આફ્રિકાની સરહદે ન માની શકાય તેની શોધો થઈ છે.

પારિકન નામનો એક ખાણિયો એક જંગલમાં ખોદતો હતો ત્યાં સપાટીથી સત્તર ફૂટ નીચે એના હાથમાં એક ચળકતી ચીજ આવી. એને પ્રથમ તો લાગ્યું કે આ સોનાની લગડી હશે પણ સાફ કરતાં જણાયું કે એ તો આદિજમાનામાં ફેનીસીયન પહેરતા એ જાતનું એક જાદુઈ લોકીટ હતું, એની એક બાજુ લખાણ હતું જે કોઈ કળી શક્યું નહીં ને બીજી બાજુ લાખના સીલ નીચે, મનુષ્યવાળનો એક ગુચ્છો હતો. એના બહારના ઢાંકણ પર આકૃતિઓ હતી જે મેમોનિક પ્રતીક તરીકે મોચ ઓળખી શક્યો.
મોચે એના એક મિત્રને ત્યાં જઈ પારિકનની આ શોધ તપાસી જોઈ ત્યાં તો પારિકનને બીજી એક પૌરાણિક

ચીજ હાથ લાગી. એ હતો એક લીસો કાળો પથ્થર. એના પર અક્ષરો કોતરેલા હતા ને એ અક્ષર આકૃતિઓ સોનાથી પૂરેલી હતી. જ્યારે આ સમાચાર મોચને કાને પહોંચ્યા ત્યારે એક જિજ્ઞાસુ ઇતિહાસકાર અને ભૂસ્તરશાસ્ત્રી તરીકે એણે જાતે આ વિસ્તાર નિરખવાનું નક્કી કર્યું.

એણે ખાનગી શોધખોળ આદરી ત્યાં તો એક અતિ રસપ્રદ અવશેષ એની નજરે ચડ્યું. એ હતી હજાર ફૂટ ઊંચા ચાર ફૂટ પહોળા એક એકલવડિયા પર્વતની ટોચના ખડકમાં કંડારેલી શબવાહિની આકારની એક કબર. પોતાના ખાણિયા મિત્રની મદદથી એણે એ કબર પરનું સોનેરી શિલાલેખવાળું પથ્થરનું ઢાંકણ ઊઘાડ્યું તો એમાં માણેક, હીરા ને અન્ય સુવર્ણાલંકાર વચ્ચે વેરાયેલાં માનવઅસ્થિ હાથ લાગ્યાં. પેલા લેખને તો એ કળી શક્યો નહીં પણ આ બધાં કીમતી અવશેષો ટ્રાન્સવાલની સરકાર જપ્ત કરે એ હેતુસર એણે એક મિત્રને ત્યાં છાનામાનાં મોકલી આપ્યાં.

એને હવે પાકી ખાત્રી થઈ કે દક્ષિણ આફ્રિકામાં આજ દિન સુધી થયેલી શોધમાં સૌથી મહત્ત્વની શોધ પ્રતિ એ ડગ માંડી રહ્યો હતો અને ત્યારથી પેલા કબરમાંના રત્નનું મૂળ હાથ કરવા લાગી ગયો.

આજુ બાજુના ડ્રેકન્સબર્ગ પર્વતોમાં ખોદાખોદ કરતાં એને માલૂમ પડ્યું કે આ વિસ્તારમાં જમાનાઓ પહેલાં એક સુસંસ્કૃત પુરાણપ્રજા રહેતી હતી જેમણે આ ગુફાઓને હંગામી નિવાસ તરીકે સ્વીકારી હશે.

એના હાથમાં આવી આફ્રિકાના લોકોને સાવ અજાણ એવાં હથિયારોવાળી મૂર્તિઓ ને માનવાકૃતિઓ. એની નજરે પડી એક સાંકેતિક લિપિ જે પાકી ઇજિપ્શિયન કે ફોનીશિયન મૂળની હતી. અને આ શોધખોળમાં એ મચ્યો હતો ત્યારે એને કાને પડી, શોના ટોળકીના સુવર્ણ પર્વતની કહાણી.

સૌ પ્રથમ તો આ વખતે એણે એ હિસાબે અવગણી કે આફ્રિકનોની ટેવ મુજબ આ એક ભારે ગપગોળો હશે. પણ એને પેલો નાગ કરડ્યો તે અગાઉ બે વરસે, એક દિવસ એ દ કાપના ખાણકેન્દ્રમાં હતો ત્યારે એક વૃદ્ધ આદિવાસીને એણે જોયો. એ આવ્યો હતો શુદ્ધ સો ટચની સોનાની છ લગડીઓ વેચવા ને એમાંથી પ્રાપ્ત થયેલ નાણામાંથી જરૂરી ચીજ-વસ્તુ ને છરી ખરીદવા.

મોચના મિત્ર બર્ને આ વૃદ્ધ જંગલવાસીને બતાવતાં કહ્યું, 'તારે ભાઈબંધી કરવા જેવો આ માણસ છે. એનું મૂળ નામ છે મસિંગા પણ બધાં એને જોન કહે છે. રોડેશિયાની શોના ટોળકીનો એ વયોવૃદ્ધ સભ્ય છે. આમ તો એ શુદ્ધ શોના નથી પણ એની જાત મૃતપ્રાય થયેલી છે. શોના લોકોએ એને દત્તક લીધેલો હતો. આ પર્વત વિસ્તારમાં ક્યાંક સુવર્ણ-ભંડાર છે ને એની માહિતી આ દુનિયા પર કોઈ એક જણને હોય તો તે આ મસિંગાને.'

મોચ હસ્યો. એણે આવી વાતો બીજા વિસ્તારોમાંય સાંભળેલી છતાં એણે વિચાર્યું : 'વાત સાવ સહેલી છે. લપાતા છૂપાતા આ ડોસા પાછળ જવાનું ને એના ભંડારની કેડી પકડી પાડવાની. એ કેમ કોઈ કરતું નથી?'

ટાણો મારતાં બર્ને કહ્યું, 'ત્યારે તું જ એ કરી જો ને એટલે સમજાણ પડશે! ઘણાએ એ કરી જોયું પણ ભાગ્યે જ કોઈ જીવતું પાછું ફર્યું છે. ત્યાં નથી પાણી, નથી કેડી, ને નથી ખોરાક. ત્યાં છે માત્ર સાપ ને સિંહ, ક્ષણમાં યમસદન પહોંચાડે તેવા વીંછી અને અન્ય ઝેરી પ્રાણીઓ.'

વાત પડતી મૂકી, મોચ પહોંચી ગયો જ્યાં મસિંગા એના સોનાનો સોદો કરતો હતો ત્યાં, અને કુતૂહલતાથી અમસ્થો પકડતો હોય તેવો દેખાવ કરી એણે એક લગડી નીરખી જોઈ તો ખાત્રી થઈ કે આ ખાણમાંથી હાથ લાગેલું સોનું ન હોય. આ તો ક્યાંક સંગ્રહાયેલ સુવર્ણ છે.

મોચને ખાત્રી થઈ કે બર્નનું કહેવું સાવ સાચું છે. આ ડોસો એક એવા સુવર્ણભંડારની જાણમાં છે જેમાંથી એને ખપ પૂરતું એ લઈ આવી શકે છે.

એનો સંપૂર્ણ પીછો પકડવાના નિશ્ચય સહ એ એની

પૂંઠે વળતે દિવસે પડ્યો. ને બે દિવસ સુધી એની છાયારૂપ ભટક્યો પણ ત્રીજી સાંજે પર્વતોના એક દૂરના હિસ્સામાં મસિંગો ક્યાં ગયો તેની એને ભાળ જડી નહીં.

મોચ બીન્યો નહીં. એની પાસેનું પાણી ખૂટી જવા આવ્યું હતું છતાં રાત્રિ ત્યાં ગાળી, વળતી સવારે પાંસેના ત્રણ હજાર ફૂટ ઊંચા શિખર પર એ ચઢ્યો ને ચારેકોર નજર ફેંકી તો એને માલૂમ પડ્યું કે એ સારોય વિસ્તાર સાવ નિર્જન અને સૂકો ભઠ હતો. ઉપરાંત એ બિહામણો, અને ખાવા ધાય એવો લાગતો હતો. એની વિશેષ ખાત્રી એને વળતાંની મુસાફરીમાં થઈ. રસ્તામાં એની અડફેટે તરસ કે સર્પદંશથી રામ-શરણ થયેલાં ત્રણ માનવશબ ચઢ્યાં. મહાપરાણે મોચ છાવણી ભેગો થયો. ને બીજી મુસાફરી માટે અતિ કાળજીપૂર્વક તૈયારીઓ કરવા લાગ્યો.

પેલો વૃદ્ધ દર છ માસે એક વખત શહેરમાં આવતો એટલે એ ફરી દેખાયો ત્યારે મોચ તૈયાર જ હતો. આ વખતે એ સાત માઈલ સુધી પર્વતમાં એની પાછળ પાછળ ગયો પણ પુનઃ એ નિષ્ફળ ગયો. ઘેર આવી બર્નને એણે કહ્યું, 'આ તો માન્યામાં ન આવે એવું છે. એ વૃદ્ધ મારાથી ભાગ્યે બસો વાર આગળ હશે. એક નાની ટેકરીએ ચઢ્યો અને ગાયબ થઈ ગયો. હું એની પાછળ પાછળ ગયો ને ચારેય બાજુ ઢૂંઢી વળ્યો પણ ન હાથ લાગી કોઈ ગુફા કે ન હાથ લાગ્યો એ ડોસો.'

છતાં કૃતનિશ્ચયી એવો મોચ ફરીના છ માસ પછી પેલા ડોસા પાછળ લાગ્યો. પણ પેલો નાગ કરડ્યો ત્યારે એના સાહસનો અંત આવ્યો ને જે માણસનો પીછો એણે પકડ્યો હતો તેણે જ એની સારવાર કરી એને પુનર્જીવન બક્ષ્યું.

મોચ જુવાન, દેખાવડો ને ગમી જાય તેવો હતો. તેમાં વળી એણે આ યોના ટોળીનાં સંસ્કૃતિ ને રીતરિવાજોમાં ઊંડો રસ દાખવ્યો એટલે એ લોકોએ એને પોતાની ટોળીમાં અપનાવી લીધો. મસિંગા સાથે ભળવાની એને પૂરી તક પ્રાપ્ત થઈ. પણ હવે મોચનું દિલ મસિંગાની પાછળ પાછળ છાના-માના જવા ના પાડતું હતું. એને થતું 'મસિંગા આદિવાસી હોય તો પણ એ મારો તારણહાર છે. મારી જિંદગી એણે બચાવી છે. એનાથી છૂપું કશું મારાથી થાય નહીં. હું તો કદાચ એને એમ જણાવી શકું કે એની ટોળીના સોનાના વેચાણ-દલાલ તરીકે કામ કરવા હું તૈયાર છું. અને એ કમીશન મારે માટે પૂરતું થાય.'

મોચ એનો પીછો પકડતો હતો એની મસિંગાને જાણ હતી કે કેમ એ તો ભગવાન જાણે. કદીય એ વાતનો ઉલ્લેખ મોચને કે બીજા કોઈને મોઢે કર્યો નથી પણ એ બન્ને ગાઢ દોસ્તો બની ગયા ને જર્મની ને અન્ય યુરોપીય દેશોની મહત્તાની વાતો સાંભળતાં મસિંગા કદી થાકતો નહીં.

મોચને આ ટોળી સાથે વસ્યાં દસેક મહિના થયા હશે તે પછી એક દિવસ મસિંગાએ મોચને જણાવ્યું, 'આ પર્વતોમાં અનેક રહસ્યો છૂપાયેલાં પડ્યાં છે. વરસો પહેલાં એક દિવસ હું પર્વતોમાં ઘૂમતો હતો ત્યાં એક ગુફામાં મેં ઘણાં હાડકાં—ઘણી વ્યક્તિઓનાં હાડકાં—બંદૂકો અને બીજી ચીજો જોઈ. એ ક્યાંથી આવી તે તો અમારામાંથી કોઈ કહી શક્યું નહીં પણ મારા પિતાજીએ જણાવ્યું કે વરસો પહેલાં ગોરા લોક અહીં આવેલા ને પછી એમનો પત્તો લાગેલો નહીં.

આ વાતચીત પછી થોડા દિવસે મસિંગો એક વખત મોચને પર્વતોમાં રખડવા લઈ ગયો. ત્યાં પંદરસો ફૂટ ઊંચા ચઢી એ એને ખીણમાંથી ન દેખાય તેવી એક ગુફા ભણી દોરી ગયો.

ગુફાના પ્રવેશદ્વારે જ મોચે નવ હાડપિંજર જોયાં. એમના પરનાં કપડાના અવશેષ પણ હજુ સાબૂત હતા. જૂના જમાનાની બકુનાળવાળી બંદૂકો અને ખવાઈ જવા આવેલી પાણીની બોટલ્સ, એ અસ્થિ આજુબાજુ વેરવિખેર પડી હતી. પાસે જ બકરાના ચામડામાં વીંટાળેલ એક ચર્મપત્ર હતું. જેવો એ એને અડક્યો તેવું જ રજોટીયમ બની ગયું.

મોચ જેવો ગુફાની ભીતર તપાસવા ગયો તેવો જ એક સાપ તેના પગ આગળથી સરકયો. એક હાથે રિવૉલ્વર ખેંચી એણે બીજાથી પેલા સાપને લાકડી મારી ત્યા એ સહેજ પાછો હઠયો ને એના પગ નીચે કશુંક ચળકવા–ચમકવા લાગ્યું.

સાપને એક ગોળીથી પૂરો કરી એ પગ નીચેની પેલી ચમકતી ચીજને જોવા ઘૂંટણિયે પડ્યો તો બે ફૂટ લાંબો, અઢાર ઇંચ પહોળો ને બે ફૂટ ઊંડો ખાડો એણે એ રેતાળ ભોંયતળિયામાં જોયો. અને એ ખાડામાં ભરેલા પડ્યા હતા અસંખ્ય હીરા, માણેક, નીલમ અને સોનાની લગડીઓ.

મસિંગાની સહાયથી લેવાય તેટલો રત્નભંડાર લઈ તે નિવાસસ્થાને પહોંચ્યો અને મસિંગા તથા ટોળીના વડાને તેણે એ ત્રણ ભાગે હિસ્સા પાડવા જણાવ્યું.

ટોળી–આગેવાને તેને વેચવાની સૂચના કરી એટલે એ વેચી આવ્યો ત્યારે એને પાંચ હજાર પાઉન્ડ ઉપરાંતની રકમ મળી જે તેણે પેલા લોકો સાથે વહેંચી લીધી. આ બનાવ પછી એકાદેય માસ નહીં વીત્યો હોય ને બંને જોડીદારો એક દિવસ પર્વતોમાં રખડતા હતા ત્યાં કશાય વાતવિચાર કે ઇશારા સિવાય મસિંગો મોચને એક સાંકડી કેડી પર લઈ ચાલ્યો ને પર્વતની તળેટીએ પહોંચી એને એક સીધા ઊંડા કોતરમાં દોરી ગયો. સાવચેતીથી એ આગળ વધવા લાગ્યા ત્યાં જ મોચને સમજ પડી ગઈ કે એ ખજાનાની ખાણ ભણી ડગ માંડી રહ્યો છે. ખડક ને જમીનની જાત જોવા એ નીચો નમ્યો, એનાથી પચાસ વાર આગળ મસિંગો ટેકરી ચઢતો હતો ત્યાં તો મોચના હૃદયમાં હરખ માતો નહોતો. એક આખોય પર્વત નર્યું સોનું જ હતો—ખાસ્સો સુવર્ણટેકરો !

મસિંગો આગળ ચઢતો હતો તે એક છજા ઘાટના ખડકે અટક્યો. આ ખડકની બીજી બાજુએ સીધું બે હજાર ફૂટ ઊંડું ઉતરાણ હતું. અચાનક એ પર્વત રૂપી દિવાલમાં એક બાકોરું આવ્યું ને મોચ મસિંગાની નજદીક પહોંચ્યો ત્યાં તો એણે જોયું તો મસિંગો એક મોટી બખોલના મુખ પાસે ઊભો હતો. એને પાસે આવેલો જોઈ મસિંગાએ ચલાવ્યું, 'મારા સદ્‌ગત થયેલા પૂર્વજોની આ ગુફા. મારે કોઈ અનુજ નથી કારણ મારી ટોળીનો અંતિમ-વંશજ હું છું. બાના મોચ, તમે મારી સાથે ભલમનસાઈથી વર્ત્યા છો એટલે હું આ ગુફા બતાવું છું. જરૂર હોય તેટલું તમે દરિયાપાર લઈ જઈ શકો છો.' મોચ ગુફામાં પ્રવેશ્યો તો એને સમજાયું કે પર્વતની ધાર ગુફાના પ્રવેશદ્વાર પર એવી છજાની જેમ તોળાઈ રહી હતી કે આ ખજાનાની જાણ ઉપર કે નીચેથી જોનાર કોઈનેય ન થાય. એ જડે માત્ર એને જ કે જેણે એને પહોંચવાનો ભૂલભુલામણો રસ્તો જોયો હોય.

નક્કર સોનાની લગડીઓથી ભરેલી આ ગુફા પર્વતમાં છસો વાર ઊંડી હતી, ત્રીસેક ફૂટ પહોળી હતી ને આઠ ફૂટ ઊંચી હતી. પાછળ જતાં એ સાંકડી ને નીચી બનતી જતી હતી.

આ ગુફામાં માત્ર ચારસો વાર અંદર જઈ શકાતું કારણ એથી આગળ તો આખી ગુફા ખીચોખીચ લગડીઓથી ભરેલી હતી !

આ લગડીઓ ને ઘુમટા આકારની આ ગુફાની પશ્ચિમ દિવાલ વચ્ચે થોડી જગા હતી પણ એમાંથી પસાર થવું મોચ માટે અશકય હતું. ત્યાંથી ગુફાના મુખ સુધી બંને બાજુ હજારો લગડીઓની હારની હાર ગોઠવેલી હતી, વચ્ચે માત્ર જગા હતી એક માણસ ઊભો ઊભો ફરી શકે તેટલી.

મોચે આ ગુફાની દિવાલો અને બહારનું ભૂતળ તપાસ્યું અને એ નિર્ણય પર આવ્યો કે સોનાનો ભંડાર કરવા આ પર્વતને કોચ્યો હશે ! આમ એના હાથમાં દુનિયાની સર્વશ્રેષ્ઠ સુવર્ણખાણ આવી પડી હતી !

પણ વિચાર કરતાં મોચને સમજાયું કે હજુ તો આમાં ઠીકઠીક મુશ્કેલીઓ પાર કરવાની હતી. એક તો પર્વતની ચોક્કસ જગા. એનું સ્પષ્ટ સ્થાન-એણે બરાબર નોંધી લેવાનું હતું. વળી જો આ જગા સરકારી નીકળશે તો તો એને એ ખોદવાની પરવાનગી હરગીજ

નહીં મળે. તેમાં વળી જો આ મોઝામ્બીક સરહદ પર નીકળશે તો પાછી પોર્ટુગલ સરકાર ભાગ માગશે. વિકલ્પે જો એ આખો પર્વત રજિસ્ટર કરાવવા મથશે ને આવા મોટા ખજાનાની ટ્રાન્સવાલની સરકારને જાણ થશે તો એય પરવાનો રદ બાતલ કરશે.
વિશેષ વિચારતાં એને એ પણ લાગ્યું કે એને મોટી મૂડીની જરૂર પડશે ને એ મૂડી પાછળ જર્મન સરકારનું પીઠબળ હશે તો અહીંની બોઅર સરકાર ઠીક પ્રભાવિત થશે.
મૉચને એક વાતની તો ખાત્રી હતી કે મસિંગો આમાંનું કશું કોઈનેય કહેશે નહીં ને એસી વરસ જેમ આને પોતાના પેટમાં સમાવ્યું તેમ થોડો વધુ વખત પણ રાખશે. એટલે એણે વેળાસર જર્મની પહોંચી, ત્યાંના વગદાર માણસોને આ શોધની વાત કાને નાખી, જર્મન સરકારને વિશ્વાસમા લેવાનું વિચાર્યું જેથી મુશ્કેલીના સમયમાં એ એની વહારે ધાઈ શકે. અને આ શોધના પુરાવા તરીકે આમાંની થોડીક જર્મની લઈ જવી.
પાછા ફરતાં એ રસ્તાની ગરમી અને મેલેરિયાના હુમલાથી કેટલીય વખત બેભાન થઈ ગયો ને પેલા ટોળીનિવાસે પહોંચી ત્રણ અઠવાડિયાં બેભાનાવસ્થામાં ખાટલાવશ રહ્યો.
જ્યારે એ ભાનમાં આવ્યો ત્યારે એણે પોતાની પથારી પાસે બેસી, એના કપાળનો પરસેવો ભીના કપડાથી લુછતા બે આદિવાસી આગેવાન જોયા. એને સભાન જોતાં જ એ બોલી ઊઠ્યા, " બાના, તમારો દોસ્ત મસિંગા મરણશરણ થયો છે. '
આ શબ્દો કાને અથડાતાં તેણે પોતાની સમગ્ર બુદ્ધિશક્તિ એકત્રિત કરી પૂછ્યું, 'હેં !—મસિંગા મરણ...? ' વાક્ય પૂરું કરવા એણે ઘણોય પ્રયત્ન કર્યો પણ શબ્દો એના ગળામાં જ ચોંટી રહ્યા ?
' દ કાપથી એ પાછો ફરતો હતો ત્યારે એનું ખૂન થયું. ' વિશેષ માહિતી આપતાં પેલા આદિવાસીએ ' અમારા ઢોર ખરીદવા એ પૈસા-લઈ આવતો હતો ત્યાં ચોર એને ઘેરી વળ્યા ને ખતમ કર્યો. '
ધીરે ધીરે કરીને મૉચને આખી વાતની કડીઓ મળી. એ તાવથી ફફડતો હતો ત્યારે મસિંગા એની છ માસિક મુસાફરીએ સોનું વેચવા ગયેલો. સપ્તાહભર એ પાછો ન ફર્યો એટલે ટોળીના જુવાન ગેહાઓ એની તલાશમાં ઊપડ્યા તો દ કાપથી બે માઈલ દૂર એક કોતરમાં ધડથી વેગળું પડેલું એનું શબ હાથ લાગ્યું હતું. આ વિસ્તારમાં એ સમયે ખૂન સામાન્ય બિના હતી કે આનો ખૂની કોણ એ કળવું જ મુશ્કેલ હતું.
એવામાં ટોળીનો વડો મૉચ પાસે આવી હૃદય ઠાલવવા લાગ્યો : ' મસિંગાએ એના છૂપા ખજાનાની ભાળ અમને આપી નથી. બાનાને કદાચ બતાવ્યું હશે !'
જવાબ મેળવવા આતુરકર્ણે પેલો વડો રાહ જોતો હતો ત્યા મૉચે આખી વાતની યોગ્યાયોગ્યતા મનમાં ઊથલાવી જોઈ જણાવ્યું, ' ના, ના, મસિંગાએ મનેય કશું રહસ્ય બતાવ્યું નથી ! '
એના મનમાં વિચારસાંકળ ગબડતી જ રહી. આ રહસ્યના જાણકાર અમે બે જ લાગીએ છીએ. જો એ રહસ્ય આ ટોળીને હાથ જાય તો એ છતું થઈ જવાનો પૂરો સંભવ એટલે જર્મની જઈ આની ત્યાંની સહાયની ખાત્રી કર્યા પછી સ્ફોટ કરવો સલામતીભર્યું લેખાય.
થોડા દિવસ પછી જરા આરામ થતાં એ દ કાપ પહોંચ્યો. ત્યાં એણે આ અંગે આછી નોંધ કરી એ પોતાના મિત્ર બર્નને સોંપી અને જર્મની જતા વહાણ પર ચડી બેઠો. રસ્તામાં એ ભયંકર મેલેરિયામાં સપડાઈ ગયો. પણ બર્લિન પહોંચતાં એને કળ વળી ગઈ. ત્યાં આવતાં જ સમય બગાડ્યા સિવાય એણે કેટલાક અમલદારોનો સંપર્ક સાધ્યો અને ચોક્કસ સ્થાન નિર્દેશ કર્યા સિવાય એણે એમને એટલા ઉત્સુક બનાવ્યા કે જર્મનીના મહાન કૈઝરે એને અંગત મુલાકાત માટે તેડું મોકલ્યું.
મૉચની ખુશીનો પાર ન રહ્યો. એને ખાત્રી થઈ કે



એને શાહી સહાય મળવાની. કૈઝરને ખાત્રી થાય એટલા માટે એ પાંચ લગડી સાથે લાવ્યો હતો તે એણે ભેટ ધરવા વિચાર્યું. મોચને પોતાને પૈસાની એટલી પડી નહોતી. જેટલી ઇતિહાસ ને ભૂસ્તરશાત્રના સંશોધનની લગની હતી.

કૈઝરને મળવાની આગલી સાંજે એની બાએ જોયું તો મોચ પરસેવાથી રેબઝેબ થઈ ગયો હતો. જર્મનીની ગ્રીષ્મ ઋતુની ગરમીમાં એનો કાળજ્વર એના પર સવાર થઈ ગયો હતો !

એના પુત્રે ભાન ગુમાવ્યું છે એ જાણતી નહીં હોવાથી માતા પુત્રને એકલો મૂકી ડૉક્ટરને બોલાવવા દોડી. ડૉક્ટરને બોલાવી એ પાછી ફરી તે પહેલાં ઘેર શું બન્યું એ તો સામાન્ય અનુમાનનો વિષય છે. લવરી કરતો, ભાન ભૂલેલો મોચ પથારીમાંથી ઊઠી ચાલવા લાગ્યો. ને સીધો પહેલા માળની બારીએથી બહાર પગ દેવા જતાં ઊંધા મસ્તકે શેરીમાં પડ્યો. કોઈએ એને પડતાં જોયેલો નહીં પણ અર્ધા કલાકે મા પાછી ફરી ત્યારે એણે પોતાના પુત્રને પગથી પર લોચો થઈ પડેલો જોયો.

નાડી પકડતાં જ ડૉક્ટરે જાહેર કર્યું કે એનો જીવ ઊડી ગયો છે. નીચે પડતાં જ એની ડોક મરડાઈ ગઈ હતી !

એના મૃત્યુની ખબર મળતાં જ કૈઝરે એના ઉચ્ચ અમલદારોને મોચની સર્વ ચીજ વસ્તુઓ તપાસવા મોકલી આપ્યા. સુક્ષ્મદર્શક કાચથી એમણે એની તમામ મિલ્કત તપાસી જોઈ પણ પેલા સુવર્ણપર્વતના સ્થાનની કોઈ કડી એમને પ્રાપ્ત થઈ નહીં.

થોડા દિવસ પછી દ કાપ રહેતા મોચના મિત્ર બર્નને એના કરુણ મૃત્યુના સમાચાર મળ્યા પછી બે જર્મન ભૂસ્તરશાસ્ત્રી સરકારી હુકમાનુસાર એને મળ્યા ત્યારે એણે મોચની સઘળી નોંધો વગેરે એમની ખિદમતમાં પેશ કર્યાં. ઘણુંય મથામણ કરી છતાં બર્ન કે પેલી ટોળીમાંનો કોઈ આ લોકોને સુવર્ણટેકરે લઈ જઈ શક્યો નહીં.

આજેય મોચ ને માસિંગાનો આ સુવર્ણખજાનો ને સોનપર્વત માનવજાતને એક મહાન પડકારરૂપ અંધારિયા ખંડના રહસ્ય તરીકે, છુપાયેલ પડમાં છે.

આજુબાજુની શોધખોળમાં ઠેકઠેકાણે સુવર્ણરજ પ્રાપ્ત થઈ છે. તાજેતરનાં વર્ષોમાં તો સૌ અદ્યતન સાધન સામગ્રી સહિત વિજ્ઞાનીઓ આ પ્રદેશને ખૂંદી વળ્યા છે છતાંય એ જોડીના મૃત્યુ સાથે દટાયેલ એ ખજાનાની ભાળ પ્રાપ્ત થઈ નથી.

કદાચ એમ પણ લાગે કે આ લોકવાયકા હશે ! પણ મોચે કૈઝરને ભેટ ધરવા આણેલ સુવર્ણલગડીનો મૂળ ભેદ પ્રાપ્ત થયો નથી. એટલે માનવજાતને પડકારરૂપ રહસ્ય સાહસવાંચ્છુઓને આહ્વાહન દે છે.



રેસીંગ-કારોના જાણીતા સોવિયેત ડિઝાઈનર એલેકસી સ્મોલિને તાજેતરમાં એક અદ્ભુત ઊડતી ગાડી બનાવી છે, જે નદી નાળાં વગેરે વિઘ્નોને ઊડીને પાર કરે છે.

આ ગાડી આમ તો સામાન્ય મોટર જેવી છે અને તે રસ્તા પર દોડે છે. પરંતુ એ નદી, નાળું કે નાના ખાડા ટેકરા રસ્તામાં આવે તો તેના છાપરા પર એક હેલીકોપ્ટરના જેવું રોટર ગોઠવી તેની મદદથી ગાડીને ઉડાડી શકાય છે. આ હેલીકોપ્ટર રોટર ગોઠવતાં ફક્ત થોડીક મિનિટો લાગે છે અને નીચા ઉડ્ડયનો માટે તેને માટે મોટરના એન્જનનો પાવર પૂરતો છે.

સ્મોલિને ભૂસ્તરશાસ્ત્રીઓ માટે પણ એક નાનકડી ઊડતી મોટરનો નમૂનો તૈયાર કર્યો છે, જે રણ, જંગલો અને ટેકરાળ પ્રદેશમાં ઘણી ઉપયોગી બને છે.

ચુનીલાલ મડિયા

# સંસ્કારસ્થંભ વિષ્ણુભાઈ

ગુજરાતના સંસ્કારસ્થંભ સમા વિદ્વાન પ્રાધ્યાપક-વિવેચક શ્રી વિષ્ણુપ્રસાદ ત્રિવેદીની ગયે મહિને ષષ્ટિપૂર્તિ ઉજવાઈ એ બહુમાનના સાચા અધિકારીને બિરદાવતો આ લેખ છે...

એક વિદ્વાન અમેરિકન અધ્યાપક વિષે એમના મિત્રને મોઢેથી સાંભળવા મળેલું કે તેઓ તો ઘરમાં ટેલિવિઝન તો શું, રેડિયો સુદ્ધાં નથી રાખતા. 'એટલો બધો રેડિયોદ્વેષ શા માટે?' મેં પૂછેલું.

'અધ્યયનમાં ખલેલ થાય, તેથી.'

૧૯૫૫માં જાણીતા કવિ અને વિવેચક એલન ટેટ મુંબઈ આવેલા. એમણે વાતવાતમાં કહેલું કે અમારે ત્યાં કેટલાક અધ્યાપકો તો, દેશમાં પ્રમુખપદે કોણ છે એ જાણવાનીયે દરકાર કરતા નથી.

સ્ટિફન ઝ્વાએગ વિષે એમનાં આગલાં પત્નીએ લખેલી જીવનકથામાં જણાયું છે કે ઝ્વાએગ ઘરમાં અખબારોને પેસવા ન દેતા. પણ બેચાર દિવસ સુધી એક જ બેઠકે કલાકો સુધી લેખન–વાચન કરી પરવારીને પછી શેરીને નાકે રેસ્ટોરાંમાં જઈને અખબારો પર સામટી નજર નાખી આવતા.

આવા કિસ્સાઓમાંથી અભ્યાસીઓ અને સર્જકો વિષે જીવનના એકાંગીપણાની નહિ પણ એકોપાસનાની છાપ ઊઠે છે. ગયે મહિને ગુજરાતે હોશેહોંશે જેમનો ષષ્ટિપૂર્તિ ઉત્સવ ઉજવ્યો એ અધ્યાપક વિષ્ણુપ્રસાદ ર. ત્રિવેદી આવી એકોપાસનાની યાદ તાજી કરાવે છે. એક જ શહેરને પોતાની કર્મભૂમિ બનાવીને એક જ સ્થાન પર 'આસન સે મત ડોલ' જેવી અડગ વિદ્યોપાસના કરવી એ કાંઈ સહેલી વાત નથી. પણ જેને જ્ઞાનપ્રાપ્તિની લેહ લાગી એને માટે આ દુનિયામાં કશું જ દુષ્કર શાનું હોય?

નર્મદનગરી સુરતનો સામ્પ્રત ઇતિહાસ વિષ્ણુભાઈ સાથે આપોઆપ જ વણાઈ ગયો છે. સંસ્કારસેવના માણસો માટે તો સુરત અને વિષ્ણુભાઈ એકબીજાના પર્યાય જેવાં નામો બની ગયાં છે. અગાઉ આગ્રા શહેર સાથે સદ્‌ગત કાન્તિલાલ છગનલાલ પંડ્યાનું નામ આ રીતે જ જોડાઈ ગયેલું. લડાઈ પૂર્વે કલકત્તા યાદ કરનારને સત્વર ચાંપશી ઉદ્દેશીનું સ્મરણ થતું. અગાઉ પૂના જનારને પ્રોફેસર જે. પી. ત્રિવેદી અચૂક યાદ આવતા. અને આજે વાલજીભાઈ દેસાઈ યાદ આવે છે, એમ સુરત સાથે વિષ્ણુપ્રસાદ ત્રિવેદી ઓતપ્રોત થઈ ગયા છે. એકલદોકલ વ્યક્તિ વડે આખું શહેર ઓળખાય એમાં એ વ્યક્તિની સંસ્કારસાધના અને સુવાસની જ બલિહારી સમજવી.

એક રીતે જોઈએ તો, વિષ્ણુપ્રસાદભાઈ એટલે સુરતની એમ. ટી. બી. કૉલેજે ગુજરાતને ચરણે ધરેલું સંસ્કાર-પુષ્પ. વિષ્ણુભાઈએ કૉલેજનું ઘડતર કર્યું. એમ કૉલેજે પણ વિષ્ણુભાઈને ઘડ્યા એમ કહી શકાય. એ કૉલેજનું સંચાલન કરનારી વિદ્યાસંસ્થાના નિયમ અનુસાર આપણા આ તેજસ્વી અધ્યાપક ત્યાં આજીવન સભ્ય બની રહેલા, અને એ રીતે આજીવન અધ્યાપનવ્રતનો અંગીકાર કરેલો. પૂનાની ડેક્કન એજ્યુકેશન સોસાયટીમાં પણ આવી જ રસમ છે, અને મહર્ષિ ગોખલે જેવા ઘણાયે સરસ્વતીસેવકો અને મનીષીઓ આ પ્રકારની આજીવન સેવાપ્રથાની નીપજ છે એ એક સૂચક વિગત વિષ્ણુભાઈની સેવાઓના મૂલ્યાંકનમાં મહત્ત્વની ગણાશે. વિષ્ણુભાઈને, કૉલેજમાં ભણાવતાં ભણાવતાં ભણવાનો લહાવો મળ્યો હતો, કોઈ પણ પ્રામાણિક અધ્યાપક વિદ્યાર્થીઓને ભણાવવા દરમિયાન પોતે પણ વિદ્યા–અર્થી જ બની રહે. આચાર્ય આનંદશંકર જીવનની આખર સુધી આવા એક આદર્શ વિદ્યા–અર્થી બની રહેલા. વિષ્ણુભાઈની વિદ્યોપાસના પણ એ જ પ્રરની છે.

વિવેચન આમ તો એક પરોપજીવી જેવો વ્યવસાય છે પણ માણસમાં પોતામાં હીર હોય, પોતે આંતરિક શ્રી વડે સભર હોય અને નિષ્ઠા તથા ધીરજ હોય તો વિવેચનપ્રવૃત્તિમાં પણ સર્જકતાની- ગુણસમૃદ્ધિ લાવી

શકે, વિષ્ણુભાઈનાં વિવેચનમાં 'શ્રી' સભર છે. અને એ સમૃદ્ધિમાં બે બળોએ ફાળો આપ્યો જણાય છે. એક તો, એમની વિચારણા ભારતીય રસશાસ્ત્રમાં દૃઢમૂલ થઈ છે, એ. અને બીજું તે પશ્ચિમનાં પ્રશિષ્ટ ગ્રંથોનું અને રસમીમાંસાનું પરિશીલન. આ વિદ્વાનની વિદ્યોપાસના કેવળ પૂર્વાભિમુખ રહી હોત તો એમાં આટલી સમૃદ્ધિ અને સમતુલા કદાચ ન આવત. વિષ્ણુભાઈ અંગ્રેજીના અધ્યાપક હતા એ હકીકત આજે કેટલાક સાહિત્યરસિકો જાણતા નહિ હોય. તેથી જ કદાચ એમના સાક્ષરજીવનમાં એકોપાસનાનો ગુણ હોવા છતાં એકાંગીપણું કે કૂપમંડુકતા નથી પ્રવેશ્યાં. સન્માનનો ઉત્તર આપતાં એમણે શિક્ષણની બોધભાષા તરીકે માતૃભાષાની હિમાયત કરતી વેળા એકાદી યુરોપી ભાષાના જ્ઞાન વિના નહિ ચાલે એમ આગ્રહપૂર્વક જાહેરાત કરી છે એ બહુ સૂચક બની રહે છે. સરસ્વતીના ઉપાસકને કશાની આભડછેટ ન પોસાય. જ્ઞાનના ગરજુએ તો પોતાનાં આંખ–કાન—અંતરનાં પણ સદૈવ ને સઘળી દિશાઓમાં ખુલ્લાં રાખવાં રહ્યાં.

વિષ્ણુભાઈની ત્રણ તપ જેટલી પ્રબળ સાહિત્યસાધનામાં એમની દૃષ્ટિ અને સૃષ્ટિની એક સુરેખ ઉત્ક્રાન્તિ પણ એક અભ્યાસયોગ્ય વિષય બની રહે છે. આરંભની કૌતુકરાગી દૃષ્ટિ ધીમે ધીમે સૌષ્ઠવપ્રેમી બનતી સુરેખ કળાય છે. ત્રણ દાયકાની નીરક્ષીરપરીક્ષણની ઉગ્ર રિયાઝનાં સુભગ ફળ સરસ્વતીચન્દ્ર વિષેનાં એમનાં તાજેતરનાં યુનિવર્સીટી–વ્યાખ્યાનોમાં જોવા મળે છે. એ વ્યાખ્યાનોના પરિણામે ગોવર્ધનરામ પણ એક મનસપુત્રની પ્રાપ્તિ જેટલો આનંદ અનુભવી રહે એવી એ વિવેચનોની પારગામિતા છે.

સૂરતના મેળાવડામાં એક વક્તાએ વિષ્ણુભાઈને સંસ્કારસ્થંભ કહીને શિક્ષણપ્રવૃત્તિની ઉચ્ચ પ્રતિષ્ઠા કરી આપી છે. ભલે કૉલેજના અધ્યાપક પણ શિક્ષક તો ખરા જ. અને ગુજરાત જેવા વાણિજ્યોપાસક મુલકમાં શિક્ષક એટલે તો પંતુજી, કે બહુબહુ તો માસ્તર, કે મહેતાજી. પણ આ જ ગુજરાતના સદ્‌ભાગ્યે, મહેતાજી શબ્દ 'મહત્તમ'માંથી આવ્યો છે. અને આપણે સદ્‌ભાગ્યે આ ભૂમિમાં દુર્ગારામ, ગાંધીજી અને આનંદશંકર જેવી મહત્તમ વિભૂતિઓ મહેતાજી બનીને પ્રજાનું સંસ્કારસીંચન કરી ગઈ છે. વિષ્ણુભાઈનું સ્થાન આવા મહત્તમ મહેતાજીઓની હરોળમાં છે. એમ ન હોય તો આજે ગુજરાતભરમાં એમનું અભિવાદન કરવાની એક સ્વયંભૂ સ્ફુરણા જાગી ન હોત.

આદર્શ શિક્ષકોનું કામ આંબા વાવવા જેવું હોય છે. એ વાવણીની તત્કાલ લણણી ન થઈ શકે. એ તો એકાદ બે પેઢી પછી જ જવાબ દે. અને ત્યારે પેલો રોપણી કરનાર માળી એ પરિપાક નિહાળવા હાજર ન પણ હોય. આપણા સદ્‌ભાગ્યે વિષ્ણુભાઈ પોતાના સુશિષ્યોની બીજી પેઢી તો નજરે નિહાળી રહ્યા છે. એ વિશાળ શિષ્યવૃંદમાંથી ઘણાએ તો સારા સર્જકો અને વિવેચકો તરીકે પણ નામ કાઢ્યું છે. એ સિદ્ધિઓ નિહાળીને વિષ્ણુભાઈને કૃત્યકૃત્યતા સાથે મગરૂરી અનુભવવાનો પણ અધિકાર છે.

પણ આજે ષષ્ઠિપૂર્તિના ઉજમાળા અવસરે ગુજરાતભરમાં ફેલાયેલી આ નિષ્ઠાવાન અધ્યાપકની સુવાસનો અનુભવ થતાં, સહેજે અચરજ અનુભવાય છે : વિષ્ણુભાઈ માત્ર શિક્ષક નથી, શિક્ષણ કે અધ્યાપન–પ્રવૃત્તિ વડે માણસ પ્રજાજીવનમાં આટલે ઊંડે સુધી મૂળિયાં નાખી શકે ? અને જો એમ થઈ શકતું હોય, તો સમાજમાં શિક્ષકની કામગીરી તો કેવી ઇર્ષ્યાપાત્ર ગણાય ! શિક્ષણકાર્ય વડે સમાજના સંસ્કારસ્થંભ બની રહેવાની સાધના મૂલ્યવાન ગણાય. રાજપુરુષો જે કીર્તિ અને આદરસત્કાર માટે આકાશપાતાળ એક કરતા હોય છે એ વસ્તુઓનો અનુભવ વિષ્ણુભાઈ જેવા મનીષી 'કોઈક વિષ્ણુપ્રસાદ નામના માણસનો આ ઉત્સવ નિહાળવા તટસ્થભાવે જાઉં છું.' એ ઢબે કરી શકે એ ઘટના સમાજને યોગ્ય મૂલ્યોની ઘણીવણી સમજ આપી જાય એવી છે.

વિશ્વયુદ્ધ વેળા ઑક્સફર્ડ યુનિવર્સિટીના પ્રાંગણમાં પ્રોફેસર ગિલ્બર્ટ મરે ટહેલી રહ્યા હતા ત્યારે કોઈએ એમને પૂછેલું : 'આજે આખી સંસ્કૃતિનું અસ્તિત્વ

નવનીત સેવક

# ડીસ્પોઝલનું પાટલૂન

પરદેશનો એવો કેટલોય 'આકર્ષક' અને દેખાવમાં માલ આપણે ખરીદીએ છીએ. એ વખતે એ વિચાર પણ નથી કરતાં કે આ સસ્તો છે તેટલો જ મોંઘો પડશે. ત્યાંથી નકામા ગણાઈને કાઢી નાખેલો માલ આપણે મોજ-શોખનાં વાપરીએ તેના એક ગરમ પાટલૂનની આ રસકહાણી છે...

'આ વખતે તો તમે એક ગરમ પાટલૂન લાવો જ !' એમણે કહ્યું.

આપણા સંસારના ગ્રામોફોનમાં આ 'લાવો, લાવો'ની રેકર્ડ કાયમ વાગ્યા કરતી હોય છે, એટલે મેં એ તરફ જરાય ધ્યાન ન દીધું. શ્રીમતીજી જરા ગુસ્સે થઈને બોલ્યાં, 'મેં શું કહ્યું ?'

'પાટલૂન લાવો.' મેં કહ્યું.

'ના, એમ નહીં, ગરમ પાટલૂન લાવો.' એમણે સુધાર્યું.

'પણ લાવું કેવી રીતે ? ગાંધી, મોદી, દૂધવાળો, ભાડા-વાળો, એ બધા સવારથી સાંજ સુધી 'લાવો લાવો' કરે છે ત્યાં હું ગરમ પાટલૂન કેવી રીતે લાવું ?'

'અરે એ તો બધા બૂમો પાડતા રહેશે. શરીરની સંભાળ તો રાખવી જોઈએ ને ? જાત હશે તો બધું જ છે.' એમણે પાઠ શીખવાડ્યો.

મને શ્રીમતીજીની વાત સાચી લાગી. 'ऋणं कृत्वा घृतं पीबेत्' એમ આપણા વડીલો કહી ગયા છે. અલબત્ત, આપણે એમના કથનને યથાશક્તિ અનુસરીને દેવું કરીનેય વેજીટેબલ ઘી આરોગીએ છીએ. એટલે કળિયુગમાં માગતાવાળાઓને માગતા જ રહેવા દઈને ગરમ પાટલૂન લાવવામાં મને વધુ વાંધો ના દેખાયો.

આપણે ત્યાં ગરમ પાટલૂન સીવડાવીને પહેરનારની સંખ્યા ઓછી રહે છે. મેં શ્રીમતીજી પાસે શંકા વ્યક્ત કરતાં કહ્યું, 'પણ ગરમ પાટલૂન ઓછામાં ઓછું ત્રીસેક રૂપિયાનું તો પડશે જ. હવે એટલા બધા...'

'તે નવું લાવવાની શી જરૂર છે ? આપણા માસા લાવ્યા છે એવું જ લાવો ને !' એ બોલ્યાં.

'એ તો ડીસ્પોઝલનું પાટલૂન લાવ્યા છે !' મેં કહ્યું. 'માસા જ્યારે 'એટેન્શન'માં હોય છે ત્યારે પાટલૂન 'સ્ટેન્ડ એટ ઈઝ'માં હોય છે ! સાવ કોથળા જેવું લાગે છે.'

પણ મારો વાંધો એમણે ગણકાર્યો નહિ. 'એ તો જોઈને લાવીએ એટલે એવું ન થાય.'

અને એમ અમે ડીસ્પોઝલનું પાટલૂન લાવ્યા.

ડીસ્પોઝલનાં આ કપડાં કહે છે કે અમેરિકાથી અહીં આવે છે. ત્યાં એ કપડાં ઊતરી જાય છે એટલે એમની આપણા દેશમાં આયાત કરવામાં આવે છે અને બજારમાં મૂકવામાં આવે છે. અલબત્ત, એ જૂનાં કપડાં પણ અહીં તો ફેશનમાં જ ગણાય છે. એકાદ ઊતરી ગયેલું પાટલૂન કે એકાદ સાંધાવાળો કોટ લેતાં પહેલાંય આપણે હજારવાર વિચાર કરવો પડે છે.

મેં લાંબી વિચારણાને અંતે જે પાટલૂન ખરીદ્યું એ લેતી વખતે મૂળ ધ્યાન રાખ્યું હતું. માસાનું પાટલૂન એમના કદ કરતાં મોટું હતું જ્યારે મારું પાટલૂન જરા નાનું નીકળ્યું. એટલે થયું એવું કે હું ગમે તે પોઝીશનમાં ઊભો હોઉં પણ પાટલૂન તો કાયમ 'એટેન્શન'ની સ્થિતિમાં જ રહેતું.

પણ એટલુંય નસીબમાં ક્યાંથી એમ માનીને મેં

---

ખતરામાં છે ત્યારે તમે રણમોરચે લડવા જવાને બદલે અહીં રહેલા છો ?'

...ત્યારે એ અધ્યાપકે કહેલું કે 'તમે જે સંસ્કૃતિની રક્ષા ખાતર લડી રહ્યા છો એ સંસ્કૃતિ ખુદ હું જ છું.' વિષ્ણુભાઈ જેવા અધ્યાપકો આપણાં સંસ્કૃતિ-પ્રતીકો છે. અને એ અમૂલ્ય રાચ છે. તેથી જ, એમની ષષ્ઠિ-પૂર્તિની પર્વણી વેળા તેઓ શતાયુ બની રહે એવી અભ્યર્થના કરીએ.







સંતોષથી એને પહેરવા માંડયું.

ગરમ પાટલૂનમાં એક દુ:ખ હતું. એને ઘેર ધોવા જતાં ફાટી જવાની બીક હતી એટલે ધોબીને આપવું પડતું ને એકવારની ધોલાઈ નો ચાર્જ દોઢ રૂપિયો પડતો. મેં એકાદ મહિનો પાટલૂન પહેર્યું ને પછી એ ધોવા આપ્યું, પણ ધોબીને ત્યાંથી આવેલું પાટલૂન તો લખપતિ શેઠના છોકરા જેવું, એટલે કે ફાટીને ધૂમાડે પહોંચી ગયા જેવું બની ગયું હોય એમ લાગ્યું.

એને પહેરીને ઓફિસે જવું કે ન જવું એના વિચારમાં હું પડયો.

આપણા જીવનમાં દગો દેવાના પ્રસંગો ઘણા બને છે. પ્રિયતમા પ્રેમીને દગો દેતી દેખાય છે, મતદારો ચૂંટણીના ઉમેદવારોને દગો દેવાની વાતો જાણવા મળે છે, રસ્તામાં ઘણીવાર સાયકલ એના સવારને દગો દેતી નજરે ચડે છે ને નેતાઓ પ્રજાને કે પ્રજા નેતાઓને દગો આપે છે. આજના જમાનામાં દગો દેવાની વાત જરાય નવાઈ નથી પમાડતી.

આ બધાય દગાઓ દુ:ખ પમાડે છે, પણ જૂનું થઈ ગયેલું પાટલૂન કોઈવાર દગો દઈ જાય છે ત્યારે એ દુ:ખ તો અસહ્ય જ બની રહે છે. મારું એ ડીસ્પોઝલનું પાટલૂન હાથમાં લઈને હું કેટલીયવાર સુધી ઊભો રહ્યો. મોહ જ માર ખવડાવે છે એ જ્ઞાનવાક્યની જાણ હોવા છતાં મારાથી પાટલૂનનો મોહ મૂકી શકાયો નહીં. મરણિયા થઈને આખરે મેં પાટલૂન પહેર્યું.

ઓફિસ જવા દ્વિચક્રી પર સવાર થયો ત્યારે મોડું થયું હોવા છતાં મેં પેડલ ધીમેથી માર્યા. સાયકલમાં ક્યારેય પણ ' ખરરર... ' એવો અવાજ થતો ત્યારે મનમાં ફફડાટ થવા લાગતો. પાટલૂન સામે મોંએથી દગો દેતું નથી પણ પીઠ પાછળ દગો દે છે એટલે આવો અવાજ થતાં જ એક હાથ પાટલૂનની પીઠ પંપાળી લેતો.

ઓફિસ પહોંચ્યો ત્યાં ઘડિયાળે મને પા કલાક મોડો બતાવ્યો. છાનોમાનો જઈને ટેબલ પર બેસી ગયો પણ ઓફિસમાં બધાની નજર મારા તરફ હતી એટલે મનમાં અકળામણ થવા લાગી. છેવટે મારાથી ન રહેવાયું. બાજુવાળા મી. ભટ્ટને પૂછ્યું, ' આજે શું છે તે બધા મારી સામે જુએ છે ? '

' મેનેજર સાહેબ હમણાં જ અહીં તપાસ કરી ગયા.' મી. ભટ્ટે કહ્યું, ' તમે એકલા જ નહોતા એટલે થોડી પૂછપરછ પણ કરી. '

મારા પેટમાં તેલ રેડાયું. મેનેજર ઘણો કડક માણસ હતો. એની આંખે ચડયા તો હેરાન થઈ જવાય એવું હતું.

ઓફિસમાં બધા મારા તરફ સહાનુભૂતિ ભરેલી નજર નાખી રહ્યા હતા ત્યારે હું પાટલૂન તરફ સહાનુભૂતિથી જોતો હતો. એણે બિચારાએ કેટલું દુ:ખ સહન કર્યું ! આખી જિંદગી માનવજાતની સેવા કરી અને પેન્શન પર ઊતરવા વખત આવ્યો ત્યારે સ્વામી બદલાયો ! એનુંય ખોળિયું છે ને !

આમ વિચારમાં હતો એવામાં જ પટાવાળાએ આવીને કહ્યું, ' મહેતા સાબ ! આપકો બડે સાબ બુલાતે હૈં ! '

હું એકદમ ગભરાઈને ઊભો થયો.

એ સાથે જ પાછળથી ' ચરરર ' અવાજ આવ્યો. અવાજની સાથે જ મારા હૈયામાં પણ ચીરાડો પડયો. પાછળ હાથ ફેરવીને જોયું તો પાટલૂને છેવટે દગો દીધો હતો. એનું જર્જરિત ખોળિયું વધારે આઘાત નહોતું જીરવી શક્યું.

ઓફિસમાં જેણે જેણે એ પાટલૂન ચીરાવાનો અવાજ સાંભળ્યો એ બધા ખડખડાટ હસ્યા. મારી સ્થિતિ કફોડી થઈ. કુરુક્ષેત્રના મેદાનમાં મરજી ન હોવા છતાં અર્જુનને જેમ યુદ્ધમાં જવું પડયું હતું એમ મારી મરજી નહોતી છતાં સાહેબ પાસે જવાનું હતું ને છેલ્લી ઘડીએ પાટલૂને દગો દીધો હતો !

એ પળે જ મને યુક્તિ સૂઝી.

બેઉ હાથને પીઠ પાછળ ઝૂલતા રાખવા ને આરામથી



ટહેલતા હોઈએ એમ સાહેબની ઓફિસમાં ઘૂસી જવું. એમ કરવામાં આવે તો જ મારી ને પાટલૂનની આબરૂ રહે એમ હતી.

હું હિંમત કરીને આગળ વધ્યો. મારી પૂંઠ પાછળ ઓફિસના એકે એક માણસની નજર ચોંટી હોય એમ મને લાગ્યું. લેડી ટાયપીસ્ટ મીસ ડી–સોઝા પણ હાસ્ય દબાવીને ત્રાંસી આંખે મારા પાટલૂનની કમનસીબીને નિહાળી રહી હોય એવો આભાસ થયો.

હું સાહેબની કેબિનમાં દાખલ થયો ત્યારે પણ મારા હાથ તો પાછળ જ હતા. ડાબા હાથને પાછળ જ રહેવા દઈને મેં સાહેબને જમણા હાથે સલામ ભરી. મારો એક હાથ પાછળ હતો એ વાત સાહેબના ખ્યાલ બહાર ન ગઈ. એમણે જરા કડકાઈથી કહ્યું, 'મી. મહેતા! થોડી શિસ્ત શીખો.'

'જી!' મેં ડરતાં ડરતાં કહ્યું ને જમણો હાથ પણ એ જ ઘડીએ પાછળ પહોંચી ગયો.

'હાથ આગળ રાખો.'

'જી...?'

'સાંભળ્યું નહીં?' સાહેબ ગર્જ્યા ને મારા બેઉ હાથ આગળની બાજુએ આવી ગયા.

'તમે આજે પંદર મિનિટ મોડા આવ્યા.' સાહેબ બોલ્યા.

'જી સાહેબ પણ...'

'સાંભળો! જો ઓફિસનો દરેક માણસ પંદર મિનિટ મોડો આવે તો ત્રીસ નોકરોની થઈને ચારસો પચાસ મિનિટ થાય. એટલે કે મહિને બસો પચીસ કલાક થયા.'

'પણ સાહેબ આ પાટલૂન......' મારા મનમાંથી પાટલૂન હજીય ખસતું નહોતું.

'દલીલ નહીં. હવેથી ધ્યાન રાખજો, જાવ.'

શૂળીનો ઘા સોયે સર્યો હતો. એકદમ રાજી થઈને મેં જોરથી સાહેબને સલામ ભરી એ સાથે જ પાછળ 'ચરરર' અવાજ થયો.

'એ શાનો અવાજ આવ્યો!' સાહેબે પૂછ્યું.

મારું મોં ધોળું પૂણી જેવું થઈ ગયું હતું. પાટલૂને આજે ડબલ દગો દીધો હતો. અને એ કમબખ્ત પાછળથી બેઉ બાજુએ ફાટ્યું હતું. હું મૂંગો રહ્યો એટલે સાહેબે ફરી પૂછ્યું, 'એ શાનો અવાજ થયો મી. મહેતા?'

'શી ખબર સાહેબ!' મેં ગભરાતાં ગભરાતાં કહ્યું.

'અચ્છા, તમે જાવ.' સાહેબે શંકાશીલ અવાજે કહ્યું.

સાહેબે તો જાવ કહ્યું, પણ જવું શી રીતે! જે રીતે સાહેબે ગણતરી મૂકી એમ મેંય મૂકી. પાટલૂનની એક ચિરાડને સંતાડવા બે હાથ જોઈએ તો બે ચિરાડને સંતાડવા ચાર હાથ જોઈએ, જે મારી પાસે નહોતા જ! અવળો ફરું કે સાહેબની નજર પાટલૂન પર પડે એમ હતી.

મેં પાછે પગે બારણા તરફ જવા માંડ્યું. સાહેબ મારી આ વિચિત્ર ચાલને ફાટી આંખે જોઈ રહ્યા હતા, પણ બારણા પાસે જઈને છેવટે હું અવળો ફર્યો એ સાથે જ સાહેબ ખડખડાટ હસી પડ્યા!

સાહેબની ઓફિસમાંથી બહાર આવતાં મારે માથે નવી આફત આવેલી દેખાઈ. કેબિનમાં તો સાહેબ એકલા હતા એટલે પાછે પગે ચાલું તો આબરૂ રહે એમ હતી પણ અહીંથી મારા ટેબલ તરફ જતાં રસ્તામાં મારે બીજા ઓગણત્રીસ ટેબલ વટાવવાનાં હતાં એટલે ગમે તે રીતે ચાલું તોય મુસીબત મટવાની નહોતી.'

ઓફિસની બહાર નીકળતાં જ સત્તાવન આંખો મારી તરફ મંડાઈ, તે એટલા માટે કે હરજીવન હેડક્લાર્કને માત્ર એક જ આંખ હતી. હું ક્યારે આગળ વધું એની જ બધા રાહ જોતા હતા.

દ્રૌપદીની લાજ જતી હતી એ વખતે કૃષ્ણ ભગવાને ૯૯૯ ઓઢણીઓ પૂરી હતી મેં મનોમન ભગવાનને પ્રાર્થના કરી કે, 'હે પ્રભુ, મને ૯૯૯ તો નહીં પણ એક પાટલૂન તો પૂરી આપ!'

અને ખરેખર પ્રભુએ મારી લાજ રાખી હોય એમ કેબિનમાંથી સાહેબનો અવાજ આવ્યો, 'અરે મી.

મહેતા, અહીં આવજો !'

હું પાછે પગે કેબિન તરફ ચાલ્યો. કેબિનનું બારણું સ્પ્રીંગવાળું હતું. નજીક જઈને મેં પાછળ હાથ રાખ્યા, માથાનો ધક્કો મારીને બારણું ખોલ્યું ને અંદર દાખલ થયો.

અંદર હાસ્યને દબાવી રાખવાનો મરણિયો પ્રયત્ન કરતા સાહેબે મને જોયો કે એ ફરીથી ખડખડાટ હસ્યા. હું ઝંખવાણે મોંએ જોઈ રહ્યો હતો. થોડીવારે હસવાની શક્તિ ખલાસ થઈ જતાં સાહેબે ગંભીર થઈને કહ્યું : 'મી. મહેતા તમને ડીસમીસ કરવામાં આવે છે !'

'હેં...?' મારા ઉપર જાણે આભ તૂટયું.

'હા, પણ એક જ શરતે તમારી નોકરી ચાલુ રાખી શકાશે.'

'તમે કહો તે શરત કબૂલ છે સાહેબ. પણ મને બચરવાળને...'

'શરત એ છે મી. મહેતા, હવેથી તમારે ઓફિસમાં કોઈ દિવસ ગરમ પાટલૂન પહેરીને આવવું નહીં ને પહેરો તો એ ડીસ્પોઝલનું ના હોવું જોઈએ.' સાહેબે કહ્યું ને ફરીથી હસ્યા.

'જી...જી સાહેબ !'

'હવે તમે એમ કરો, આ કેબીનને પાછળને બારણેથી બહાર જાવ. પાછલે દાદરે થઈને સીડી ઊતરી જજો. એટલે ડરવાનું નહીં રહે. અહીંથી સીધા ઘેર પહોંચી જાવ. આજે તમારા પાટલૂનના માનમાં હું તમને રજા આપું છું.'

મેં સાહેબનો આભાર માનવા હાથ ઊંચો કર્યો ને એ હાથને તરત પાછો પાછળ લઈ ગયો. સાહેબ તરફ મોં રાખીને ધાસિયા પતંગની જેમ ત્રાંસી ચાલે ચાલતો હું કેબિનના પાછળના બારણા તરફ ચાલવા લાગ્યો. એ જોતાં જ સાહેબે 'હા...હા...હા...હા !' કરીને પ્રચંડ હાસ્ય કર્યું.

એ જ ઘડીએ વળી 'ચરરર' અવાજ થયો. હું ચમક્યો. પણ આ વેળા તો સાહેબ પણ ચમક્યા. હસવું બંધ કરીને એમણે એમના પાટલૂનની હાલત તપાસી જોઈ ને એમના મોં પરથી પણ લોહી ઊડી ગયું. મોંમાંથી લાચારીભર્યો અવાજ નીકળ્યો. 'અરરર...! મારું પાટલૂન પણ...'

પણ હું તો તે વેળાએ ઝડપથી દાદર ઊતરી રહ્યો હતો.



સોવિયેત સંઘની ખેતી માટે ગિબરેલિન નામનું એક ચમત્કારી રસાયણ અદ્ભુત ભાવિ ખુલ્લું કરે છે. આ પ્રવાહીની અસરથી છોડ અને ફળ અનેકગણી વૃદ્ધિ પામે છે. એ છોડના વિકાસને ખૂબ ઉત્તેજે છે. દાખલા તરીકે ગિબરેલિનની માવજતવાળા તમાકુના છોડ ૭ મિટર એટલે કે લગભગ ૨૦ ફૂટ ઊંચા ઊગે છે, દ્રાક્ષના ઝૂમખાનું વજન બમણું થાય છે અને ચાનો પાક ૭૦ ગણો વધુ ઊતરે છે. ગિબરેલિનની અસરવાળા છોડ પર ઝડપથી ફૂલ અને ફળ આવે છે.

ગિબરેલિન તૈયાર કરવા માટે કુરગાનમાં એક કારખાનું બાંધવામાં આવનાર છે. અત્યાર સુધી સોવિયેત સંઘમાં માત્ર થોડાક ગ્રામ ગિબરેલિન બનતું હતું. આવતી સાલમાં આ નવા કારખાનામાં ૨૦ કિલોગ્રામ ગિબરેલિન તૈયાર કરવામાં આવશે.





[ભાવલહરી—૧૪ મા પાનાંથી ચાલુ]

પૂછ્યુ 'કેમ માથુ દુખે છે?' ને મને એકદમ યાદ આવ્યુ ને હુ ઊઠી તેલની શીશી લાવી 'ચાનો આમ સરખુ માથુ રાખો કેટલા દિવસથી માથામા તેલ નથી નાખ્યુ? કેમ નાખતા નથી!'

'નથી નાખતો ' તેમણે હમેશનો જવાબ આપ્યો ને હુ ચીડાઈને મનમા બબડી 'નથી નાખતો કહ્યુ એટલે પત્યુ કેમ ને' માથે ઘસીને પગના તળીયા ઘસવા બેઠી ધીમે ધીમે મારા વિચાર-વાદળ વેરાવા લાગ્યા ને હુ બીજી દુનિયામા આવી "કેમ રસ્તો કેવો હતો?' મે તેમને પૂછ્યુ 'ઠીક' કહી એકદમ જ તેમણે મને વાત કહેવા માડી 'પેલો છોકરો નહિ ઈનો તે દિવસે મારી સાથે આવ્યો હતો ' ને તેમણે મારા બોલવાની અપેક્ષા કરી મે કહ્યુ 'હા તેનુ શુ?' 'તેનો બાપ મને રસ્તામા મળ્યો ' ને આ સાભળતા મારા વિચારના ઘોડા ભડકયા ને પૂર વેગે દોડવા મડયા ને મનમા હુ બોલી મૂકો ને તમારી વાત, મને મારો વિચાર કરવા દો પણ હુ બોલી 'હ પછી?'

'તેનો બાપ મને રસ્તામા મળ્યો હતો' સાભળતા હુ છેડાઈ ગઈ હતી હુ કહેવાની હતી 'તેમા મારે શુ? ઝટ કહી દો ને શી વાત છે?' પણ મે કશુ જ ના કહ્યુ

'તેનુ એમ થયુ કે અમે સાથે ચાલતા હતા ને વરસાદ પાણીની વાત કરતા હતા ' આ સાભળતા હુ ચીડાતી હતી આ તે કઈ મોટી વાત છે! પણ હુ કઈ બોલી નહિ તેઓ કેવા હરે કનેજે વાત કરતા હતા! ને તેનો સૂર જાણે મને કહેતો ન હોય! તારી મૂઝવણ શી વિસાતમા છે?' છતા હુ મનમા ચીડાઈ હતી આ વાતમા શુ સાભળવાનુ? એક છોકરો—તેનો બાપ 'તેમને' રસ્તામા મળ્યો ને ખેતીની-વરસાદ પાણીની તેઓ વાત કરતા હતા તેમા મને શુ કહેવાનુ હતુ?—મારી મૂઝવણ કઈ તેનાથી ઓછી થવાની છે? સૂવા નથી ને સૂવા દેતા નથી કે નથી નીરાતે વિચાર કરવા દેતા આમ મનમા વિચારી આખરે મે કહ્યુ 'હવે ઊઘવા દો '

તેમણે આગળ ચલાવ્યુ

'હવે સાભળ તો ખરી પછી મે કહ્યુ કે વરસાદ ખરે વખત થયો કેમ પટેલ? ત્યારે પેલા પટેલે કહ્યુ

વરસાદ સારો! બહુ સારો થયો સાહેબ! આ તો રૂપિયા વરસ્યા ' આ સાભળતા મારી ઊઘ ઊડી ગઈ ને હુ બબડી 'હ રૂપિયા વરસ્યા' એક અભણ હરિજન ખેડૂત તેના ભાવ કેવી રીતે વ્યક્ત કરે છે! ને કેવા ભાવથી એ શબ્દો 'તેમણે' બોલી બતાવ્યા તેમની સાદી વાર્તાની સાદી વાણીએ સાદ બદલ્યો ને ભાવપૂર્ણ શબ્દો બોલી બતાવ્યા 'એ તો રૂપિયા વરસ્યા ને તેના સૂરના ભાવ નાદ, સાદ' સ્વાદ હુ માણી રહી—એ શબ્દોને આખા જ હુ ગળી ગઈ ને પછી વાગોળી રહી 'રૂપિયા વરસ્યા 'રૂપિયા વરસ્યા' સત્ય, સુદર જીવત સર્જન મને મળ્યુ તેમની સાદી સીધી સરળ વાતમાથી રસરજન જડયુ સત્ય મળ્યુ તે શબ્દો કેટલુ બધુ વ્યક્ત કરતા હતા! —જીવત જીવન જીવત સાહિત્ય હાલતુ, ચાલતુ, થનગનતુ!! નાના બાળકને જેમ વાર્તા સાભળી આનદ થાય તેમ મનેય આ વાત સાભળી ખૂબ ખૂબ આનદ થયો

મારો ખોવાયેલો આનદ મળ્યો ભાવલહરી પર હીલોળા ખાતી મારી નાવને એક હલેસુ મારી આનદ પ્રદેશને કિનારે મારા નાવિકે બરાબર પહોચાડયુ ને મને કહ્યુ – આ રહ્યો તારો પ્રદેશ અહી બધુ જ આનદમય ને જીવત હોય છે સત્ય હોય છે દુખ પણ આનદમય બની રહે છે રુદન પણ અહી તો સુખકર લાગે છે

મે કહ્યુ 'હા હુ અહી રહીશ ને અહી જ જીવીશ સાહિત્યને આ પ્રદેશમા દેખીશ, સાભળીશ, ખાઈશ ને પીશ તેના સતત સગાથથી અનત આનદ મેળવીશ

' ને ભાવલહરીએ લહેરાતી મારા નાવિકની સગાથે પેલા પ્રદેશના સાગરતળિયે 'સાચા મોતી' લેવા હુ નીકળી પડી








બાળક ગર્ભમાં હોય છે ત્યારથી જ તેનામાં સંસ્કારનું ઘડતર શરૂ થાય છે. ઘણાની માન્યતા એવી હોય છે કે તે સમજણું ન થાય ત્યાં સુધી તેના ઉપર કોઈ એવી અસર થતી નથી. પરંતુ માનસશાસ્ત્રીય હકીકતની રીતે વાત કરીએ અને એવા દાખલા જોઈએ તો ખ્યાલ આવે છે કે બાળક જન્મથી સંસ્કાર અને વારસો લઈને જ અહીં આવ્યું હોય છે.

જેમ દિવસો પસાર થતા જાય તેમ તેની જિજ્ઞાસાવૃત્તિ ખીલતી જાય છે. એકની એક વસ્તુ તેને ગમતી નથી. નવી વસ્તુ મેળવવા તે તલસાટ કરે છે. બોલતું થાય છે ત્યાં તો નવા નવા પ્રશ્નો પૂછ્યા કરે છે. પ્રશ્નોની પરંપરાથી એનાં માતા-પિતાને ક્યારેક કંટાળો આપી દે છે. બાળકના ઘડતરની એ નિશાની છે. એ સમયે તેને જેવી તાલીમ આપી હશે તેનો પ્રત્યાઘાત મોટી ઉંમરે પડશે. બાળકની કુશાગ્રબુદ્ધિ બધું જ નવું જાણવાની ખ્વાહીશ રાખે છે. સમજુ મા-બાપ તેને સાચા અને વ્યવસ્થિત જવાબ આપી તેની વૃત્તિને સંતોષે છે પરંતુ અણસમજુ—ક્યારેક શિક્ષિત માબાપ પણ—બાળકના પ્રશ્નોથી કંટાળીને તેને ધમકાવે છે, જવાબ આપતાં નથી, ક્યારેક ખોટા જવાબ આપે છે. કહે શું અને કરે શું એમ વર્તનમાં તફાવત જોતાં બાળકના મન ઉપર વિપરીત છાપ પડે છે.

આપણા સમાજમાં જાતીય બાબત એ બાળકોને માટે ન જાણવા જેવી કંઈક શરમજનક વસ્તુ છે એમ માની બાળકનો જન્મ કઈ રીતે થયો કે બાબો ક્યાંથી આવે એવા પ્રશ્નોનો જવાબ બિલકુલ ખોટો આપે છે. મોટું થશે અને સમજણું થશે ત્યારે એની મેળે સમજશે એમ માનીને સંતોષ માને છે. પરંતુ બાળકની જિજ્ઞાસાવૃત્તિ એટલી તીવ્ર હોય છે કે ગમે ત્યાંથી ફાંફા મારીને તે શોધી કાઢવા પ્રયત્ન કરે છે. નિશાળે જતું બાળક પોતાના સહવિદ્યાર્થી કે બીજા સાથે રમનારા મિત્રો પાસેથી જુદું જુદું 'તત્ત્વજ્ઞાન' ભેગું કરે છે. નરસું છૂપાવવા જેવું સમજીને ખરાબ થઈ છાનું કાર્ય કરતાં તે શીખે છે.

જેમ જેમ ઉંમર વધતી જાય તેમ તેમ તેની કામવૃત્તિ તીવ્ર બનતી જાય છે. તેમાં તેની જિજ્ઞાસા જ મહત્ત્વનો ભાગ ભજવે છે. એટલે બાળકને નાનપણથી સાચું જ્ઞાન આપવામાં આવે તો તે દરેક વસ્તુને શાંતિથી સમજવા પ્રયત્ન કરે છે. અને એ સાચી સમજણ પામવાથી તેનામાં અસંતોષ પણ રહેવા પામતો નથી.

## નૈતિક હિંમતવાળી નીતા

નીતા નવમી ચોપડીમાં ભણુતી હતી. એનાં ત્રણુ ભાઈ–બેનોમાં એ સૌથી મોટી હતી. તેનાં બા–બાપુ ભણેલાં, સંસ્કારી ખાનદાન હતાં. તેના બાપુ નોકરી કરતા હતા. સામાન્ય રીતે સુખી કુટુંબ કહી શકાય. કુટુંબનું ભરણુપોષણુ થતું હતું અને સાદાઈથી રહેતાં હતાં. કમાય એટલું ખાય એવી પરિસ્થિતિ હતી. કાંઈ બચત થતી નહિ તેમ જ કોઈની પાસે હાથ પસારવો ન પડે એટલાં તેઓ સુખી હતાં.

નીતા હોશિયાર હતી એટલે આગળ નંબર રાખતી. તેની બેનપણીઓ પૈસાદાર વર્ગની હતી. તેઓ મહિનામાં ચાર પાંચ ફિલ્મો જુએ, ફરવા જાય અને એમણે કરેલી લહેરની વાતો બીજે દિવસે નિશાળે આવી નીતાને કરે. અને નીતાને પૂછે પણ ખરાં કે તું કઈ ફિલ્મ જોઈ આવી ? નીતા કહેતી, ‘મારા ભાઈ તો ખૂબ સારી, નાનાં છોકરાંઓને જોવા જેવી ફિલ્મ હોય તો જ જોવા લઈ જાય. નાનાં બાળકોથી ફિલ્મ ન જોવાય.’ અને કયારેક નજીકના બાગમાં કે કોઈ સગાંને ત્યાં ગઈ હોય તેની વાત કરે. નીતાનો વધુ આનંદ તો પડોશમાં રહેતાં મિત્રો સાથે રમવાનો હતો. તેને ખૂબ મજા પડતી.

નીતાની નિશાળની બેનપણીઓએ તેને વિચારવંતી કરી મૂકી : ‘એના પપ્પા એને કેમ ફિલ્મ બતાવે અને મને ભાઈ ના પાડે એનું શું કારણુ હશે ? એ લોકો પૈસાદાર છે એટલે ગમે તેટલો ખર્ચ કરે તો પણુ વાંધો નહિ. અમે એવા પૈસાવાળા કયાં છીએ !’ આવા વિચારો કરી કયારેક શાંત થઈ જતી પરંતુ આ દ્વંદ્વ એના અજ્ઞાત મનમાં ચાલી જ રહ્યું હતું. નિશાળે આવે અને નવાં કપડાંમાં સજ્જ થયેલી સખીઓને જુએ એટલે પાછું યાદ આવે. નીતા વિચારમગ્ન થઈ જતી. ત્યારે વર્ગમાં શું લેસન ચાલી રહ્યું છે તેનો તેને ખ્યાલ જ ન રહેતો. શિક્ષક કયારેક ટકોર કરે અને પૂછે કે પહેલાં કરતાં હમણાં નીતાબેન બેધ્યાન કેમ રહો છો ? ત્યારે નીતાને તેની ભૂલ સમજાતી.

એક વખત નીતા નિશાળે જતી હતી ત્યાં એક નજીકના મહોલ્લાનો છોકરો તેની સામું જોઈને હસ્યો. આમ તો તેને તે ઓળખતી નહોતી પણુ એ સામે હસી. આમ બે ત્રણુ દિવસ ચાલ્યું પછી તો છોકરાએ વાત કરવા માંડી : તું શું ભણે છે, ભણવું ગમે છે ? ધીમે ધીમે એણે એની સાથે સિનેમા જોવા આવવા કહ્યું. નીતાને નિશાળ તો છોડવી જ નહોતી એટલે એણે ના પાડી, અને વિચારમાં પડી ગઈ કે આને કેમ ભણવું ગમતું નથી ? મને તે સિનેમામાં કેમ લઈ જવા માગે છે ? વગેરે વિચારો પછી તેની બાને પૂછવું એમ નક્કી કર્યું.

ઘેર આવી સાંજે પરવારી મા–દીકરી થોડીવાર બેઠાં હતાં ત્યારે એણે બનેલી હકીકત વિગતે કહી અને સાથે સાથે ઘણા સમયથી સિનેમાનો પ્રશ્ન પણ મા સામે મૂકયો : ‘મારી બધી જ બેનપણીઓ સિનેમા જોવા જાય છે. તેમને તેમના પપ્પા લઈ જાય છે. અને તમે મને

જોવાની ના પાડો છો ?'

ખૂબ જ વિચારવાળો આ પ્રશ્ન હતો. બાએ નીતાને પોતાની પાસે બેસાડી અને કહ્યું: 'નીતા, તને ભણવું ગમે છે, તારો આદર્શ તો દાક્તર થવાનો છે જ્યારે પેલો છોકરો તો એક રખડુ છે. એના જીવનનો કોઈ આદર્શ નથી. માત્ર મોજ શોખ અને હરવું ફરવું એ જ એનું ધ્યેય છે. બાપાના પૈસા છે તે વાપરે છે. તેને ઘેર તો કોઈને ખબર પણ નહિ હોય કે તે ભણવા નથી જતો. પણ જો આપણે સારા થવું હોય તો મેં તને પહેલાં પણ કહ્યું છે ને આજે ફરીથી કહું છું કે આવા છોકરાઓથી ચેતતા રહેવાનું. આવા લોકો ખૂબ સ્વાર્થી હોય છે. તેઓ માત્ર 'કંપની' ઇચ્છતા હોય છે. આપણે સ્ત્રીઓએ તો નાનપણથી જ ચેતતા રહેવાનું હોય છે. તમે સામો પ્રત્યુત્તર આપો એટલે પુરુષો તો માની લે કે તમને એની સાથેની દોસ્તી ગમશે. તેમની સાથે બોલવું. પણ તેમનો કયો ઈરાદો છે તે સમજી લેવું જોઈએ. તું નાની છે પણ તને મેં એટલે જ પહેલેથી જાતીય વૃત્તિ શું છે, સ્ત્રી–પુરુષના સહવાસનું પરિણામ, પુરુષની બદદાનત વગેરે દાખલા આપીને સમજાવ્યું છે. એટલે જ નીતા, એવા છોકરાઓથી દૂર રહેવું જોઈએ. સિનેમા જોવા જવાની તને ના પાડું છું તેનું પણ આવું જ કારણ છે. જેમાંથી જ્ઞાન મળે તેવી ફિલ્મો તને જરૂર બતાવું છું. તારી બેનપણીના પપ્પા પૈસાદાર છે એટલું જ બસ નથી, તેઓ જુદા વાતાવરણમાં ઉછર્યાં છે, મોજશોખ એ એમનું સર્વસ્વ છે. જ્યારે આપણે ખરાબ ને હાનિકર્તા છે તેવી ફિલ્મો નહિ જોઈએ તો જ સારું ઘડતર થઈ શકશે અને સમાજને ઉપયોગી થઈ શકીશું. મને કે તારા ભાઈને પૈસા એવા ખરાબ કાર્યમાં બગાડવા નથી ગમતા. એના કરતાં તમારા સૌના ભણતરમાં વાપરીશું તો આપણને લાભ જ થવાનો છે.'

નીતાને ખૂબ જ ધ્યાનપૂર્વક સમજ આપી, જે એના કુમળા મગજમાં ઊતરી ગઈ અને ફરીવાર તેનું ધ્યાન બીજે દોરાયું નહિ. બેનપણીઓ સાથે પણ તે ચર્ચા કરી શકતી અને પોતાને 'મૉડર્ન' ન માને તો પણ તે ગણકારતી નહિ.

આમ સાદી, સંસ્કારી નીતા માતા–પિતાના સહવાસથી નૈતિક હિંમત કેળવી હિંમતવાન બની.

## સેવાની સચ્ચાઈ

સુનયનની ગામમાં ખૂબ આબરૂ હતી. ગામમાં જ માત્ર નહિ પણ આખા જિલ્લામાં તેની બોલબાલા હતી. અઢાર વર્ષની ઉંમરે તેણે આટલી ખ્યાતિ મેળવી હતી. એ જે બાજુ દોરે તે બાજુ લોકો દોરાતા હતા. એના એક બોલ ઉપર બધો આધાર હતો. આટલી નાની ઉંમરે નાનાં મોટાં સૌને તેનામાં વિશ્વાસ હતો.

સોળ વર્ષે મેટ્રિક પાસ થયેલા સુનયનની ડૉક્ટર થવાની ઇચ્છા હતી. ડૉક્ટરી લાઈનમાં જવાનું પગરણ શરૂ કરે તે પહેલાં વચ્ચે એક મોટું વિઘ્ન આવ્યું અને તેને રાજકારણમાં ઘસડાવું પડ્યું. સીધો સાદો સુનયન રાજકારણની આંટીઘૂંટી શું સમજે ! દેશસેવા કરવાના ઈરાદાથી પોતાના મનની મુરાદ પડતી મૂકીને

તેમાં દાખલ થયો. લોકસેવા તેને ગમતી હતી એટલે તેમાં જ પોતાનું સર્વસ્વ હોમી મન દઈને કામ કરવાનું શરૂ કર્યું.

નાના છોકરા પાસે સલાહ લેવા આવતાં કોઈને સંકોચ થતો નહિ. નવાઈની વાત તો એ હતી કે સુનયન એ બધાં માટે પરાયો થયો હતો. જઈને લોકો સુધી પહોંચવા પ્રયત્ન કરતો.

આમ છતાં સુનયન રાજકારણથી દૂર હતો. એને રાજકારણનો અનુભવ થઈ ગયો હતો. એ તો સડેલું ગંદું રાજકારણ કહીને તેનાથી ચેતતો જ રહ્યો. કારણ એ અનુભવે ઘડાયેલો હતો. દરેક રાજકીય પક્ષના સંપર્કમાં હતો અને ચાલી રહેલા સડા તે નજરે જોતો હતો અને એટલે જ એ બધાથી પર રહેવા તે તત્પર રહેતો. દરેક પક્ષને સુનયનની ગરજ હતી. એના હાથમાં બધા જ મત હતા. ધારે ત્યારે મોટી મેદની ભરી શકતો. તે લોકોનો હતો,- લોકો તેના હતા.

જ્યાં જુઓ ત્યાં કાગડા કાળા. જે પક્ષ તરફ હમદર્દી દાખવી થોડું પણ કાર્ય કરતો એ દરેક પક્ષની ગરજ મટી જાય; અરે, એમ ને એમ પણ અંદરથી તપાસે તો ઉપરથી મોટા —સુંદર દેખાતા અંદર તો પોલંપોલ જ હોય. મોટી મોટી વાતો કરી ગાંધીજીનું નામ વાપરવામાં જ શૂરા.

સુનયન બે વર્ષમાં જ એ ગંદા રાજકારણથી કંટાળી ગયો. ગમે તેવા સંજોગોમાં પણ રાજકારણમાં નહિ ભળવું એવો નિશ્ચય કરી બેઠો. માત્ર સેવાનું—લોકસેવાનું કાર્ય જ કરવું તેમ નક્કી કરી જિલ્લાને વિકસાવવા પાછળ પડ્યો. સૌ સ્વાર્થના સગા છે. અને એ સ્વાર્થી સડામાં પોતાનું કામ નથી. તેનાથી દૂર રહીને આદર્શ ધ્યેય સુધી પહોંચવું કેટલું કપરું છે તે પણ તે રોજ અનુભવવા લાગ્યો. કંટાળેલો સુનયન હવે કુટુંબના—ઘરના વિકાસ માટે શું કરવું તે વિચારવા લાગ્યો અને પોતાના બાપીકા ધંધામાં મન મૂકી કામ કરવાનો નિશ્ચય કરી બેઠો.

ગાંઠનું ગોપીચંદન ખરચવા છતાં જો મન ખરડાયેલું રહેવાનું હોય તો એ મનદુઃખ શાને !

## સહન કરાવતો સ્વભાવદોષ

લીલાબેનનો મૂળ સ્વભાવ ખૂબ કચકચીયો. શરીરે માંદલાં એટલે જાતે કામ થાય નહિ અને માણસોનું કરેલું કામ ગમે નહિ. કોણ જાણે એમને માણસો પણ એવા મળે જે શીખવવા છતાં બરોબર કરે નહિ અને વારંવાર મગજમારી કરાવે. આમ એમનો સ્વભાવ જ એવો થઈ ગયો કે જ્યારે જોઈએ ત્યારે તેમના મનને શાંતિ જ ન હોય. એ સ્વભાવે એમને બિલકુલ બીજો સમય પણ ન મળે. આખો સમય ઘરમાંથી ઊંચાં જ ન આવે.

રસોઈઓ, નોકર બન્ને હવે તેમના સ્વભાવથી ટેવાઈ ગયેલા. એમનું ધાર્યું કર્યા કરે. એમને તો ટેવ પડી છે એમ કરી ક્યારેક ગણકારે પણ નહિ. લીલાબેન હમેશાં પહેલાના માણસો સાથે સરખાવે. આજે જમાનો જુદો છે એ ખ્યાલ એ ભૂલી જાય. પહેલાં તો માણસને ગરજ હતી. આજે નોકરો વગર શેઠાણીઓને નથી ચાલવાનું તેનો તેમને ખ્યાલ હતો.





પહેલાં કરતાં જરૂરિયાત વધી ગઈ છે. એટલે ગરજ શેઠને હોય છે, નોકરને નહિ. એવું વાતાવરણ સર્જાયું છે.

બધાંનાં મંડળોની જેમ નોકરોનું પણ મંડળ રચાયું અને બધા જ હક્ક સ્થાપિત કર્યા. લીલાબેનને આ બધો જ ખ્યાલ એમના નોકરો દ્વારા જ મળે. છતાંય નોકરે કરેલું કામ ન ગમે તો ફરીથી કરીને બતાવે. પોતે કરેલા ઉપરચોટિયા કામ પર ફરીવાર મહેનત કરવી પડે તે બેચાર દિવસ ચલાવી લે. પછી તો તેમને સામા જવાબ આપવા માંડે. પૈસા આપીને કામ કરાવવું અને એના દબાયેલા રહેવું એ તો કેમ પાલવે? એટલે કયાં તો તે ચાલ્યો જાય અગર રજા આપવી પડે એટલી હદ સુધીનું તેનું વર્તન હોય.

લીલાબેન નોકરોથી ખરેખર ત્રાસી ગયાં હતાં. એમના પતિ વારંવાર એમને ટોકતા કે હવે તું બોલવાનું બંધ કર અને થોડું ચલાવી લેતાં શીખ. પણ એમને ગળે એ વાત ઊતરે જ નહિ. સ્વભાવ મુજબ નોકરો ઉપર બધી જ સખ્તાઈ રાખી જાણે અને માંડ ઘરથી ટેવાવા માંડે ત્યાં તો જતા રહે.

## વાળ અને તેલ

'હું તો તમારી પાસે માથામાં નાખવાનું તેલ લઈને આવી છું.'

'તે બા, તું જ તારા માથામાં નાખ ને. તારા વાળ ફરફર ઊડયા કરે છે અને અમારા તો જો ખાસા ચોંટેલા છે. તારે જરૂર છે એટલે તારા માથામાં નાખ.'

'એમ નહિ, પણ તમે કયું તેલ માથામાં નાખો છો?'

'અમે તો જે મળે તે નાખીએ. પણ બુન, તારે ઈનું શું કામ છે?'

'તમે કોપરેલ વાપરો છો?'.

'ઈ કોપરેલ શું વળી?'

'પેલા ખાવાના કોપરામાંથી નીકળે ને તેનું તેલ.'

'હા, ઈ જ વાપરીએ છીએ.'

'એ તમે કઈ કંપનીનું ખરીદો છો?'

'કંપની બંપની કાંય ન સમજીએ. અમે તો ઘાણીએથી લઈ આઈએ, ઘાણીએથી.'

'તો પછી તમે સ્વસ્તિકનું ચોખ્ખું કોપરેલ કેમ નથી વાપરતાં? એ બહુ ચોખ્ખું આવે છે. તમારા માથામાં એ તેલ નાખશો તો વાળ સુંવાળા ને સરસ મઝાના થશે.'

'તું ઈ લાવી દઈશ તો ઈ નાખીશું, ઈમાં શું વળી.'

તદ્દન કોરા 'બૉબ્ડ'વાળવાળી આ બહેન એક ગામડામાં સ્વસ્તિક તેલનો પ્રચાર કરવા નીકળી હતી તે વખતની આ વાત છે. કોઈ પણ કાર્ય માટે બીજાને કહીએ ત્યારે તેનો આપણે પહેલો અમલ કરવો જોઈએ. આપણે વર્તનમાં ન મૂકીએ અને બીજાને કહીએ તો તે સામી વ્યક્તિના ગળે ઊતારી જ ન શકાય. તરત જ સંભળાવે કે પહેલાં તમે કરો પછી અમે કરીશું. અને કોણે કયાં જવું અને કોની સાથે કેવી વાત કરવી તે પણ સાથે ધ્યાનમાં રાખવું જોઈએ.

આ બહેન એ ભૂલી ગયેલી કે પોતે ગામડાની અજ્ઞાત બહેનો સાથે વાત કરી રહી છે જેને માટે બધું જ નવું હતું. જો એ ખ્યાલ રાખ્યા વગર કામ કરીએ તો એવી બહેનોને સફળતા ન જ મળે.



પ્રો ઈન્દ્રવદન કા. દવે

# ગ્રંથાવલોકન

**સાહિત્યનિકષ :**

[ લે૰ અનંતરાય રાવળ, પ્રકાશક : ભારતી સાહિત્ય સંઘ (પ્રા ) લિ૰, અમદાવાદ, ૧. રૂ. ૪/૨૫ ]

આપણા સન્માન્ય વિવેચક શ્રી. અનંતરાય રાવળના વિવેચનલેખોનો આ ચોથો સંગ્રહ છે. એમાં મુખ્યત્વે સિદ્ધ ગ્રંથકારો, સાહિત્યના કેટલાક પ્રકારોના પ્રવાહો અને ઉત્તમ કૃતિઓ પરના તેમના વિસ્તૃત અભ્યાસલેખો તથા કેટલાક નવોદિત સર્જકો તેમ જ પીઢ ચિંતકોની રચનાઓનાં અવલોકનો સંગ્રહાયાં છે. મધ્યકાલીન ગુજરાતી વાર્તા, અર્ધી સદીનું સરવૈયું, અર્વાચીન કવિતામાં ધર્મભાવના, ગોવર્ધનરામનું યુગદર્શન અને તેમનું ગદ્ય સાહિત્ય, બોટાદકરની કાવ્યસરિતા, બટુભાઈનાં નાટકો, નરસિંહ મહેતાનાં કાવ્યો, શામળ અને તેની શ્રેષ્ઠ પદ્યવાર્તા 'મદનમોહના', ગોવર્ધનરામ–નાનાલાલનું દર્શનસામ્ય; આમ યુગ, કર્તા, પ્રવાહ, કૃતિ આદિનું વિષયવૈવિધ્ય પુસ્તકમાં મબલખ છે. કૃતિનાં અવલોકનોમાં 'સમૂળી ક્રાંતિ,' 'યુદ્ધ અને શાંતિ' જેવાં સમય અને મનની નિરાંત માગી લે તેવાં પ્રશિષ્ટ ગંભીર પુસ્તકો તથા પન્નાલાલની વાર્તાઓ, 'પરિહાસ,' નવોદિત લેખકોની નવલકથાઓ કે વાર્તાસંગ્રહો જેવાં મનોરંજક પુસ્તકોની સમીક્ષાઓ પ્રિન્સિપાલ રાવળનાં દૃષ્ટિ, રુચિ અને અભ્યાસવિષયો કેવાં વિશાળ છે તે સૂચવે છે. સંગ્રહમાં મુકાયેલો પ્રથમ લેખ રણજિતરામ સુવર્ણચંદ્રક પ્રદાનવિધિ વેળા તેમણે વાંચેલું વ્યાખ્યાન છે, જે ગુજરાતી વિવેચનસાહિત્યના પ્રવાહનું સુંદર નખચિત્ર રજૂ કરે છે અને વિવેચકના ધર્મો અને વિવેચનપ્રવૃત્તિનાં મૂલ્યો મિતાક્ષરિતાથી દર્શાવે છે.

આ બધા લેખો ઉપરથી ઉપલક છાપ એવી પડે છે કે એના લેખક એક વિદ્વાન પ્રોફેસર છે અને એક સમતોલ સમીક્ષક છે. વિદ્યાર્થીઓ સમક્ષ કૃતિ, કર્તા કે સાહિત્યપ્રવાહ વિશે પ્રાપ્ય બધી જ વિગતો, ચર્ચાઓ એકઠી કરીને મૂકવાનો અને તેમાંથી યોગ્ય મૂલ્યો તારવી તેમની શક્તિ–મર્યાદાઓ ચીંધી બતાવવાનો પ્રોફેસરનો ધર્મ પ્રિ. રાવળે તેમના લેખોમાં બજાવ્યો છે. વસ્તુનો પરિચય સંક્ષેપમાં કે થોડાંક સૂચનો દ્વારા કરાવી, એની રજુઆતનાં ઉત્તમ, મધ્યમ તત્ત્વો ઉપર આંગળી મૂકતા જઈ, એમાંનાં કનિષ્ઠ લક્ષણો ઉપર જરાશી આંખ ફેરવી દઈ તેનું એકંદર મૂલ્ય સાહિત્ય, જીવન અને શિક્ષણની દૃષ્ટિએ નિર્દેશવું એ હંસદૃષ્ટિ સમીક્ષકનો ધર્મ પણ તેમાં બજાવાતો જોવા મળે છે લેખકની નિરૂપણ પદ્ધતિ અને શૈલી પણ તેમનાં ધર્મ *ને દૃષ્ટિએ યોગ્ય ઋજુતાભરી છે.*

સામાન્યતઃ અવલોકનો બે પ્રકારનાં બને છે એક પ્રકાર, કૃતિ ન વાંચી હોય યા કર્તાની સમગ્ર સૃષ્ટિનો અભ્યાસ ન હોય તેવી વ્યક્તિને એ કૃતિ કે કર્તાના સર્જકગુણોનો આસ્વાદ કરાવી તેમનો ચેપ લગાડી તેમની અભિમુખ થવા માટે જોઈતી માનસિક તૈયારી કરી આપે. બીજો પ્રકાર, કૃતિ વાંચી રહ્યા પછી એમાં શાં સરસ–નબળાં તત્ત્વો હતાં તે જણાવી, ચિત્ત પર તેની જે છાપ પડી તેનાં કારણ–કાર્યો શોધી, તેમનું પૃથક્કરણ કરી એનો અભ્યાસ કરાવે. પ્રિ. રાવળનાં અવલોકનો બીજા પ્રકારનાં છે. કૃતિથી અનભિજ્ઞ વાચકને એમાં રસ નહિ પડે, કદાચ તે વાંચનાંય કંટાળો ઊપજશે; પણ એક વાર મૂળ કૃતિ જેમણે વાંચી છે તેમને તો એ અવલોકનો કૃતિનાં મર્મ તત્ત્વો અને રસસૌન્દર્યપોષક લક્ષણોની *ઝીણવટભરી પીછાન કરાવશે.* સહૃદયતા, વિવેક, રસજ્ઞતા, વ્યાપકતા, તટસ્થતા અને સમતોલતાના ગુણો પ્રિ. રાવળને આ યુગના એક આદર્શ સમીક્ષક તરીકે સ્થાપે છે. સમઆલોચના, વીગતપ્રચુરતા, રચનાની એકસૂત્રતા અને નિરૂપણની અશેષતા તેમના અભ્યાસલેખોના વિશિષ્ટ ગુણો છે. સાહિત્યના ઈતિહાસકાર સમીક્ષક લેખે, આ પુસ્તકમાંના લેખો પ્રિ. રાવળનું ઊંચું સ્થાન ટકાવી રાખે તેવા સમર્થ છે.

**પ્રેમપંથ–ભા. ૧–૨ :**

[ લે૦ ઈશ્વર પેટલીકર; પ્રકાશક : આર. આર. શેઠની કંપની, મુંબઈ, ૨. બંને ભાગના રૂ. ૧૧/૫૦ ]

આપણા સુપ્રસિદ્ધ વાર્તાકાર અને સમાજસુધારક શ્રી પેટલીકર લગભગ સાતસો પાનાંની આ લાંબી નવલકથામાં અમદાવાદના ભદ્ર સમાજના એક કુટુંબની અને સ્ત્રી જગતની સેવા–સહાય કરતી એક સામાજિક સંસ્થાની કથા લઈને આવ્યા છે. કથાની નાયિકા જ્યુથિકા એક વિખ્યાત ડૉક્ટરની નૂતન વિચારો ધરાવતી, કાયદાની ગ્રેજ્યુએટ, કુંવારી, લગ્ન વિશે વિશિષ્ટ સિદ્ધાંતોનો આગ્રહ રાખનારી આધુનિક-યુગના પરિપાકરૂપ પુત્રી હોઈ અને માતૃસંસ્થામાં નોકરી કરતી હોવાથી એ કુટુંબ અને એ સંસ્થાની આસપાસ લેખકે પોતાનું વસ્તુ બિછાવ્યું છે. લેખકનું ધ્યેય કથા દ્વારા લગ્નના સ્વરૂપ રહસ્ય અને તેની ઉપયોગિતા વિશે, યુવાન સ્ત્રી-પુરુષના બિનઅનુભવી, તરંગી મનોરાજ્ય વિશે તેમનાં અભિલાષ અને તે સિદ્ધ કરવા માટેની તેમની મક્કમતા વિશે તથા મનુષ્યના દાંપત્યજીવનના આંતર્બાહ્ય સ્વરૂપ વિશે પોતાનાં મંતવ્યો સ્પષ્ટ કરવાનું હોવાથી કથા એકંદરે ચર્ચાપ્રધાન અને ઉદ્દેશલક્ષી બની છે. માત્ર વયસહજ તરંગથી, વૃત્તિના આવેગથી, ઊર્મિના ઊભરાથી કે દેખાદેખીથી પ્રેમના પંથે ચઢી જતાં યુવાનો જીવનમાં નિષ્ફળતા મેળવે છે. વળી, પોતાનું વ્યક્તિત્વ —અંતર અસ્પૃષ્ટ રાખી પોતાના અંગત વિકાસને જ મહત્ત્વ આપી, પોતાનાં રુચિ કે કેળવેલા વિચારો ઉપર મુસ્તાક રહેનાર જિદ્દી યુવાનો પણ તેમના પ્રેમ–જીવનમાં સફળતા પ્રાપ્ત કરી શકતાં નથી. લગ્ન પોતાની ઉગ્ર સ્વભાવજીદ, ઉન્મત્ત ધૂનો કે અહંપોષક માનસને પોષવા માટેની સગવડ નથી, પણ કોઈના વ્યક્તિત્વમાં પોતાનું વ્યક્તિત્વ પ્રેમથી, આનંદથી, લીલાથી ભેળવી દઈ તેના ભાંગતા હૃદયને મહોરાવવા કે પોતાના હૃદયને તેના દ્વારા ટેકો આપી મજબૂત કરવા અને એમ કરી રસઐક્ય સાધી પરસ્પરના વિકાસમાં સમર્પણ અને ત્યાગનો આનંદ અનુભવી જીવનને ચૈતન્યમય કરવાનો અમૂલ્ય ઉપાય છે, એવું વિચારબિંદુ કથાનાં વસ્તુ અને પાત્રોના ઝોક ઉપરથી તારવી શકાય તેમ છે. કથાનું દરેક યુવાન પાત્ર પ્રેમને પંથે શાથી ચઢ્યું, કેવી રીતે ચઢ્યું, કેવુંક ચઢ્યું તે બતાવવાનો લેખકનો હેતુ છે. એ રીતે શીર્ષક યથાર્થ છે. અનેક સોહામણાં યુવાનોનાં માગાંનો ઈન્કાર કરતી જ્યુથિકા છેવટે પ્રૌઢ વયના ઠરેલ, વિધુર, માતૃભક્ત, સ્વસ્થ જીવનદષ્ટિવાળા ગંભીર પ્રકૃતિના નરહરિપ્રસાદ સાથે પરણી જાય છે! ચબરાક, શ્રીમંત, આધુનિક યુવતીને ગમે તેવા રસીલા જયંતને છોડી ધૂની, અનાકર્ષક દેખાવવાળા, જેનું જીવન કંઈક રહસ્યમય છે તેવા અવ્યવસ્થિત જીવન જીવતા મેલાઘેલા કલાકાર અવિનાશને મીનળ પરણીને જ રહે છે! જ્યુથિકાનો ભાઈ કુમાર એક અંધ યુવતી સાથે ઈંગ્લેન્ડમાં પ્રેમલગ્ન કરી લે છે! આ ઉપરાંત લેખકે લગ્નજીવનનાં રહસ્યોત્તેજક ચિત્રો બતાવ્યાં છે. પ્રેમના પંથે ચઢેલી કોઈ યુવતી એક ગઝલમાં વાંચવા મળે છે તેમ 'મને ગાળો હજારો દે, તે સો સો વાર મારો છે.'ની માફક પ્રેમી માર મારે છે, ભીરુતા બતાવે છે તો પણ તેની સાથે લગ્ન કરીને જ રહે છે! લગ્નજીવનમાં વિશાખા જેવી પ્રેમપંથી કામવાસના પ્રત્યે બિલકુલ ઉદાસીન ( Frigid ) છે, તો બીજા એક પ્રેમલગ્નમાં પુરુષ સાવ ઠંડી પ્રકૃતિનો હોય છે. આમ જાતીય જીવન, પ્રેમજીવન અને લગ્નજીવનનાં અનેકવિધ પાસાં લેખકે ઝીણવટથી બતાવ્યાં છે અને તેનાં રહસ્યો તેમાંનાં કારણો શોધી ઊઘાડ્યાં છે. (જ્યુથિકાનાં માતા-પિતા પણ સંસારલગ્નનો એક કોયડો છે.) આ નવલકથાની પાત્રસૃષ્ટિ લેખકે કરવા ધારેલી પ્રેમ અને લગ્નની ચર્ચાનું પક્ષ યા વિપક્ષથી સમર્થન કરે છે. કેટલાંક પાત્રોનું આગવું સ્વતંત્ર વ્યક્તિત્વ છે, જેમકે ભાઈસાહેબ, પ્રતિભા અને મીનળનું વ્યક્તિત્વ કથામાં સૌથી વધુ આકર્ષક છે. નરહરિપ્રસાદ, રાધાબાઈ અને અવિનાશ કથાનાં મંગલ પાત્રો છે. જ્યુથિકા, સમર્થલક્ષ્મી, જયંત વગેરે પ્રથમ ભાગમાં જેટલું આકર્ષે છે તેટલું બીજા ભાગમાં આકર્ષણ નથી કરી શકતાં. આમ છતાં



બધા પાત્રો દ્વારા લેખક ક્રિયા નહિ, પણ ચર્ચા-વિચારણા કરાવવા માગતા હોય એમ સ્પષ્ટ જણાય છે એથી આપણને કથામાના પાત્રો-પ્રસંગોની પ્રવૃત્તિઓમા રસ નથી પડતો પણ તેમણે ઊભી કરેલી બુદ્ધિરસિક ચર્ચાઓમાં જિજ્ઞાસા થાય છે લેખકનુ મનનશીલ, વિચારરસિક, અમુક હેતુઓનુ આગ્રહી માનસ કથામા વારવાર દેખાય છે આથી આવી સામાજિક કથાઓમા આપણા નિકટના નવીન બુદ્ધિજીવી સમાજનો ચિતાર તેના સ્ત્રી-પુરુષોના વિચારવલણો અને રહેણીકરણી આપણો જિજ્ઞાસારસ તોષે છે આ નવલ પણ આધુનિક રીતભાતવાળા સુખી શ્રીમત વિચારનિષ્ઠ આગેવાન ઉપલા વર્ગના કુટુબોના ઘરસસારમા, દીવાનખાનામા શયનગૃહોમા અને નાસ્તા-ટેબલો ઉપર થતી ચર્ચાઓ દ્વારા વ્યક્ત થતા તેમના કૌટુબિક, સામાજિક તથા અગત જીવનના પ્રશ્નોમા અને પ્રવૃત્તિઓમા આપણને ડોકિયુ કરાવે છે આ કારણે અવેતન નાટ્યસસ્થા, સ્ત્રી સેવાની સસ્થા, વણીનોની કલબ, અરવિંદ આશ્રમ વગેરેનુ વાતાવરણ કથામા દાખલ થાય છે વર્તમાનપત્રોમા કેટલાક કૌતુકપોષક, રહસ્યગર્ભ સમસ્યાજનક બનાવોના હેવાલો વાચવા મળે છે તેમાથી આ લેખકે કથામા ઘણો બધો સભાર ઊપાડ્યો હોય તેવી પ્રતીતિ વાર્તા કરાવે છે આધુનિક શિક્ષિતોનુ માનસ, વર્તન અને સત્યકથાઓની રહસ્યસૂચકતા લેખકના અભ્યાસનો વિષય છે

એનો વાંધો નહિ પણ લેખક પોતાની તાર્કિકતા અને સસારસમીક્ષાથી વાર્તામા ગોઠવેલા સભવિત બનાવો રહસ્યપોષક આકૃતિનુ સુદૃઢ કલેવર કથાને આપી શક્યા નથી કથામા કલાના મૂલ્યો ઉપર લેખકની સામાજિક દૃષ્ટિના મૂલ્યો સવાર થઈ જાય છે અને કથાના મુખ્ય નિરર્થક ગૌણ પ્રસગો, પાત્રો, ભેળવીઓ કથાની ધરતીને ભારે મારે છે લાંબા પટ ઉપર પથરાયેલી આ કથાનો કલાદોર તદ્દન શિથિલ છે

જે સમાજનુ લેખકને આલેખન કરવુ છે તેના અભ્યાસ-અવલોકન તેમણે સરસ કરી લીધા હોય છે પાત્રોની ગૂથણીમા અને તેમના વૃત્તિવર્તનોના આધારરૂપ પ્રસગો ઊપજાવવામા તેમની સભવાસભવની તર્કશક્તિ ઘણુ ખરુ સારુ કામ આપે છે, પણ એકદરે જોતા કથાનો વસ્તુદોર પાતળો પડી ગયો છે. કલ્પનાશક્તિના વિસ્તૃત પટ ઉપર કલાના દોરને ખેલાવવો તેમને જાણે ફાવતો જ ન હોય એવુ આ કથા કહી રહી છે એમ પણ બને કે દોઢસો-બસો પાનામા સમાઈ જાય તેવી કથાને સાતસો પાના લગી પાથરવા જતા આ શિથિલતા ઊભી પડી ગઈ હોય શ્રી પેટલીકર પ્રકૃતિએ સર્જક કરતા સુધારક, શિક્ષક અને સસાર-શાસ્ત્રી હોવાથી નવલકથામા પ્રશ્નચર્ચા, બોધકતા, કાર્યકારણનો સબધ જોડવાની તર્કિકતા, વર્તમાનપત્રોના આશ્ચર્યપ્રેરક હેવાલોની સયુક્તિક ગોઠવણી વગેરે લક્ષણો આગળ તરી આવે તેટલા ઉત્કટ રહે છે તેઓ જીવનચિત્રણમાથી વિચાર ઊપસાવતા નથી, પણ વિચારચર્ચાની રજૂઆતમાથી પાત્રાલેખન કરે છે જાણે કે વર્તમાનપત્રોમા વચાતી કેટલીક ઘટનાઓનુ રહસ્ય સમજાવવા જ તેમણે આ કથા લખી હોય એવી પ્રતીતિ થયા કરે છે જીવનના ઊડા, સનાતન મર્મનુ સુસકલિત અખડ દર્શન આ કથામાથી થતુ નથી, પણ આધુનિક વિચાર, રહેણીકરણી ને સામાજિક સમસ્યાઓની સપાટીનો ખ્યાલ તેમાથી આપણને મળે છે કુશળ કારીગરીની ત્રેવડમાથી નવલકથાની જે સુરેખ, સુશ્લિષ્ટ અને દૃઢ ગુફનવાળી આકૃતિ રચાવી જોઈએ તે શ્રી પેટલીકરની ઘણી નવલોમા નથી, અહી પણ નથી જે કુશળતા અને કલાથી તેઓ વસ્તુને પાથરે છે તે શક્તિ વસ્તુને સહજ લીલાથી સમેટી લેવામા બતાવી શકતા નથી આ નવલમા પણ આરભના પ્રકરણોમા વસ્તુ પાત્રો અને વાર્તાતત્ત્વને જાણવાનુ જે કુતૂહલ વાચકમા જાગે છે તે પ્રથમ ભાગના મધ્ય ભાગ પછી ટકી રહેતુ નથી પહેલા ભાગના મધ્યમા જ આપણે પામી જઈએ છીએ કે જ્યુથિકા નરહરિપ્રસાદને પરણવાની અને લેખક છેક તેને બીજા ભાગના અત સુધી અદ્ધર લટકાવે! નાયિકા કરતા

તો વાર્તાની ઉપનાયિકા મીનળ વાર્તાનું જાળું ઠીક પાથરે છે.

ચર્ચા અને વાર્તાલાપોથી વસ્તુ વિકસાવતી આ નવલકથા સોપાન અને ચુનીલાલ શાહની સામાજિક નવલોના પ્રકારની છે. એમાંની વસ્તુસામગ્રી સુગ્રાહ્ય છે અને તે બૌદ્ધિક આનંદ પૂરો પાડે છે. શ્રી પેટલીકરની કથનશૈલીમાં પ્રસાદ અને પ્રૌઢિ છે, પણ લાઘવ અને વેગ નથી. કથનની દીર્ઘસૂત્રિતા, ટાઢાશ અને નિરૂપણની એકવિધતા તેમની શૈલીનાં અંગભૂત બની ગયાં છે. જયુથિકાનાં વિચારવર્તન અને નરહરિપ્રસાદની માનસભૂમિકા સમજાવવામાં કથનનું લંબાણ ને પુનરાવર્તન સુભગ ન જ બની શકે. કેટલીક વિગતો અને વિવરણ કથામાં નિરર્થક છે, ક્યાંક પાત્રોનાં નામોમાં સરતચૂક જણાય છે. (પૃ. ૨૫, ૪૦) લેખકની ભાષા શિષ્ટ અને સંસ્કારી છે, પણ કેટલેક ઠેકાણે વ્યાકરણની, વાક્યરચનાની, ચરોતરી પ્રયોગની અશુદ્ધિઓ રહી જવા પામી છે. (પૃ. ૨૮, ૩૨, ૩૪, ૩૫, ૪૨, ૪૩, ૯૩, ૧૭૮ વગેરે.)

આમ છતાં, એક સામાજિક દસ્તાવેજ લેખે આ નવલકથાનું મૂલ્ય છે. 'પ્રેમપંથ' તેના લેખકના વર્તમાન સમાજના બહોળા અનુભવ સંસ્કાર અને મનનસમીક્ષાની છાપ યથાર્થપણે ઝીલી બતાવે છે. યુવાનોના પ્રશ્નો રજૂ કરવામાં, તેમને પરસ્પર સાંકળવામાં અને પાત્રોનાં વિધવિધ વૃત્તિસંસ્કારો તથા સમાજવ્યવહારોનું આલેખન કરવામાં લેખકની કુશળતા રહેલી છે. પ્રશ્નચર્ચાનો રસ જમાવવામાં તેમની હથોટી સરસ છે. એકંદરે નવલકથા આધુનિક ભદ્ર સમાજના વિચારપ્રવાહોનું પ્રતિબિંબ પાડતી આરસી જેવી છે, જેમાં પોતાનાં રૂપ કે ખોડ જોઈ જોઈ સમાજ આત્મજાગૃતિ કેળવી શકે.

**અજંપો :**

[લે૦ શેખાદમ આબુવાલા. પ્રકાશક: ભારતી સાહિત્ય સંઘ લિ., અમદાવાદ, ૧. રૂ. ૨/૨૫.]

આપણા જુવાન રંગીન ગઝલકાર તેમના 'ચાંદની' અને 'સોનેરી લટ' પછીનો ત્રીજો કાવ્યસંગ્રહ લઈને આવે છે. આમાં 'ચાંદની'માંથી કેટલાંક ચૂંટેલા કાવ્યોનો પણ સમાવેશ કરવામાં આવ્યો છે. ભાઈ આબુવાલા માત્ર ગઝલો જ લખતા નથી, વૃત્તબદ્ધ રચનાઓ અને ગીતોમાં પણ નિપુણતા બતાવે છે. એમની કવિતાનું મુખ્ય લક્ષણ છે હૃદયસ્થ ચિંતન અને મુલાયમ ભાવોની મર્મસ્પર્શી કલ્પનારમ્ય રજૂઆત. એમની ઊર્મિ, કલ્પના અને તેની વ્યક્તિમાં એક પ્રકારની હૃદયનિકટતા અનુભવાય છે. એકાદ ઉક્તિમાં જીવનના કે અનુભવના મર્મને ઠાલવી દેવાની તેમની હથોટી પ્રશસ્ય છે, એકાદ શબ્દના પરિવર્તન વડે તે આખા ભાવનું પરિવર્તન કરી દે છે. પહેલું જ કાવ્ય 'જીવનરાગ' 'મારે અંતર ભરવા રાગ'માંથી 'મારે અંતર લાગી આગ'નું ચિત્ર સહજતાથી બદલી દે છે. શબ્દો પાસેથી કવિની કુશળતાથી કામ કઢાવનાર આ કવિ જ્યારે તેની સાચી અનુભૂતિદિશાએ હોય છે ત્યારે તો એ ચાર શબ્દોની પીંછીમાં સમસ્ત જીવનનો કોઈ અદ્‌ભુત રંગ છાંટી દે છે. 'સિતારાઓ ગયા ત્યારે તમે સૂરજ બની બેઠાં!', 'હોય તિમિર ને આંખને લાગે તેજની રેલંછેલ!' 'કિનારા બાંધી લે છે તો ય હું તોફાની સાગર છું.' પ્રણય, યૌવનનો ઉલ્લાસ ને ખુમારી, વેદના ને ખુવારીની મસ્તી, પરાક્રમ ઝંખના અને જીવનસંઘર્ષ કે જગતની જડતા કવિનાં કાવ્યોના મુખ્ય વિષય છે. એનું નિરૂપણ પછી ભલે તે છંદમાં, રાગમાં કે ગઝલમાં થતું હોય પણ કવિનો રંગીન મિજાજ અને ગુલાબી વ્યક્તિત્વના મનોહર રંગો ધારણ કરે છે. એમનાં મુક્તકો અને છૂટા શેરમાંનાં કેટલાંક પણ હૃદયંગમ છે. 'થોડુંક ગાશું, થોડુંક રોશું: શું છે જુદાઈ તે આજ જોશું.' 'હું મારી જીત પાસેથી જ મારી હાર માંગુ છું', વગેરે. કલાપી પદ્ય રચનામાં ઉક્તિનો એક 'ડીંભો' આમ ઊડે અને બીજો તેમ ઊડે તેને ગઝલનું ખરું હાર્દ ગણતા. ભાઈ આબુવાલાની ગઝલોમાં પણ કલ્પના કે વિચારની ચમત્કૃતિના 'ડીંભા' પરસ્પર વિરોધી

દિશામા ઊડતા રહી કાવ્યમા વેધકતા અસરકારકતા અને મર્મપૂર્ણ ચોટ અનયાસે સર્જી દે છે 'જૂની જ્યુ' 'આદમથી શેખાદમ સુધી', 'એ તુ તો ભાન છે', 'જિંદગીના જખ્મ', નેહરુને વગરે ગઝનો એના સરસ દૃષ્ટાતરૂપ છે મુક્ત ગુનામી જીવ માટે જીવનના બધનો, જગતની રીતરસમો કે વિધિની વિચિત્રતા મર્યાદારૂપ કે મારુપ્યરૂપ છે એવા તાત્પર્યના રેશમી ચિત્રો આ કવિની ગઝનોમા ઠેર ઠેર મળે છે

'પણી પાણી થઈ ગયો સાગર છતા ક્યા છે અસર?
મૂર્ખને ચાની જશે છે કેવી પથ્થર ચાદની!

જેવી પક્તિઓ તો કવિના ચિંતન અને કપનાનુ અદ્ભુત રસાયણુ છે આણુવાના મુખ્યવે જુવાનીના રગના—તેની ખુમારીના અન તેના આસુના—કવિ છે એમની કપનામા જેમ પ્રણુયનુ અત્તર છે તેમ કુદરતના નૈસર્ગિક રગોનુ મધુર્ય છે એમના ચિંતનમા દુનિયાનો અનુભવ છે વેદના અને કટાક્ષના તણખા છે તેમણે ટૂકી ગઝનોમા મુક્ત અને ઊર્મિગીતના પ્રાણુનુ સિચન કર્યું છે પરિચિત વિચાર અને લાગણીને સુવાળા પ્રતીકો અને વિરોધાભાસી પદાવનીઓમા ગૂથવાની ફાવટ તેમને આવી ગઈ છે જો કે કવિતામા તેઓ જ્યારે આયાસથી પ્રાસ સાધવાની, તર્કની રમતો કરવાની અને સભાનુ રજન કરવાની ચેષ્ટામા સરી પડે છે ત્યારે તેમની ક્યમ રેશમી કાપડના ચીથરા ફાડતી હોય તેવો 'ચરડ' અવાજ કરતી સભળાય છે 'અમારા હાનને' 'મરવુ ભનુ' 'ધરો ધીરજ', 'વાયદો', 'પ્રેમની મહાની છે', 'બેવફાઈ', 'હુ ગુનામી આદમી છુ', 'હસતા રહીને' વગેરેમા એવા યાન્ત્રિક ને રૂઢ અવા જે પ્રગટે છે વૃત્તબદ્ધ રચના એમા કાવ્યરૂપનો દૃઢ બધ શિથિલ પડી જાય છે અને બ્રહ્મદેવ ને વણીની તદ્રુપતા ગઝનોમા તેવી પ્રગટતી નથી તો પણ 'નિરાશ થઈ', 'રુધિર ને રુદન' વગેરે નોંધપાત્ર કૃતિઓ ગણાય

શ્રી આણુવાના આપણી કવિતામા ઉર્દૂ કવિતામા છે તેવો મિજાજ, મસ્તાનો ન દર્દભરી હવા ભરવાનો પ્રયત્ન સફળતાથી કરી રહ્યા છે, તે આજે જ્યારે કવિતા બૌદ્ધિક વૈભવના દર્શન તરફ વિશેષે વળી રહી છે, તવે સમયે એક આનદની વાત છે એમની એક ઉત્તમ ગઝલ એટલુ તો ભાન છે'ની કેટલીક પક્તિ ઓનો આસ્વાદ કરીએ તો એની સત્યના સમજાશે

'મારી પડતીનુ મને હા, એટલુ તો ભાન છે!
ગાળ માનુ છુ કહે જ્યા કોઈ આ ઇ સાન છે!

*

ચાર દિનની ચાદની ને કેટલા અરમાન છે!

*

કોણ કહે છે જિંદગી માટે પ્રભુને માન છે?
મોત શુ છે? જિંદગીનુ જીવતુ અપમાન છે!

*

રાત ઝરમર ગીત ને એકાતમા એનુ મિલન
જિંદગી બોની કે મુજ પર આ ખરુ અહેસાન છે!

*

ગમ નિરાશા, દર્દ, બેચેની, વ્યથા ને આસુઓ
જીવવા માટે જુઓ, કેવો સરસ સામાન છે!

*

હાથની રેખા પ્રમાણે ચાલનારા છે ઘણા
ચાલ તરાઓની બદલે એ જ શક્તિમાન છે!'

**વસઈનો ઘેરો :**

[ લે૦ ચુનીલાલ વ શાહ પ્ર૦ ગાડીવ સાહિત્ય મદિર સૂરત રૂ ૪/- ]

આજથી બસો વર્ષ પહેલાના, ફિરગીની પોર્તુગીઝ સત્તા અને મહારાષ્ટ્રીય રાજ્ય વચ્ચેના યુદ્ધ પ્રસગને લગતી ઈ ૧૯૧૬મા લખાયેલી ઈતિહાસકથાની આ બીજી આવૃત્તિ છે બાજીરાવ પેશ્વાના કારભારમા વસઈનો કિલ્લો કેવા પરાક્રમોથી સર કરવામા આવ્યો, તેના ભાઈ ચીમણાજીએ શત્રુ પ્રત્યે ઉદાત્ત વર્તન બતાવી બ્રાહ્મણની વીરતાનો કેવો આદર્શ બતાવ્યો કોકણસ્થો અને દેશસ્થો વચ્ચે સત્તા મેળવવા કેવી ખટપટ ચાલતી હતી અને પોર્તુગીઝોનુ વર્તન અન્ય ધર્મીઓ તથા પ્રજા પ્રત્યે કેવુ અમાનુષી હતુ તેનો ચિતાર લેખકે કથામા આપ્યો છે કથા ઘણા જૂના

સમયમાં લખાઈ હોવાથી તેનો વાર્તારસ હવે વાસી લાગે છે. કથા કરતાં લેખક ઈતિહાસ લખતા હોય એવું વિશેષ જણાય છે. એમનાં વર્ણનોમાં હકીકતો ને માહિતીની પુનરુક્તિઓ વારંવાર થયા કરે છે. પહેલા પ્રકરણમાં આવતું મેળાનું વર્ણન એટલું સચોટ ને રસમય હવે લાગતું નથી. એના જમાનામાં કૃતિ કદાચ પ્રિય બની હશે, પણ આજે તેમાંની ઐતિહાસિક પાર્શ્વભૂમિ સિવાય કશું આકર્ષક એમાં દેખાતું નથી. યુદ્ધના અને પ્રેમના પ્રસંગો ચાલુ ચીલાના છે: સંવાદો આડંબરી છે. લેખકની શૈલી ને ભાષા પણ ટાઢીબોળ ને શિથિલતાવાળી છે. આ બીજી આવૃત્તિ વખતે લેખકે તેમની વિકાસ પામેલી ભાષા–શૈલીનો લાભ કૃતિને આપ્યો હોત તો સારું થાત એમ સૌને લાગશે. પૃ. ૭૦મે 'મૃત્યુની અપેક્ષા' નહિ, પણ 'મૃત્યુની પ્રતીક્ષા' લેખકના વક્તવ્યને અભિપ્રેત છે. આખું પુસ્તક ભાષાંતરિયા શૈલીની કૃત્રિમતા દેખાડે છે. એમાંના ઇતિહાસ અને ગોવા પ્રકરણને લીધે તેના વિષયમાં જાગતા રસ સિવાય પુસ્તકનું કશું મહત્ત્વ હવે રહ્યું નથી.

**રાગવૈરાગ :**

[ લે૰ સારંગ બારોટ. પ્ર૰ આર. આર. શેઠની કંપની, મુંબઈ, ર. રૂ. ૪/– ]

શ્રી. સારંગ બારોટ આપણા પ્રસિદ્ધ વાર્તાકાર છે અને આ તેમનો છઠ્ઠો વાર્તાસંગ્રહ છે. લેખકની સમભાવી અને ચકોર નજર આપણા રોજિંદા જીવન અને દૃષ્ટિએ ચઢતી આસપાસની દુનિયામાંથી ચોટદાર, કૌતુકપ્રેરક, રહસ્યજનક અને રસક્ષમ પ્રસંગો અને પાત્રો શોધી લાવે છે. શ્રીમંત ખેડાહુ, મધ્યમ અને શ્રમજીવી—એ ત્રણે વર્ગોના જીવનનું, તેમની કેટલીક આકુલ સમસ્યાઓનું અને તેમના લાક્ષણિક રંગરાગોનું વાસ્તવદર્શી ચિત્ર વાર્તાઓ પૂરું પાડે છે. માનવસ્વભાવ, વૃત્તિના આવેગો, મનોવ્યાપારોનીની ચિત્રવિચિત્રતાઓ અને હૃદયનાં આંદોલનોનું નિરૂપણ કરી તે તરફ આપણા હૃદયના સમભાવને જગાડવાનું કે તેના પર ટકોરો લગાવી તેને આશ્ચર્યમુગ્ધ કરવાનું કામ સંગ્રહની ઘણી ખરી વાર્તાઓ કરે છે. આજના જીવનમાં ને સમાજવ્યવહારમાં પ્રવર્તતાં દંભ, અન્યાય, જૂઠાણાં, ક્રૂરતા, ખોટાં મૂલ્યો અને નકલીપણા સામે લેખકે વાર્તાઓમાં યોગ્ય રીતે આંગળી ચીંધી છે. પ્રસંગ કે પાત્રને પલટો આપી નવલિકાના હાર્દને ઉચિત મમરો મૂકી જવાનો કસબ લેખકને હાથ બેસી ગયો છે. બ્રહ્મદારનો પંથી જોગી, ગાવાવાળી જહાનઆરા બેગમ, કર્તવ્યપાલન કરવા અપંગને પરણી પછી ગાવાવાળીની દીકરી સાથે છૂપો સંબંધ રાખનાર શિક્ષિત ધનિક શ્રીકાંત, સીધો ઘા કરનારા હલ્લાલકારો, સંયુક્ત મહારાષ્ટ્રનો ઝનૂની પ્રચારક છતાં એક ગરીબ ગુજરાતીને ભીડમાં આર્થિક મદદ કરનાર સતારાનો દાદો બાબુરાવ, નમાઝપ્રેમી કલ્લુમિયાં, ફિલસૂફ જેવો પાગલ મંજુ મસ્તાનો એમ વિધવિધ સંસ્કારો, વૃત્તિ આવેશો, વિચારો અને મનોભાવો કે વર્તનો બતાવતી પાત્રસૃષ્ટિ 'રાગવૈરાગ'માં ખડી થાય છે. વાર્તાના સ્વરૂપની જાણકારી પણ લેખકની સારી છે. પરિસ્થિતિ, વૃત્તિ, ઘટના કે મનોવ્યાપારના વિકસતા પ્રવાહમાં તે સયુક્તિક અને સ્વાભાવિક પરિવર્તનો બતાવી વાર્તાના અંતની ચોટ સ્વાભાવિકતાથી સાધે છે. 'નમાઝ', 'ભણકાર', 'પરિવર્તન', 'નશો' જેવી વાર્તાઓ એમાંની પ્રસંગયોજના, વસ્તુનિરૂપણ તથા રહસ્ય પ્રકાશની કલાથી અને તેના અંતની સ્વાભાવિકતાથી સંગ્રહની સરસ વાર્તાઓ બની છે. લેખક સ્થાન, સ્થિતિનું વાતાવરણ તાદૃશતાથી આલેખે છે. વર્તમાન સમયનાં કેટલાંક કૌટુંબિક અને સામાજિક દૃશ્યોની પાર્શ્વભૂમિ તેમણે વીગતો ને કથનસામગ્રીની યોગ્ય પસંદગીથી ચિત્રિત કરી છે. 'છરી અને ગુલાબ'માં તેમણે તિરસ્કૃતોના માનસતલમાં ડોકિયું કરાવ્યું છે. 'સથવારો'માં વૃદ્ધ ફેરિયાની વાતમાં બેકાર ઊભેલાઓ સામે સચોટ કટાક્ષ અને પિતૃહૃદય પ્રત્યે ઊંડી સહાનુભૂતિ નિષ્પન્ન કર્યાં છે.

ચિત્રસર્જનને જરૂરી યોગ્ય વિગતોના ને ઘટનાઓના

પ્રમાણુસરના નિરૂપણથી તેમની શૈલી સીધી, મુદ્દાસરની લક્ષ્યવેધી બની છે. હળવો કટાક્ષ, લાગણીનો સમભાવ, ગળચટ્ટાં વર્ણનચિત્રો, કથનરસની ખીલાવટ, આલેખન-આયોજનના વિવિધ પ્રયોગો, અને રંગ તથા રૂપની સાધના શ્રી. સારંગ બારોટની વાર્તાશૈલીનાં લાક્ષણિક તત્વો છે.

સંગ્રહમાં બધી જ વાર્તાઓ એક સરખું આકર્ષણ કરે તેવી નથી.

'રોન પોલીસ'માં ચમત્કૃતિનો આભાસ આપતી માત્ર ચાલાકી છે. 'અરક્ષિત ઇમારત'મા વાર્તાનો મર્મ પામતાં ઘણી શુષ્ક, નિરર્થક વિગતોના વનમાંથી પસાર થવું પડે છે. 'પાંચસો રૂપિયા'માં નિરૂપણ અને અંત આયોજનની કૃત્રિમતા છતી કરી દે છે. 'એસતે વર્ષે'માં પણ નાયકને જે અનુભવો થાય છે તેનો સ્વાંગ ભલે જુદો હોય છતાં એના તથ્યમાં એકવિધ યાંત્રિકતા ખડકાઈ છે. 'ધોળી ટોપી' કે 'નહિ પુરુષ બળવાન' જેવી નબળી વાર્તાઓ સંગ્રહમાં ન મુકાઈ હોત તો ઇષ્ટ જ થાત. તો પણ એકંદરે, 'રાગવૈરાગ'ની ઘણી વાર્તાઓ આપણા રહસ્યશોધુ, કૌતુકઝંખુ, વાર્તારસિયા હૃદયને રોચક થાય તેવી આકર્ષક બની છે.



ફ્રોઈનના ઝપોરોઝયે શહેરના મોટરના કારખાનામાં નવી 'ઝાપોરોઝેત્સ' એવા કારનું ઉત્પાદન શરૂ થયું છે. ચાર બેઠકની આ ગાડીનું ખોખું અખંડ ધાતુના પતરાનું બનેલું છે તેને ટ્યુબ વગરનાં ટાયર છે અને હવાથી ઠંડુ રહેતું ૨૩ હોર્સ પાવરનું એન્જીન તેને વધુમાં વધુ ૮૦ કિલોમિટરની ઝડપ આપે છે ગાડી રસ્તાને બરાબર પકડે છે અને સહેલાઈથી ઢોળાવ ચઢી શકે છે.
ગાડીની વિશિષ્ટતા એ છે કે તેનું એન્જીન પાછળના ભાગમાં છે જેથી એન્જીન, ગિયર-બૉક્સ અને રિયર એક્સલ એક ઘટક તરીકે કામ કરે છે. આથી ગાડી સારું કામ આપે છે. આગલા ભાગમાં સામાન રાખવાનું ખાનું છે.

ડો. ભૂપતરાય સો. દવે : ડો. શંકરલાલ મો. દવેનાં નિસર્ગોપચારનાં સાત પુસ્તકો

## કબજિયાત કેમ મટાડશો?

રૂ ૪/— [ રજિ. પો. —/૯૦ ]

કબજિયાત દરેક રોગનું મૂળ છે. તે માટે કેટલીય બજારુ દવાઓ પાછળ ધૂમ પૈસા વેડફાય છે. આ નવું પુસ્તક કુદરતી ઉપચારોથી કબજિયાત મટાડવા માટેનું સાચું માર્ગદર્શન આપે છે.

## તંદુરસ્ત રહો

રૂ. ૩/૭૫ [ રજિ. પો. —/૯૦ ]

દવાઓથી ધરાઈ ગયેલાં અને કંટાળી ગયેલાં માટેનું આ નવું પુસ્તક દરેકને ખૂબ ઉપયોગી થઈ પડે તેવું છે. કુદરતી ઉપચારો તરફ આજે લોકોની વળેલી દૃષ્ટિને પણ સંતોષશે.

## રોગ અને આસનો

રૂ. ૩/૨૫ [ રજિ. પો. —/૮૫ ]

આસનોથી શરીર નીરોગી કેમ રાખી શકાય તે આ પુસ્તકમાં આસનોની છબીઓ સાથે સમજાવ્યું છે. આવૃત્તિ ઉપર આવૃત્તિ પામતું આ સચિત્ર પુસ્તક સાચા સાથીની ગરજ સારશે.

## આરોગ્ય કેમ સાચવશો?

રૂ. ૩/— [ રજિ. પો. —/૮૦ ]

આ પુસ્તકમાં આપેલા લેખો, દર્દીઓની સત્ય પ્રયોગકથાઓ, ફળો, શાકો, આપણી આદતો અને જે જે માહિતી આપવામાં આવી છે તે વાંચીને આપણે જીવનમાં ઉતારવા પ્રેરાઈએ.

## ક્ષય-દમમાં નૈસર્ગિક ઉપચાર

રૂ. ૩/— [ રજિ. પો. —/૮૦ ]

ક્ષય અને દમ એવા જીવલેણ રોગો છે કે કાળજી-પૂર્વકની સારવાર તે માટે ન લેવાય તો દર્દી અને તેનું કુટુંબ દરેક રીતે ઘસાય છે. આ પુસ્તક એવા રોગીઓને ઉપયોગી થઈ પડે તેવું છે.

## હઠીલાં દર્દોમાં કુદરતી ઉપચાર

રૂ. ૨/૫૦ [ રજિ. પો. —/૬૫ ]

શાસ્ત્રીય કસરત અને કુદરતી ઉપચારો દ્વારા નવજીવન મેળવી શકાય છે એ વાત જો ગળે ઊતરે અને અસાધ્ય દર્દોની દવાઓથી કંટાળી ગયા હોય તે માટેનું કાયમી ઉપયોગી નીવડે તેવું મહત્ત્વનું આ પુસ્તક છે.

## દવાનો છેલ્લો ઘૂંટડો અને કુદરતી સારવાર

મૂલ્ય રૂ. ૨/૫૦ [ રજિ. પો. —/૭૫ ]

આ પુસ્તકમાં જે પ્રશ્નો ચર્ચાયા છે, એના લેખોમાં જે છણાવટ થઈ છે તે કેવળ લખવા માટે નથી લખાયા. પણ દર્દીઓના શંકાઓનું, એમની મૂંઝવણો પૂછાવતા જે પત્રો આવેલા તેના ઉત્તરો રૂપે આમાં મૂક્યું છે.

**ભારતી સાહિત્ય સંઘ (પ્રા.) લિ.** ૬૪, ગાંધી રોડ, ફર્નાન્ડીઝ બ્રિજ, **અમદાવાદ, ૧**

## નવાં 'સ્વાતિ પ્રકાશનો'

અંક ૧૧ : ફેબ્રુ૦ '૬૧
સળંગ અંક ૩૭૧




'ઊર્મિ' : વર્ષ ૩૧
'નવરચના' : વર્ષ ૨૫

સમાજમાં સંસ્કાર અને સાહિત્ય પ્રેરતું સામયિક

## ક્રમ





## સૂચના


* લવાજમ વરસનું : સાડાસાત રૂપિયા વિદેશમાં દશ રૂપિયા (શિ. ૧૫)
* દર માસની ૧લી તારીખે નિયમિત પ્રગટ થાય છે.
* વરસમાં એપ્રિલ, જુલાઈ, ઑક્ટોબર અને જાન્યુઆરી એ ચાર માસમાંથી કોઈપણ માસથી ગ્રાહક થઈ શકાય છે
* વી. પી. થી લવાજમ વસૂલ કરવામાં જે વધારાનો ખર્ચ થાય છે એ ગ્રાહકે જ ભોગવવાનો હોય છે એટલે લવાજમ પૂરું થયાની નોટિસ મળે ત્યારે ગ્રા. નં. અને પૂરા સરનામા સાથે કૃપા કરીને મનીઑર્ડરથી જ લવાજમ મોકલી આપવું.
* નમૂનાનો અંક મંગાવતી વખતે ૭૫ નયા પૈસાની ટિકિટો બીડવી જરૂરી છે મફત અંક કોઈને મોકલાતો નથી
* દરેક જાતના પત્રવ્યવહારમાં ગ્રા. નં. લખવો ખાસ જરૂરી છે.
* અસ્વીકૃત લખાણ પાછું મેળવવા જોઈતી ટિકિટો બીડવી જરૂરી છે એ સિવાયનાં અસ્વીકૃત લખાણો ૫ દર દિવસ પછી રદ કરાય છે.
* જાહેરખબર માટેનું, લવાજમ મોકલવાનું, લખાણો મોકલવાનું અને બીજા દરેક જાતના પત્રવ્યવહારનું સરનામું :—

'ઊર્મિ—નવરચના'
ભારતી સાહિત્ય સંઘ (પ્રાયવેટ) લિ.,
૬૪, ગાંધીરોડ : ફર્નાન્ડીઝ બ્રિજ
અમદાવાદ, ૧


પ્રકાશક ઈશ્વરલાલ મો૦ દવે અને મુદ્રક કાંતિલાલ ડાહ્યાભાઈ પટેલે માલિક ભારતી સાહિત્ય સંઘ (પ્રાયવેટ) લિમિટેડ વતી ૬૪, ગાંધીરોડ, ફર્નાન્ડીઝ બ્રિજ, અમદાવાદથી પ્રસિદ્ધ કર્યું અને મંગલ મુદ્રણાલય, રતનપોળ, અમદાવાદમાં છાપ્યું.
તંત્રી : ઈશ્વરલાલ મો૦ દવે અને સંપાદક : જયન્ત પરમાર.

# ઊર્મિ નવરચના

## ✱ . . . . . . . . માણસની મહત્તા

માણસનું કામ, સ્થાન અને હાજરી એટલાં બધાં મહત્ત્વનાં હોય છે કે તેની જ સાચા અર્થમાં ગણના થાય છે, બીજા કશાંની નહિ. કાંઈક કામ માટે માણસ પ્રેરાય કે ઈચ્છા કરે ત્યારે એ કામની કામિયાબી તેની વહારે ધાય છે; એટલું જ નહિ પણ એની ઇચ્છાશક્તિની પ્રબળતા પણ તેને યારી આપે છે. ધગશ અને દૃઢ ઈચ્છાશક્તિનું આ મહત્ત્વ દરેક કામને માટે જરૂરી છે કોઈપણ કામમાંથી પાછા હટવાનો વખત ત્યારે જ ન આવે કે જયારે માણસની ધગશે દૃઢ ઇચ્છાશક્તિનું સ્વરૂપ લીધું હોય. કામની સાથે સાથે માણસનું સ્થાન પણ એટલું જ મહત્ત્વનું છે. જે સ્થાન ઉપર બેઠાં બેઠાં કયારેક એટલું કે એવું વલણ પણ માણસ દાખવી બેસે છે કે જે વલણ કદી કોઈએ અંગીકાર ન કર્યું હોય એવા વલણ તરફ કોઈપણ જાતની હમદર્દી ન મેળવી શકાય ત્યારે એ સ્થાનની કશી ઉપયોગિતા જ ન રહે. સ્થાનની સાથે જ કામની પણ સાચી પરિસ્થિતિને અનુરૂપ રહેવા, અનુકૂળ થવાના બધા પ્રયત્નો જો કામ ન લાગે તો કામની સાથે જ સ્થાનનું મહત્ત્વ ડગી ઊઠે છે એ એટલે સુધી કે સ્થાનભ્રષ્ટતા પણ ત્યાં જ નિર્માઈ ચૂકે છે દૃઢ ઈચ્છાશકિતવાળું કામ જ સ્થાનની ચોકસાઈ નક્કી કરે છે અને એ ચોકસાઈ સાથે જ માણસની હાજરી પણ આવી જાય છે માણસ એનું ગમે તેવું મહત્ત્વનું કામ કે સ્થાન ધરાવે છતાં એની હાજરી, એની ઉપસ્થિતિ જ મોટી વાત ગણાતી હોય છે. એ ઉપસ્થિતિને કોઈ અવગણી ન શકે, કોઈ ટાળી ન શકે કે કોઈ ખાળી ન શકે એટલે જ 'આપ મુઆ વિના સ્વર્ગે ન જવાય' જેવી કહેવતને આપણે સાચી ઠરાવીએ છીએ ને? ગમે તેટલું સારું કામ હોય ગમે તેટલું મહત્ત્વનું સ્થાન હોય પણ એ બન્નેનું સાચું મૂલ્યાંકન તો માણસની હાજરીથી જ નક્કી થાય છે. એ મૂલ્યાંકન કરવાની કોઈને વાત કહેવાની ન હોય મૂલ્યાંકન જાતે જ પોતાનું મૂલ્ય આંકી દે છે એમાંથી જ માણસ દીપી ઊઠે છે માણસ પરખાય છે, માણસને સમજી શકાય છે એ જ એની સાચી અને મોટી મહત્તા હોઈ શકે.



તંત્રી: ઈશ્વરલાલ મો. દવે
સંપાદક: જયન્ત પરમાર

'મિત્રા'

## જિંદગી

સાંભળ્યું 'તું,
મથ્યા છે ઘણા બાંધવા
આપણા શબ્દોની જાળમાં
ને તોયે જે બંધાઈ નહીં
તે છે આ જિંદગી !
વળી લખ્યું 'તું
હાથતાળી દઈ દઈ
જાય છે જે સરી
ને ગઈ તે આવી નહીં
તે છે આપણી જિંદગી.
આજે અનુભવ્યું
જે સમજી કદી ના સમજાઈ
છતાંયે જે શકયા જીવી
ઠોકરો ખાધા છતાં ન છોડાઈ
તે છે હા ! આપણી જિંદગી.

★

પ્રા. ગોવિન્દભાઈ પટેલ

## ગોરી

ગોરી, જાણે ડાંગરની તું કયારી,
મેઘની મોતનધાર થાતાં શી ખીલતી કલા તારી !
ગોરી, જાણે ડાંગરની તું કયારી.
રૂસણાં ઊંચે આભનાં, બીજી
મીઠી દખ્ખણ લ્હેરો,
કામણ કેવાં સીમને દેતો,
જોવનાઈનો ઘેરો !
માણતો ખેડુ મીઠડાં ખાંતે પરસેવો નિતારી.
ગોરી, જાણે ડાંગરની તું કયારી.
મેઘની મ્હેરે રોપણી ચાલે
ગીતને તાલે તાલે,
ચોપાઈ ધરુ ખંજન જેવું
અખિલાઈમાં મ્હાલે;
ધરવી થાતી રઢિયાળી શી સુહાગ ધણના ધારી !
ગોરી, જાણે ડાંગરની તું કયારી.
પલટે મોસમ, લ્હેરિયાં લેતી
પલટી જાય ફૈવાટી,
'શેઢા' કેરી' હદમાં ત્યારે
રૂપની મ્હેકે મટી;
જીરવી તાપો ભોમકા થાતી અન્નપૂરણા સારી.
ગોરી, એવી ડાંગરની તું કયારી.

★

'મધુરમ્'

## શિશિર

શિશિરની શી શીતળતા.
સમસમ સિસકારા સૃષ્ટિભર
ચિત્ર સમી છે ચતુર્દિશ,
મીણ સમ ઠર્યા આ દિનનિશાકર
ઘી સમ થીજ્યું શું થરથર નગર
વિશ્વ તણી શી વિકળતા
શિશિરની શી શીતળતા.
વનવન શોભા સ્તબ્ધ ઘડીભર
સ્થિર દિસે નભ કુમકુમ સર
તારક છૂટ્યા પંખી ક્ષણભર
વ્યોમ ધરા ને સ્થિર ઝરણ
સૃષ્ટિ સારી શી શિશિર શરણ.
વિધુ શી વિરલ વિમળતા
શિશિરની શી શીતળતા.

★

૨૪૦ નાથાલાલ દવાણી

## મેંદીનાં પાન

**નેહનાં નેણ**

હોઠ રહે પણ નેણ રહે ના ચૂપ,
નેહનાં નટખટ, નેણ રહે ના ચૂપ !

**પ્રેમ**

પ્રેમ તો પામી શકે છે સર્વને,
પ્રેમ કેવળ જોઈએ બસ, પામવાને પ્રેમને !

**તું નથી**

પ્યાસ તો છે ને તું નથી સાકી,
મારી મહેફિલમાં તું જ છે બાકી !

**નયને સમાઓ !**

રાખો, અમારું આ વેણ રાખો,
આવો, અમારાં નયને સમાઓ,
એમાંય સહેજે આવે શરમ તો–
ઘૂંઘટ શા પાંપણના પરદા છે, ઢાળો !

**સધિયારો**

મિલનમાં આપ, જુદાઈમાં યાદનો વારો,
અમારે આમ રહ્યો આપનો જ સધિયારો !

**સુરાહી રાખજો**

સુરા પીઓ જ પીઓ, છો તમે રસિકતાની,
સુરાહી રાખજો હંમેશ ધીર સંયમની !

**યાદ કરે છે**

મિત્રો જ જ્યારે મિત્ર થઈ બાદ કરે છે,
હૈયું દિલેર દુશ્મનોને યાદ કરે છે.

**ના થશે**

દુષ્ટનું કરશો તમે નિત્ય દમન—
દુષ્ટતાનું ના થશે એથી શમન !

**મહત્તાની નમ્રતા**

ક્ષમા શું છે ? મહત્તા નમ્રતાની,
નમ્રતા માત છે એ મહત્તાની !

**પૂનમ અમાસ**

આ અમાસી આભ જાણે મોરસો મીઠો કળાયેલ,
ને પૂનમ તો દીસતી જાણે ઢળકતી ઢેલ !

☆

દેવજી રા૦ મોઢા

## હે રવિ !

અસ્તાચલે જઈ રહેલ રવિ, તને હે !
શો અર્ઘ્ય હા, અરપીને બનવું કૃતન ?
તું તેજ-આત્મ, તુજ અંગ ઘડેલ તેજે;
ત્યાં દીપથી તવ ઉતારું હું આરતી કાં ?
ને વારિથીય તુજને દઉં અંજલિ શી,
જ્યાં અન્ન-પાણી દઈ તું જગતે જિવાડે ?
ને તું જ જ્યાં વનતણી વનરા ઉગાડે,
ત્યાં અર્પવી ક્યમ તને તુલસીની પત્તી ?

હે સૂર્ય ! તું જરીક જો મુજ વેણ રાખે,
તો ભિક્ષુ તુજ કનેથી હું આજ માગું;
કે, તૃપ્તિની ઝલક જે તું-મુખે સુહાતી,
તેવી રહે મુજ મુખેય સુહાઈ, એવા
કર્તવ્યપંથ પર, જીવનશેષકાલે,
પ્રેરી રહે સતત, અસ્ત થતા રવિ હે !

## હે ચંદ્ર !

હે ચંદ્ર ! કૌમુદીતણા રસને ઝમી તું
આ પૃથ્વીની સૂરતને પલટાવી નાખે;
ને જે પ્રગાઢ તિમિરે તરબોળ ગૂઢ,
વ્યક્તિત્વ તેહ પુર, ગ્રામ, વનો ધરન્ત !

હે ચંદ્ર ! શીતલ કરો મૃદુ ફેરવીને
ઉત્તાપ શાંત જલધિ-તનુના કરે તું;
ને સિંધુ-હાર્દ ઊછળે નભ આંબવાને,
સંચાર જે મહીં થયો તવ ચેતનાનો !

તો ચંદ્ર હે ! વિતર ચાંદની સારુ તારી
આ દેહના અણુ અણુ મહીં, રોમ-રોમે;
કે જીવું હું મરણપ્રાય અવસ્થ, તે હું
જીવું જરા સભર-જીવન-માનવી શો !
હે રોહિણી-દયિત ! ઔષધિનાથ ! કાપ
આ જાડ્ય મારું, નવ ચેતન આપ ! આપ !

☆







'રાજહંસ'

# સમયનાં શોર-ગોર

**સ્વતંત્રતાની જ્યોત નવી પેઢીના હાથમાં**

'જુલમનો સામનો કરવો છે ગરીબી નિવારવી છે, રોગ દૂર કરવા છે, દુ:ખ બધુ નાબૂદ કરવુ છે' અમેરિકાનુ પ્રમુખપદ સ્વીકારતી વેળા અમેરિકન પ્રમુખ કેનેડીએ દુનિયા આખીનુ ધ્યાન ખેંચે એવા પ્રેરક વચનો કહ્યા છે એ વાણીમા ગજ પુરુષોને ભારની ડંફાસો ને મોટી પણ પોકળ વાતો હાંકવાનો પ્રયાસ થયો હોય એમ જણાતુ નથી એના દિલની નિખાલસતાનો રણકો એમા સંભળાય છે

એણે કહ્યુ છે કે સત્તાની સમતુલા જાળવી રાખવાની ઘડીઓ વીતી ગઈ છે હવે સ્વાધીનતા તરફ એક પછી એક દેશ વળી રહ્યા છે ત્યારે પરતંત્રતાની જંજીરો તૂટે તેજ વખત અત્યાચારો અને જુલમો આરંભાય એ સ્થિતિ અસહ્ય છે એટલે જ્યા સ્વતંત્રતા જોખમમા આવશે ત્યા એની વહારે જવુ પડશે

એણે એ પણ કહ્યુ છે કે અમેરિકા કેટલી મદદ આપશે ને શુ કરશે એની અટકળો કરવાના દિવસો પણ પૂરા થયા, આપણે સહુ એકઠા મળી શુ કરી શકીએ તે જોવાનુ છે સહુની સાથે મળીને સહકારથી રાષ્ટ્રસંસ્થા દ્વારા સક્રિય કામ કરવાની ધગશ હોય એમ નવા પ્રમુખે કહ્યુ છે

વિજ્ઞાનનુ સંહારકારી ભીષણ રૂપ જોયા પછી એમણે વિજ્ઞાનનુ કલ્યાણકારી સ્વરૂપ ઓળખવાની ઘોષણા કરી છે રાષ્ટ્રો શસ્ત્રસંન્યાસ લઈ શકે તે માટે ચોક્કસ સૂચનો કરવાની હાકલ પણ એમણે કરી છે અને ઠેઠ સુદૂરથી ચાલી આવતી પ્રજાને મહાન હેતુઓના સમર્થન કાજે સમર્પણ કરવાની હાકલ પણ એમણે જ હિંમતપૂર્વક દીધી છે

અમેરિકાનુ પ્રમુખપદ (ખ્રુશ્ચેવને બાદ કરતા) જગતમાં અજોડ ગણાય એવુ છે પણ નવા પ્રમુખની અદેખાઈ કોઈ કરતુ નથી એણે જે જવાબદારીના ભાન સાથે એ સ્થાન સ્વીકાર્યું છે તે જોઈને હરકોઈ ચકિત થયા છે કૈંક અવનવુ થવાની આગાહીઓ સમજાઈ રહી છે કેનેડીએ જાતે જ કહ્યુ છે કે હવે નવી પેઢીના હાથમા સ્વતંત્રતાની જ્યોત સોંપવામા આવી છે આ ભાન ઘણુ સૂચક છે અને એના ગર્ભમા નવસર્જનની શક્યતાઓ રહી રહેલી છે

**હશે શુ એ કુદરતનુ નિમિત્ત ?**

ગાંધીજીના નિર્વાણ વખત ગ્લાનિના વાયરા દેશભરમાં વાયા હતા અને જગતભરમા ફેલાયા હતા માનવીએ ચિંતવેલા ઉત્તમ મૂલ્યોના સમર્થન કાજે એ દેહ પડ્યો ત્યારે એનો આઘાત સર્વત્ર ઝીલાયો હતો ચિંતન, વિચારનુ પ્રકટ થવુ, એનો ઉચ્ચાર થવો ને એનુ સમર્થન કરવુ—માનવ પુરુષાર્થની સીમામા આવેલા આ ધન્ય ચાર પ્રકારોમા રહેલુ સામર્થ્ય આપણે ભૂલવા જેવુ નથી

સંભવ છે કે કેનેડીમા આધ્યાત્મિક સાધના કે બળ ઓછા હોય પણ ઉદારમતવાદીની ધાર્મિક શ્રદ્ધા તો હશે જ તે વિના એમની વાણી આવી પ્રગલ્ભ ના બને એમની કને કલ્પના કે સ્વપ્ન આવ્યુ હોય એમ જણાય છે ભલે આજે એનો આકાર સ્પષ્ટ ના હોય પણ જે સમયે દુનિયાને મહાન હેતુઓ અને એ જાગવા નીકળતાની ખાસ જરૂર હતી ત્યારે કેનેડીની વાણી સ્ફુરી થઈ છે

એમ બને કે આપણે અગર બીજો કોઈ દેશ એમની સાથે સંપૂર્ણ રીતે સહમત ના થઈએ અથવા એવું





પણ બને કે કેનેડીના માર્ગમાં ઘણી મુશીબતો ઊભી થાય અને પ્રગતિ કરતાં ગૂંચવાડો વધવા પામે એમની નિકટના માણસોનો વિશ્વાસ પણ કદાચ એ ગુમાવી બેસે. અગર એમની કે એમના સાથીઓની આકરી કસોટી પણ થાય, ને વેઠવું પણ પડે. એવું કૈં ને કૈં બનવાનું, ના બને તો જ નવાઈ લાગવી જોઈએ. ને એમ છતાં, કેનેડી આ જગતને નવા માર્ગે લઈ જનાર પુરુષાર્થીઓમાંનો એક છે એવી સંભાવના વધારે જણાય છે. એના જ ભાગ્યમાં જય છે કે બીજાના એ તે કોણ કહી શકે. પણ એનાં સ્વપ્નાં પાર પડો એવી દુઆઓ જગતના ઘણા ખૂણાઓમાંથી અચૂક થવાની. કેટલાક માણસો કુદરતના નિમિત્ત બનીને આવે છે ત્યારે એવી હવા જ પેદા થાય છે, વાણી જ એવી નીકળે છે, ને વિચારો પણ એવા જ વેગથી ફેલાય છે, સ્વીકારાય છે.

### પ્રકાશ પાડનારો જીલાસ

કેનેડી પ્રમુખ થયા ત્યારે એક બીજો સૂચક બનાવ પણ થયો. પૂર્વ યૂરોપનાં નાનાં રાજ્યો વિશ્વયુદ્ધમાં સંડોવાયાં, યુદ્ધ પૂરું થયું, પણ એમની ઉપર તો 'લોખંડી પડદો' પડી ગયો તે હજુ ખસતો નથી. સામ્યવાદીઓ પાસે બે પ્રકારનાં બળ છે: પ્રચાર–ઝૂંબેશ–શિસ્ત ને ઘર્ષણો ઊભાં કરવાનું બળ બધા દેશમાં પૂરા જોર-શોરથી વપરાય છે. બીજું બળ છે ખુલ્લી લશ્કરી તાકાત. જે દેશ એમની સત્તા હેઠળ આવ્યો ત્યાંથી પહેલું બળ બિનજરૂરી ઠરી અદૃશ્ય થાય છે, ને બીજું નિર્દય રીતે અમલમાં આવે છે. યુગોસ્લાવિયામાં સામ્યવાદી સરકાર આવી ત્યાર પછી જીલાસ નામનો એ જ પક્ષનો આગેવાન જેલમાં પુરાયો હતો, તેની હમણાં મુક્તિ થઈ.

કારાવાસમાં રહીને જીલાસે એક પુસ્તક લખ્યું–'ધી ન્યૂ ક્લાસ.' એમાં એણે જે જોયું ને અનુભવ્યું તે જણાવી દીધું કે જનતાને નામે સામ્યવાદીઓ એક નવો ખાસ વર્ગ ઊભો કરી રહ્યા છે. એ વર્ગ દેશનો શાસક થયા પછી ક્યારેય ખસવાનો નથી. એમને ઊંચા હેતુઓનો વાણી–વિલાસ જ કરવો છે, એનો અમલ કરતા વખતે સત્તાને આંચ ના આવે તેની પૂરેપૂરી તકેદારી રાખવી છે. મતલબ કે લૂંટ કરવા ને વહેંચી લેવા કોઈ વિશાળ કાવતરું ચાલી રહ્યું છે.

આ પુસ્તક છૂપી રીતે બહાર આવ્યું ને ઘણા દેશોમાં પહોંચ્યું એ પછી લોકો પોતાના દેશની સારી મનાતી સરકારોથી પણ ચેત્યા છે. અને કાયદો, શિસ્ત, પક્ષની સ્થિરતા, કટોકટીને પહોંચી વળવાની જરૂરીઆત આવા ઘણા બહાના હેઠળ માનવ–સ્વતંત્રતા કેમ રૂંધાય છે જકડાય છે તે વિશે વિચાર કરતા થયા છે. સામ્યવાદીઓને તો જવાબ જ જડતો નથી.

જીલાસની મુક્તિ અને કેનેડીનું પ્રમુખપદે આવવું બંને ઘટનાઓ એક સાથે બની છે. ભલે એ આકસ્મિક મનાય, પણ એમાય સંકેત છે. એકે અંધારું કેવુંક ભીષણ છે તે બતાવવા દીવો પેટાવ્યો છે, બીજાએ કયા પ્રકાશ તરફ આપણે જવું છે એની હાકલ કરી છે. બંનેએ જગતના વિકાસમાં બળ સીંચ્યું છે.

### કરોડોનો વ્યય કે દુર્વ્યય?

કેનેડીના સમયમાં હિંદને પૂરતી આર્થિક મદદ મળે એવા સંજોગો વહેલા જ છે, વૈજ્ઞાનિક સહાય પણ મળશે. આપણી ત્રીજી યોજનામાં કરોડોની જરૂર જણાઈ છે, એ જરૂર મોટે અંશે પૂરાશે એમ જણાય છે. ત્રીજી યોજના વિના આપણું કામ આગળ ચાલે એમ નથી, ને એ યોજનાને બહારની મબલખ સહાય વિના ચાલે એવું નથી.

કરોડો ડોલરની મદદ એકલા હિંદને જ નથી મળી, બીજા ઘણા દેશોને મળી છે. પણ એ નાણું લેખે લગાડ્યું હોય તો જર્મની ને જાપાન એ બે દેશમાં. યુદ્ધમાં ભાંગી ગયેલાં આ રાષ્ટ્રો આપણી આઝાદીના કાળમાં જ પાછાં આબાદ થઈ ગયાં છે. જાણે કોઈ કીમિયો હાથ લાગ્યો હોય એમ વીજળીવેગે પ્રગતિ કરી એમણે દુનિયાને ચકિત કરી મૂકી છે. સામ્યવાદ ના હોય છતાંય દેશની પ્રગતિ ઝડપી થઈ શકે તેની પ્રતીતિ કરાવી છે. દેખીતું છે કે ડોલરની જંગી મદદ



'રાજહંસ'

# દુનિયાના ઝરૂખેથી

**સ્વતંત્રતાની જ્યોત નવી પેઢીના હાથમાં**

'જુલમનો સામનો કરવો છે ગરીબી નિવારવી છે, રોગ દૂર કરવા છે, દુઃખ બધું નાબૂદ કરવું છે.' અમેરિકાનું પ્રમુખપદ સ્વીકારતી વેળા અમેરિકન પ્રમુખ કેનેડીએ દુનિયા આખીનું ધ્યાન ખેંચે એવા પ્રેરક વચનો કહ્યા છે. એ વાણીમાં રાજપુરુષોને ભાવતી ડંફાસો ને મોટી પણ પોકળ વાતો હાંકવાનો પ્રયાસ થયો હોય એમ જણાતું નથી. એના દિલની નિખાલસતાનો રણકો એમાં સંભળાય છે.

એણે કહ્યું છે કે સત્તાની સમતુલા જાળવી રાખવાની ઘડીઓ વીતી ગઈ છે. હવે સ્વાધીનતા તરફ એક પછી એક દેશ પહોંચવા લાગ્યા છે ત્યારે પરતંત્રતાની જંજીરો તૂટે તે જ વખતે અત્યાચારો અને જુલમો આરંભાય એ સ્થિતિ અસહ્ય છે એટલે જ્યાં સ્વતંત્રતા જોખમમાં આવશે ત્યાં એની વહારે જવું પડશે

એણે એ પણ કહ્યું છે કે અમેરિકા કેટલી મદદ આપશે ને શું કરશે એની અટકળો કરવાના દિવસો પણ પૂરા થયા, આપણે સહુ એકઠા મળી શું કરી શકીએ તે જોવાનું છે. સહુની સાથે મળીને સહકારથી રાષ્ટ્રસંસ્થા દ્વારા સક્રિય કામ કરવાની ધગશ હોય એમ નવા પ્રમુખે કહ્યું છે.

વિજ્ઞાનનું સુહતરફી ભીષણ રૂપ જોયા પછી એમણે વિજ્ઞાનનું કલ્યાણકારી સ્વરૂપ ઓળખવાની ઘોષણા કરી છે. રાષ્ટ્રો શસ્ત્રસંન્યાસ લઈ શકે તે માટે ચોક્કસ સૂચનો કરવાની હાકલ પણ એમણે કરી છે. અને ઠંડા યુદ્ધથી થાકેલી પ્રજાને મહાન હેતુઓના સમર્થન કાજે સર્વાર્પણ કરવાની હાકલ પણ એમણે જ હિંમતપૂર્વક દીધી છે.

અમેરિકાનું પ્રમુખપદ (ખ્રુશ્ચેવને બાદ કરતાં) જગતમાં અજોડ ગણાય એવું છે. પણ નવા પ્રમુખની અદેખાઈ કોઈ કરતું નથી. એણે જે જવાબદારીના ભાન સાથે એ સ્થાન સ્વીકાર્યું છે તે જોઈને હરકોઈ ચકિત થયા છે. કંઈક અવનવું થવાની આગાહીઓ સમજાઈ રહી છે. કેનેડીએ જાતે જ કહ્યું છે કે હવે નવી પેઢીના હાથમાં સ્વતંત્રતાની જ્યોત સોંપવામાં આવી છે. આ બોલ ઘણા સૂચક છે અને એના ગર્ભમાં નવસર્જનની શક્યતાઓ પણ રહેલી છે.

**હશે શું એ કુદરતનું નિમિત્ત ?**

ગાંધીજીના નિર્વાણ વખતે જે ચિંતન વાયરા દેશભરમાં વાયા હતા અને જગતભરમાં ફેલાયા હતા મનીષીએ ચિંતવેલાં ઉત્તમ મૂલ્યોના સમર્થન કાજે એ દેહ પડ્યો ત્યારે એનો આઘાત સર્વત્ર ઝીલાયો હતો. ચિંતન, વિચારનું પ્રકટ થવું, એનો ઉછેર થવો ને એનું સમર્થન કરવું—માનવ પુરુષાર્થની સીમામાં આવેલા આ ધન્ય ચાર પ્રકારોમાં રહેલું સામર્થ્ય આપણે ભૂલવા જેવું નથી.

સંભવ છે કે કેનેડીમાં આધ્યાત્મિક સાધના કે બળ ઓછાં હોય. પણ ઉદારમનવાદીની ધાર્મિક શ્રદ્ધા તો હશે જ. તે વિના એમની વાણી આવી પ્રગલ્ભ ના બને. એમની કને ઝંખના કે સ્વપ્ન આવ્યું હોય એમ જણાય છે. ભલે આજે એનો આકાર સ્પષ્ટ ના હોય પણ જે સમયે દુનિયાને મહાન હેતુઓ અને એ જાળવવા નીડરતાની ખાસ જરૂર હતી ત્યારે કેનેડીની વાણી સ્ફૂટ થઈ છે.

એમ બને કે આપણે અગર બીજો કોઈ દેશ એમની સાથે સંપૂર્ણ રીતે સહમત ના થઈએ. અથવા એવું





પણ બને કે કેનેડીના માર્ગમાં ઘણી મુશીબતો ઊભી થાય અને પ્રગતિ કરતાં ગૂંચવાડો વધવા પામે એમની નિકટના માણસોનો વિશ્વાસ પણ કદાચ એ ગુમાવી બેસે. અગર એમની કે એમના સાથીઓની આકરી કસોટી પણ થાય, ને વેઠવું પણ પડે. એવું કંઈ ને કંઈ બનવાનું, ના બને તો જ નવાઈ લાગવી જોઈએ. ને એમ છતાં, કેનેડી આ જગતને નવા માર્ગે લઈ જનાર પુરુષાર્થીઓમાંનો એક છે એવી સંભાવના વધારે જણાય છે. એના જ ભાગ્યમાં જય છે કે બીજાના એ તે કોણ કહી શકે. પણ એનાં સ્વપ્નાં પાર પડો એવી દુઆઓ જગતના ઘણા ખૂણાઓમાંથી અચૂક થવાની. કેટલાક માણસો કુદરતના નિમિત્ત બનીને આવે છે ત્યારે એવી હવા જ પેદા થાય છે, વાણી જ એવી નીકળે છે, ને વિચારો પણ એવા જ વેગથી ફેલાય છે, સ્વીકારાય છે.

### પ્રકાશ પાડનારો જીલાસ

કેનેડી પ્રમુખ થયા ત્યારે એક બીજો સૂચક બનાવ પણ થયો. પૂર્વ યૂરોપનાં નાનાં રાજ્યો વિશ્વયુદ્ધમાં સંડોવાયાં, યુદ્ધ પૂરું થયું, પણ એમની ઉપર તો 'લોખંડી પડદો' પડી ગયો તે હજુ ખસતો નથી. સામ્યવાદીઓ પાસે બે પ્રકારનાં બળ છે: પ્રચાર–ઝૂંબેશ-શિસ્ત ને દર્પણો ઊભાં કરવાનું બળ બધા દેશમાં પૂરા જોર શોરથી વપરાય છે. બીજું બળ છે ખુલ્લી લશ્કરી તાકાત. જે દેશ એમની સત્તા હેઠળ આવ્યો ત્યાંથી પહેલું બળ બિનજરૂરી ઠરી અદૃશ્ય થાય છે, ને બીજું નિર્દય રીતે અમલમાં આવે છે. યુગોસ્લાવિયામાં સામ્યવાદી સરકાર આવી ત્યાર પછી જીલાસ નામનો એ જ પક્ષનો આગેવાન જેલમાં પુરાયો હતો, તેની હમણાં મુક્તિ થઈ.

કારાવાસમાં રહીને જીલાસે એક પુસ્તક લખ્યું–'ધી ન્યૂ કલાસ.' એમાં એણે જે જોયું ને અનુભવ્યું તે જણાવી દીધું કે જનતાને નામે સામ્યવાદીઓ એક નવો ખાસ વર્ગ ઊભો કરી રહ્યા છે. એ વર્ગ દેશનો શાસક થયા પછી ક્યારેય ખસવાનો નથી. એમને ઊંચા હેતુઓનો વાણી-વિલાસ જ કરવો છે, એનો અમલ કરતો વખતે સત્તાને આંચ ના આવે તેની પૂરેપૂરી તકેદારી રાખવી છે. મતલબ કે લૂંટ કરવા ને વહેંચી લેવા કોઈ વિશાળ કાવતરું ચાલી રહ્યું છે.

આ પુસ્તક છૂપી રીતે બહાર આવ્યું ને ઘણા દેશોમાં પહોંચ્યું એ પછી લોકો પોતાના દેશની સારી મનાતી સરકારોથી પણ ચેત્યા છે. અને કાયદો, શિસ્ત, પક્ષની સ્થિરતા, કટોકટીને પહોંચી વળવાની જરૂરીઆત આવા ઘણા બહાના હેઠળ માનવ–સ્વતંત્રતા કેમ રૂંધાય છે જકડાય છે તે વિશે વિચાર કરતા થયા છે. સામ્યવાદીઓને તો જવાબ જ જડતો નથી.

જીલાસની મુક્તિ અને કેનેડીનું પ્રમુખપદે આવવું બંને ઘટનાઓ એક સાથે બની છે. ભલે એ આકસ્મિક મનાય, પણ એમાય સંકેત છે. એકે અંધારું કેવુંક ભીષણ છે તે બતાવવા દીવો પેટાવ્યો છે, બીજાએ કયા પ્રકાશ તરફ આપણે જવું છે એની હાકલ કરી છે. બંનેએ જગતના વિકાસમાં બળ સીંચ્યું છે.

### કરોડોનો વ્યય કે દુર્વ્યય?

કેનેડીના સમયમાં હિંદને પૂરતી આર્થિક મદદ મળે એવા સંજોગો ઊજળા જ છે, વૈજ્ઞાનિક સહાય પણ મળશે. આપણી ત્રીજી યોજનામાં કરોડોની જરૂર જણાઈ છે, એ જરૂર મોટે અંશે પૂરાશે એમ જણાય છે. ત્રીજી યોજના વિના આપણું કામ આગળ ચાલે એમ નથી, ને એ યોજનાને બહારની મબલખ સહાય વિના ચાલે એવું નથી.

કરોડો ડોલરની મદદ એકલા હિંદને જ નથી મળી, બીજા ઘણા દેશોને મળી છે. પણ એ નાણું લેખે લગાડ્યું હોય તો જર્મની ને જાપાન એ બે દેશમાં. યુદ્ધમાં ભાંગી ગયેલાં આ રાષ્ટ્રો આપણી આઝાદીના કાળમાં જ પાછાં આબાદ થઈ ગયાં છે. જાણે કોઈ કીમિયો હાથ લાગ્યો હોય એમ વીજળીવેગે પ્રગતિ કરી એમણે દુનિયાને ચકિત કરી મૂકી છે. સામ્યવાદ ના હોય છતાંય દેશની પ્રગતિ ઝડપી થઈ શકે તેની પ્રતીતિ કરાવી છે. દેખીતું છે કે ડોલરની જંગી મદદ



જગતના પ્રશ્નો ઉપર આપણે નવો વિચાર જાહેર કરવા માગીએ કે માર્ગદર્શન કરી વ્યાજબી વલણ કેવી હોઈ શકે તે જણાવીએ પણ એથી કેટલા પ્રશ્નો ઉકલે છે, માનવતાની કેટલી રક્ષા થાય છે અને છેલ્લે દેશનું હિત શી રીતે જળવાય છે એ વાત ફરી ફરી તપાસવા જેવી જણાય છે.

લંકામાં તામીલ ભાષાનું ભાવિ હતું તેથીય વધારે અસ્થિર થયું એટલે ત્યાં જન્મેલા ઉછરેલા વસેલા લાખો દક્ષિણ ભારતવાસીઓનાં હિત જોખમમાં મુકાવાનાં. 'આટલું અમથું લંકા' એમ કહીને નેહરુ એની ગણતરી કે.ઈચાર ઓછી આંકી શકે, પણ ત્યાંના ભારતવાસીઓ વિશે એમનું કશું ચલણ જ નથી. ને જે લંકાને વિશે આવા લાચાર છે તે ફોર્મોસાના ટાપુ ઉપર ચીનનો પક્ષ લઈ દુનિયામાં ફર્યા એ કેવી નવાઈ?

ને એ ચીનની દોસ્તી તોયે ના જ ટકી. એશિયામાં જેને લશ્કરી સત્તા વડે અને અખૂટ માનવ વસતીના ભંડાર વડે પ્રભાવ પાડવો છે, સ્વતંત્રતા નાબૂદ કરવી છે, ઘર્ષણો વધારવાં છે એનો શાથી આપણે વિશ્વાસ કર્યો તેની નવાઈ છે. હજારો હિંદીઓને ચીનમાંથી પાછા ફરવું પડ્યું એ હકીકત છે. એવાં વળતાં પગલાં આપણે ભલે ના લીધાં પણ ચીનની મેલી મુરાદની ગંધ કેમ ના પારખી? શાથી સિદ્ધાંતના મુખપાઠ ઉપર વારી ગયા!

એ ચીને દુશ્મની બાંધી એટલું જ નહિ પણ દુશ્મન તેને દોસ્ત બનાવ્યા. ચીને પાકિસ્તાન સાથે ભારતની સરહદ નક્કી કરવાનું અટકચાળું કર્યું. જ્યારે પચાવી પાડેલા પ્રદેશો સંબંધી વાટાઘાટો ચાલુ હતી ત્યારે જ ચીને ભારતનું અપમાન કરવાનું પગલું ભર્યું. કોને ખબર કે બ્રહ્મદેશ સાથે ચીને સરહદ નક્કી કરી તેમાંય એની જ ચાલાકી નહિ રમાઈ હોય અને ભારતની સરહદને લાગેવળગે તેનોય ફેંસલો એમણે બે જણે કરી લીધો હોય!

પાકિસ્તાનને તો ભારતની મૈત્રી ખપતી જ નથી. ત્યાંનો કોઈ પણ પક્ષ ભારત તરફી છે જ નહિ, થઈ શકવાની હિંમત પણ નહિ કરે. પોતાના દેશને કેન્દ્ર તરીકે સ્થાપીને દુનિયાભરમાં ભારતની નાલેશી કરવાનો એણે નિરધાર કર્યો છે. નદીઓનાં પાણીની વહેંચણીના કરાર કર્યા પછી આ દેશમાં કોઈ એમ નથી બોલતું કે એથી આ દેશને લાભ થયો છે. ઘણાને એમ લાગ્યું છે કે સંબંધો જાળવી રાખવા આપણે ઘસાઈ છૂટવું પડે તો ભલે એમ. સ્વરાજ પછી પંચાવન કરોડની રકમ ચૂકતે કરવાની ગાંધીજીએ હઠ લીધી ત્યારે પણ આવી વલણ હતી. છતાં નવાઈની વાત એ છે કે એની એવી રીતે કદર થતી નથી. ઊલટું ભારતવિરોધી વલણ આવા પ્રસંગો પછી જોર પકડી લે છે!

આફ્રિકામાં આપણી પરદેશનીતિ ઉપયોગી નીવડી હોય એમ જણાયું નથી, ભારત તરફનો પ્રેમ હતો તે વપરાતો ઘસાતો ઉણો થતો લાગે છે. એને પરિણામે એ ખંડના કાંઠે કાંઠે અને અંતરિયાળ વસેલા ભારતવાસીઓને અપાર ચિંતામાં મૂક્યા છે. અને નજદીકના સમયમાં પાકિસ્તાને હિંદુઓને પરેશાન કર્યા એમ આફ્રિકામાં હિંદીઓને—પાકિસ્તાનીઓને નહિ—થવાનું. એ ખંડમાં વસાહત પોર્ટુગલ ફ્રાન્સ બ્રિટન બેલ્જિયમ વગેરે કોઈ પણ દેશની હોય, એની મુક્તિ ટાણે ભારતના વતનીને સહન કરવાની ઘડી આવવાની. આ સ્થિતિ પરદેશનીતિથી સરજાય છે એમાં શંકા શી? કબૂલ કરીએ કે હેતુઓ સારા છે, પણ એનો આગ્રહ કવખતનો હોય કે એનો અમલ કુનેહ વિનાનો હોય, હિંદી પ્રજાના મિત્રો કમી કરવામાં એનો અંત આવે ત્યારે મૂંઝવણ થાય છે. આપણા દેશની જે કોઈ પરદેશનીતિ હોય તે આપણા દેશને લક્ષમાં રાખીને ઘડેલી હોવી જોઈએ. આ દેશના હેતુઓ અને હિતો બંને બર આવવાનો સંભવ ઓછો હોય ત્યારે ઝાઝો ઊહાપોહ કરવો આપણને શોભતો નથી.

તિબેટની સ્વાધીનતા લુંટાઈ ગઈ એમાં આપણે ચીનના મદદગાર રહ્યા, એ શું શરમની વાત નથી? નેપાળમાં ત્યાંના રાજાએ લોકશાહીને થોડા સમય માટે મુલતવી

[ અનુસંધાન માટે જુઓ પાનું ૫૬ ]



ડૉ. સુમન્ત મહેતા

# ફીરંગી જંગલીયાત

માનવીની ગુલામી દશા માટે રોઢ એ સદી પહેલાનુ સાંભળીએ તો માનવા તયાર થઈએ. પણ આજેય એક એવી સુધરેલી' કહેવાય તેવી પ્રજામા પ્રવર્તતુ ગુલામી માનસ ગુજરાતના પીઢ વિચારકે આ મહત્ત્વના લેખમા રજૂ કર્યુ છે જે દરેકને વિચારતા કરી મૂકે

આપણા પોતાના દેશ સિવાયના બીજા દેશોના ભૂગોળ તથા ઇતિહાસ વિશે આપણુ જ્ઞાન ઓછુ હોય છે, ઘણુ ઓછુ

આ લેખમા પોર્તુગાલ દેશ વિશે કેટલીક મહત્વની હકીકતો આપી છે

યૂરોપ ખડના છેક પશ્ચિમ કિનારાના છેક દક્ષિણના ભાગનો થોડો પ્રદેશ પોર્તુગલ દેશ કહેવાય છે એની ઉત્તરે અને પૂર્વમા આવેલા અનેક દેશો— ફ્રાન્સ, ઇગ્લિન્ડ, જર્મની વગેરેની સરખામણીમા આ નાના રમકડા જેવડા દેશની પ્રજા ઘણી પછાત, કઈક આળસુ અને પ્રગતિહીન કહી શકાય પોર્તુગી અથવા ફીરગી પ્રજાને એક નબળા અને અતિ વૃદ્ધ માણસની સાથે સરખાવી શકાય આજથી ૫૦૦–૬૦૦ વર્ષ પહેલા પોર્તુગી લોકો ઘણા ભણેલા, બાહોશ, અને પ્રગતિશીલ હતા અને તેમણે પગરસ્તે તેમ જ જળમાર્ગે પરદેશ સાથે વેપાર વધારી મૂક્યો હતો ઉત્તમ પ્રકારના વહાણો બાંધીને દરિયાપારના દૂર દૂર દેશો તેમણે શોધી કાઢયા હતા તે જમાનામા હિંદ દેશ તેના સરકાર, વેપાર, કળા કૌશલ્ય ધર્મ, તથા સમૃદ્ધિ માટે મશહૂર હતો હિંદ એટલે ઈંડ અથવા ઈન્ડિસ જવાનો માર્ગ શોધવાના પ્રયાસોમાથી ફીરગીઓએ આખો અમેરિકા ખડ શોધી કાઢયો કોલબસ પોર્તુગી હતો અને એણે અમેરિકામા પગ મૂકયો ત્યારે પોતે હિંદ પહોચ્યો છે એવુ માની લીધેલુ અને તેથી જ અમેરિકાના લોકોને 'ઇન્ડિયન' કહ્યા હતા હવે એ લોકો રેડ ઇન્ડિયન અગર લાલ હિંદીઓ કહેવાય છે—અમેરિકાની પાસેના કેટલાક ટાપુઓ વેસ્ટ ઇન્ડિઝ એટલે પશ્ચિમનુ હિંદ કહેવાય છે—ફેવરે એ લોકો આફ્રિકા પહોચ્યા અને ત્યાના અભણ લોકો જે માત્ર તીરકામઠાથી જ પોતાનુ રક્ષણ કરી શકતા હતા તેમને તલવાર બદૂક તથા તોપથી સજ્જ થયેલા સૈનિકોએ હરાવીને તેમના દેશો જીતી લીધા આવી લૂટમા અમાનુષી ક્રૂરતા, આગ, ખૂન વગેરેમા કાઈ બાકી રાખ્યુ નહોતુ જે દેશો, તેમણે જીત્યા ત્યાના પ્રજાજનોને મારી ઠોકીને માત્ર રોટલાની બદલીમા તેમની પાસેથી સખત મજૂરી મફત મેળવી, આવી રીતે પોર્તુગીઓ ધનવાન બન્યા હતા આવી રીતે બ્રિટિશરો અને અન્ય યૂરોપી પ્રજાઓએ પોતાના દેશોને ખીલવ્યા કર્યા છે, અજ્ઞાન પ્રજાઓનુ લોહી પીને

આજે આફ્રિકાના વિશાળ ખડની અદર નીચે જણાવેલા પ્રદેશો પોર્તુગીઓના કબજામા છે —

(૧) પૂર્વ આફ્રિકામા મોઝામ્બીક (૨) પશ્ચિમ દિશામા આંગોલા, (૩) પશ્ચિમ આફ્રિકામા પોર્તુગી ગીની (૪ વેર્દે ભૂશિરના બેટોનુ જૂથ અને (૫) સા–ટોમે પ્રિન્સેપેનુ જૂથ

પોર્તુગી સરકાર કોઇ પણ પરદેશીઓને આ પ્રદેશોમા પગ મૂકવા દેતી નથી વર્ષો પહેલા એમ કહેવાતુ હતુ કે રૂસની ભૂમિની આસપાસ એવો સગીન લોખડી પડદો છે કે કોઈ પણ રૂસી જન તેની બહાર ની ળી શકે નહિ અને કોઈ બિન-રૂસી રશિયામા પ્રવેશી શકે નહી ફીરગીઓનો પડદો એવો મજબૂત છે આસપાસના પડોશી રાજ્યના આફ્રિકનો પણ ફીરગી પ્રદેશોમા ઘૂસી ન શકે ત્યા પ્રજામત કેળવી શકાય તેવુ એક પણ સાધન અસ્તિત્વમા નથી નથી મતાધિકાર, નથી સારી કેળવણી નથી છાપા, બહારથી છાપા આવી શકતા નથી, અને જો કોઈ ભણેલાઓ રાજકીય ચળવળ કરે તો તેમને જેલમા પૂરી રાખવામા આવે છે અથવા તેમના પર કેસ માંડ્યા વિના તેવા ચળવળીયા ગુમ થઈ જાય છે એવુ પણ છાપામા વાચ્યુ છે કે તેમને એરોપ્લેનમા ઉપાડીને દરિયામા ફેકી દેવામા આવે છે

આ ફીરગી પ્રદેશો કેટલા વિશાળ છે તેનો ખ્યાલ એની



સરખામણીથી આવશે કે અંગોલા અને મોઝેંબીક આખા પોર્તુગાલ દેશના કરતાં વીસ કરતાં પણ વધારે ગણો મોટા છે. એ પ્રદેશો વધારે ફળદ્રુપ પણ છે, અને તેમાં મબલખ પાક ઉત્પન્ન થાય છે. આખા આફ્રિકામાં જે સારાં બંદરો છે તેમાંથી ઘણાં આ પ્રદેશોમાં આવ્યાં છે અને પૂર્વના એક બંદરથી આખા આફ્રિકા ખંડને પૂર્વથી પશ્ચિમ ઓળંગીને પશ્ચિમ કિનારે પહોંચી શકાય એવી રેલ્વે ત્યાં છે.

હવે આપણે દરેક પ્રદેશનો ટૂંકો ઇતિહાસ જોઈએ.

(૧) આફ્રિકાના પશ્ચિમ કિનારા પર પોર્તુગી ગીનીનો નાનો પ્રદેશ છે. તેનો વિસ્તાર આશરે ૩૬૦૦૦ ચો. કિલોમીટરનો છે અને વસતિ માત્ર પાંચ લાખની છે. ત્યાં ૨૨૦૦ પોર્તુગીઓ પણ છે. આ પ્રદેશ ફીરંગીઓએ ૧૪૪૬માં પોતાને કબજે કરી લીધો હતો. પાંચસો (૫૦૦)થી વધારે વર્ષો સુધી ફીરંગીઓએ રાજ્યશાસન કર્યું છે અને તે છતાં તે દેશમાં નિરક્ષરતા **આખા જગતની અંદર સૌથી વધારેમાં વધ.રે—૯૯ ટકા છે.** આ આંકડા યૂનાઈટેડ નેશન્સ સ્ટેટિસ્ટીકલ બૂકના છે.

(૨) બીજા પંદરેક બેટો કેઈપ વેર્દ (એટલે લીલી ભૂશિર) બેટોનું જૂથ કહેવાય છે. જેમાના કેટલાક નિર્જન છે. આ બેટો ૧૪૬૦માં પોર્તુગીઓએ હાથ કર્યા હતા. તેમાં માત્ર પોણા બે લાખ માણસોની વસતિ છે. તેમાંના એક સાલ નામના બેટમાં મોટું આંતરરાષ્ટ્રિય હવાઈ મથક (સાઓ વિસેંટ)-અમેરિકનોએ બાંધ્યું છે.

(૩) સાં ટોમ-અને પ્રિન્સેસના બેટો બહુ નાના છે, અને વસતિ ૬૦,૦૦૦ની છે. અહીં બીજાં ફીરંગી સંસ્થાનોમાંથી બળજબરીથી આણેલા ગુલામો વસાવ્યા છે અને તેમને સખતમાં સખત ઘાતકી માર મારીને કોકો અને કોફીનાં ખેતરોમાં તેમની પાસેથી કામ લેવામાં આવે છે.

(૪) મોસાંબીકનો પ્રાંત ૭,૭૧૦૦૦ ચો. કિલોમીટરનો છે અને વસતિ છે લગભગ ૬૦ લાખ માણસોની. આ આખા ૬૦ લાખની વસતિવાળા સંસ્થાનમાં માત્ર એક હાયસ્કૂલ છે. (માની ન શકાય એવી હકીકત છે.) ફીરંગીઓએ ૧૪૪૬થી રાજ્ય શરૂ કર્યું છે. આખા જગતમાં સૌથી વધારે મોટાં નાળિયેરીનાં વન અહીં છે. ખાંડ, કપાસ અને અનેક જાતનાં ફળોની પેદાશ અહીં થાય છે. મોસંબીનાં ફળ મોટા જથ્થામાં થાય છે, અને વખતે તેનાં બી આપણા દેશમાં આવ્યાં હશે. (મોસાંબીક દેશ પરથી મોસંબી શબ્દ યોજાયો હશે.)

આપણું મગજ માનવાની ના પાડે છે કે ૧૯૬૧ના વર્ષમાં પણ આ મોસાંબીક દેશની મોટી આવક ત્યાંની પ્રજાને ગુલામ તરીકે વેચવામાંથી આવે છે. એ ગુલામો દક્ષિણ આફ્રિકા અને બીજા દેશોની ખાણમાં વેચાય છે.

જ્યારે રૂહોડેશિયાના ગોરા કિસાનોની માસિક આવક રૂ. ૧૫૦૦ છે ત્યારે આફ્રિકન કિસાનને રૂ ૧૫૦ મળે છે, પણ મોસાંબીકના ખેડૂતને પૂરા રૂ. ૧૫ પણ મળતા નથી.

(૫) આફ્રિકાના પશ્ચિમ ભાગમાં ઈક્વેટરની આસપાસ અંગોલાનું સંસ્થાન છે. એ એકલો, ફ્રાંસ, સ્પેઈન અને ઈટાલીને ભેગાં કર્યાં હોય તેવડો અને પોર્તુગાલથી ૧૪ ગણો મોટો છે. તેમાં ૪૨ લાખ દેશી લોકો અને ૮૦,૦૦૦ ગોરાઓનો વસવાટ છે.

ત્યાં જૂની ઢબે ખેતી કરીને લોકો પોતાનું પૂરતું અનાજ પકાવે છે. પણ ગોરાઓની માલિકીની અનેક ખાણોમાં હજારો આફ્રિકનો સોંઘી મજૂરી કરે છે. આ અંગોલા પ્રાંતમાં હીરા, આસ્ફાલ્ટ, બીટુમેન, કાંસુ અને સોનાની ખાણો છે. અમેરિકન કંપનીઓ સોનાની અને મેંગેનીસની ખાણો ચલાવે છે અને તે છતાં પ્રખ્યાત અમેરિકન લેખક જોન ગંથર એમના પુસ્તકમાં લખે છે કે અંગોલાના દેશી લોકો ભૂખે મરે છે; અને ૪૨ લાખ માણસોની વસતિમાં કેવળ ૬૮ હાયસ્કૂલના વિદ્યાર્થીઓ છે. એ પુસ્તકનું નામ છે 'ઈન્સાઈડ આફ્રિકા—આફ્રિકાની અંદર.' કહેવાય છે કે દરેક વર્ષે; ૮૦,૦૦૦ ગુલામો દક્ષિણ આફ્રિકાની



ખાણોમા વેચવામા આવે છે રાષ્ટ્રસઘ એ ને ગુનામ ૨૬ નેશસે જગતભરમાથી ગુનામીનો વેપાર બધ કરવાના આટઆટના ફફા માર્યા હોવા છતા જીસસ ક્રાઈસ્ટની વીસમી સદીના ૬૧મા વર્ષમા એ ગોરી પ્રજા ગુનામોનો વેપાર કરે છે આગોનામા લગભગ ૪ લાખ આફ્રિકનોને જોરજુલમીથી વેઠે કામ કરવુ પડે છે અને તદન કગાન દાતતની અદર ઝૂપડાઓમા તેમને રહેવુ પડે છે બળ૦ સારી મજૂરી કરે તેટલા માટે તેને ઠીક ખવડાવવુ પડે છે પણ એક વેઠીઓ મજૂર મરી જાય તો સરકાર તેમને બીજો મેળવી આપે છે

પોર્તુગી આફ્રિકામા પ્રજાજનોને કોઈ પણ જાતના હકો નથી જ્યા જાન માન કે માનિકીના હક નથી ત્યા જાહેરમા બોનવાના છાપા કાઢવાના, સભાઓ ભરવાના કે કોઈ પ્રકારની રાજકીય હીલચાલ કરવાના હક અસભવિત છે જે છૂપી રીતે ચળવળ કરતા માણસો પકડાય છે તો તેને જીવતો રખાતો નથી અથવા તેને ખાણમા જ પૂરી દેવામા આવે છે તે છતા છેના થોડા વર્ષોથી આફ્રિકામા બ્રિટિશ મુખ્ય પ્રધાન મૅકમિલનના કહેવા પ્રમાણે નવો પવન ફુકાઈ રહ્યો છે અને તેના પરિણામે આ ફીરગી આફ્રિકાના રાજકીય નેતાઓ પાસેના રાજ્યોમા (કોગો રહોડેશિયા વગેરે) વસીને ત્યાથી છાની ઝુબેશ ચનાવી રહ્યા છે સ્વાતત્ર્યને માટે કામ કરી રહેના નેતાઓને થોડા સફળતી ગોરાઓનો સાથ મળી રહ્યો છે બીજા આફ્રિકન પ્રજાઓનો સાથ મળશે જ

આ લેખ પૂરો કર્યા પછી વિચાર આવે છે કે ફીરગીઓના આફ્રિકાના અનેક સસ્થાનોમા નીચે પ્રમાણેના વિક્રમો નોધાયા છે —

(૧) આખા જગતમા સૌથી મોટા નાળિયેરીના વન આગોલામા છે અને તેનો મોટો વેપાર છે એ પ્રાતમા અનેક ખનીજોની ખાણ છે છતા હજારો નોકો ત્યા ભૂખે મરે છે

(૨) ફીરગી ગીનીમા ૮૮ ટકા જેટલી નિરક્ષરતા છે (યુનાયટેડ નેશન્સના આક)

(૩) આગોલાની ૪૨ લાખ માણસોની વસતિમા એક માત્ર હાયસ્કૂલ છે અને તેમા ૬૮ વિદ્યાર્થીઓ છે (જોન ગથર) ૬૦ લાખ આફ્રિકો માટે એક જ હાયસ્કૂલ છે

(૪) દર વર્ષે ૮૦ ૦૦૦ આફ્રિકોને ગુનામ તરીકે વેચવામા આવે છે

(૫) અને સરકાર ૭ લાખ વેઠીઆ મજૂર પૂરા પાડે છે



સામાન્ય રીતે 'ઉડતી બળતી પેન્સિલ' તરીકે ઓળખાતા 'બ્રિસ્ટલ ૧૮૮' વિમાનના નવા વર્ષમા ઉડ્ડયન પ્રયોગો હાથ ધરવામાં આવનાર છે

બે ડેવિલેન્ડના ગાયરોન જુનિયર રાકિટયન્ત્રો બેસાડેલુ આ વિમાન કલાકના ૨૦૦૦ માઈલની ગતિથી ઉડે તેવી અપેક્ષા છે અને ત્યારે તેના ખોખાનુ પતરૂ ૩૫૦° ફે જેટલુ ગરમ બની જશે પરિણામ આ નવા વિમાનના વિમાનીની નાનકડી ઓરડી ખૂબ ઠડી રાખવામા આવશે. કેવળ સ્ટેનલેસ સ્ટીલ તથા પેયલાસકામીની માગી જ આટલી બધી ગરમી સામે ટકી રહી શકે તેમ હોવાથી બ્રિસ્ટોલ ૧૮૮નુ ખોખુ આ બે પદાર્થોનુ જ બનાવવામા આવ્યુ છે હાલના એલ્યુમિનિયમના ખોખાવાળાં વિમાનો તો ૧૪,૦૦ માઈલની ગતિ પ્રાપ્ત થતા જ પીગળવા માડે છે

જાણે કે ભયાનક દાવાનળમાં પ્રવેશ કરતા અને અવાજની ગતિ કરતા ત્રણગણી ગતિથી ઉડતા આ વિમાનની સ્થિતિ તથા કામગીરી અગેની તમામ માહિતી રેડિયો દ્વારા જમીન પર પહોચાડવામા આવશે પરંતુ વિમાનીને ખૂબ ઝડપથી પલટાતી જતી પરિસ્થિતિને લીધે જે જે બાબતોનો ખ્યાલ ન આવે અને તે અજ્ઞાત રહે તે વિષે તેને તત્કાળ મા હતગાર કરવામા આવશે.





ઈશ્વર પેટલીકર

# બાળકોના સંસ્કાર

બાળકો પાસેથી સારા સંસ્કારોની અપેક્ષા રાખનાર વડીલો બાળકોને અનુરૂપ થવા, અનુકૂળ થવા કેટલાંક પ્રયત્નશીલ રહે છે? અને છતાં બાળકો પાસેથી તેમની માન્યતાના સારા સંસ્કારોની અપેક્ષા રાખે એ શી રીતે સંતોષાય? બે પેઢીનાં એ અંતર આ લેખમાં ચર્ચાય છે......

એક સ્નેહીને ઘેર ગયો હતો. નવાજૂની કહેતાં એમણે કહ્યું : 'રજની સાવ બગડી ગયો છે. નાનપણથી એ વરણાગી હતો એટલે મેં ટોકવામાં બાકી રાખ્યું નથી; પરન્તુ એ મોટો થયો એટલે ટોકવું એ પણ સારું નહિ. મેં માન્યું કે એ મોટો થતાં વરણાગીવેડા ભૂલી જશે; પરન્તુ એનું નામ કંઈ નહિ. પરણ્યો, માથે જવાબદારી વધી છતાં એ સુધરવાને બદલે બગડ્યો, દસ દિવસ ઉપર એણે દસ રૂપિયા સિલકમાંથી ઉઠાવ્યા ..'

રજનીના વરણાગીવેડાની ફરિયાદ તો આ અગાઉ હું સાંભળી ચૂક્યો હતો. પરન્તુ વાત એથી આગળ વધી ચોરી સુધી પહોંચી હતી એ જાણી મને પણ દુઃખ થયું. હું વચ્ચે બોલી ઊઠ્યો : 'એણે શું કહ્યું ?'

સ્નેહી : 'હું તો છેલ્લા છ માસથી એની સાથે બોલતો જ નથી. એવા દીકરાને કહીને પણ હું થાકી ગયો.'

હું : 'તો પછી એણે જ રકમ લીધી એમ કેમ માની લીધું ?'

સ્નેહી : 'અમારા ઘરમાં બીજાં ચાર દીકરા-દીકરી રહ્યાં, પણ કોઈ અડે નહિ તેનો અમને વિશ્વાસ.'

હું : 'છતાં કોઈ બહારનું હોય...'

સ્નેહી : 'એ જ છે. એની બાએ એને કહ્યું ત્યારે એ બોલ્યો નહિ.'

મેં તે પછી રજનીને ખાનગીમાં પૂછ્યું : 'રજની! શી વાત છે?'

રજની કંઈ જવાબ આપવાને બદલે નાના બાળકની માફક રડી પડ્યો. મેં એને ખભે હાથ મૂકતાં કહ્યું : 'રડવાનું કોઈ કારણ નથી. તેં ગુનો કર્યો હશે તો પણ હું તને કારણ જાણ્યા વગર દોષિત નહિ ગણું. તારું દુઃખ મને કહે તો હું બાપુજીને કહી એનો ઉપાય કરીશ.'

રજની શાન્ત થયો પણ કંઈ બોલ્યો નહિ. મેં કહ્યું : 'રોગ હોય તો વૈદ્યથી છુપાવ્યે મટે શી રીતે?'

રજની બોલ્યો : 'શું કહું? બાપુજી તો એમ માને છે કે હું બદમાશ છું. કહીશ તોય એમને મારું નહિ ગમે.'

હું : 'તારી ઇચ્છા નહિ હોય તો હું બાપુજીને નહિ કહું. હું તને બદમાશ નથી માનતો એની તો તને ખાતરી છે ને? હું જાણીશ તો કંઈ રસ્તો કરીશ. તને સંકોચ થતો હોય તો લખીને આપ.'

રજની; 'કહેવું જ હોય તો પછી સંકોચ રાખ્યે કેમ પાલવે?' અને તેણે શરૂ કર્યું : 'મને ચા કે બીડીનું વ્યસન નથી એ બાપુજી જાણે છે. પાન પણ ખાતો નથી. મને જો વ્યસન હોય તો સિનેમા જોવાનું, ક્રિકેટની મેચ જોવાનું; અને શોખ હોય તો સારાં કપડાં પહેરવાનો. સિનેમાય મહિનામાં બે જોઉં છું. ક્રિકેટની મેચ જોવાની તો વરસમાં ભાગ્યે બે વખત તક મળતી હોય તો. થોડું ખરચ રહ્યું કપડાંનું. આ મારો દોષ કે જે ગણો તે.'

હુ : 'આ બધું તો હું જાણું છું. પણ તેં દસ રૂપિયા ચોર્યા તેનું ?'

રજની નીચું જોઈ ગયો. બોલ્યો : 'મને પરણ્યાં છ મહિના થયા. મિત્રો એ અંગે ચાપાણી માગ્યા કરતા હતા. જમણવારના કાયદાને લીધે એ બધાને જાનમાં બહારગામ લઈ જવાયું નહોતું. એમનો આગ્રહ હું સમજી શકતો હતો. મારી પાસે પૈસા નથી એમ કહેતાં મને નાનમ આવતી હતી. બાપુજી સારી સ્થિતિના છે એમ બધા જાણતા હતા. હું પણ એનું ગૌરવ લેતો હતો. એ સંજોગોમાં એ પૈસા નથી આપતા એમ કહેવું તેમાં એમના સ્વભાવનું અને

મારું ઘરમાં શું સ્થાન છે, એમ એઉ રીતે ખોટું દેખાતું હતું '

વચ્ચે હું બોલ્યો 'વાત સમજી ગયો લગ્નની બાકી રહેલી ફીસ્ટ અંગે, ચાપાણી કરવા તે એ રૂપિયા લીધા પણ એ પહેલા તારે બાપુજી પાસે માગવા હતા ને?'

રજની 'મેં એક બે વખત માગ્યા પણ એ કહે કે, એવા ચાપાણી તારે શાના કરવાના હોય? તું બહુ કમાય છે? કહેજે કે હું કમાઉ ત્યારે માગજે!'

મેં કહ્યું. બાપુજીને તારે દલીલ કરવી હતી ને કે જો કમાવાનું કારણ હોય તો હું નથી કમાતો અને પરણાવ્યો શું કામ?'

રજની 'મનમાં તો એવું આવ્યું હતું પણ એવું કહું ત્યારે તો થઈ રહ્યું મને ઊધડો જ લઈ નાખે સામું બોલતા લાગ્યો! ઉદ્ધત બની ગયો! ખોટા ખરચા કરવાનું જ સૂઝે છે!

આ પ્રસંગમાં જોઈશું તો લાગશે કે બંને એકબીજાની નજીક ન આવ્યા તેનું કારણ છે પિતાપુત્ર વચ્ચે માતા દીકરા વચ્ચે પૂજ્યભાવ, વડીલભાવ સંતાનપ્રેમ વગેરે રહે તે બરાબર છે, પરન્તુ એ ભાવ બંને વચ્ચે દીવાલ ઊભી કરે તે બરાબર નથી પ્રેમભાવે કે પૂજ્ય ભાવે સાચી સ્થિતિ એવી સર્જવી જોઈએ કે બંને ખુલ્લા દિલથી મનની વાત કરી શકે તેવું વસ્તુ વાતાવરણ હોવું જોઈએ આપણા શાસ્ત્રોએ તો પુત્રને પણ સોળમે વર્ષે મિત્ર માનવો એટલા સુધીનું કહ્યું છે પરંતુ આપણું માનસ ૧૬ વર્ષનો તો શું પણ એ આંકડા ઊલટા થઈ જાય તેટલી ઉંમર વધે અને પિતા હયાત હોય તો એને મિત્ર માને નહિ! અને ૬૧ વર્ષનો દીકરો પણ શિખામણ આપવા જેટલો કીકો દેખાય!

સ્યુગર કોટેડ શિખામણ આપવા ઇચ્છનારે પ્રથમ વ્યક્તિનો પ્રેમ સંપાદન કરવો જોઈએ મોટે ભાગે એ પ્રેમ માબાપ ગુમાવે છે વારે વારે બાળકને ટોકવાથી એને અડ બંધઈ જાય છે કે મા કે બાપને અમુક કહેવાની ટેવ પડી છે! માબાપે સમજવું જોઈએ કે બાળક જેમ આપણું સંતાન છે તેમ એ જમાનાનું પણ સર્જન છે આપણા સંસ્કાર એનામાં જેટલા ઊતરે છે તેટલા જમાનના સંસ્કાર પણ એના ઉપર પડે છે બાળક એના જમાનામાં જીવવા ઝંખે છે માબાપ પોતે બાળપણ ગાળેલું તે ભૂતકાળના જમાનામાં જિવાડવાની મહેચ્છા રાખે છે પરિણામે માબાપ વારંવાર અમારા વખતમાં અમે આમ કરેલું ને તેમ કરેલું એનું ગાણું ગાઈને બાળકને અપ્રિય થઈ પડે છે માબાપે પોતાના બાળપણનો જમાનો યાદ ન કરતા પોતે આ જમાનામાં હોત તો કેમ જીવત એનો આદર્શ નક્કી કરી એ પ્રમાણે બાળક સાથે કૃત્ય કરવું જોઈએ

માબાપની ફરજ કેવળ સંતાનોનું ભરણપોષણ કરવું એટલી જ નથી એમની મહેચ્છાઓ સમજવી એમની રુચિ જાણવી એનો કુદરતી શોખ પિછાણવો એનું સ્વમાન જાગૃત અને એનો યોગ્ય વિકાસ કરવો આ માટે જ માબાપે ઉંમરલાયક સંતાનોના મિત્ર બની રહેવાનું છે બંને વચ્ચે મતભેદ હોય માટે અબોલા લેવાથી તો અંતર વધે જાય અને પરિણામ ઉપરના દાખલામાં આવ્યું તે આવે વળી બીજી વસ્તુ પણ ધ્યાનમાં રાખવાની છે ધારો કે એવા દબાણથી યુવક અવળે રસ્તે ન ગયો અને એ માબાપની ઇચ્છાને તાબે થયો તોય નુકસાન તો છે જ આપણે આપણી ભાવિ પ્રજાને સ્વતંત્ર નાગરિક બનાવવા માગીએ છીએ જો એ માબાપના વિચારોમાં, વ્યક્તિત્વમાં ઇચ્છાઓમાં ફરજિયાત રીતે દબાઈ જશે તો એ પ્રજામાં ભવિષ્યમાં સ્વતંત્ર રીતે સામનો કરવાની શક્તિ નહિ હોય એનામાં સંસ્કાર પડ્યા છે બીજાથી દબાઈ જવાના પરિણામે જે આજે માબાપથી દબાઈ જાય છે તે આવતી કાલે બહારની વ્યક્તિથી દબાઈ જશે પરિણામે માબાપ જ પોતાની પ્રજાને ગુલામીનું અફીણ પાય છે

આપણે કેવળ સામાજિક કુરિવાજોની રૂઢિઓમાં જ ફસાયેલા નથી, પરન્તુ અનેક રીતે આપણો વિકાસ





રૂંધાઈ રહ્યો છે. ઘરમાં એકબીજાની આમન્યા જાળવવી એ સંસ્કાર તરીકે સારી વસ્તુ છે. પણ એ સંસ્કાર આપણે એવી કઢંગી રીતે અમલમાં મૂકીએ છીએ કે એ સંસ્કાર આપણા જીવનનો વિકાસ સાધતો નથી, પણ વિકાસ રુંધે છે. ઘરમાં વહુ થઈને આવનાર યુવતી પાસે આમન્યા ખતર લાજ કઢાવવી, જાણે ખુલ્લે મોંએ આમન્યા જાળવી શકાય જ નહિ એમ આપણે માની લીધું. દીકરો થયો તેનાથી દલીલ ન કરી શકાય; દલીલ કરે તો એ ઉદ્ધત ગણાય. વડીલ હોય એટલે એને વગર વિચાર્યે કે મનસ્વીપણે ગમે તે હુકમ કરવાનો સગીર ઉપર અધિકાર. એકબીજા પ્રત્યે વિવેક જાળવવો એ સંસ્કાર છે, પરન્તુ એ વિવેક મારેના વર્તનના નિયમો કઢંગા હોય તો એ પ્રમાણે વર્તવામાં શોભા નથી, સંસ્કાર નથી.

બાળકો સાથેની આપણી તકરાર કેવળ પૈસાના ખરચ પૂરતી જ નથી હોતી. એની રમતગમતમાં આપણે આપણાં સ્વપ્નાં લાદીએ છીએ, પહેરવેશ અને રહેણી-કરણીમાં આપણે માથું મારીએ છીએ. ટૂંકમાં આપણે એને આપણી આબેહૂબ નકલ બનાવવા માગીએ છીએ અગર આપણી સુધારેલીવધારેલી આવૃત્તિ બનાવવા ઝંખીએ છીએ જ્યારે બાળક આપણે ત્યાં જન્મ્યું છે, આપણું લોહી એનામાં વહે છે છતાં એ આપણી જ નકલ નથી, સ્વતંત્ર વ્યક્તિત્વ સાથે એ જન્મ્યું છે. જેમ આપણને આપણાં સ્વપ્ન છે તેમ એને એનાં પોતાનાં સ્વપ્ન છે. આ વાત આપણે ભૂલી જઈએ છીએ અને આપણે એનાં સ્વપ્નાં સિદ્ધ થાય તેવી પરિસ્થિતિ સર્જવાની ફરજ ભૂલી, આપણાં સ્વપ્ન એના ઉપર લાદવા પ્રયત્ન કરીએ છીએ. પરિણામે દીકરો બગડી ગયાની ફરિયાદ કાયમ આપણે કરવાની રહે છે.

માબાપે બાળકમાં જે કેળવવાનાં છે ને નીતિપરાયણતા, શ્રમજીવનનું ગૌરવ, નિયમિતતા, ખંત, વ્યવસ્થા, ચીવટ વગેરે મનુષ્યજીવનના વિકાસમાં ફાળો આપતા ગુણો. એ ગુણો કેળવવા માટે બાળકોને એ જે વાતાવરણમાં ઊછરતાં હોય તેમાંથી ઉઠાવીને જંગલમાં કે પુરાણા વાતાવરણમાં લઈ જવામાં નથી—શકય પણ નથી. એટલે જે સામાજિક પરિસ્થિતિ હોય તેના સંસ્કાર એનામાં પડે તેથી બીવાની કે એથી એ બગડી ગયો એમ પોકારી ઊઠવાની જરૂર નથી. માબાપ જો બાળકના મિત્ર થઈ શકશે તો એ વાતાવરણના અંશોની એનામાં સારી અસર થાય તેટલી એની પાસે મર્યાદા સ્વેચ્છાએ—પ્રેમથી પળાવી શકશે. બાકી મિત્ર બનવાની તાકાત નહિ હોય તો, એમને યોગ્ય સ્વતંત્રતા આપવાની દૃષ્ટિ નહિ હોય તો, બાળકો માબાપથી ચોરીછૂપીનું વર્તન કરશે. અને તેમા એ બગડશે તો ય એનો દોષ માબાપનો જ કહેવાશે !

માબાપને આપણાં શાસ્ત્રોએ પરમેશ્વર જેવાં કહ્યાં છે. માબાપ એનો અર્થ એકતરફી જ કરે છે કે સંતાનોએ અમને પરમેશ્વરની જેમ પૂજવાં જોઈએ. પરન્તુ એમણે પરમેશ્વર જેવા, બાળકોનો સમગ્ર રીતે વિકાસ કરી શકે તેવા ગુણ ધરાવવા જોઈએ તે સાવ ભૂલી જાય છે. માબાપ સકળગુણસંપન્ન થવા પ્રયત્ન કરતાં કરતાં જ બાળકોને સારા સંસ્કાર પાડી શકશે, એમનો યોગ્ય વિકાસ કરી શકશે. એવો પુરુષાર્થ જે માબાપો કરતાં નથી એમને માટે બાળકોના બગડી ગયાની ફરિયાદ ઓછી વત્તી રહ્યા કરવાની !



એક યહૂદી અને એક અંગ્રેજ પોતપોતાની જાતિની વિશિષ્ટતાઓ બાબત ચર્ચામાં પડ્યા હતા. યહૂદીએ કહ્યું, 'જુઓને, તમારા લોકોએ અમારી પાસેથી હજાર હજાર વર્ષ થયાં અમુક વસ્તુઓ લીધેલી છે, જેમ કે, 'દસ આજ્ઞાઓ' ('ટેન કમાન્ડમેન્ટ્સ')

પેલા અંગ્રેજે જવાબ આપ્યો 'અમે તમારી પાસેથી તે આજ્ઞાઓ લીધી હતી, તે વાત સાચી છે. પરંતુ અમે તે અમારી પાસે રાખી મૂકી છે, એમ તમે નહિ કહી શકો.

(અંગ્રેજીમાં 'કીપ' શબ્દનો અર્થ 'રાખી મૂકવું,' તેમ જ 'પાળવું' એમ બંને થાય છે.)

જિતુભાઈ પ્ર૦ મહેતા

# જમીન સાથે જડેલી

કાશ્મીરની ધરતી સ્વર્ગની ઉપમાને લાયક કુદરતે બનાવી છે. પણ ત્યાંય, માનવીએ જઈને એને કેવી બદસૂરત કરી નાખી ? એ ધરતી પરના સ્વર્ગ ઉપરની વાર્તા અહીં જાણીતા શબ્દશિલ્પી એમની અનોખી શૈલીમાં રજૂ કરે છે જે વાચકને અંત લગી પકડી રાખે

નકશીની નગરી કારીગરોના આંગળાં શાનની અંદર હીરના મોરલાઓ નચાવે શેતરંજી ઉપર આખો એક બગીચો ગૂંથે વાસણ ઉપર રંગીન આકારો આંકે કુદરત પણ નક્શીદાર ! આકાશના રંગો આંખને અદ્ધર ઉપાડી લે ! ડાલ સરોવરના કમળ કારીગરોએ જ હાથથી બનાવ્યા હોય એવા દેખાય

કાશ્મીર જોયા પછી મરી જવું એવો જિંદગી ઉપરનો ચુકાદો મેં કોઈ પાસેથી સાંભળ્યો હતો કેટલાક સાહિત્યકારો ભૂતકાળમાં ત્યાં ગયા હતા, અને કાશ્મીરની ખૂબી કાગળ ઉપર મૂકી તેઓ જીવનમાં રાજીરાજી થઈ ગયા હતા મારી પાસે કલમ હતી પણ હું કાશ્મીરને કાગળ ઉપર ઉતારવાના આશયથી ત્યાં જવા માગતો નહોતો જેઓ પરદેશ જઈ આવ્યા હતા એમાંનો કોઈ કાશ્મીર અને સ્વીટ્ઝરલેન્ડની સરખામણી કરતો અને આ અંગેના થોડા શબ્દો છાંટી જિંદગીમાં એમણે અનેરો ભાગ ભજવ્યો છે એવો સંતોષ રાખી દેતો કવિઓએ એ કુદરતને 'કલમ સલામ' ભરી હતી દર દિવાળી અંકમાં જેઓ નિયમિત કાવ્યો લખે છે, એવા તાર્કિક કવિએ કાશ્મીરના કમળ ઉપર કાવ્ય લખી, મને કહ્યું હતું 'મારા જીવનની ધન્ય ક્ષણ એટલે મારું આ કાવ્ય '

કવિતા કે સાહિત્યની આવી કોઈ ભભૂત લગાડ્યા વિના હું કાશ્મીર ગયો અને ત્યાંની એક હોટેલમાં રહ્યો એ હોટેલમાં જાતજાતના મહેમાનો હતા એક રાતના અમે જમતા હતા ત્યાં એક માણસે વિચિત્ર વાત ઉપાડી

'રૂપના સતત મોજાંત ત્રાસ આપે છે નજર નાખો ત્યાં આંખને ચોરનારું કમળ હોય બીજે નજર ફેરવો સરસ સરોવર હોય ત્યાંથી ઊંચકી લો ને રંગીન પંખી દેખાતું હોય ઉપર આકાશમાં નજર ઉડાડો, ત્યાંય કેસરી રંગો જામેલા હોય ! આ રૂપ ! હું આ ખાતર થોડો વખત કાશ્મીર છોડી દેવાનો છું '

મારે એ બોલનારા સાથે આંખની ઓળખાણ હતી પણ અમે ક્યારેય એકબીજા સાથે હળ્યામળ્યા નહોતા મને એ બોલનારાની વાતમાં મોજ આવી એટલે મેં એને વિષેની થોડી વાતો મેળવી પણ એ વાતો એટલી ચિત્રવિચિત્ર હતી કે હું એ માણસનું એક સ્વરૂપ હાથ કરી શક્યો નહિ

કોઈએ કહ્યું કે એ ચીતારો હતો બીજાએ સમજાવ્યું કે એ કાશ્મીરની શાલનો વેપાર કરનારો હતો ત્રીજો અહેવાલ એ આવ્યો કે એ પાગલ થઈ ગયો હતો માટે કાશ્મીરમાં હવાફેર કરવા આવ્યો હતો ચોથા બાતમીદારે એમ જણાવ્યું કે હોટેલના મહેમાનોને ખુશ રાખવા માટે એને હોટેલે નોકરીમાં રાખ્યો હતો એવી પણ વાત કાન પર આવી કે લલનાનો એ શિકારી હતો

એક વહેલી સવારે બરફ પડતો હતો અને બજાર અમારો ભેટો થઈ ગયો સાથે હોટેલમાં જવા અમે નીકળ્યા મેં પૂછ્યું 'તમારું નામ તો એક છે ને ? તમારે વિષે એટલી જુદી જુદી વાતો મેં સાંભળી છે કે તમારાં નામો પણ અનેક હોવાં જોઈએ એમ મને લાગે છે વાંધો ન હોય તો તમારું છેલ્લામાં છેલ્લું નામ મને કહો '

એણે હસીને કાશ્મીરનું પ્રભાતિયું ગાતો હોય એવા અવાજે કહ્યું સાવ સાચું મારી અંદર અનેક જણનો વાસ છે હું જો એક જ હોત તો હું ઘણો સુખી હોત ! પણ મારે તો એકથી વધારેને સાંભળવા પડે છે સાંભળો ! મને સંગીતનો શોખ છે હું ગાઉં છું હું ચીતારો છું હું નાજુક તબિયતનો માણસ છું આ કેસરના ખેતરમાં ચાલતા ચાલતાં મને એક વાર મરી જવાની જાત વધુ પડતી સુગંધ મોંએથી



કરે છે...હું આશક છું. આફતનો કોઈ પાર છે, બોલો!'

પછી તો અમે સાથે હરવા ફરવા માંડ્યા. મને એ મિત્રે ખૂબ ફેરવ્યો. અમે એક કિસ્તી રાખી લીધી અને થોડા દિવસો એમાં જ રહ્યા. એક સ્ત્રી ઉપર મારી નજર ઢોળવાની મને એક વાર એણે સલાહ આપી. ડાલ સરોવરનાં કમળમાં ટાઢું રૂપ હતું, આ મુખમાં ગરમ રૂપ હતું. એ રૂપવતી ચાલી ગઈ, મિત્રે ખલેલ પાડી : 'મહેરબાની કરીને મને અત્યારે નીતિ અનીતિની વાત પૂછીશ મા. આ લલનાને હું કાશ્મીર કહું છું. તું એમ માને છે કે એ સૌભાગ્યવતી તરીકે જીવન જીવે છે? રૂપ છે એની આગળ, પણ રૂપ તો અહીં કોને નથી? કુદરતે આપેલું એ સૌંદર્ય છે. ડાલ સરોવરનાં કમળ માટે કુદરત સિવાય બીજું કોણ જવાબદાર છે? એ કમળને તો ખીલવા માટે પાણી મળે છે અને પછી એ કરમાય છે. માણસ એ રીતે ક્યાં જીવે છે? હું તને ચોખ્ખું કહું! આ રૂપાળી રાણી અવારનવાર શરીર વેચી એનાં રૂપનું પૂરું કરે છે. એટલે હું એને કાશ્મીર કહું છું.'

હું સમજી ગયો. કાશ્મીરનું પ્રતીક બનતી એ લલના. રૂપ ઘણું પણ ગરીબાઈ એટલી! મારી કલ્પનામાં કાશ્મીરના અનેક કારીગરો ઝબકી ગયા. એક સાથે ભરત ભરતા, એક સાથે કલા રચતા ને એક સાથે જીવન નભાવવાની ચિંતા કરતા! એ કલ્પનામાં બધું સામસામું અફળાતું. બરફ વરસ્યા જ કરતો. રંગીન પંખીઓ ઊડ્યાં જ કરતાં. સરોવરનાં પાણી ચળક્યા જ કરતાં, ગુલાબ હસ્યા જ કરતું અને કાશ્મીરની નારીને કોઈ ને કોઈ ખેંચી જતું દેખાતું.

મિત્રનો બોલ ઊપસી આવ્યો : 'આ આંહી આવે છે એ બહાર જઈને કાશ્મીરની કલાના ચાસ્કા પાડે છે પણ આ કારીગરો આ કલાને એક નરી મજૂરી જ સમજે છે. કારકુન ચોપડા લખે એમ આ કારીગર મખમલ ઉપર ભાત દોરે છે. સુથાર લાકડું કાપે એ હિસાબે આ કારીગરો હાથીદાંત વેરે છે. કારીગરોને પોતાને ખ્યાલ પણ નથી કે તેઓ મશહૂર છે.'

મારાથી આ સહન ન થયું 'ના, સાવ એમ ન હોય! કોઈનામાં આ કલા માટે જરૂર ઉમળકો હશે. જરૂર એની ખુમારી હશે.'

એને સહેજ હસવું આવ્યું પણ મારી વાતને એ ટાળી ન શક્યો નહિ. ફરતા ફરતા અમે બગીચા આગળ આવ્યા. એક જગ્યાએ બેઠા...અને અમારી સામે બે જણાં આવ્યાં. બેઠાં. મિત્રથી રહેવાયું નહિ. 'મને દૌલતની વાસ આવે છે. ઘરની અંદર હિસાબકિતાબ ને બહાર આવીને આ દિલનો દેખાવ!...અને આ બે જણાં 'કાશ્મીર જઈ આવ્યાં' એટલું એમના દેશની કલબમાં કહેવા માટે આ ઉપાધિ વેઠી રહ્યાં છે. આ નંદનવન આને કારણે એક દિવસ મારા જેવા માટે કરમાઈ જશે. જો, જરા જો સામે લાલ ફૂલ છે તે જરા જો! બાઈ એના ગાલ ઉપર પાવડર છાંટે છે. દોસ્ત, હું તને કહું છું ને કે આ જાત જો આંહી વધુ ને વધુ આવશે તો કાશ્મીરનાં ગુલાબને ગુલાબી બનાવવા માટે મેક્સફેક્ટરનો રંગ છાંટવો પડશે. કલમને વધુ શ્વેત બનાવવા માટે કોટીનો પાવડર એના પર ભભરાવવો પડશે. કલિઓના હોઠને હોઠસળીથી રંગવા પડશે. કુદરત સામે આ શણગાર માટેની બનાવટ! જો, જો, આરસીમાં મુખ જુવે છે. હાય, કાશ્મીર.'

હું આવાં દશ્યોથી ગુસ્સે થવાનું ભૂલી ગયો હતો. અમે હોટેલમાં ગયા અને પહેલી જ વાર મેં કાશ્મીરની થોડી વરવી વાતો સાંભળી.

તે રાતે ઊંઘવા હું બિછાનામાં પડ્યો પણ મને ઊંઘ ન આવી. આગલી રાતે કિસ્તીમાં સૂતો હતો એ યાદ કર્યું. સહેલાણીઓ ઉપર કાશ્મીર જીવતું હતું! દુકાનો સરસ હતી, મુસાફરો માટે સામગ્રી સરસ મળતી હતી, સહેલાણીઓ માટે કાશ્મીરનો આનંદ લુંટનારાં પરાયાં હતાં.

લાંબા વખત પછી હું આવા સ્થળ પર આવ્યો હતો એટલે હું આ કુદરતના હીંચોળે હીંચકવામાં આનંદ



અનુભવતો હતો પણ કાશ્મીરના આ ગુનાબની વચ્ચે એક કાંટો મારા ાળજાને કોઈ કોઈવાર મારી જતો હતો એની કાશ્મીરાનુ મુખ! એની ખરીદી! એની આખનુ દર્દ! પણ હુ એમ સતોષ માનતો કે એ સ્ત્રીને એવી લાગણી જ રહી નહિ હોય પછી મારે શીદને એ કાટાથી હેરાન થયા કરવુ?
પણ મારુ મન વિચિત્ર છે ને! અને મને જે મિત્ર મળ્યો એ પણ અળગારી જ ને! એ કેસરી કાશ્મીરની વચ્ચે પણ એની વસમી વાતો મૂકતો ગયો 'આ સ્ત્રી જ નથી આ કાશ્મીર છે રૂપ રૂપની ખરીદી સહેલગાહ! સહેલગાહ પૂરી અને ફરી સહેલાણીઓની એમના વતન તરફ વિદાય
એ મુખ સાથે મારે શુ નિસ્બત? મે તો વાતેય એની સાથે કરી નથી દીધી એને! એણે મને દીઠો ચાર આખો વચ્ચે એક નજર બધાણી! એમા શુ?
ઘડિયાળમા રાત પડી હતી તોય દિવસના જેવુ અજવાળુ રોકાણુ હતુ બુલબુલો રાતનો અર્ધો સાબૂત કરવા માટે બોલતા હતા ને ઊડતાય હતા એક સરોવરનુ પાડોશી ખજન પક્ષી એક એક ઘર—બીજા પક્ષીઓની બોલી—બાર વાર સભળાવતુ હતુ
શરીર ઉઘાડુ રાખો તો ઠડી ઘા કરી જાય એવી હતી રાતના હોટેલમા બધા બેઠા હતા અચાનક અવાજો ફરવા લાગ્યા અને માહિતી મળી કે કાશ્મીર ઉપર હુમલો થયો હતો ખતરનાક હુમલો
સહેલાણીઓ દોડ મૂકી ટેલિફોન અને તાર કરવા પાછળ રોકાઈ ગયા અને થોડા સમય પછી મને જાણવા મળ્યુ કે આખી હોટેલ ખાલી થવાની હતી બીજી જ સવારે એ વિમાનોમા આ સહેલાણીઓ ચાલી જવાના હતા
આસ્તેથી મિત્ર મારી બાજુમા આવી ગયો 'કેમ આપની સવારી ક્યારે ઊપડે છે ને?
મે ના પાડી એણે મને સલાહ આપી 'હવે આ ડાલ સરોવરના કમળ ઉપર ખતમ થવાનો સમય નથી હવે તો ખતરો છે ખૂબસૂરતી અને ખતરાને ક્યા બહુ બને છે!'
મે સાભળ્યા કર્યું 'તને મે કહ્યુ હતુ ને? એની કાશ્મીરની લલના સનાતની સહેલગાહ ત્યા સુધી એનો પાશ આ મુસાફરોએ કાશ્મીરનો આનદ લૂટ્યો! હવે કાશ્મીરમા કાટાઓ ફૂટે છે એટલે તેઓ પલાયન! ફૂલના ચૂસનારા '
મે મારો નિર્ણય જણાવી દીધો 'હુ તો હમણા રહેવાનો જ છુ '
સહેલાણીઓ ચીજો ખરીદી હતી એના પૈસા ચૂકવવાના કામે લાગ્યા કોઈ કાશ્મીરની શાલ લઈ જતુ હતુ કોઈ એની કનામય શેતરજી! કોઈ નકશીવાળા વાસણો
મિત્રે મશ્કરીમા મને સભળાવ્યુ, 'તારા આ ભોળ ભીતાઓને કાશ્મીરના કાટાઓ પણ લઈ જવા જેવા છે એમાય સુવાસ છે ને તારા આ સહેલાણીઓને કહે ને કે કાશ્મીરની લલનાને સાથે લેતા જાય '
ત્યા તો એ સ્ત્રી હોટેલમા આવી હવે એને ઓળખવા કોઈ તૈયાર નહોતુ
ગુસ્સો કરીને અમે બેઠા હતા ત્યા એ આવી મારા મિત્રને એ કાઈ કહેવા માડી હુ એ વાતો સમજ્યો નહિ
પણ એ સ્ત્રીની એક ઇચ્છા હુ બરાબર સમજ્યો કાશ્મીર છોડવા એ રાજી નહોતી એ બોલતી હતી, 'હવે છેડુ? ક્યા અહીની સહેલાણી છુ? હુ તો આ જમીન સાથે જડેલી છુ '
મારી કલ્પના પતગિયાનુ રૂપ લઈને ઊડી મારામા એક અનેરી બોલી ગૂજવા લાગી 'હુ કમળની રક્ષા કરીશ, હુ ભ્રમરને બચાવીશ હુ ગુલાબોને હસતા રાખીશ પખીઓને ગાતા રાખીશ આકાશના રંગોને હુ જરાય ઝાખા નહિ થવા દઈશ ખજનના ગીતને હુ ક્યારેય રોકીશ નહિ તારલાના તેજને હુ રોકીશ નહિ કેસરને હુ મહેકવાની મના નહિ કરુ કાશ્મીરને હુ રગદોળાવા નહિ દઉ '
આ બોલી કોણ ઉચ્ચારતુ હતુ? કાશ્મીરની એ લલના? એ કે કાશ્મીર? કાશ્મીરના દીકરા દીકરી?





શમુ પંડિત

# નાયગરા નિહાળ્યો

શીકાગોથી અમેરિકાના પૂર્વ કિનારાભણી આગળ વધતો આ પ્રવાસ-લેખ નાયગરા સુધી પહોંચે છે. નાયગરા ધોધની ભવ્યતાનો ખ્યાલ તો નજરે નિહાળીને જ આવે ને? વાચકોને અતિપ્રિય થઈ પડતા આ પ્રવાસ-લેખોમાં પ્રવાસવર્ણન ઉપરાંત પણ ઘણું હોય છે...

વરસાદથી તાજાંછમ થયેલાં શીકાગોનાં પરાંમાંથી પસાર થતી અમારી કાર ખાસ્સી ૪૫ મિનિટ પછી ઍરપોર્ટ પર પહોંચી ત્યારે સવારના ૮ વાગ્યા હતા. સૂર્યનો પ્રકાશ રિસામણાં-મનામણાં કરતો પથરાતો હતો. ઠૂંઠવાતી ઠંડીમાં ઓવરકોટમાં સજ્જ પ્રવાસીઓ કાળી ગરમ કૉફી પીને ગરમી મેળવતા હતા, કોઈ કોઈનાં મોં છાપાંમાં દટાયાં હતાં તો કોઈ વળી 'શૂ શાઈન' —બૂટપૉલિશ—કરાવતા હતા. મી. વૉરનીકીને છેલ્લી વાર ભેટી લીધું ને ઉમળકાભર્યું હસ્તધૂનન કરી એ વિદાય થયા. કાંઈ ન સૂઝવાથી હું પણ 'શૂ શાઈન' માટે બેસી ગયો. અલમસ્ત તબિયતવાળો એક હબસી બત્રીશી પહોળી કરી બૂટ પર પૉલિશ ચોપડવા મંડી પડ્યો. મેં છાપામાંથી મોં ઊંચું કર્યું કે તુરત એણે પૂછ્યું. 'From India, Sir?'[1] મેં સામું પૂછ્યું: 'How do you know?'[2]

'I was in your country during the second world war, sir. Very nice, you Indian people are'[3]

'Thank you.'[4] હું વદ્યો.

વળી પાછું થોડીવાર મૌન જળવાયું. પૉલિશ ચોપડવાની ક્રિયા પૂરી થઈ હતી ને હવે એ કપડા વડે બૂટ ચકચકાટ કરતો હતો. એક બૂટ પતાવીને બીજા બૂટ ભણી વળતાં વળી એણે મારી સામે જોયું.

'Did you like Gandhi, sir?'[5]

'Of course, which Indian would not? He was the Father of our Nation.'[6]

૧. 'હિંદથી આવો છો?'

૨. 'તમે શાથી જાણ્યું?'

૩. 'બીજા વિશ્વયુદ્ધ દરમિયાન હું તમારા દેશમાં હતો. તમે હિંદી લોકો અચ્છા માનવી છો.'

૪. 'આભાર'

૫. 'તમને ગાંધી ગમતો હતો?'

૬. 'જરૂર. કયા હિંદીને (ગાંધી) ન ગમે? એ અમારો રાષ્ટ્રપિતા હતો.'

---

અને સવાર પડી. સહેલાણીઓ વિમાનમાં બેસી ઊપડી ગયાં.

નંદનવનમાં અમે રોકાઈ રહ્યાં. પંખીઓના કિલકિલાટને ઓળંગીને બંદૂકોની ગોળીઓનો ધ્વનિ નંદનવનમાં પેઠો. મારા મિત્રને માટે મેં એક ટકોર કરી: 'તને સૌંદર્યનો જરા કંટાળો આવતો હતો ને! હવે કાશ્મીરમાં થોડી બદસૂરત પેસી રહી છે. આ સૂરજમુખી ફૂલોની પાંખડીઓને ફફડાવીને બંદૂકની ગોળી આંહીં આવશે. ગીત ગાતાં પંખીઓના કંઠને ઉથલાવીને રાઈફલોની ગોળી માણસને વીંધવા આવશે. ભ્રમરોના પ્રણયમાં જરા ખલેલ પડશે. કવિની દુનિયામાં ચીરો પડશે. હવે તો...'

મારું વાક્ય એણે પૂરું થવા દીધું નહિ.

હું નહિ કરમાવું. મારો શણગાર કોઈ ઉતારી લેશે નહિ. સૂરજ સામે હું હસીશ...કાશ્મીરની પેલી લલનાનું રૂપ લઈ કાશ્મીરનું પ્રભાત મારા મન ઉપર આવો વરસાદ વરસાવી ગયું. ઝાકળનાં ટીપાં પાંદડાં પરથી ચળકાટની લીટી કરી આંખને આંજી ગયાં. ઝાકળનાં બિન્દુ, ગણ્યાં ગણાય નહિ એટલાં હતાં! હુમલાખોરોની ગોળીઓ કરતાં ઘણાં વધારે હતાં. એ ઝાકળ ગોળી સામે આવું રૂપ કેમ ધરતી હતી? કાશ્મીરના આકાશમાંથી ઝાકળ વરસી હતી! મને એ ચમકારમાં રક્ષણ કરવાની કાંઈ અજબ શક્તિનાં દર્શન થયાં.



'Wasn't he a real great man? I don't know nothing about his role in Indian independence movement But I know he was a great saint You know, we Negroes derive lot of inspiration from his philosophy I am from Alabama White people there are red rough But we resist them in a Gandhian way Someday we will succeed '૭

પ્લેન ઊપડવાને હવે દસ જ મિનિટની વાર હતી એની વાતોમા મને રસ પડ્યો હતો, પરતુ એ માટે પ્લેન થોડુ ચૂકાય? હબસીઓના સમાન હક્ક માટેના યત્નોમા હિંદની સપૂર્ણ સહાનુભૂતિ છે એમ કહી મે એની રજા માગી હાથમા પહેરેલુ રબરનુ મોજુ કાઢી એણે હાથ લબાવ્યો ખડતલ ને અત્યત શક્તિશાળી એ હાથની ઉષ્મા થોડી અનુભવી ત્યા એણે જોરથી હથેળી દાબીને કહ્યુ 'Have a nice journy, sir '૮ આભાર માની હુ પ્લેનની સીડી ભણી દોડ્યો ને કમરપટો બાધી એ મહાકાય હબસીની આખોમા તરવરતી માનવતાને મનમા વાગોળતો રહ્યો

શીકાગો વિસ્તાર છોડીને પ્લેન હવે ઉત્તર ભણી ઊડતુ હતુ કાઈક મુક્તિ અનુભવતા મે કમરપટો છોડી નાખ્યો ને એક સામયિકમા ચિત્ત પરોવવા યત્ન કર્યો પરતુ પેલા હબસીની મૂર્તિ દૃષ્ટિપટ પરથી ખસી નહી એના જેવા કેટલાય માયાળુ હબસીઓનો પરિચય મને કેલિફોર્નિયામા થયો હતો પેલો મોચી પેલો જેક? બિચારો કેવી દયામણી જિદગી જીવતો હતો?

*

સાતેક વર્ષ પહેલા જ્યારે હુ અમેરિકા પહોચ્યો ત્યારે અમેરિકામા આર્થિક મદી (*recession*) પ્રવર્તતી હતી ચાર-પાચ કલાકની પાર્ટ-ટાઈમ નોકરી શોધવી પણ મુશ્કેલ હતી એવામા નસીબજોગે યુનિવર્સિટી પાસે જ રેસ્ટોરામા એક વેઈટરની નોકરી મળી ગઈ થો ડા દિવસ પછી એ જ રેસ્ટોરાના પાર્કીંગ લોટ ઉપર એટેન્ડન્ટની નોકરી પણ મળી પાર્કીંગ લોટના એક ખૂણે જેકે પોતાનો સ્ટેન્ડ નાખ્યો હતો યુનિવર્સિટીના ઘણા વિદ્યાર્થીઓ જેકને ચાહતા રોજ એની પાસે પૉલિશ કરાવવા આવતા ને બીજી લડાઈમા પગ ભાગી બેઠેલા જેકને પ્રામાણિકપણે પૈસો રળવામા સહાય કરતા જેક યુનિવર્સિટીનો વફાદાર ચાહક જ્યારે ફૂટબોલ મેચ રમાતી હોય ત્યારે એ પોતાના સ્ટેન્ડ ઉપર સતત રેડિયો ચાલુ રાખી યુનિવર્સિટી ટીમના સ્કોરના સમાચાર સાભળ્યા કરે જો ટીમ જીતમા હોય તો લગડે પગે પણ કૂદાકૂદ કરે ને આનદની બૂમો પાડે એનુ જીવન બૂટ પૉલિશમા ને આ રમતોના સ્કોર સાભળવામા એવુ વ્યસ્ત લાગતુ હતુ કે એના હૃદયમા બીજો કોઈ વિચાર કદી આવતો હશે કે કેમ એ વિષે પણ શકા ઉદ્ભવે જુવાન ઉમરે આવેલી શારીરિક ખોડને કારણે કદાચ જેકને પરણનારી કોઈ છોકરી નહિ મળેલી એ એકલો અટૂલો રહેતો હતો બપોરે ને રાત્રે રેસ્ટોરામાથી કાઈ ખરીદીને જમી લેતો ને રાત પડે એટલે એનો થાક હળવો કરવા પાસેના જ 'બાર'માથી બીઅરના કેન લાવીને ગટગટાવતો રાત્રે ૧૦-૧૦॥ વાગે પણ બત્તીના અજવાળા નીચે એનુ 'શૂ શાઈન'નુ કામ ચાલુ જ હોય ગ્રાહક એને બૂટ આપી ગયા હોય તેને રાત્રે સાફ કરે, ધૂએ, પૉલિશ ચોપડે ને પછી આખી રાત એમ ને એમ રાખી મૂકે બીજે દિવસે સવારે એના ઉપર ફરી પૉલિશનો હાથ મારી એ

૭. 'એ કેવા ખરેખરા મહામાનવ હતા? હિંદની આઝાદીની લડતમા એનો ફાળો શુ હતો એની મને ખબર નથી, પણ એ મહાસત હતા એ હુ જાણુ છુ તમને ખબર છે કે અમે હબસીઓ એની ફિલસૂફીમાથી ખૂબ પ્રેરણા મેળવીએ છીએ? હુ એલાબામા રાજ્યમાથી આવુ છુ ત્યા ગોરાઓ રગભેદના જબરા હિમાયતી છે પણ અમે એમનો સામનો ગાધીની રીતે કરીએ છીએ. કોક દી અમે જરૂર સફળ થઈશુ '

૮ 'તમારો પ્રવાસ સરસ નીવડજો, સાહેબ'

બૂટમાં મોઢું દેખાય એવા ચકચકાટ બનાવે.

એક દિવસ મોડી રાતે હું રેસ્ટોરાંમાંથી કામ કરી ઘર તરફ જતો હતો ત્યાં જેકે દારૂથી ઘેરાયેલી આંખો ઊંચકીને મારી સામે જોયું. ઓટલા નીચે બેસીને પૉલિશ ચોપડતાં જાઝ સંગીતના તાનમાં એ ડોલતો હતો.

'કેમ, જેક ! જિંદગી મઝાની છે ને ?' મેં પૂછ્યું.

'હા, મઝાની તો છે, પણ કોઈવાર એવો કંટાળો આવે છે !'

'શા માટે ?'

'એક તો મારું જીવન એકલવાયું છે, મારું અહીં કોઈ કહેતાં કોઈ નથી. મારાં માબાપ ટેક્સસમાં રહે છે. ત્યાંનો રંગભેદ મને ગમતો નથી. આથી હું અહીં રહેવાનું વધુ પસંદ કરું છું. હું અપંગ છું, મને કોણ પરણે? દિવસ આખો તો કામની ધમાલમાં ક્યાં વીતી જાય છે એ ખબર પડતી નથી, પણ સાંજ પડે છે ને મને બેચેની જન્મે છે. હું ખરાબ માણસ નથી હોં! પણ શું કરું ? આ એકલવાયાપણું નથી સહેવાતું એટલે ઢીંચું છું. સમજ્યા ને ?

'ઘણીવાર મને એમ થાય છે કે જાત માટે કાંઈક કરું એના કરતાં મારી જાતિ માટે કાંઈક કરવું જોઈએ. અમે હબસી લોકો નાલાયક છીએ, અમારામાં સંપ નથી. આગળ વધવાની ધગશ નથી, ગોરાઓની ફેશન, એમનાં કપડાં, એમના પફ–પાવડર ને લીપસ્ટીકનું અમે આંધળું અનુકરણ કરીએ છીએ પણ અમે લોકો અમારું ઈલાયદું વ્યક્તિત્વ સ્થાપી શક્યા નથી. અમારી આતમવેદના ગુલામીના દિવસોમાં અમારા બાપદાદાઓએ ભજનોમાં ગાઈ એ ભજન સંભળાવું ?'

.. અને જેકે ચકચૂર દશામાં કાંઈક બેસૂરા અવાજે એક હબસી લોકગીત (Negro Spiritual) લલકારી માર્યું. આ 'સ્પીરીટયુઅલ' એની જાતિનું અમેરિકન સંસ્કૃતિને દાન હતું. એના અનામી દાતા તો ગીતો રચીને ને ગાઈ ગાઈને કાળી મજૂરી કરતા ગુલામીમાં જ મરી ગયા; પરંતુ મેરિયન એંડરસન, મહેલિયા જેક્સન, નેર કીંગ કોલ, હેરી બેલાફોન્ટે વગેરે સુંદર હબસી ગાયકો આજે પૂર્વજોની સંગીત પ્રણાલિકાને ટકાવી–સંવર્ધી રહ્યા છે. હબસી લોકગીતોમાં જે દર્દ છે એ સંગીત ન સમજનારનું હૃદય પણ હલાવી નાખે.

હૈયાની આહ ગીતોમાં ઠાલવવા જેટલી જ સંગીતની સેવા હબસીઓએ નથી કરી. શુદ્ધપણે અમેરિકન કહી શકાય એવું 'જાઝ' સંગીત પણ હબસીઓએ જન્માવ્યું. ઢોલ, નગારાં, ક્લેરીનેટ, વાંસળી, ટ્રોમ્બોન, ટ્રમ્પેટ વગેરેના શંભુમેળા સમું લાગતું આ ઉત્તેજક સંગીત ગોરા સંગીતજ્ઞોની મદદથી ઘણું વ્યવસ્થિત રૂપ પામ્યું છે; પરંતુ એ જન્માવનાર તો હબસીઓ જ. પહેલાં આ પ્રકારના સંગીતને ગૌરવભર્યું સ્થાન ન હતું; પરંતુ આજે અમેરિકાના અત્યંત ઝડપી જીવનનો ધબકાર માત્ર જાઝ સંગીતજ વ્યક્ત કરી શકે છે એમ ઘણા સંગીતપ્રેમીઓ માને છે.

જેકે ગીત પૂરું કર્યું ન કર્યું ત્યાં તો રાત્રિની શાંતિને ભેદતી એક કાર સડસડાટ ચાલી ગઈ. હબસી યુવક-યુવતીઓથી ભરેલી એ કારમાં ખિલખિલાટ હસવાનો ને માદક રેડિયો-સંગીતનો અવાજ જરાક ખલેલ પમાડી ગયો.

'ક્યાંથી આગળ આવે, અમારી હબસી પ્રજા ! લઘુતા-ગ્રંથિને કારણે એ ગજા ઉપરાંતનાં ખર્ચ કરી મોટી કારો લાવે છે ને બસ મજામાં જ મશગુલ રહે છે. એમને ઉન્નતિની પડી નથી, માત્ર પેટની પડી છે. અમને એક તમારા ગાંધી જેવો નેતા મળે તો ! સાચું કહું છું અમે ગબડે ચડી રહ્યા છીએ.'

લાગણીના આવેશમાં જેકનો કંઠ ગળગળો થઈ ગયો, વાત વધુ લંબાવવામાં સાર ન હતો; આથી મેં 'દિલગીર છું. સવારે વહેલા ઊઠવાનું છે જેક! ગુડ નાઈટ' કહી ચાલવા માંડ્યું, પણ ઘેર આવ્યા પછી ક્યાંય સુધી આંખ મીંચાઈ નહીં.

*

અમેરિકાના પૂર્વ પ્રદેશની લીલીછમ ભૂમિ ને સરોવરોનું દર્શન આકાશમાંથી પણ કરી શકાય એટલું નીચું પ્લેન ઊડતું હતું. ૧૧ા વાગે અમે બફેલો આવી

પહોંચ્યા. પરિચારિકાએ ચેતવણી આપી કે કમરપટા બાંધી દો, પ્લેન ઊતરવાની તૈયારીમાં છે. ઝટપટ ફાઈલમાંથી મારા યજમાન શ્રીમતી બ્રાઉન વિષે થોડી માહિતી વાંચી લીધી. પ્લેનમાં હું એકલો જ પરદેશી હતો એટલે એ મને ઝટ ઓળખી શકશે. એ વિચારે રાહત અનુભવતો સીડીનાં પગથિયાં ઊતરી આગંતુકોના ટોળા ભણી ચાલ્યો.

ઊંચા કદની એક વ્યક્તિત્વશાળી બાઈ ટોળામાંથી આગળ આવી ને 'Welcome to Niagara Falls, Mr. Pandit' કહીને હાથ લંબાવ્યો. પાંસઠેક વર્ષની આ વૃદ્ધ બાઈ તરફ લોકો ખૂબ માનની નજરે જોતા હતા. 'Good morning Mrs. Brown' કહેનારાની સંખ્યા ત્યાં એટલી મોટી હતી કે અમને વાત કરવાની તક જ ઝટ ન મળી. એ મને એરપોર્ટ પરના સુંદર રેસ્ટોરાંમાં લંચ માટે લઈ ગયાં. એક ખૂણો શોધી ચઢતાં-ઊતરતાં પ્લેનને જોતાં અમે વાતો શરૂ કરી. તાજેતરમાં જ એ હિંદ જઈ આવ્યાં હતાં. એમના સ્વર્ગસ્થ ઈજનેર-પતિ સાથે એ વર્ષો સુધી ચીનમાં રહ્યાં હોવાથી પૌર્વાત્ય સંસ્કૃતિ તરફ એમને સહાનુભૂતિની લાગણી હતી. હબસીઓ માટે સમાન હક્કના એ ચુસ્ત હિમાયતી હતાં.

અમે બેઠાં હતાં એની પાછળ જ એક રૂમમાં કાંઈક 'લંચન મીટીંગ' હોય એવું લાગ્યું. શ્રીમતી બ્રાઉને જણાવ્યું કે બફેલો શહેરની બે યુવતીઓ આફ્રિકા એક વર્ષના સેવાકાર્ય માટે જતી હતી— ધર્મ પ્રચારના સેવાકાર્ય માટે નહિ પણ માનવો સરખા જ છે એ ભાવના સંવર્ધે એવા સેવાકાર્ય માટે—એમને સન્માનવા માટે આ હબસી-ગોરાં શહેરીઓનો મેળાવડો યોજાયો હતો. તાળીઓના વારંવાર થતા ગડગડાટ છતાં અમારી વાતો સારી રીતે ગબડી. હિંદનાં એ સાચાં સહાનુભૂતક હતાં ને ચીનમાં સામ્યવાદ સફળ નીવડ્યો એ વખતની પરિસ્થિતિનું હિંદમા પુનરાવર્તન થાય એવી શક્યતા એમને નહિવત્ લાગતી હતી.

શ્રીમતી બ્રાઉનનો કંઠ મધુર હતો ને ઉચ્ચાર અત્યંત 'બોસ્ટોનિયન' હતા. બોસ્ટનવાસીઓના અંગ્રેજી ઉચ્ચાર ઉપર ઇંગ્લેંડની અસર સૌથી વધારે છે. બીજી કોઈ બાબતમાં નહિ તો ઉચ્ચારની બાબતમાં તો અમેરિકાનો પૂર્વ પ્રદેશ પશ્ચિમ પ્રદેશ કરતાં કાંઈક જુદો પડે જ છે એમ મને લાગ્યું. ભોજન પતાવી અમે શ્રીમતી બ્રાઉનની કાર ભણી વળ્યાં. નાનકડા જર્મન 'ફોક્સ વેગન'માં મારી પેટી મૂકી. હું આગળ ગોઠવાઈ ગયો ને એમણે ગાડી ચલાવતાં ચલાવતા આ પ્રદેશનો પરિચય આપવા માંડ્યો.

બફેલોથી વિશ્વવિખ્યાત નાયગરા ફોલ્સ લગભગ ૧૫ માઈલ દૂર છે ને ન્યૂ યૉર્ક રાજ્યના ઉત્તર છેડે કેનેડાની સરહદે એ આવેલો છે. નાયગરા નદીને કાંઠે આવેલું આ સુંદર ગામ ૧૮૯૨માં વસેલું. કેટલાય ઉદ્યોગો ત્યાં વિકસ્યા છે ને વસ્તી લાખ ઉપર છે. ગામમાં એક નાનકડી નાયગરા યુનિવર્સિટી છે, ગામનું પોતાનું આગવું છાપું પણ છે.

નાયગરા નદી વહે છે અમેરિકન પ્રદેશમાંથી, ધોધ પણ અમેરિકન પ્રદેશમાં જ સુંદર છે, પરંતુ એ ધવલ ધોધને ધરાઈને નીરખવા માટે પૂલ ઓળંગી કેનેડિયન સરહદમાં જવું અનિવાર્ય છે. ૧૬૭ ફૂટની ઊંચાઈએથી પડતા ધોધની નજીક નાવડામાં જવું અને ચારે બાજુ ઊડતાં સીકરોથી ભીંજાવું એ પણ લહાવો છે. ધોધની આજુબાજુ સુંદર બાગબગીચા છે, હોટેલો છે ને પ્રવાસીઓને આકર્ષે એવી અન્ય સુવિધાઓ પણ છે. દર વર્ષે હજારો કોડીલા યુગલો અહીં મધુરજની માટે આવે છે ને સ્વર્ગસમ વાતાવરણની મસ્તીમાં થોડા દિન મહાલે છે.

કેનેડિયન બાજુથી ધોધનો આકાર ઘોડાની ખરી જેવો લાગે છે; આથી એને Horse-shoe Falls કહે છે. ધોધની કેનેડિયન બાજુ એવી રળિયામણી બનાવી છે કે હજારો અમેરિકન સહેલાણીઓ સરહદ ઓળંગી કેનેડામાં મહાલવા જાય છે. અમેરિકન બાજુ સુંદર

રીતે વિકસેલી નથી એ હકીકત નાયગરા ફોલ્સવાસીઓને એની ડંખે છે કે એ બાજુ વિકસાવવા અંગે જબરો પ્રચાર ચાલી રહ્યો છે. ગયે વર્ષે જ ન્યૂ યૉર્ક રાજ્યે મોટી લોન નાયગરા ફોલ્સના કિનારાના પ્રદેશના સૌંદર્ય સંવર્ધન માટે આપી છે ને હાલ નદીની મધ્યમાં જ એક જબરદસ્ત ટાવર ( Observation Tower ) બંધાય છે. એ ટાવર બંધાઈ રહેશે ત્યારે ધોધના ખરી–આકારનું સમગ્ર દર્શન કરવા માટે સહેલાણીઓને કેનેડિયન હદમાં નહીં જવું પડે. લીફ્ટ વડે સૌને ઠેઠ ટોચ ઉપર લઈ જવાશે ને નીચે નાવડામાં પણ ઉતારી શકાશે.

શ્રીમતી બ્રાઉનને ત્યાં સામાન મૂકી અમે જરા સંગીત સાંભળવાં બેઠાં કે તુરત વરસાદનું એક ઝાપટું પડી ગયું. મારી મહેચ્છા તો નાયગરા ધોધના સૌંદર્યને રંગીન ફિલ્મમાં ઉતારવાની હતી; વરસાદે મારો ઉત્સાહ ભીંજવી માર્યો; પરંતુ કલાકેક પછી અમે જ્યારે ધોધનાં દર્શનાર્થે જવા ગાડીમાં બેઠાં ત્યારે સૂરજ આળસ મરડતો મરડતો બહાર આવવા માંડ્યો ને અમે ધોધ ઉપર પહોંચ્યાં ત્યારે કૅમેરાની કળ દાબી શકાય એટલો ઉજાશ તો ભાસતો જ હતો. શ્રીમતી બ્રાઉન એક શાંત સ્થળ શોધી બેસી ગયાં ને હું કૅમેરા સાથે લગભગ માઈલ–દોઢ માઈલ રખડીને ત્રીસેક ચિત્રો ને પચાસેક ફૂટનું રંગીન ફિલ્મનું ફીંડલું વાપરી આવ્યો. વિવિધરંગી પુષ્પોનું સૌંદર્ય પણ છબીમાં મઢી લીધું.

ચારે બાજુ ધરતી ટ્રેક્ટરો ને જમીન ખોદવાનાં સાધનોથી ધમધમતી હતી. ઉનાળો શરૂ થાય ને સહેલાણીઓ ઊમટી પડે એ પહેલાં તો રાજ્ય સરકાર આ સ્થળની રોનક ફેરવી નાખવા ઉત્સુક હતી. કાન બહેરા કરી નાખે એવા અવાજ વચ્ચેથી રસ્તો કાપતાં અમે અમેરિકન સરહદના ઈમીગ્રેશન ખાતે પહોંચ્યા. હું પરદેશી હતો ને હિંદથી અમેરિકા માત્ર એક–પ્રવેશ–પરવાના ( Single entry visa ) ઉપર આવ્યો હતો; આથી હું એકવાર અમેરિકન પ્રવેશ છોડું તો મારાથી ફરી બીજો પરવાનો ( visa ) કઢાવ્યા વિના અમેરિકામાં પાછા ન પ્રવેશાય. આ નિયમોમાં થોડી છટકબારીઓ છે પરંતુ એ છટકબારીમાંથી કોઈને નીકળવા દેવો કે કેમ એ નક્કી કરવાનું ફરજ પરના ઈમીગ્રેશન અમલદારને માથે છે. શ્રીમતી બ્રાઉન શહેરનાં પ્રતિષ્ઠિત નાગરિક અને મ્યુનિસિપાલિટીનાં પ્રમુખ હોવાથી એ ઑફિસમાં દાખલ થયાં કે તુરત એમની સુંદર સરભરા કરવામાં આવી ને એમની જવાબદારી ઉપર મને સાંજે અમેરિકન સરહદ ઓળંગી ૬ કલાક માટે કેનેડામાં પ્રવેશવાની લેખિત મંજૂરી મળી. કેનેડિયન વિસ્તારમાં પ્રવેશવા માટે તો મારે મંજૂરીની જરૂર નહોતી કારણ કે એ દેશ રાષ્ટ્રસમૂહ ( Commonwealth of Nations )નો સભ્ય છે.

કેનેડાની સરહદમાંથી નાયગરા ધોધનું દર્શન કરવાની તક મળશે એ વિચારે હું રાજીરેડ થઈ ગયો. સાંજે એબ્બર્ટ હેથેમ્ડનાં ભત્રીજી શ્રીમતી વૉકરે મને શ્રીમતી બ્રાઉન સાથે નાયગરા નદીના મુખે આવેલા એક અત્યંત રમ્ય રેસ્ટોરાંમાં જમવા નિમંત્ર્યો હતો. અમેરિકાની પરદેશનીતિ, નેહરુની નેતાગીરી, પ્રમુખપદ માટેની નજીક આવતી ચૂંટણી, રંગભેદની સમસ્યા વગેરે અમે દોઢ કલાકમાં જ છણી નાખી ને ભર્યા પેટે ઊભા થઈ બહાર નીકળ્યાં. શ્રીમતી બ્રાઉન થાકી ગયાં હોવાથી ઘેર ગયાં ને શ્રીમાન ને શ્રીમતી વૉકર મને સ્ટેશનવેગનમાં બેસાડી કેનેડાનાં કિનારાનો પ્રદેશ જોવા લઈ ગયાં.

પૂલ આગળ ઈમીગ્રેશનની વિધિમાંથી પસાર થઈ અમે કેનેડિયન સરહદમાં પ્રવેશ્યાં ત્યારે ઝરમર વરસાદ શરૂ થઈ ગયો હતો શ્રીયુત્ વૉકરે મને થોડી સુંદર હોટલમાં ફેરવ્યો ને પછી કેનેડિયનો જેને માટે વિખ્યાત છે એ બાગબગીચા જોવા લઈ ગયા. અનેકરંગી પુષ્પો ને એની યોગ્ય માવજત જોઈ ને હું તાજુબ થઈ ગયો. એક બાગમાં તો રંગબેરંગી ફૂલોથી જ ઘડિયાળનું મોટું ડાયલ બનાવ્યું હતું ને સોનેરી મોટા કાંટા એના ઉપર ફરતા હતા. વીજળીના પ્રકાશના યોગ્ય મિશ્રણ

વડે ખૂબ આહ્લાદક વાતાવરણ ત્યાં ખડું કર્યું હતું.

નાયગરા નદીને કિનારે કિનારે અમે માઈલો સુધી ગાડી હંકાર્યે રાખી. કેટલો મોટો વેપાર આ નદી દ્વારા થાય છે એનો ખ્યાલ અંદર ઘૂમતાં પેટ્રોલિયમ અને લાકડાં ભરેલાં મોટાં વહાણો જોઈને આવ્યો. પાણીની સપાટી સરખી જાળવવા ને મોટા વાહનો ઠેઠ અંદરના પ્રદેશો સુધી લઈ જવા માટે કૃત્રિમ 'લૉક્સ' (Locks) બનાવવામાં આવ્યાં છે. આ 'લૉક્સ' બે જુદીજુદી પાણીની સપાટી સાચવી રાખીને પણ એક વહાણને પાણીની નીચી સપાટીવાળા પ્રદેશમાંથી ઊંચી સપાટીવાળા પ્રદેશમાં પહોંચાડે છે. ક્રિયા માત્ર પાણી પંપ વડે 'લૉક'માં ભરવાની ને કાઢવાની છે, પરંતુ એ ક્રિયા નજરે જોવી એ એક લહાવો છે; વર્ષો પહેલા આવા 'લૉક્સ' વૉશીંગ્ટન રાજ્યના સીઆટલ શહેરમાં જોયાં હતાં. ઘણાં વર્ષે એ ફરી જોવા મળ્યાં એથી આનંદ થયો. રાતના નવ વાગી ગયા હતા ને વૉકર દંપતી નોકરી કરતા હોવાથી બીજે દિવસે સવારે એમને વહેલાં ઊઠવાનું હતું, આથી અમે ઝડપથી પાછાં વળ્યાં. રસ્તામાં શ્રીયુત્ વૉકર મને નદી ઉપરનાં હાઈડ્રો ઈલેક્ટ્રીસીટીનાં લગભગ ૧,૩૮૮,૦૦૦ હૉર્સ પાવર વીજળી ઉત્પન્ન કરી અમેરિકા અને કૅનેડાનાં કારખાનાને પૂરી પાડતાં કારખાના બતાવવાનો લોભ ખાળી શક્યા નહિ.

પૂલ ઉપર અમે પાછાં પહોંચ્યાં ત્યારે મેઘધનુષના સાત રંગોથી ઓપતો નાયગરાનો ધોધ એવો સોહામણો લાગતો હતો! કૅનેડાના એક પાવરહાઉસમાંથી વિવિધરંગી ફ્લડ લાઈટો ધોધ પર ફેંકી રોજ રાતે આવું સુંદર વાતાવરણ ખડું કરવામાં આવે છે એમ શ્રી વૉકરે કહ્યું. દર પંદર મિનિટે રંગોનો ક્રમ બદલાતો હતો. અમે પંદરેક મિનિટ માંડ આ દૃશ્ય પચાવ્યું હશે ત્યાં રંગો બદલાઈ ગયા ને ચાંદનીના પ્રકાશમાં કોઈ શ્વેતવસ્ત્રી સુંદરીનો પાલવ હવામાં ફરફરતો હોય એવો આભાસ થયો.

રાતના દસ વાગી ગયા હતા; આ રમ્ય દૃશ્ય છોડવાનું જરાય મન ન હતું; પરંતુ હું ક્યાં સ્વતંત્ર હતો? મારાં યજમાનની ભલમનસાઈનો વધુ પડતો લાભ તો કઈ રીતે લેવાય? થોડું રખડી અમે ગાડીમાં પાછા ગોઠવાઈ ગયા, શ્રીયુત્ વૉકરે કારનું હીટર ચાલુ કર્યું ને વાતાવરણ હુંફાળું થયું. કે તુરત એમણે ગાડી હાંકી મૂકી. પૂલને નાકે ઊતરીને મેં કૅનેડિયન ઈમીગ્રેશન ખાતાના કાગળો ઉપર સહી કરી આભારની લાગણી વ્યક્ત કરી ને પાછો ઠૂંઠવાતી ઠંડીમાંથી બચવા કારમાં ભરાઈ ગયો. અમેરિકન સરહદે અમે પહોંચ્યા કે તુરત મારો પાસપૉર્ટ પાછો મેળવ્યો ને પાંચ-છ કલાક કૅનેડામાં સહેલ કરવાની પરવાનગી આપવા માટે આભાર માન્યો.

શ્રીમતી બ્રાઉનને ઘેર મને વૉકર દંપતીએ ઉતાર્યો ત્યારે રાતના ૧૧ વાગી ગયા હતા. બિલ્લીપગે હું મારા શયનખંડમાં પહોંચ્યો ને કપડાં બદલી, હીટર ચાલુ કરી પથારીમાં પડ્યો. હૈયાનો થનગનાટ હજુ શમ્યો ન હતો, વર્ષો પહેલાં શાળાની ભૂગોળમાં વર્ણન વાંચી જે નાયગરા ધોધના દર્શન કરવાનાં ગાંડાઘેલાં સ્વપ્નો સેવ્યાં હતાં એ નાયગરા ધોધ આજે મેં સગી આંખે નિહાળ્યો હતો.



ઘરમાં દાખલ થયેલો ચોર સહેજ પણ હીલચાલ કરતાં તેની હાજરીની નક્કીપણે જાણ કરીને તેને સપડાવી શકે તેવી અવાજની ગતિ કરતાં વધારે ઝડપી સ્વરોના મોજાંવાળા ચેતવણી આપતા સાધનના તાજેતરમાં લંડનમાં પ્રયોગો કરી દેખાડવામાં આવ્યા હતા. આ નાનકડું સાધન ૬,૦૦૦થી માંડીને ૬૦,૦૦૦ ચો. ફૂટ જેટલી જગ્યાની સફળ ચોકી કરી શકે છે.

આ સાધન તે વિસ્તારમાં અવાજના મોજાંઓનું કાયમ એક નિશ્ચિત સ્વરૂપ ચાલુ રાખે છે. પરિણામે ઘરમાં ચોર આડમાર્ગે દાખલ થતાં જ તે સ્વરૂપમાં ભંગાણ પડે છે અને ચેતવણીનો ઘંટ વાગતાં ચોર સપડાઈને ઝડપાઈ જાય છે. આ સાધનને બરાબર આ જ રીતે આગ હોલવવા માટે પણ ઉપયોગમાં લઈ શકાય છે.





त्रिभुवन वीरजीभाई हेमाणी

# वा मो शाहनो उपयोगी पत्र

सद्‌गत चिंतक तेम ज फिलसूफ वा. मो. शाहनो परिचय संस्कारप्रिय गुजरातीओने करावावानी हजी भाग्ये ज जरूर रहे छे. ए विचारकनो पत्र-व्यवहार अनेकविध प्रश्नोने छेडनारो तेम ज गुजराती साहित्यमां कंईक अनोखी भात पाडनारो होई तेने जनसमाज समक्ष धरी देवानी समये समये योजना करवामां आवे छे. ध्यानमां रहे के पत्रसाहित्यना भंडोळमां वधारो करवा माटे अगर तो जेवा तेवा वाचको माटे तेम ज प्रकाशन अर्थे ए पत्रो लखाया नहोता. साची वात एटली ज छे के कोई कोई अधिकारी सज्जनने अमुक प्रसंग निमित्ते केटलाक सिद्धांतनी समजण आपवा पूरता ज ए पत्रो योजाया हता. छतां पण एवा पत्रोनां प्रकाशनथी विकासने पंथे मळेली कोई कोई व्यक्तिने तेमांथी अनन्य प्रकारनो 'आनंद' तेम ज 'ताजगी'नो अनुभव थाय एम लागवाथी तेमांनो एक उपयोगी पत्र अहीं प्रगट करवामां आवे छे. साची वात तो ए छे के आ पत्र स्पष्टपणे ए फिलसूफनी आत्मकथाना एक प्रकरणनी गरज सारी रहे छे. अने ए वातनी खातरी एनां मननपूर्वकनां वाचनथी ज थई शके तेम छे. —त्रि. वी. हेमाणी

घाटकोपर, मुंबई
ता. १०-८-३०

प्रिय डाह्यालालभाई,[१]

ता. २३ जुलाईनो तमारो प्रथम परिचय करावतो पत्र मळ्यो. ज्ञानपीपासा ज्यां पण नजरे पडे त्यां स्वभाविक 'सदधर्मी' संगनो संतोष थाय छे.

तमे पण कोई अद्‌भुत मनुष्य लागो छो : कचरापट्टी रफ पेपर पर छपाता 'जैनहितेच्छु' जेवा Sectarian (सेक्टेरियन—सांप्रदायिक) नामवाळा पत्रना अंको तमने वैष्णव जन्मेलाने वांचवा—वांच्या करवानुं तूत लाग्युं! 'नास्तिक' के 'मिथ्यात्वी' अमेरिकन शेठनी डायरी तत्त्वज्ञान मेळववानी दृष्टिथी वांचवानुं तमने रुच्युं! निंदक, मिजाजी, खटपटी वाडीलालने वाहवामां तमने आनंद थयो!...संभाळजो, रखे ऊंडा अगोचर कूवामां पडवानी नजदीकमां न हो! शुं तमने समाजनो डर नथी? अथवा शुं नूतन समाज रचवानो ईरादो राखी रह्या छो?

जे हो ते हो, मारुं जीवन जे एळे गुमाव्युं होवानुं हुं आजे मानुं छुं तेनाथी अणधारी रीते तमारी माफक अहीं तहीं केटलीक व्यक्तिओ कंईक प्रकाश, हूंफ, शक्ति के आश्वासन पामी शकी छे एम ज्यारे ज्यारे हुं जाणवा पामुं छुं त्यारे त्यारे मारा हृदयनी बळतरा क्षणभर शान्त थाय छे.

जेम जेम जरातरा मेळवतो गयो तेम तेम ते बधाने आपवानो अखतरो थतो रह्यो, जेथी 'मेळववा' माटे जरूरनी 'फुरसद'नो स्टोक खवातो गयो अने 'मेळववा'नी स्थिति चालु राखवा माटे जरूरनां आर्थिक साधनो के जे मारी आखी जिंदगी सुधी पूरतां थाय तेम हतां ते बधां जाहेर सेवामां खर्ची नाखी 'फुरसद'नी सगवड पण गुमावी : आ 'आत्महत्या' माटे हुं आजे घणो अफसोस करुं छुं. शोधक, जिज्ञासु, तत्त्वज्ञानी : एओए लौकिक 'दयाबुद्धि'थी छूटवुं जोईए एवुं मने ए वखते भान न हतुं. हुं गुरु वगरनो हतो अने जे थोडुं घणुं पाम्यो होउं ते अंगत अखतरा अने आत्ममंथनथी ज पाम्यो होई मने कोई शास्त्रकारोनी पण मदद नहोती, के जेथी उक्त भूलथी बचवा पामुं.

१. ए डाह्यालालभाई कोण अने क्यांना वतनी ते बाबत कंई चोकसपणे जाणी शकायुं नथी; छतां पण प्रस्तुत पत्रना उत्तरना भागमां आवती हकीकत परथी अनुमान थई शके छे के तेओ पालणपुरना वतनी होय. ए परिस्थितिमां ए संबंधी कोई जाणकार बंधु आ लखनारने C/o ऊर्मि-नवरचना ने सरनामे पत्र लखी माहिती आपे एवी जाहेर विनति करवानुं अस्थाने नहि गणाय.

ખેડૂત, વ્યાપારી, શિક્ષક, રાજા, શોધક અથવા ફિલસૂફ એ સરવા માટે જુદા જુદા 'નીતિશાસ્ત્ર' હોય છે તમાના એકા ને બીજા સાથે અસ્તવ્યસ્ત રીતે ભેળવી દઈને 'સંકરતા' ઊભી ન કરવી જોઈએ 'જૈન'[2]ની તો આ પરતંત્ર ભૂમિમા વાતેય શું કરવી, પણ મને તો 'શ્રાવક'[3] પણ કોઈ મળ્યા નથી 'શ્રાવક' 'શ્રાવક'નો પ્રેમી હોય અને 'જૈન'નો admirer (પ્રશંસક) હોય પણ પ્રેમ અને admiration (પ્રશંસાભાન) સમર્થમા જ હોઈ શકે એમ તો મારી તારીફના ૨૫ પૃષ્ઠ ભરીને પત્રો લખનાર મારી 'જય' પોકારનાર કાઈ નહિ તોયે દશ હજાર માણસો મળ્યા હશે પણ અખિલ ભારત વર્ષીય શ્વે સ્થાનકવાસી જૈન કોન્ફરન્સનુ પ્રમુખપદ છોડતા એ કોન્ફરન્સના મુખપત્ર—'જૈનપ્રકાશ'મા મે લખેલ 'નગ્ન સત્ય મા જણાવ્યા મુજબ સધવાઓનો પ્રેમ માત્ર ભાષા સાથે છે ભાષાથી મોહે છે આત્માથી નહિ એક સ્ત્રીના પણ આત્માથી મોહનાર તેની ખાતર મિલ્કત ગુમાવે છે, સમાજ ગુમાવે છે, શાન્તિ ગુમાવે છે, કદાચ પ્રાણ પણ ગુમાવે છે—અને તે પણ વગર વિનતિએ, સ્વેચ્છાથી, મારા શિષ્ય તરીકે પત્રો લખી પ્રશ્નો પૂછનારા 'ઓર્થોડોક્ષ' (Orthodox પુરાણપ્રેમી) તેમ જ કેળવાયેલા વર્ગના યુવાનો, વૃદ્ધો, સ્ત્રીઓ, સાધુઓને એમના પ્રશ્નોના ઉત્તર આપતા મે સેકડો પૃષ્ઠો ભર્યા છે અને એવા તો સેકડો પત્રો લખ્યા હશે આજે હુ શક્તિના એવા દુરૂપયોગ માટે પસ્તાઉ છુ

બે વર્ષ પહેલા કોન્ફરન્સના કામથી મરણપથારીએ આવ્યો ત્યારે ડૉક્ટરોની સલાહથી જર્મની ગયો ત્યા, મને ભણનારા દશ વીસ લાખ હિંદીઓ પૈકીનો—મારી 'પ્રશંસા' કરનારા હજારો મનુષ્યો પૈકીના કોઈનો કુશળ સમાચાર પૂછાવનારો પણ પત્ર ન હતો મારી આર્થિક સ્થિતિ—જે તે વખતે અસાધારણ ખરાબ હતી તે—બાબતમા દરકાર કરવાની તો વાતેય શું કરવી? મારી તે ગેરહાજરી દરમ્યાન મારી પત્ની એકાએક અત્રે બીમાર પડી એક પણ સ્નેહી, એક પણ 'પ્રશંસક', એક પણ માણસ ખબર પૂછવાયે ગયો નહિ! તેણી મરણ પામી બાગનાર પણ અજાણ્યાઓ હતા! હુ, મારો પુત્ર (જે સાત વર્ષથી જર્મનીમા હતો તે) તથા તેની ઇટાલિયન પત્ની અને બાળક અત્રે આવ્યા એક પણ સ્નેહી ખબર અંતર પૂછવા આવ્યો નથી વધુ શું કહુ? મુંબઈના એક જૈન વકીલ જે મને વંદન કર્યા વગર કોર્ટમા જતા નહિ અને પૂજ્યશ્રી કહીને સંબોધન કરતા તેનુ મો જોયા—ગામમા જ છતા—ત્રણ વર્ષ થયા, કે જે ત્રણ વર્ષમા મારી જિંદગીના ૩૦૦ વર્ષ જેટલી ઘટનાઓ બની ગઈ છે અને તે તે જાણે છે જેઓને, કાઈ પણ સંબંધ વગર જ, જેલમા જતા અને મરતા બચાવવા મે હજારો રૂપિયા દેવુ કરીને આપેલા તેવાઓ પૈકીનો પણ કોઈ દિલસોજી બતાવવા પૂરતો પણ આવ્યો નથી, કે પત્ર લખવા પણ નવરો થયો નથી

આવી આ દુનિયા છે, જેને માટે હુ કાઈક લખુ એમ તમે ઇચ્છો છો—સમય, શક્તિ અને ધનનો જે જથ્થો મારી પાસે હતો તે મે વગરવિચાર્યે વાપરી નાખી ખતમ કર્યો છે તે સમય, શક્તિ અને ધનને ભોગે પણ—ઊંડીના લઈને પણ—મારે હજુ

૨ વા મો શાહના 'જૈન'ને સમજવા જેવો છે એમના 'જૈન' શબ્દના પેટાળમા આજના 'કહેવાતા' ધર્મ અને કહેવાતી નીતિ' નામની કોઈ ચીજનો ઉપદેશ કે મર્મ છે જ નહિ એમનો જૈન એટલે તો પ્રકૃતિથી–ગુણથી જનમાત્ર નહિ, પણ જૈન હોય એવો મનુષ્ય. એ 'જન 'સામાન્ય મનુષ્ય' નહિ, પરન્તુ મનુષ્યવિશેષ' હોય, એ જૈન એટલે જ્ઞાન અને ક્રિયારૂપી બબ્બે 'માત્રા'ઓ જેના ઉપર ચઢી ચૂકી હોય એવો 'જન' અથવા મનુષ્ય એઓ જૈન' શબ્દનો ઉચ્ચાર સમૂહસૂચક અર્થમા નહિ, પણ ભાવસૂચક અર્થમા કરતા હતા ['વા. મો. શાહનો જીવન સંદેશ' પ્રથમ ખંડ પૃષ્ઠ ૩૧]

૩. 'એ શ્રાવક એટલે ફળદાયક થઈ પડે એવી રીતે શ્રવણ તેમજ વાચન કરવાની તાલીમ પામેલી વ્યક્તિ' [એજન પૃષ્ઠ ૨૦]

પણ લખવું એમ તમે ઇચ્છો છો. પણ નહિ; જો હું લખું તો 'જૈનદીક્ષા'નો પ્રથમ ખંડ મેં લખ્યો તેમ જ લખું. હું મહાનમાં મહાન સંકટમાં હોઉં ત્યારે કોઈ ક્રિયા કરવાની મારી જરૂરિયાતથી જ પ્રેરાઈને—નહિ કે કોઈની દોરવણીથી કે કોઈના કહેવા મુજબ—હું લખી રહું છું. સદરહુ ગ્રંથ પણ એ પ્રકારનાં સંકટો વચ્ચે લખાયો હતો : હું માંદગીમાં સપડાયેલો અને શારીરિક નબળાઈથી ઘેરાયેલો હતો : મારી પુત્રવધૂ મોતને બિછાને પડી હતી અને મારી એકલાની જ સંભાળની જરૂર પડતી હતી : મારાં ખિસ્સાં ખાલી હતાં : મારા પુત્રના સિદ્ધાંત વગરના હિંદી ગ્રાહકોથી જોખમાયેલી તેની શાખને જાળવી રાખવા માટે તનતોડ મહેનત કરી રહેલા એ પુત્રનો હું અયોગ્ય પિતા હોવાની લાગણીથી માનસિક રીતે સતત રીતે સતાવાયેલો હતો : આહ, જીવનનું એ નરક હતું અને મારે તે ઓળંગવાનું હતું. મારે 'ક્રિયા' જોઈતી હતી અને કુદરતી રીતે જ એ ક્રિયાએ 'જૈન દીક્ષા'નાં લેખનનું સ્વરૂપ ધારણ કર્યું. 'મુંબઈ સમાચારે' એ 'જૈન દીક્ષા'ને હફતે હફતે તેનાં રોજિંદા અંકમાં પ્રગટ કરવાની હું પરવાનગી આપું તેના બદલામાં કંઈ પણ ખર્ચ લીધા વગર એક હજાર નકલ છાપી આપવાની 'ઓફર' કરી હતી. પરંતુ મારાં સ્વાભિમાને—તમને ગમે તો કહું કે મારા 'સિદ્ધાંતે—ખાસ કરીને...પત્રકારો સાથે મારાં લખાણના બદલામાં એવો સોદો થવા દીધો નહિ. દેણું કરીને પણ મેં મારે ખરચે એ પુસ્તકની બે હજાર પ્રતો છપાવી. હજારો મનુષ્યોમાં મારું લેખક તરીકેનું નામ જાણીતું છે છતાં, 'મુંબઈ સમાચાર'ના અંકોમાં એ પુસ્તકનાં સળંગ પ્રકરણો એક પછી એક પ્રગટ થઈ રહ્યાં હોવા છતાં, હજારો મનુષ્યો મને તેમના 'ગુરુ' તરીકે ઓળખાવે છે છતાં—એક વર્ષમાં એ પુસ્તકની ૩૫ નકલો વેચાવા પામી છે અને ૩૫૦ નકલોને ભેટ તરીકે ટપાલ દ્વારા મોકલાઈ છે. (મારાં પુસ્તકો માટેની, જાહેરાત આપવાની વાતને જ હું ધિક્કારું છું.

કોઈ મને મદદ કરે અગર કોઈ મારો 'દાતા' બને એ વિચારથી જ મને નાનમ લાગે છે. હું રાહ જોઈ શકું છું અને ભલે સમષ્ટિ તેનું કામ કરી રહે.

અરવિંદ ઘોષની પાછળ બાબુ ચિત્તરંજનદાસ હતા, જેઓ તેમનું તથા તેમની પ્રવૃત્તિઓનું ખર્ચ સહન કરતા હતા. ફ્રેડરિક નિત્શેની પાછળ તો એક સરકાર હતી, જે સરકાર, એ નિત્શેએ માત્ર થોડા મહિનાઓ સુધી પ્રાધ્યાપક તરીકે નોકરી કરી હોવા છતાં તેને 'પેન્શન' આપતી હતી અને વળી પત્નીનું કે કુટુંબનું ભારણ તેના પર ન હતું. પ્રાચીન ભારતમાં યોગીઓ, સત્યશોધકો, સંતો—એ સઘળાંઓનો રાજાઓ આદર કરતા હતા—એ રાજાઓ એવા મહાપુરુષોની શોધ કરી રહીને પૂરતા આદરપૂર્વક તેમની ખિદમતમાં રહીને સેવા પણ આપતા હતા. આજના અધોગતિને આરે પહોંચેલા ગુલામ હિંદના એકાંતપ્રિય સત્યશોધકોને માટે તો સારો કહો કે નરસો કહો પણ એક જ રસ્તો ખૂલ્યો છે : તેણે તેની જરૂરિયાતોને માટે આમદાનીની યોજના કરી લેવી જોઈએ અને એ રીતે જ 'સત્યશોધન'ની પ્રવૃત્તિ ચાલુ રાખવી જોઈએ. અને તેની પરમપ્રિયા 'સત્યસુંદરી'ની વિચારણામાં જ લીન રહેતા હોવાથી એવા પુરુષો કમાવાનાં કાર્ય માટે તો સ્વાભાવિક રીતે પૂરેપૂરા 'અયોગ્ય' હોય છે. આ રીતે એક દિવસે મારી પોતાની ઇચ્છા ન હોવા છતાં પણ આશ્ચર્યભરી રીતે મેં મને પોતાને 'વૈશ્ય'નો પાઠ ભજવતો જોયો. એવું બનવા પામ્યું કે મહાયુદ્ધના અકસ્માતને પરિણામે વ્યાપારમાં મોટો નફો મને મળવા પામ્યો. અને જે સમાજને હું પૂરેપૂરી રીતે ધિક્કારું છું તે સમાજ ખાતર મારી સઘળી આમદાની અદ્ભુતરીતે મેં વેડફી નાખી. શું આવું જીવન પોતે મૂર્ખાઈભરી વસ્તુ નથી લાગતી ? અને વિચિત્ર તો એ દેખાય છે કે જેઓએ જીવનને મૂર્ખામીભરી વસ્તુ તરીકે ઓળખી છે તેઓ જ સૌથી વધુ અદ્ભુત વસ્તુ કરી શકયા હોય છે અગર લખી શકયા હોય છે.



હવે તમારા પત્રનો જવાબ  નિત્શેના પુસ્તકો વાંચવા ઇચ્છા હોય તો, વેદાન્તમાં પ્રવેશ કરી ચૂકેલા હોઈ, હું તમને મના કરું નહિ 'બિયોન્ડ ગુડ એન્ડ ઇવિલ' (Beyond Good and Evil) 'જિનિઓલોજી ઓફ મોરલ્સ' (Geneology of Morals) 'વિલ-ટુ-પાવર' (Will to-Power) એટલું વાંચી રહ્યા પછી તેનું 'ધસ સ્પેક ઝરથુસ્ટ્ર' (Thus spake Zarathustra) વાંચવા સલાહ છે—એટલી ચેતવણી સાથે કે એને પૂરું વાંચ્યા પહેલાં કશો પણ 'જજમેન્ટ' ન બાંધવો બીજો એક જર્મન 'મેક્સ સ્ટર્નર' (Max Sterner) છે જેની 'ધી ઈગો એન્ડ ઈટ્સ ઓઉન' (The Ego and its own) ખાસ વાંચજો

ધર્મગ્રંથનો અભ્યાસ કરવા ઇચ્છા હોય તો ગાંધીજીના અમદાવાદ ખાતેના પુરાતત્ત્વસંશોધક ખાતામાં અધ્યાપક સુખલાલજી છે તે એ વિષયમાં નિષ્ણાત છે તેની પાસે એકાદ મહિનો રહી શીખશો તો ઠીક પડશે બીજા પણ કોઈ રડ્યાખડ્યા હશે પણ મેં કોઈને શોધી શોધવાની દરકાર કદાપિ કરી નથી આટલું તો હું જાણું છું

મારા વિશે પૂછતા હો તો હું કાંઈ શીખવી શકું તેમ નથી ખરું કહું છું મારી પાસેથી તો પ્રેરણા અને 'વિઝન' (Vision-દૃષ્ટિ) કદાચ પામો—પણ તેય રૂબરૂમાં મળવાનું બને તો જ શીખવા-શીખવવાના ખ્યાલોથી સ્વતંત્ર રીતે બેઠા હોઈએ અને વાત કોઈ પણ 'ટૉપિક' (વિષય) પર ખીલવા પામે ત્યારે સહજાસહજ પ્રકૃતિ જે બોલાવે તે જ પ્રેરણા આપનાર થઈ પડે મારા શબ્દોમાં 'સખતાઈ' (Sternness) છે મારા હૃદયમાં Weakness (નબળાઈ, કહેવાય એટલી હદની કોમળતા છે મારાં કાર્યો 'મેટર' (Matter)ને 'સ્પિરિચ્યુઆલાઇઝ' (Spiritualize) કરીને કરાતાં હોય છે મારાં લખાણો 'સ્પિરિચ્યુઆલ મેટર્સ'ને પણ 'મેટર' (Matter) સુધી ખેંચી લાવવા રૂપે હોય છે હું નથી જાણતો કે હું 'મટીરિયાલિસ્ટ' છું કે 'સ્પિરિચ્યુઆલિસ્ટ' છું બન્નેમાં મને ભિન્નતા જ લાગતી નથી, અને તે છતાં સામાન્ય જનસમૂહ (Masses) અને પંડિતોના 'મટિરિયાલિઝમ' તેમ જ 'સ્પિરિચ્યુઆલિઝમ' તરફ મને અસહ્ય સૂગ છે

બંધુ! તમે જૈનાદિ ધર્મશાસ્ત્રોમાંથી પસંદગી કરીને નામો સૂચવવા કહો છો ખરેખર એ ક્ષેત્રનું મારું વાચન અતિ અલ્પ છે મેં જે કાંઈ કર્યું છે તે એટલું જ કે વાંચેલા કે સાંભળેલા થોડાક શબ્દો અને 'ભાવનાઓ' (Concepts)ના મૂળ સુધી ઊંડાણમાં જઈએ એ બધાં મૂળનો પરસ્પરનો સંબંધ વિચાર્યો છે મને મારા હિત માટે જૈનશાસ્ત્રો કે વેદો વાંચવાની હવે ઇચ્છા થતી નથી પણ જૈનોને કે બ્રાહ્મણોને એમની પરિચિત પરિભાષા દ્વારા 'ટ્રુથ' (સત્ય)ના પ્રેમી કરવાનું મારે 'મિશન' ઉપાડવું હોય તો હું આ શાસ્ત્રો વાંચું અવશ્ય પણ તે એમનાં 'સાયન્ટિફિક વેલ્યુ' (શાસ્ત્રીય કિંમત) શોધવા પૂરતાં જ આ દુનિયાનાં સઘળાં શાસ્ત્રો તો કેટલાક 'કળાકારો'ની રચના છે જે લોકોને માટે તેઓ લખતા હતા તે લોકોના સ્વભાવને અનુકૂળ થઈ પડે એવા પ્રકારની ઉચ્ચ કે અનુચ્ચ પ્રકારની કળાનો ઉપયોગ કરતા હતા તેમનાં લખાણોનો મોટો ભાગ આજે ત્યજી દેવા જેવો છે અને આજના માનસને અનુકૂળ થઈ પડે એવી નૂતન કળાનો ઉપયોગ કરી લેવો જોઈએ આજના માનસથી વિભૂષિત થયેલા સત્યશોધકને અથવા જિજ્ઞાસુને તદ્દન જુદી જ જાતના માનસને અનુકૂળ એવાં લખાણો પર સંપૂર્ણપણે આધાર રાખવો પડે એ ખરેખર દયાજનક છે સમયના ફરવા સાથે એકલી ભાષા જ ફરતી નથી, પરંતુ ભાવના પણ ફરે છે માનસમાં પણ પલટો આવે છે, જરૂરિયાતો પણ પલટાય છે કોઈ પણ વિષયની—ખાસ કરીને આધ્યાત્મિક બાબતોની શાસ્ત્રીય છણાવટથી એ લોકો પરિચિત નહોતા, કારણ કે એ સમયે એ જરૂરનું નહોતું

મને સાયન્સ કે ધર્મ એ બેમાંથી એકેયમાં શ્રદ્ધા નથી પણ મારાં માનસને શાસ્ત્રીય તેમ જ ધાર્મિક બનાવવાની ખાસ કરીને કાળજી રાખું છું, કે જેથી કરીને હું 'જિંદગી'નો વધારે સારી રીતે અનુભવ લઈ શકું અને તેને જોઈ શકું. વારુ, આ રીતે આડું-અવળું વિવેચન લખવાનું ચાલુ રાખવાનો શો અર્થ છે? આપણે એક દિવસ મળીશું; હા. મને તે બાબતની ખાત્રી છે અને તે વખતે આ 'વસ્તુ'ને આપણે પૂરેપૂરી માણી લઈશું—એટલે સુધી કે કાં તો તમે મને ધિક્કારવા અગર નિંદવા લાગી પડશો અગર તો મારે તમને બહાર ધક્કેલી દેવા પડશે.

મહેસાણા વટાવીને પાલનપુર જવાના પ્રસંગ મને ત્રણ વર્ષ પર ૩-૪ ઉપરાઉપરી પ્રાપ્ત થયા હતા,—હું કે જે વ્યાપાર, જાહેર જીવન સર્વ છોડીને ઘરને ખૂણે જ ભરાઈ રહું છું તેને! It was an invitation of Jain admirers of mine! (મારા જૈન પ્રશંસકો તરફનું એ આમંત્રણ હતું.) હું જવા પહેલાં જ જાણતો હતો. જાણવા માટે કેવળ જ્ઞાનની, બ્રહ્મજ્ઞાનની મદદ શોધવાની જરૂર નહોતી—અને મેં તેમને પહેલી જ મુલાકાતે કહી દીધું હતું કે તેમને 'મોહ' હતો, 'પ્રેમ' કે 'ભક્તિ' કે Admiration (પ્રશંસા) નહિ. કાંઈ કાંઈ ધામધૂમો થઈ. આખો દિવસ અને આખી રાત્રિ પ્રશ્નોત્તર ચાલુ રહ્યા. પહેલાં કરતાં પણ Devotion(ભક્તિ)નાં પૂર વધવા લાગ્યાં. ત્રણ ત્રણ મુલાકાતો એવી ગઈ. પછી કોન્ફરન્સ (અખિલ ભારતવર્ષીય શ્વે. સ્થાનકવાસી જૈન કોન્ફરંસ) થઈ.....આગેવાનોને મૂંગા મૂંગા જ મેં ખુલ્લા કર્યા: એમાંની એક વ્યક્તિ આ Admirers(પ્રશંસકો)માંના એકનો સંબંધી હોઈ હવે બાજી બદલાઈ ગઈ. પછી તો હું વગર આમંત્રણે ત્યાં ગયો. એ 'ટ્રીટમેન્ટ' (Treatment) કહી બતાવવાની જરૂર છે? This, I say, is present Jain community. (આ છે આજનો જૈન સમાજ)...અને બીજાં પેપરો એ નિર્માલ્ય કોમને 'એક્સ્પ્લોઇટ' (Exploit) કરવાની પૂરી તક સાધે છે...! 'યુવક સંઘ' નામની જૈન સંસ્થા નીકળવાથી, અજાણ્યા જૈનેતર હિંદીઓ—ખાસ કરીને કેળવાયેલાઓ—માનતા હશે કે જૈન કોમમાં કાંઈક જાગૃતિ આવશે. એ સઘળું 'હમ્બગ' છે—સ્વાર્થ સાધુઓના તોફાન છે. સાચી વાત એ છે કે શ્રીમંત વર્ગમાં અથવા સાધુ વર્ગમાં અથવા તો કેળવાયેલા વર્ગમાં ઊંચો શોખ નથી, કુલીનતાભરી પ્રવૃત્તિ નથી. બાદશાહી ઉદારતા નથી. એ સઘળું આત્માનું દારિદ્ર છે. એક પણ ઊંચા શોખવાળો શ્રીમંત ('વૈશ્ય') અને એક જ ઊંચા શોખવાળો કેળવાયેલો ('ક્ષત્રિય') એ બે ચીજો મારી સામે હોત તો હું આખું જૈન સમાજનું રાજ્ય પલટાવી નાખું. પણ એ બે ચીજો જ કયાં છે?

રાણો પ્રતાપ બાર વર્ષ જંગલમાં જઈ રહ્યો અને રાજદ્વારી હિલચાલ મુદ્દલ છોડી તે શું ધર્મીઓ જેને 'વિરાગ' કહે છે તે હતું? Men of higher list will never be interested in children's play. (ઊંચા શોખને વરેલા મનુષ્યો કદી પણ 'બાળકોની રમત'માં રસ લઈ શકશે નહિ.) એ જ પ્રતાપ, જ્યારે ભામાશાહ સોનાના ચરુ સાથે ભેટણું ધરવા આવ્યો ત્યારે, તુરત કટિબદ્ધ થયો અને અસાધારણ યુદ્ધ કરી બતાવ્યું. આજે ભામાશાહની જગ્યાએ ભામટાઓ છે, અને પ્રતાપની જગ્યાએ કુટિલ કાયરો છે. જ્યાં સુધી હું નજર નાખી શકું છું ત્યાં સુધી હિંદ અંગ્રેજોના પંજામાં હજુ લાંબો વખત સડયા કરવાનું છે. શ્રીમંતો છેક જ ભિક્ષુક અને અંગ્રેજોના ભઠિયારા બનશે. અર્ધા હિંદીઓ ત્રાસ અને ભૂખથી મરણ પામશે ત્યાર પછી જ સ્વરાજ્ય આવવાનું છે. We deserve that. (આપણે તેને લાયક છીએ.) એ સંહારમાંથી જ નવું ભારત જન્મશે અને નવા 'વૈશ્ય' નવા 'ક્ષત્રિય' નવા 'શૂદ્ર' આપોઆપ થવા પામશે. સંકટ સિવાય બીજી કોઈ વસ્તુ ક્રાંતિ કરી શકે નહિ અને મનુષ્યનાં માનસનો



માનુભાઈ દવે

# સર્ટિફિકેટ

ડાક્તરી જીવનમાં અનુભવવા મળતા કેટલાક પ્રસંગો વાર્તામાં ગુંથાય તો આમાદ વાર્તા થઈ શકે. એવા જ એક ડાક્તરી-નિરીક્ષણને આધારે લખેલી લેખકની આ વાર્તા લગ્નોત્સુક યુવક-યુવતીઓની ડાક્તરી પરીક્ષા માટે પણ એક નવા રાહ ચીંધે છે.

સાંજે પોણાસાત વાગ્યે અમદાવાદ સ્ટેશને ગાડી પહોંચી ત્યારે ટિકિટ-ચેકર દરવાજે ખે વતો હતો. એની આજે નાઈટ હતી પણ રાતના નવને બદલે દોઢ કલાક એ વહેલો કામ ઉપર ચડ્યો હતો ને એનો કચવાટ એના મોં ઉપર દેખાતો હતો. ગાડી ઊભી રહે તે પહેલાં ઉતારુઓ ઝાંપા તરફ દોટ મૂકતા હતા. પણ એની ઉતાવળ ચેકરને જરાય ગમતી નહોતી. એ તો પાન ચાવતાં ધીરે ધીરે ઝાંપો ખોલતો હતો.

'જરા જલદી કરો ને, મિસ્ટર.' એક ઉતારુએ ઝાંપાને ધક્કો મારતાં કહ્યું. પણ ઉતાવળ કરવાને બદલે ચેકરે એની સામે કતરાતી આંખે જોયું ને મિજાજ કર્યો

પણ આ ઉતારુ તો ઓળખીતો નીકળ્યો એટલે ગમ ખાઈને એણે ઝટપટ મો ઉપર સ્મિત પાથરી દીધું.

'ગો ધનમામા, તમે? કેમ કે બહુ ઉતાવળ છે?'

'હોવે ભાઈ, છે ત્યારે સ્તો' ઝાંપામાંથી બહાર નીકળતા નીકળતા એમણેય ચેકરને ઓળખ્યો. 'અ ધા, બકુ તો નહિ!' પણ પછી જવાબની રાહ જોયા વિના એ ભદ્રની બસ પકડવા દોડ્યા ત્યારે બંકુ વિચારમાં પડ્યો કે આ નિરાંત જીવવાળા ગોરધનમામાને આવી ઉતાવળ તો ક્યારેય દીઠી નહોતી. એને થયું કે એમની પાછળ દોડીને એ મોતીની ખબર પૂછી આવે. મોતી એનો ખાસ દોસ્ત ને બાપ ગુજરી ગયા પછી મામાને ત્યાં જ એ ઉછરીને મોટો થયેલો. મોતી

---

ફરી નવો 'ઘાટ' ઘડી શકે નહિ

તમે ભાઈ કંચનલાલનો ઉલ્લેખ પત્રમાં કર્યો છે તેઓ કોણ છે? મારા પુસ્તકના વેચાણ સબંધી એમને ક્યાંથી ખબર? શું તેઓ મારા સહવાસમાં આવેલા છે? મારી 'પોલિટિક્સ તા' (અંગ્રેજી ગ્રન્થ), 'મગ્ન વિશ્વાસ' (વેદાંત ગ્રન્થ), 'પ્રગતિના પાદચિહ્નો' ('પ્રગતિ' સાપ્તાહિકમાં ચાલુ રહેલો મનનીય લાંબો લેખ), 'અમૃતલાલનું અઠવાડિયું' (હાલની રાજદ્વારી સ્થિતિનું ભવિષ્ય પંદર વર્ષ પહેલાં જણાવનારી મારી નવલકથા), 'મુંઝાઈ પડેલી દુનિયા' (૪-૫ વર્ષ પર 'મુંબઈ સમાચાર'માં ચાલુ રહેલી લેખમાળા), તથા 'મુંબઈ સમાચાર'માં ૩ વર્ષ પર કેસરિયાજીમાં હત્યાકાંડ નિમિત્તે લખાયેલું ન્યાય પદ્ધતિનું પૃથક્કરણ તથા નવું ન્યાયશાસ્ત્ર આ સર્વ વાંચવામાં આવ્યું છે? મારી પાસે આમના એક સિવાય કશાની 'ઑફિસ કૉપી' પણ નથી જે

એક છે તે આ સાથે મોકલું છું એની વધુ કૉપીઓ પણ છે માટે પાછી મોકલવાની જરૂર નથી.

આ તરફ આવવા સ્થિર થાય તો સીધા ઘાટકોપર (જી આઈ પી નું 'સબર્બ') કામા ગલી પૂછતાં મારે ઘેર જ ચાલ્યા આવવું અને અહીં જ ઉતારો રાખવો. અગાઉ જણાવેથી ગમે ત્યાં બદલો કરવા સ્વતંત્ર છો.

સત્-ચિદ્-આનંદ એ 'ચિહ્નો' કયા અનુભવોનો ખ્યાલ આપવા યોજાયા હશે?

નિતરેલું મૂળ A Yea, A Nay, A mark of Interrogation and a Straight Line'. વિચારી જોતાં જે 'સૂઝે' તે કોઈ વખત લખવા ખાતર નહિ, પણ લખ્યા વગર ન રહેવાય ત્યારે—લખજો.

લિ૦

તમારો અને સર્વનો— અને કોઈનો નહિ—વાડીલાલ

✩



આગળ કૉલેજમાં ગયો ને બંકુએ બે વરસ રવડી-રખડીને રેલ્વેની નોકરી મેળવી.

'આ કોનો સામાન છે?' એણે એક મજૂરને રોક્યો. બાઈએ ટિકિટ બતાવી, બંકુએ નજર વડે સામાનનો તોલ કાઢી જોયો, બાઈની તરફ નજર કરી ને કાંટા તરફ જઈ થોભવાનું જણાવ્યું. પેલી બાઈ બોલતી રહી ને એ ટિકિટો એકઠી કરતાં સાંભળતો રહ્યો. વચમાં એના તરફ જોઈ લેતો પણ જવાબ આપવાની જરૂર એને લાગી નહિ. ઉતાવળ તો શેનો જ કરે.

આવીજ એક છોકરી જોડે એણે પહેલાં દમદાટી કરેલી તે એને યાદ આવી. ત્યારે મોતી પણ એની જોડે હતો. એમ તો એમની છ જણાની ટોળી હતી ને છકડી તરીકે નામના કાઢી હતી. પણ એ બધામાં મોતી હોશિયાર પણ ખરો ને બહાદુર પણ ખરો. એ મોતી હવે ક્યાં હશે? શાં શાં પરાક્રમ કર્યાં હશે? એક વાર મળે તો નિરાંતે વાતો કરવાની કેવી મઝા પડે?

અને એની આખ આગળ પોતાનાં બે ચાર પરાક્રમ તરી આવ્યાં. મોતી સાંભળશે તો દિંગ થઈ જશે. એમ માની બંકુ હરખાયો ને ગાલ આડો હાથ રાખી તારમાં પાછળ પાનની પિચકારી ફેંકી. મામા ઉતાવળ કરી જતા રહ્યા તે એને ના ગમ્યું.

પણ મામાને આજે એવી તે શી ઉતાવળ હતી કે બસ સુધી પહોંચ્યા છતાં સામે ખાલી ટેક્સી જોઈ એમાં જઈ બેસી ગયા. ને ભદ્ર ભણી ઝડપ કરવા કહ્યું. પહોંચતાં પહોંચતાં ત્રણ ચાર વખત એમણે ઘડિયાળ જોઈ ને ડ્રાઈવરને વારે વારે 'ફાસ' જવા દેવા આજીજી કરી.

'ક્યાં રાખું?' ભદ્ર આવ્યું એટલે ડ્રાઈવરે પૂછ્યું.

'ક્યાં આગળ તે—' એમ કહેતાં ગોરધનભાઈએ ગજવામાંથી ભારો જેટલાં કાગળિયાં કાઢ્યાં ને એમાંથી એક કાર્ડ વીણી કાઢ્યું. 'જો ભાઈ, આ દવાખાનું ક્યાં આગળ—ભદ્ર લખ્યું છે. ને ટેક્સી ઊભી રાખી મામા દાક્તરને મળ્યા.

'કોને તપાસવાના છે? તમને?' દાક્તરે જરા નવાઈ બતાવી.

'મને શું થવાનું છે!' કહી મામા ખુરશી પર બેઠા. તપાસવાનું કશું નથી. પણ દાક્તરસાહેબ, લ્યો આ કાર્ડ. છે ને તમારું?'

'બરાબર છે, હું જ દાક્તર. બોલો.'

'પણ વાત ખાનગી છે. પરગામથી અહીં સીધો તમારી કને આવું છું.' ગોરધનભાઈ ટેબલ ઉપર ઝૂક્યા. ને ધીરેથી પૂછ્યું,

'તમે આફ્રિકાવાળા ડાહ્યાભાઈ ને ઓળખો છો ને?'

'ડી. સી.? હાસ્તો, એમને કેમ ના ઓળખું? અહીં અઠવાડિયું કે દસ દહાડા પહેલાં મળવા પણ આવ્યા હતા. એમનું શું છે?'

'આ કાર્ડ એમણે મને આપ્યું છે. કહ્યું છે કે જઈને એમને મળો.'

દાક્તર એમની ખુરશીમાં પાછળ નિરાંતે બેઠા. ડી. સી.એ કોઈને ભરોસો આપ્યો હશે. કશીક ખાનગી વાત હશે. પણ આ માણસ તો દરદી નથી જણાતો ત્યારે એમનું કોઈક સગું હશે. એની કોઈ કથની હશે ને એ વાત લાંબી પણ હશે એમ દાક્તરે પગ ઝાથયાં ગોઠવી દીધા ને ગોરધનભાઈને વાત શરૂ કરવાની તક આપી.

'શી વાત છે? બોલો.'

'મારે એક સર્ટિફિકેટ જોઈએ.'

'કોર્ટમાં રજૂ કરવાનું છે?'

'ના. એટલા માટે અહીં સુધી ના આવું. એ તો મને ગમે તે આપે.'

'ત્યારે? શેનું સર્ટિફિકેટ જોઈએ? કોઈના મરણની વાત છે? એવું કાંઈ હોય તો તમે વખત બગાડશો નહિ.'

'મરણની વાત નથી. પરણની છે!' મામાએ હસીને એમની બે આંગળીઓ છૂટી કરી. મારા ભાણાનું લગન લેવું છે. પણ આ ડાહ્યાભાઈ કહે છે કે અમદાવાદ જઈ સર્ટિફિકેટ લઈ આવો તો માનું.'

'ડી. સી. દીકરીનું લગન લેવા આવ્યા છે તે તો હું



જાણું છું. શું એમને ત્યાં તમારા ભાણાની વાત થઈ છે?'

'હા, એમ જ છે.'

'ને એમણે તમને અહીં મોકલ્યા છે?' પણ આડી વાત ટૂંકાવવા એમણે ફરીથી મુદ્દાની વાત કરી. 'કોનું સર્ટિફિકેટ ને કોને તપાસવાના છે, તમને?'

'ના ના, મને શું ધૂળ તપાસવાનો છે?' કહેતાં મામા ખુરશીમાં ટટાર થયા.

'મને તો નખમાયે રોગ નથી પણ વાત એમ છે કે મારો ભાણો છે મોતીલાલ. કૉલેજમાં ભણે છે. ડાહ્યાભાઈએ જોયો છે એને. એમને એ છોકરો ગમ્યો પણ છે.'

'ત્યારે હવે? તમે મોઢું મોઢું કર્યું હશે?'

'ના ભાઈ. હું તો રાજી છું. છોકરાના બાપ તો નાનો મૂકીને ગુજરી ગયા. પણ એ હોશિયાર નીકળ્યો ને ભણ્યો ત્યારે વળી કોઈ સારો માણસ પૂછતો આવ્યો. એનું તગદીર હશે તો આફ્રિકા જશે ને રળશે. પણ તમે તો જાણો છો ને. આ નબાપા છોકરાનું ઠેકાણે પડતું હોય તે કાંઈ બધાને ગમે? એટલે પથરા નાખનારા નીકળી આવ્યા. ને ખોટી ખોટી વાતો ઉડાડી કે તોફાની છે, ભણીનેય શું ઉકાળવાનો છે, એનાં લક્ષણ સારાં નથી, એને તો રોગ છે—'

મામાને શિયાળાની સાંજેય કપાળે પરસેવો વળી ગયો. મોં ઉપર ચિંતાનું વાદળું ઘેરાઈ વળ્યું. હાથ પાણી પાણી થઈ ગયા. મનમાં ગુસ્સો હતો તે દબાવીને ધીરજપૂર્વક વાત કહેતાં એ ખૂબ અકળાયા હતા.

'રોગ છે ખરો?' દાક્તરે મામાની આંખમાં આંખ પરોવી કહ્યું. 'જો હોય તો ચોખ્ખું કહેજો, હાકરી નહિ.'

'ના રે ના. શેનો રોગ. તમે મોતીલાલને જોયો નથી. આમ છ ફૂટ ઊંચો ને થાંભલા જેવો ટટાર છે. ત્યાં વિદ્યાનગરમાં કુસ્તીઓ લડે ને ઇનામો લાવે. છોકરાને કશું નથી. એ તો હીરા જેવો છે. પણ લોકો નવરા એવા—' ગોરધનભાઈએ વળી હથેળીની ધાર વડે પરસેવો લૂછ્યો.

'મોતીલાલ ક્યાં છે?'

'ઘેર છે. મેં એને બે દહાડાની રજા લેવડાવી ઘેર તેડાવી રાખ્યો છે. આજે સાંજે ગાડીએ બેઠો ત્યારે પણ ચૌટા સુધી મારી જોડે હતો. એને હું ના જાણું મહેરબાન!' ગોરધનભાઈએ વિશ્વાસ આપ્યો. ને એ ઓછું પડતું હોય એમ ઉમેર્યું, 'બધી રીતે એક નંબર છે પરીક્ષામાં ફર્સ્ટક્લાસ, કુસ્તીમાં પહેલે નંબર, આપણ તો કડકડાટ કરે ને દેખાવે એના બાપથીયે ચઢે એવો પંજાબી જ જોઈ લો. તમારે એની વાતમાં કશું પૂછવા જેવું જ નથી. હવે તમે એક સર્ટિફિકેટ લખી આપો ને, એટલે બધું પત્યું.' એમણે જરા હસવાનો યત્ન કર્યો.

'શું લખાવવું છે?' દાક્તરે પૂછ્યું, એમનો અવાજ જરા કડક લાગ્યો.

'એટલું જ કે છોકરામાં કશી એબ નથી. કશો રોગ નથી. સાધારણ બીજા જેવો જ છે.' સાવ નજીવી નાખી દેવા જેવી વાત હોય એમ મામા બોલ્યા.

'તો એને તપાસવો જોઈએ. તપાસ્યા પછી સર્ટિફિકેટ આપીશ.' દાક્તરે ખુરશી ઉપરથી ઊભા થતાં કહ્યું.

આવી ચાંપવાશ, આવી ઢીલ, આવી ટંડક મામાને પાલવે એવી નહોતી. એમણે દાક્તરનો હાથ પકડ્યો. બીજા હાથે ખિસ્સામાંથી દસની નોટ કાઢી. 'હું નથી સમજતો કંઈ? ફી તો આપવી જ પડે ડાહ્યાભાઈનું ઓળખાણ ખરું, પણ વહેવારની વાત કાંઈ હું નથી જાણતો? લ્યો ચાલો, પાછું મારે મોડું થાય છે. નીચે ટેક્સી ઊભી રાખી છે. આ મેલમાં મારે પાછા જવું છે. રાતે જ જઈને ડાહ્યાભાઈને જગાડીને તમારું સર્ટિફિકેટ વંચાવી દઉં એટલે થયું.'

એક શ્વાસે એ આવું કેટલું બધું બોલી ગયા. પણ દાક્તર ન તો ખુરશી પર પાછા બેઠા કે ન તો સર્ટિફિકેટ લખવા કાગળ હાથમાં લીધો. એ તો ઉલટા દરવાજા તરફ જવા લાગ્યા. નોટ ભણી તો એમણે



જોયું પણ નહિ.

'ઓછા છે, મહેરબાન!' કહી મામા પાછા વળગ્યા. 'પાંચ બીજા લો, પણ વહેલું કરો. શું કરીએ, મારે ગરજ છે. અત્યારે પૈસા સામું જોવાય એવું છે?'

'મેં તમને કહ્યું ને કે મોતીલાલને તપાસવા જોઈએ. એમનું લોહી લેવું પડશે — તે વિના એમ ને એમ મારાથી ના લખી અપાય.' દાક્તરે હળવેથી ખુલાસો કર્યો. વગર પૂછ્યે મામાએ પંદરના પચીસ કરી એમની મૂઠી વાળી તોયે દાક્તર કબૂલ ના થયા. 'મોતીલાલને તપાસું પછી વાત.' એમ વાત ટૂંકાવી.

'પણ ત્યાં સુધીમાં તો પેલા બીજા મૂરતિયો આગળ કરી મેલશે. તમે તો ભાઈ સાવ એકમાર્ગી રહ્યા; પણ મારે તો બધી બાજુનું જોવાનું, આ છોકરાનું સાચવવાનું કોને—મારે. બીજો કોણ છે હવે એનું જોનારો? છે કોઈ?' આમ મામા ઘણું મથ્યા પણ દાક્તર મક્કમ રહ્યા. 'ડી. સી.'ને બે દિવસ રોકવા હોય તો ચિઠ્ઠી લખી આપવા જણાવ્યું. પણ મામાને એવી ચિઠ્ઠીથી કામ સરે એવું ના જણાયું. સર્ટિફિકેટ વિના પાછા ફરવું એટલે તો વાત હાથથી ગઈ જ એમ એ જાણતા હતા. ચેલેન્જ આવી પડે ત્યારે એ ઉપાડી લીધા વિના કોઈનુંય ચાલે છે?

'હશે ત્યારે, દાક્તરો તો ઘણાય છે.' ગોરધનભાઈએ ઉગ્ર થતાં કહ્યું. એમની માંડ ટકાવી રાખેલી સ્વસ્થતા હવે સરી જતી હતી. 'રૂપિયા આલીને લખાવવું છે ને! અને મારે ક્યાં ખોટું લખાવવું છે? તમારાથીયે મોટા દાક્તર કને જઈશ, હોં કે મહેરબાન. અને જોજો તમે કે સર્ટિફિકેટ લઈ ને જ પાછો જવાનો.' એમણે ટેબલ ઉપર મુક્કો અફાળ્યો.

દાક્તરે એમને જવા માટે દરવાજો ખોલ્યો—એમ કે બીજા દરદી રાહ જોતા હોય એમને બોલાવી શકાય. એમને મન ગોરધનભાઈનો કેસ પતી ગયેલો હતો.

પણ મામા એમ શેના જાય! એ પાછા ખુરશીમાં બેઠા. ગજવામાંથી રૂમાલ કાઢી આંખો લૂછી, હાથ લૂછ્યા, ને આગળ હવે શું કરવું તે ખોળવા પગ ભણી જોયું. પછી એમને સૂઝયું, 'સારું એમ કરું છું. સવારની પહેલી ગાડીએ પાછો આવું છું, તમે ક્યારે તપાસશો?'

'અગિયાર વાગે'

'એમ નહિ, મહેરબાન એ તો બહુ મોડું થઈ જાય. પાછું તમે લોહી લેશો એમાં વાર લાગશે. વહેલું નહિ કરો?'

'તમે માનો છો એવું તાકીદનું આ કામ નથી, સમજ્યા ને?'

'નથી કેમ?' મામા ઉકળ્યા. 'જિંદગીની હારજીતનો સવાલ છે, ને તમે કહો છો તાકીદ નથી! એના બાપ હોત તો હું શું કરવા આમ માથું ફોડત? પણ આ તો મારે માથે તમે સમજ્યા ને, સાહેબ? મળસ્કે તમારે ઘેર આવું તો?'

અને એમ નક્કી કરી દાક્તરના ઘરનું સરનામું લઈ ગોરધનભાઈ દાદરો ઊતર્યા ત્યારે એમની બીજી ચિંતા શરૂ થતી હતી. 'નડિયાદ તો જઈશ : પણ મોતીઓ માનશે? એની જગ્યાએ હું હોઉં તો આવી તપાસ કરાવવા દઉં? જે કહેતો આવે એની સાત પેઢીને મણમણની સંભળાવું નહિ! કાલે ઊઠીને મારા વા'લા લોક તો આળ મૂકે કે પુરુષાતન જ નથી, એમનું શું પૂછવું?'

એવા અનેક વિચારમાં સપડાયેલા મામા રાતે સાડા દસ વાગે નડિયાદ પહોંચ્યા. ઘરમાં બીજાં બધાં જાગતાં હતાં. એક મોતીલાલ બારી ઉઘાડી રાખી છતોપાટ ઊંઘતો હતો. કોઈ કશું પૂછે કરે તે પહેલાં મામાએ એને જગાડ્યો.

'આપણે ચારની ગાડીમાં અમદાવાદ જવાનું છે. તારે લૂગડાં તૈયાર કરી રાખવાં હોય તો હમણાં જ પરવારી લે.' મામાએ વરદી આપી.

'કાંઈ ખાસ?'

'તે તો હું તને રસ્તામાં કહીશ. ને તારી કોલેજનાં મૅગેઝીન જોડે લઈ લેજે, કામ પડશે. છે ખરાં ને?'

'પાછા ક્યારે આવવાનું છે? કે રોકાવું પડે કદાચ—?'

જાણું છું. શું એમને ત્યાં તમારા ભાણાની વાત થઈ છે?'

'હા, એમ જ છે.'

'ને એમણે તમને અહીં મોકલ્યા છે?' પણ આડી વાત ટૂંકાવવા એમણે ફરીથી મુદ્દાની વાત કરી. 'કોનું સર્ટિફિકેટ ને કોને તપાસવાના છે, તમને?'

'ના ના, મને શું ધૂળ તપાસવાનો છે?' કહેતાં મામા ખુરશીમાં ટટાર થયા.

'મને તો નખમાયે રોગ નથી પણ વાત એમ છે કે મારો ભાણો છે મોતીલલ. કૉલેજમાં ભણે છે. ડાહ્યાભાઈએ જોયો છે એને. એમને એ છોકરો ગમ્યો પણ છે.'

'ત્યારે હવે? તમે મોઢું મોટું કર્યું હશે?'

'ના ભાઈ. હું તો રાજી છું. છોકરાના બાપ તો નાનો મૂકીને ગુજરી ગયા. પણ એ હોશિયાર નીકળ્યો ને ભણ્યો ત્યારે વળી કોઈ સારો માણસ પૂછતો આવ્યો. એનું તગદીર હશે તો આફ્રિકા જશે ને રળશે. પણ તમે તો જાણો છો ને. આ નબાપા છોકરાનું ઠેકાણે પડતું હોય તે કાંઈ બધાને ગમે? એટલે પથરા નાખનારા નીકળી આવ્યા. ને ખોટી ખોટી વાતો ઉડાડી કે તોફાની છે, ભણીનેય શું ઉકાળવાનો છે, એનાં લક્ષણ સારાં નથી, એને તો રોગ છે—'

મામાને શિયાળાની સાંજેય કપાળે પરસેવો વળી ગયો. મો ઉપર ચિંતાનું વાદળું ઘેરાઈ વળ્યું. હાથ પાણી પાણી થઈ ગયા. મનમાં ગુસ્સો હતો તે દબાવીને ધીરજપૂર્વક વાત કહેતાં એ ખૂબ અકળાયા હતા.

'રોગ છે ખરો?' દાક્તરે મામાની આંખમાં આંખ પરોવી કહ્યું. 'જો હોય તો ચોખ્ખું કહેજો, હાકેશો નહિ.'

'ના રે ના. શેનો રોગ. તમે મોતીલાલને જોયો નથી. આમ છ ફૂટ ઊંચો ને થાંભલા જેવો ટટ્ટર છે. ત્યાં વિદ્યાનગરમાં કુસ્તીઓ લડે ને ઇનામો લાવે. છોકરાને કશું નથી. એ તો હીરા જેવો છે. પણ લોકો નવરા એવા—' ગોરધનભાઈએ વળી હથેળીની ધાર વડે પરસેવો લૂછ્યો.

'મોતીલાલ ક્યાં છે?'

'ઘેર છે. મેં એને બે દહાડાની રજા લેવડાવી ઘેર તેડાવી રાખ્યો છે. આજે સાંજે ગાડીએ બેઠો ત્યારે પણ ચોટા સુધી મારી જોડે હતો. એને હું ના જાણું મહેરબાન!' ગોરધનભાઈએ વિશ્વાસ આપ્યો. ને એ ઓછું પડતું હોય એમ ઉમેર્યું, 'બધી રીતે એક નંબર છે પરીક્ષામાં ફસકલાસ, કુસ્તીમાં પહેલે નંબર, ભાપણ તો કડકડાટ કરે ને દેખાવે એના બાપથીયે ચઢે એવો પંજાબી જ જોઈ લો. તમારે એની વાતમાં કશું પૂછવા જેવું જ નથી. હવે તમે એક સર્ટિફિકેટ લખી આપો ને, એટલે બધું પત્યું.' એમણે જરા હસવાનો યત્ન કર્યો.

'શું લખાવવું છે?' દાક્તરે પૂછ્યું, એમનો અવાજ જરા કડક લાગ્યો.

'એટલું જ કે છોકરામાં કશી એબ નથી. કશો રોગ નથી. સાધારણ બીજા જેવો જ છે.' સાવ નજીવી નાખી દેવા જેવી વાત હોય એમ મામા બોલ્યા.

'તો એને તપાસવો જોઈએ. તપાસ્યા પછી સર્ટિફિકેટ આપીશ.' દાક્તરે ખુરશી ઉપરથી ઊભા થતાં કહ્યું.

આવી ચાંપલાશ, આવી ઢીલ, આવી ઠંડક મામાને પાલવે એવી નહોતી. એમણે દાક્તરનો હાથ પકડ્યો. બીજા હાથે ખિસ્સામાથી દસની નોટ કાઢી. 'હું નથી સમજતો કંઈ? ફી તો આપવી જ પડે ડાહ્યાભાઈનુ ઓળખાણ ખરું, પણ વહેવારની વાત કાંઈ હું નથી જાણતો? લ્યો ચાલો, પાછું મારે મોડું થાય છે. નીચે ટેકસી ઊભી રાખી છે. આ મેવમાં મારે પાછા જવું છે. રાતે જ જઈને ડાહ્યાભાઈને જગાડીને તમારું સર્ટિફિકેટ વંચાવી દઉં એટલે થયું.'

એક શ્વાસે એ આવું કેટલું બધું બોલી ગયા. પણ દાક્તર ન તો ખુરશી પર પાછા બેઠા કે ન તો સર્ટિફિકેટ લખવા કાગળ હાથમાં લીધો. એ તો ઉલટા દરવાજા તરફ જવા લાગ્યા. નોટ ભણી તો એમણે

જોયું પણ નહિ.

'ઓછા છે, મહેરબાન!' કહી મામા પાછા વળગ્યા. 'પાંચ બીજા લો, પણ વહેલું કરો. શું કરીએ, મારે ગરજ છે. અત્યારે પૈસા સામું જોવાય એવું છે?'

'મેં તમને કહ્યું ને કે મોતીલાલને તપાસવા જોઈએ. એમનું લોહી લેવું પડશે – તે વિના એમ ને એમ મારાથી ના લખી અપાય.' દાક્તરે હળવેથી ખુલાસો કર્યો. વગર પૂછ્યે મામાએ પંદરના પચીસ કરી એમની મૂઠી વાળી તોયે દાક્તર કબૂલ ના થયા. 'મોતીલાલને તપાસું પછી વાત.' એમ બાત ટૂંકાવી.

'પણ ત્યાં સુધીમાં તો પેલા બીજા મૂર્તિયો આગળ કરી મેલશે. તમે તો ભાઈ સાવ એકમાર્ગી રહ્યા; પણ મારે તો બધી બાજુનું જોવાનું, આ છોકરાનું સાચવવાનું કોને—મારે. બીજો કોણ છે હવે એનું જોનારો? છે કોઈ?' આમ મામા ઘણું મથ્યા પણ દાક્તર મક્કમ રહ્યા. 'ડી. સી.'ને બે દિવસ રોકવા હોય તો ચિઠ્ઠી લખી આપવા જણાવ્યું. પણ મામાને એવી ચિઠ્ઠીથી કામ સરે એવું ના જણાયું. સર્ટિફિકેટ વિના પાછા ફરવું એટલે તો વાત હાથથી ગઈ જ એમ એ જાણતા હતા. ચેલેન્જ આવી પડે ત્યારે એ ઉપાડી લીધા વિના કોઈનુંય ચાલે છે?

'હશે ત્યારે, દાક્તરો તો ઘણાય છે.' ગોરધનભાઈએ ઉગ્ર થતાં કહ્યું. એમની માંડ ટકાવી રાખેલી સ્વસ્થતા હવે સરી જતી હતી. 'રૂપિયા આલીને લખાવવું છે ને! અને મારે ક્યાં ખોટું લખાવવું છે? તમારાથીયે મોટા દાક્તર કને જઈશ, હોં કે મહેરબાન. અને જોજો તમે કે સર્ટિફિકેટ લઈને જ પાછો જવાનો.' એમણે ટેબલ ઉપર મુક્કો અફાળ્યો.

દાક્તરે એમને જવા માટે દરવાજો ખોલ્યો—એમ કે બીજા દરદી રાહ જોતા હોય એમને બોલાવી શકાય. એમને મન ગોરધનભાઈનો કેસ પતી ગયેલો હતો.

પણ મામા એમ શેના જાય! એ પાછા ખુરશીમાં બેઠા. ગજવામાંથી રૂમાલ કાઢી આંખો લૂછી, હાથ લૂછ્યા, ને આગળ હવે શું કરવું તે ખોળવા પગ ભણી જોયું. પછી એમને સૂઝયું, 'સારું એમ કરું છું. સવારની પહેલી ગાડીએ પાછો આવું છું, તમે ક્યારે તપાસશો?'

'અગિયાર વાગે'

'એમ નહિ, મહેરબાન એ તો બહુ મોડું થઈ જાય. પાછું તમે લોહી લેશો એમાં વાર લાગશે. વહેલું નહિ કરો?'

'તમે માનો છો એવું તાકીદનું આ કામ નથી, સમજ્યા ને?'

'નથી કેમ?' મામા ઉકળ્યા. 'જિંદગીની હારજીતનો સવાલ છે, ને તમે કહો છો તાકીદ નથી! એના બાપ હોત તો હું શું કરવા આમ માથું ફોડત? પણ આ તો મારે માથે તમે સમજ્યા ને, સાહેબ? મળસ્કે તમારે ઘેર આવું તો?'

અને એમ નક્કી કરી દાક્તરના ઘરનું સરનામું લઈ ગોરધનભાઈ દાદરો ઊતર્યા ત્યારે એમની બીજી ચિંતા શરૂ થતી હતી. 'નડિયાદ તો જઈશ: પણ મોતીઓ માનશે? એની જગ્યાએ હું હોઉં તો આવી તપાસ કરાવવા દઉં? જો કહેતો આવે એની સાત પેઢીને મણમણની સંભળાવું નહિ! કાલે ઊઠીને મારા વા'લા લોક તો આળ મૂકે કે પુરુષાતન જ નથી, એમનું શું પૂછવું?'

એવા અનેક વિચારમાં સપડાયેલા મામા રાતે સાડા દસ વાગે નડિયાદ પહોંચ્યા. ઘરમાં બીજાં બધાં જાગતાં હતાં. એક મોતીલાલ બારી ઉઘાડી રાખી છતોપાટ ઊંઘતો હતો. કોઈ કશું પૂછે કરે તે પહેલાં મામાએ એને જગાડ્યો.

'આપણે ચારની ગાડીમાં અમદાવાદ જવાનું છે. તારે લૂગડાં તૈયાર કરી રાખવાં હોય તો હમણાં જ પરવારી લે.' મામાએ વરદી આપી.

'કાંઈ ખાસ?'

'તે તો હું તને રસ્તામાં કહીશ. ને તારી કૉલેજનાં મૅગેઝીન જોડે લઈ લેજે, કામ પડશે. છે ખરાં ને?'

'પાછા ક્યારે આવવાનું છે? કે રોકાવું પડે કદાચ–?'



'ના રે, અગિયારની ગાડીમાં તો પાછા. મારે અહીંનુયે પતાવવું પડશે ને. કાલનો દહાડો આપણે બધાએ સાચવી લેવાનો છે, હો ભાઈ. હું કાંઈ બોલું કરું તો કોઈ મનમાં ના લાવશો.' એમ કહી મામા આડે પડખે થયા.

મોતીલાલ ફરી પથારીમાં સૂઈ ગયો. મામા ગયા શું, આવ્યા શું, ફરી એમની સાથે જવાનું તે શું? વિવાહની વાત ચાલતી હતી તે તો એની જાણમાં હતું. એ લોકોએ એને જોવા બોલાવ્યો હતો. છોકરી પણ એણે જોઈ હતી. એના દોસ્તારો ને બીજાં સગાંઓએ આ સંબંધ આવકાર્યો હતો. આમ બધી રીતે ઠીક હતું ત્યારે મામાને આવી ફિકર શેની? કે પછી કોઈ બીજી જ વાત હશે?

મળસ્કાની ગાડીમાં મામા ભાણેજ બંને બેઠા ત્યારે ઘણાખરા લોકો ઊંઘતા હતા. જે નવા આવ્યા હતા કે વહેલા જાગી ગયા હતા તે બીડીઓ તાણતા હતા. ટાઢીને લીધે બારીના કાચ ચઢાવેલા હતા ને ધુમાડો અંદર ગોટાતો હતો. થોડી વારે મામાએ હળવે હળવે બધી વાત કરી.

'તારા બાપના દુશ્મન હજી આટલાં વર્ષે છાલ છોડતા નથી તે તને બદનામ કરવા નીકળ્યા છે શું કરીએ? ના પાડી દઉં તો સારું ઘર હાથમાંથી જાય છે. ને ઉપરથી બદનામી ચોંટે છે. એ રહ્યા મોટા માણસ, એટલે એમની સાથે ઝઘડો કરાતો નથી. બાકી આ તે કાંઈ રીત છે?' બળાપો કાઢતાં કાઢતાં એમણે બધી પરિસ્થિતિ જણાવી દીધી. ડાક્તર ભલા છે પણ કડક ને ખરાખરી છે—અગડંબગડં ત્યાં નહિ ચાલે એ પણ જણાવ્યું.

મનનો ભાર હળવો કરી મામાએ મળસ્કાનાં ઝોકાં ખાવા માંડ્યાં. ત્યારે મોતીલાલની જુદી જ સ્થિતિ હતી. એના જીગરમાં ખૂન ઉકળી રહ્યું હતું. શું એને વિશે આવી શંકા? ને લાલચને વશ થઈ આગ ચઢાવે તેનું નિવારણ કરવા દોડદોડી કરવાની? એ મોટા આફ્રિકાના લખેશરી રહ્યા તો છો ધર્યા રહ્યા, અહીં કેને?

પછી એને યાદ આવ્યું કે સવાર પડશે ને ડાક્તર એને તપાસશે. એ ડાક્તરને બે ધપ્પા જ માર્યા હોય તો? પણ ના, એમનો શો દોષ! એ ત્યાં જાય છે તે તો પોતાની જ ગરજે ને! આ ડાક્તર શું પૂછશે ને કેમ કેમ તપાસશે એના વિચારે એને ક્ષોભ થયો. ને એ સર્ટિફિકેટ લખશે ત્યારે મામાને મન કેવી જીત ગણાશે એ વિચારથી એને હરખ પણ થયો.

'પણ ડાક્તરે કાંઈ તૂતીયું કાઢ્યું તો? મોતીલાલ તું શું કરવાનો?' એના મગજમાં તુક્કો ભિડ્યો, 'વખત છે એની જ પિચકારી સાફ ના હોય, એના કાચની પ્લેટ ચોખ્ખી ના હોય, એનું માઈક્રોસ્કોપ યંત્ર બરોબર કામ ના કરતું હોય, તો? અને કદાચ એમની તપાસમાં ખરેખાત કાંઈ આડું અવળું જણાયું, એવો વહેમ ગયો તો?'

આ વિચાર જેવો મનમાં ઊગ્યો કે એને વળગી જ પડ્યો. એણે ખંખેરી નાખવા યત્ન કર્યો તેમ તેમ એ વધારે ચીટક્યા. ઘડીભર એને એમ જ લાગ્યું કે એની તપાસમાં સીધું ઊતર્યું નથી, ડાક્તરને કશોક વહેમ જરૂર ગયો છે ને એવું જાણે ખરેખાત બન્યું હોય એમ એ મનમાં ચોંક્યો એ વખતે એક ગાડી સામેથી સડસડાટ કરતી પડખેના પાટેથી ચાલી ગઈ. ને એની પાછળ એનું મન એના ગામની ભાગોળ સુધી પહોંચી ગયું. ને લાગ્યો એ પાંચ સાત વર્ષ નાનો પણ થઈ ગયો. સ્થળ ને કાળ બંનેએ ભેગા મળી એને જાણે પાછો ખેંચ્યો.

નડિયાદના સંતરામ મંદિર તરફ એના ચાર પાંચ દોસ્તો ફરવા જતા. રસ્તો રોકીને વાતોએ વળગતા. પાણી ભરીને જતી સ્ત્રીઓમાંથી કોઈ કોઈ નાની વયની દેખાય ત્યારે ઈશારા થતા, હસી દેવાતું, તાળી લેવાતી આવું એને યાદ આવવા માંડ્યું. 'સાંજ પડ્યે ફરતા તળાવ આગળ ફિલ્મી ગીતો લલકારતા ને એમાંય પ્યારની કડીઓ ઉથલાવી એનું દરદ માણી લેતા, તે ય એને સાંભર્યું. જાગનાથ મહાદેવ જતા એ ટોળી ગર નાળું રોકીને બેસતી કે સબુણની ભાગોળે મોટા મોટા વડ પથરાયેલા હતા ત્યાં ધમાચકડી મચાવતા ત્યારે ગામમાંથી પાછી ફરતી ઘાઘરણો કોળણોની ક્યારે

મશ્કરી થતી તે પણ હવે એને દેખાયું.
એને નવાઈ લાગી કે આટલા દિવસ એને આ વાતો કેમ ના દેખાઈ, કેમ ના ખટકી? પણ વાત આટલી જ નહોતી, વધારે હતી.
એનો એક ગોઠિયો બંકુ ભારે ગઠિયો હતો. એ રસપૂર્વક એનાં રંગીન પરાક્રમો બહેલાવીને કહેતો. એક વાર છારાંના પડાવ તરફ ભર બપોરે લઈ જઈ એણે પોતાની ચાલાકી ને હિંમત પણ દેખાડેલાં. 'એ તો બંદાનું કામ!' કહી બંકુ ખાણ ખાતો અને બીજા ચકિત થઈ જતા. પણ ગામમાં તો એક નહિ પણ આખી ટોળી જ પંકાઈ ગઈ હતી.
એક વાર એ ઘર તરફ પાછો ફરતો હતો ત્યારે અંધારું થઈ ગયું હતું. ખડકીથી થોડે દૂર હશે ત્યાં એનો મારગ રોકીને એક બાઈ આવી ઊભી રહી.
'ભાઈ, મારું કામ ના કરો?' એણે આજીજીપૂર્વક કહ્યું.
'શું છે?'
'મારી બબલી ખોવાઈ ગઈ છે. એની હારનાં બધા કહે છે તળાવ ભણી કોઈની પાછળ પાછળ જતી'તી. મારો જીવ તો અદ્ધર થઈ ગયો છે. પણ એની તપાસ કરવા કેવી રીતે જાઉં? તમે આવશો જોડે—'
ને એની જોડે મોતીઓ ગયો. ગયો એટલું જ નહિ, પણ કલાકેક આ ભાગોળથી પેલી ભાગોળ ફરતાં રડતી બબલીને ખોળી આપી એને ઘેર પહોંચાડી આવેલો. જે બાઈની સાથે એ ફરેલો તે ગામ, એકલી, વિધવા ને વધારામાં વગોવાયલીય ખરી બીજે દિવસે બંકુ મળ્યો ત્યારે એણે તાળી દઈ વાંસો ઠપકારેલો.
'કેમ, જામ્યો ને રંગ!' એણે ગામ આખું સાંભળે એમ હસીને કહ્યું હતું. પણ ત્યારે જે એ નહોતો સમજ્યો તે હવે આજે એને જુદા રૂપે જણાતું હતું, 'એને ત્યાં મારે ના જવું પડે, હું કહું ત્યાં એ સામી આવે!' એમ બંકુએ જ કહેલું ને.
અને પેલી મેટ્રિકમાં આવેલી લીલાવતી! આ ટોળીને બદનામ કરતી ફરતી હતી. 'મારા ઉપર ચિઠ્ઠી નાખી, અને રૂમાલ આપવા આવ્યા, મારા ઉપર કવિતા બનાવી,' એમ ભાતભાતનાં વાંકાં પાડતી એ આ ટોળીને ખીજવતી હતી. એક વાર એ વરઘોડામાં જવા બની ઠનીને નીકળી ત્યારે ભેંસનો પોદળો ઉઠાવી એના ઉપર નહોતો નાખ્યો શું?
આ સોબતે, આ ટીખળોએ ને રઝળપાટે એની ટોળી છેલબટાઉ ગણાઈ ગઈ હતી. એમાં બંકુએ તો હદ કરી હતી. એ રોજ કોઈની પોલ જાણી લાવતો, રોજ પોતાનું નવું પરાક્રમ જણાવતો ને આખી ટોળની કલ્પનાને ઉત્તેજિત કરી મૂકતો. ક્યારેક કોઈના ઉપર આળ ચઢાવી પોતાને દરદ-નુકશાન થયાની ફરિયાદ કરતો ને દાક્તરને ઝાંસવા માટે દોસ્તદારો કને ફાળો ઉઘરાવતો.
એ વેળાની, અણસમજની, ઉશ્કેરાટની, ધસી આવતા પૌરુષને છતું કરવાની ઉતાવળની, ટેસી કરતાં કરતાં જે બદનામી વળગી તે આટલે વખતે આમ ગળું દબાવતી આવશે એ કોણે જાણ્યું હતું?
એમ કરતાં અમદાવાદ આવી પહોંચ્યું. દૂધનાં હાંડા ઉતારી રબારીઓ ખસ્યા ત્યાં સુધી મામા ભાણેજ ગાડીમાં બેસી રહ્યા. દાક્તરને પા કલાક જે વધારે મળ્યો તે ખરો એવી ગણતરીથી એ મોડું કરતા હતા. મામાને એમ પણ હતું કે કોઈ ઓળખીતા ભેટી ના પડે તો સારું. પણ ઝાંપે પેલો બંકુ જ ઊભો હતો.
'હલ્લો' કહીને બંકુ મોતીલાલને વળગી પડ્યો. મામાને આ લપ નહોતી ગમતી પણ શું કરે? 'મામા, તમે તો આવ્યા શું, ગયા શું ને પાછા—!' એ ખડખડ હસ્યો. એની વાત ટાળવા મામા ખસ્યા. 'હું ગાડીનું ગોઠવું, મોતીલાલ તું આવી પહોંચજે.' એમ જતાં જતાં કહેતા ગયા.
મોતીલાલના મગજમાં બંકુનાં ઘણાં 'શરાતનો' કચારનાં અથડાતાં હતાં, તેમાં એ જ અહીં સામો મળ્યો. એટલે તક મળી છે તો ખાતરી જ કરી લેવી એમ ધારી મોતીલાલે એને પૂછી નાખ્યું.
'યાદ છે ને બંકુ. દાક્તર કને ઈંજેક્શન લેવા તેં

ફાળો માગેનો—'

'તે પાછા માગવા છે હવે?' બંકુએ વધારે જોરથી હસીને કહ્યુ એનો એને શરમ નહોતી 'કે નવો ફાળો આપવો છે!'

'હવે પાછા કોણ માગે છે પણ એવું હતું તો ખરું ને!' મોતીલાલથી વધારે ચૂપ ના થઈ

'કેમ વળી? એક વાર નહિ, બે વાર હું તો અપ-ડાયેલો! અમ્બા તારોય નજર લાગો કે શું? કોણ મળી ગયું?' એણે નફટ બની પૂછ્યું આખ માચ-કાવી ને નામ જાણવા તલપાપડ થઈ ગયો

'ખરું કહે છે? ચેપી રોગ?' મોતીલાલ ચોંક્યો

'હાસ્તો વળી! પણ એથી બહુ ડરવુ નહિ, હો કે. એ તો થાય ને મટે. જોઈએ તો અહીં દાક્તર કને હું લઈ જાઉં છું એનું?' એણે કમર કસી

'એકને થાય તેથી બીજાને પણ થાય—હે!' મોતીલાલને પડેલી ફાળ વધતી હતી

'થાય સ્તો આ તો બહુ ચેપી પણ હું એવો ઉસ્તાદ—' એની ઉસ્તાદી ત્યાં જ રહી ગઈ મોતીલાલ દોડતો મામાને શોધવા દોડ્યો ટેક્સી પકડી બને જણે દાક્તરનું ઘર ખોળી કાઢ્યું ને એમને સાથે લઈ દવાખાને પહોંચ્યા એ આખે રસ્તે પેલા ચેપી રોગનો ભડકો એના મનમા ચેપ લગાડી રહ્યો હતો રખે એનો—બંકુનો ચેપ પોતાને ત્યારે લાગ્યો હોય! અરે બીજે ચીયે લાગ્યો હોય! હોસ્ટેલમા કોનો ટુવાલ, કેની ચાદર, કોનું ઉશીકુ—શી ખબર પડે!

ને હવે આ દાક્તર જોશે—તપાસશે, ત્યારે શું નું શું થઈ જશે! આમના બોલ ઉપર મામા વિશ્વાસ કરશે, સગાં વિશ્વાસ કરશે, એ ફજેત ફજેત થઈ જવાનો કે શું? એની છાતી ધડક ધડક થઈ ઊઠી. શંકાનો કીડો પેઠો કે કોરવા જ મંડે

'માથામા દુખાવો રહે છે ખરો કે?' દાક્તરે એને પૂછ્યું.

'ના જી.'

'જીરણ તાવ જેવું લાગે છે?'

'આંખે બળતરા થાય છે કે? કોઈ વાર હતાશ—'

'ઉજાગરો કર્યો હોય તો થાય'

'સાંધા દુખે છે કે?'

'તો તો કુસ્તી થઈ રહી!' એણે મહામહેનતે જરા હસતા દેખાવા યત્ન કર્યો.

'ગળામા બળતરા થતી હોય, ઉબા આવતી હોય—એવું કાંઈ?'

એમ દાક્તર પૂછતા ગયા, જોતા ગયા, પેશાબ લીધો, લોહી લીધુ, અંદરની રૂમમા લઈ જઈ તપાસ કરી ને એ બધો વખત બહુ ઝીણા ઝીણા સવાલો કર્યા એ બધો વખત મોતીલાલને હૈયે ફાળ પડી ને દાક્તર કશુ બોલ્યા વિના ગંભીર થઈને કલમ લઈ લખવા બેઠા ત્યારે તો એના મોતીઆ જ મરી ગયા. લખતા લખતા દાક્તરે મોતીલાલ ભણી ઊંચું જોયુ 'કેમ મિસ્ટર, બહુ ગભરાઈ ગયા છો!' થઈ રહ્યુ, એ જ રહસ્ય મામાએ દાક્તરના પડખામા ડોકું ઘાલી પૂછ્યું, 'કશુ છે તો નહિ ને, દાક્તર જે હોય તે કહી દો ને લખવાનું પછી કરજો' એમણે દાક્તરની કલમ જ પકડી લીધી.

'કહું છુ હમણા' કહી દાક્તરે ચૂપચાપ લખવા માડ્યું. બે વાર ફરી ફરીને એમણે મોતીલાલ તરફ જોયુ. એક વાર તો માર્મિક હસ્યા પણ ખરા. ને છેવટે સહી કરી કાગળ બીડીને મામાના હાથમાં આપ્યો.

'આ કાગળ તમારા માટે નથી. ડી.સી.ને આપજો' એમણે કહ્યું.

'પણ છે શું? કહેતા કેમ નથી?' કહી મામાએ ગુસ્સામાં ત્યાં જ પરબીડિયુ ખોલી નાખ્યું. 'તમેય શું મારા ભાઈ! મારા હાથે તો હું મારી ફજેતી નહિ કરાવું ને! આ મૂરખના ધંધા હું જાણતો હતો, પણ આટલે સુધી વાત ગઈ હશે એની કોને ખબર! હરામખોર, પાજી—' એમ શબ્દોના લોચા વાળતાં એમણે દાક્તરનો કાગળ વાચ્યા વિના મોતીલાલ ઉપર ક્રોધ કરી ફેંક્યો મામા નિરાશ થઈ ગયા.

જાતને અંદરથી ખેંચીને ટેક આંખોમાં લાવી મોતીલાલે

એકી સાથે બબ્બે શબ્દો ને બબ્બે લીટીઓ વાંચવા માંડી. પણ એમ ઉતાવળ કર્યે શું વળે? એટલે ફરીથી વાંચવું પડ્યું. ધીરજ ના રહી ને છેલ્લું પહેલું વાંચ્યું ને ઉપલું છેલ્લે વાંચ્યું. એમ વાંચી રહ્યો ત્યારે એણે ઊઠીને દાક્તરનો હાથ પકડી લીધો, ખૂબ હેતથી દબાવ્યો. એણે મામાને કાગળ પાછો આપ્યો.

'એક વાર તમે વાંચી તો જુવો, મામા.' હરખથી એની છાતી ફાટતી હતી.

'પ્રિય ભાઈ ડી. સી.,

તમારી દીકરી મંજુ માટે જે યુવકને તમે મારી કને તપાસ કરાવવા મોકલ્યા છે તેની મેં સંપૂર્ણ તપાસ કરી લીધી છે. પેશાબ તપાસ્યો છે ને લોહી પણ તપાસ્યું છે અને એનાં બધાં અંગોની પણ તપાસ કરી છે. એ પછી જ હું આ અહેવાલ લખું છું.

સામાન્ય રીતે કોઈના તરફ શંકાથી જોવાની મને ટેવ નથી. લોકો કહે તેના ઉપર હું વિશ્વાસ કરું છું પણ તમે કામ સોંપેલું એટલે જરૂર કરતાં હું વધારે ઊંડો ઊતર્યો છું. પૂછપરછ પણ ઘણી કરી છે. અને કેટલીક વાર યુવાનીમાં આવતા છોકરાઓ અવળે પાટે અથડાયા ફૂટાયા હોય તો એની ભાળ કાઢવા મેં મારાથી બનતું કર્યું છે. શારીરિક તપાસ અને મારાથી બને એવી માનસિક સ્થિતિની તપાસ પણ મેં કરી લીધી છે. મને જણાવતાં આનંદ થાય છે કે મોતીલાલ તંદુરસ્ત છે, નીરોગી છે, સ્વભાવનો મળતાવડો છે, દિલનો સાફ છે. એના જવાબો સંકોચ વિનાના સ્પષ્ટ અને સહજ હતા. એવું જ એના શરીર વિષે છે. તમે મંજુનો સંબંધ આ ભાઈ સાથે બાંધશો તો મને આનંદ થશે. તમને બાપ-દીકરીને તો લાભ છે જ.

આવી દાક્તરી તપાસ આપણા સમાજમાં નવી ગણાય. એથી કોઈને રોષ ઉપજે પણ ખરો. સ્વમાનની લાગણી વરપક્ષે કેવી ઉગ્ર રહે છે તે તમે ક્યાં નથી જાણતા. એમ છતાં, આ ભાઈએ એ પરીક્ષા આપી તેના બદલામાં હું એક ઉપયોગી સૂચન કરું છું. તમે પણ સ્વેચ્છાથી કોઈ અનુભવી દાક્તર બાઈ પાસે મંજુની પણ આવી તપાસ કરાવી એમને પહોંચાડશો. મને કહેશો તો હું પણ એ કામ કરી આપીશ. મારે ત્યાં સ્ત્રી-પુરુષો સહુ તપાસ સલાહ કે ઉપચાર માટે આવે જ છે, તેમ મંજુ પણ આવી શકશે. એક રીતે અમે દાક્તરો માબાપોના સંબંધ કરતાં પણ નિકટની કક્ષામાં આવીએ છીએ!

મને તમે લીધેલો માર્ગ વાજબી લાગ્યો છે. શંકા પડે ત્યારે તો માણસ સ્વાર્થની ખાતર પણ આવી તપાસની માગણી કરે. પરંતુ આવો શિષ્ટાચાર આપણા સભ્ય સમાજમાં હવે પ્રચલિત થવો જોઈએ. દેશમાં ઔદ્યોગિક સમૃદ્ધિ આવે તેની સાથે એના કેટલાક ગુણ દોષ પણ પેસવાના જ. ને ત્યારે એક જ નહિ પણ વિવિધ કારણોસર આવી તપાસ અનિવાર્ય ઠેરવી બધી શંકાઓને નિર્મૂળ કરવી એ જ વાજબી ગણાશે.

લિ૦

આપનો ડૉ૦...'



યુક્રેનની વિજ્ઞાન અકાદમીની રેડિયો-ટેકનીકલ પ્રશ્નોના અભ્યાસ માટે નવી સ્થપાયેલી સંસ્થા રેડિયો-કિરણો દ્વારા વીજળીના પ્રવાહને દૂર મોકલવાના પ્રશ્નનો અભ્યાસ કરી રહી છે. આ પ્રશ્નનો ઉકેલ થતાં વીજળીનો પ્રવાહ તાર વગર મોકલી શકાશે અને તેથી તાર અને થાંભલાઓમાં વપરાતી લાખો ટન લોહ અને બિનલોહ ધાતુઓનો તથા બાંધકામના ખર્ચાઓનો બચાવ થશે. આથી ખેતરોમાં, ખાસ કરીને નવા વિકસી રહેલા વણખેડી જમીનના વિસ્તારોમાં ટ્રેકટરો અને બીજા કૃષિયંત્રો બિનતારી વીજળી પ્રવાહ દ્વારા ચલાવી શકાશે.

હાઈ ફ્રિકવન્સી રેડિયો-મોજાંઓ દ્વારા પથ્થર તોડવાનો પ્રશ્ન પણ અમે ઉકલી રહ્યો છે. આ મોજાંઓનો ઉપયોગ માત્ર તોડવાનો નહિ પરંતુ બાંધવામાં પણ થઈ શકે એમ છે. દાખલા તરીકે, હાઈ ફ્રિકવન્સી રેડિયો-મોજાં આપી કેટલીક રાસાયણિક પ્રક્રિયાઓ ઉત્તેજીત બને છે. આથી, પ્લાસ્ટીકની બનાવટમાં એનો ઉપયોગ થઈ શકે.

મધુરેન કંચનરાય દેસાઈ

# આંપણે ત્યાં દેખાતી ટીટોડીઓ

આ અંકે શરૂ થતી આ નવી પંખી-જાત વિષેની સંપૂર્ણ માહિતી દરેક વાચકને રસપ્રદ અને જ્ઞાન સભર નીવડશે. ગુજરાતના એક માત્ર પ્રાણી-પંખી વિશારદ લેખકના આ લેખો એકલા ઊર્મિમાં જ આવે છે...

આ પંખીઓ ભૂમિવાસી છે અને તે ઉપરાન્ત પાણીશેરડે તેઓ ચરતાં ફરતાં જોવામાં આવે છે તેમાં કેટલીક સ્થાનિક છે અને કેટલીક શિયાળામાં પ્રવાસ ખેડીને અહીં આવે છે. તેમાં હવે આપણે તેઓની ખાસીયત અને પ્રવાસ વિષે જોઈએ.

### મળતાવડી ટીટોડી

તેતરના કદની આ મળતાવડી ટીટોડીનાં કપાળ અને આંખ ઉપરનો રંગ ધોળો અને આંખથી શરૂ થતો કાળો લીટો ઠેઠ ડોક સુધી જાય છે. તાલકું કાળા રંગનું, દાઢી ધોળા રંગની અને પીઠ ઉપરનો રંગ રાખોડી કથ્થાઈ, છાતી રાખોડી રંગની અને પૂંછડી ધોળાશ ઉપર જેમા એક કાળો પટ્ટો આવે છે. જ્યારે અહીં શિયાળામાં આવે છે ત્યારે તેના તાલકાનો અને છાતીનો રંગ પીળો કથ્થાઈ રહે છે.

આ ટીટોડી તેના નામ પ્રમાણે ટોળામાં વસવાવાળી છે. જે બનતા સુધી ખેડેલાં ખેતર અને ગૌચરમાં ચરતાં ફરતાં દેખાય છે. આ મળતાવડી ટીટોડી બહુ અચોક્કસ મુલાકાતી ગણાય છે જેથી તે આપણે ત્યાં બહુ સામાન્ય પ્રવાસી પંખી નથી. તેઓ શિયાળામાં જોવામા આવે છે. સ્વભાવે બહુ તરવરાટવાળી નથી જણાતી. આ ટીટોડીના પગનો રંગ કાળો હોવાથી અને પેલા પૂછડીમાં આવતા કાળા પટ્ટાથી તેનાં બીજાં સગાંથી તરત જ જુદી તારવી શકાય છે તે ઉપરાન્ત પાંખમા આવતો સફેદ પટ્ટો, જ્યારે ઊડે છે ત્યારે સાફ જોવામાં આવે છે.

તેઓ દક્ષિણ પૂર્વ રશિયામાં પ્રજનન કરે છે અને શિયાળાની ઠંડીથી બચવા તેઓ દક્ષિણનો પ્રવાસ ખેડે છે જે સમયે તેઓ ઉત્તર આફ્રિકા અને ભારતમાં આવી પહોંચે છે જેમાં ગુજરાત સૌરાષ્ટ્ર અને કચ્છમાં પણ તેઓ જણાય છે છતાં એટલું કહ્યા વગર ચાલે નહિ કે સૌરાષ્ટ્રમાં તે સામાન્ય નથી. તેઓનો આહાર જીવાત અને દાણાનો છે.

મળતાવડી ટીટોડીને અંગ્રેજીમાં The Sociable Lap-wing કહેવાય છે અને વૈજ્ઞાનિક રીતે ઓળખવા માટે Chettusia Grewarira (Pallas) એમ કહેવું જોઈએ.

### સફેદ પુચ્છ ટીટોડી

આ ટીટોડી પણ ઉપર બતાવેલી મળતાવડી ટીટોડીના કદની હોય છે. તેની ઓળખાણ તેની સફેદ પૂંછડી ઉપરથી તરત જ પડે છે. એ ઉપરાન્ત તેની આંખ ઉપર લોળીયા હોતાં નથી અને જ્યારે તે ઊડે છે ત્યારે કાળો લીટો પાખમા દેખાય છે. ચાંચનો રંગ કાળો અને પગનો રંગ પીળો રહે છે. વળી તેનું તાલકું કાળા રંગનું નથી આવતુ અને જ્યારે બોલે છે ત્યારે આછી સીટી મારે છે.

સ્વભાવે આ ટીટોડી ગીલા અને તળાવકાંઠે વસે છે. વળી થોડી બીકણ પણ ગણાય અને બહુ તરવરાટવાળી પણ નથી. તેની ખાસિયત એકાકી વસવાની છે એટલે ટોળામાં બહુ ભાગ્યે જ જોવામા આવે છે.

તેઓ મેસોપોટેમીયા, ઈરાન અને તુર્કસ્તાનમા પ્રજોત્પત્તિ કરે છે અને શિયાળામાં ઉત્તર આફ્રિકા અને ભારતનો પ્રવાસ ખેડે છે. જેમાં કચ્છ, સૌરાષ્ટ્ર અને ગુજરાતમા પણ તેઓ જોવામા આવે છે. છતા સામાન્ય તો ન જ કહી શકાય. અહીં તેઓ જીવાત, દાણાનો આહાર કરે છે.

સફેદ પુચ્છ ટીટોડીને અંગ્રેજીમાં The white tailed lap-wing કહેવામાં આવે છે અને વૈજ્ઞાનિક રીતે ઓળખવા માટે Chehusia leucura (Lichtenstein) એમ કહેવું જોઈએ.

## ટીટોડી

કદમાં લગભગ બધી ટીટોડીઓ બહુ જુદા ફરકવાળી દેખાય છે. પણ પગ કંઈક લાંબા હોય છે. આ પંખીનો સામાન્ય રંગ કથ્થાઈ, પાંખમાં સફેદ પટ્ટો, તાલકું કાળું, પેટાળ ધોળું અને છાતી કાળા રંગની હોય છે. ચાંચ ઉપર રાતા રંગનાં લોળીઆં રહે છે. બાકી તો આ પંખી આપણા પ્રદેશનું એટલું બધું સામાન્ય પંખી છે કે તેની વધારે ઓળખાણ આપવાની જરૂર જણાતી નથી. ટીટોડીનો વસવાટ ખેતર, વાડી, બગીચા, ખીડકાં, પાણીકાંઠા વગેરે ઉપર હોય છે. કેટલેક ઠેકાણે તો ટીટોડી એટલી બધી નીડર બની ગયેલી હોય છે કે આપણાથી બહુ થોડા ફૂટના અંતરે બેઠી રહે છે. અને આપણા તરફ પોતાની બારીક નજર રાખે છે. એમાં ચારો જોઈ જતાં થોડું દોડીને વળી રોકાય છે. એવી રીતે તે પોતાના ચારા શોધતાં કરે છે. બનતાં સુધી તો જોડીમાં રહેવાનું પસંદ કરે છે પણ કેટલીક વખત તેની મોટી સંખ્યા અમુક જગ્યાએ એકત્ર થયેલી પણ જોવામાં આવે છે.

ખાસ કરીને ઉનાળાની શરૂઆતમાં ચાંદની રાતે તે પોતાની ટી...ટી...ટી...હટ્ અથવા 'કરતી 'તી વ્રત' એમ બોલતાં ઊડતી નીકળે છે અને અંધારી રાતે પણ તે ફરતી જોવામાં આવે છે. કારણ કે પોતે પસંદ કરેલી જગ્યાએ તે અંધારામાં પણ ઊડી આવી ત્યાં ફરે છે. ટીટોડી ખેતીને ફાયદો કરતાં પંખીની ગણતરીમાં લઈ શકાય છે.

ટીટોડીની વસ્તી આખા ભારતમાં છે અને જ્યાં વસ્તી હોય ત્યાં કાયમી વસવાટ કરવાવાળી છે.

ટીટોડી પોતાનો માળો એપ્રિલથી ઑગસ્ટ માસ સુધી બનાવે છે અને બચ્ચાં ઉછેરે છે. આ માળો સપાટ ભોંય ઉપર કંકર ગોઠવીને બનાવેલો હોય છે જેમાં વચ્ચે ઈંડાં મૂકવાની અલગ હોય છે અને તે આસપાસની ભોંય સાથે એવો આબાદ મળી જાય છે કે એક વખત જોયો હોય તો બીજી વખત તે તરત જ જોવામાં આવતો નથી. આવા માળામાં ટીટોડી બનતાં સુધી ચાર લીલાશ પડતા રાખોડી રંગ ઉપર કાળા ટીલા અને ધાબાનાં ચિત્રામણવાળાં ઈંડાં મૂકે છે. એ ઈંડાં પણ તે કંકર અને પાંચીકા સાથે એવાં એકમેક થઈ જાય છે કે તરત ધ્યાન ઉપર આવતાં નથી. વળી જ્યારે ટીટોડી આ ઈંડાં સેવતી હોય ત્યારે કોઈ અજાણી વ્યક્તિ નીકળે તો એવી તેના માળા ઉપરથી સરી જાય છે કે આપણને ખબર પડવા દેતી નથી કે ત્યાં તે ઈંડાં સેવે છે. અને નર પણ એટલો જ પોતાનાં ઈંડાં સાચવવા સાવધાન રહે છે એટલે તરત જ ઊડી ભયસૂચક ચડાવો કરવા લાગી જાય છે અને પોતાના શત્રુને પોતાની ચાંચથી અને પાંખમાં આવેલા ખૂરથી ચોટો મારવા લાગી જાય છે. અને બચ્ચાં હોય ત્યારે તો આપણું ધ્યાન બીજે દોરવા ઘાયલ થયાનો ઢોંગ કરે છે જેથી આપણે બચ્ચાં તરફ ન જતાં તેનાં તરફ આકર્ષાઈએ. જે વખત બચ્ચાં પણ ભોંય ઉપર લાંબાં થઈ એવાં દબાય છે કે વરતાતાં જ નથી. એ ઉપરાંત ટીટોડીની ગણવાની શક્તિ મારા અનુભવમાં ચારથી વધારે નથી એટલે જો તેના માળાની છબી લેવામાં એક બે માણસો કરતાં વધારે માણસો સાથે જઈ જોને છબી ખેંચવી હોય તે હાઈડમાં બેસી જાય તો તેનું ધ્યાન નથી રહેતું. અને તરત જ માળા ઉપર પાછી ફરે છે. તેનાં બચ્ચાંનો રંગ રાખોડી અને ધોળો તથા તાલકું કાળાશપડતું રાખોડી હોય છે. તેની બોલીનો અભ્યાસ કર્યો હોય તો તરત જ ખબર પડે છે કે તે શા માટે અવાજ કરે છે. ટીટોડીનો ચારો જીવાત અને દાણાનો છે. તેનો સેવવાનો વખત ૨૮ દિવસનો ગણાય છે.

અંગ્રેજીમાં ટીટોડીને The Red-wahled lapwing કહેવાય છે અને Hoplopterus indicus indicus (Boddaert) એ એનું વિજ્ઞાનિક નામ છે.

### પારસન ટીટોડી

કદમાં સહેજ નાની પારસન ટીટોડી. આગળ જોઈ ગયા તે ટીટોડી સાથે ઘણી રીતે મળતી આવે છે. માત્ર તેને પીળા રંગનાં લોળીઆં રહે છે અને છાતી

ઉપર કાળો રંગ ન હોવાથી તે જરા જલદી જોઈ શકાતી નથી તાલકુ અને ચાચ કાળા રંગના આખો આખા પીળા રંગની અને પગો પણ પીળા રહે છે પીઠનો રંગ રેતીઓ કથ્થાઈ, પેટાળ ધોળુ અને છાતી આછી કથ્થાઈ અથવા તપખોરીઓ પૂછડી ધોળી પણ કાળો પટ્ટો આવે છે

આ પારસન ટીટોડી પણ આપણુ સામાન્ય પખી છે પણ ટીટોડી જેટલુ જોવામા કદાચ નથી આવતુ કારણ કે રેતાળ પ્રદેશ તેને વસવા માટે વધારે ગમે છે વળી ઝાડીમા ખુલ્લી જગ્યામા પણ જોવામા આવે છે સ્થાનિક પ્રવાસ કરતી વખતે તે ઊચે ઊડતા અને બોલતા સાભળવામા આવે છે અને શિયાળામા તેઓ એકત્ર થાય છે અને સાથે વસે છે પારસન ટીટોડી રાતી ટીટોડી કરતા પોતાના શત્રુને હરાવવામા વધારે હિમત રાખે છ કારણ કે ટીટોડી જેમ પાણીનો બચાવ માટે આશરો લેવામા ઉતાવળ કરે છે તેમ આ પારસન ટીટોડી તો પોતાની ઉડાન ઉપર વિશ્વાસ રાખી અદ્ધર ચડતા જ લાગે છે તેનો અવાજ ટી–ટી–ટી–ટીવીચ એવો હોય છે

આખા ભારતમા તેની વસ્તી છે અને જ્યા વસે છે ત્યા થોડા સ્થાનિક પ્રવાસ સિવાય ભાગ્યે જ જગ્યા બદલી કરે છે

તેના માળા માર્ચથી ઓગસ્ટ માસ સુધી જોવા મળે છે અને તેની બનાવટમા તે ટીટોડી જેવો જ માલુમ પડે છે દરીઆકાઠાના મેદાન તેના માળા બાધવાની ખાસ જગ્યા છે એ પણ ચાર ઈંડા મૂકે છે અને રગમા લગભગ ટીટોડીને મળતા હોય છે અને પોતાની પ્રજાને સભાળવા માટે નરમાદા તનતોડ જહેમત ઉઠાવે છે બન્ને ટીટોડીમા નરો બપોર વચાળનો થોડો વખત પોતાના ઈંડા સેવતા માલુમ પડ્યા છે પણ આખો વખત તો માદા જ તે કામ સભાળે છે આહારમા દાણા અને જીવાત લે છે

પારસન ટીટોડીને અંગ્રેજીમા The Yellow-wahled lap-wing કહેવાય છે અને Lobi pluvia malabarieus (Boddaert) એ એનુ વિજ્ઞાનિક નામ છે



ગ્વાલિયર–ભિંડ રોડ ઉપર જગલમા ૧૨ માઈલ અદરની બાજુ 'શનિશ્ચર' મદિર છે ત્યા શનિવારે ઉત્સવ થાય છે એક ખાસ હજામ પાસે લોકો આગલે દિવસે હજામત કરાવે છે, મદિરની પ્રદક્ષિણા કરે છે અને તેલ ભરેલી શીશીઓ ત્યાના તળાવમા ઠાલવે છે ઉપરાત પોતાના પહેરેલા જોડા મદિર બહાર કાઢ્યા પછી પાછા લઈ જવાતા નથી, ત્યા જ મૂકતા જવના હોય છે

આ બધા જોડા હજારોની સખ્યામા એકઠા થઈ ગયા પરિણામે મધ્ય પ્રદેશની સરકારે તે જોડા ત્યથી હટાવવામા ૨૭,૦૦૦ રૂપિયા ખર્ચ કર્યુ ! સરસવના તેલથી ભરેલુ તળાવ હજુ ખાલી કરવાનુ છે એ તેલનો કશો ઉપયોગ કરી કઈ પૈસા ઉપજાવશે કે નહિ તે ન કહી શકાય કારણ કે ભક્તોના જૂના–ફાટેલા જોડા ઉપાડવામા જ ૨૭ હજાર રૂપિયા ખર્ચ જે સરકારને થાય તે સરકારની બુદ્ધિનુ શુ ઠેકાણુ ?

એક ગરીબ દેશ એક તીર્થસ્થાન પાસેના પડી રહેલા જોડા હટાવવામા જ ૨૭,૦૦૦ રૂપિયા ખર્ચે એ ઘટના પર દેશીઓ આગળ કેવી દેખાય ?

[ વિશાલ ભારત ]

'ઊર્મિ–નવરચના' અગે કોઈપણ જાતનો પત્રવ્યવહાર કરતી વખતે કે લવાજમ મોકલતી વખતે, વ્યવસ્થામા સુગમતા પડે તે માટે, આપના રેપર ઉપર દર મહિને આવતો આપનો ગ્રા નં અને આપનુ પૂરુ સરનામું લખવુ ક્યારેય ભૂલશો નહિ





'સેવકરામ'

# વહેમનું ઓસડ

વહેમો ભણેલા ગણેલામાં પણ આજે અનોખી રીતે ઘૂસેલા પડયા છે તો અભણ ગામડાંઓમાંથી તો તે તરત જ દૂર શાના થાય? છતાં આ લેખના લેખક એવા પાત્રને અહીં ર  કરે છે કે જેનો આદર્શ ગામડાંઓને તો ઠીક, શહેરીઓનેય માન્ય ગણાય...

કહેનારે તો કહ્યું છે: 'વહેમનું કંઈ ઓસડ નહિ.' પણ ભલભલા રોગનાં ઓસડ નીકળ્યાં તો વહેમનું ઓસડ ન હોય એવું તે બને ખરું. વહેમનું ઓસડ જ્ઞાન છે. વહેમનું બળ જ અજ્ઞાનતા અને જડતા છે. જ્ઞાનનો પ્રકાશ મળતાં જેમ અંધકાર ઓગળી જાય છે તેમ જ્ઞાન આવતાં જડતા, અજ્ઞાનતા અને વહેમ પણ ઓસરી જાય છે. એવો અનુભવ એક ગામમાં થયો.

એમનું નામ રામજીભાઈ.

ભારે હિંમતવાળા માણસ. આમ ઝાઝું ભણેલા નથી. કોઠાસૂઝ ભારે. દરેક વસ્તુને પોતાની બુદ્ધિની સરાણે ચડાવે. લોકો કહે છે માટે સાચું કે ચાલુ ચીલાનું છે એમ માનીને સ્વીકારી ન લે.

એથી તો તેમણે ગામમાં સૌથી પહેલાં મરણ પાછળનું જમણ બંધ કર્યું. તેમનાં માતુશ્રીનું અવસાન થયું ત્યારે તેમણે નાતના રિવાજ પ્રમાણે બારમા દિવસે 'શીરો' ન કર્યો. ઘણાંએ ટીકા કરી. ઘૈડીઆએ મહેણાં માર્યાં, સ્ત્રીઓએ રોકકળ કરી. પણ રામજીભાઈએ તો એક જ સવાલ કર્યો:

'આ રિવાજનો મને તો કંઈ અર્થ દેખાતો નથી. આ તો સાપ ગયા અને લીસોટા રહ્યા એના જેવું છે. તમે કહેતા હો તો હું ગામના સારા કામમાં એ ખર્ચ જેટલા પૈસા આપું. પણ ઘૈડા કરતા આવ્યા છે માટે હુંયે એ ચીલે ચાલું એમ તો નહિ બને.'

ટીકા કરનારા ટીકા કરતા રહ્યા અને રામજીભાઈએ ગામની શાળાના મકાન-ફંડમાં એક હજારની મદદ કરી. એની અસર સારી પડી. તે પછી તો બીજાઓને પણ થયું:

'પહોંચવાળા રામજીભાઈએ બારમું ન કર્યું તો આપણે શીદને ખેંચાઈ મરીએ?'

ને ગામમાંથી મરણ પાછળનું જમણ ગયું તે ગયું જ. એ રીતે રામજીભાઈએ લગ્ન પ્રસંગે મોટર દોડાવવાની વાત આવી ત્યારે તો સૌને ચોંકાવેલા.

તેમના દીકરાનું લગ્ન હતું. જાન ચારેક ગાઉ જેટલે લઈ જવાની હતી. રિવાજ એવો પડી ગયેલો કે સૌ મોટાઈના મોહમાં વાહવાહ કહેવડાવવા મોટર લાવે. પણ રામજીભાઈએ તો સૌને કહ્યું:

'હું તો વહેલ જોડવાનો છું. જરૂર પડ્યે બે ગાડાં જોડાવીશ. પણ હું મોટર લાવવાનો નથી.'

'અરે, એ તે ચાલતું હશે? તો...તો વેવાઈને ત્યાં આપણું નાક કપાય! સૌ મોટર લઈને જાય અને આપણે ગાડામાં જઈએ તો કેવું દેખાય?' પણ રામજીભાઈના ઘરમાંથી જ વિરોધ થયો.

પણ રામજીભાઈ મક્કમ હતા, એ કહે:

'દૂર જવાનું હોય તો મોટર કરવી પડે એ વાત હું સમજી શકું છું. પણ આ તો ચાર ગાઉ જવાનું છે. આડે દિવસે આપણે ક્યાં મોટર દોડાવીએ છીએ? એ માર્ગે એસ. ટી. જતી હોય તો તો ઠીક છે. આ તો સ્પેશીઅલ મોટર મંગાવવાની. એવું બિનજરૂરી ખર્ચ કરવાની શી જરૂર?'

રામજીભાઈની મક્કમતાની અસર સારી પડી. તે પછી બીજા પણ ગાડું જોડીને જાન લઈ જવા માંડ્યા.

પણ આ તો થઈ નાતના રિવાજોની વાત. પણ રામજીભાઈએ વહેમ સામે પડકાર કર્યો એ વાત જ્યારે મારા સાંભળવામાં આવી ત્યારે તેમની હિંમત માટે માન થયેલું. તે દિવસે જ તેમને બિરદાવતો પત્ર તો લખી દીધો હતો. રૂબરૂ મળવાનું હમણાં જ થયું.

રામજીભાઈને ભૂવા, જતિ અને દોરાધાગા કરનારા કે માતાજીના નામે લૂંટનારાઓ સામે ભારે ચીડ હતી.



ગામમાં કોઈના ઘેર ટેકલાં વાગે એટલે તે ચિડાય. પણ સામાવાળો જ ટેકલાવાળાને બોલાવી લાવતો હોય ત્યાં રામજીભાઈ શું કરે!

એકવાર તેમના પર કોઈનો પત્ર આવ્યો. તમે સો વાર માતાજીનું નામ લખી આ વેલ ચાલુ રાખવા બીજા સાત જણાને લખી જણાવજો. રામજીભાઈ એ પત્ર સામે જોઈ હસી પડ્યા. તેમાં ધમકી પણ આપેલી હતી જો તમે એ પ્રમાણે નહિ કરો તો માતાજી કોપશે.

'પણ આમા માતાજી શીદને કોપે? માતાજીના નામનો પ્રચાર તે કંઈ ધાકધમકીથો થાય ખરો? દેવદેવી તો પ્રેમનું સ્વરૂપ છે. તે પોતાનાં સંતાનો પર પ્રેમ વર્ષાવે કે રોષ?'

રામજીભાઈએ એ વેલ ત્યાં જ કાપી નાખી.

એવા નાના તો ત્રણચાર પ્રસંગો બની ગયેલા. લોકોની વાતોના વિષય બનેલા

પણ આ ફેરા તો તેમણે ભારે કરી.

નવરાત્રિના દિવસોમાં માતાજીનો ભૂવો ગામમાં આવ્યો. માતાજીના નામે ઉઘરાણું શરૂ કર્યું. ઘેરદીઠ પાકું સીધું, માતાજીની ચૂંદડીના નામે નવી નકોર સાડી અને કબજા માટેનો અતલસનો કકડો માગવા માંડ્યો. આ તો માતાજીનો ભૂવો છે. ન આપીએ તો માતાજી કોપે. લોકો તો પહોંચ હતી ન હતી તો યે આપવા માંડયા.

રામજીભાઈથી આ જોયું ન ગયું. તેમણે ભૂવાને ગામ વચ્ચે ઉધડો લીધો.

'ગામમા આ ઘણું ધતીંગ શરૂ કર્યું છે. કેમ, માતાજીના નામનો તેં ઇજારો લીધો છે? આ બધી સાડીઓ માતાજી પહેરવાની? આ પાકાં સીધા કઈ માતાજી ખાવાની છે?'

ભૂવો પણ કંઈ પાછો પડે એવો ન હતો. તે તો લોકમાનસ જાણતો હતો. એટલે તેણે માતાજીની ઢાલ આગળ ધરી કહેવા માંડ્યું:

ગામને ન આપવું હોય તો ન આપે. આ તો માતાજીનો હુકમ છે તે મારે કહેવો જોઈએ. માતાજીએ સ્વપ્નામાં આવીને કહ્યુ કે લોકો ધર્મધ્યાન ઓછું કરી સ્વાર્થમાં પડી ગયા છે. જો તે મને ભૂલી જશે તો ગામ પર કોપ ઊતરશે તો ગામ રફેદફે થઈ જશે.'

'માતાજીએ બીજું શું કહ્યું છે?' રામજીભાઈ તાડુકતા હતા.

'માતાજીએ નૈવેદ કરવાનું, તેની રથયાત્રા કાઢવાનું કહ્યું છે. દર વર્ષે માનો રથ નીકળશે તો મા સૌનું કલ્યાણ કરશે.'

'અને જ્યાં રથ નીકળતો ત્યાં શું થાય છે? આજ સુધી આ ગામમાં આમાનો એકે રિવાજ ન હતો. તારે ગામમાં આ લફરું ઘાલવું છે ખરું? જા... છાનોમાનો ભાગી છૂટ, નહિ તો માર્યા વિના નહિ મૂકું.'

'તમે સંભાળીને બોલો હો.' ભૂવો ઠારમ થયો, 'નહિ તો જોવા જેવી થશે. માતાજીનો કોપ ઊતરશે તો લાંબા હોટ થઈ જશો.'

'મારે તારું એ જ પારખું લેવું છે. તારામા હોય એટલી શક્તિ અજમાવી મને લાંબો હોટ કર.'

'આમાંથી તમે સાર નહિ કાઢો હોં. ભૂવા સામે બાથ ભીડવામાં કોઈ ફાવ્યો નથી.'

'મારે પણ જોવું છે કે તું ફાવે છે કે હું ફાવું છું. તું ઉઘાડે છોગે ગામમાં માતાજીના નામે લૂંટ ચલાવે તે મારે જોઈ રહેવાનું કેમ? તું માતાજીનો ભૂવો હોય તો તેનું પારખું આપ.'

ભૂવો અંદરથી તો સમજી ગયો કે આ ભડ આદમી પાછો પડે એમ નથી. એટલે તે બીજાને કરગરવા લાગ્યો.

'બાપા, તમે આમને કંઈ કહો ને? આમાં તો પાડા પાડા લડે અને ઝાડનો ઘાણ નીકળે એવું થશે. અમારી તકરારમાં ગામ પાયમાલ થઈ જશે. માતાજીના કોપ સામે કોઈ પહોંચ્યું છે કે આ પહોંચશે. માતાજીના કામમાં શીદને આડે આવે છે?'

જુનવાણી વિચારના અને ડરપોક લોકો તો ક્યારનાયે રામજીભાઈને કહી રહ્યા હતા:

'ભાઈ! તમે બધે ફાવ્યા હશો. પણ ભૂવા સામે

ખાખડશો નહિ. એ મેલી વિદ્યાના જાણનારા રહ્યા. મૂઠ મારે તોયે ઊભા ને ઊભા સૂકવી નાખે. અરે વંશવેલોયે બાળી નાખે. જેણે જોગણીયોને સાધી હોય તે શું ન કરે !'

'કાકા ! એ તો ખાલી વહેમ છે આ લોકો આ રીતે લૂંટી ખાવા મેલી વિદ્યાની વાતો કરે છે. દુનિયામાં એવી કોઈ વિદ્યા નથી કે માણસને ઊભો ને ઊભો મારી શકે. એ વાતમાં હું માનતો નથી. મારે દુનિયાને એ દેખાડવું છે કે આવી મેલી વિદ્યાની વાત ખોટી છે. ભૂવાની ધમકીઓ પોલી હોય છે અને માતાજી પણ એ રીતે કોઈના પર ખોટો કોપ કરતાં નથી.'

એટલે તો તેમણે ગામ વચ્ચે ભૂવાને ચેલેન્જ ફેંકી :

'તું બીજાની સાથે વાતો કર્યા વિના મારી સાથે વાત કર. તું મેલી કે ઘોયેલી ભૂતપલિતની કે જોગણિયોની કે શકિતરની કે મેલડીની જે વિદ્યા જાણતો હોય તે મારા પર અજમાવ. જો અજમાવી શકે તો તો માનું કે તું ભૂવો સાચો છે. નહિ તો ગામમાંથી ચાલતી પકડ. તને ગામમાંથી કશું જ લઈ જવા દઈશ નહિ. ઉપરથી પોલીસને હવાલે કરાવીશ.'

ગામમાં એવા માતાભક્તો હતા કે ભૂવાને ચડાવી રહ્યા હતા :

'એને આટલું બધું અભિમાન ચડ્યું છે તો બતાવીએ પરચો એટલે એની બોલતી બંધ થાય.'

'ખરી વાત છે. હું પણ ભૂવાને એ જ કહું છું કે એનામાં પાણી હોય તો મારી બોલતી બંધ કરે.'

'એમ જ છે ને...તો મારેયે ચમત્કાર દેખાડવો પડશે. ભઈ...આ દુનિયામાં હવે ચમત્કાર વગર નમસ્કાર નથી.' અને તેણે તેની પોટલી ખોલી. અંદરથી ત્રિશુળ કાઢી ઊભું કર્યું. તેના પર સિંદૂર લગાડ્યું. પછી નરાસળી બાંધી. મંત્ર બોલતો હોય તેમ તે બબડી રહ્યો.

પછી તેણે લીંબુ કાઢ્યું. હાથમાં ધારદાર ચપ્પુ લઈ તે બોલ્યો,

'જુઓ...આપને કંઈ થયું તો હું જવાબદાર નથી. પછી કોઈ કહેતા નહિ કે ગામને કહ્યું નહોતું..'

'અરે રહેવા દે...ક્યાંક કંઈ થશે તો ભારે આપદા થશે.' રામજીભાઈના કુટુંબી વચ્ચે બોલી ઊઠ્યા.

ત્યાં તો રામજીભાઈ વચ્ચે તાડૂકી ઊઠ્યા :

'તું તારે જે કરવું હોય તે કર. કહેતો હોય તો તને લખી આપું કે મને કંઈ પણ થાય તેની જવાબદારી મારી છે. હવે જો પાછો પડ્યો છે તો આ બધું ઉપાડીને કૂવામાં પધરાવી દઈશ.'

ભૂવો શું કરે ? એણે ધાકધમકી તો ઘણી આપી. ભય પણ ઘણો દેખાડ્યો. પણ રામજીભાઈ ડગે તો ને ! ઊલટું તેમને તો બળ મળતું હતું. તેમને તો દૃઢ શ્રદ્ધા હતી કે એવી કોઈ મેલી વિદ્યા હોઈ શકે જ નહિ કે જે માણસને ઊભો ને ઊભો મારી શકે !

આખરે ભૂવાએ નમતું જોખ્યું :

'માતાજીનો હુકમ નથી એટલે જવા દઉં છું. નહિ તો આ લીંબુની ફાડ થાય એ સાથે તેને લોહીની ઊલટીઓ થાય અને અંદરથી આંતરડાં ખરડાઈ જાય. તમારી નજર સામે જ તે ઢળી પડે.'

રામજીભાઈથી આ સાંભળ્યું જતું ન હતું. તે ઉશ્કેરાઈ ગયા. જતાંક ને પેલાની ગળચી પકડી.

'ચલાવ હાથ, કર લીંબુની બે ફાડ...નહિ તો તને જ લોહીની ઊલટીઓ કરાવી દઈશ. લોકોને ધૂતવા નીકળ્યો છે ?'

અને તેનું ગળું પકડી તેની પાસે પરાણે લીંબુની ફાડ કરાવી.

લોકો તો આંખો ફાડીને જોઈ રહ્યા.

ભૂવો ગાય જેવો થઈ ગયો. ઊલટો તે રામજીભાઈના પગે પડ્યો. તે કરગરી પડ્યો.

'ભઈસાબ...તમારી ગાય છું. મને જવા દો...'

'એક શરતે જ જવા દઉં...તું ગામ આગળ કબૂલ કર કે તારી પાસે એવી કોઈ મેલી વિદ્યા નથી.'

'મારી પાસે એવી કોઈ મેલી વિદ્યા નથી.'

'સાચું કહી દે કે માતાજીએ સ્વપ્નમાં આવીને સીધાની

રવિશંકર રાવળ

# રાણકપુરની શિલ્પકલા

ભારતમા જૈન મંદિરો એમની શિલ્પ-સ્થાપત્ય કલા માટે વિખ્યાત છે ગુજરાતના કલાસ્વામીએ એક અપરિચિત પરન્તુ કલાદૃષ્ટિએ ઉત્કૃષ્ટ કહી શકાય એવા જૈન મંદિરની શિલ્પ સ્થાપત્ય કલાનો અહી આસ્વાદ કરાવ્યો છે

બૌદ્ધ અને જૈન ધર્મના આદ્ય સંસ્થાપકોના જન્મસ્થાનો બિહાર પ્રાન્તમા હતા પરન્તુ બૌદ્ધ ધર્મને તેના મૂળ સ્થાનમા જેટની પ્રતિષ્ઠા મળી એટલી જૈન ધર્મને પશ્ચિમ ભારતમા મળી છે બિહાર એ કાળમા ધર્મ, સંસ્કૃતિ અને વિદ્યાવૃદ્ધિનુ મહત્વનુ કેન્દ્ર હતુ છતા જૈન ધર્મનો પ્રભાવ ત્યા વિસ્તર્યો નથી નહી તો પશ્ચિમ ભારતમા ગીરનાર શેત્રુંજય, આબુ, કુંભારિયા, રાણકપુર જેવા સ્થાનો બિહારમા આવેલા તેથીય પ્રાચીન મુક્તાગિરિ પર્વત પરના પાર્શ્વનાથના ધામ કરતા વધારે વૈભવ અને પ્રસિદ્ધિ ધરાવતા થયા ન હોત

બૌદ્ધ અને જૈન ધર્મે બ્રાહ્મણ સંપ્રદાયની પરંપરા રાખીને ગિરિશિખરો કે ગિરિકંદરાઓમા તીર્થો સ્થાપ્યા છે એ રીતે બિહારમા પાર્શ્વનાથના મંદિરથી મુક્તાગિરિ અને પશ્ચિમ ભારતમા રાજસ્થાન અને ગુજરાત સૌરાષ્ટ્રના ગિરિશિખરો જૈનોના દેવ-મંદિરોથી શોભાયમાન અને આકર્ષક બન્યા છે

મુસ્લિમ રાજ્ય ગુજરાતમા સ્થપાયુ તે પહેલા ગુજરાતના સોમપુરા શિલ્પીઓના જૂથ મેવાડ મારવાડ સુધી સોલંકી યુગનુ સ્થાપત્ય વિસ્તારી રહ્યા હતા ચૌદમા સૈકામા રાણા કુંભાના સમયમા મંદિર અને મહેલોનુ સ્થાપત્ય બહુ વિકાસ પામ્યુ હતુ ગુજરાતમા મુસ્લિમ શાસનને લીધે દેવમંદિરો અને શિલ્પકામની પરંપરા તૂટવા માડી હતી પણ કારીગરોના પરિવારોને રાજસ્થાનમા આશ્રય મળ્યો હતો તેથી ત્યા ઉત્કૃષ્ટ પ્રકારના દેવ-મંદિરો સ્થાયા

મેવાડ અને મારવાડની હદ ઉપર જ્યા અરવલ્લીના પશ્ચિમ પાંખના ડુંગરો આવેલ છે અને નજીકમા રાણા કુંભાનો કુંભમેરનો ગઢ છે ત્યા સાદડી ગામની પાસે એક સુંદર પહાડી ખીણમા રાણકપુરનુ મંદિર

---

કે ચૂદડીની કંઈ વાત કરી નથી

ભૂવાએ તેનો પણ એકરાર કર્યો

પછી લોકો કઈ રીતે ભૂવાનો પક્ષ કરે ? સૌનો ભ્રમ ભાગી ગયો સાચી વાત સૌને સમજાઈ ગઈ

જે સીધુ એકઠું થયુ હતુ તે ગામે કબજે લીધુ સાડીઓ પણ કબજે લીધી સાડીઓ તો જેને પરત જોઈતી હોય તેમને પરત આપી દીધી જે માતાજીની બીકથી પરત ન લઈ ગયા તે વધેલી સાડીઓ ગરીબોને વહેંચી દેવાનુ નક્કી થયુ સીધુ ગામના મંદિરને આપ્યુ અને કોઈ અભ્યાગત આવે તો જમાડવા એવો તોડ કાઢ્યો

માત્ર એ ગામમા જ નહિ, ચોમેર પણ આ વાત ફેલાઈ રામજીભાઈએ ભૂવાને ભગાડ્યો એ વાત સૌના કાને પહોંચી ગઈ એથી લોકો પણ વિચારતા થયા કે ભૂવા આ રીતે જ ગામડાને ફોલી ખાતા હોય છે

રામજીભાઈ પાસે આ બધી વાત સાંભળી હુ હેરખાયો રામજીભાઈએ સાચે જ ભારે હિંમત બતાવી હતી તેમણે તો પોતાની જાતને હોડમા મૂકી હતી તે સુધારાને નવા વિચારને જીવનમા ઉતારી રહ્યા હતા તેમના આચરણની અસર આખા ગામ પર પડેલી દેખાતી હતી તેમના લીધે ગામમા કેળવણી વધી હતી, વિકાસના કામ થતા હતા અને લોકજાગૃતિ પણ સારી આવી હતી આ બધી વાત કરી રામજીભાઈએ કહ્યુ

'સેવકરામ ! હુ તો એટલુ જાણુ કે ગળામા ઊતરે એટલી વાત જ સાચી માનવી કોઈ ઊંધી ભણાવે તે કેમ મનાય ?'





છે. તેના નીચાણના ભાગમાં એક સુંદર નાની નદી વહે છે. આ સ્થાન પર પહોંચવાને આજના પ્રવાસીઓ આબુની ઉત્તરે ફાલના સ્ટેશને ઊતરીને વીસ કે પચીસ માઈલ સાદડીની મોટરબસમાં બેસી ત્યાં પહોંચે છે. બીજી રીતે, પગરસ્તે અમદાવાદથી ૧૬૦ માઈલને અંતરે તે આવેલું છે.

ઘણાં વર્ષો સુધી આ મંદિર ઘણું ભગ્ન દશામાં હતું. પરન્તુ આણંદજી કલ્યાણજીની પેઢી તરફથી એ મંદિરોના જીર્ણોદ્ધારનું કામ હાથમાં લેવાયું અને નિષ્ણાત સોમપુરા શિલ્પશાસ્ત્રીઓને તેનું સમારકામ સોંપાયું છે. તેથી તેનો ખૂણેખૂણો ફરીવાર અસલનું હોય એવી રચના અને ઘાટ પામ્યો છે. તે ઉપરાંત ત્યાં જનારા યાત્રીઓ માટે નજીકમાં આજની સગવડોવાળું વિશ્રાન્તિ-ભવન બાંધવામાં આવ્યું છે. તેથી ઘણાં જૈન કુટુંબો અને વ્યક્તિઓ શાંતિ માટે ત્યાં જઈ ઠરાવેલ દિવસો સુધી રહી શકે છે અને રહેવા તથા જમવાની સગવડ બહુ જ કિફાયત દરથી મેળવી શકે છે. મુંબઈના રહેવાસીઓને પણ ગમી જાય એવું એ મકાન છે. આ રીતે જીર્ણોદ્ધાર થતાં એ સ્થાન ઘણું રમણીય બન્યું છે.

રાણકપુરનું મન્દિર ઈ. સ. ૧૪૪૦માં ધરણક નામના શ્રીમાને અઢળક દ્રવ્ય ખર્ચીને કરાવ્યુ હતું, તેવો એક શિલાલેખ ભાવનગરના સંગ્રહસ્થાનમાં છે.

મન્દિરની બહારની બાજુએ ઊંચા કોટ જેવી દિવાલ બાંધી છે. પણ મન્દિર ઊંચા પરથાર પર લીધું હોવાથી ઉપરના માળબંધ શિખરનો દેખાવ, કોઈ મહાલય જેવો લાગે છે.

તેમા ભોં-તળથી મુખ્ય દ્વારમાં દાખલ થતાં, ઊંચી પહોળી સીડી ઉપરની માંડણી પર પહોંચીએ છીએ, ત્યારે કોઈ દેવતાઈ આવાસમા ગયા હોઈએ એવું લાગે છે. ૧૯૮ ફૂટ અને ૨૦૫ ફૂટ જેટલા ચોરસ ઊંચા પરથાર પર તેની માંડણી થઈ છે. મધ્યસ્થ મુખ્ય મન્દિર ચોમુખ દ્વારવાળું છે અને તેની મધ્યમાં આદિનાથની ચાર પ્રતિમા છે. એક એકની પૂંઠે અડેલી દ્વાર સન્મુખ થયેલી બેસાડી છે. આદિનાથ એટલે જૈન સંપ્રદાયના પ્રથમ તીર્થંકર ઋષભદેવજી.

આ મન્દિરની બરોબર ઉપરના માળમાં પણ એ જ પ્રમાણે ચોમુખ પ્રતિમા છે. ત્યાં ઉપર જવાને ચારે બાજુ ધાબા પર જતી સીડીઓ મૂકેલી છે.

મન્દિરને ચારે ખૂણે ચાર ચોક છે. તે દરેકને ફરતાં વીસ ઘૂમટો, ચારસો વીસ ( ૪૨૦ ) થાંભલા પર ટકાવેલ છે.

આ ઘૂમટો થકી ચારે તરફના બીજા ઉપ-મન્દિરોના ઘૂમટો વચ્ચે મુખ્ય મન્દિરનો ઘૂમટ ઘણો ઊંચો જાય છે અને તેની જ સામે આગળ જણાવ્યું તે પ્રવેશ-દ્વાર છે. ત્યાં વળી અન્દરના ઘૂમટ ઉપર બીજો ઘૂમટ છે. અને તેને સોળ સ્તંભો છે. તેનો આડો ઊભો પટ ૩૪ ફૂટનો છે અને બીજી બાજુના ૨૦ ફૂટના છે આ ઘૂમટોની વચ્ચે ચારે ખૂણે ખુલ્લા ચોક છે. તેનાથી અંદરના ભાગોને અજવાળું મળે છે. ખૂણાના ઘૂમટોની નીચેનાં મન્દિરો વચ્ચેનું અંતર પશ્ચિમનું ૧૦૫ ફૂટ છે અને પૂર્વ બાજુનું ૯૫ ફૂટ છે. તેની ફરતાં બાર નાના ઘૂમટો અને દરેકમાં ચાર નાનાં મન્દિરો છે. તેમ જ સમગ્ર વિસ્તારમાં બહારની દિવાલને અડતી, ભમતી એટલે પ્રતિમાવાળી નાની શિખરબંધ દેરીઓ છે.

આ બધા ચોક અને મંડપોથી રચાતી સ્તંભાવલિઓથી અંદર જે દૃશ્ય બને છે, તેનું વર્ણન કે ચિત્ર પૂરો ખ્યાલ આપી શકશે નહિ. તેનાથી રચાતું દૃષ્ટિ-સંધાન ( પરસ્પેકટિવ ) ઘૂમટો અને સ્તંભો વચ્ચે બદલાતી છાયા-પ્રકાશની રોનક તેમ જ ઉપર નીચે હવા પ્રકાશ આપવાની યોજનાઓનો બધો અનુભવ ત્યાં જઈ ઊભા રહેવાથી જ મળી શકે એમ છે.

જ્યાં ત્યાંથી નજરે પડતી તીર્થંકરોની નાની નાની દેરીઓનું દર્શન પણ એક નવી જ ચિત્રલીલા ઊભી કરે છે. અંદરના ભાગમાં બાર શિખરો ઉપરાંત ૮૬ જેટલાં દેરી-દેરાં, જ્યાં ત્યાં જવાના છતવાળા માર્ગો અંદર ને અંદર રચેલા છે. વળી દરેક દેરા કે દેરીના અગ્ર ભાગે શિલ્પકલાના શણગાર ઓર લાગે છે.



'ઉમાકાન્ત'

# જાપાનમાં 'સાકે'

જાપાનમા અવાર નવાર જઈને રહેનાર આ લેખના જાણીતા નવલકાર-લેખક અહી જાપાનના એક પીણા વિષે વિગત સભર વાતો કહે છે જે જાપાન વિષે સાવ અજાણ એવા દરેક વાચકને વાચવી ગમે અને લેખ પૂરો કરતી છેલ્લી લીટી લખકના ભારતીયતા સાચા અર્થમા પૂરવાર કરે છે

આજથી લગભગ આઠેક વર્ષ પહેલા જાપાનની સરકારે પણ દારૂબધી કરવાનો અફળ પ્રય ન કર્યો હતો જો કે આ તુક્કો ઉઠાવનારની આ મૂળભૂત ભૂલ જ હતી અને પાછળથી દારૂબધીના કાયદાઓને સ કેલી લેવામા આવ્યા હતા 'સાકે' (Sake) એ જાપ નનો ઘણો જ વિખ્યાત અને લોકપ્રિય દારૂ છે ચાવલમાથી તે બનાવવામા આવે છે લગ્ન જેવી મહત્ત્વની વિધિમા આ સાકેના ઘૂટડા એક ભાગ છે એ લે સરકારે દારૂબધીના કરેલા કાયદાને પાળવો એ લગભગ અશકય હતો દેવળો અને મઠોને આ સાકેના બાટલા ભેટ ધરવામા આવતા એટલે ધર્મ જેવા વિષયમા પણ આ દારૂએ પોતાનુ સ્થાન જમાવ્યુ હતુ માયરે એને શી રીતે ફેકી દઈ શકે ? આજે એ જ સરકાર 'વધારે સાકે પીવો' ના સૂત્રોની જાહેરાત કરે છે કારણ કે એ પીણામાથી સરકારને કર દ્વારા મોટી આવક થાય છે આપણા દેશમા પણ વિરોધાભાસી આવા કેટલાક પ્રસગો છે ચા નહી પીવાનો, ચાને ત્યજવાની પ્રતિજ્ઞાઓ લેવડાવનાર આપણા ખાદીધારીઓ સરકારની ખુરશીએથી આજે 'વધુ ચા પીવો' ની જાહેરાતો છાપામા આપે છે! હાસ્યાસ્પદ નથી ?

સાકે આજે પણ જાપાનમા આગળના જેટલુ જ મહત્ત્વનુ સ્થાન ધરાવે છે કોઈ પણ ઉત્સવ, જલસો કે આનદ પ્રમોદ સાકે સિવાય પૂર્ણ ન જ ગણાય આ પીણુ જાપાનનુ પરાપૂર્વનુ પીણુ છે એમ જાપાનીઓ માને છે અને આ પીણાથી માણસ પૂરા

---

આ મન્દિરની સમગ્ર આકૃતિમા તેની ઊચી માડણી અને મુખ્ય ઘૂમટોની ઊચાઈ હોવાથી તે બીજા જૈન મન્દિરો કરતા મન પર વધુ પ્રબળ છાપ પાડી શકે છે ખોટ લાગતી હોય તો એટલી જ કે આવા મોટા સ્થાપત્ય નિર્માણના બહારના ભાગમા કોઈપણ પ્રકારનુ અલકરણ થયુ નથી જ્યારે બીજા બધા નવા જૂના સ્થાનોમા અદર બહાર શિલ્પ વિસ્તાર કરવામા મણા રાખવામા આવી નથી

આ મન્દિરના અગ ઉપાંગોની સખ્યા અપાર છે તેમા કેટલાક ઘણા નાના છે તે કારણે તેમા એકાગ્ર સ્થાપત્ય પ્રગટ થતુ નથી પણ તેમાની વિવિધતા અને વિગતેથી તે સ્થાન રમણીય બન્યુ છે મન્દિરના તમામ સ્તભોમા કોઈ બે એકસરખા નથી તેમ જ જે ખૂબીથી તે ગોઠવણ થઈ છે અને ઘૂમટો તેમ જ સપાટ છતો સાથે મેળ કરવામા આવ્યો છે, પ્રકાશ ઉપરથી લેવામા આવ્યો છે, એ બધુ અદ્ભુત અસર પેદા કરે છે આ મન્દિરના મુખ્ય મડપને મેઘનાદ મડપ એવુ નામ શિલ્પમા આપ્યુ છે અને કહેવાય છે કે તેની નકલ અમદાવાદની જુમ્મા મસ્જિદમા ઉતારવામા આવી છે એટલુ જ નહિ પણ સ્તભો વગેરેનુ ધોરણ પણ ત્યાની અસરવાળુ છે ફર્ગ્યુસને લખ્યુ છે કે ભારતમા બીજુ કોઈ મન્દિર આના જેટલી પ્રસન્નતા આપતુ તેણે જોયુ નથી તેમ જ અદરના સ્તભોની સુરમ્ય રચનાનો આવો ખ્યાલ મળતો નથી

એની રચનામા રહેલા આવા ગુણો ઉપરાંત તેનુ પ્રમાણ પણ વિચાર કરવા જેવુ છે ૪૮૦૦ ચોરસ ફૂટ ઉપર તે રચાયુ છે યૂરોપના મધ્ય યુગના કેથેડ્રલ મદિર જેટલો જ એનો વિસ્તાર છે અને તેની માડણીનો વિચાર કરીએ તો કોઈથી તે નાનુ નથી, એટલુ જ નહિ પણ તેના ઉપરની સ્થાપત્ય અને શિલ્પની શોભામા તે બધા કરતા ચડી જાય છે

*



'પીધેલી' હાલતમાં થઈ જાય છે ત્યારે એના તરફ કોઈ ઘૃણા બતાવતું નથી. ઊલટાના સાકે પીને 'ચઢ્યું નથી' એમ કહેનારા કંઈક તુચ્છતા અનુભવે છે. કોઈ પણ જલસામાં આજે પણ યજમાનની એ ફરજ ગણાય છે કે આવનાર દરેક મહેમાને 'ચઢતાં સુધી' સાકે પીધું છે કે નહીં તે તેણે જોવું જોઈએ. ચઢતાં સુધી સાકે પીવું એ યજમાનનું બહુમાન કર્યું ગણાય. ઓછું પીવું એ યજમાનનું અપમાન લેખાય. જલસામાં આવેલા બધા જ માણસો પૂરા ચઢેલા છે–અથવા પૂરું ચઢે ત્યાં સુધી પીવે છે એ જોવાની યજમાનની પ્રથમ ફરજ ગણાય છે. અને તે માટે આગ્રહ ન કરનાર યજમાન જરા અવિવેકીમાં લેખાય છે. પરંતુ અત્યારના જમાનામાં તો યજમાન જ મોટે ભાગે પીને એવો ચકચૂર બની જાય છે કે મહેમાનોએ પૂરું પીધું કે નહીં એ જોવાના હોશ જ રહેતા નથી.

અને સાકે પીધા પછી માણસને ચઢે, અને એના ઘેનમાં એ કંઈ બોલે–કરે એ બધું જ માફ ગણાય છે. જલસામાં પીને એમ વર્તનાર માણસનો દોષ નથી કઢાતો. ત્યાં સાકે દોષિત ઠરે છે! પરંતુ આમાં સ્ત્રીઓને અપવાદ રાખવામાં આવી છે. સાકે પીને સ્ત્રી ગમે તેમ બોલે–કરે તે બધું જ માફમાં ગણવામાં આવતું નથી! પીધેલો જાપાની પોતાને, પીધેલા યૂરોપીયન જેટલો સંભાળી શકતો નથી એ તેની મોટી નિર્બળતા છે.

'સાકે' એ માત્ર જાપાનની જ ખાસિયત છે. જગતમાં બીજા દેશોમાં આ પીણું નથી. કેટલાક એવી જાતના સાકે પણ બનાવાય છે કે માણસને થોડી માત્રામાં જ તે 'પીધેલો' બનાવી મૂકે છે. જ્યારે કેટલાક બહુ ઓછી અસરવાળા પણ હોય છે. શંકુ આકારની નાનકડી (એક–બે રૂપિયાભાર સમાય તેવી) કટોરીઓમાં લઈને તે પીવામાં આવે છે. મોટે ભાગે ચીનાઈ માટીના નાનકડા સીસામાં લઈને, સહેજ ગરમ કરીને આ પીણું લેવાય છે.

ખાસ કરીને ગેઈશા પાર્ટીઓમાં આ પીણાનું આજે ખૂબ જ મહત્વ છે. પુરુષ મહેમાનને બધી જ રીતે આનંદ આપવા, બાજુમાં બેઠેલી ગેઇશા છોકરી, મહેમાનનું એ ખાસ ધ્યાન રાખે છે કે સાકે પીને તે બરાબર ચકચૂર બને. વચ્ચે વચ્ચે પુરુષ, પોતાને પાવામાં વપરાતી એ નાની કટોરીમાં, પોતાને હાથે સાકે નાખી, પોતાની ખીજમત કરતી ગેઈશાને, અથવા સમૂહમાંથી પોતાને ગમતી ગેઈશાને સાકે પાય છે. બીજા અર્થમાં આ ક્રિયાને 'અદૃશ્ય ચૂંબન' ગણવામાં આવે છે. જે ગેઈશાને એ કટોરી ધરવામાં આવે તે ગેઈશા છોકરી તે પીવાની ના પાડતી જ નથી. ના પાડે એ ધરનારનું અપમાન ગણાય છે!

પાશ્ચાત્ય દેશો પેઠે જાપાનમાં પણ આજે સાકે કે કોઈ માદક પીણું પીવું એ જરાયે નવાઈની વાત ગણાતી નથી. ઊલટાની ન પીનાર પ્રત્યે કુતૂહલતાથી જોવાય છે. છતાં જગતમાં એવો એકે દેશ નથી કે બિલકુલ ન પીનાર તરફ અંતરથી માનની લાગણીએ ન જોવાતું હોય!



અમેરિકામાં કેલિફોર્નિયાના સાન ફ્રાન્સિસ્કો શહેરે એક લાખે ૨૫ના હિસાબે ૨૦૭ આપઘાતોની કુલ સંખ્યા નોંધાવીને વિક્રમ સ્થાપ્યો છે. મિઆમી [ફ્લોરિડા] બીજા નંબરે, આવ્યું: એક લાખે ૧૯.૪ના હિસાબે ૧૪૭. સાનફ્રાન્સિસ્કોના જાણીતા ગોલ્ડન બ્રિજ ઉપરથી કૂદીને જ ૧૨ જણે આપઘાત કર્યો હતો. આ પુલ ૨૩ વર્ષ ઉપર ખુલ્લો મુકાયો ત્યારથી માંડીને ૧૦૬ જણે તેના ઉપરથી કૂદીને આત્મહત્યા કરી છે.

સાનફ્રાન્સિસ્કો શહેરે દર બે લગ્નોએ એક કરતાં વધુ છૂટાછેડાના કેસો ગયા વરસે નોંધાવ્યા છે. આખા અમેરિકામાં દર ૧૨ લગ્નોએ પાંચ છૂટાછેડા નોંધાયા છે.

કરતી હતી તે ડરામણી, અભિમાની અને ક્ષુદ્ર અહંતાનો નાશ તો તેણે વારે વરે ઝંખ્યો હતો પણ લેખક સમજાવે છે તેમ બ્રહ્મણ તરીકે, સાધુ તરીકે આ અહંતા સામેનો સંગ્રામ નિરર્થક હતો. વધારે પડતા જ્ઞાને વધારે પડતા મંત્રોચ્ચારણે, યજ્ઞયાગાદિ વિધિઓએ, અતિશય દેહદમને, અતિશય કાર્યે, અતિશય પ્રયત્ને માર્ગમા અવરોધો ઊભા કર્યા હતા. તે અભિમાનથી છલકાતો હતો. તે સૌથી એક એક ડગ આગળ જવા, સૌથી વધારે ચતુર, જિજ્ઞાસુ, પંડિત, સાધુ, પુરોહિત બનવા ઝંખતો હતો.' ઉપવાસ અને તપ દ્વારા એ અહંતાનો નાશ કરવામા સિદ્ધાર્થ સફળ ન થયો. આખરે, 'મુક્તિ કોઈ ગુરુ દ્વારા શક્ય નહોતી.' એ વાત એને સમજાઈ.

પણ આ સાવ સાદી સીધી વાત એને સહેલાઇથી સમજાઈ હતી? ના, એ માટે જ એને પેલી ઘડિયાળનો કાંટો પાછો મૂકવાની ફરજ પડી હતી. એ સમજણ પ્રાપ્ત કરવા માટે એને સાધુમાથી સંસારી બનવુ પડ્યું હતું, એ માટે તો ફરીવાર દુનિયામાં જઈને સત્તા, સ્ત્રી, સંપત્તિમાં જાતને ખોઈ દેવાનું, અંતરમાં રહેલા શ્રમણ અને પુરોહિતનો અંત આવે એ માટે શ્રેષ્ઠી, જુગારી, શરાબી અને ધનવાન બનવાનુ તેને માટે આવશ્યક થઈ પડ્યું હતું. એટલે તો પેલો વિલાસી સિદ્ધાર્થ, ધનિક સિદ્ધાર્થ નાશ પામે એ માટે આટલાં બધા ત્રાસજનક વર્ષો એને વિતાવવાં પડ્યાં હતા. નિરર્થક શૂન્ય સમા જીવનનો, ગાંડપણનો પાઠ અંત સુધી શીખવો પડ્યો હતો.

કથાએ બોધેલો આ 'ગાંડપણનો પાઠ' દુનિયાના ડાહ્યાઓને બહુ કપરો લાગવા સંભવ છે. ધર્મ શી ચીજ છે. એ જાણવા માટે અધર્મના અનુભવનો આદેશ પણ 'ધર્મ'ના રખેવાળ ખેરખાંઓને 'અધર્મ્ય' જેટલો અસહ્ય લાગે તો નવાઈ નહિ. કોઈ ગુરુ દ્વારા મોક્ષપ્રાપ્તિ શક્ય નથી, એ વિચાર પણ ગુરુશાહીની શોખીન ભારતીય પ્રજાને અરુચિકર લાગવાનો ભય છે.

પણ તથાગત જેવાનુ શરણું સ્વીકારવાનું માંડી વાળીને કમલા જેવી કામિનીને સંગે ગયેલો સિદ્ધાર્થ ખરેખર પોતાની મેળે જ મુક્તિ મેળવે છે? આ પ્રશ્નનો ઉત્તર સહેલાઈથી હકારમાં નહિ આપી શકાય. સિદ્ધાર્થની જાણ બહાર પેલી મૂગી સરિતા અને એથીય અદકો મૂગો એવો નાવિક વાસુદેવ સિદ્ધાર્થનાં ગુરુ બની રહે છે. અભણ અજ્ઞાની વાસુદેવના વ્યવસાયસહજ વ્યવહારજ્ઞાનમાંથી સિદ્ધાર્થને ઘણું ઘણું શીખવાનું મળે છે. અલબત્ત, એ નાવિકને રૂઢ અર્થમાં કોઈ 'ગુરુ' નહોતા સાંપડ્યા. એ અબુધ માણસે સઘળું શિક્ષણ સરિતા પાસેથી જ પ્રાપ્ત કર્યું હતું આ નદી પણ કલાત્મક રીતે કથાનું એક મૂક પાત્ર બની રહે છે. વાસુદેવ એને આ રીતે વર્ણવે છે: 'નદી સર્વજ્ઞતા છે તેની પાસેથી બધું પામી શકાય છે ..તમારી કોઈ ચીજ જતી નથી. તમે જે આપો છો તે પાછું આવે જ છે...આ પણ હું આ નદી પાસેથી જ શીખ્યો છું—'

સમગ્ર કથામાં પ્રવર્તી રહેલો સિદ્ધાર્થનો પુરુષાર્થ કાળનો ખ્યાલ દૂર કરવા માટેનો, નિર્વાણ અને સંસારને એકરૂપ કલ્પવા માટેનો લાગે છે સમય જેવી કોઈ વસ્તુ નથી, તેનું રહસ્ય એને નદી પાસેથી મળે છે. સરિતા સર્વત્ર સર્વ સમયે છે. તેના મુખ આગળ, તેના ધોધ આગળ, સર્વ સ્થળે એક જ સમયે એ છે. તેને માટે ભૂત નથી, ભાવિ નથી, છે માત્ર વર્તમાન ...વાસુદેવે નદી પાસેથી પ્રાપ્ત કરેલ આ જ્ઞાન પરથી સિદ્ધાર્થ પોતાના અનુભવનો તાળો મેળવે છે. શોક, યાતના, ભય બધું સમયજન્ય નહોતું? માણસ કાળ પર વિજય મેળવે, કાલાતીત બને એટલે દુનિયાનાં સર્વ અનિષ્ટો પર, અગવડો પર એ વિજય નથી મેળવતો શુ?

જીવનની પરિપૂર્ણતા—ઓમનો અનુભવ—પણ સિદ્ધાર્થને વાસુદેવ આ સરિતાના પ્રતીક વડે જ સમજાવી શકે છે. સરિતાને સહસ્રવિધ કંઠ છે—રાજાનો, સૈનિકનો, આખલાનો, પંખીનો, ગર્ભવતી સ્ત્રીનો, શોકાર્ત માનવીનો.. આ દસ હજાર જેટલા અવાજ એક જ સમયે સાંભળવામાં કોઈ સફળ થાય ત્યારે એ કયો

શબ્દ ઉચ્ચારે છે ? ઓમ્ નદીના પ્રતિધ્વનિત થતા બહુભાષી ગીતમાંથી વાસુદેવ સિદ્ધાર્થને એક પરમ જ્ઞાનની પ્રાપ્તિ કરાવે છે. નદીનાં ગાનમાં સિદ્ધાર્થે પિતાનું, પોતાનું અને પુત્રનું ચિત્ર એકબીજામાં સંમિલિત થઈ જતું જોયું. સહુ નદીનાં અંગરૂપ બન્યાં હતાં. ઝંખવું, ઇચ્છવું અને સહેવું—સહુનું આ સમાન ધ્યેય હતું. ઝંખનાનું રૂદન, પ્રજ્ઞાનું હાસ્ય, રોષનો અવાજ, મૃત્યુનાં ડુસકાં, આ સમે પરસ્પર સંકળાયેલાં હતાં, હજાર રીતે એકબીજા સાથે વણાઈ ગયેલાં હતાં. આ સર્વ અવાજો, સર્વ ધ્યેયો, સર્વ ઝંખનાઓ, સર્વ શોક, સર્વ આનંદ, સદ્-અસદ્ તેમાંથી જ આ જગત્ બન્યું હતું...તેમાં રહેલા પૂર્ણસ્વરૂપનું ધ્યાન એ ધરતો હતો ત્યાં હજારો અવાજનું મહાગીત એક શબ્દમાં ઉચ્ચારાતું એણે સાંભળ્યું. એ શબ્દ હતો ઓમ્—પૂર્ણતા...આમ, સિદ્ધાર્થના કિસ્સામાં, તથાગત પણ જે ન કરી શક્યા એ દુષ્કર કાર્ય એક અભણ હોડીવાળાએ કરી આપ્યું : સિદ્ધાર્થને નદીની પેલી પાર લઈ જવાનું—વાચ્યાર્થમાં તેમ જ રૂપકાર્થમાં.

આરંભમ, શ્રમણસંઘમાં રહેતી વેળા સિદ્ધાર્થે એના સહપાન્થ ગોવિંદને કહેલું : 'જે જ્ઞાન છે તે સર્વત્ર છે. આ જ્ઞાન છે આત્મા, જે મારામાં તારામાં, સર્વ પ્રાણીમાં છે. આવા જ્ઞાનના સૌથી મોટા દુશ્મનો હોય તે. ન આ પંડિતજનો છે, આ પાંડિત્ય છે. તથાગતને જે રીતે બોધિજ્ઞાન થયું, એ રીતે સર્વ માનવીઓ માટે શક્ય ન હોય. હેસની આ કથાના નાયકને એવું જ્ઞાન એક સામાન્ય સરિતાને કાંઠે થાય છે દીનહીન માછીમારની ઝૂંપડી જ એને માટે બોધિવૃક્ષ બની રહે છે. આમ કરીને કર્તાએ જાણે કે બેવડું મૂર્તિખંડન કર્યું છે. સિદ્ધાર્થને મોઢે એ કહેવડાવે છે કે દરેક માનવી બુદ્ધ બની શકે છે. પણ એ બુદ્ધના અનુયાયી થઈને નહિ, સત્યના પારિવ્રાજક બનીને.

રોજ ઊઠીને નવીનોખી સંતશાહી, નવાનવા પલાયનપંથો, આશ્રમો, વિહારો, અર્વાચીનતાનો ઓપ પામેલ પણ વાસ્તવમાં તો પુરાણા ધોકાપંથી હઠયોગીઓનો ફાલ આજકાલ ફૂટી રહ્યો છે ત્યારે હરમાન હેસની આ નવલકથા બીજું કાંઈ નહિ તો ય એક આશ્વાસન તો આપી જ રહે છે કે કોઈ કોઈનો ઉદ્ધાર કરી શકતું નથી. દરેક માણસે, ખ્રિસ્તી પરિભાષામાં કહીએ તો, પોતાનો ક્રોસ પોતાને જ ખભે ઊંચકવાનો છે. મુક્તિ કે મોક્ષપ્રાપ્તિ કોઈ સંત, ઋષિ કે ગુરુની કરુણાકૃપા, કે દયા ઉપર જ અવલંબિત નથી, દરેક મનુષ્યના અંતરની અનુભૂતિ ઉપર આધાર રાખનારી છે. જ્યાં શૂદ્રો પણ મોક્ષના અધિકારી બની શક્યા છે એવી ઉદારદિલ ભારતીય પરંપરામાં આજે આ વાત ફરીવાર સમજાવવી પડે છે એ પણ વિધિની એક બલિહારી જ ગણવી ને ? નહિતર, કરુણામૂર્તિ બુદ્ધને પડછે કથાકારે માછીમારને અદકેરો મોટો મુક્તિદાતા શા કારણે બતવવો પડ્યો હશે ?

આધ્યાત્મિકતા જેવા માલના વેચાણને બુવાશાહીના ઇજારા વિભાગમાંથી મુક્ત કરીને લોકશાહીના ખુલ્લા અનિયંત્રિત ક્ષેત્રમાં મૂકી આપવાની આ કથાની કામગીરી પણ ઓછી મહત્ત્વની નથી.

કથાનો ધ્વનિ, ઉપરની ઉક્તિમાં દેખાય છે એટલો સ્થૂલ નથી, પણ સૂક્ષ્મ છે. આખી કૃતિ મહદંશે સિદ્ધાર્થના આંતરમનની કથા છે. એના અલ્પસંખ્ય અન્ય પાત્રો અને ઘટનાઓ પણ સંજ્ઞાત્મક છે. ઘણાખરા પ્રસંગો પ્રતીકરૂપે જ યોજાયા છે. કથાવસ્તુ સાથે સમવેત સાધતી એની મિતભાષી લખાવટનું ગદ્ય એટલું તો અર્થઘન છે કે કોઈ પણ પરભાષામાં એનો ઉતારવું કઠિન થઈ પડે. ( સદ્ભાગ્યે એમાં ભારતીય જીવન અને ફિલસૂફીની જ વાત હોવાથી ભારતીય ભાષાઓ માટે આ અનુવાદ વધારે સુકર બની રહે છે, અને ગુજરાતીમાં એ વિશેષ પ્રાસાદિક અને આસ્વાદ્ય બની શક્યો છે. )

ઊઘડતી કથાએ દેખાતો ક્રિયાકાંડી, તરુણ, સિદ્ધાર્થ, ગૌતમ, કમલા, કામશ્રેષ્ઠી અને વાસુદેવના સંસર્ગ પછી જીવનની ઉત્તરાવસ્થામાં શ્વેતકેશી બનીને એના બાલમિત્ર ગોવિંદને કોઈક દિવ્ય શરના ઊંડા જખમ-

માથી વહેતા આનંદનો અનુભવ કરાવી રહે છે એ આખીય પ્રક્રિયા કથાના બહિરંગ કરતાય વિશેષ તો અંતરંગની જ ની રહે છે સિદ્ધાર્થના સ્મિતવંતા વદનમા ગોવિંદે પ્રના મા રમતી એકતા જેવુ હજારો જન્મ-મરણમા વ્યાપી રહેલી એકસૂત્રતા જેવુ દર્શન કર્યુ અને એમાથી એને કોઈક દિવ્ય શરના ઊંડા જપમમાથી વહેતા નિરવધિ આનંદનો જે અનુભવ થયો એ અનુભવ સહૃદય વાચકોનો પણ બની રહે છે એક કલાકૃતિ માટે આ સફળતા ઓછી ન કહેવાય

વિશ્વસાહિત્યની આવી એક માતબર કૃતિ આપણી ભાષામા સુલભ કરી આપવા બદલ અનુવાદક તેમજ પ્રકાશક બંને અભિનંદનના અધિકારી છે

★

['સમયના ક્ષીર-નીર'—૧૩ના પાનાથી ચાલુ]
રાખી તેમા ઉકળાટ કરવાનુ આપણે માટે શુ વ્યાજબી હતુ ? અગ્નિ એશિયામા આપણે શી રીત સ્વાયભૂત થઈએ છીએ તે ભગવાન જાણે ! છાપ તો એવી પડે છે કે સામ્યવાદી વલણ ધરાવનારાઓને રસ્તો કરી આપવા આપણે એમનુ ઓઠુ બની રહીએ છીએ એ પક્ષ વાચાળ વધારે છે સગઠન સારુ કરી શકે છે અને ધમસાણ મચાવી જનતાનુ નામ લઈ આક્રમણો કરે છે શુ ભારત એ રીતેથી દોરવાય છે ? તો આપણે સમજવુ જોઈએ કે વિજ્ઞાન માત્ર લાલ રંગનો ઝભ્ભો પહેરીને જ આવી જતો નથી દરેક દેશની મૂગી લાક્ષણિકતાવાળી સસ્કૃતિ પણ એનો આધાર બની શકે છે

**નવા સાસ્કૃતિક શિરસ્તનો અભાવ**

યાત્રિક ઉદ્યોગો અને રાજ્યની બહોળી સત્તા એ બે બાબતો પાછળ લશ્કરી બળ રાખીને જ કોઈપણ દેશમા સમૃદ્ધિ લાવી શકાય એવી આપણી દૃ. માન્યતા થઈ ગઈ છે શુ ? આના ખ્યાલથી સામ્યવાદી પદ્ધતિ કે સામ્યવાદી દેશો તરફ આપણે મમતા રાખતા થઈશુ તો કુદરતની થપ્પડ જરૂર વાગવાની છે સભવ છે કે આપણે વિકાસ કાજે અધીરા છીએ અને કદાચ એમ પણ હોય કે એમના બગને પિછાની એમને રીઝવવા માગતા હોઈએ પણ એ રસ્તો ડામાડોળ સાધનો છે દાક્ષિણ્યનો માર્ગ નથી અને એવા મતથી બીજા દેશો સાથેના સબધો કલુષિત કરવાનુ ઉચિત નથી

સમૃદ્ધિ આવ્યા પછી તે આપણે કે બીજા કોઈ દેશને સસ્કૃતિનો ખ્યાલ તો કરવો જ પડવાનો સસ્કૃતિનુ દેવાળુ થોડો સમય નભી જાય પણ એનો ખ્યાલ વહોરી લઈને દેશ કદી ટટ્ટાર થઈ ના શકે પ્રજા કયારેય વિશ્વમાનવ ના બની શકે

આ સસ્કૃતિ એ કઈ ભૂતકાળને જીવત રાખવાની જ બાબત નથી ભૂતકાળમા જે કાઈ ચિંતને અનુભવે, કુદરતના પરિબળોએ એકઠુ થયુ હોય એમાથી શુભ તારવી લઈને વર્તમાન સાથે મેળ ખવડાવવો અને આગળના જીવન માટે સરક્ષણ અને સવર્ધન થાય તેવી પ્રણાલીઓ ચાલુ કરવી તે સસ્કૃતિ દરેક દેશને એના સજોગો અને એના પુરુષાર્થ વડે અમુક લાક્ષણિકતા પ્રાપ્ત થાય છે એ એની વિશિષ્ટતા થઈ દેશે દેશે એ જુદી પડવાની ને એવા વૈવિધ્યને લઈને સસ્કૃતિ રમણીય રહેવાની

પ્રાતે પ્રાતે અને દેશેદેશે સસ્કૃતિનુ ઘડતરકામ અણદીઠુ ચાલી રહ્યુ હોય છે સનાતની જાળવવી સહેલી હોવાથી ભૂતકાળને વળગી રહેવાની વૃત્તિ સામાન્ય રીતે પ્રબળ હોય પણ કુદરતને એટલુ જ મજૂર નથી એના ક્રમમા નવીનતા રહેલી હોવાથી ફેરફાર આવશ્યક બને છે જે સસ્કૃતિ ભૂતકાળને ડાળપણ સ્વીકારી ભવિષ્યના સ્વપ્ના કાજે સાનુકૂળ કરી શકે તે સારી.

એ સસ્કૃતિને વિસારે પાડે એની સમૃદ્ધિ ઝળપી હોય તોયે શુ ? આપણે એવા કયા નવા શિરસ્તા દેશના કારોબારના પાડ્યા છે કે સસ્કૃતિ વપરાશયોગ્ય રહે ને લોક એમાથી આધાર મેળવવાનો વિશ્વાસ રાખે ? પણ ચૂટણીના જગમા આવી કોઈ વાત પૂછાતી નથી।

★

# સાભાર પ્રાપ્તિ–સ્વીકાર

**શ્રીમદ્‌ભગવદ્‌ગીતા :** પાનાં ૧૦૪. ન. પૈ. –/૪૦. **ગીતાપદાર્થકોષ :** ગાંધીજી. પાનાં ૨૬૧. ન. પૈ. –/૫૦. **શ્રીમદ્‌ભગવદ્‌ગીતા : ગીતાપદાર્થકોષ :** પાનાં ૨૬૧. રૂ. ૧/–. **ગીતા–ત્રિપુટી :** પાનાં ૨૬૧. રૂ. ૧/૫૦. **અનાસક્તિ યોગ :** ગાંધીજી. પાનાં ૧૪૩. રૂ. ૧/–. **ગીતાબોધ :** ગાંધીજી. પાનાં ૭૫. ન. પૈ. –/૩૦. **પ્રેમપંથ–૧૦ :** દેસાઈ વાલજી ગોવિન્દજી. પાનાં ૧૫૬. ન. પૈ. –/૬૦. **બાપુના પત્રો ગંગાબહેનને :** સં. કાકા કાલેલકર. પાનાં ૯૬. રૂ. ૧/–. **વાલીપણાનો સિદ્ધાંત :** ગાંધીજી. પાનાં ૩૯. ન. પૈ. –/૩૦.—નવેયના પ્રકાશક : નવજીવન પ્રકાશન મંદિર, અમદાવાદ, ૧૪. **સર્વેશ્વર :** ગુણવંતરાય આચાર્ય. પાનાં ૩૦૪. રૂ. ૫/–. **કન્યારત્ન ૧–૨ :** 'સોપાન'. પાનાં ૩૮૨+૩૭૮. રૂ. ૧૨/–. **મીનપિયાસી :** ઈશ્વર પેટલીકર. પાનાં ૨૪૨. રૂ. ૪/–. **ભાઈબીજ :** 'કોલક'. પાનાં ૫૧૪. રૂ. ૮/–. **નારી નમણું ફૂલ :** સારંગ બારોટ. પાનાં ૨૪૨. રૂ. ૪/–.—પાંચેયના પ્રકાશક : આર. આર. શેઠની કંપની, મુંબઈ, ૨. **વિચારરત્નો અને જ્યોતિ–ઝાંખી :** શ્રી અરવિંદ. અનુ૦ અંબાલાલ પુરાણી. પાનાં ૭૧. રૂ. ૧/૫૦. **રાષ્ટ્ર જીવનમાં કળા :** શ્રી અરવિંદ. અનુ૦ 'સુન્દરમ્'. પાના ૫૬. રૂ. ૧/૨૫.—બન્નેના પ્રકાશક : શ્રી અરવિંદ કાર્યાલય, પોંડીચેરી. **બાળક સાથે વાતો કેમ કરશો ? :** હરભાઈ ત્રિવેદી. **પબ્લિક સર્વિસ કમિશન :** જ્યોતીન્દ્ર મહેતા. **સમાચાર સંસ્થામાં :** જી. આર. પોક્ષે. **સિંધી સાહિત્યમાં ડોકિયું :** મોહનદાસ ખિલનાણી. **આપણું અજાયબ શરીર :** ડૉ. જે. ડી. પાઠક. **ભાવો કેમ ઊંચા રહે છે ! :** નરોત્તમ શાહ. **આમણોની સંભાળ :** ડૉ. જે. સી. શ્રોફ. **આપણાં ભજનો :** મુકુલભાઈ કલાર્થી. દરેકનાં પાનાં ૩૨, મૂલ્ય ન. પૈ. –/૪૦. **રવીન્દ્રનાથ ટાગોર :** ચિત્રકાર વી. એન. ઓક. ન. પૈ. –/૫૦.—નવેયના પ્રકાશક : પરિચય ટ્રસ્ટ, મુંબઈ, ૧. **એસ. એસ. ડી. પરીક્ષા માટેની માર્ગદર્શિકા :** સં. ચંદ્રકાન્ત ર. શાહ. પાનાં ૧૩૪. રૂ. ૩/–. **સુધરાઈ ખાતાના હિસાબો :** સં. એસ. સી. શેઠ. પાનાં ૯૬. રૂ. ૩/૫૦.—બંનેના પ્રકાશક ચંદ્રકાન્ત ચી. વોરા, અમદાવાદ, ૧. **માનવસૂત્ર :** રાવજીભાઈ મ. પટેલ. પાનાં ૨૬૮. રૂ. ૩/–. ભારત સેવક સમાજ, અમદાવાદ, ૧. **પ્રકૃતિ, સંસ્કૃતિ અને માનવ :** મગનભાઈ પ્ર. દેસાઈ. પાનાં ૫૮. ન. પૈ. –/૬૫. ગૂજરાત વિદ્યાપીઠ, અમદાવાદ, ૧૪. **આપણું ગુજરાત :** પ્રહ્લાદ પટેલ. પાનાં ૩૨. ન. પૈ. –/૩૭. જ્ઞાન કૌશલ્ય પ્રચાર સમિતિ; ચાણસ્મા. **પિતૃવંદના :** લે૦ પ્ર૦ ગોવિન્દભાઈ પટેલ. પાનાં ૩૬. ખાલસા કૉલેજ, મુંબઈ, ૧૯. **સ્મૃતિ :** લે૦ પ્ર૦ મંગળદાસ જ. ગોરધનદાસ. પાનાં ૫૫, મુંબઈ, ૪. **સંવેદન :** જીવણલાલ કવિ. પાનાં ૧૧૦. શિ. ૫/–. પંડ્યા પ્રિન્ટિંગ વર્ક્સ, મોંબાસા. **ગૃહસંચાલન :** ડૉ. લીલા શાહ. પાનાં ૨૯૬. રૂ. ૫/૭૫. ગૂર્જર ગ્રંથરત્ન કાર્યાલય, અમદાવાદ, ૧. **સદાચાર :** સી. જી. વાલેસ. પાનાં ૧૪૪. ન. પૈ. –/૭૫. સેંટ ઝેવિયર્સ કૉલેજ, અમદાવાદ, ૯. **સોહમ્ :** લે૦ પ્ર૦ 'સુધાંશુ'. પાનાં ૧૫૧. રૂ. ૧/૨૫. રામટેકરી પોરબંદર. **વાં. મા. શાહનો સંસાર સુધારો :** સં. ત્રિભુવન વી. હેમાણી. પાનાં ૩૧૮. રૂ. ૪/૫૦. દેવચંદજી પ્રકાશન મંદિર, લીંબડી. **સરી જતું સુરત : ગરીબની ઝૂંપડી :** ધનસુખલાલ મહેતા. પાનાં ૨૫૬. રૂ. ૩/૨૫. **મનની માયા : જેવી છું તેવી :** પ્રાગજી ડોસા. પાનાં ૧૮૪. રૂ. ૨/૫૦.—બંનેના પ્રકાશક : એન. એમ. ત્રિપાઠી પ્રા. લિ., મુંબઈ, ૨. **એકલતાના કિનારા :** ચંદ્રકાન્ત બક્ષી. પાનાં ૨૦૦. રૂ. ૪/–. સ્વાતિ પ્રકાશન, મુંબઈ, ૩. **જીવનની પારાશીશી :** ડૅરોથી કારનેગી. પાનાં ૩૦૮. રૂ. ૫/૭૫. ભાયાણી બૂક ડીપો, મુંબઈ, ૨. **મનોયાત્રા :** મધુકર રાંદેરિયા. પાનાં ૧૮૪. રૂ. ૪/–. વિજયા પ્રકાશન, મુંબઈ, ૬. **કાવ્યગંગ : કુમછાયા :** પુરુષોત્તમ જો. ભટ્ટ. પાનાં ૧૦૪. રૂ. ૨/–. રવાણી પ્રકાશન ગૃહ, અમદાવાદ, ૧.



વી. માઠોવ

# તાંબડીઓ ભરીને દૂધ દેતી ગાવડીઓ

સોવિયેત સંઘે શ્રી નેહરુને આપેલી ગાય રોજનું સારા મણ દૂધ આપે છે. આટલું દૂધ આપતી ગાયની સંભાળ કઈ રીતે લેવાતી...

મોસ્કોની ઉત્તરે કાલીનીન વિસ્તારમાં એક ખીણમાં થઈને મોલોગા નદી વહે છે. સમૂહખેતર આ ખીણમાં વસેલું છે. એ ફાર્મને હસ્તક અનેક ખેતરો છે. અને જંગલો પણ ત્યાં ઘણાં છે. આજુબાજુનાં ૨૩ ગામડાંઓના ખેડૂતો આ સમૂહ-ખેતરમાં કામ કરે છે. તેમની સંખ્યા એક હજારથી પણ વધારે છે. એ સમૂહખેતરમાં આધુનિક યંત્રો વડે ખેતી કરવામાં આવે છે. ખેતી ઉપરાંત ફાર્મના ખેડૂતો પશુપાલન પણ કરે છે.

સાડાસત્તર હજાર એકર જમીનમાં વિસ્તરેલા આ સમૂહ-ખેતરના અડધા ઉપરાંત ભાગમાં લીલા ઘાસના ચરા આવેલા છે. એટલે અહીં ડેરી—પશુપાલનનો ઉદ્યોગ સારો ખીલ્યો છે. આ ફાર્મમાં ૧૨૦૦ જેટલી ગાયો છે તેમાંની લગભગ બધી જ ગાય ઘણું દૂધ આપે છે.

બીજા વિશ્વયુદ્ધ દરમ્યાન આ સ્થળે જબ્બર લડાઈ જામી હતી નાઝી આક્રમણકારોએ આ સમૂહખેતરને એવું તો તારાજ કરી નાખ્યું હતું કે લડાઈ બાદ ખેડૂતોએ એકડે એકથી શરૂઆત કરવી પડેલી.

તે વખતે સારા પ્રમાણમા દૂધ દેતાં ઢોર ઘણી મુશ્કેલીએ મળતા. એટલે જે કંઈ ઢોર તેઓ પાસે ત્યારે હતાં તેમાંથી સુદૃઢ બાંધાની, ભારે વજનવાળી અને ઘણાં વેતર આપી શકે તેવી ગાયો પસંદ કરી તે વડે નવાં ઢોર ઉત્પન્ન કરવા પ્રયાસ કરતા. વાછડાની પસંદગી કરતી વખતે તેની મા ઝાઝું દૂધ આપે છે કે નહીં તે તથા તે દૂધમાં ચરબીનું પ્રમાણ વધારેમાં વધારે છે કે નહિ તે ખાસ જોતા.

નવાં ઢોર ઉત્પન્ન કરવા માટે કઈ ગાય સાથે કયા આખલાનો સંયોગ કરવામાં આવ્યો, તેમનું વેતર કેવું આવ્યું, વેતર આવ્યા બાદ ગાયનું દૂધ કેવું અને કેટલું આવ્યું વગેરે બાબતોની આ સમૂહખેતરમાં વિગતે અને વ્યવસ્થિત રીતે નોંધ રાખવામાં આવે છે. આને લીધે ઢોરોનો ઉછેર તથા તેમને ખવડાવવા–પીવડાવવામાં સારો સુધારો થયો છે. ખેડૂતોએ ઢોરો માટે શક્તિપ્રદ ગોતાનો તથા શિયાળામાં બરફ પડે અને લીલું ઘાસ ન મળે ત્યારે ઢોરો સૂકું ઘાસ ચરી શકે તે અંગેનો પ્રબંધ કરેલ છે. આ સૂકા ઘાસચારાને કારણે અહીં દરેક ગાય વર્ષે ૩૦૦૦ લીટર—૧૬૫ મણથી પણ વધારે દૂધ આપે છે.

અન્ય પશુઓની માફક ગાય પણ એક ખોરાકથી કંટાળે છે. એટલે આ સમૂહખેતરમાં તેમને માટે વિધવિધ પ્રકારનો, પ્રજીવક તત્ત્વો, ખનિજ દ્રવ્યો તથા પ્રોટીન-યુક્ત આહાર તૈયાર કરવામાં આવે છે. એમાં ૭ કીલોગ્રામ સૂકું ઘાસ, ત્રણ કીલોગ્રામ ઘાસના તણખલાં, દોઢ કીલોગ્રામ પોષક તત્ત્વોથી ભરપૂર ગોતું અને ત્રીસ કીલોગ્રામ ખાડામાં નાખીને સડવેલું ઘાસ પ્રત્યેક ગાયને આપવામાં આવે છે.

ઉનાળામાં રોજ ૧૫થી ૧૬ કલાક સુધી ઢોર બહાર ખુલ્લામાં ચરે છે. તદુપરાંત જરૂર પડ્યે તેમને લીલું ઘાસ પણ નીરવામાં આવે છે.

ગાય કેટલું દૂધ આપશે તથા તેનું વેતર કેવું બલિષ્ઠ થશે તેનો આધાર ગાય વસુકી જાય ત્યારે તેને અપાતા ખોરાક ઉપર બહુ આધાર રાખે છે. સમૂહખેતરમાં ગાયો દોહવાનું કામ કરતી છોકરીઓનું એમ માનવું હોય છે કે દૂધાળી ગાયની ખાવાપીવાની બાબતમાં જેટલી કાળજી રખાય તેટલી જ કાળજી ગાભણી ગાયની રખાવી જોઈએ કે જેથી તેનું વાછરું તંદુરસ્ત આવે, ગાય પોતે પણ સાજીતાજી રહે અને યોગ્ય સમયે ઘણું દૂધ આપે.

વેતર આવ્યા બાદ ગાય ઘણીવાર બરોબર દૂધ આપતી નથી. તેવા સંજોગોમાં ગાય દોહનારીઓ ગાયના

આંચળને ગરમ પાણીથી ધોઈ તેને કોરા કરે છે અને પછી આંચળને માલિશ કરે છે, માલિશની આ ક્રિયા ગાયને દોહતી વખતે બેથી ત્રણ વાર કરવામાં આવે છે. આમ કરવાનો હેતુ એ હોય છે કે ગાયના આચળ સુંવાળા, મોટા અને સ્થિતિસ્થાપક રહે કે જેથી તેમાંથી ઘણું દૂધ દોહી શકાય.

ગાયો દોહનાર છોકરીઓના જૂથમાં લીડીઆ વોલ્કોવા સહુની ઉપરી છે. તેનું કહેવું એમ છે કે ગાય વધારે દૂધ આપે તે માટે પ્રત્યેક ગાયની શું ખાસિયત છે તે જાણવું જરૂરી છે. તેને કયારે, કયો ખોરાક માફક આવશે અને કયારે તે કેટલું અને અને શું ખાશે-પીશે તે જાણવું જોઈએ. એના હાથ નીચે કામ કરતી બધી છોકરીઓ આવી રીતનું ધ્યાન આપે છે. ગાય જેટલા કીલોગ્રામ દૂધ આપે તે દરેક કીલોગ્રામ દીઠ ૨૦૦ ગ્રામ પોષક તત્ત્વોથી સભર એવું ગોતું ગાયને આપવાનો તેઓએ નિયમ જ રાખ્યો છે. જુદી જુદી ગાયોને તેમની વિશિષ્ટતા પ્રમાણે એક જ જાતનો ખોરાક પણ વિવિધ પ્રમાણમાં પૂરો પાડવામાં આવે છે. અને આથી ગાયો ઘણું દૂધ આપતી થઈ છે.

સમૂહ ખેતરમાંની દરેકે દરેક ગાયની ખાસિયત વગેરેનો અભ્યાસ કરવાનું કેટલું જરૂરી છે તેની વાત કરતાં લીડીયા વોલ્કોવાએ એકાદ બે દાખલા આપ્યા હતા. તે કહે છે કે 'પ્યોસ્ત્યા' નામની એક ગાય, જ્યારે વધારેમાં વધારે દૂધ આપવું જોઈએ તે વખતે પણ રોજનું પથી ૭ કીલોગ્રામ જેટલું દૂધ આપતી હતી. મને થયું કે આમ કેમ? મેં એ ગાયનો અભ્યાસ કર્યો તો માલૂમ પડ્યું કે તે બરોબર ખાતી ન હતી. તેની ભૂખ ઊઘડે એ માટે મેં બટાકાના બારીક ટુકડા કરી તેને ખવડાવી જોયા. એકવાર તેને તે ભાવ્યાં એટલે બીજીવાર આપ્યાં. ત્યારથી તેના ખોરાકમાં મેં બટાકા આપ્યા જ કર્યાં. એનાથી તેનો ખોરાક વધ્યો. મને એ પણ જણાયું કે એ ગાયને દોહતી વખતે તેના આંચળ એકાદ બે વાર માલિશ કરીએ તો જ તે સારા પ્રમાણમાં દૂધ આપે છે એટલે મેં તેમ કરવા માંડ્યું. અત્યારે હવે એ ગાય શિયાળામાં રોજનું ૧૬થી અઢાર કીલોગ્રામ જેટલું દૂધ આપે છે.

'મુબ્બોક્તા' નામની એક બીજી ગાયને એવી ટેવ કે એક સાથે તે પૂરતું ખાઈ શકે નહિ. તેને દિવસ દરમ્યાન પાંચથી ૭ વાર થોડું થોડું નીરણ આપવા માંડ્યું. એટલે તે બમણું દૂધ આપતી થઈ ગઈ. હાલ તે દરરોજ ૨૨થી ૨૫ કીલોગ્રામ જેટલું દૂધ આપે છે. દરેક ગાય કેટલું દૂધ આપે છે તેની દૈનિક નોંધ ઘણી ઉપયોગી થઈ પડે છે. જો કોઈ દિવસે ગાય ઓછું દૂધ આપે તો દોહનારી તરત જ તેનું કારણ શોધી કાઢે છે અને તે દૂર કરવા ચાંપતા ઉપાયો અજમાવે છે.

ડેરીમાં કામ કરતા લોકો ખરા દિલથી ઢોરની માવજત કરે છે. તેમના એ પ્રયાસોની સારી કદર કરવામાં આવે છે. તેઓને સમૂહખેતરના સભ્યોએ નક્કી કરેલો પગાર તો મળે જ છે પણ તે ઉપરાંત ગાય દોહનારીઓ જેટલું વધારે દૂધ દોહવે તે પ્રમાણમાં તેમને વધારાનું વેતન અપાય છે. વાછડાની કાળજી લઈ તેને સારી રીતે ઉછેરનાર છોકરીઓને પણ અમુક વધારે રકમ પગાર તરીકે અપાય છે. આમ ગાય દોહનાર છોકરીઓ શહેરના કામગારો જેટલું સારું કમાય છે. લીડીયા વોલ્કોવા મહિને હજાર રૂબલ પાડે છે. તેની બેનપણીઓ સરેરાશ ૮૦૦થી ૯૦૦ રૂબલ કમાય છે.

સમૂહખેતરોને ડેરી ઉદ્યોગથી સારો નફો પ્રાપ્ત થાય છે જે રકમ ગ્રામ્યસુધારણા માટે તથા ગામડાના લોકોના જીવનધોરણ અને તેમનું સાંસ્કૃતિક સ્તર ઊંચું લાવવા માટે વપરાય છે.



અમેરિકામાં મોટરોની સંખ્યા છેલ્લાં ૫૦ વર્ષમાં ૧,૦૦૦થી વધીને ૭ કરોડ થઈ છે. પરિણામે હવાનો બગાડ અતિશય વધી ગયો છે. લોસ એન્જેલસ [ કેલિફો૦ ]માં ગણતરી છે કે, દરરોજ ૩૪ લાખ રતલ હાઈડ્રોકાર્બન તત્ત્વ હવામાં ફેંકાય છે.




જીવન એ જ સંઘર્ષ છે. એ સંઘર્ષમાંથી પસાર થઈ સુખી જીવન જીવી જાણવું એ જ જીવન જીવવાની ખરી કળા છે. સંઘર્ષ વગરનું જીવન સંભવી જ ન શકે. કોઈને કંઈ ને કોઈને કંઈ એમ નાની મોટી મુશ્કેલીમાથી પસાર થવાનું હોય જ છે. ક્યારેક એવા નાના નાના પ્રશ્નો મૂંઝવી નાખે છે ત્યારે તેનું નિરાકરણ આપણી પાસે નથી હોતું. એનું પણ કારણ છે અમુક બંધાઈ ગયેલી દૃષ્ટિથી જ જોવા આપણે પ્રયત્ન કરીએ છીએ.

લગ્ન જીવન એટલે સંપૂર્ણ સુખમય અવસ્થા એવી માન્યતા લગભગ આપણામાં પ્રવર્તતી હોય છે સાચી વાત છે. લગ્નમય જીવનમા જેટલો આનંદ છે એટલું દુખ પણ છે અને દુઃખ બન્નેને એક જ સાથે જીરવવાના છે તેનાથી જો ગભરાયાં કે વધુ પડતાં. પ્રભાવિત થયાં તો અંતે તે જીરવી શકાવાનું નથી. સંઘર્ષને સંઘર્ષ માત્ર ન બનાવવો અને પુરુષાર્થ કરી જીવી બતાવવું તે જ જીવન છે એમ માનીશું તો ક્યારે પણ મનની જુદાઈનો અનુભવ નહિ થાય.

આજે તો લગ્નજીવનના આનંદની કલ્પના, એ સુખમય અવસ્થાની કલ્પનાની આડે કોઈ પણ વસ્તુ આવે છે ત્યાં 'તું તારે રસ્તે, હું મારે રસ્તે'ની ભાવના જાગૃત થાય છે. ત્યાં બાંધછોડની વૃત્તિ જ નથી હોતી. આ બનવાનું કારણ પણ સ્વભાવનો અને અભિરુચિનો ભેદ છે. બન્ને ભિન્ન ભિન્ન વાતાવરણમાથી આવતી વ્યક્તિઓ વચ્ચે આ પ્રશ્ન તો ઉદ્‌ભવવાનો જ. અને એવાં વિઘ્નોમાંથી પસાર પણ થવાનું જ છે તો જ બન્ને વ્યક્તિઓને લાંબે ગાળે એક થવાનો, વિકાસ સાધવાનો હેતુ સફળ થશે. એ હેતુને સિદ્ધ કરવાનું, સફળ બનાવવાનું આપણા પોતાના જ હાથમાં છે. એકમેકના વિચારોને અનુકૂળ થવાનો, અને તેટલી બાંધછોડ કરીને એકમેકને, અનુરૂપ થવાનો સાચો રાહ, લગ્નજીવનમાં જ ડગલે ને પગલે લેવાવો જોઈએ, ત્યારે જ લગ્ન સાચું જીવન ગણાશે, સંઘર્ષ ત્યાં એવો વહેતો રહેશે કે તે વહેતા જીવનને ક્યારેય રોકી નહિ શકે.

બે ભિન્ન ભિન્ન મત ધરાવતી વ્યક્તિઓનો ગમે તેવો મનમેળ હોય તો ય વ્યક્તિત્વનો તેજોવધ હંમેશ થવાનો જ. અને તે પણ લગ્નજીવનમાં સંઘર્ષ ઊભો કરે. એ સંઘર્ષ ઊભો થતાં જ ડામવાની વૃત્તિ કેળવવી રહી

## ધીરજમાં ધરણીધર

નીલમ એના પતિના આકરા સ્વભાવની હમેશાં ફરિયાદ કરતી : 'એમનો સ્વભાવ ગુસ્સાવાળો છે એટલે વાત વાતમાં તે ચીડાઈ જાય એ તો જાણે સમજી શકાય છે. કારણ કે કોઈનું સહેજ પણ તે સાંખી શકતા નથી એ હું જાણું છું. પણ સ્વભાવ સ્વભાવ કરીને હવે ક્યાં સુધી છાવરવું ? બોલવા બેસે ત્યારે ભાન જ ન રહે. ક્યારેક હસી કાઢીએ પણ બાળકો ઘરમાં હોય ત્યારે તેમ કરીએ એ પણ ખરાબ. એ ગુસ્સાને કારણે બાળકો તો એવાં થથરે કે એ જ્યારે ઘરમાં હોય ત્યારે દસ ગાઉ દૂર ભાગે. ક્યારેય સાથે જમવા ન બેસે. અરે, એમના રૂમમાં કારણ વગર જાય જ નહિ. કોઈ વાર તો હું પણ સામી થઈ જાઉં છું. અને જાણે એવું ભયંકર દૃશ્ય થઈ જાય છે કે ન પૂછો વાત. આવા સ્વભાવ માટેનો કોઈ રસ્તો બતાવો ને ?'

સ્વભાવને માટે તો આપણે શું કરી શકીએ ? નીલમે પોતે જ મક્કમ થવું જોઈએ. બીજું એ કે એવું કારણ એમને ન આપવું જોઈએ. અને બાળકો ખાતર પણ એમણે શાંતિથી પતાવટ કરવી જોઈએ. નહિતર બાળકો ઉપર આની વિપરિત અસર થાય. એમની ખામી ઘરમાં બધાંને નડે છે, તે વિચારીને પણ બાળકોના ભાવિનો ખ્યાલ કરવો જોઈએ.

નીલમની વાતોને અંતે એમ લાગ્યું કે બન્ને પતિ-પત્નીને સારું બનતું હતું. બીજો કોઈ ખાસ પ્રશ્ન નહોતો. પરંતુ તેમના પતિના સ્વભાવમાં બાંધછોડ વૃત્તિ તેમ જ જીરવવાની વૃત્તિ નહોતી. એટલે તો નાનામાં નાની વાત ઉપર ગુસ્સે થઈને જ જવાબ વાળતા. ઘણીવાર તેમને પસ્તાવો થતો પણ પોતાની ભૂલ કબૂલ કરીને નહિ. તેમની જીદ સંતોષવા નીલમને નમતું જોખવું જ પડે.

નાનપણથી પોષાયેલો સ્વભાવ એકદમ બદલાય તે તો અસંભવિત હતું. પરંતુ થોડા સમય પછી નીલમે કહ્યું કે, 'મારા મત વિરુદ્ધ થઈને પણ ક્યારેક તો ખૂબ નમતુ આપ્યું છે. પરિણામે તેમના મન ઉપર ખૂબ અસર થઈ છે અને હવે ગુસ્સો નહિ કરવા કબૂલે છે, એટલું જ નહિ પણ પહેલાં જેવો ગુસ્સાનો પ્રકાર રહ્યો નથી. બાળકો સાથે જરા વધારે હળે છે. એટલે બાળકોનો ડર પણ કાઢી શકાયો છે. અને બાળકો પણ પોતાના પિતા સાથે આનંદથી વાતો કરે છે. મને લાગે છે કે ધીમે ધીમે તેમનો સ્વભાવ બિલકુલ શાંત થઈ જશે.'

નીલમની ધીરજ અને દૃઢતા દ્વારા મળેલી સફળતા જોઈ મને ખૂબ આનંદ થયો.

નીલમ જેવી અસંખ્ય બહેનોને આજે શોષાવું પડતું હોય છે. પુરુષ એટલે સ્ત્રી ઉપર હક્ક જમાવનાર જ એવી આપણી સામાજિક માન્યતા થઈ ચૂકી છે. એ માન્યતામાં ફેરફાર કરવાનો આપણો સુધરેલો કહેવાતો સમાજ પણ કેમ વિચારી ન શકે ?

એટલે જ નીલમ જેવી સંતોષી બહેનો ગમે તેટલી સહનશીલતા કેળવીને અને પોતાના મનને પણ મારીને પણ સાચો દાખલો પૂરો પાડે છે એ દાખલો બધા અંગીકારે તો ?

## માંદગીમાં રાહત

માંદગી દરમિયાન સગાંસંબંધીને ત્યાં ખબર કાઢવા જવાનો એક સામાજિક રિવાજ છે દરેક વસ્તુની બે બાજુ હોય છે તેમ આ રિવાજની પણ બે બાજુ છે એના સારાં નરસાં બન્ને પરિણામો અનુભવાય છે.

રમેશભાઈને અચાનક હાર્ટ ઉપર અસર થઈ ગઈ. તાત્કાલિક ડૉકટરને બોલાવી સારવાર આપી ડૉકટરની સલાહ મુજબ દર્દીએ કોઈની પણ સાથે વાત ન કરવી અને માત્ર સારવાર કરનાર સિવાય બીજી કોઈ પણ વ્યક્તિને દર્દીના રૂમમાં ન આવવા દેવી તેવી કડક સૂચના આપવામાં આવેલી.

રમેશભાઈની રહેવાની જગ્યા ઘણી નાની હતી એટલે તેમને માટે અલગ રૂમની વ્યવસ્થા થઈ શકે તેમ નહોતું. તેમનાં પત્ની અને બાળકોના મન ઉપર ચિંતાનો બોજો હતો અને દર્દીની સારવારની જવાબદારી તો હતી જ. સગાંવહાલાંમાં ખબર પડતાંવેંત એક પછી એક ખબર કાઢનારાંઓની કતાર શરૂ થઈ.

રમેશભાઈનાં પત્ની દર્દી પાસે રહે કે આવનારા સાથે બેસે એ પ્રશ્ન ઉપસ્થિત થતાં પહેલાં તેમનાં કાકીએ એ જવાબદારી શિર પર લઈ લીધી. અને કહ્યું કે નાની કોઠારની રૂમ છે તેમાં બધું સરખું કરીને જગ્યા કરીએ એટલે આવનારને ત્યાં બેસાડાશે. એ રૂમ દર્દીના રૂમથી જરા દૂર પણ હતી એટલે બીજો ઘોંઘાટ કે કંઈ જ ત્યાંસુધી પહોંચી શકે તેમ નથી.

અને રેખાબેનનાં કાકીએ તો સરસ સગવડ કરી નાખી. જે આવે તેની સાથે રમેશભાઈની તબિયતની વાત કરે અને સાથે સાથે કહી પણ દે કે ડૉકટરે તેમની પાસે જવાની ના પાડી છે એટલે કોઈ દર્દી પાસે જવાનો આગ્રહ જ ન કરે એથી વિશેષ અમુક પ્રકારનાં સગાં પાસે તો ઘરનું કામ પણ—જેવું કે ઘઉં વગેરે સાથે રહીને સાફ પણ કરાવી નાખે. આમ તેઓ થોડા કલાક આવે તે કલાકો દરમિયાન ઘરનાંને મદદરૂપ થાય અને રેખા-બેનને રમેશભાઈને બરોબર સાચવવા સૂચવે અને શકય મદદ કરી રાહતરૂપ બને.

રમેશભાઈની અઠવાડિયુ લંબાયેલી માંદગીની ખૂબ જ વ્યવસ્થાપૂર્વક, સાવચેતીપૂર્વક દરકાર લેવાઈ અને જલદી સારા થઈ ગયા. પછી એક મહિનો આરામ લીધો એટલે બિલકુલ સારા થઈ ગયા આમ ખબર કાઢવા આવનારાઓને બીજી કોઈ તક ન મળી.

## રિવાજની ઊંધી બાજુ

કેતકી બાળ-બચ્ચાંવાળી હતી કુટુંબમાં કોઈ મદદ કરનાર હતું નહિ. માંદે સાજે તેને ઠીક ઠીક મુશ્કેલીઓ પડતી હતી. બાળકોમાથી કોઈ માંદુ પડે તો પણ ઘરની જવાબદારી અને બાળક પાસે સતત બેસી રહેવાનું. પણ કેતકી કયારેય કંટાળતી નહિ સતત શ્રમ ઉઠાવી ઘર અને માંદગી બન્નેને સાચવતી.

એક વખત કેતકી માંદી પડી ડૉકટરે ટાઈ-ફ્રોઇડ તાવ કહ્યો. એની સૌથી મોટી બેબી ૯ વર્ષની હતી, અને તેના પતિ સિવાય બીજું કોઈ હતું નહિ. તેના પતિ નોકરીમાંથી રજા

લઈ ને ઘેર રહ્યા. પણ માંદગી અને ઘર બન્ને સાચવવા તેમને માટે અઘરાં હતાં. મદદ માટે તેમની બેનને બહારગામથી તાત્કાલિક બોલાવી લીધી. એમને મુશ્કેલી ખબર કાઢવા આવનારાઓની પડવા માંડી. જે આવે તે જાત જાતની વાતો કરીને ચાલ્યા જાય. 'ટાઈફોઈડ છે એટલે સંભાળજો. મારાં ફલાણા ....ને થયો હતો ત્યારે આ દવા આપી હતી ને તે આપી. મોટા ડૉકટરને બોલાવ્યા પણ કેસ બગડી ગયો.' વગેરે જુદાં જુદાં દર્દીઓની વાતો દર્દીની પાસે થવા લાગી. પણ કોઈ ઘરમાં મદદ કરવાનું નામ ન દે. બહુ બહુ તો ઊઠતાં ઊઠતાં એમ કહી જાય કે મારી જરૂર હોય તો બોલાવજો. પણ એક ટાંપુ કરવાનું સૂઝે નહિ.

કેટલીક વ્યક્તિઓ એવી હોય છે કે માંદગીની ખબર આપી ન હોય તો તેમને ખોટું લાગે. અને ખબર આપીએ ત્યારે એવી મુશ્કેલી ઊભી કરે કે ન પૂછો વાત. સગાં હોય એટલે ન છૂટકે આવીને હાજર રહે. પરંતુ એમની હાજરી પણ દુઃખદ નીવડે.

એક વખત નાનો આસુ માંદો પડયો. ન્યુમોનીઆ પર તાવ ગયો. તાવ અને કફનું જોર ઘણું. આસુ એની માને બિલકુલ ખસવા દે નહિ. એ જો ઊઠે તો તરત રડવા માંડે. કેતકી ખૂબ ચિંતાતુર બની હતી. ઘરમાં બીજું કોઈ કરનાર નહિ અને રસોડાની જવાબદારી એટલે કરવું શું? એકાદ વસ્તુ કરીને ચલાવી લેવા માંડયાં.

આસુની ફોઈ અને કાકી આવ્યાં. આવ્યાં એવાં જ ગરજવા લાગ્યાં: 'આટલી બધી ખરાબ તબિયત થઈ અને અમને કેમ કહેવરાવ્યું નહિ?' પણ ખબર પડી ને આવ્યાં પછી એમને ત્યાં રહેવાનું કે મદદ કરવાનું સૂઝયું નહિ. થોડીવાર બેસીને ઘેર ચાલ્યાં ગયાં. બીજા એક સંબંધી બહેન આવી પહોંચ્યાં અને ઘરનો બધો ભાર ઊપાડી લીધો અને સૂઈ પણ રહ્યાં જેથી કેતકીને ઘણી રાહત થઈ. સહારો અને આશ્વાસન પણ મળ્યાં. બીજે દિવસે સવારે કાકી આવ્યાં અને પેલાં બહેનને જોયાં એટલે પૂછયું: 'તમે હજુ અહીંઆ જ છો?' જ્યારે તેમને ખબર પડી કે એ તો રાત્રે પણ ત્યાં જ સૂઈ રહ્યાં હતાં. ત્યારે તેમની આંખ ઊઘડી.

## સ્વભાવની વિચિત્રતા

સંયુક્ત કુટુંબમાં રહેતાં કમળાબેનને જોતાં જ તેમનો અસંતોષ પરખાઈ આવતો. કુટુંબ બહુ મોટું નહોતું પરંતુ અમુક રીતભાત અને સ્વતંત્રતાને અભાવે કયારેક ખૂબ નારાજ રહેતાં. તેમના પતિ રાજુભાઈની આવક ઓછી હતી જ્યારે મોટાભાઈની આવક વધુ હતી. એટલે પણ કેટલેક અંશે એમને દબાયેલા રહેવું પડતું.

રાજુભાઈ આ બધું સમજતા હતા. પરંતુ બન્ને ભાઈઓને સારું બનતું હતું એટલે જુદા થવાનું કહેવું વ્યાજબી નહોતું લાગતું. જ્યારે કમળાબહેનનો ઝઘડો એક જ હતો કે જુદા રહીને આપણે આપણી શક્તિ પ્રમાણે ચલાવીશું. પણ કોઈના ઓશિયાળાં તો નહિ. હવે કયાં સુધી રોજ સાંભળવું!

કમળાબેન સ્વભાવે મળતાવડાં ખૂબ અને વાતોડિયાં પણ એવાં જ: ઈર્ષાળુ સ્વભાવ તો મનુષ્યજાતને વરેલો છે તેમાંથી તે પણ બકાત કેમ રહી શકે! અધૂરામાં પૂરું એમને એકેય બાળક નહિ. એમને બાળક નહોતાં થતાં એવું નહોતું. અધૂરે જન્મેલાં બેઉ બાળક આ ફાની દુનિયામાં રહી ન શક્યાં. હવે દુઃખ તો મનમાં હતું જ. તેમાં દેરાણી-જેઠાણીને બને નહિ. કમળાબેનનો વટ જરા જબરો, સમાધાન કે શાંતિની તેમની પાસે વાત જ ન હોય. કંઈ થાય એટલે પતિથી માંડીને ઘરની દરેક વ્યક્તિ સાથે થોડા દિવસનાં અબોલા. મોઢું તો ચઢાવેલું જ રાખીને ફર્યા કરે.

કમળાબેન એમની બેનપણી પાસે જઈ ઊભરો ઠાલવી આવે. અને સાંત્વન મેળવે. એ વચ્ચે રહીને સમાધાન પણ ક્યારેક કરાવી આપે. બેનપણી આટલું લાગણીથી કરે છતાં એની પણ ઈર્ષા કરે. બીજાની પાસે તો ઠીક પણ ખુદ એની પાસે પણ એનું ખરાબ બોલે. એ કંઈ જાણતાં હોય તેની શિખામણ બધાં જ બેઠાં હોય ત્યારે આપવા બેસી જાય: 'તું તો ભારે જિદ્દી. 'એમને' ન ગમતું ન કરવું. જો અમે પણ આ છોડી જ દીધું ને?'

પહેલાં અનુભવે જ ખ્યાલ આવી ગયો કે કમળાબેનને કંઈ કહેવા જેવું નથી. એ બધું બોલી જ નાખે છે. એમના મનમાં કંઈક એવું પણ ખરું. પોતાનું સારું હોય ત્યારે બીજાનું સહેજ ખરાબ હોય તો તે રાજી થાય. એક બેનપણી બીજીનું બગાડવામાં રાજી હોય એને બેનપણી કહેવાય જ કેમ?

આમ કમળાબહેનની સ્વભાવ–વિચિત્રતા વધતી ગઈ. અને આખરે તે શારીરિક અને માનસિક એવી બેવડી વિકૃતિમાં પરિણમી. કમળાબહેન ક્યારેય શાંત અને સ્વસ્થ ન દેખાતાં. હમેશાં દરેકની ખોડખાંપણ જ કાઢ્યા કરે. હમેશાં દરેકની કાળી બાજુ જ જોયા કરે. કોઈનું સારું તેમને દેખાય જ નહિ.

અચાનક મારે તેમની સાથે એકવાર ગાડીમાં ભેટો થઈ ગયો. વાતમાં ખબર પડી કે એમની બહેનપણીને જે શિખામણો આપતાં હતાં તેમાંની એકેય તે પાળી શકતાં નહોતાં. મેં તે જ દિવસે તેમને સમજાવ્યું કે કોઈના દિલને દુભવવામાં તો તમે વધુ હેરાન થશો. કેટલાય દાખલાઓ આપ્યા. તેમને એ બધી વાત ગળે ઊતરી કે નહિ એ તો મને ખબર ન પડી.

પણ તેમની બહેનપણીએ એક દિવસ મારી પાસે આવીને એ જ જૂની ફરિયાદ કરી. કમળાબહેનને ઊલટી એને ધમકાવી નાખેલી. મેં તેના વિષે જાણેલી બધી વાતો જ કમળાબહેને એ સંભળાવી હતી. અને એ કમળાબહેનની તાબેદાર હોય એમ તેને ધમકાવી હતી એ તો વધારામાં.







# ગ્રંથ-સમીક્ષા



**પડઘા અને પડછાયા : ૧-૨ :**

[ લે. પન્નાલાલ પટેલ; પ્રકાશક, રવાણી પ્રકાશન ગૃહ, રિલીફ માર્ગ, અમદાવાદ, ૧; મૂલ્ય : બેઉ ભાગનું મળીને રૂ. ૧૧/– ]

પ્રથમ 'જન્મભૂમિ–પ્રવાસી'માં હપ્તાથી ચાલુ નવલકથા તરીકે પ્રગટ થયેલી શ્રી પન્નાલાલ પટેલની આ સામાજિક નવલકથા તેના લેખકની ઘણી પુરોગામી નવલકથાઓની માફક એક પ્રણયકથા છે. પ્રણયકથા રસજમાવટ કરીને માંડીને કહેવાની શ્રી પન્નાલાલને અનોખી ફાવટ છે. એ ફાવટ હજુ એમને છોડી નથી ગઈ એની ખાતરી આ કથા પણ કરાવે છે; પછી ભલે એમના પ્રશંસકો કહેવા માંડે કે ઊંહું, આ કંઈ 'મળેલા જીવ' કે 'માનવીની ભવાઈ' જેવી તો નહિ, તો ય. (આ 'તો ય' વાળી રચના પન્નાલાલનો ચેપ!).

વસ્તુદષ્ટિએ વિચારતાં આ નવલકથામાંની પ્રણયકથાના બે કાંડ પડી જાય છે: એક આગલી પેઢીને સ્પર્શે છે, બીજો નવીને. આજની પેઢીના કથાનાયકના પિતા અને નાયિકાની માતાનો પરિણય સુધી ન પહોંચી શકેલો પ્રણય કથામાં પ્રસ્તુત નથી એટલે ભૂતકાળની ઘટના તરીકે, સરલાબેનના હૈયામાં ક્યારેક ક્યારેક સ્મૃતિક્ષોભ જગાવતી ઘટના તરીકે, તેનું યથાવશ્યક સૂચન જ કથામાં કરવામાં આવ્યું છે. નાયકનાયિકાની પિતૃપેઢીને સ્પર્શતો આ પ્રણયકથાનો એ પૂર્વકાંડ આમ કથામાં સૂચિત જ રહે છે, અને પીડ–ઝબકાર તરીકે સરલાબેનના અંતરની મથામણ તથા એમનો ભૂતકાળ અને જીવનકારુણ્ય રજૂ કરતી વેળા વાર્તાકાર એનો ઉલ્લેખ કરે છે. કથાની પ્રત્યક્ષ રંગભૂમિ પર તો વણિકપુત્રી ઉમા અને ડ્રાઇવરી કરતા તાલુકદાર–પુત્ર કિશોરના પ્રણયનું નાટક, પ્રણયના આરંભથી માંડી આ પ્રકારના પ્રણયને નડતાં વિઘ્નોથી એની ઉત્કટતા વધારી એના સુખદ અન્ત સુધી ભજવાય છે.

શ્રીમંત વિધવા સરલાબેનને ત્યાં મોટર–ડ્રાઇવર તરીકે નોકરી કરવા આવતા કિશોરસિંહના—પૌરુષભર્યા દેહ અને મુખકાન્તિથી સરલાબેનની કોલેજમાં ભણતી પુત્રી ઉમા પ્રથમ દર્શને જ તેના પ્રત્યે આકર્ષાય છે અને પછી આધુનિક યુવતીની પ્રગલ્ભતાથી પોતાના તેના પ્રત્યેના આકર્ષણને ક્રમશઃ વ્યક્ત પણ કરતી જતાં કિશોરસિંહમાં પણ તેવા જ પ્રતિભાવ જગાડે છે. શહેરી કોલેજિયન શ્રીમંત પુત્રી ડ્રાઇવરના પ્રેમમાં પડે એ પોલપત્રિકાનો કોઈ કિસ્સો ન લાગે એવી ગોઠવણ, શ્રી પન્નાલાલે કિશોરસિંહને સંસ્કારી રાજભાયાત વજેસિંહનો મેટ્રિક થયેલો અને મોટર–મિકેનિકના કામની થોડી જાણકારીવાળો પુત્ર બનાવીને તેમ જ વખાના માર્યા આ નોકરી સ્વીકારવા છતાં વર્તનમાં રજવાડી સંસ્કાર દેખાડતા ડ્રાઇવર તરીકે આલેખીને, કરી છે. ઉમા અને કિશોરને બદ્ધાનુરાગ બનાવ્યા પછી વાર્તાકારે એમના પ્રણયની ઉત્તરોત્તર થતી રહેલી વૃદ્ધિની સાથોસાથ એને તાવે અને આડે આવે એવાં જે વિઘ્નો ગોઠવ્યાં છે તેમાં સરલાબેન યાત્રાએ ગયાં ત્યારે બંગલાનો વહીવટ જેને બોલાવીને સોંપતાં ગયાં એ એમની મોટી દીકરી અને ઉમાની બેન ચિત્રાની તથા તેનાં કરતૂતમાં સહાયક બનતાં તેનાં ફોઈની લગભગ ખલપાત્રો જેવી અને કથાને થોડીક નાટક સિનેમાશાઈ ઘટનાઓ પૂરી પાડતી

ઠારવાઈનું સ્થાન બાહ્ય દૃષ્ટિએ એટલે કે કથાને જરૂરી બાહ્ય સંઘર્ષ તરીકે ઓછું નથી. પણ મોટું વિઘ્ન છે સરલાબેનના જ અંતરનો આવા પ્રણયના લગ્નમાં પરિણમવા સામેનો વિરોધ.

અહીં વાર્તાકારે કુશળતાથી નાટ્યહાસનો ઉપયોગ કર્યો છે. જે સરલાબેનને એમની યુવાનીમાં ઊગેલા વજેસિંહજી પ્રત્યેના પ્રેમ સામે એમના પિતાના વિરોધને લીધે જીવન સાવ બીજે જ પાટે ચડી ગયાનો નિત્યનો દાહક અસંતોષ વેઠવો પડે છે એ પોતે પણ પોતાના પિતાના જ રાહે ચાલી સામાજિક પ્રતિષ્ઠાના ખ્યાલે ઉમાના પ્રેમને અનુમતિ આપતાં નથી! વાર્તાકારને કથાનું શીર્ષક સાર્થ કરાવવું છે, એટલે એમણે મા પોતાની જુવાનીમાં ક્ષત્રિય રાજકુમારના પ્રેમમાં પડી હતી તેમ દીકરી પણ એ જ પ્રકારના પ્રેમમાં પડી, અને માતામહે જેમ પોતાની પુત્રીના એવા પ્રેમને લગ્ન સુધી પહોંચવા દીધો નહિ તેમ એ પુત્રી તેની પુત્રીના એવા જ પ્રેમને લગ્નમાં પરિણમવા દેવાની આનાકાની કરે છે, એમ યોજ્યું છે. આમ પિતૃપેઢીના જ પડઘા ને પડછાયા સંતાનપેઢીમાં લેખક દેખાડે તો છે, પણ જમાનો આગળ વધ્યો છે એનુંય ચિત્ર એણે આપવાનું તો છે જ તેથી સરલાબેને પિતાએ તેને પરણાવ્યાં તેમ પરણી લીધેલું એમ ઉમા કરતી નથી, એ તો કિશોર સાથે જ જોડાવા મક્કમ રહે છે, એમ એમણે બતાવ્યું છે. સરલાબેનનો વિરોધ પણ કિશોરના રજપૂતપણા સામે નથી—એ રીતે એના પિતાથી એ જમાના પ્રમાણે આગળ છે—પણ એ મામૂલી ડ્રાઇવર છે એટલા માટે છે. કેમ કે જ્ઞાતિ પરથી વાત શેઠ અને નોકરના સામાજિક દરજ્જા પર આવી છે. એ ડ્રાઇવર ગામધણી વજેસિંહનો પુત્ર છે એ અભિજ્ઞાન થતાં એ વિરોધ સાવ દૂર થઈ જાય છે. આમ નિરૂપીને નવી પેઢી આગલીના પડઘા ને પડછાયારૂપ હોય તો યે તેનાથી થોડી આગળ ગઈ છે, નવા જમાનાએ એનાં માનસિક વલણો ને સામાજિક ખ્યાલોમા ઘટતું પરિવર્તન આણ્યું છે, એવું શ્રી પન્નાલાલે સૂચવ્યું ગણાય.

પણ એ તો ભેગાભેગું થઈ ગયેલું કામ. શ્રી પન્નાલાલે સભાનતાથી આમ સાધ્યું નયે હોય. એમનું લક્ષ્ય તો દુનિયાની ને દુનિયાદારીની રૂકાવટો સામે અણમુઝાયેલા અને અણનમ રહેના પ્રેમની એક વધુ—પહેલાંની એમની કથાઓમાં ગામડાંની હતી તો આ શહેરી—કથા રજૂ કરીને પ્રેમનું જ ગૌરવ કરવાનું હતું. ને એ કામ તો એમની નવલકથા તરીકેની ખાસ આવડત છે. સરલાબેન કુમાર વજેસિંહજીનાં સહચારિણી જીવનમાં ન થઈ શક્યાં તો નમાલા શ્રીમંતને પરણી તેનાં સંતાનોની માતા થઈ, અકાળે વિધવા બની, પછી બાબુભાઈ જોડે કામસંબંધ બાંધી, એથીય અંતરમતો કંટાળો ને જીવનશૂન્યતા અનુભવે છે, એવું આલેખન કરીને શ્રી પન્નાલાલે શુદ્ધ પ્રણયનો કેસ જ રજૂ કર્યો ગણાય. ઉમા અને કિશોરના સુખાન્ત લગ્નાન્ત પ્રણયના આલેખનથી તો એમ સ્પષ્ટ રીતે કર્યું છે જ.

વાર્તાતત્ત્વ તપાસનાં કથામાં એ પૂરતા પ્રમાણમાં છે. કિશોરની ડ્રાઇવરીના આરંભથી થતી કથાની શરૂઆત, એ સાથે જ શરૂ થતી ઉમા–કિશોરના પ્રણયની કથા, નાના મોટા અતવાયો વચ્ચે નાયક–નાયિકાનાં અંતરની ગડમથલો અને તેને વ્યક્ત કરતાં બાહ્ય વર્તન સાથે આગળ ધપતો એ પ્રણય, વચ્ચે આવતી સરલા અને બાબુભાઈના વર્તમાન સંબંધ અને તેની ભૂમિકા સરલાના જીવનના પ્રણયની કથા, ચિત્રા અને તેની ફોઈનાં પાત્રો દ્વારા નાયક–નાયિકાનાં પ્રણયને થતો મોટો અવરોધ, રૂપકુંવરને લગતા પ્રસંગ દ્વારા કિશોરની ઉદાત્તતાના પ્રકટીકરણ સાથે મુખ્ય પ્રણયકથાને ચડતો નાયક–નાયિકાના માર્ગમા એક મુંઝવણભરી મુશ્કેલી ઊભી કરતો એક વધુ વળ, વાચકોના શ્વાસ અદ્ધર કરી મૂકે એવી નાયક–નાયિકાની સંભવિત પ્રાણહાનિ સુધી પહોંચતી ઘટનાઓ, વજેસિંહજીના જમૈયાનો સુખદ અભિજ્ઞાન અર્થે થયેલો કુશળ ઉપયોગ, શરૂઆતમાં આ ખરાબ પાત્ર હશે કે શું એવો

વહેમ ઉપજાવે એવા પણ પછી તો એક બાપ-ઘડયા સમજદાર પુરુષ તરીકે છાપ પાડી નાયક-નાયિકાને સમજી તેમનો માર્ગ સાફ કરનાર તરીકે વાચકોની સહાનુભૂતિ જીતી જતા બાબુભાઈના પાત્રનો કથામાં થયેલો વણાટ, કથાન્તે થતા ભેદસ્ફોટનની રજૂઆત—આ સર્વ શ્રી પન્નાલાલના વસ્તુસંકલનાકૌશલ અને તેથી વાર્તાકૌશલના પુરાવારૂપ બની રહે છે. વાર્તા રસવાહી બની છે તે જેમ નાયક-નાયિકાનાં તથા સરલાબેનનાં વૃત્તિનિરૂપણને લીધે તેમ આ વાર્તાતત્ત્વને પણ લીધે.

તેમ છતાં કથાવસ્તુમાં ઘણું બધું વાર્તાકારે ધંધાદારી કારીગરીથી 'ગોઠવેલું' જણાય એવું, એટલે કે પહેલો પ્રતિભાવ જેની સ્વાભાવિકતાને શંકવાનો થાય એવું, પણ છે. પુત્રી માતાના જ પૂર્વજીવનના પ્રેમપાત્રના પુત્રના પ્રેમમાં બરાબર માતાની જ માફક પડે, અને જેમનો પ્રેમ અસફળ રહ્યો એવાં સરલા-વજેસિંહજી વર્ષો પછી તેમનાં સંતાનોની પ્રણયસિદ્ધિને ટાણે અચાનક ભેગાં થઈ જાય, અથવા તો એમ ભેગાં થઈ જવાથી જ સંતાનોની પ્રણયસિદ્ધિને શકય બનાવે, એ વસ્તુ જ મકાનના નકશાની પેઠે પૂર્વનિર્ધારિત ને એમ ગોઠવેલું નથી લાગતું? પણ નટખટ વિધિ ઘણીવાર માણસ કલ્પે એના કરતાંય અઘટિત-ઘટનાનિર્માણપટુતા દાખવે છે એટલે આવું કયારેક બનેય તે. પણ ઉમા પોતાને ત્યાં ડ્રાઇવરની નોકરીએ આવતા જુવાનથી પહેલે જ દિવસે આકર્ષાવા માંડે, તેની જ મા-જણી બેન ચિત્રા નાટક-સિનેમાના પાત્ર જેમ તેની અને કિશોરની પ્રત્યે વર્તવા માંડી જે હદે જાય છે તે હદ સુધી જાય, તેનાં ફોઈ અચાનક ફૂટી નીકળી તેની ખલ-કારવાઈઓમાં સાથ ને આગળ વધી માર્ગદર્શન આપે—જેમાંથી નાયકના મોતની તેમ નાયિકાના આપઘાતની બાજી ઊભી થાય, ફસાયેલી રૂપકુંવરનો કિસ્સો ઊભો થઈ નાયક-નાયિકાના લાભાર્થે ઊભો થયો તેવો જ એના આપઘાતથી શમી જાય; સરલાને વજેસિંહે એવી ભેટ—જમૈયાની—આપી હોય જે નાટયાત્મક રીતે ઉમા ને કિશોરના પ્રણયસાફલ્યમાં નિમિત્ત બને, અને વાચકોની સહાનુભૂતિ ખોઈ બેઠેલી ચિત્રાને અંતે એ ઘડીકમાં પાછી મળે—આ બધું લેખક 'વાર્તા' જમાવવા 'ગોઠવેલું' જ લાગે તેમ છે. પોતાના જ દાખલાથી દાઝેલાં સરલાબેન જે પ્રમાણમાં, લગભગ છેલ્લી ઘડી સુધી, અને પન્નાલાલનો શબ્દપ્રયોગ વાપરીએ તો 'જિસકદર', ઉમાના પ્રેમનો વિરોધ કરે છે તે પણ સ્વાભાવિક નહિ તેટલું પ્રણયકથાને વાર્તા કે નાટકની માફક તેના અણધાર્યા અંત સુધી જમાવવા સારુ જ યોજ્યું હોય એવી છાપ પડશે. પણ વાર્તા આખરે તો વાર્તાકારે પોતાના હેતુ માટે કરેલ સર્જન, એટલે બનાવટ છે એમ સૂચવતા લેખકને સહેજ લુચ્ચાઈભર્યા સ્મિત સાથે 'એટલી તો બનાવટ કરવી પડે જ ને ભાઈ!' એમ બોલતા કલ્પી શકીએ.

તો ય આ કારણે આ નવલકથા શ્રી પન્નાલાલની વધુ સાહજિક ને સ્વાભાવિક ને વસ્તુવાળી લાગતી બીજી કથાઓને મુકાબલે પાછી પડતી લાગે તો લાગે. 'મળેલા જીવ' અને 'માનવીની ભવાઈ'નો સ્વાદ જેમની (મનની) દાઢમાં હશે તેવા શ્રી પન્નાલાલના પ્રશંસકોને આ કથા એ બેઉ કથાઓને મુકાબલે ફીકીય લાગવાની. પણ કોઈ કલાકારનાં બધાં સર્જન એનાં આગલાં યશોદાયી સર્જનના જ જેવાં થવાં જોઈએ એવું ઓછું જ છે? શ્રી પન્નાલાલની જાણીતી વાર્તાકળા તેમની ફાવટનાં રસજમાવટ, અને મનોનિરૂપણ સાથે કયારેક તેમજ મિતાક્ષરી પણ ચમત્કૃતિવાળાં પ્રકૃતિવર્ણન ને નવા જ અલંકારો વેરતી અને 'ઈસિકદર'-'જીસકદર,' 'બલકે,' 'અરે,' જેવા શબ્દો, 'તો ય અને...તો ય' જેવા વાકયપ્રયોગો અને 'બોલ્યો હોત તો તેણે આમ કર્યું હોત' એ લઢણવાળાં પાત્રોનાં મનોગતના નિરૂપણવાળી લખાવટ સાથે આ નવલકથા પણ એવી દેખાડે છે કે એણે કોઈ નવો વિક્રમ અહીં સ્થાપ્યો ન ગણાય પણ જૂની

સિદ્ધિ તો એ જાળવી રાખે છે એટલું તો કહેવું જ પડશે એ સિદ્ધિય એવી છે, જે આ બે ભાગમાં વહેંચાયેલી નવનકથાને ગત વરસમાં પ્રગટ થયેલી પાંચ, પંદર ધ્યાન ખેંચતી નવલકથાઓ કરતાં આગળ મૂકાવે

### મહાભારતની કથાઓ :

[ લેખક 'ધૂમકેતુ , પ્રકા૦ ભારતી સાહિત્ય સંઘ, ગાંધીરોડ, અમદાવાદ, ૧, મૂલ્ય, રૂ ૪/- ]

આપણા પ્રસિદ્ધ વાર્તા-નવનકથાકાર 'ધૂમકેતુ'એ કેટલાંય વરસથી નવશિક્ષિત પ્રૌઢોને લક્ષમાં રાખી લોકશિક્ષણાત્મક સાહિત્ય લખવું શરૂ કર્યું છે આ પુસ્તક એમના એવા પુસ્તકો—'ઉપનિષદકથાઓ,' 'બોધ કથાઓ 'સરકારકથાઓ' વગેરેમાં એકનો ઉમેરો કરે છે મહાભારત જેવા ભારતીય સંસ્કૃતિના આકરગ્રંથમાંથી થોડા પ્રસંગો વીણીને એમાં પોતે જોરેનો જીવનબોધ તેમાંથી ઉપસાવીને સીધી લોકભોગ્ય ગદ્યશૈલી જેની એમને સાહજિક ફાવટ છે તેમાં એમણે આ પુસ્તકમાં રજૂ કર્યો છે પ્રસંગોની ચૂંટણી અને તે તે પ્રસંગો પરના 'ધૂમકેતુ'ના વક્તવ્ય પરત્વે પૂરી સંમતિ બધા વાચકો આપે એવું સ્વાભાવિક રીતે જ નહિ બને પણ જે સામગ્રી અત્ર સમાવિષ્ટ થઈ છે તેની રજૂઆત વાચકોને ગમશે 'કુંતીનો ત્યાગ' અને 'દ્રૌપદીવસ્ત્રાહરણ' એ બે પ્રસંગોનું નિરૂપણ નોંધપાત્ર છે

### વિદેહી :

[ લે રમણલાલ વ દેસાઈ પ્રકાશક, આર આર શેઠની કંપની મુંબઈ, ૨ મૂલ્ય, રૂ ૩/- ]

સ્વ રમણલાલ દેસાઈના નવ ટચુકડી નાટ્યાત્મક રચનાઓનો આ મરણોત્તર સંગ્રહ છે 'શ્રાવણ'માં વૈષ્ણવ હવેલીઓનો હિંડોળા-ઉત્સવ બ્રાહ્મણોનો ઉપવિત બદલવાનો ઉત્સવ અને બહેનોનો રક્ષાબંધનનો ઉત્સવ નાટ્યદૃશ્યો દ્વારા ઉ નેખાયા ને રજૂ થયા છે 'સુહાસિનીમ્' એ સ્વાતંત્ર્યદિનની ઊજવણીની નાટિકામાં હિંદમાતાને મુખે સ્મિત ફરકાવતા ગૌરવાંકિત પ્રસંગો ને વ્યક્તિઓના દૃશ્ય મૂક્યાં છે 'સ્વર્ગ—તરણાને તોને' એ દેવોને પરમ સત્તાએ નમ્રતાનો પાઠ ભણાવ્યાના ઉપનિષદમાંના કથાનકનું નાટ્યરૂપાંતર છે 'ભાઈબહેન' એ આકાશવાણીને માટે લખેલી લાગે એવી ગીતિકા છે ભાઈબેનના પરસ્પર પ્રેમના ભાવ એમાં કાવ્યોચિત અલંકાર પામ્યા છે 'પાવાગઢ' એ પાવાગઢનો ઈતિહાસનકશી તેમ સ્થળનકશી રેડિયો-લાયક નાટ્યાત્મક પરિચય છે 'દારૂની દુનિયામાં' મદ્યપાનના અનિષ્ટ બતાવતા લક્ષ્યેથી નાટિકા છે 'સર્પદંશ' પરીક્ષિત-મૃત્યુ અને જન્મેજયની સર્પયજ્ઞની પ્રતિજ્ઞાને નાટ્યવિષય બનાવતી રચના છે 'સૌભાગ્ય પ્રતીક' સ્ત્રીઓના સૌભાગ્યશણગાર પાછળની ભવ્યતાને ઉપસાવે છે છેલ્લી રચના 'વિદેહી' મિથિલાના જ્ઞાની રાજર્ષિ જનકનું ગૌરવ કરે છે

બધી રચનાઓ વાચકને સાધારણ રસ આપે છે સ્વ રમણલાલ દેસાઈનો નાટ્યરસ અને એમનું કવિત્વ મોટા સર્જનો વચ્ચેના અલ્પ વિરામોના સમયે આ રીતે અભિવ્યક્ત થયું લાગે છે બધી રચનાઓ કંઈક ઉતાવળે લખાઈ હોવાની છાપ પાડે છે સંસ્કૃત શ્લોકોમાં મુદ્રણની અશુદ્ધિઓ ઘણી છે

✶

હોટલોમાં કે બેન્કોમાં ૧૩ નંબરની ઓરડી કે ટેબલ અમેરિકામાં હોય જ નહિ ! ભલે સંખ્યાની દૃષ્ટિએ એ ૧૩મે ઠેકાણે જ હોય પણ જો તે નંબર તેના ઉપર લખ્યો હોય તો કોઈ તેની સામું નહિ જાય ! એટલે સંખ્યામાંથી એ નંબર ગેપ કરી દેવાય છે

*

અમેરિકામાં આજે પણ ૧ કરોડ જેટલા સસલાના પંજા ( Rabits Paws ) લોકો રાખે છે, દરેકની કિંમત ૧૦ સેંટથી માંડીને ૫ ડોલર હોય છે મલે પાસે હોય તો સારું નસીબ પોતાની સાથે રહે, એમ મનાય છે ન્યૂ યૉર્ક શહેરમાં આજે પણ એક દુકાન આનો ધીકતો ધંધો કરી રહી છે





**ઊર્મિ નવરચના**

વાર્ષિક લવાજમ : રૂ. ૭/૫૦. : વિદેશમાં : શિ. ૧૫.
૭ વર્ષનું સામટું લવાજમ રૂ. ૩૬/૫૦ : વિદેશમાં : શિ. ૭૫.

અમદાવાદમાં રૂબરૂ લવાજમ ભરવાનું અને મ. ઑ. થી મોકલવાનું મુખ્ય સ્થળ :

## ઊર્મિ–નવરચના કાર્યાલય

ભારતી સાહિત્ય સંઘ (પ્રા.) લિ. : ૬૪, ગાંધીરોડ : ફર્નાન્ડીઝ બ્રિજ : અમદાવાદ, ૧

આ ઉપરાંત નીચેનાં સ્થળોએ પણ 'ઊર્મિ–નવરચના'નું લવાજમ ભરી શકાય છે :—

| | | |
|---|---|---|
| ૧ | એન. એમ. ત્રિપાઠી પ્રાયવેટ લિમિટેડ, | પ્રિન્સેસ સ્ટ્રીટ, મુંબઈ, ૨. |
| ૨ | આર. આર. શેઠની કંપની, | કેશવબાગ, પ્રિન્સેસ સ્ટ્રીટ, મુંબઈ, ૨. |
| ૩ | એન. એમ. ઠક્કરની કંપની, | ૧૪૦, પ્રિન્સેસ સ્ટ્રીટ, મુંબઈ, ૨. |
| ૪ | આરોગ્યધામ, | અચુબ મૅન્શન, વિન્સેન્ટ રોડ, કિંગ સર્કલ પાસે, માટુંગા, મુંબઈ, ૧૯ |
| ૫ | પુસ્તકાલય સહાયક સહકારી મંડળ લિમિટેડ, | રાવપુરા, વડોદરા. |
| ૬ | ચરોતર પુસ્તકાલય પ્રવૃત્તિ, ચરોતર એજ્યુકેશન સોસાયટી, | આણંદ. |
| ૭ | વિજય સ્ટોર્સ, | સ્ટેશન રોડ, આણંદ. |
| ૮ | લોકમિલાપ કાર્યાલય, | જિલ્લા કોર્ટ રસ્તો, ભાવનગર. |
| ૯ | સાહિત્ય ભંડાર | ૧૪, અમરતલ્લા સ્ટ્રીટ, કલકત્તા, ૧. |
| ૧૦ | ગાંડીવ સાહિત્ય મંદિર, | હવાડિયા ચકલા, સૂરત. |
| ૧૧ | સૌરભ પુસ્તક ભંડાર, | રિલીફ રોડ, પાદશાહની પોળ સામે, અમદાવાદ, ૧ |
| ૧૨ | રવાણી બંધુ | વલ્લભવિદ્યાનગર (આણંદ–ખેડા) |
| ૧૩ | સીટી બૂક શૉપ, | પો. ઑ. નં ૧૪૬૦, મોંબાસા. (કેન્યા) |
| ૧૪ | જે. એસ. કાનાબાર લિ૦, | પો. ઑ. નં. ૧૦, બ્લેન્ટાયર. (ન્યાસાલૅન્ડ) |
| ૧૫ | જનરલ બૂકસેલર્સ, | પો. ઑ. નં. ૧૨૭૮, દારેસલામ. (ટાંગાનિકા) |
| ૧૬ | પૉપ્યુલર બૂક સપ્લાય, | પો. ઑ. નં. ૭૬૯, કંપાલા. (યુગાંડા) |
| ૧૭ | કે. સી. આચાર્ય એન્ડ સન્સ, | પો. ઑ. નં. ૨૪૬, જિન્જા. (યુગાંડા) |
| ૧૮ | નિર્મળાબેન ભટ્ટ. | પો. ઑ. નં. ૧૨૧, જિન્જા. (યુગાંડા) |
| ૧૯ | કે સી. આચાર્ય એન્ડ સન્સ, | પો. ઑ. નં. ૪૦૬, મ્બાલે. (યુગાંડા) |
| ૨૦ | રાવળ બ્રધર્સ, | પો. ઑ. નં. ૪૬, નકુરુ. (કેન્યા) |
| ૨૧ | વાલંભીઆ બ્રધર્સ, | પો. ઑ. નં. ૮૯, ઝાંઝીબાર (પૂ. આફ્રિકા) |
| ૨૨ | છોટુભાઈ પટેલ, સેંટ્રલ પ્રિ. પ્રેસ લિ., | પો. ઑ. ૪૨૬, બ્રોકનહિલ. (નૉર્થ રોડેશિયા) |
| ૨૩ | રામભાઈ પટેલ, પ્રીમિયર બ્રધર્સ, | પો. ઑ. નં. ૨૯૩, એનડોલા. (નૉર્થ રોડેશિયા) |
| ૨૪ | આપાભાઈ પટેલ, | પો. ઑ. નં. ૭૯, લુઆન્શ્યા. (નૉર્થ રોડેશિયા) |
| ૨૫ | સાકરચંદભાઈ નાઈ, નાઈ બ્રધર્સ, | પો. ઑ. નં. ૩૪, લિવિંગ્સ્ટોન. (નૉર્થ રોડેશિયા) |
| ૨૬ | મોરારજીભાઈ એલ. પટેલ, | પો. ઑ. નં. ૧૫૧૭, સેલિસબરી (દ. રોડેશિયા) |
| ૨૭ | ઠાકોરભાઈ દેસાઈ, દેસાઈ એન્ડ કંપની, | પો. ઑ. નં. ૧૦૮, લુસાકા. (નૉ. રો.) |

# બાળવાર્તાના સાહિત્યમાં નવીજ ભાત પાડતો સચિત્ર સંગ્રહ

## વિશ્વાસનું વાવેતર

લેખક:
શ્રી પન્નાલાલ પટેલ

મૂલ્ય: ન. પૈ. -/૭૫
[ પોસ્ટેજ ન. પૈ. -/૧૫ ]

આપણા જાણીતા નવલકથાકાર શ્રી પન્નાલાલ પટેલે પહેલી જ વાર બાળવાર્તાઓ ઉપર હાથ અજમાવ્યો છે અને તેના સુફળ રૂપે આ સંગ્રહનો ઉદ્ભવ થયો છે. ગુજરાતનાં બાળકો હોંશે હોંશે વાંચે તેવી સચિત્ર પાંચ વાર્તાઓનો સંગ્રહ છે. આ વાર્તાઓ એક એવા અધિકારી લેખકે લખી છે કે જે બાળકોના હાથમાં નિ:સંકોચ આપી શકાય. આ બધી વાર્તાઓને બાળક-ભોગ્ય બનાવવા માટે સચિત્ર પણ બનાવવામાં આવી છે. ગુજરાતી ભાષા જાણતા બાળકો હોંશે હોંશે વાંચી શકે તેવી સમૃદ્ધ વાર્તાઓનો આ સંગ્રહ દરેક ઘરનું સાચું આભૂષણ ગણાશે.



આપની નકલ તાકીદે મેળવી લેવાનું મુખ્ય સ્થળ.

**ભારતી સાહિત્ય સંઘ (પ્રાયવેટ) લિમિટેડ** ૧૪, બાંપીરોડ ફનો-ઓફ લિંક **અમદાવાદ, ૧**

# ઊર્મિ

## નવરચના




૩૧ • અંક ૧૨ | માર્ચ ૧૯૬૧ • સળંગ અંક ૩૭૨ તંત્રીઃ ઇશ્વરલાલ મો. દવે • • સંપાદકઃ જયન્ત પરમાર

**Statement about ownership and other particulars about newspaper 'Oormi-Navrchana'**

FORM IV (**See Rule 8**)

| | | |
|---|---|---|
| 1 | Place of Publication ... ... ... | Ahmedabad. |
| 2. | Periodicity of its publication .. ... | Monthly. |
| 3. | Printer's Name ... ... .. ... | Kantilal Dahyabhai Patel, |
| | Nationality ... ... ... ... | Indian |
| | Address ... ... ... ... | Mangal Mudranalaya, Ratanpole, Ahmedabad. |
| 4-5. | Publisher's & Editor's Name ... ... | Ishwarlal M. Dave |
| | Nationality ... ... ... ... | Indian |
| | Address ... ... .. .. ... | Bharati Sahitya Sangh (Pvt.) Ltd., 64, Gandhi Rd., Fernandez Bridge, Ahmedabad, 1. |
| 6. | Name and addresses of individuals who own the newspaper and partners or shareholders holding more than one per cent of the total capital. | Bharati Sahitya Sangh (Pvt) Ltd., 64, Gandhi Rd, Fernandez Bridge, Ahmedabnd, I. |

I, Ishwarlal M. Dave, hereby declare that the particulars given above are true to the best of my knowledge and belief.

Dated 28-2-'61 Signature of publisher : I. M. Dave

અંક ૧૨ : માર્ચ '૬૧
સળંગ અંક ૩૭૨

'ઊર્મિ' : વર્ષ ૩૧
'નવરચના' : વર્ષ ૨૫



સમાજમાં સંસ્કાર અને સાહિત્ય પ્રેરતું સામયિક

## ક્રમ





## સૂચના

* લવાજમ વરસનું : સાડાસાત રૂપિયા વિદેશમાં દશ રૂપિયા (શિ. ૧૫).
* દર માસની ૧લી તારીખે નિયમિત પ્રગટ થાય છે.
* વરસમાં એપ્રિલ, જુલાઈ, ઑક્ટોબર અને જાન્યુઆરી એ ચાર માસમાંથી કોઈપણ માસથી ગ્રાહક થઈ શકાય છે
* વી. પી.થી લવાજમ વસૂલ કરવામાં જે વધારાનો ખર્ચ થાય છે એ ગ્રાહકે જ ભોગવવાનો હોય છે એટલે, લવાજમ પૂરું થયાની નોટિસ મળે ત્યારે ગ્રા. નં. અને પૂરા સરનામા સાથે કૃપા કરીને મનીઑર્ડરથી જ લવાજમ મોકલી આપવું.
* નમૂનાનો અંક મંગાવતી વખતે ૭૫ નવા પૈસાની ટિકિટો બીડવી જરૂરી છે મફત અંક કોઈને મોકલાતો નથી.
* દરેક જાતના પત્રવ્યવહારમાં ગ્રા નં. લખવો ખાસ જરૂરી છે.
* અસ્વીકૃત લખાણ પાછું મેળવવા જોઈતી ટિકિટો બીડવી જરૂરી છે. એ સિવાયનાં અસ્વીકૃત લખાણો પંદર દિવસ પછી રદ કરાય છે.
* જાહેરખબર માટેનું, લવાજમ મોકલવાનું, લખાણો મોકલવાનું અને બીજા દરેક જાતના પત્રવ્યવહારનું સરનામું :-

'ઊર્મિ—નવરચના'

ભારતી સાહિત્ય સંઘ (પ્રાયવેટ) લિ.,
૬૪, ગાંધીરોડ : ફર્નાન્ડીઝ બ્રિજ
અમદાવાદ, ૧

પ્રકાશક ઈશ્વરલાલ મો૦ દવેએ અને મુદ્રક કાંતિલાલ ડાહ્યાભાઈ પરીખે માલિક ભારતી સાહિત્ય સંઘ (પ્રાયવેટ) લિમિટેડ વતી ૬૪, ગાંધીરોડ, ફર્નાન્ડીઝ બ્રિજ, અમદાવાદથી પ્રસિદ્ધ કર્યું અને મ. ગ. મુદ્રણાલય, રતનપોળ, અમદાવાદમાં છાપ્યું.
તંત્રી : ઈશ્વરલાલ મો૦ દવે અને સંપાદક : જયન્ત પરમાર

## માનવતાનું ખૂન

જીસસ ક્રાઈસ્ટ અને સોક્રેટીસ, લિંકન અને ગાંધી, મુસોલિની અને લુમુમ્બા—મૃત્યુ જાણે એમને સ્પર્શવાનું જ ન હોય એમ સમજીને માણસોએ તેમને મોતની ખીણમાં પરાણે ધકેલી દીધા. માનવ-મૃત્યુ આટલું બધું સસ્તું, માનવદેહ આટલો બધો ફેંકી દેવા જેવો, માનવતા આટલી બધી ઠેબાં ખાતી આદિકાળથી જાણે ચાલી જ આવે છે માનવ-માનવ વચ્ચેનાં વેરઝેરનો ભોગ કોઈક મોંઘી માનવતાને જ્યારે બનાવે છે ત્યારે જીવન અને મૃત્યુ કરતાંય વિશેષ વિચારણીય માનવતાનું ડગલે ને પગલે થતું ખૂન સાચું કારણ બને છે. અને તેમાંય મુસોલિની જેવા ઈટલીના સરમુખત્યાર કે હિટલર જેવા કાવતરાખોરની હત્યા કે એના શબની બેહાલીથી જગત ક્યારેય નહિ કંપે—એના અસ્તીત્વથી જ જગતને કંપારી છૂટતી. પણ ભગવાન ઈસુ, ડાહ્યો સોક્રેટીસ, ગુલામીની જડ કાઢનાર લિંકન, લોહીનું ટીપુંય પાડ્યા વિના ક્રાન્તિની સાચી ઝાલર વગાડનાર ગાંધીજી કે સામ્રાજ્યશાહી સામે લોકશાહી માથું ઊંચું કરતાં શીખી રહી છે એવી આફ્રિકન પ્રજાનો માનીતો લુમુમ્બા—આમને જ્યારે હિચકારી રીતે મારવામાં આવે ત્યારે માનવતા ઝણઝણી ઊઠે છે. એમ તો કરોડો મૃત્યુ આખું વિશ્વ રોજેરોજ અનુભવે છે. વેર ઝેર અને વિજ્ઞાન-શોધો ઘડીના છઠ્ઠા ભાગમાં નગરનાં નગર પણ સાફ કરી શકે છે. છતાં માણસોનો એક પણ માણસ, દેવ નહિ પણ સાચો માણસ જ્યારે મરે, તેને મારી નાખવામાં આવે ત્યારે મરી પરવારેલી માનવતા પાછી કેમ આવી શકે એ પ્રશ્ન દરેક વિચારકને મુંઝવે. સ્વાતંત્ર્ય માટે માણસ દેશેદેશમાં જાગૃત છે ત્યારે માનવને ગુલામ રાખતો સામ્રાજ્યવાદનો પગપેસારો કેમ અટકતો નથી? કે મૃત્યુને આધીન બની ચૂકેલો માનવી માનવતાને પણ મર્ત્ય બનાવવા બેઠો છે?—માનવતાનું ખૂન જ કર્યા કરવાનો છે? જે ખૂનો માનવોમાંથી માનવતા જ ભૂંસી નાખશે, માનવીને માનવી બનતોય અટકાવી દેશે, પછી માનવને દેવ તો બનવાની શક્યતા જ ક્યાં રહી? આ બધું આપણા આ યુગનું, વિજ્ઞાન યુગનું મોટું દૂષણ ગણાશે?

*

'શ્રીનર્પિયાસી'

## ફાગણુ ખેલે ફાગ

આ ફાગણુ ખેલે ફાગ,
વસંતનો વરણાગી રેલે,
રીમઝીમ તાલે રાગ—આ ફાગણુ૦
ટાઢ કહે કે 'હવે રજા લઉં,
ખોટ્યું ચાટ્યું માફ '
પાન ખરે પણ વનરાજીને,
કરવા માંડી સાફ.
શીતલતાને સ્નેહ કરે છે,
આતુર થઈને આગ—આ ફાગણુ૦
શિશિર સુષુપ્તિ છોડી સઘળું,
તન ચેતન સળવળતું
થીજેલું ઊર્મિઝરણું તે,
ઉરમોમે ખળભળતું;
નીંદર ઘેને ઘેરા સઘળા,
અણુ અણુ થાય સજાગ—આ ફાગણુ૦
લીમડાની મંજરીઓ જાણે
ફોરમ કેરી કુંવારી,
પીંપળની કૂંપળ સૌ જાણે,
નવવધૂ રંગ દુલારી
પૃથ્વી પ્રાણ તણો આ પ્રગટે,
પલપલ રંગ-પરાગ—આ ફાગણુ૦

★

ગની દહીં વાળા

## મેળો

પુરુષ છોરી ! કીયા રે રંગારે રંગી ચૂંદલડી—
કે તુને મેળે મનખ બધુ જોતુ રે . મેળે
સ્ત્રી • છોરા ! આ ચૂંદડીનો રંગ કાચો રે,
હું । રુદિયાનો રંગારો ગોતુ, ગોતુ રે રુદિ૦
પુરુષ . છોરી ! નેહ નીતરના નેણુ કસુમન—
ભીંજવતા અંગે અંગ છે રે,
મારા ભીંજવતા અંગે અંગ છે રે
સ્ત્રી છોરા ! પથરાણા પૂરવ ને પશ્ચિમ —
પાનેતરના રંગ છે રે, મારા પાનેતરના રંગ છે રે,
શુ નદરાણુ, ને કોણુ બીજાણુ—
એનુ ભાન મુને કંઈ નો'તુ રે
હુ તો રુદિયાનો રંગારો ગોતુ, ગોતુ રે
પુરુષ છોરી ! ફૂલગુનાની ફાગણિયો—
તારી ઓઢણીએ ભાગ ઝેગનિ રે,
તારી ઓઢણીએ, મારા ઝેગનિ રે
સ્ત્રી છોરા ! નોકદીવા, જાગે મોતી રીઓ —
મારા ઝાંઝરીએ તારી વાંસળીએ,
મારા ઝાંઝરીએ તારી વાંસળીએ
પુરુષ તારા કામણગારા નયણાંમા—
દેખુ ગામને આખો પ્રોતુ રે,
છોરી ! મેળે મનખ બધુ જોતુ, જોતુ રે —
સ્ત્રી રુદિયાનો રંગારો ગોતુ, ગોતુ રે
પુરુષ મેળે મનખ બધુ જોતુ, જોતુ રે

★

'પારાશર્ય'

## પહોંચ્યો બાગ વિષે

પહોંચ્યો બાગ મહીં, હતો સમય ના, પુષ્પો હતા ચૂંટવા,
ચૂંટ્યા કૈંક ફૂલો ઉતાવળ કરી મેં કંટકોને સહી.
વાસી, કૈંક કળી, અપૂર્ણ વિકસ્યાં, ને કું નથી પાદડી
પી ખાનેન, અખંડ પૂર્ણ વિકસ્યું ના એક પામી શક્યો
સાથે કૈં હળવે રહ્યા, મળ્યું નહીં, એકાદ પૂરું ખીલ્યું
લીધું હોત અખંડ પુષ્પ ઉરને કેવી મઝા હેત તો !

★

'સાલિક' પોપટિયા

## વિરહની વાતો

કદી બેચેન નજરોમાં સિતારાને નચાવ્યા છે,
કદી પાગલ સમા થઈ ચાંદથી વાતો કરી લીધી;
કદી વીનવી છે રજનીને તમારી કંઈ ખબર દેવા,
કદી આંસુ વહાવ્યાં ને કદી આહો ભરી લીધી,
અતિ વ્યાકૂળ થઈ જઈ ને તમારું નામ લીધું છે.

કદી આ ફૂલને પૂછી તમારા રૂપની વાતો,
પૂછ્યું છે રાતરાણીને છે તારામાં મહક કોની ?
નિશા ! કાજળ તું કોના નેણનું ચોરીને આવી છે,
પૂછ્યું બુલબુલને તારા કંઠમાં છે આ ચહક કોની;
પૂછ્યું ચંદાને કોના નેણનું તેં તેજ લીધું છે.

હું બેઠો છું ઘણી વેળા ઉષાની વાટ નિરખીને,
તમારા પ્રેમનો એ કોઈનો સંદેશ લઈ આવે;
નસીબે ના લખાયા હોય જો પુનઃ એ સુખદ સ્વપ્નાં,
પુરાણા એ સ્વપનના કૈંક તો અવશેષ લઈ આવે.
તમારા ગુલસિતાંનું એને ઠેકાણું મેં દીધું છે.

શીતળ હું ચાંદની રાતોને સમજ્યો આગની જેવી,
વસંતોમાં વિચારો મેં કર્યા છે પાનખર કેરા;
અને રજનીના પાલવ પર જે ટાંકયા છે સિતારાઓ,
મને લાગ્યા છે જાણે દાગ એ મારા જીગર કેરા.
અમીના કૂપ ઢોળીને હળાહળ ઝેર પીધું છે.

કદી મેં કલ્પનાઓમાં તમારા ચિત્ર આલેખ્યા,
નથી છૂટી શકી કો'દી તમારા રૂપની માયા;
કદી ઘેલા થઈ મેં દોટ મૂકી છે પકડવાને,
અરે અંધારમાં જોયા તમારા ફરતા પરછાયા.
અને એમ જ મેં ભીંતો સાથ પણ ટકરાઈ લીધું છે.



'પ્રવાત'

## પ્રભુતા પામવા

આંગણાં આથડી જ્યારે આવ્યો તારે દ્વાર હું
પ્રતાપુ કૈંક મેં દીઠી, પ્રભુત્વ વરવા ચહું.
પ્રભુત્વની બધી ત્યારે દેખાતી ઊઠેલ એ
મારે ત્યાં ફેંકવી એવી પ્રભુતા તુજ દ્વારમાં
દ્વારને ઊંબરે મારે રાહ જોવી પડી હતી,
દ્વારથી હું વળું પાછો રુચિ રોકાયે જતી.
મારે તો એકલી તારી પ્રભુતા વરવી કરી
પ્રભુતા પામવા મારી, તારી પૂજાને ધરી.
સમર્પાયે અનોખું જ્યાં ઘોરતમ પ્રભુત્વ એ
પ્રભુતા પામવા માટે.



'ઉશનસ્'

## શ્રીને

સહસ્રદલ સૃષ્ટિના કમલનું કરી આસન
વિરાજિત થયેલ રમ્ય તમને નમું હું નમું,
અને કમલસૃષ્ટિનું તવ પદો કરી ધારણ
દલેદલ પ્રતષ્ટ કેવું ! અદકું જ તેથી ગમ્યું;
મુખે ગગનતેજના વલય શું ઝગે ઉજ્જ્વલ,
ઋતુત્થ વનફૂલમાળ ધરી કંઠ, અંગાંગપે
ધર્યાં કુસુમમંડનો, નપુ ધરંત ઋત્વંબર,
ગિરીન્દ્ર શિખરો તણો મુકુટ ઉત્તમાંગે તપે.
વિભૂતિમય હે પ્રસન્ન કમલા, હવે ઊતરો
અધઃસ્થ દલનાં સ્તરે ઉપર, પ્રકૃતિનાં પડો
કૃપાળુ, તમ ધન્ય પાદસ્મિતની પ્રભાથી મઢો,
સુ દીન કૃતિચિત્તવાણી અમ ગૌરવે ઉદ્ધરો;
તમારી રમણીય મૂર્તિ ધરી ધન્યતા પામવા,
ચહું હું : તમ પાદપીઠ સમ ખીલવી દો મને.





'રાજહંસ'

# સમયના શોરબકોર

### ગુણોનાં બંધનમુક્તિ

કેટલીક વાર માણસનો ઘણો મોટો ગુણ એ એનો બોજ બની રહે છે, એને ડૂબાડે છે ને બીજાને નડતર થઈ રહે છે. એનાં કારણો શોધીએ તો જડતાં નથી, ઈલાજ પણ સૂઝતા નથી. ગુણની આવી કરુણ ઘટના પાછળ વિધિના સંકેત માની મન મનાવવાનું રહે છે.

પહેલાં કોઈક રાજા એવા થતા કે કોટ કિલ્લા કે એના દરવાજા બનાવરાવી એના ઉસ્તાદ કારીગરને પૂરો કરી નાખતા. કારીગરીની કળા, પ્રાણ રેડીને સુંદર કૃતિ કરવાની તમન્ના, દેશ દેશાવરમાં થતી. એની નામના એ જ એનો પ્રાણ હરી લેતી. કવિઓ, મલ્લો, સંગીતકારો, પંડિતો એક રાજ્યમાંથી બીજે વસવા જઈ શકતા નથી; એમના ગુણ એમનાં બંધન થઈ રહેતા. કેટલાક લક્ષ્મીવાનોને એમની લક્ષ્મી જકડી રાખતી, રાત દિવસ ફિકર કરાવતી આ બંધન માયાનાં નથી, કાળનાં હોય છે. જાણે તોયે ત્યારે માણસ ઘણીવાર લાચાર બની રહે છે.

આપણા નેહરુને એમના ગુણ બંધન જેવા નીવડયા છે, એમાથી છૂટવું છે પણ છૂટાતું નથી. નેહરુ ક્યારેય સત્તા છોડી શકે એમ નથી. ને એ બંધનો અનિવાર્ય છે એમ દિવસે દિવસે એમને જ વધારે લાગશે, એની રૂચિ પણ થશે ને નશો પણ ચડશે. મુક્ત થવાનો અવાજ ધીરેધીરે ક્ષીણ થતો જશે. એ જોશે કે એમનું ધાર્યું થતું નથી. એમનું ચલણ રહેતું નથી, એમના વિચારો ઊગે છે પણ એમને આકાર સાપડતા નથી. જીવન અધૂરું ને ઉણું લાગે છે એવું જાણ્યા પછીયે એ જ જીવનને વળગી રહેવું પડે એ કરુણતા છે. એવે વખતે ગુણો ગરદન દબાવી બેસી જાય છે, બોજ બની રહે છે.

ચૂંટણીઓ વખતે નેહરુની જરૂર પક્ષને હજુ રહેવાની, પણ તે પછીયે નેહરુ મુક્ત થઈ શકવાના નથી પક્ષને એમની જરૂર તો છે જ, પણ હવે તો એમનેય આ પક્ષ વિના ચાલે એમ નથી, એનું વ્યસન પડી ચૂક્યું છે. ભલે દેશહિત, શિસ્ત, કર્તવ્યની પરાકાષ્ઠા, સ્વાર્પણ—એવાં સોહામણાં નામો વડે એ બંધનને બિરદાવવામાં આવે, પણ એ સોનાનાં પાંજરાં છે, મુક્તિ નથી.

### નેહરુ—દેશના પ્રેરક ?

નેહરુને ક્યારેય પક્ષની રચના કરતાં આવડી નથી, ઉત્તર પ્રદેશમા પણ એમનો પક્ષ તો હતો જ નહિ. એ તંત્ર વિનાના તંત્રી છે. એમનું તંત્ર કોઈક સાચવે તો ઠીક, તો એમાથી સૂર કાઢી શકે. એ તંત્ર કાબૂ બહાર જાય તો નેહરુ લાચાર છે. ઉમદા સ્વભાવની આવી કમજોરી છે.

એમણે વિચારો તો ઘણા આપ્યા છે. એ વિચારો સુંદર છે. મહત્વના છે, વૈજ્ઞાનિક છે. એ વિચારોની રજુઆત છટાદાર થઈ છે. ઘણી પ્રતિભા મેળવ્યા પછી એ પ્રગટ થયા છે ને બહોળા પ્રમાણમાં ફેલાઈ શક્યા છે. પણ એ વિચારો પાગરતા નથી. એનું કોઈ આંદોલન ચાલતું નથી, દેશની નવી પેઢી એથી ખાસ પ્રભાવિત થઈ નથી. ઘણા માણસો તેમને સાંભળે છે, સાંભળવાનો લહાવો લે છે, ખુશ થાય છે, વખાણ કરે છે, કદીક ચર્ચા કરે છે અને પછી એના મુદ્દા વિસારે પાડે છે.

દેશમાં બીજાયે વિચારકો છે, જુદા જુદા ક્ષેત્રમાં નાની મોટી ઝૂંબેશો ચલાવી શકે એટલી શક્તિવાળા કાર્યકરો





છે, એમને પ્રતિષ્ઠા છે, ઉમંગ છે. પણ નેહરુના પ્રલાપોમાં એમનું કોઈ સાંભળતું નથી. પ્રતિષ્ઠિત નિષ્ફળતા આગળ બીજા પ્રવાહો મંદ પડી જાય છે. સુકાઈ જાય છે. દેશમાં પક્ષાપક્ષી સિવાયની એટલે કે સામાજિક હિતની ઝૂંબેશોમાં મન દેખાતું નથી. વેગ આવતો નથી, ફળ બેસતાં નથી.

એક ભવ્ય સવારે જુદાં જુદાં રાષ્ટ્રો નેહરુને નિમંત્રણ મોકલે અને રાષ્ટ્રસમૂહનો કારોબાર આ બુદ્ધિશાળી તટસ્થ નિખાલસ માણસને સોંપવાનું જણાવે તો કોંગ્રેસના સહુ આગેવાનો ખરા અંતરથી એમને વિદાય આપે, (અલબત્ત, મોઢાની વાણી તો જુદી જ હોય.) પક્ષથી દૂર હોય તો વાંધો નહિ. નેહરુ અલગ ના થવા જોઈએ. એ જુદો પક્ષ રચે નહિ એટલું એમના પક્ષને જોઈએ છે. નેહરુ જુદા પક્ષની રચના નથી ઇચ્છતા, નથી કરી શકતા. એ એમની શક્તિની બહાર છે. ને એમનો પક્ષ એમને વિદાય દઈ આનંદ લઈ શકે છે.

### અછત—હુંડિયામણની કે હતુઓની?

નેહરુને કોંગો કોરીઆ ને લાઓસ એલ્જીરીઆની ફિકર થાય છે એવી જ લોકશાહી, સમાજવાદ ને ઉદ્યોગીકરણની રહે છે. સત્યાનુકંપાવાળું હૃદય અને વૈજ્ઞાનિક બુદ્ધિ એ બંને વચ્ચે સમતુલા જાળવવા જતાં નેહરુને ઢીલા, પરાવલંબી, પ્રવાહગત રહેવું પડે છે, કોઈ દૃઢતા આવતી નથી, કોઈ સખ્તાઈ થતી નથી.

એમના કારોબારમાં બધું જ નભી શકે છે. પરદેશી હુંડિયામણની ખરી કટોકટી વેળાએ દેશની અંદર પ્રતિબંધવાળી અવનવી વસ્તુઓ પરદેશથી આવતી જ રહે છે, દરેક વિદેશયાત્રી ત્યાંથી પાછા ફરતાં કેટકેટલી વસ્તુઓ લાવે છે. એને મળેલી રકમમાં એ આવું કેમ ખરીદી શકે તેની પૂછપરછ થતી નથી, સજાની બીક રહેતી નથી. નવામાં નવી ભારે મોટરો જોઈએ તેટલી દોડે છે. પોકેટ રેડિયો લઈ કેટલાયે ફરે છે. સેન્ટ, કેમેરા, ઘડિયાળો આવતાં જ રહે છે. સોનું ને હીરામોતી રોજ રોજ ઘૂસતાં જાય છે. એ શું હુંડિયામણ મેળવ્યા વિના આવે છે? એના ઘરાકોને છૂટો દોર છે ત્યાં સુધી પરદેશી હુંડિયામણની અછત કોઈ માનવાનું નથી.

શું આ દેશના સાધનસંપન્ન સમૃદ્ધ માણસો પરદેશમાં નાણાંનો સંચય કરવો જરૂરી માને છે? આવો છૂપો સંચય શી રીતે થયો કે થતો રહે છે? એની જરૂર શાથી મનાય છે? એ નાણું કેવી રીતે વપરાય છે? લોકોને મન આ કોયડા છે, પણ નેહરુ ઘણું ચલાવી લે છે એટલે લોકો પણ હસી કાઢે છે. એમ જ કે આવું તો ચાલવાનું, એની નવાઈ નથી ને હવે એનું દુઃખ પણ નથી. પ્રજાએ આ પ્રકારનું શિક્ષણ નેહરુની સરકાર કનેથી મેળવ્યું છે.

અને યોજનાઓના અઢળક ખરચ વિશે પણ લોકોમાં એ જ વિચાર રહ્યો છે કે વરો થાય ત્યારે કેટલુંક બગડે પણ ખરું. એથી જે થઈ રહ્યું છે તે પેટે પાટા બાંધીને દુઃખ વેઠીને કરવાનું નથી. પણ વરાની ઉડાઉ રીતે કરવાનું છે એમ ઠરે છે! મોરારજીએ કહ્યું કે કોંગ્રેસની બહાર બીજા લોકો દેવ છે એમ માનવાને હું તૈયાર નથી. એટલું સમજવાની તાકાત તો લોકોમાં છે જ, પણ કોંગ્રેસમાં દેવ કેમ નથી, કેમ મરી ગયા એ મુઝવણ તો છે જ. દેવ નથી એવી કબુલત સાચી ભલે હોય, મનને રાજી કરે એવી તો નથી. અને વરાની ઉડાઉ પદ્ધતિ રાખવી હોય તો લોકોનો સાથ માગવાની કે અગવડો વેઠી લેવાની સલાહ પણ બંધ બેસતી નથી.

નેહરુની સરકાર કરોડો ખરચ કર્યાની કે કરવાની યોજનાઓ ઘડે છે. એ રૂપિયાથી યોજનાઓ કયારેય નહિ માપી શકાય. યોજનાઓનું સરવૈયું ખરચથી નહિ, ઉત્પાદનથી નીકળશે. પણ કમનસીબે ખરચ કરવાની તક મળી છે તે તરફ ઘણાનું ધ્યાન વધારે ગયું છે, નશો પણ એનો જ ચડયો છે. એ નશામાં રાજ્યોએ કેન્દ્રને હરાવ્યું છે ને કેન્દ્ર નબળું જણાયું છે. વધારે કરોડો રૂપિયાની માગણી રાજ્યોએ કરી તે કેન્દ્રને ઉચિત ના લાગી, પણ પાછળથી નમતું જોખી લીધું

ને વધારાના કરોડો મંજૂર રાખ્યા. એથી કેન્દ્રની કમજોરી જણાઈ તે ઉપરાંત રાષ્ટ્રીય એકતા પણ જોખમાઈ ગણાય.

### વરાની સમાજ ઉપર અસર

લોકોએ હમણાં ઘણા વરા કર્યા પણ એમને ઓછા ખર્ચાળ થવાની વાત કોઈએ કરી નથી. જે રીતે આપણાં શહેરોમાં લગ્નની ઉજવણી થાય છે તે રીતે આપણે ગરીબ નથી, તંગીઓ જાણે ભોગવતા નથી, કોઈ સંસ્થા એ ઉડાઉપણું નિવારવા રાજી નથી, કોઈ એવો ઉપાય કારગત થતો નથી કે એ વ્યય નિવારી શકાય. જેવી સરકારની ખરચ કરવા સંબંધી નીતિ છે, બરાબર તેવી નીતિ પ્રજા પાસે આવી છે. જે થાય તે દમામભેર કરવાનું સૂઝે છે. લોકોને અગર ઉત્સવ કરવા ગમે છે તો સરકારને પણ એમ જ છે. ત્યારે તંગીઓ સામે આંગળી ચીંધવાની પણ કોઈની હિંમત નથી.

ચીજ વસ્તુઓની તંગી નથી રહી પણ એમના ભાવ એવા વધ્યા છે કે એ દુષ્પ્રાપ્ય બને. ઊંચા ભાવ ઊંચે જ જવાના એની પણ સહુને ખાતરી થઈ ચૂકી છે. કોઈ ખોરાક પ્રધાનની છાતી નથી કે સારો ખોરાક વિપુલ ખોરાક અને સસ્તો ખોરાક ક્યારેય મળશે એમ કહી શકે. એક વાર પાકિસ્તાનની મશ્કરી થતી હતી કે અમેરિકા જીવાડે તો જીવે એવા એના હાલ થયા છે, હવે આપણો વારો આવ્યો છે. યોજનાઓના આધાર તો ત્યાં ગયો જ છે, અને સાથે ખોરાકનો આધાર પણ ત્યાં જ રહ્યો છે. એનાં વહાણુ આવતાં બંધ થાય ત્યારે શું? પણ એવો વિચાર કરવાની હિંમત દેશમાં રહી નથી.

આ સ્થિતિ ચાલતી હોય ત્યારે દેશના ગવર્નરો ને મુખ્ય પ્રધાનો રોનકદાર સમારંભોમાં પધરામણીએ જાય, ને તાલેવંતોના રંગરાગની કદર કરે, ત્યારે એમની ગરીબ-દાઝ કેટલી છીછરી છે તે જણાઈ આવે છે. ત્યારે એમ લાગે છે કે જે ચાલી રહ્યું છે એમા ગરીબોને તો પરસેવો જ રળવાનો છે. સાહ્યબી અને ભોગ બીજાનાં વધે એ માટે. એમના હોય તો ભોગસાહ્યબી-વાળાં પ્રદર્શનો, લગ્ન સત્કારો શી રીતે સંભવી શકે? શી રીતે એ પરંપરા લંબાતી જાય? સાત્વિક આનંદોની પ્રથા કેમ જોર પકડતી નથી?

### આનંદો—વ્યક્તિના ને સમાજના

લગ્ન-મરણના પગથાર મોટા ફેલાતા જાય છે ને એનો હરખ કરી લોકો ખૂબ મહાલે છે પણ એથી વ્યક્તિના કે સમાજના કયા ગુણ ખીલે છે! આપણે આધુનિક સમાજે કઈ સમજથી આ નવો રિવાજ વધાર્યો છે? કે પછી જે આવી પડે, જેની સામે ઇલાજ નથી,, એ ભલે પધાર્યો! આપણી પસંદ આ દાળની થઈ છે કે એને આપણે અનિવાર્ય દૂષણ ગણી લઈએ છીએ? પેટલીકરનું સૂચન છે કે લગ્નમા શું આપવુ લેવું ને કેટલાને નોતરવા એના નિયમ ના હોઈ શકે, એ ચર્ચાની જરૂર નથી. આપણે યત્ન કરવો હોય તો એટલો કે આ બાબતને રિવાજ કે વ્યવહાર ના માનવો, પણ ઉત્સવ ગણી પોતાની શક્તિ અનુસાર ચાલવું. આ સૂચનથી ચાલુ વ્યવસ્થાને સમર્થન મળે છે, સુખી અને સમૃદ્ધોને છૂટો દોર મળે છે. પણ એમને એવો હક આપી એનો બચાવ કરવાની ગુજરાતમાંયે જરૂર છે ખરી?

ના, ગુજરાતે વિવેક જાળવવો જોઈએ. ગુજરાતે એના સમાજને છિન્નભિન્ન ‘અસમાનતા’વાળો કે ભોગપ્રધાન બનાવવાની જરૂર નથી, એનું સમર્થન તો ના જ થઈ શકે. મોટા પરિઘમાં ઓળખાવાથી લાગવગનું જોર વધે છે, ને લાગવગ એ આ જમાનાનું મોટું દૂષણ છે. એનું જોર વધારે એવી પ્રથાઓ આપણે પ્રયત્નપૂર્વક દૂર કરવી રહી.

લગ્નના ઉત્સવમાંથી–કહે છે કે લોકો ઘણો આનંદ મેળવે છે. આ હકીકત આપણે સમજવા, વિચારવા જેવી છે મોટા સમૂહમાં શા પરિચય થવાના, શા વાર્તાલાપ થવાના, સંબંધો શી રીતે કેળવવાના? એમા કોઈનો ‘રસ’ તો સમજાતો નથી, શિષ્ટાચારથી બધું ચાલે છે. એના રિવાજ પડતા જાય છે, ને દેખાદેખી વધે છે. તવંગરો જો સમાજના આગેવાન થવાના હોય તો

આવી દેખાદેખી ભલે વધે. પણ ગુજરાત એમનાથી શું એટલું બધું અંજાઈ જશે?

આપણે સમજી લેવું જોઈએ કે આનંદો કેળવવા જેવા છે. સમૂહના આનંદો જુદા છે, વ્યક્તિના જુદા છે, અને વ્યક્તિના હર્ષશોક જાહેરમાં ઘસડી જવાની કશી જરૂર નથી. એથી સામાજિક અસમાનતા ફેલાય તે આપણે ખપતી નથી.

### ગુજરાતી મોટી બેન રહે

ગુજરાત યુનિવર્સિટિએ એક ચર્ચાસ્પદ મુદ્દાનો સારો નિકાલ આણ્યો. સાત વર્ષ પછી માધ્યમ ગુજરાતીનું રાખે તે વાજબી છે. ત્યાં સુધીમાં પાઠ્ય પુસ્તકો તૈયાર કરી શકાશે, ને ગુજરાતી ભાષા વધારે ખેડાયેલી સમૃદ્ધ થઈ હશે, એનાં વ્યાકરણ સુધર્યાં હશે, જોડણી શુદ્ધ ને એક સરખી થઈ હશે, લેખકો વધારે આદરપાત્ર ગણાયા હશે.

ગુજરાતીને માનભર્યું સ્થાન આપતાં આપણે હિત તો વિદ્યાર્થીનું જોવાનું છે. ગુજરાતીમાં શિક્ષણ લેતાં ને પરીક્ષા આપતાં એને સગવડ તો થશે જ. પણ જે પારિભાષિક શબ્દો તૈયાર થાય તે બહુધા ગુજરાતીને બદલે હિંદી રહેશે તો ઉચિત ગણાશે. એમ કરવાથી હિન્દી ભાષા સાથે આપણો વધારે મેળ રહેશે. હિંદી પારિભાષિક શબ્દો કૃત્રિમ ના બને એમ આપણે ઇચ્છીએ. અર્થ પૂરેપૂરો વ્યક્ત કરવાની શબ્દ ઉચ્ચારમાં સગવડ રહેવી જોઈએ તેમ એ કિલષ્ટ પણ ના થવા જોઈએ. કેટલેક અંશે આંતરરાષ્ટ્રીય પારિભાષિક શબ્દભંડોળને ગુજરાતીએ અપનાવવાની જરૂર રહેશે.

અને આપણે આ વ્યવસ્થા સ્થાપીએ તે વેળા અંગ્રેજીને માનભંગ કરવાનીયે જરૂર નથી. એ ભાષા આપણને વારસામાં મળી છે, એ વારસો ખોટો નથી પણ ખપ લાગે તેવો છે, અને ના કહીશું તો પણ જે લાગવગ ધરાવતો વર્ગ છે તે તો એમના સંતાનોને અંગ્રેજી શીખવવાથી વંચિત નહિ જ રાખે. ત્યારે શું સામાન્ય જનો કાજે લઘુગ્રંથિ થવા દેવી વાજબી ગણાશે? ગુજરાતી મોટી બેન ભલે રહે. અંગ્રેજીને રૂખસદ તો નહિ જ દેવાય.

### પ્રતિભા સાથે જનતાનું મિલન

હમણાં આપણે નાનાભાઈની, વિષ્ણુપ્રસાદ ત્રિવેદીની, ટોલ્સ્ટોયની ને ટાગોરની જયંતિઓ ઉજવી, ત્યારે જીવંત કે સદ્ગતના ભેદ ભૂંસ્યા, પ્રાંત અને દેશની સીમાઓ અવગણી. આપણે વિદ્યા, સંસ્કાર, અને માનવીનું તેજ પારખ્યું. આ એક શુભ પરંપરા છે. સંભવ છે કે કોઈ મોટા માણસની જયંતિ ઉજવ્યા વિના રહી જશે તો વળી કોઈ નાના માણસની ઉજવાઈ રહેશે. એનાં પ્રમાણ ના હોય. સૂર્ય મોટો છતાં નભબિંદુ હોય તો ઘરદીવડાં કેમ વિસારાય? જે કોઈ એ માનના અધિકારી છે તેમને યાદ કરીશું તો એમના ગુણો પ્રજામાં ઊતરશે, કૃતજ્ઞતાની ભાવના કેળવાશે, અને જ્ઞાન, અભ્યાસ, સાત્વિક પુરુષાર્થ, સમાજમિત્રતા, નિર્ભળની ભેરુબંધી, અન્યાયનો સામનો—આવાં મૂલ્યો પ્રતિષ્ઠિત થશે.

ગામેગામ આ પ્રવૃત્તિ તરફ કાર્યકર્તાઓનું ધ્યાન જવું ઘટે છે. અને પ્રકાશમાં ના આવી હોય એવી લોકોત્તર વ્યક્તિઓને છતી કરી એમના ગુણ આદર પામે તેવા પ્રયાસ કરવા ઘટે છે. એવી દુર્લભ વ્યક્તિઓ ગામેગામ છે જેમની કદર એ જ ગામમાં કે તાલુકામાં નથી થઈ, પૂરો પરિચય પણ નથી થયો.

એમને શોધીને વિવેકપુરઃસર જનતા સાથે એમનું જાહેર મિલન કરાવવાથી એ વ્યક્તિની પ્રતિભા ઓર પ્રકાશી ઊઠશે, જનતાને તો પારાવારનો લાભ છે જ.

### યંત્રદ્વારા ગજગ્રાહ

મ્હૈસુર રાજ્યે હમણાં હાથીને પકડવાનો ખેડા કર્યો. કહે છે કે આ છેલ્લો ખેડા છે, અને હવે પછી હાથીને પકડી એને પાલતુ જાનવર બનાવવાની પદ્ધતિ તજી દેવામાં આવશે. હાથીની કદર હતી ત્યારે રાજદરબારે હતી, હવે એની જગ્યા કેટલીક મોટરગાડીએ લીધી છે. હાથી ઉપયોગી પ્રાણી હતું, હવે એ ખર્ચાળ ગણાયું છે.

હાથીનાં બળ ને શાણપણ બંને આપણે વખાણ્યાં

છે. એથી તો એ ચિત્રોમાં—શિલ્પમાં—કાવ્યમાં માન-ભર્યું સ્થાન પામ્યો છે. એનું કદ વિશાળ હોવાથી એનું ગૌરવ પણ ઘણું થયું. હવે એ હાથી વિસારે પડવા લાગ્યો છે. એના ગુણ એનો બોજ બની ગયા છે. અને હાથી એમાંથી છૂટી શકવાનો નથી. એ નથી જંગલનો રહી શકતો કે નથી વસતીનો. એણે હવે મર્યે જ છૂટકો !

કહે છે કે એના દાંત લૂંટી લેવા આફ્રિકામાં હાથીની એફામ કતલ ચાલી છે. પણ એ ભલા શાણા પ્રાણીની વહારે કોઈ જઈ શકવાનું નથી. ઘોડો માણસનું પ્રિય પશુ રહ્યું, એણે ઘણી સેવા બજાવી, હવે એની જરૂર ઘટી ગઈ. ને ઘોડા ઘટી જવાનો. ને હાથી તો કદાચ નિર્મૂળ પણ થઈ જાય.

યંત્રનો દૈત્ય હાથીનોય હરીફ થઈ, એમાં હાર તો હાથીની જ થવાની !

શોભા, ગૌરવ, ઉપયોગ, ગુણ, એની છત હોય તોયે શું, સમય પૂરો થાય એટલે કાળના મોંમાં એ વિલીન થઈ જવાનું ! ને એની જગ્યાએ નવું શું દેખાશે ? કૈંક પંખીઓ ને પશુઓ ને સમુદ્રની અજાયબીઓ ગરક થતી જાય છે, ઉમેરો થતો હોય તો—જંતુઓનો !



'रसज्ञा'

## રસ–ભરતી

રંગના, રસના અને મસ્તીના એ દિવસોમાં હું તો શું, મારા જેવી કેટલીય યુવતીઓ દેહનાં તો ઠીક, દિલનાંયે ભાન ભૂલી જાય છે ત્યાં મારું શું ગજું ? શહેરોએ વસંતના એ ફાગ ખેલવાનું મહત્ત્વ ઘટાડી દીધું છે એટલે એ નિર્બંધ ઉત્સવનું રૂપ કેમે કર્યું શહેરીઓને નહિ સમજાય. પણ મારી એ નિર્બંધ ઉત્સવ-ઘેલછા સંતોષવા, જીવનમાં મુક્તિ અનુભવવા હું, ફાગણ મહિનો આવતાં જ મારા ગામડે દોડી ગઈ. નિર્દોષ એવા આનંદ માટે ઘેલા-ઘેલા ઉત્સવોમાં ફાલ્ગુનીનું જબરું મહત્ત્વ છે. રસભરતીમાં નવડાવતી એ ફાગણી પૂર્ણિમાની હું કેટલી બધી આતુરતાથી રાહ જોતી હતી ? આપણા લોકકવિઓની રચનાઓ પણ એ ઉત્સવ માટે કેવી નિર્બંધ વહે ગઈ છે ! એ ગીતોની રસભરતીથી છલકાતી મારી યુવાની ફાગણના ફાગ ખેલવામાં મસ્ત બની ગઈ. સરખી સહિયરો સાથે મન ભરીને મસ્તી માણતી હું એવી તો ખોવાઈ ગઈ કે મારી જાતનું પણ મને ભાન ન રહ્યું. સહિયરોએ મને રંગી નાખવા, રસતરબોળ કરી દેવાનું જાણે કાવતરું જ કર્યું હતું. અને હું એ રંગમાં, એ રસમાં ભીંજાતી, ખોવાતી, સમરંગ થતી વધુ ને વધુ ખેંચાતી જ ગઈ. મન મૂકીને જીવનનો નિર્બંધ આનંદ અનુભવતી ફાગણના એ ફાગ ખેલવામાં પરોવાઈ ગઈ. સમોવડી સખીઓની મારી અકલી ઉપરની એ સહિયારી ચડાઈ હું જાણે ન સહી શકી અને મને મારી અશક્તિનું ભાન થયું. જાણે હું ગૂંગળાઈ ગઈ હોઉં તેમ અબીલ-ગુલાલે મારા શ્વાસને રૂંધી દીધો. ફાગણની એ માદક અને ઉન્મત્તાપ્રેરક બપોરે રંગથી ભીંજાયેલી મારી કાયા જાણે થથરવા લાગી. અને છતાંય હું એ રંગોત્સવમાં એટલી એકરૂપ બની રહી. એ હોરીખેલનમાં મારાં ભીંજાયેલાં કપડાંનું તો ભાન નહોતું જ રહ્યું. પણ બધી સખીઓએ મારાં કપડાંના લીરે લીરા કરી નાખ્યા હતાં અનુંય ભાન મને ન રહ્યું. હું તો મસ્ત હતી : રંગના ખેલમાં અને ખેલની મસ્તીમાં. અને એકએક સખીઓ એમના કપડા સંકોરતી, લજ્જા અનુભવતી, શરીરનાં ભાગોને હાથ વતી ઢાંકવાનો નિષ્ફળ પ્રયાસ કરતી જુદી જુદી દિશાઓમાં દોડી ગઈ ત્યારે હું ચમકી. મારી એકલતાએ મને વધુ ચમકાવી. અબીલ-ગુલાલે ઉડવાથી બળતી મારી આંખો પૂરું જોઈ પણ નહોતી શકતી તોય કંઈક ઝાંખું મને જે દેખાયું એ હું જાણે માનવા તૈયાર નહોતી. મારી તદ્દન નજીક આવીને મારો પ્રિયતમ ઊભો હતો અને હું મોં વકાસી રહી હતી ! જાણે એનાથી એ ન સહેવાયું. મને એ ભેટી પડ્યો. રસ-ભરતીનું એ મોજું સૌથી વિશાળ હતું. કંપતી કાયાના કંપારી મટાડવા માટે એના જ મારે જરૂર હતી...







'ધૂમકેતુ'

# ભીખુદાસ

ઇતિહાસમાં મહામાનવોનાં નામો નોંધાય છે, પણ જે નામો ઇતિહાસમાં શોધ્યાય ન જડે તેવાં વણનોંધ્યાં નામો તો અમર હોય છે. ઇતિહાસ જાણનાર કોઈએ જે નામ ક્યારેય જાણ્યું નથી એવા એક અમર પાત્રનું આલેખન જાણીતા વાર્તાકારે એમની આગવી શૈલીમાં વાચકો માટે કર્યું છે...

ભીખુદાસ એક પળભર તો વિચારમાં પડી ગયો. પછી તે આંખો મીંચી ગયો. જાણે અંતરમાં ઊંડે ઊંડે કાંઈ ખોજ કરવા માટે ચાલ્યો ગયો લાગ્યો. એમ ને એમ પા કલાક વીતી ગયો. એને સંદેશો આપનારો એની સામે જ બેઠો હતો. એ પણ આ દૃશ્ય જોઈને ગભરાઈ ગયો.

એને થયું કે એણે આંહીં આવવામાં ભારે ભૂલ કરી હતી. આ સંદેશો સાંભળીને ભીખુદાસને એવો ભારે આઘાત લાગ્યો જણાતો હતો કે, એ આઘાત છુપાવવા માટે જ એ મૂગો થઈને આંખો મીંચી ગયો હશે.

તેણે થોડીવાર રાહ જોઈ, પણ ભીખુદાસ તો જડ પથ્થરની મૂર્તિ જેમ અચળ બેઠો હતો. ન આમ ચાલે કે તેમ ચાલે. અંતે એણે થાકીને કહ્યું: 'ભીખુદાસજી! આ તમે શું કરી રહ્યા છો? તમને શું થયું છે?'

'હું ખોજ કરી રહ્યો છું રઘુવીર! આંહીં એક પાંદડું પણ નિરર્થક હાલતું નથી. ગૂઢ હેતુ વિના કાંઈ બનતું નથી. આવો પ્રસંગ બની ગયો અને તેય અમારા કુટુંબમાં એટલે હું અમારો આગલો પાછલો ઇતિહાસ તપાસી રહ્યો છું.' ભીખુદાસે આંખો ઉઘાડ્યા વિના બેઠાં બેઠાં જ જવાબ વાળ્યો. જે સ્થિતિમાં પોતે હતો તે સ્થિતિમાં એ એમ ને એમ શાંત બેઠો જ રહ્યો. થોડી પળો એમ ને એમ વીતી ગઈ. અંતે તેણે આંખો ઉઘાડી. રઘુવીર સામે જોયું. રઘુવીર નવાઈ પામી ગયો. એ આંખમાં હવે ક્યાંય વેદના ન હતી. શોક ન હતો. કાંઈક ખોવાઈ ગયાનો અફસોસ પણ ન હતો. પોતાનો સંદેશો સાંભળીને જે આઘાત એને લાગ્યો હતો, એની લેશ પણ નિશાની હવે ત્યાં ન હતી. સ્વસ્થ, શાંત, પોતાના જીવનકાર્યમાં પાછો પોતે તલ્લીન થઈ જવા માગતો હોય તેમ, કાંઈ પણ બોલ્યા વિના 'હરિઃ ૐ, હરિઃ ૐ, તવ ચરણ, અમ પરમ જેમ' એમ મન–સમાધાન મેળવવા માટે મેંટેથી બોલતો ભીખુદાસ, રઘુવીર સામે શાંતિથી થોડી વાર જોઈ રહ્યો. પછી તે કાંઈ ન હોય તેમ બોલ્યો: 'તમે રઘુવીર, ક્યાં પુષ્કરજી ઊપડ્યા?'

'હા દેવ! હું જાઉં છું તો પુષ્કરજી. કાંઈ કામ હોય તો મને કહો. આ તો આંહીંથી નીકળ્યો એટલે થયું, વચ્ચે તમને મળતો જાઉં..ને આ સમાચાર બધે ચર્ચાય છે, તે પણ આપતો જાઉં. તાનસેનજીએ ભારે કરી!'

'આપણામાં જે બીજ સૂતેલું પડ્યું હોય, રઘુવીર, તેની આપણને ખબર પણ ન હોય એમ બને. વર્ષો પહેલાં કોઈ ઇચ્છાબીજ વવાઈ ગયું હોય, એને માટે ભારે મનલાગણી પણ હોય, તો વર્ષો પછી પણ, એ ઇચ્છાબીજ એક કે બીજે રૂપે ફળે ને ફળે એવી આ વાત છે. અમારો ધંધો કથાનકોનો. જ્ઞાતિ બ્રાહ્મણની. શુદ્ધ બીજાંકુર વર્ષોથી વહેતા આવે. કુટુંબમાં કથાનકો થતા આવે. પણ જમાનો પલટાયો હતો. હવા પલટાઈ હતી. દેશવેશ બધું જ પલટાયું હતું. કથાનકો કંગાલ જણાતા હતા. એમનું સ્થાન શું?

'સૌને આગળ વધવાની તાલાવેલી લાગી હતી. માન, અકરામ, કીર્તિ, અશરફી બધાંને એની લગની લાગી હતી. એટલે ભાષા, વેશ, ધંધા. બધું બદલાવ્યા વિના છૂટકો જ ન હતો. 'યથા રાજા તથા પ્રજા' જેવી વાત ચાલી હતી. 'દિલ્હીશ્વરો વા જગદીશ્વરો વા' એવી પ્રખ્યાત ઉક્તિ, પંડિત જગન્નાથ જેવાએ જેના વિષે કહી તે મહાન અકબર બાદશાહના દરબારમાં આવું મહાન માન મળે અને માણસ પોતાપણું ન રાખી શકે, તો એમાં નવાઈ જેવું શું છે? તાનસે-

નનું એમ જ બન્યું છે. મને એનો અફસોસ નથી, શોક નથી, વેદના નથી મોહ પણ નથી. કેવળ હરિદાસ જેવા સંત આ વાત જાણશે, તો એમને આઘાત લાગી જશે. સંગીતવિદ્યા જેવી દેવવિદ્યા પણ વ્યક્તિત્વનો લોપ કરે પછી તો આહીં બધે 'અત્ર લુપ્તા સરસ્વતી' એવી જ અવસ્થા થઈ જાય. વિદ્યાનો વારસો કોઈ કોઈને આપે નહિ એવી હવા થઈ જાય અફસોસ હોય તો માત્ર એ વાતનો છે. પણ ચાલો, માણસ હવા સામે ભાગ્યે જ ટકી શકે. જે થયું તે સારું થયું. હવે એનો કીર્તિધ્વજ ભારતવર્ષમાં લહેરાશે એ જોઈને મને તો શેર શેર લોહી ચડશે!'

રઘુવીર કાંઈ બોલ્યો નહિ પણ તે વાત સમજી ગયો. ભીખુદાસનો પોતાનો સગો ભાઈ, તાનસેન, મહાન ગવૈયાની કીર્તિ પ્રાપ્ત કરી ચૂક્યો હતો. પોતે તો જે હતો તે જ રહ્યો હતો. કથાકાર, મહાભારતનો કથાકાર. પોતે વિનમ્ર એવો કે ભીખુદાસ નામથી જ પોતાની જાતને ઓળખાવે. ભાઈને દિલ્હીશ્વર જેવા માન આપે છે એ સાંભળીને આનંદ પામે. પણ દિલ્હીને પથે જવાની કોઈ દિવસ વાત નહિ કે મહાન ગવૈયા થવાની આકાંક્ષા પણ નહિ. ભલો પોતે, ભલું પોતાનું કામ, ભલું આ ગામ, અને ભલી લોકને હલાવી નાખનારી પોતાની કથાઓ પોતે પોતાને કથાનક કહે. ને જે કાંઈ સીધુસામાન મળે તેમાં બ્રાહ્મણિયા જીવન ગાળે. કોઈ કહેશે, 'અરે! ભીખુદાસ! તમે તે શું આંહીં પડી રહ્યા છો? દિલ્હી પહોંચો. તમારા જેવાના કંઠ ઉપર તો દિલ્હીશ્વર જગદીશ્વરનો દરબાર વારી જશે. જોતજોતામાં ભારતવિખ્યાત થઈ જશો. આ તમારા જ સગા ભાઈ તાનસેનની વાત જોતા નથી? દિલ્હીમાં ઊપડ્યા ઊપડતા નથી!'

ભીખુદાસ બે હાથ જોડીને જવાબ વાળે: 'ભાઈ! વાત તો તમારી સોળ વાલ ને એક રતી છે પણ હું રહ્યો અકિંચન બ્રાહ્મણ. મારો ધંધો વર્ષોથી—બાપદાદાથી, આ મહાભારતની કથા કરવાનો. મારા પિતાજી કહેતા: "બેટા! ચારે તરફ આ દેશમાં દાવાનળ લાગ્યો છે. આપણે ક્યાં લોહન પાણી પીધાં છે તે સમે મોએ લડીને મરી શકીએ, ને સમય આવ્યે પ્રજાના પ્રાણતંતુને કાંઈ ને કાંઈ વેગ આપતા રહીએ. કે જેથી આ દાવાનળમાંથી પ્રજા પસાર થઈને પોતાના વ્યક્તિત્વને જાળવી રાખે? આપણે ક્યા કોઈ એવા અમર કૂપનાં લોહ પાણી પીધ છે તે એવું કરી શકીએ? આપણે તો આપણી રીતે, આ મહાભારતની કથાને સજીવન રાખીને, લોકના દિલમાં કોઈ ને કોઈ અભિમન્યુ જીવતો રાખીએ, કે જેથી પ્રજા સાવ નિર્માલ્ય, નિરાશ, હતાશ થઈને પોતાના પ્રાણતંતુને ખોઈ ન બેસે! કાંઈક પ્રાણ જાગતો હશે તો આ દાવાનળ, પાંચે, પંદરે, પચાસે, સોએ વર્ષે જ્યારે પણ ચાલ્યો જશે, ત્યારે પાછી પુનર્જીવનની વેલ પ્રગટશે. પ્રજાનું વ્યક્તિત્વ રહેશે. એનો સંસ્કારવારસો જળવાશે એમાંથી કોઈ ને કોઈ સાત કોઠે વીંધાઈ જનાર નીકળશે માટે આપણે મૂઠી દાળ ને ચપટી લોટ ઉપર જીવીને પણ, કાર્ય જાગતું રાખો દીકરા! મોટા ગણાતા માણસોનાં ઘૃણા ને તિરસ્કારને, એની ઉપેક્ષાને, એના ઉપહાસને, નભાવી લ્યો દીકરા! પણ આ યુગયુગની પ્રાણ જ્યોતને જીવતી રાખો!" હું તો ભાઈ! આટલા માટે આહીં બેઠો છું. મારું કથાનકનું કામ ચલાવું છું. દિલ્હી ઘણું મોટું હશે, દિલ્હીશ્વર જગદીશ્વર જેવો હશે—એ બધું જ હશે, પણ ખૂણે ખૂણે જો તમારી સંસ્કાર વાર્તાઓનો વાહક કોઈક નહિ પડ્યો હોય, તો એક દી પ્રજાનું દેવાળું ફૂંકાઈ જશે. મને તો આહીં જ જીવવા દો. આહીં ઠીક છે!'

તાનસેન મહાન ગવૈયો થઈ ગયો હતો. એનો સગો ભાઈ ભીખુદાસ સાદો કથાનક (ભજનિક) રહ્યો હતો. ભાઈની કીર્તિ સાંભળીને એને આનંદ થયો. પણ આજે રઘુવીરે જે સમાચાર આપ્યા તે ચોંકાવનારા પણ હતા. હવાની સામે ટકી નહિ શકવાથી તાનસેન ધીમે ધીમે પરધર્મ તરફ પણ વળી ગયો હતો!

એ સમાચાર સાંભળીને એક ઘડીભર ભીખુદાસ સ્તબ્ધ થઈ ગયો હતો. પણ એણે મનમોજ કરી. જ્યાં અશરફીઓનાં માન વધ્યાં હતાં, રાજદ્વારે સ્થાન મેળવવું હોય તો બધા જ નવા રંગપલટા લેવા પડે તેમ હતા, ત્યાં હવે કોણ ગમારની પેઠે ગામડામાં પડ્યો રહેવાનો હતો? જેની જેની પાસે શક્તિ, એ બધાની દિલ્હી તરફ ભક્તિ. આ એક જ વ્યાપક સત્ય હતું. પણ ભીખુદાસને આઘાત લાગ્યો. પોતાનો સગો ભાઈ આમ પરધર્મ તરફ ઢળી જાય?

પણ થાય શું? હવા જ એવી હતી કે તમે રાજદ્વારે પગ મૂકો, એટલે તમે વધારે ને વધારે નમતા-ભજતા રહો.

એક રાણા પ્રતાપ સિવાય, આખા ભારતવર્ષમાં બીજું કોણ રહ્યું હતું, જે દિલ્હીશ્વરની પ્રશંસા કરતું ન હતું?

પોતે એકલો થઈ ગયો. વર્ષોજૂની પોતાની કથાકારની ગાદી આજ લોકનજરે એક રીતે નીચે પડી. એણે ગમે તેમ મન વાળ્યું. અને ધીમે ધીમે એ પાછો પોતાના કામમાં તલ્લીન થવા લાગ્યો.

*

પણ એ વખતે તો જે કોઈ શક્તિશાળી હોય, તેને દિલ્હીદરબારનું આમંત્રણ વહેલે મોડે મળતું જ રહેતું. માન, અકરામ, અશરફી, હોદ્દો, ઈજ્જત બધાં ત્યાં હતાં. રાજશાસનની વસ્તુ જ જુદી હતી. એટલે જે કોઈની પાસે કાંઈ કારીગરી હોય, કોઈ નકશી હોય, કોઈ અસાધારણ શક્તિ હોય, કોઈ કુદરતી વસ્તુ હોય એ તમામ દિલમાં એક વાત રહેતી: એ વસ્તુ વટાવી ખાવાની. એક વખત જે દિલ્હી પહોંચતા તે મહાન થઈ જતા. પછી એ પોતાની ભૂમિમાં એ વાતનું બીજ રોપી શકે, એ વાતમાં કાંઈ માલ ન હતો. એ સંસ્કાર છેવટે ભૂંસાઈ જાય. ઘણી વાતો આમ મરી જતી હતી. ભીખુદાસ એ સમજતો હતો. એને પણ કંઈક મળ્યો હતો અદ્ભુત. પણ એણે એને સંસ્કારઓપ આપીને રાજદરબાર માટે તૈયાર ન કર્યો. એ તો જ્યાંનો હતો ત્યાંનો રહ્યો. સેંકડો હજારો પ્રજાજનોને મહાભારતની કથાનો રસ એ પાતો રહ્યો. એમાં નવી નવી વાતો પણ આપતો રહ્યો. એના સ્થાનમાંથી કેટલાયે દિલ્હીનો પંથ લીધો હતો. કોઈ અદ્ભુત લેખક બની ગયા હતા. કોઈ ચિત્રકાર થયા હતા. કોઈ ગવૈયા હતા. શિલ્પી પણ હતા. મહાભારતનાં, રામાયણનાં ચિત્રો ચાલતાં એમાં પણ ઘણા ગયા હતા. એક માત્ર ભીખુદાસ પોતાની જાતને અસલ ભીખુ મનાવતો, જે આસન ઉપર બેઠો હતો એ જ આસન ઉપર, બેઠો રહ્યો.

પણ તનમનને લીધે એની કીર્તિ પણ દિલ્હીમાં ગવાતી હતી.

એક દિવસ પ્રભાતે બાદશાહી રુક્કા સાથે એક સવાર આવીને ઊભો રહ્યો. તેણે ગામના મુખીને શોધી કાઢ્યો. છેક દિલ્હીથી જેને ત્યાં બાદશાહી સવાર આવે એ માણસનું ભાગ્ય કાંઈ જેવું તેવું ન ગણાતું. એટલે એ વાત સાંભળતામાં તો સેંકડો માણસો ત્યાં ભેગાં થઈ ગયાં.

સૌને લાગ્યું કે ભીખુદાસના નસીબનું પાંદડું હવે ફરી ગયું છે. હવે એ પણ એના ભાઈની જેમ બાદશાહી સિંહાસન પાસે બેસવાનો અધિકારી થઈ જશે. બધા એના તરફ રોફથી જોવા લાગ્યા. બાદશાહી રુક્કો વાંચીને ભીખુદાસ વિચારમાં પડી ગયો.

એમાં દિલ્હી આવવાની વાત હતી. માનપાન સહિત સોનેરી મ્યાનો એને લાવવા માટે મોકલાઈ ગયો હતો. સાથે પંદર પચીસ તો સવારો હતા. રાજ્યના હાથી ભીખુદાસને દિલ્હી જવાનું આમંત્રણ મળ્યું હતું.

રુક્કો વાંચીને શું કરવું તેની ચિંતામાં ભીખુદાસ પડી ગયો.

ચોખ્ખી 'ના' કહે છે તો બાદશાહનું અપમાન થાય છે. 'હા' કહે છે તો પોતાની વંશપરંપરાની કથાનકની ગાદીનું ગૌરવ હણાય છે. ગમે તેમ, પણ એની ગાદી, છેલ્લાં સો સો વર્ષથી પ્રજાને પ્રાણ ટકાવવાનું બળ આપી રહી હતી. એણે રાજા ધર્મને, અર્જુનને,

દ્રૌપદીને, ભીમને, અભિમન્યુને જીવતા રાખ્યા હતા; અને એમણે—નામશેષ થઈ ગયેલા એમણે પ્રજાને જીવતી રાખી હતી.

હજારો જીતનારા ભલે આવે. હિંદની આ વાતો જીવે ત્યાં સુધી પ્રજા જીવે. ત્યાં સુધી એને કોઈ હતાશાના અગ્નિકુંડમાં ફેંકી દઈ ન શકે !

ભીખુદાસને પોતાનું આ કામ હતું. દિલ્હીશ્વરો તો અનેક આવ્યા, અનેક ગયા. પ્રજાની આ શ્રદ્ધા તો રહી તો રહી, ને ગઈ તો ગઈ, એટલે બધું જ ખલાસ !

ભીખુદાસ હજી તો વિચાર કરે છે ત્યાં સોનેરી મ્યાનો દેખાયો; દસ-પંદર મોટા સવારો દેખાયા એવડા નાનકડા સ્થળને મોટી પ્રતિષ્ઠા મળી ગઈ.

ભીખુદાસે તત્કાળ નિર્ણય લેવાનો હતો. તે બે હાથ જોડીને આગળ વધ્યો. તેણે સવારને કહ્યું :

'ભાઈ ! તમે ખાખરાની ખિસકોલી પાસે સાકરના ગંજ આણ્યા છે. હું તો ભિખારી છું. અમારા કુળમાં વ્રત છે કે એક માણસ ભિખારી રહે. તે જે કાંઈ ભીખમાં મળે, કથા કરતા લોક આપે, તેના ઉપર જીવે ! હું હવે આ થાનક છોડી શકતો નથી !'

'અરે, પણ તુમ બચ્ચે જૈસી બાત કરતે હો—ફિર ઈધર આ જાના ! કૌન રુકાવટ કરતા હૈ ?'

'એ બધુંય સાચું બાપજી ! પણ હું તો જંગલનો ઢોર. મને આંહીં ગમે. ત્યાં મારું કામ નહિ !'

'અરે ! પણ બાદશાહી રુક્કા ..'

'બાદશાહી રુક્કો મેં માથે ચડાવ્યો—જમાદાર સા'બ !' ભીખુદાસે માથે હાથ અડાડ્યો. 'પણ હું ભિખારી. રાજદરબારમાં મારું કામ નહિ. મને ત્યાં બોલતાં આવડે નહિ.'

'અરે ! તુમારા દિમાગ ફિર જાયગા. નસીબ પલટ જાયગા !'

'એ બધુંય ખરું જમાદાર સા'બ ! પણ હું તો શેર બાજરી ખાવાનીને આવ્યો છું. દોઢ શેર મારે જોતી નથી ! મને માફ કરો !'

ભીખુદાસને બધાએ બહુ સમજાવ્યો. છેવટે તો ભય પણ બતાવ્યો. પણ એણે તો એક જ વાત પકડી. હું તો કથાકાર. મારું સ્થાન આંહીં. મારું સ્થાન લોક વચ્ચે. મને દરબારમાં ફાવે નહિ. દરબારમાં હું કુતૂહલનું પ્રાણી ગણાઉં. મારે ત્યાં આવવું નથી !'

જ્યારે બધાને ખાતરી થઈ કે ભીખુદાસ કોઈ રીતે દિલ્હીને પથે વળે તેમ નથી, ત્યારે બધા આવ્યા હતા તેવા પાછા ફર્યા. પછી શું થયું એની કોઈ આગળની વાત ક્યાંય જડતી નથી.

પણ કહે છે કે ભીખુદાસને એવી શંકા થઈ કે કદાચ હજી પણ એને કોઈ લેવા આવે.

એટલે એણે પોતાનું એ સ્થાનક જ છોડી દીધું. પછી એ ગામેગામ ફરવા માંડ્યો, ને એક ઠેકાણે બેસીને જે મહાભારતની કથા બધાને સંભળાવતો, તે હવે ઠેકાણે ઠેકાણે ફરીને, ગામડે ગામડે સંભળાવવા માંડ્યો. આજ આખી દુનિયા જાણે છે, તાનસેન મહાન હતો, એની પાસે ગાંધર્વ લોકની વિદ્યા હતી. એનું નામ ઇતિહાસમાં બાદશાહ અકબર સાથે હમેશને માટે જોડાઈ ગયું છે.

પણ ભીખુદાસે ગામડે ગામડે કથા કરીને લોકજીવનની જે જ્યોતિ અખંડ રાખી, એ એની શાંત ઉપાસનાને બિરદાવતો એક પથ્થર પણ આજે ક્યાંય ઊભો નથી. ભીખુદાસ કોણ હતો, એ પણ કોઈને જાણ નથી. પણ ઇતિહાસ કહે છે, ભૂલતા નહિ, મને વાંચનારાઓ ! મારે ત્યાં નોંધાયેલાં નામો મહાન હશે; પણ મારે ત્યાં નહિ નોંધાયેલાં નામો તો અમર છે !



ચીનાઓ પોતે બિલાડીની આંખો જોઈને દિવસે ચોક્કસ સમય કહી શકે છે. બપોરે બિલાડીની આંખો સંકોચાઈને તદ્દન નાની થઈ ગઈ હોય છે. દિવસ જેમ જેમ ચડે છે તેમ તેમ આંખો મોટી થતી જાય છે. અને અંધારું થતા સંપૂર્ણ વિકસી રહે છે. અને પાછો દિવસ થતા ધીમે ધીમે સંકોચાવા માંડે છે.



ચુનીલાલ વ૦ શાહ

# નિજત્વ–પોતાપણું

આપણા જાણીતા પીઢ નવલકથાકાર એટલા અભ્યાસુ અને વિચારક પણ છે તેની પ્રતીતિ કરાવતો આ ચિંતનાત્મક—વધુ તો વિચારણીય લેખ છે જેને વાચકો વિચારપૂર્વક આવકારશે. ઊંડું ચિંતન કરવાની આપણી વૃત્તિ જ ઓછી થવા લાગી છે ત્યારે આવા વિચાર-લેખો જરૂરી પણ બને છે...

એક એવી વ્યક્તિના વ્યક્તિત્વ વિષે મેં કેટલુંક જાણ્યું છે કે જેનો પ્રત્યક્ષ પરિચય મને થયો નથી. એ વ્યક્તિત્વની વાત એવી છે કે તે એક પ્રતિષ્ઠિત માણસ છે, બુદ્ધિમાન છે, જવાબદારીનો ખ્યાલ ધરાવનાર છે અને જાહેર કાર્યમાં પણ ભાગ લે છે. જ્યારે કોઈ વસ્તુની કિંમત તેને આપવાની હોય છે, મજૂરીના દામ ચૂકવવાના હોય છે કે ગાડીવાનને ગાડીભાડું આપવાનું હોય છે, ત્યારે તે હમેશાં પોતાની રીતે વર્તે છે, અર્થાત બજારુ મૂલ્ય કે ચાલુ ભાવથી કાંઈક વધારે આપે છે. કોઈ વાર દોઢા–બમણા પૈસા પણ આપી દે છે. આમ કરવાનું કારણ શું? સામાન્ય રીતે તો તેને ઘણા ખરા મૂર્ખ કહે, અને કોઈક જ ઉદાર કહે; પણ ઉદારતા જ્યારે કોઈની દૃષ્ટિને ઉડાઉગીરીનું સ્વરૂપ ધારણ કરનારી લાગે ત્યારે તે પોતાનો પહેલાંનો અભિપ્રાય બદલાવીને તેને મૂર્ખ જ કહે.

ગાંધીજીના આશ્રમમાં જ્યારે શાક-તરકારી ઉગાડીને બજારમાં વેચવામાં આવતાં હતાં, ત્યારે વખતોવખત તેનો ભાવ ઠરાવવામાં આવતો હતો. એ ભાવ શાક વેચવાનો હતો અને બજારમાંથી શાક ખરીદવાનો પણ હતો. એટલે કે આશ્રમમાં ઉગાડેલી કોબીજ જો ત્રણ આને શેર વેચવામાં આવતી હોય તો બજારમાંથી આશ્રમ માટે કોબીજ ખરીદ કરતી વખતે તેનો ભાવ ત્રણ આના શેર મુજબ જ આપવાનો હોય, પછી ભલે બજારભાવ એક આને શેરનો હોય. વસ્તુ વેચવા–ખરીદવાનો ગાંધીજીનો ગજ આ પ્રકારનો હતો. ગાંધીજીનું નામ આવ્યું એટલે તેમને કોઈ મૂર્ખ કહેવાની હિંમત તો ન કરે. પણ એવું તો જરૂર કહે કે સંત મહાત્મા અર્થશાસ્ત્રના કાચા અભ્યાસી જ હોવા જોઈએ.

આ બેઉ દાખલામાં વ્યક્તિનું વ્યક્તિત્વ જોવા મળે છે. બે વ્યક્તિઓનું વર્તન વિશિષ્ટ દર્શનના પરિણામરૂપ છે. બજારમાં વેચાતી વસ્તુઓ, મજૂરીનો ઠરાવવામાં આવતો ભાવ, ઘોડાગાડીના ભાડાનો દર વગેરેને સામાન્ય રીતે જે અર્થશાસ્ત્રીય નિયમ લાગુ પડે છે તે માગણી અને પુરવઠાના ધોરણ પર રચાયેલો હોય છે. બજારમાં કોઈ વસ્તુની ખેંચ હોય તો તેનો બજારભાવ બમણો થાય; કોઈ વેપારીએ બજારમાં એકદમ પુષ્કળ માલ લાવી ખડકયો હોય તો તેનો ભાવ ઊતરી જાય, વેપારીને ખોટ જાય અને ઉત્પાદકે બજારમાં જંગડ માલ બજારમાં વેચવા મૂકયો હોય તો તેને પૂરી પડતર કિંમત પણ કદાચ મળવા ન પામે. એ જ રીતે કોઈ તહેવારને દિવસે વાહનભાડાના દર વધી જાય અને ઠંડી મોસમમાં વાહનમાં બેસનારા ઘટી જવાથી દર ઊતરી જાય. કોઈ મજૂર કામ શોધતો હોય તો તે વાજબી કરતાં અડધે દામે કામ કરી આપે અને કામનો ભરાવો હોય ત્યારે બેવડા દામ પણ માગે.

ગાંધીજી જેવી વ્યક્તિ તેવા અર્થશાસ્ત્રને આદર્શ ન માને. તેમનો ગજ માનવતાનો જ હોય. પૂરેપૂરી મજૂરીના દામ એક વસ્તુના ઉત્પાદકને, મજૂરી કે કામ કરનારને અને વાહન ફેરવનારને મળે, એ જ એમનું ધોરણ હોય. એ એક એવું દર્શન છે કે જે કોઈ કોઈ વ્યક્તિઓમાં જ હોય છે; બહુજન સમાજ એવું દર્શન ધરાવતો હોય એ સ્વાભાવિક છે. આ જ કારણથી બજારભાવ કરતાં મોંઘે ભાવે કોબીજ ખરીદનાર અર્થશાસ્ત્રનો અજ્ઞાની નથી કે ગાડીભાડાના દોઢા દામ આપનાર સમજુ આદમી બેવકૂફ કે ઉદાર નથી: નિજ નિજ દર્શનને અનુસરીને વર્તનારા એ માનવતાના ઉપાસકો છે.

દરેક વ્યક્તિમાં તેનું વ્યક્તિત્વ હોય છે, પરંતુ સામાન્ય

રીતે માણસને પોતાના વ્યક્તિત્વની ખબર હોતી નથી માણસ બીજાના વ્યક્તિત્વને જેટલી ઝડપથી જાણી-પિછાણી શકે છે તેટલી ઝડપથી નિજત્વને પિછાણી શકતો નથી આંધળો માણસ પોતાની જાણ-પિછાણવાળાઓના પગલાના અવાજ જલદીથી પારખી શકે છે અને પોતા પાસે કોણ આવ્યું છે તેની તેને ખબર પડે છે એક માણસના ચહેરા બીજા માણસના ચહેરાથી જુદો પડે છે એમ પણ કહેવાય છે કે દુનિયામાં સરખા ચહેરાના કોઈ પણ બે માણસો હોતા નથી તેવી રીતે દરેક માણસના પગલાનો ધ્વનિ પણ બીજાના ધ્વનિથી જુદો પડતો હોય છે એ જ રીતે બોલવાનો અવાજ પણ એકબીજાથી જુદો પડતો હોય છે આનું નામ માણસનું નિજત્વ—પોતાપણું

પણ આપણે બીજાના નિજત્વની પિછાણ જલદીથી કરી શકીએ છીએ, જ્યારે પોતાના નિજત્વની પિછાણ ભાગ્યે જ કરી શકીએ છીએ આપણા પોતાના પગલાનો ધ્વનિ અને બીજાના પગલાનો ધ્વનિ એ બેઉ વચ્ચેનો તફાવત આપણે પિછાણી શકતા નથી પણ એ ઇતર મનુષ્યોના પગલા વચ્ચેનો ફેર તુરત પિછાણી શકીએ છીએ રેકર્ડમાં ઉતારેલો પોતાનો અવાજ માણસ જલદી પારખી શકતો નથી જ્યારે બીજાનો અવાજ એકદમ પારખી લે છે

આમ ઇતર મનુષ્યના નિજત્વની પિછાણ આપણી બુદ્ધિથી જલદીથી કરી શકીએ છીએ તેથી જ આપણે બીજાને ભોળો ગાંડો બેવકૂફ ઉડાઉ ઉદાર, સરળ કે મૂર્ખ કહેતા વાર લગાડતા નથી જલદી તેનો ન્યાય તોળી નાખીએ છીએ પછી એ નિજત્વને આપણે સાચી રીતે પિછાણ્યું છે કે નહિ એ વાત જુદી છે આપણે માત્ર આપણી બુદ્ધિના ગજથી સામા માણસનું માપ લીધું હોય છે

આપણા નિજત્વની પિછાણ એને આપણા વ્યક્તિત્વની પિછાણ, પોતાપણાની જાણ એ જ આત્માની સાચી ઓળખાણનું સોપાન, આત્માને ઓળખવું એ સહેલું તો નથી જ છતાં તે અશક્ય પણ નથી જેમ બીજામાં છે, તેમ આપણામાંય વ્યક્તિત્વ છે, નિજત્વ છે છતાં આપણે તેને ઓળખી શકતા નથી કારણ કે ઓળખવાનો યત્ન કરતા નથી પરંતુ એ યત્ન કરવાથી એક અપૂર્વ મનોભાવ જાગ્રત થશે, અને તે મન બુદ્ધિ તથા વાણીમાં એકવાક્યતા લાવવાનો નિજત્વને પિછાણવાના પ્રયત્નથી આપણા મુખમાંથી જે વાણી નીકળશે તેની પાછળ પરિપક્વતા હશે, દૃઢતા હશે સ્વજનો પરિચયીઓ અને ઇતર મનુષ્યો પણ એ વાણી ઉપર વિશ્વાસ રાખશે અને આપણને પોતાને આપણે શું બોલીએ છીએ તેનો ખ્યાલ રહેશે

નિજત્વની આ પ્રયત્નસિદ્ધ પિછાણ કદાચ બહુ ટકાઉ ન બને પરંતુ યત્ન દ્વારા તેનો અભ્યાસ સાથે મેળ મેળવી દેવા સુધી જો ધૈર્ય તથા શ્રદ્ધા ટકાવી રાખવા આમ તો મન-બુદ્ધિ-વાણીની એકવાક્યતા સ્વભાવસિદ્ધ બની જાય છે અને ત્યારે નિજત્વની જે પિછાણ નિર્મે છે તે ડગલે ને પગલે સત્કર્મની જ પ્રેરણા કરતી રહે છે

મન અને બુદ્ધિની એકવાક્યતા વાણીના મેળ વિના અધૂરી છે વિચારક્ષેત્રની જ મર્યાદાની આ વાત હોવાથી વાણીમાં વર્તનનો પણ અંતર્ભાવ થાય છે વાણી કે વર્તન વિનાની મન-બુદ્ધિની એકવાક્યતા ઘણીવાર નૈસર્ગિક પણ હોઈ શકે છે બાળક આગ તરફ ધસી જતું હોય તો એક ક્ષણમાં મન અને બુદ્ધિ નિર્ણય કરી નાખે છે કે બાળકને આગળ વધતું રોકવું જોઈએ અને તત્ક્ષણ એ નિર્ણયનો અનુવાદ વાણી તથા વર્તનમાં થાય છે પશુઓમાં પણ મન-બુદ્ધિની નૈસર્ગિક એકવાક્યતા જોવા મળે છે, પણ મન-બુદ્ધિ-વાણી (કે વર્તન)ની એકવાક્યતાનું મહત્ત્વ વિશેષ છે મનુષ્યનું નિજત્વ એ ત્રણેની એકવાક્યતા—એકસૂત્રપણા પર અવલંબી રહેલું છે મન-બુદ્ધિના નિર્ણયના દૂતનું કામ વાણી કરે તેની મર્યાદાની બહાર વાણી ન જાય એવી સિદ્ધિ પણ આત્માની પિછાણનું મહત્ત્વનું સોપાન છે





દ૦ બા૦ કાલેલકર

# વસ્તીગણતરી અને જ્ઞાતિ

અંગ્રેજોએ જે જ્ઞાતિવાદને પ્રોત્સાહન આપીને તેમનો અડ્ડો જમાવી રાખ્યો હતો તે જ્ઞાતિઓને ભૂંસવાનું આપણને સ્વાતંત્ર્ય મળ્યા પછીનું પહેલું કર્તવ્ય હવે વેગ પકડે છે તેનું કાકાસાહેબે કહેલું આ વિવરણ સમયોચિત છે...

જ્ઞાતિ અને વર્ણ તો પુરાણા કાળથી આપણે ત્યાં છે. પણ એનું સંગઠન અને ઝઘડા બ્રિટિશ રાજ્યમાં વધતાં ગયાં અને સ્વરાજ્ય આવ્યા પછી એ સડવા પણ લાગ્યાં છે. દેશના રાજ્યકર્તાઓ, ધનપતિઓ સંસ્કારસ્વામીઓ અને ધર્મગુરુઓ વિચારવા લાગ્યા છે કે જ્ઞાતિભેદનો, જ્ઞાતિભાવનો નાશ કરવો જોઈએ, તેને દાટી દેવો જોઈએ.

આ જ ખ્યાલથી દેશે નક્કી કર્યું કે આ વખતે વસ્તીગણતરીમાં વ્યક્તિની જ્ઞાતિ નહિ પુછાય.

જુદા જુદા વિચારો ધરાવતા લોકો આ વાત ઉપર એકમત છે કે જ્ઞાતિભેદ દૂર કરવામાં આવે તેથી જ્ઞાતિ મરતી જ નથી. પુરાણા કાળમાં રક્તબીજ નામના રાક્ષસ જેટલા મારવામાં આવતા એટલી જ એની સંખ્યા વધતી હતી. આપણા દેશમાં જ્ઞાતિસંગઠનની આ હાલત છે.

વ્યક્તિ જ્યારે દેશહિતની વાત વિચારે છે ત્યારે આ નિશ્ચય પર આવે છે કે જ્ઞાતિભેદ દૂર કરવો જ જોઈએ. પણ જ્યારે તે પોતાના સ્વાર્થનો વિચાર કરે છે ત્યારે તેનો આત્મા તેને કહે છે કે જ્ઞાતિ વગર સલામતી નથી. દેશ તો પોતાનો છે જ, પણ સાચું અને હાર્દિક સંગઠન તો જ્ઞાતિનું જ થઈ શકે છે. સંકટને વખતે અને ચૂંટણીને વખતે છેવટે જ્ઞાતિ જ મદદ કરે છે. આ અનુભવ એટલો બધો સર્વવ્યાપી છે કે લોકોથી પોતપોતાની જ્ઞાતિ તરફ પક્ષપાત કર્યા વિના રહેવાતું જ નથી.

અંગ્રેજોના દિવસોમાં આપણા દેશમાં જ્ઞાતિપરિષદોમાં ભરતી આવી. આનો ભણેલી અને પ્રતિષ્ઠિત જ્ઞાતિઓએ જ મોટાભાગે આરંભ કર્યો. જે જ્ઞાતિઓમાં ભણતર ઓછું હતું અને એ જ કારણે જેમને સરકારી નોકરી મળવી મુશ્કેલ થઈ ગઈ હતી એ જ્ઞાતિઓએ પોતપોતાની પરિષદો દ્વારા ફંડ એકઠાં કરવાનું શરૂ કર્યું અને હોશિયાર છોકરા–છોકરીઓને ઇનામો આપવાની શરૂઆત કરી. આમ જ્ઞાતિઓનું સંગઠન મજબૂત થવા લાગ્યું. જ્ઞાતિઓનાં સંમેલનો અને પરિષદોમાં એક–બે ઠરાવ તો હમેશાં દેખાતા. પોતપોતાની જ્ઞાતિનું પ્રાચીન ગૌરવ શોધીને તેને જાહેર કરવાનું એક કામ તો હતું જ. બીજું કામ હતું સરકારને પ્રાર્થના કરવાનું કે આ વખતની વસ્તીગણતરીમાં અમારી જ્ઞાતિના લોકો કોણ અને કેટલા છે એની વિગતો એકઠી કરવામાં સરકાર મદદ કરે.

સરકાર પાસે નૃવંશશાસ્ત્ર( Anthropology )ના અભ્યાસી હતા જ. આ બાબતમાં તેમણે ઉત્સાહ પણ બતાવ્યો અને દરેક જ્ઞાતિની સંખ્યા કેટલી છે એના આંકડા મળવા લાગ્યા.

હવે જો આપણે નવા આંકડા નથી આપતા તો લોકો જૂના આંકડા લઈ દસ વર્ષમાં સરેરાશ કેટલો વધારો થાય છે એનો હિસાબ કરીને નવા આંકડા તૈયાર કરે છે. આંકડા તૈયાર કરવામાં કોઈ જ્ઞાતિ જરાય કંજૂસાઈ નથી કરતી. જો બધી જ્ઞાતિઓના આવા આંકડા ભેગા કરાય તો ભારતની વસ્તી આજે છે એથી બમણી સાબિત થાય.

જ્યાં સુધી જ્ઞાતિને નામે ઇનામો મળવાની શકયતા છે અને સરકારી નોકરીમાં પણ પક્ષપાત થવાની શકયતા છે ત્યાં સુધી જ્ઞાતિનું સંગઠન તૂટવાનું નથી. આ બંને વાતો બંધ કરવાનો નિશ્ચય સરકાર કરે તો પણ જ્યાં સુધી ચૂંટણી ચાલશે અને લોકોના મનમાં પોતપોતાની જ્ઞાતિ માટે પક્ષપાત રહેશે ત્યાં સુધી જ્ઞાતિસંગઠન તૂટશે નહિ. અને જ્યાં સુધી લગ્નો પણ જ્ઞાતિનો ખ્યાલ રાખી કરવામાં આવે છે ત્યાં સુધી આ જ્ઞાતિસંગઠન અમર રહેશે.

શરૂ શરૂમાં લોકો પોતપોતાની જ્ઞાતિની આબરૂ વધારવા ચાહતા હતા કે અમે બ્રાહ્મણ છીએ ક્ષત્રિય છીએ વગેરે.

પન્નાલાલ પટેલ

# ભૂન-ભ વિના ભણકારા

ગામડાની ધરતીના સાચા આલેખક અને જાણીતા નવલકથાકાર એક નવી નવલકથા લખી રહ્યા છે. 'મળ્યા જીવ'ના ધબકારા રજૂ કરતી આ નવલકથાનું આ એક પ્રતિનિધિ પ્રકરણ સ્વતંત્ર વાર્તા જેવું છે. એ નવલકથાનું નામ છે 'મનખ વતાર'...

ઢરામાની ડકી—અમંગળ એવી ચેતવણીથી કે ગમે તેમ પણ ગંગાના મનમાં ઊંડે ઊંડે ધ્રાસકો પડવા સરખું થઈ રહ્યું હતું. એટલે જ તો એ પોતાના માટે ચોખા ઓરતાં ઓરતાં મનની અંદર સોહામણી વહુની મધ્યમ કદની આકૃતિ ઊભી કરતી મંગળ ભાવિ કલ્પી રહી હતી ને ? અલબત્ત જગાભાઈના દીકરાના લગ્ન વખતે કે એવા બીજા અવસરોએ બે-ત્રણ વાર અહીં બબ્બે-ચચ્ચાર દિવસ રહી ગઈ હતી એના આધારે.

અને પછી તો ગંગાના ચિત્તમાં એવા એવા પ્રસંગો ને ચિત્રો ઊઠવા લાગ્યાં કે—કોઈવાર એ સમજણી વહુ પોતાના હાથમાંથી બેડું લઈ લેતાં કહે છે: 'હું અહીં છું ને પાણીએ જતાં તમને લાજ નથી આવતી બાઈ? લોક કે'શે ઘરમાં જુવાનજોધ વહુ આવી છે તો ય સાસુના માથેથી બેડું ન ઊતર્યું !'...તો કોઈવાર વળી વાવણીનો દન હોઈ ધંરીએ પોતે બેસવા જાય છે ને થાકીપાકી હોવા છતાંય વહુ હાથમાંનું સૂંડલું આંચકી લે છે: 'ઘરમાં લોટ ખૂટે ત્યારે કે'જો મને બાકી—કોઈ દન તમારે ધંરીનો હાથો ઝાલવો નહિ. તમતમારે એક ચૂલો સંભાળજો. એ વગર બીજું તો હું મારે ફૂટી લઈશ'...

એટલું જ નહિ, આ કલ્પનાચિત્રોમાં પેટનો જણ્યો માવજી પણ એનો ભગ પ્રેમપૂર્વક ભજવી રહે છે: 'જો મા, તારાં લૂગડાંય આજથી આ તારી વહુ ધોઈ લાવશે ...ને નેંદવા ગોડવા (ખેદવા) તારે હવે નહિ જવાનું...માટે ઘરમાં બેઠી બેઠી થાય એ કામ કર—અને રેંમસર અમને રોટલા જ એકલા કરી આપ ને. એ તો અમે બે જણાં બાવીસનેય ભારે પડશું.'...

ને આમ—કલ્પનાને તે કંઈ ઘોડા પલાણવા હતા ? બલકે વગર પલાણનો ને સ્વાર વિનાનો પંખાળો ઘોડો હતો ! ન એને કાળની કોઈ કંદરાઓ નડતી હતી કે નો'તા નડતા સંભવાસંભવના કાળમીંઢ પેલા ડુંગરાય ! અરે વિધિ અને નિયતિનાં તીર પણ એની આગળ ટૂંકાં પડતાં હતાં !...

---

અત્યારે જ્યારે પછાતપણાની બોલબાલા છે ત્યારે લોકો પોતાની જ્ઞાતિ શૂદ્ર અને પછાત હોવાનોય દાવો કરે છે. બ્રિટિશ રાજ્યની શરૂઆતમાં જ્યારે જ્ઞાતિનું કશું મહત્ત્વ નહોતું ત્યારે પ્રામાણિક આંકડા મળી શકતા હતા. જ્યારથી સ્વરાજ્યનું આંદોલન શરૂ થયું અને અંગ્રેજોએ મુસલમાન, ખ્રિસ્તી વગેરે લઘુમતી લોકોનું રાજદ્વારી મહત્ત્વ વધાર્યું, ત્યારથી વસ્તીગણતરીના આંકડામાં ગરબડ શરૂ થઈ એટલે સુધી કે સ્વરાજ્યની લડતના દિવસોમાં આસામ પ્રાંતની સાંપ્રદાયિક સરકારે વસ્તીગણતરીના આંકડા એકઠા કર્યા, પણ લડાઈના દિવસોને કારણે જાહેર કરવાનો ઇન્કાર કર્યો—દેશ ઉપર ચડાઈ કરનાર શત્રુઓ આ આંકડાઓનો ગેરલાભ ઉઠાવે ! સરકાર જ્ઞાતિઓની આબરૂ વધારવા નહિ માગે, જ્ઞાતિસંગઠનને પ્રોત્સાહન નહિ આપે તો જ્ઞાતિના આંકડા એકઠા કરવામાં કોઈ જોખમ નહિ દેખાય.

ભારતનું સમાજશાસ્ત્ર પૂરેપૂરું વિકસિત નથી થયું. સમાજશાસ્ત્રના સંશોધનને માટે, સામાજિક વિજ્ઞાનનો પાયો મજબૂત કરવા માટે આપણા ખ્યાલથી જ્ઞાતિના આંકડા જરૂરી છે આ આંકડા વિષે અજ્ઞાન રહેવાથી દેશનું સામર્થ્ય નહિ વધે. આંકડા ભેગા કરવાથી નહિ, પણ જ્ઞાતિભેદનું મૂળ દૂર કરવાથી જ દેશ પ્રગતિ કરી શકશે.

*



મોઢેથી જમી પરવારી ગંગા ચોપાડને બદલે વાડામાં જઈ બેઠી. શા માટે વાડામાં એ એક સવાલ હતો પણ કાં તો ચોપાડમાં હીરામાના આવી પડવાની બીકે કે પછી વાડામાંથી પેલું ગામ દેખાઈ શકે એવું હતું માટે. ગમેતેમ પણ વાડામાં જઈ બેઠા ત્યારે એકાએક એને યાદ આવ્યું કે 'માવો જરા ઉતાવળીઓ છે ને જતામાં જ ખાટલા ઉપર બેસવા જશે ને પેલો ખાટલો ખાલી નીકળશે તો ધબ્બ દેતોકને બોયે પડશે ને લોકોમાં એની મશ્કરી થશે.' ને ગંગા અહીં બબડવા લાગી: 'કહેવાયુંય નજર કશું ને કાં તો ભોળવાઈ જવાનો છે!'—

આ સાથે જ કોણ જાણે ક્યાંથી માવાના બદલે એનો બાપ રણછોડ ને પ્રસંગ પણ પોતાના આણાનો જ નજર સામે આવી ઊભો.

આણે આવેલાઓમાં પાછળ ચાલતી પેલી જુવાન ટોળી આંગણામાં પાથરેલા ખાટલાઓ ઉપર નજર ફેરવતી જમણી બાજુએ વળે છે. એમાનો એક ફક્કડ કપડામાં ઓપતો ફૂટડો જુવાન નવું ગોદડું પાથરેલ એક ખાટલા ઉપર બશેર વજનના જોડાવાળો પગ વછેરાની જેમ ભટ દેતોકને ઠોકે છે. ઈસો ઉપર મૂકેલાં બરૂનાં લાકડાં ભાંગી જાય છે. ગોદડું નીચે પડે છે. ને કોઈ દોગલા માણસની જેમ વગર વાણનો ખાટલો ઉઘાડો પડીને ઊભો રહે છે. આ સાથે જ એ જુવાન તમાસો જોવા માટે બાજુનાં નેવાં આગળ ઊભેલાં છોકરાંની મશ્કરી કરતાં કહે છે: 'જોયુંને ભીયા! જેવા તમે એવો આ તમારો ખાટલોય!'

અહીં છોકરાં તો કંઈ જવાબ નથી આપી શકતાં પણ તમાસો જો! ચોપાડની અંદર પેલા કડા ઓથે ઊભેલી છોકરીઓમાંથી તાતી તલવાર જેવી જુવાન ગંગાને એવો ચટકો લાગે છે કે પોતાનું આણું છે ને સામો માણસેય પેતાનો પતિ જ છે એ એ ભૂલી જાય છે ને સખીઓ ઓથે રહી બોલી ઊઠે છે: 'ના, જેવા પરોણાં એવાં પાથરણાં!' ને પછી ભાનમાં આવી હોય તેમ સખીઓને ખેંચતી ચોપાડમાંથી છટકી જાય છે—

અને અહીં નિઃશ્વાસ સાથે એ પણ એને યાદ આવીને ઊભું રહે છે કે મઝરાતે બોલચાલની શરૂઆત પણ પતિએ પોતાના આ વાક્યને ટાંકીને જ કરી હતી: 'આ પૂતળું કે'તું 'તું ને કે જેવા પરોણા એવાં પાથરણાં, એં?'

ને ગંગા અહીં વીસ વર્ષ ઉપરના એ જીવનપૂરમાં એવી તો ઘડીભર ડૂલ થઈ જાય છે!...તો વળી ધરતીની ફોરમ સરખું આ પછીનું જીવનેય મન અંતરમાં ફોરી રહે છે.

જો કે આ સહજીવન તો ફક્ત પાંચ જ વર્ષ માણ્યું હતું પણ એટલા વખતમાં સંસારનાં જાણે બધાં જ પાસાં એણે જોઈ અનુભવી લીધાં હતાં—મીઠાં અને કડવાં પણ.

કડવામાં ખાસ તો જેઠાણી એટલે કે આ જગાભાઈની વહુનાં મહેણાં અને કંકાસ જ હતાં અને તે પણ વિના કારણનાં. બલકે કારણ હોય તો એટલું જ હતું: ગંગાનાં શાણ અને આવડતથી ઘરનાં અને બહારનાં પણ એના ઉપર હેત રાખતાં હતાં. એની સલાહ પૂછતાં હતાં.

એટલે જ તો જેઠાણી બીજે વરસે જુદી થઈ ગઈ હતી ને, 'કર હવે તારા ઘરમાં રહી રહી ડહાપણ?'

ગંગાએ જો કે આ સંયુક્ત કુટુંબમાં છેલ્લા થોડાક માસથી ડહાપણ કરવું છોડી દીધું હતું ને એના પતિ તથા જેઠનેય કહી દીધું હતું કે, તમારે કોઈ વહેવારની વાતમાં મને પૂછવું જ નહિ. ઘરમાંય કોઈ ચીજ વસ્તુ ન તો મને મૂકવા આપવી કે ન મારી પાસે માગવીય. પણ તોય જેઠાણી હોંશિયાર દેરાણીનો ઓછાયોય જાણે ન ગમતો હોય તેમ જુદી થયા વગર ન રહી. તો જુદી થયા પછીય એ ઝઘડ્યા વગર ક્યાં રહેતી હતી?

પણ આનું કારણ હીરામાએ જાણે શોધી કાઢેલું હોય તેમ એક દિવસ—અને તે પણ રણછોડ તથા જેઠાણીના મૂવા પછી ગંગાને કહી દેખાડ્યું: 'કારણ રણછોડની

સગાઈ સહુ પરથમ જગાની વહુ જેની સાથે કરી હતી પણ પછી જગાની સગાઈ કરી હતી એ કન્યા મરી ગઈ એટલે જ્યારે જગા સાથે તારા સગપણની વાત આવી ત્યારે તારી ને જગાની વચ્ચે દસ વરસની વડનોટાઈ જોઈને મોટો વર મોટી કન્યા સાથે નાખ્યો ને રણછોડનુ સગપણ તારી સાથે સાધ્યુ આ એ કારણ લડાઈનુ હતુ લે!'

ગગા વાત તો સમજી ગઈ પણ પોતા ઉપર જેઠાણીને ઈર્ષા કરવાનુ કારણ હજુય એ ન કળી શકી પૂછ્યુ

'પણ એક રીતે તો એ ઊલટુ સારુ થયુ નકર મારના બાપા આગળ એ તો ઊલટા કયાય મોટા દેખત'

હીરામાએ છણકો કર્યો 'આ વળી મોટા-નાનાનુ કૂટે છે! પણ એને તુ ગણતી નથી કે જગોભાઈ મારા જેવો સામધરમી (ભનોમેગો) આવ્યો છે જ્યારે રણછોડની જો છેનછમીનો! કર હવે વિચાર!'

ગગાના ગળે હવે કઈક વાત ઊતરી ને ખ્યાલમા પણ અત્યારે જ આવ્યુ જેઠાણી રણછોડ ભાગે જ કદી લડતી હતી જ્યારે પોતા ઉપર ને જગભાઈ ઉપર પેલા અવતારના દુશ્મન હોય તેમ ધોળા દિવસે જાણે તારા ખેરવતી હતી!

પણ આનુ એક સ્વાભાવિક પરિણામ એ આવ્યુ કે ગગા જેમ જેમ જેઠાણીનો રોષ સહન કરતી ગઈ તેમ તેમ રણછોડનો પ્રેમ એના ઉપર વધતો ગયો, અરે જગાભાઈ અને ફગીમાગા પણ—ખાસ તો એની આ સહનશક્તિ જોઈ એને માનતા અને ચાહતા થઈ ગયા હતા— હીરામા જેવા પણ

નહિ તો હીરામને મન જગતમા કોઈ પણ માણસ માણસ જ ન હતુ—આજે પણ એમ જ કહે કે

'આ મનખ શુ કામ જન્મ્યુ છે એ જાણે છે તુ ગગા? માય માય (અ કે અ ર) લડવા ને એક બીજાનુ લોહી પીવા જન્મ્યુ છે! ન માને તો જોને તુ ઊંડી ઊતરીને!'—

પણ ખરુ પૂછો તો ગગા પાસે ઝાઝુ ઊંડા ઊતરવા જેવુ હતુ જ નહિ કારણ એનો પોતાનો લડાયક સ્વભાવ જ ન હતો પછી કેમ એને ગમ પડે? બાકી જો એ ચિંતનાત્મક એવી પોતાની જાતમા ઊંડી ઊતરી હોત તો પણ સમજાઈ જાત કે હીરામાની વાત આખી નહિ તો પોણા ભાગની તો ખરી જ છે કારણ પોતે જેઠાણીથી કે બીજા કોઈથી ઝગડતી નો'તી એની પાછળ—પોતામા આ દુર્ગુણ નો'તો એમ નહિ પણ ખાસ તો પતિનો એના ઉપર ભરપૂર પ્રેમ હતો એ જ મુખ્ય કારણ હતુ —

અરે આ વાતનો એક પૂરાવો પણ જીવનમા ન ભુલાય એવો બનેલો હશે

હીરામાના એક વચેટ દીકરાનુ લગ્ન હતુ લગ્નમા રણછોડે માથે વહેલ જોડવાનુ આવ્યુ હતુ વર ઉઘલવાનો સમય થતા રણછોડે વહેલ જોડી ઝાંપે લઈ જઈ ઊભી રાખી

એક તો લગન એમા પાછી જાન ને જાનમા વહેલ! ટૂંકામ લગનનુ આ ઉકળતા સમય પૂરતુ તો એક વહેલ જ મધ્યબિંદુ બની રહી હતી તેમાય સ્ત્રીઓ માટે તો ખાસ

વહેલમા બેસવા માટે કિશોરીઓ અને વણપરણ્યા છોકરા તો જાણે રડતા રગરગતા હતા જ પણ યુવતીઓય અંદરો અંદર ઈર્ષા કરતી ને ઝગડતી—બગ કરી બેસી ગઈ એ સામી બાજુની વહેલ આમ પાસ બડબડાટ કરી રહી હતી—

આમા વહેલવાળો તો—કોને શાણો કે થોડો ભડના તેના વડેરા સાચવે કે સ્ત્રીઓને એમના હક્ક ઓ જરૂરત પ્રમાણે પસંદ કરી વહેલમા બેસાડે? અલબત બે ત્રણ જુવાનો રણછોડની મદદમા હતા પણ તેય સર્વાનુમત રીતે ત્રણ વર્ણના વરો વહેલમા બેસાડવા પૂરતા કે બહુ થડુ તો કોઈ પેડે થઈને ન ચડે એની સભાળ રાખતા હતા કારણ વડેરાઓને ઝાલી રહેવા રણછોડની આ ખાસ સૂચના હતી 'ભનુ પૂજા! બાળ જો ભડકે ને હાથમા ન રે'તા હેડવા માડે તો પેડામા કોઈનો પગ ભરાતા આપણા કપાળે કાળી





ટીલી ચોંટીને ઊભી રહી જાય!' પણ મીઠી હલકે મદભર ભાવોને તાને ચડાવતા શરણાઈના સૂર ને પાગલ બની હૈયાં વહાવતી જાનડીઓનાં ગીત પાઘેલ આ યુવતીઓને અત્યારે નકરણીની જેમ પૈડાંને આરે પગ મૂકી પાંચેક ફૂટ ઊંચી માંચી ઉપર ચડવાની જરૂર જ ક્યાં હતી. બલ્કે પહેલે ઉછાળે ત્રણ ફૂટ ઊંચી ઉધ, જ્યારે માંચી તો ત્યાંથી દેઢ બે ફૂટ જ ઊંચી હતી!

ને વહેલ આસપાસ મચી રહેલી આ ધમાચકડી જોઈ અકળાઈ રહેલો રણછોડ—એને સમજ ન પડી એ તો પેલા નાથે મોરીએ બાંધેલા વછેરા કબજે રાખે કે, 'નાથ મોરી બિનાની' આ યુવતીઓને વારે?! વર સાથે અસલ છ જણની જગ્યામાં બાર બૈરાં તો ઉપર ચડી બેઠાં હતાં. ને બીજાં હજી બેસવા માટે એટએટલામાં તલખતાં હતાં. પણ શું કરે! ક્યાંય ઝાલવા સરખી જગ્યા હોય તો ઠેકડોય ભરી શકે ને?

ને કંટાળેલો રણછોડ જ્યાં છેલ્લી ચેતવણી આપે છે: 'અલ્યો હટી જજો નકર પૈડા નીચે પગ આવશે કે-કોઈ તતુબતું (લટકતું) હશે તો મારો પછી વાંક કાઢશો!' ત્યાં જ એક વાદળમાં જાણે ચંદ્ર દેખાતો હોય એવી હદો પોમચો પહેરેલ યુવતી, કાજળભર્યાં નેણને તીરછાં કરતી ને ટોણો મારતી આગળ આવી ઊભી રહી: 'રણછોડજી! તમારાં બૈરાં તો બારે માસ છે પણ અમે ક્યાં ફેર પાછાં તમારી વે'લમાં બેસવાનાં હતાં?!'

વાત સાચી હતી એ એક આ.વેતી પરોણી હતી. ને હીરામાને ત્યાં મામેરામાં આવી હતી. ગામમાં એની એક મામીની દીકરી પરણાવેલી હતી એ સંબંધે પણ એ રણછોડને 'રણછોડજી' કહેતી હતી.

એની માગણી સાંભળી રણછોડ જરા વિમાસણમાં પડી ગયો. ધોરીઓને ખેંચા રાખી પાછળ ડોક કરી વહેલમાં નજર નાખી તો વરને ખોળામાં લઈને એની એક જુવાન ફોઈ બેઠી હતી એની પાછળ લૂણ ખખડાવી રહેલી વરની બહેન હતી. એટલે આ એને તો કંઈ કહી શકાય જ નહિ. તો પેલી-ગીત ગાનાર ચાર છોકરીઓનીય એવી ગાંઠ હતી કે એકને ઉતારે તો ચારેય ઊતરી પડે. ને જો એ ચારેય ઊતરી પડે તો તો પછી—'જાનૈયા વગરની જાન શું ને ગાણાં વગરની વે'લ શું!' હા બીજાંય ગાણાં તો ગાય પણ—કોયલ કાગડાના રંગમાં ભલે ભેદ નહિ બાકી કંઠમાં? તો બીજી બે જણીઓ એવી હતી કે એમને ઉતારે તો ગામમાં કચકચ મચી પડે 'અલે ભઈ, આ વે'લ તો વે'લ જોડનારનાં ઘરનાં (બૈરાં) સારું જ જોડી 'તી કે પછી ગામનાંનોય કાંઈ લગ્ગો (હક). ખરો?' કારણ ખૂદ રણછોડના ઘરનાં જ ત્રણ જણ હતાં. પોતાની યુવાન બ્હેન, ભાભીની બ્હેન ને પત્ની.'—

રણછોડને એક વિચાર આવી ગયો આ યુવતીને ના પાડી દે: 'શું કરું ભાઈ! આમાંથી હું કોને ઉતારું?!' પણ એનો જીવ જ એવો હતો કે—સંભવ છે પેલો દોહો અહીં એને યાદ આવી ગયો હોય તો:

**તીરછાં નેહે નેણલાં ને વળી ટોણે ટહૂકતાં વેણ**
**માગે, માથાં ન ધરે તો સમજો મોળો સેણ.**

ને એણે દિલને જરા મજબૂત કરી મોં ઉપર શક્ય એટલી લાચારી લાવતાં ગંગાને વિનંતિ કરી: 'તું ઊતરી જા ને...આ ચંચળબાઈ—પરોણાં છે!'

ક્ષણભર તો ગંગાને થયું કે કહી દે: 'મશાણમાં જાય ને તમારી ચંચળબાઈ!' પણ બીજી ક્ષણે તો એ રોષમાં ને રોષમાં ઊભી થતીક ને બઠીંગ કરતી ઠેકી પડી—

આ જ પળે ચંચળ ગંગાની આંખે.—એકની ગુમાનથી છલકયે જતી તો બીજીની અપમાનથી ઘવાયલી એક-બીજાથી એવી ટકરાઈ કે જાણે ચકમકમાંથી દેવતા ખરી!

ને ચંચળ જાણે વિજય-ઠેકડો ભરતી હોય તેમ પહેલે. ને બીજે ઠેકડે તો માંચી ઉપર.

રણછોડે પણ જાણે કંઈ બન્યું જ ન હોય, કંઈ, સમજતો ન હોય એ રીતે વહેલને વહેતી મૂકી. તો.

જાનડીઓએ પણ આનંદ અને ઉલ્લાસની પાંખે આભમાં ઊડવે જતી હોય એ રીતે કંઠ એમના મોકળા મૂકી દીધા.

ધૂળ પડે રે રંગ મે'...લમાં રે !
પડે રે નગારાની વધુંમ–
ભમર તારી જા નમાં રે !...

થાંભલો બની ઊભી રહેલી ગંગા એવી તો સુનમુન હતી જાણે વિચારમાં ન પડી ગઈ હોય : પતિને લઈ પેલી નખરાળી ઉપાડી ગઈ કે નખરાળીને લઈ પતિ વહેલમાં ઊપડી ગયો ?!

ઉઘલતી જાન જોવા--વળાવવા આવેલી સ્ત્રીઓમાંથી એક ગંગાને આમ ઊભેલી જોઈ નવાઈ જ પામતાં પૂછ્યું : 'કેમ ગંગા ! તું ન ગઈ?'

બીજીની નવાઈ પણ સવાઈ હતી. 'હાં? ઘેરેય જગાભાઈ ત્યા છે!'

ત્યાં તો ત્રીજીએ જાણે દબાયણું ચાંપ્યું : 'તું તો વે'લમાંય બેઠી 'તી ને !'

ને આ સાથે જ ગંગાની આંખમાંથી બે વરસના આ સાસરવાસમાં કદાચ પહેલી જ વાર—બોર બોર જેવડાં આંસુ ખરી પડ્યાં !

એમાં વળી કશો જવાબ આપવાને સાટે જાન તરફ મો હતુ એને બદલે પીઠ કરી દીધો—ગામ તરફ ચાલવા લાગી.

'અરે પણ 'લી ..ઊભી તો રે' કે' તો ખરી, થયું શું છે!' આમ કરતી એ ત્રણ–ચાર સ્ત્રીઓ એને રોકી પાડી વીંટળાઈ વળી. સમજાવવા લાગી. 'પણ આમ રીસાવાનું તું અમને કારણ તો કે' !...એનો ગમ તો પડે.'......

અલબત્ત પેલા વાજાવાળા, ગામના પુરુષો, બાળકો અને જવા ઘટતું હતું એવી સ્ત્રીઓ પણ વહેલના વાંદે પાછળ ન રહેતાં ક્યારનાંય ચાલવા માંડ્યાં હતાં. છતાંય હજુ—આમ તો જો કે ઢોર બાંધીને રાતે જનારા તો ઘણા માણસો હતા પણ અત્યારે જનારમાંય વરના બાપા સરખા એક બે પુરુષો પાછળ હતા. ને ન હોય તો પણ ગામ એવું છે કે ક્યાં હતું સામે જ દેખાતું હતું. છતાંય ગંગાને સમજાવી મનાવી રહેલી પેલી સ્ત્રીઓમાંની એકે છેવટ કહ્યું : 'એકલા જવું ન ગમતું હોય તો લે હેંડ હું આવું. ઢોર તો મારાં સાસુય બાંધી લેશે !'

પણ ગંગા કશો જવાબ આપે તો ને ? ઊલટાની એ તો વધારે રડવા લાગી. વળી કંઈ કારણ પણ નો'તી આપતી.

ત્યાં તો પેલી બાઈ, એ વખતે અછડતું જોયેલું ચિત્ર આટલા વખત પછી પાકું થયું હોય તેમ બોલી ઊઠી : 'હાં...બરાબર છે. મીં એને વે'લમાં બેઠેલી જોઈ 'તી પણ પછી મને લાગે છે પેલી આમેરામાં આવી 'તી એ છમછમાટની ભરેલી નહિ વે'લ આગળ ફરતી 'તી ? એને બેસાડવા રણછોડભાઈએ આને ઉતારી પાડી લાગે છે.' આ સાભળી હીબકીઓ ભરવા લાગેલી ગંગા સામે જોઈ જાણે પાકો પુરાવો મળ્યો હોય તેમ ઉમેર્યું : 'કહું છું ને એ જ કારણ છે.'

બાકીની સ્ત્રીઓનાં જ્ઞાનચક્ષુ પણ ઊઘડી ગયાં બોલી ઊઠી : 'હાં...લે ! બરાબર છે !' ને પછી તો આ લોકો પણ ગંગાનો પક્ષ લેતા રણછો.ને વઢી રહ્યા : 'ત્યારે ભાઈ એ છ્યાલીને રણછોડભાઈએ ન બેસાડી હોત તો શું એની અગળ ઠેગું નમી જ ગનુ હતુ ?'

બીજી વળી પહેલીને સહેજ ધક્કો મારતાં બોલી ઊઠી : 'આય વત કરે છે તે ! કે'ન રે નથી કહ્યું કે ઘરકી મરઘી દાળ બરાબર !'

તો ત્રીજીએ—ગંગાની એને દયા આવતી હોય કે ગમે તેમ, રણછોડનો બચાવ કર્યો, 'રણછોડભાઈને એવું તો કાંઈ નથી પણ એક તો આમેરામા આવેલી ને પાછી પરદેશી એટલે એના બાપડા શું કરે, બેસાડવી પડે. એટલે પોતાનું હોય—'

પણ બીજી બાઈઓ જબરી હતી ! આંમમાં આકો રોષ ભરી ગરઘટવાળી બાઈ વચ્ચે જ બોલી : 'નકર ? પરદેશી એટલે કાંઈ—એને પગે મેંદી તો નો'તા મેલી

ને મેલી હોય તો ય બીજી મેંદીઓવાળી ક્યાં હેંડીને ન'તી જતી? ને રહી જાત તો ય એમાં રણછોડભાઈને શો દપકો મળવાનો હતો. વે'લું એ પે'લું. પછી એટલા મનેખમાં એમ બેઠેલીને હેઠે ઉતારે એ ગમે તેવીનેય આકરું તો લાગે હાં કે!'

બીજી બોલી: 'ને તેય પાછું—ન લેવા ન દેવા ને વડોદરે વિવા'!' ને એણે ધીમેકથી ઉમેર્યું: 'પણ એમ કો' કે રણછોડભાઈ એ દેલછબીલીની લાજમાં લાપાયા ને આ બાપડીને એટલાં મનેખમાં હેઠે ઉતારી પડી!'

આ પછી તો આ ધરાયેલી સ્ત્રીઓએ ગંગાને પણ દાખલા કર્યા: 'તું એવી ઊતરી પડનારી. બાકી મારા જેવી તો હાય તો જોડાવે એને બેસવું હોય તો બીજી વે'લ. ને તારે તો પાછી ઘરની વે'લ હતી. પછી આદમી (પતિ) એટલે શું થઈ ગયું એમ કોઈ એવી દરદોઓના બદલે કાંઈયે હેઠાં ન ઊતરાય સમજી?'...

અલબત્ત ગંગાને આ બધું શિખવાડવું પડે એમ ન હતું. પણ એ બધું હવે રાંડયા પછીના ડહાપણ જેવું હતું, કારણ એક વાર પોતે ઊતરી ગઈ ને આરે પેલી બેસી ગઈ ત્યાં જ બધું પતી ગયું હતું.

ને છતાંય આ સ્થિતિમાં જે હવે શક્ય હતું એ તો ગંગા કહી જ રહી હતી ને?

ઘેર ગયા પછી જગાભાઈએ પણ એને ઘણી ઘણી સમજાવી પણ ગંગા તો—સામે જ જાણે કોઈ પારધીએ—ના ના! ખૂદ પેલા પાળનાર-પંપાળનારે એવું તાકીને તીર માર્યું કે હૈયું જાણે આરપાર વીંધાઈ ગયું હતું!—

નહિ તો જગાભાઈને જાને કાઢી ખાધા વગર ખાટલામાં પડી રહેલી ગંગાના કાને લગભગ એ આખીય રાત પડયા કરેલા (પતિના) પગલાંના ભણકારા છેક સવારમાંય સાચા ન પડે? વેગળુંય કર્યું હતું! છતાંય એને (રણછોડને) એમ ન થયું કે લાવ ઊભો ઊભો હું જઈ આવું, વહુને મનાવી લાવું?!

બીજું તો ઠીક પણ અત્યાર લગી લોકોમાં જે 'બાંધ્યાં છૂટે નહિ' એવા હેતની વાત થતી હતી એ જાણે ખાલી ખાલી લાગતું હતું!

એટલું જ નહિ ત્રીજે દિવસ જાનેથી આવ્યા પછીય રણછોડે જાણે કંઈ બન્યું ન હોય એ રીતનો વહેવાર શરૂ કર્યો. 'કેમ ન આવી?' આટલો જ માત્ર સવાલ પૂછે 'અમથી'ને જ સાચું માની વર્તવા લાગ્યો ત્યારે સાચે જ ખાલી ખાલી લાગવા માંડેલું હેત નરાતાર જાણે જૂઠું હોય એમ જ લાગવા માંડ્યું.

ને તેમાંય રણછોડને જ્યારે વર પરણાવી જાન સાથે પાછી આવેલી પેલી પરોણીથી બોલતો ચાલતો ને ટીખળ કરતો જોયો ત્યારે તો ગંગાને એ હેત 'લાગવા માંડ્યું' નહિ પણ જાણે હકીકત બનીને ઊભું રહ્યું: 'જૂઠું હતું!'

પણ એને ક્યાં ખબર હતી કે સામા પક્ષે રણછોડનેય ખોટું લાગ્યું છે ને લગાડવાનો એનેય હક હોય છે?! કારણ રણછોડનું ગણવું પણ કંઈ કાઢી નાખવા જેવું તો ન જ હતું: 'જો આવા વખતે પોતાનું હોય એને ન કહીએ તો બીજા કહીએ કોને?...બીજું તો ઠીક પણ થોડુંક ઘસાવાનું આવ્યું એટલામાં?'...ને છેવટની ગણત્રી એની આ હતી: 'ના ના ના! એમ બાંધેલા બીધેલા તે કેમ જિવાય!'...

ને આ જ વાત એણે મહિના પછી ગંગાને પણ ગંભીર બની ગણી દેખાડી: 'જો ભાઈ, તું એમ ગણે કે આપણા જીવતરમાં એક તું ને હું બે જ છીએ તો એ વાત તો ભૂલી જજે, એ તો દુનિયા છે. કોકની સાથે બોલવુંય પડે ને કોકની સાથે હસીએય ખરાં'—

ને આ પછી દાખલા-દલીલો સાથે એણે ઉમેર્યું હતું: 'પણ હા એટલું ખરું કે ધણી-બૈયરના વે'વારમાં આપણા તરફથી ગળા સુધી ભરોસો રાખજે'—

અને એ તો રણછોડની આ સમજાવટથી કે પછી, આવા કોઈ વિચારે—આમાંથી રખેને એ પોતાનાથી છેટો પડતો પડતો એક દા'ડો સમૂળગો છેટો પડી જાય!...ભલું પૂછવું પેલી છોકરી (ચંચળ)—લોક કે' છે સાસરે તો જતી નથી, ને કાં તો મારો વે'મ જ

મને ખાઈ જાય ! કે'શે, 'તું કે' છે કે મારે ને એને પેલા લગન વખતથી કાંક છે, તો છે ત્યારે જા. થાય એ કરી લે !' તો હું શું આને (રણછોડને) સઈ રાખવાની હતી કે પેલીનેય આડે ફરવાની હતી'...

ગમે તેમ પણ ગંગા, આ દોઢેક માસના અબોલા જાણે વ્યાજ સાથે વાળી દેતી હોય તેમ વળી પાછો એણે રણછોડને પોતાનો કરી લીધો. અને—કેઈક અજાણ્યાં આગળ વાત નીકળતાં હીરામા એ દોઢ-બે દાયકા ઉપરની વાત કહે છે તેમ,—'રણછોડેય એવો એનો થઈ રહ્યો કે સુવાવડ વખતે ગંગા જ્યારે ખાટલામાં પડી ને એના જીવવાનીય કોઈને આશા ન'તી રહી ત્યારે હું બેઠી'તી ને એણે રણછોડને પાસે બોલાવી વેંનતી કરી: 'તમારા સારુ નહિ તો બે મહિનાના છોરા સારુંય—તમે મને વચન આલો કે બીજું બૈરું કરી લેશો!—ને બાઈ શું તમને હું વાત કરું એક એ આદમી એ માદીની છતી ઉપર માથું મેલી ધ્રુસકે ધ્રુસકે રોઈ પડ્યો કે'—

અહીં વાત કરતા હીરામાની આંખ પણ ઘણીવાર ભીની થઈ જાય છે. ને પછી સ્વગતની જેમ બબડે છે. 'બસ! મને તો લાગે છે વાઘ જેવા આ આદમીનું રૂંગુ (રડવું) સાંભળીને જ ગંગાના ખાટલે બેઠેલા પેલા જમ ઊઠીને હેડતા થયા! ખરી વાત છે એ જ ઘડીએ એ બાઈએ પાણી માગ્યું ને મહિનામાં તો ખાટલો ખંખેરીને બેઠી થઈ ગઈ.' અને ફરી પડવા આવેલી આંખ ફરીવાર ભીની કરતાં હીરામા અહીં ઉમેરે છે: 'પણ આ પછી બે વરસ તો પૂરાં થયાંય નથી ને પીટયા પેલા જમોએ સાજાસારા રણછોડને તાવ પૂરો બે દિવસ તો આવ્યો નથી ને—બાઈની પાસેથી જાણે ચૂંટી લીધો!'—

અને પછી રણછોડના શબ ઉપર પડી 'ઝાડ ફાટી પડે એવા વિલાપ' કરતી ગંગાને કેટકેટલું જોર કરી લોકોએ અળગી કરી ને પછી કેવી એ પાછી સૂનમૂન થઈ બેઠી ને એ ડાગળીચૂકને પોતે પાછી કેવી રીતે રડતી કરી ને પછી એ રોવણામાં કેવા કેવા વિલાપ કરવા લાગી વગેરે વાત કરતાં હીરામાની આંખો એ દશ્ય આબેહૂબ ન જોતી હોય તેમ સરસા ફ બસ નીતર્યા જ કરે છે! છેલ્લે ઉમેરે છે: 'એ ગંગાએ પછી ભઈ પેલા બે વરસના છોગામા મન અને દેહ બધુંય એવું પરોવી દીધું કે જાણે નાનારૂપે રણછોડને જ ન જોતી હોય!'

ને કોણ જાણે કેમ પણ વાડામાં એકલી બેઠી દીકરા આણા ઉપર વિચાર કરી રહેલી ગંગા એકાએક આંખ ભરી બેઠી...

અને એ તો હીરામાનાં 'ખાઈ લેજો' એ વેણ શી વળીને છાતીએ આવી વાગતાં હતાં કે પછી પતિ ખાઈ રહેલા જીવનની વાસ્તવિકતા મનની અંદર સાકાર બનતી હતી કે ગમે તેમ પણ આટલે વરસે બલ્કે ચાલીસેકની આટલી ઉંમરમાં આટલી હદે તો આજ પહેલી જ વાર એ પોતાની જાતને એકલી એકલી અનુભવી રહી. અરે! નિરાધાર બની આંસુ સારતું સ્વર્ગમાં બેઠેલા રણછોડને એ વિનવી પણ રહી: 'બ..સ. તમારો છોરો મોં મેટો કરી આલ્યો. કાલે એને વહુએય આવશે માટે...મને હવે બોલાવી લો...ખરું કહું છું હો!...છોરો વહુનો થઈ જશે ને હું એકલી પડી જઈશ...મારાથી એ નહિ જીરવાય મને તેડી લો..!

ને એમાં વળી વૈશાખના વાયરાએ, દીકરાના આણામાં ગવાતા ગીતની કડી, ચાંદનીના ઉપર દોળ ચડાવીને ગંગાના હૈયા ઉપર પડસા ફેંકતા હોય એ રીતે જાણે દારમાં નાખી:

એક લોકગીતમાં રાધા ગાયો ચરાવતા કાનનું ભાતું લઈને આવે છે. પૂછે છે:

વા'લા મારા ક્યા રે ઉતારું ભાત
ક્યાં બેસી જમશો રે?

કાન કે'છે:

રાધા ગોરી આસોપાલવ કેરું ઝાડ
હે ત્યાં બેસી જમશું રે

પછી કાને આવીને,

વા'લે મારે ભાતાં ઉઘાડી જોયાં
કઠેલાં દૂધ વીસર્યાં રે,



પ્યારેલાલ

# હિંસાનું વિષચક્ર

હિંસાના ઝેરી કૂંડાળાને બને તેટલું ટાળવા ગાંધીજીએ પ્રયત્નો કર્યા. ગાંધીજીના ગયા પછી હિંસાને એક યા બીજી રીતે આપણી સરકારે વેગ આપ્યો છે. ગાંધીજીના અંગત મંત્રી તરીકે જાણીતા લેખકે હિન્દુસ્તાન ટાઇમ્સમાં લખેલા લેખનો આ ટૂંકાવેલો અનુવાદ દરેકને ડંખશે...

આજે રાષ્ટ્રીય અને આંતરરાષ્ટ્રીય ક્ષેત્રે હિંસા એટલી તો પ્રબળ બની ગઈ છે કે તે વ્યક્તિ-સ્વાતંત્ર્ય તેમ જ માનવજાતના અસ્તિત્વ સારુ ખતરનાક બની ગઈ છે. આ હિંસાના શરીરશાસ્ત્રનો નગ્ન પરચો આટલા અચૂક દર્શનપૂર્વક આપણા યુગમાં ટોલ્સ્ટૉય સિવાય ભાગ્યે જ બીજા કોઈએ કરાવ્યો હશે. એમનું પૃથક્કરણ એવું છે કે વ્યક્તિગત હિંસા સત્તાના પાયામાં છે. દરેક સરકાર, પછી તે સરમુખત્યારશાહી હોય કે ઉદારમતવાદી હોય, આજે અદ્યતન સાધનો સાથેના ચંગિઝખાન સમાન બની ગઈ છે. સરકાર આજે જાણે જબરદસ્તીનું અસલ એંજિન બની ગઈ છે. નીચેનાં ચાર સાધનો દ્વારા એ પોતાની સત્તા જાળવી રાખે છે.

પહેલું સાધન છે ડર. સરકારને એક પવિત્ર અને ન ઉથામી શકાય એવી સત્તા તરીકે ઠસાવવામાં આવે છે. તેથી લોકોના મનમાં એનો ડારો પેસી જાય છે. જગતભરમાં અનૈતિક મનાતાં સાધનો દ્વારા પણ દરેકે દરેક પર પોતાની ઇચ્છા ટોકી બેસાડવાનો તેમ જ એની હકુમતને પડકારવાની હિંમત કરનારનો ખાતમો કરવાનો સરકારને અબાધિત અધિકાર છે એમ મનાવાય છે. આ હેતુ પાર પાડવા તે પોલીસ, ન્યાયાલયો, જેલ અને છેવટે સૈન્યનો ઉપયોગ કરે છે.

---

**વા'લે મારે ભાગી કડેલની દાંબ**
**રાધા ગોરી મારિયાં રે.**

ને પછી રાધા ગોરી વિલાપ કરે છે :

**વા'લા મારે નથી મા ને બાપ,**
**મહિયર મારાં વેગળાં રે,**
**વ'લા મારે નથી ભાઈ કે ભોજાઈ,**
**મહિયર મારાં એટલાં રે.**

ને આમાં આ છેલ્લી કડી ગંગાના કાને બલકે હૈયા સોંસરી નીકળી જાય છે :

**વા'લા મારા ! અબળાનો અવતાર**
**એકલડો દોહ્યલો રે !**
**વા'લા મારા મરજો મનખાવતાર**
**અટૂલો એકલો રે !**

ને કોણ જાણે કે એ તો આ ગીતમાં ભાવિના કોઈ ભેંકાર ભણકારા હતા કે—ગમે તેમ પણ ગંગાની આંખ દડદડ કરતી એવી તો ચૂઈ પડી—અરે ડૂસકે ચડી જવાની બીકે એ કમાડ વાસી ઘરમાં જ ભરાઈ પેઠી !

પણ આટલામાં ભરાઈ જવા છતાંય પેલી કડી તો સાચે જ જાણે રણછોડે એને મારી હોય—તિરસ્કારી હોય ને આસપાસમાં એ ભરાઈ રહ્યો ન હોય તેમ એના અંગેઅંગમાંથી બલકે કણેકણમાંથી ઊઠી રહી હતી :

**વા'લા મારા ! અબળાનો અવતાર**
**એકલડો દોહ્યલો રે !**
**વા'લા મારા ! મરજો મનખાવતાર**
**અટૂલો એકલો રે !**



બીજું સાધન છે લાંચ. આ સાધન આવી રીતે કામ કરે છે: મહેનત કરનાર વર્ગો પાસેથી એમની જહેમતનાં ફળ કરવેરા દ્વારા ઝૂંટવી લઈને સરકારના અમલદારોમાં એ વહેંચી દેવાય છે. આના બદલામાં એ અમલદારો કશીયે આનાકાની વિના સરકારનો હુકમ માનવાને તેમ જ લોકોને જંજીરમાં જકડી રાખવાને બંધાયેલા રહેશે.

ત્રીજું સાધન છે વશીકરણ. ફરજિયાત સરકારી શિક્ષણ દ્વારા લોકોના મનને વિકૃત અને એમની સમજને ભ્રમિત કરાય છે. દેશભક્તિ, રાજ્યની પાવનકારી ને કલ્યાણવાદી પ્રવૃત્તિઓ તેમ જ રાજ્યના નિયમો નીતિનિયમોથી વિરુદ્ધ હોય છતાં બધાંએ એને અનુસરવાની ફરજ છે એવા ખોટા ખ્યાલો એમના મનમાં નાનપણથી ભરી દેવામાં આવે છે. રાજ્યે જો કોઈ ધર્મ સ્વીકાર્યો હોય તો લોકોના પૈસામાંથી મંદિરો બંધાય છે અને મહંતો પોષાય છે. પછી ધર્મ વિષેના ખોટા ખ્યાલો ફેલાવવામાં મંદિરનો ઉપયોગ થાય છે. લોકોના મનમાં ઠસાવવામાં આવે છે કે અન્યાય, ગરીબી અને અસમાનતા એ તો ઈશ્વરની યોજનાનો જ એક અંશ છે; રાજયની આજ્ઞાનું પૂરું પાલન એ પવિત્ર કર્તવ્ય છે, અને રાજ્યનો હુકમ થાય ત્યારે હત્યા કરવી એ માત્ર ક્ષમ્ય જ નહીં પણ અભિનંદનીય છે. દેશભક્તિની અંધશ્રદ્ધાને રાષ્ટ્રીય તહેવારોની ઊજવણી, સરઘસો, લશ્કરી પરેડો તેમ જ આંખ આંજી નાખે એવા બીજા ભવ્ય દેખાવોના દબદબા દ્વારા બહેલાવવામાં આવે છે. લોકોનાં મન અને આત્માને મૂઢ બનાવી દેવા સારુ એમની જાતીય વાસનાઓને સિનેમા અને નાટ્યગૃહોની કહેવાતી સાંસ્કૃતિક પ્રવૃત્તિઓ દ્વારા પોષવામાં આવે છે. રાજ્યને જેમાંથી સારી એવી આવક પ્રાપ્ત થાય છે એ કેફી, નશાકારક ચીજો પણ આ હેતુ પાર પાડવાનું એક બીજું સાધન છે. આવી રીતે લોકોનું વશીકરણ કરી લેવાય છે.

ચોથું સાધન પાશવી જબરદસ્તીનું છે. ઉપર ગણાવેલ બધાં સાધનોનો ઉપયોગ કરીને પ્રજાના એક વર્ગને પાશવી ઢાંચામાં ઢળાય છે. કરવેરાએ અને સત્તાધારી પક્ષે જમીન ઉપર શ્રમ કરવાથી જેમને વંચિત રાખ્યા છે અને તદ્દન અકિંચન સ્થિતિમાં મૂકી દીધા છે એવા લોકોને ખાસ કરીને આ વર્ગ માટે પસંદ કરવામાં આવે છે. પછી રંગો, યુનિફૉર્મો, કૂચગીતો અને લશ્કરશાહીથી એવા ભ્રમિત કરી મૂકવામાં આવે છે કે તેઓ માનવ મટીને જાદુગરના હાથમાંનું ચેતનહીન યંત્ર બની જાય છે. પાશવી અને મૂઢ બનેલ આ વર્ગ વિનાશકારી શસ્ત્રોથી સજ્જ બને છે, શોષિત વર્ગો કદાચિત રાજ્યની હકૂમત સામે માથું ઊંચકે તો તેમને દાબી દેવા સારુ આ વર્ગનો ઉપયોગ થાય છે. અને આમ હિંસાનું ઝેરી કૂંડાળું પૂરું થાય છે.

★





ઈશ્વર પેટલીકર

# મિસ બેની

સ્ત્રીસન્માનની વાતો કરતો આપણો શિક્ષિત પુરુષવર્ગ પણ સ્ત્રીઓની માનહાનિ કરવામાં, સ્ત્રીઓની સીધી કે આડકતરી છેડતી કરવામાં જરાય પાછો પડતો નથી. આ વાર્તાની નાયિકા મારફત જાણીતા વાર્તા-નવલકાર પોતાનું સુધારક દૃષ્ટિબિંદુ આબાદ રીતે રજૂ કરી જાય છે જે પોતાની જાતને સજ્જન માનતા કેટલાય પુરુષોને જબ્બર થપ્પડ પણ લગાવે...

તાલુકાની મામલતદાર કચેરીમાં કુ૦ બેની જાગીરદાર કારકુન નિમાઈને આવી. તેણે એ કબૂતરખાનામાં ભારે ફફડાટ કરી મૂક્યો. પ્રથમ એ કારકુનોના મોટા ખંડમાં પ્રવેશી અને બારણા પાસે બેઠેલા કારકુનને એણે પૂછ્યું કે મામલતદારસાહેબ ક્યાં બેસે છે? ત્યારે એ જવાબ આપવાને બદલે ડઘાઈ ગયો હોય તેમ એના સામે બાઘાની માફક તાકી રહ્યો. દસ કારકુનોના એ ખંડમાં પાંચ તો પોતાના કામમાં ચિત્ત પરોવ્યા વિના બગાસાં ખાતા હતા એટલે એમની નજર તરત જ એના સામે ચોંટી ગઈ.

કોણ હશે આ છોકરી? તાલુકાની કચેરીમાં ભાગ્યે જ સ્ત્રીઓ આવતી હોય છે. વિધવા સ્ત્રીઓને કોઈ વખત આવવું પડે તો એમણે ગામડા ગામના મલાજા પ્રમાણે મોં ઢંકાઈ જાય તેટલી લાજ કાઢી હોય. કોઈ કોઈ સ્ત્રી લાજ ન કાઢી હોય તેવી પણ આવી ચડતી હતી. પરંતુ એણે માથું ઉઘાડું મૂક્યું હોય તેમ ભાગ્યે બનતું હતું. જ્યારે આ છોકરીએ તો સાડી જ નહોતી પહેરી. ફ્રોક પહેર્યું હતું. ખરી રીતે તો એ ફ્રોક જેવો દેખાવ હતો એટલું જ; બાકી સ્કર્ટ પહેર્યું હતું, પરંતુ એ બેમાં ભેદ ન સમજતા કારકુનોને ફ્રોક પહેરેલી છોકરી અહીં ભૂલી પડી હોય તેમ લાગ્યું હતું. કેવળ એ શાળાએ જતી નાની છોકરી હોત તો આટલું કુતૂહલ ન થાત, પરંતુ ખાસ્સી પચ્ચીસ વર્ષની ઉંમરની હોય તેમ એના દેખાવ પરથી લાગતું હતું અને આ ઉંમરે સાડીને બદલે સ્કર્ટ પહેરે તે કેવું વિચિત્ર કહેવાય!

મામલતદારસાહેબ પાસે ગઈ એમ જાણતાં દરેક પોતાનું કામ છોડીને એના અંગે ગુસપુસ કરવા લાગી ગયા. 'છે તો રૂપાળી.' એકે અભિપ્રાય આપ્યો. બીજાએ એમાં સુધારો સૂચવતાં કહ્યું: 'સુંદર તો એને ખાસ ન કહી શકાય, પરંતુ ગોરી ચામડી છે અને સંકોચ વગર ફલાંગમાં ચાલે છે એટલે તે છે એના કરતાં વધુ આકર્ષક લાગે છે એટલું જ.'

એ સાંભળી બધા ખડખડ હસ્યા. એકે ચુકાદો આપતાં કહ્યું: 'મિ૦ સેવક ઊડતાં પંખી પાડે તેવા લાગે છે. એ આવીને ચાલી ગઈ ત્યાં સુધીમાં એને પગથી માથા સુધી જોવાનું ચૂક્યા નથી.'

એ વાત આગળ લંબાય તે પહેલાં મામલતદાર-ઑફિસનું જે બારણું કારકુનોના ખંડમાં પડતું હતું તે ઊઘડ્યું અને આગળ સાહેબ અને પાછળ બેની દાખલ થયાં. એ બારણાની બાજુમાં અવલકારકુનનું ટેબલ હતું. સાહેબને આવેલા જોતાં અવલકારકુન અને ખંડના બધા કારકુનો પોતાનું કામ પડતું મૂકી ઊભા થઈ ગયા. સાહેબે અવલકારકુનને સંબોધતાં કહ્યું: 'મિ૦ નાયક, આ બહેન—કુ૦ બેની જાગીરદાર છે. આપણી ઑફિસમાં જે ખાલી જગા છે તેમાં કારકુન તરીકે એ બદલાઈને આવ્યાં છે. એ આજથી હાજર થાય છે એટલે એમને એમનું દફતર સોંપી દ્યો.'

સાહેબ જાણે ઉતાવળમાં હોય તેમ એટલું કહીને એમની ઑફિસમાં ચાલ્યા ગયા અને બારણું બંધ થઈ ગયું. જેને ઘડી પહેલાં હસતા હતા તે બહેન કચેરીના કોઈ કામકાજ અંગે ભૂલી નહોતી પડી, પણ ઑફિસના એક સ્ટાફ સભ્ય તરીકે આવી હતી તે જાણતાં કારકુનો કામમાં પરોવાયાનો ઢોંગ કરતા ટેબલ તરફ નજર રાખી ત્રાંસી નજરે એના સામે જોઈ રહ્યા. જુવાન કારકુનોને મિ૦ નાયકની ઈર્ષા પણ આવી. જે ગ્રૅજ્યુએટ કારકુનની બદલી થઈ હતી અને મિ૦ નાયકની બાજુમાં એનું ટેબલ ખાલી હતું તે જગા એણે લઈ લીધી. આમ તો એ ટેબલનો ચાર્જ

ડાચા ઉપર હજામત વધી હોય અને જાણે શ્રાવણ મહિનો પાળતા હો તેમ મોં લઈને આવો છો તે બંધ થઈ જાઓ. કોઈના કોલર તૂટેલા હોય છે અને કોઈના પગમાં ચંપલનાં ઠેકાણાં હોતાં નથી, તે બધાય ઊઠમણે જવા નીકળ્યા હોય તેમ ટાપટીપ કરીને નીકળે.'

આ વખતે નાસ્તો આવ્યો ત્યારે મિ૦ સેવકની મજાક સૌને સાંભરી આવી પણ બેનીની હાજરીમાં બોલવાની હિંમત કોણ કરે ? ચા આજે વધુ ઊકળી ગઈ હતી એટલે બેસ્વાદ બની હતી. આવું જ્યારે બનતું ત્યારે ચા લઈને આવનાર છોકરાને સંભળાવવામાં આવતું હતું : 'આજે તારા શેઠ બૈરા ઉપર ધેર ઊકળીને આવ્યા છે કે શું ?' એની રીસ ચા ઉપર કાઢીને ઉકાળાય તેટલી ઉકાળી લાગે છે ! પરંતુ આજે બેની બેઠી હતી એટલે એમ પણ કોઈ બોલી શક્યું નહિ. બધાંએ માન્યું હતું કે મિ૦ સેવક એના સ્વભાવ પ્રમાણે બોલ્યા વિના નહિ રહે, પરંતુ એય તેલમાં માખ ડૂબે તેમ ડૂબી ગયો હતો.

સાંજે સાડા પાંચ વાગ્યે ઑફિસ બંધ થઈ એટલે બેની પોતાનું કામ બંધ કરી, મિ૦ નાયકને હાથ ઊંચો કરીને જાણે પોતે જાય છે તેમ રજા લેતી હોય તેમ વિવેક કર્યો. મિ૦ નાયકે પણ કંઈ બોલ્યા વગર ટૂંકું જમણી બાજુ નમાવી જવાની રજા આપતા હોય તેમ સંમતિ આપી. જવા માટે બધા ઊંચાનીચા થઈ ગયા હતા, પરંતુ બેનીને લીધે એવા સીવાઈ ગયા હતા કે એનાથી મુક્ત થવા કોઈએ જવાની તૈયારી બતાવી નહિ. અને એણે કમ્પાઉન્ડ બહાર પગ મૂક્યો કે એક તંગ થઈ ગયો હતો તે બોલી ઊઠ્યો : 'આ રમકડાને લીધે અર્ધા દહાડામાં જો ગભરામણ થઈ ગઈ તો રોજ આવું ચાલે તો વહેલુંમોડું બેભાન થઈ જવાય.'

બીજાએ એમાં ટેકો પુરાવતાં કહ્યું : 'એના આવ્યા પછી દિવસેય લાંબો થયો હોય તેમ ખૂટ્યો જ નહિ, ટેબલ ભણી નજર રાખી એના ભણીય કેટલું તાકી રહેવાય અને કામ કરવા માંડ્યું તે રોજ કરતાં કેટલાય તુમારમાં ચીતરામણ કર્યું પણ સાડા પાંચ કેમેય થાય નહિ !'

ત્રીજો : 'પણ જે ચીતરામણ કર્યું તે સાચું છે કે નહિ તે ફરી જોઈ લેજે. બાકી ચિત્ત હશે બેનીમાં અને ધસરકે રાખ્યું હશે તો ગાયનું ભેંસ તળે અને ઘોડાનું ગધેડા તળે જતું રહ્યું હશે.'

'પણ આ બેની છે કોણ ?'

મિ૦ સેવક : 'સ્ત્રી !'

બધા ખડખડ હસ્યા. એમાં એટલું બધું હસવા જેવું તો ખાસ ન હતું પરંતુ અત્યાર સુધી એ સીવાઈ ગયા હતા તેનો એમાં પ્રત્યાઘાત પડ્યો હતો.

'સ્ત્રી છે એ તો નાનું છોકરુંય સમજે તેવું છે.'

'ના, એમાં મિસ્ટર તમારી ભૂલ થાય છે. સ્કર્ટને બદલે એણે જો કોટ-પેન્ટ પહેર્યાં હોત તો ઓળખતાં વાર લાગે. બોબ્ડ હેર છે અને એવા ફગફગે છે કે સિનેમા સ્ટારની નવી ફેશન હશે તેમ લાગે'...

'મને લાગે છે કે એ હિન્દુ નહિ હોય.'

'શા ઉપરથી ?'

'બેની નામ ઉપરથી.'

'આજે તો ફેની, મેરી, રીટા વગેરે નામો પણ હિન્દુઓ પાડે છે. શહેરમાં એ નવી ફેશનમાં ગણાય છે.'

'એના વાન ઉપરથી એ પારસી હોય તેવી નથી દેખાતી ?'

'આજે તો પારસીઓ કરતાંય બીજા વધુ ગોરા હોય છે'

'ખ્રિસ્તી પણ હોય.'

'અટક એવી છે કે એના ઉપરથી ખ્યાલ ન આવે.'

'એની સર્વિસબૂકમાં લખેલું હશે.'

'પરંતુ એ તો જૂની સર્વિસબૂકમાં લખાતું. હવે આજે તો નાતજાત-ધર્મના ભેદ ન હોવા જોઈએ તે કારણે કંઈ લખાતું નથી. હરિજન હોય કે શિડ્યુલ કાસ્ટ હોય તો ઉલ્લેખ જોવા મળે.'

'એ વર્ગની તો નથી જ.'

'ગમે તે વર્ગની હોય, પણ એનાં લક્ષણ સારાં નથી





એ ચોક્કસ '
'તમેય ખરા છો ને ભલા માણસ! તમારે જૂની આંખે નવા તમાસા એટલે દેખ્યું નહિ ખમાતું હોય '
'નોકરી કરે એનો મને વાંધો નથી, પરંતુ તાલુકાના કસ્બા ગામમાં આવા કપડાં પહેરીને આવે તે સારું કહેવાતું હશે?'
'પણ એ ભિતરી છે ક્યાં? રહેવાનું શું કરવાની છે?'
'તમારે એની સાથે રહેવું છે?'
ફરી બધા ખડખડ હસી પડ્યા
'આપણે એની શી ચિંતા? સાહેબે એને પૂછ્યું તો હશે ને? એ ફરજ એમના છે એણે ક્યાં તમારી પાસે એ જાતની મદદ માગી છે? વખત થયો એટલે દરરોજની ચિરપરિચિત હોય તેમ એ ચાલતી થઈ આવી સ્ત્રીઓ રસ્તે જતા ભાઈબંધી કરી લે ઘરની અને રહેવાની તકલીફ પુરુષને પડે, સ્ત્રીને નહિ '

વાતને લંબાતી જોઈને અને તે ઠીક પણ ન ગણાય એમ માની મિ૦ નાયક ઊભા થયા મિ૦ સેવક બોલ્યા વગર ન રહી શક્યો 'સાહેબ, ખરી રીતે તમારે એને પૂછવું જોઈતું હતું કે ક્યાં ઊતર્યાં છો અને કંઈ કામકાજ હોય તો કહેજો '
બીજાએ સુધારો સૂચવ્યો 'એને પૂછવું અવિવેક ગણાય, પણ સાહેબને પૂછી ખાતરી કરી લેવી કે એ કઈ જાતની છે અને ક્યાં ભિતરી છે '
એ દિવસમાંથી બધા નીકળ્યા અને માર્ગે જેમ જેમ દરેક જન ફંટાતા ગયા અને જુદા પડતા ગયા તેમ તેમ બે જણનો સોબત રહી ત્યાં સુધી બેની સિવાય વાત માટે બીજા વિષયને અવકાશ ન મળ્યો એકના પડ્યા પછી પણ મિત્ર સાથે ગપ્પાં મારતા દરેકે એનો ઉલ્લેખ કર્યો ફક્ત કોઈએ એનું વર્ણન ઘેર પોતાની પત્નીને ન'તું કર્યું!
બીજે દિવસે એમાં નવું કંઈ ઉમેરવાનું ન હતું, પરંતુ સાંજે એ એકલાં વિદાય થઈ ત્યારે દરેકને એની દયા આવી રોય તેમ સૂર નીકળવા માંડ્યો
'એની સાથે આપણે કોઈ વાત ન કરીએ તો સારું' તો ન ગણાય. ઓફિસમાં કોઈ સ્ત્રી મેમ્બર નહિ એટલે એ બેનેયાને પણ કોના સાથ? એમાં એ હિંમત આપણી કરતી હશે બધા ગામડિયા ભેગા થયા છે સ્ત્રીસન્માન શું એ સમજતા નથી એટલું જ નહિ, પણ વિવેકનાય ભૂખ્યા છે તેમ માની લેશે '
'સાચું છે અને જો આપણે સૌનાથી અતડા રહીશું તો મિ૦ સેવક જેવા એનો લાભ પણ ઉઠાવશે એ એની નિકટ જવા પ્રયત્ન કરશે અને એ પ્રેમનો ઠરકી છે તેવું બેનાને કોણ કહેવા જશે?'
'મિ૦ સેવક બે દિવસથી ચૂપ છે તે જ નવાઈ કહેવાય બાકી એ કંઈ ટીખળ કર્યા વિના જંપે નહિ. મિ૦ નાયકને નવું માખણ લગાડતા એકે કહ્યું 'સેવક માના પેટમાં જંપ્યો નથી તો અહીં જંપે' પરંતુ નાયકસાહેબ હસવામાં જવા દે ત્યાં સુધી, બાકી એમના આંખ ખેંચાયેલી જુએ કે એના ભાર છે કે કંઈ બોલે?'
મિ૦ નાયક એ હાર ગળામાં પહેરી લેતા બોલ્યા
'હું બધી વાત સહી લઉં, પરંતુ કોઈ સ્ત્રીની મશ્કરી કરે તે ન ચલાવી લઉં. સેવક મને સારી રીતે ઓળખે છે નાયકસાહેબ વીફર્યા એટલે કોઈના નહિ '
'પણ આજે ક્યાંક વહેલો એ કેમ ચાલી ગયો છે?'
'એનું કંઈ કહેવાય નહિ ભલો હશે તો મેનાનો રસ્તો સાંધીને બેઠો હશે અહીં બધાના વચ્ચે એ એના સાથે વાત કરવાની હિંમત ન કરી શક્યો હોય તો એને એના જોતા રૂમ જાય તો કહેવાય નહિ '
મિ૦ નાયકે એ અંગે નિર્ભય રહેવાની માહિતી આપતા કહ્યું 'મેની જેવી નેવા કુટુંબની નથી એના બાપ મિ૦ જાગીરદાર રિટાયર્ડ એસિ૦ કમિશ્નર છે ઘરના સુખી છે બેનાને નોકરી કરવાની જરૂર છે એવું પણ નહિ એ શોખ તરીકે નોકરી કરે છે બાપની એના ભાગ્ય ઉપર કે મેનીને અહીં આવવાની ઇચ્છા ન હોય તો એની બદલી થઈ ન હોત, પરંતુ ગામડાઓનો પણ અનુભવ લેવો જોઈએ તેમ માની એ સ્વેચ્છાએ અહીં આવી છે મિ પાનખીવાળા

શેઠને ઘેર એ ભીતરી છે.'

મિ૦ પાલખીવાળા પારસી હતા. દારૂબંધી નહોતી થઈ ત્યારે આખા તાલુકામાં જેટલાં દારૂનાં પીઠાં હતાં તેનો ઇજારો વરસોથી એ લેતા હતા. તેની કમાણીમાંથી એમણે જમીન ખરીદી હતી. દારૂબંધી આવતાં એ ધંધો ગયો, પણ ખેતીના કાયદાને લીધે ખેતી જાતે કરાવતા થયા હતા અને એમાં મૂડીનું સારું રોકાણ કરી શકતા એટલે ઉત્પન્ન પણ સારું લેતા હતા. એમનું નામ સાંભળતાં એક બોલી ઊઠ્યો:

'મિસ જાગીરદાર પણ ત્યારે તો પારસી હશે.'

મિ૦ નાયક: 'ના, હિંદુ છે. પરંતુ એ બધા ઉપલા વર્ગના હિંદુ એટલે એ અર્ધા પારસી જેવા અને અર્ધા-ખ્રિસ્તી જેવા જ માનવા.'

'નાયકસાહેબ કહે છે તેવો જ ઢંગ ગણાય. નહિ તો હિંદુની છોકરી થઈને કુંવારી હોય ત્યાં સુધી ફ્રોક પહેરે તે તો સમજ્યા, પણ કપાળમાં ચાંલ્લો ન કરે અને હાથે બંગડીઓ ન પહેરે, તે હિંદુપણું ધોવાઈ ગયેલું ત્યારે જ બને ને?'

'અને પચ્ચીસ વર્ષ સુધી પરણે નહિ તેય ખ્રિસ્તીપણાની નિશાની કે બીજું?'

'શરીર અર્ધનગ્ન રહે તેવો સ્કર્ટનો પોશાક પહેરે, પછી એ મોટી ઉંમરે સંયમી રહે તેમ શી રીતે મનાય? સતી સ્ત્રીઓના ઢંગ જ આવા ન હોય.'

'પાલખીવાળા શેઠને એ ક્યાંથી ઓળખે?'

'એના બાપ અમલદાર હતા. ગામડાં ચૂસવાના ધંધા કરનાર દારૂવાળા અમલદારો સાથે સારા સંબંધો રાખતા. આ જૂનું ઓળખાણ હતું તેનો લાભ લીધો છે.'

એની અંગે એ બેઠકમાં છેવટ એવો નિર્ણય લેવાયો કે મિ૦ નાયક જેવા આધેડ ઉંમરના ઠરેલ પુરુષે એની સાથે બોલચાલ કરવી, એને એવું ન લાગવું જોઈએ કે એની સાથે અવિવેક આચરવામાં આવે છે. બીજો કોઈ જુવાન કારકુન એની નિકટતાભર્યું વર્તન કરવા જશે તો એ ટીકાપાત્ર થશે. નાયકસાહેબને સહીસલામત ગણી લેવામાં આવ્યા હતા. એને કંઈ તકલીફ હોય કે એ જુદું ઘર લઈને રહેવા માગતી હોય તો તે શોધી આપવાની વગેરે પૂછપરછ એમણે કરવી તેમ વિચારી લેવામાં આવ્યું હતું.

પરંતુ બધાને જે બીક હતી તે સાચી પડી. મિ૦ સેવક અને મિસ એની ઑફિસે સાથે આવ્યાં. સેવકે જાણે મહાન જીત મેળવી હોય તેમ એના મોં ઉપર મલકાટ હતો. મિ૦ નાયક સાથે સેવક વાત કરતો હતો ત્યારે એની એને અડીને લગભગ ઊભી હતી. સૌને થયું કે પતિ-પત્ની હોય તો પણ આમ જોડાજોડ ઑફિસમાં સાથે ઊભા રહેવાનું પ્રયોજન ન ગણાય. અને એ ધૃષ્ટતા કેવળ ઊભા રહેવામાં એ કરી રહ્યાં હતાં એટલું જ નહિ. પરંતુ સેવકે દરખાસ્ત મૂકી હતી કે મિસ એનીનું ટેબલ ખસેડીને એની નજીક લાવવું છે!

એનીને મિ૦ નાયકે કંપની આપવી તેમ આગલે દિવસે નક્કી થયું હતું એટલે એના પ્રત્યે વિવેક બતાવતાં એમણે એને સીધું પૂછ્યું: 'મિસ જાગીરદાર, તમને ટેબલ મિ૦ સેવક પાસે લઈ જવામાં વધુ અનુકૂળતા લાગતી હોય તો મને વાંધો નથી.'

મિસ એની સંમતિ આપતાં બોલી: 'અગાઉ આ દફતર મિ૦ સેવકે સંભાળેલું છે એટલે મને જરૂર પડશે તો એ મદદરૂપ થશે. વળી એમને માઇલ્ડ ચા પીવાની ટેવ છે અને મને પણ કડક ચા પસંદ નથી. એ મૅનેજ કરવાનું એમણે સ્વીકાર્યું છે.'

મિસ એનીનું ટેબલ મિ૦ સેવક પાસે ખસેડાયું ત્યારે કારકુનોએ દાંત કચકચાવ્યા મારો બેટો, પાકો ઉઠાવગીર નીકળ્યો! નાયકસાહેબ ગઈ કાલે કેવી ડાંસ મારતા હતા કે હું વીફરું એટલે કોઈનો નહિ, અને વિફરવાનો વખત આવ્યો ત્યારે તમાકા પાડીને ઊભા રહ્યા! સેવકડાને ચોખ્ખું સંભળાવી દેવાનું હતું કે આ કંઈ તમારું ઘર નથી કે તમને ફાવે ત્યાં બેસી શકો. મિસ એનીએ જ્યાં ટેબલ છે ત્યાં બેસીને કામ કરવાનું છે.

એ દિવસ અડીચૂપ રહેલી એની જાણે આજે બધાં ઉપર વેર લેતી હોય તેમ વ રે વારે મિ૦ સેવક સાથે વાત કરતી હતી. બાજુના ટેબલવાળો કાન સરવા કરીને સાંભળવા પ્રયત્ન કરતો છતા એની એટલું ધીમું બોલતી કે એને સ્પષ્ટ સંભળાતું ન હતું. ઑફિસના કામની વાત કરતી હોય તેમ એને પ્રતીતિ થતો ન હતી. ઑફિસકામ હોય તો વચ્ચે વચ્ચે હસવાનું બને કયાથી?

સાંજે સાડાપાચ વાગ્યે મિસ એની અને મિ૦ સેવક સાથે જોઈને વિદાય થતાં કે સૌ મિ૦ નાયક ઉપર તૂટી પડ્યા: તમે જ સાહેબ ઊંધુ માર્યું. મૂળ તો મિ૦ સેવક વાંદરો હતો અને તેમાં તમે નીસરણી આપી. જો એને પહેલે જ ધાએ ચૂપ કરી દીધો હોત તો એ આગળ વધવાનું પગલું ન ભરત. આ તો આવ્યાં સાથે, બેઠા સાથે, ગુસપુસ કરી સાથે અને ગયાં પણ સાથે. આવતી કાલ તો એ મૂછ મરડશે કે નાયકસાહેબને હું ગણતો નથી!

મિ૦ નાયકને પણ લાગતું હતું પોતે સેવકથી નહિ પણ એનીથી અંજાઈ જઈ એને ના પાડી શક્યા નહોતા. પરંતુ એનો સ્વીકાર કરવાની તૈયારી ન હતી એટલે એમણે પોતાની મોટાઈ ચાલુ રાખતાં કહ્યું. 'સેવકને તો હું ધારે ત્યારે બે તમાચા મારી સીધો કરી શકું તેમ છું. પરંતુ મિસ એનીનો વિચાર કરીને મેં એ ફેરફારમાં સંમતિ આપી છે. એના બાપનો ભલામણપત્ર એ સાહેબ ઉપર લાવી હતી. સાહેબ એમના સીધા સંપર્કમાં નથી આવ્યા પણ મોટા અમલદાર એટલે નામથી સારી રીતે ઓળખે છે. આવી નાની વાતમા એના પિતાને લાગે કે મારી દીકરીને સગવડ ન આપી તો એક વખતના આ ખાતાના અમલદાર તરીકે એમને દુ:ખ થાય. આજે આપણને એ કંઈ કરી તો ન શકે, પરંતુ એવી નાની બાબતમાં કોઈનું માન રાખવામાં આપણું જાય છે શું?'

દુઃખ રડતાં એક બોલ્યો. 'પરંતુ હવે સેવક એને બથાવી પડ્યો એમ જ થયું ને?'

બીજો કટાક્ષ કરતાં: 'તારી ઇચ્છા હતી?'

'સેવક ન થાકે તો કહેજો ને. આ કંઈ સામાન્ય છોકરી નથી કે ચા-નાસ્તામા એકાદ રૂપિયે પતે. રવિવારે દિવસે જો શહેરની સહેલગાહ કરવા નીકળ્યાં તો મહિનાના પગારનો એક દિવસમાં ભુક્કો નીકળી જશે. સેવકની ચોટલા લઈ જાય તેવી એ છે એમ એની આંખો જ કહી આપે છે. સેવક મૂરખ છે મૂરખ.'

'સેવક કંઈ મૂરખ નથી, આપણને બધાંને મૂરખ બનાવે તેવો છે. એય જાણે છે કે આપણને એ પોષાય તેવો શોખ નથી. પરંતુ એને ક્યાં એની સાથે લગ્ન કરવા છે? બૈરી હમણાં સુવાવડ ઉપર ગઈ છે ત્યાં સુધી જે લહેર કરી લીધી તે. બે-ચાર મહિના લહેર કરવા જેટલા પૈસા નોકરીમાથી ન બચાવ્યા હોય તેવું ઓછું છે?'

મિ૦ નાયક પોતાનો હોદ્દો બતાવતાં બોલ્યા: 'મિ૦ સેવકને હજુ ખબર નથી કે જો એવી કંઈ એણે ધાંધલ કરી અને મારો ઉપર રિપોર્ટ ગયો તો એને નોકરીમાથી ઘેર બેસવા વખત આવે. આ કંઈ અંગ્રેજોનું નોકરશાહી રાજ્ય નથી કે અંગત બાબતમાં સરકાર માથું ન મારી શકે, કલ્યાણ રાજ્યમાં સરકારી નોકરોનું ચરિત્ર ખાસ ધ્યાનમાં લેવામાં આવે છે. સરકારે તે માટે પોતાના નોકરો માટે સામાજિક વર્તાવના પણ નિયમો કર્યા છે. જ્યાં સુધી હું મીઠી નજર રાખું ત્યાં સુધી, બાકી હું લખું એટલે થઈ રહ્યું. જે પ્રધાનને પગલાં ભરવાનાં છે તે અને હું સાથે જેલમાં હતા. સાથે કોંગ્રેસમાં કામ કરતા હતા. મારા ઉપર એમને પૂરેપૂરો વિશ્વાસ.'

બીજે અઠવાડિયે મિસ એની અને મિ૦ સેવક ઑફિસેમા આવ્યાં ત્યારે વળી સૌ કારકુનો ફાટી આંખે તાકી રહ્યા. એનીએ સાડી અને કબજાનો પોશાક પહેર્યો હતો. હાથે બંગડીઓ પહેરી હતી. સૌને થયું કે આ છોકરી અહીં નોકરી કરવા આવી હતી કે નખરાટવેડા કરવા! આજે એક પોશાક અને કાલે





બીજો. આજે વિધવા તો કાલે પરણેલી ! આજે પારસી તો કાલે હિંદુ ! જ્યારે વાત આટલી આગળ વધતી હોય ત્યારે બધાંની નજર એમની ચોટી પૂરેપૂરી કરે તે પણ એટલું જ સ્વાભાવિક હતું. ગઈ કાલે રવિવારે એ લોકો બહાર તો નથી ગયાં તેની ખાતરી કરવા મિ. સેવકના મકાન ઉપર મિત્રભાવને વશ થઈ ત્રણ જણા તપાસ કરવા ગયા હતા.

એનો ઉલ્લેખ કરતાં એકે કહ્યું : 'મિ૰ સેવક ! કાલે ક્યાં ગયા હતા ? હું તમારે ઘરે આવ્યો હતો.'

મિ૰ સેવકે સૌને ઈર્ષા આવે તેવું વેણ ઉચ્ચાર્યું : 'ગઈ કાલે હું અને મિસ એની શહેરમાં ગયાં હતાં. એમની ઇચ્છા હતી કે એકાદ પિક્ચર જોઈ આવીએ.'

મિસ એનીએ એમાં ઉમેરો કરતાં પોતાના હાથ બતાવી કહ્યું : 'મારી ઇચ્છાને માન્ય રાખી મિ૰ સેવકે પિક્ચર જોયું અને એમની ઇચ્છાને માન્ય રાખી મેં એમની બંગડીઓ પહેરી.'

સૌ હસવું ખાળી ન શક્યા. મિસ એની એ અર્થમાં બોલી હતી કે એમણે ખરીદી આપી, પસંદ કરી તે મેં પહેરી લીધી. જ્યારે ભાવના પ્રયોગનો ખ્યાલ આવતાં હસવું ખાળીને એક બોલ્યો : 'એના કરતાં સુંદર બંગડીઓ હું લઈ આપું તો ?'

મિસ એની : 'એ પણ પહેરું.'

બધા હસ્યા. સેવકને એમાં પોતાનું અપમાન લાગ્યું. મિ૰ પાઠકની આ ધૃષ્ટતા પોતાની અદેખાઈમાંથી જન્મી હતી તેમ લાગતાં સેવક બોલી ઊઠ્યો : 'મિસ એની ગ્રામજીવનના ભાષાપ્રયોગ સમજતાં નથી એટલે તેમના પ્રત્યે અસભ્ય વર્તન કરવું તે જંગલીપણું છે.'

સામો પ્રત્યુત્તર આપવાની હિંમત પાઠકે ન કરી. બધા મિ૰ નાયક સામે તાકી રહ્યા. વાત આગળ વધે અને સાહેબ પાસે ફરિયાદ પહોંચે તો સ્ટાફને તમે કાબૂમાં રાખી શકતા નથી તેવો ઠપકો મળે તે ગણતરીએ જાણે એમણે કંઈ સાંભળ્યું ન હોય તેમ એ ટેબલમાં માથું ખોસી કામે લાગી ગયા હોય તેમ દેખાવ કર્યો. તંગ વાતાવરણને હળવું કરતાં મિસ એની બોલી : 'મિ૰ સેવક, એમાં તમારે માઠું લગાડવાની જરૂર નથી. એ ભાષાનો પ્રયોગ શો થાય તે બધા હસ્યા તે ઉપરથી હું સમજી શકી છું. પરંતુ હું એવી ગામડિયણ છોકરી નથી કે એ પ્રયોગ મનેય સ્પર્શી ગયો માની હું તમારી કે મિ૰ પાઠકની વહુ બની ગઈ તેમ માની લઉં.'

મિ૰ નાયકના મોં ઉપર જે તંગ રેખાઓ દોરાઈ હતી તે સમજી જઈ કોઈ કંઈ બોલ્યું નહિ અને દરેક પોતપોતાના કામે લાગી ગયા. મિ૰ પાઠકને હિંમત આવી કે મિસ એની માઠું લગાડે તેવી નથી અને એને કંઈ મિ૰ સેવકની બાબત જ પસંદ છે તેવું કંઈ નથી. એની માફક બીજા હિંમત કરીને એની કંપની સાથે તો એ એને પણ આવકારે.

સાંજે ઑફિસ ટાઈમ થતાં મિ૰ પાઠક પણ મિસ એની સાથે ઊઠ્યો અને જવા તૈયાર થયો. મિ૰ સેવકનો પોતે હરીફ હોય તેમ દેખાડવા એ એની સાથે વાતચીત કરતો સાથે ચાલવા લાગ્યો. મિ૰ સેવકને એના આ મોરચાની ખબર નહિ એટલે એને ઊઠતાં સહેજ વાર લાગી એટલે એ મંદ ઉત્સાહ બતાવતો ધીમે ધીમે પાછળ ચાલી રહ્યો હતો.

આ નાટક જોઈ રહેલા કારકુનો મિ૰ નાયક ઉપર તૂટી પડ્યા : 'સાહેબ, તમે પહેલેથી નમતું મૂક્યું એટલે આ લોકો ચડી ગયાં છે. જાણે એમને અહીં કોઈ ટોકનાર નથી એમ સમજી કેવા ખેલ કરવા માડ્યા છે ? એક દહાડો સ્કર્ટ અને એક દહાડો સાડી. આ તે ઑફિસ છે કે નાટકશાળા ? મિ૰ સેવક પણ તુમાખીમાં આવી ગયો છે. શહેરમાં સહેલ કરી આવ્યા. એનું જોઈ મિ૰ પાઠકે આજે વળી બાંડું ઝડપ્યું...'

'એ તો બેવકૂફ છે. એને એ પણ ભાન નથી કે મિસ એની એને ઘરમાં ઘાટી તરીકે પણ ન રાખે. એણે પ્રથમ પોતાનું મોં દર્પણમાં જોઈ આવી રૂપાળી છોકરીઓ સાથે પ્રેમ કરવા નીકળવું જોઈએ. મિ૰ સેવક તો એને આકર્ષી શકે તેવો છે. રહે છે પણ અપટુ-

કે આવા પ્રેમના લફરા કૉલેજકાળમા એને હતા પણ ખરા એને કેમ છોકરીને આગ્રહી તે એને આવડે પણ ખરુ '

' મિ૦ સેવક એવો છે શુ ? અહી તો આપણે એવુ કઈ એના વિષે સાભળ્યુ નથી '

' અહી ગામડા ગામમા એવી છોકરીઓ એને મળે ક્યાથી ? મિસ બેની મળી કે તરત જ ચગ્યો કે નહિ ? '

' એની બૈરી આ નહિ જાણતી હોય ? '

' બધુય જાણે છે એ કૉલેજ વખતે ફરી પરણવા તૈયાર થયો હતો, પણ બાપ વિરુદ્ધ પડ્યા અને ભાઈ કમાતા ન હતા એને એ બધુ પડી ભાગ્યુ બાકી અત્યારે જો એવુ પ્રકરણ ઊભુ થાય તો વહુ અને બાળક રખડી જાય અને આ પરણી જાય '

' સરકારી નોકરી એને પણ તો ઘેર બેસવુ પડે '

મિ૦ નાયક ' એક દહાડેય હુ એને નોકરી કરવા ન દઉ '

' પરણ્યા વગર ક્યા નથી રહી શકાતુ ? આજે એ સાથે ફરે છે, તે સરકાર શુ કરે છે ? '

પણ એવુ ઈ બને તો સરકાર કરી શકે ' મિ૦ નાયકે બચાવ કર્યો

' ત્યારે બન્યા વગર રહેતુ હશે ? શહેરમા શુ સિનેમા જોવા ગયા હતા એમ માનો છો ? એકાંત મેળવવાના એ બહાના કહેવાય '

મિસ બેનીમા ફેર થયો છે એમ તમને સૌને નથી લાગતુ ? '

' કેવો ? '

' તમેય પાછા કાના થઈને ' પાસે બેઠેલાએ એને ધક્કો માર્યો એ બોલનારો અટકી ગયો અને બીજુ વાક્ય બોલ્યો ' તમે બધા શહુમાર છો તે રહેવા દો ને '

' પણ એનુ તારે છે શુ ? '

' મારે તો એનુ કઈ નથી પણ મને એમાથી વાત આગળ વધી તો ઑફિસની આબરૂ શી ? લોકો કઈ સેવક કે બેનીની વાતો નહિ કરે, ઑફિસની વગોવશે કહેશે કે કેવા લબાડ લોકો ત્યા ભેગા થયા છે ! મારુ તો શુ જવાનુ છે પણ સાહેબ અને નાયકસાહેબે શુ દેખરેખ રાખી તેમ વાત થશે '

મિ૦ નાયકને બધાએ પાણી ચડાવ્યુ અને મિસ બેનીનુ ટેબલ એ લાઈનમા પ્રથમ હતુ ત્યા એમના પાસે ઘુસાડી દેવાનુ અને મિ૦ સેવકનુ ટેબલ એ લાઈનમા છેવટુ ગોઠવવુ કે જેથી એ વાતચીત ન કરી શકે એટલુ જ નહિ, પણ વારેવારે એને જોઈ શકે પણ નહિ ! મિ૦ પાઠકને પણ હદપાર કરી દૂર કાઢવાનુ નક્કી થયુ બીજે દિવસે મિ૦ નાયક એમની હાજરીમા ટેબલ ફેરવવાની હિંમત ન કરી શકે અગર એ લોકો ન ફેરવે અને ફરિયાદ સાહેબ પાસે લઈ જાય એવા ઊડા પાણીમા ઊતરવાને બદલે અત્યારે એ પ્રમાણે ફેરફાર કરીને ઘેર જવાનુ નક્કી થતા સૌ ઉત્સાહથી એ કામ ઉપાડી લેવામા રોકાઈ ગયા બીજે દિવસે એ લોકો આવતા કેવો તમાશો થાય છે તે જોવા સૌ ઑફિસ કરતા અર્ધો કલાક વહેલા આવી પોતપોતાની ખુરશી ઉપર ગોઠવાઈ ગયા હતા

મિ૦ નાયક નહોતા આવ્યા એને એકે કહ્યુ

' આપણે આગ્રહ ન રાખ્યો હોત તો મિ૦ નાયક ઢીલુ નાખત '

' હજુય ઢીલુ નહિ નાખે એની શી ખાતરી ? મિસ બેની જક પકડે કે મને પૂછ્યા વિના મારુ ટેબલ ખસેડ્યુ તેમા હુ મારુ અપમાન સમજુ છુ તો ? '

' મિ૦ નાયક પાસે એ પોચુ ભાગી ગઈ છે એટલે વિરુદ્ધ નો કહેવાય નહિ '

પરંતુ એમની એ ગણતરી ખોટી પડી મિ૦ નાયકે પણ નહિ કલ્પ્યુ હોય તેવી શાંતિથી એણે પોતાની નવી જગા લઈ લીધી મિ૦ સેવક અને મિ૦ પાઠક માટે પછી બીજો રસ્તો ન હતો આગળથી એમને કઈ ખબર ન હતી એને આ કાવતરુ સ્ટાફે કરીને પોતાને થાપ મારી હતી તેમ મિ૦ સેવકને ચમચમ્યુ સ્ટાફ પોતાની જીત થઈ તેમ ઉત્સાહમા હતો, પરંતુ મિ૦ નાયકને ફફડાટ હતો કે આનો ફણગો હજુ નહિ





ફૂટે તેમ માનવાનું કંઈ કારણ ન હતું. એમણે બેનીને પોતાની પાસે બોલાવી સમજાવવા માંડી. બધાંની નજર એમના તરફ મંડાઈ હતી, પરંતુ મિ૰ નાયક ધીમેથી બોલતા હતા અને બેનીને પણ ધીમેથી બોલવાની ટેવ હતી એટલે શું વાતચીત ચાલતી હતી તે કોઈ સાંભળી શકતું ન હતું. પરંતુ વિષય આ સિવાય બીજો ન હોય તેમ સૌને પૂરી ખાતરી હતી.

સાહેબ પાસે ફરિયાદ ન જાય તે ફફડાટમાં મિ૰ નાયક લોચા વાળતા હતા : 'મિસ બેની, તમે ખાનદાન કુટુંબનાં કહેવાવ. મિ૰ જાગીરદારસાહેબ અંગ્રેજોના વખતમાં એસિ૰ કમિશ્નર એ કંઈ જેવી તેવી વાત ન કહેવાય. એમનાં તમે દીકરી એટલે મારાં તો તમે દીકરી તુલ્ય ગણાવ. વળી એમણે સાહેબ ઉપર ભલામણપત્ર લખી આપેલો એટલે મિ૰ પાલખીવાળાનું તમારે ઓળખાણ ન હોત તોય અમારે તમારી બધી સગવડ કરી આપવી પડે. એ સ્થિતિમાં તમારા વિષે ગમે તેમ વાતો થાય તે મને કેમ ગમે? કોઈને ટીકા કરવાની તક ન મળે માટે તમારું ટેબલ મારી પાસે મુકાવ્યું છે.'

'નાયકસાહેબ, મને એમાં કંઈ હરકત નથી. હું નોકરી કરવા આવી છું. ઑફિસની અનુકૂળતા પ્રમાણે મારે વર્તવું જોઈએ.'

મિ૰ નાયકનો જીવ હેઠે બેઠો : 'પિતાની શિસ્ત તમારામાં હોય જ એ હું સમજી શકું છું. અંગ્રેજોના વખતમાં જે અમલદારો ઊંચા હોદ્દા ઉપર ગયા હોય તેમનામાં ગજબની શિસ્ત જોવા મળે છે.'

મિસ બેની : 'અંગ્રેજો શિસ્ત પાળતા અને પળાવતા, એવું જ સ્વમાન પણ સામાનું જાળવતા હતા. મારા પપ્પા એના દાખલા આપે છે ત્યારે મને લાગે છે કે આવું બન્યું હોય તો એ આમ રાતોરાત ટેબલ ન બદલી નાખે. જે કરે તે એની સંમતિ લઈને કરે. તમે તો નાયકસાહેબ, મહાત્મા ગાંધીજીની શિસ્તમાં ઘડાયેલા છો. શિસ્તમાં અંગ્રેજો કરતાં એ ઓછું નડોતા માનતા એટલે મારી વાત સમજી શકશો.'

મિ૰ નાયકનો ફૂંફાડો થોડી વારમાં સમી ગયો અને એમણે એની સાથે સંમત થતાં કહ્યું : 'તમારું સ્વમાન હણાય તેવું હું કંઈ કરવા માગતો નથી. જો સ્ટાફ એમાં પોતાની જીત માનતો હશે તો બે પાંચ દિવસ પછી મૂળ પ્રમાણે હું ટેબલ ગોઠવવા દઈશ.' અને એ પ્રમાણે પાંચમે દહાડે ટેબલ બદલાઈ ગયાં ત્યારે સ્ટાફને થયું કે મિ૰ નાયક મોંએ ફૂંફાડો મારે એટલું જ; બાકી સ્ત્રી આગળ એ પણ સલામ કરવા લાગી જાય છે.

'આવી છટકેલ સ્ત્રીને સલામ શું, નવ ગજના નમસ્કારેય કરવા પડે. નાયકસાહેબ ઉપર જ એ છેડતી કર્યાનો આક્ષેપ મૂકે તો એમની શી વલે થાય? મિ૰ સેવક અને મિ૰ પાઠક સાક્ષી પૂરવા તૈયાર થાય, છાપાંવાળા તો આવું કંઈ શોધતા હોય એટલે મોટા અક્ષરે ચમકાવે અને નાયકસાહેબની આબરૂના કાંકરા થઈ જાય.'

'મિ૰ નાયક કહે છે કે એ ગળગળી થઈ ગઈ અને સ્ત્રીસન્માન જાળવવા વિનતી કરી એટલે મેં નમતું જોખ્યું, પણ ખરી રીતે એ એનાથી ડરી ગયા હશે.'

'ફેર સેક્સ તરફ મીઠી નજર પણ ખરી. મામલતદાર સાહેબ અઠવાડિયામાં એક વખત ભૂલ બદલ આપણને ન તતડાવે તેવું બન્યું છે? અને બેનીને એમણે એકેય વખત ઠપકો સુદ્ધાં આપ્યો છે! એમને મોંમાં પાણી આવતું હશે, પણ ઘરમાં બેઠું વાઘણ જેવું બેઠું છે. સહેજ ચેં કે ચૂં કરે તો ગળેથી જ પકડે.'

'પણ જો મિ૰ નાયક આમ ઢીલા નીકળ્યા તો સેવક બેટો લહેર કરવાનો. હમણાં છ મહિના બૈરી આવવાની નથી એટલે એને ખર્ચ પણ કંઈ નથી. પગાર બધો પ્રેમ કરવામાં ખર્ચી નાખે તો ય એને ક્યાં હરકત હતી?'

'હવે એક ઉપાય છે.'

'શો?'

'એક નનામો પત્ર એની બૈરી ઉપર લખવો અને

ચંદુલાલ ભગુભાઈ દલાલ

# આદરણીય કોણ?—વ્યક્તિ કે સંસ્થા ?

આ લેખનું મથાળું જ એની ક્રાન્તિકારિતા સાબિત કરે છે; અલબત્ત એના લેખક એક સાચા હિતચિંતક તરીકે રજૂ કરે છે એ પુરવાર થવાની આ વાત વાંચનાર ભૂલી શકશે નહિ ..

લેખનું મથાળું, વાચકને કદાચ ભ્રામક લાગશે. વ્યક્તિ અને સંસ્થા એ બેમાંથી આદરને પાત્ર કોણ ? સામાન્ય રીતે એમ મનાય છે કે સંસ્થા જ મોટી; અને તેથી આદરણીય એ જ હોય, સન્માન કરવાનું હોય તો સંસ્થાનું કરવું જોઈએ

પણ સંસ્થા એટલે શું ?

પ્રશ્ન ખરેખર મુંઝવણમાં છે ઉદ્યોગ, ધર્મ, રાજકારણ બધા ક્ષેત્રે આ પ્રશ્ન ઊભો થાય છે.

માણસ એકલો વસતો નથી બીજાઓના સમૂહમાં વસે છે ઘણાં માણસો ભેગાં થઈ કુટુમ્બ બને છે; અને ઘણા કુટુમ્બો ભેગાં થાય ત્યારે સમાજ બને છે એમ બધા સાથે રહેતા થાય ત્યારે સમાજની વ્યવસ્થાનો પ્રશ્ન ઊભો થાય છે. બધા જ ભેગા થઈને વ્યવસ્થા સંભાળે એ બને નહિ; એટલે કામની વહેંચણી થાય અને એ વહેંચણી મુજબ કામ થાય એ જોવાની જવાબદારી અમુક માણસ અગર માણસોને સોંપવામાં આવે છે. કામ આખા સમાજના હિતમાં હોવું જોઈએ, અને એની કાર્યવાહીમાં અને એના કામની વહેંચણીમાં કોઈને અન્યાય ન થવો જોઈએ એ જોવાની જવાબદારી આ વ્યવસ્થાપકોને માથે હોય છે

સમાજની આ રચનામાં કામ મુખ્યત્વે ભૌતિક જરૂરિયાતો પૂરી પાડવા અંગેનું જ હોય છે. પણ વખત જતા માણસ આધ્યાત્મિક વિકાસની પણ ઇચ્છા રાખે છે. એક દૃષ્ટિએ જોતાં, ભૌતિક જરૂરિયાતો સંતોષવાની પદ્ધતિમાં આધ્યાત્મિક દૃષ્ટિ પહેલેથી જ હોય છે કામની વહેંચણીમાં અપનાવવામાં આવેલી પદ્ધતિ ન્યાયી હોય છે. અપંગ અશક્ત, બાળક, વૃદ્ધ અને એમની જરૂરિયાતો પૂરી પાડવામાં આવે છે છતાં એમના માથે કામનો બોજો નાખવામાં આવતો નથી. સ્ત્રી શારીરિક દૃષ્ટિએ અબળા હોય છે એટલે એના માથે કામનો બોજો જે પ્રમાણમાં મૂકવામાં આવે છે

---

બીજો બેનીના બાપ ઉપર લખવો.'

અને એ પ્રમાણે મિ૦ જાગીરદારને પત્ર મળ્યો ત્યારે મિસ બેની એમને જે રિપોર્ટ આપતી હતી તે કેટલા વાસ્તવિક હતો તેની પ્રતીતિ થઈ આજે જ્યારે સ્ત્રીઓ ઓફિસોમાં નોકરી કરતી થઈ છે ત્યારે એને માટે કેવી જાતનું વાતાવરણ છે તેની સર્વે કરવા મિસ બેની નોકરી કરતી હતી થોડે થોડે સમયે બદલાઈને જુદી જુદી ઓફિસમાં પહોંચી જતી હતી સ્ત્રીસન્માનની વાતો સમાજમાં ઘણી થતી હતી, પણ એવું સન્માન પુરુષોની નજરમાં સાચે જ વસ્યું છે ખરું ? આની સર્વે કરવા માટે મિસ બેની તૈયાર થઈ હતી અને મિ૦ જાગીરદારનો એમાં ટેકો હતો. એ માટે પુરુષોના ત્રણ પ્રકારો પાડ્યા હતા : સજ્જન, ધૃષ્ટ અને કાયર. ધૃષ્ટ પુરુષો સ્ત્રી સાથે સીધી છેડતી કરતા હતા તો કાયર પુરુષો માનસિક રીતે એ જ આચરણ કરતા હતા. સીધી છેડતીના પ્રસંગો ઓછા બનતા હોય છે અને તેને સમયમર્યાદા પણ હોય છે. માનસિક છેડતીના પ્રસંગો મોટા પ્રમાણમાં ચાલ્યા કરતા હોય છે અને તેને સમયમર્યાદાનું બંધન પણ હોતું નથી

કમ્પાની ઓફિસનું સર્વે કરવા મિસ બેની ગઈ હતી અને એક મહિનામાં તે વિદાય લેવાની હતી એ પ્રમાણે એણે ત્યાંથી વિદાય લીધી ત્યારે સ્હાફે માન્યું કે એના પિતા ઉપર જે નનામો પત્ર ગયો તેનું એ પરિણામ હતું. મિ૦ નાયક કહેતા હતા કે એમણે પ્રધાનસાહેબને પત્ર લખ્યો હતો એટલે એમની સૂચનાના આધારે એની બદલી થઈ હતી !







તે, પુરુષને માથે મૂકેલા બોજા કરતાં ઓછો હોય છે. આમ કામની વહેંચણીમાં ન્યાયી ધોરણ અપનાવવામાં આવે છે.

પણ તે સિવાય બીજી રીતે પણ આધ્યાત્મિક દૃષ્ટિ દાખલ થાય છે. સૌએ સાચું બોલવું જોઈએ, સૌએ પોતપોતાના માથે નાખેલું કામ પૂરું કરવું જોઈએ, કોઈએ ચોરી કરવી જોઈએ નહિ, કોઈએ બીજાને નુકસાન થાય એ મુજબ વર્તવું જોઈએ નહિ—આ અને આવાં સૂત્રો અગર નિયમો દાખલ કરવામાં આવે છે.

અને પછી એ નિયમો મુજબ વર્તવાનો ઉપદેશ આપનાર એક વર્ગ પેદા થાય છે, અગર સ્થાપવામાં આવે છે. આ નિયમો સમય જતાં ફરજનું સ્વરૂપ લે છે, અને પછી એ ધર્મ કહેવાય છે.

બધામાં હેતુ સમાજનું શ્રેય કરવાનો અને એનો ઉત્કર્ષ સાધવાનો હોય છે. એમ કરવાનું કહેનાર પોતે પોતાના સ્વાર્થ માટે કશું કરતો નથી. એ જે કાંઈ કરે છે અગર કરવાનું કહે છે તે સૌના સુખ માટે હોય છે.

આ પછી રાજકારણ દાખલ થાય છે. ઉપદેશ આપનાર સાચો ઉપદેશ આપે અને સૌ એ મુજબ વર્તે તો રાજકર્તાની જરૂર પડતી નથી. પણ આમ બનતું નથી. સમય જતાં આખી વ્યવસ્થા કરનારમાં અને ઉપદેશ આપનારમાં સ્વાર્થ દાખલ થાય છે. એ જે કાંઈ કરે તે, સમાજના હિત માટે જ કરે એમ હોતું નથી. વ્યવસ્થા સંભાળનાર કામ એવી રીતે ગોઠવે, અને કામ એવા પ્રકારનું ગોઠવે કે જેથી એ માટે મહેનત બીજા કરે અને લાભ પોતાને અગર પોતાનાંને મળે, અગર તો આ લોકોને ઘણી ઓછી મહેનત કરવી પડે અને લાભ પ્રમાણમાં ઘણો વધુ મળે, એટલે કે મહેનત કરનારને પોતાને એના પ્રમાણમાં ઘણો વધુ ઓછો લાભ મળે.

આધ્યાત્મિક વિકાસ અંગે ધ્યાન રાખનાર, ધર્મગુરુનું સ્થાન પ્રાપ્ત કરે છે, શરૂમાં તો સમાજના હિતના રખેવાળ એ જ હોય છે. ભૌતિક વ્યવસ્થા કરનાર પણ એનાથી ડરે છે અને મોટે ભાગે એને પૂછીને જ બધું કરે છે. પણ સમય જતાં આ ધર્મગુરુમાં પણ સ્વાર્થવૃત્તિ પેદા થાય છે અને એ પણ એવો ઉપદેશ આપતો થઈ જાય છે કે જેનાથી લાભ પોતાને જ થાય. એની આજુબાજુ, એ આધ્યાત્મિક નેતા હોવાને કારણે એક પ્રકારનું મંડળ જામે છે. આ મંડળના સભ્યો એનાં જ ગુણગાન ગાય. તેઓ માને અને મનાવે કે ધર્મગુરુનાં સઘળાં કૃત્યો સમાજના આધ્યાત્મિક ઉત્કર્ષ માટે જ હોય છે. અને તેથી એ જે કહે તે બ્રહ્મવાક્ય સમજી સૌએ એ મુજબ વર્તવું જોઈએ.

સમાજની વ્યવસ્થા સાચવનાર અને ધર્મગુરુ, બન્નેનાં કૃત્યો જ્યારે સમાજના લાભમાં હોતાં નથી ત્યારે એમને રોકનાર અને સુધારનાર કોઈ શક્તિની જરૂર પડે છે. એ શક્તિ એટલે રાજકર્તા. એ આ બન્ને ઉપર નજર રાખે છે. સમાજનો વ્યવસ્થાપક જે કાંઈ કરે તે સમાજના લાભ માટે કરે, અને આધ્યાત્મિક ઉપદેશક પણ એ મુજબ વર્તે એ આ રાજકર્તા જુએ છે; અને એને જ્યારે એમ લાગે કે આ લોકો પોતાની ફરજ ચૂકયા છે ત્યારે એ વચ્ચે પડે અને સમાજના હિતમાં ચાલવા એમને ફરજ પાડે.

ધીમે ધીમે આ રાજકર્તાનું કાર્યક્ષેત્ર વિસ્તાર પામતું જાય છે. બીજાનાં કાર્યો સમાજના લાભમાં છે કે નહિ એના ન્યાય-અન્યાયની તુલના કરવાને બદલે એ પોતે જ નિર્ણય કરે છે કે અમુક કામ સમાજના લાભમાં છે તેથી એ કરવાનું છે, અને અમુક એવું નથી તેથી એ નથી કરવાનું. સમાજને જરૂરનું છે કે નહિ એનો નિર્ણય સમાજ પર ન છોડતાં એ પોતે કરે છે. અને એ મુજબ જે ન વર્તે તેને દંડે છે.

આમાંથી આપખુદી પેદા થાય, કારણ કે રાજકર્તા પણ છેવટે તો મનુષ્ય જ છે. એટલે પણ ભૂલને પાત્ર છે.

એટલે સમય જતાં સમાજે એવી વ્યવસ્થા કરી કે સાચા-ખોટાનો વિવેક તો સમાજ જ કરે. સમાજ

એના પ્રતિનિધિઓ નીમે, એ લોકો નિર્ણય કરે, અને રાજકર્તા એ નિર્ણયને અમલમા મૂકે

પણ સમાજ એટલે શુ ?

એ પણ અનેક માણસોનો બનેલો હોય છે, જો એ માણસો ઉપર જ આ નિર્ણય કરવાનુ છોડવામા આવે તો એઓ સર્વાનુમતે એક નિર્ણય ઉપર આવી જ ન શકે આવી શકે તો રાજકર્તાની જરૂર જ ન પડે પણ આવી શકતો જ નથી દરેક વાત એવી રીતે કરે કે જાણે પોતે સમાજના લાભ માટે જ બોલે છે એમ હોય પણ ખરુ કારણ કે કપાળે કપાળે અલગ અલગ મતિ હોય છે પરિણામે સમાજના પ્રતિનિધિઓ કોઈ એક નિર્ણય એક પણ માણસના વિરોધ વિના લે—સૌ સમત નિર્ણય લે—એવુ ક્વચિત્ બને છે અને મોટા ભાગના નિર્ણયો બહુમતીના જોરે જ લેવાય છે

આમ સમાજના પ્રતિનિધિઓમા પક્ષો પડી જાય છે અને જે પક્ષ લઘુમતીમા હોય તે પક્ષના નિર્ણયો સર્વના હિતમા છે એમ ગણાય છે એ કારણે તે નિર્ણયો વાજબી પણ ગણાય છે, અને તે નિર્ણયને તાબે ન થવુ એ ગુનો ગણાય છે

એટલે ફરી પાછી એની એ જ દ્વિધા ઊભી થાય છે ફેર એટલો જ કે પ્રથમનો રાજકર્તા પોતાના અભિપ્રાય ઉપર જ આધાર રાખતો, બહુ બહુ તો બીજાની સલાહ લેતો આ નવો રાજકર્તા—અગર રાજકર્તા પક્ષ—પોતાના મતના માણસોના અભિપ્રાય ઉપર આધાર રાખે છે પણ બને છે એવુ કે આ માણસો પૈકીના મોટા ભાગનાને પોતાના અભિપ્રાય જ હોતા નથી હોય છે તો એને વાચા આપી શકતા નથી અને વાચા આપી શકે તો એ મુજબ એ અમલ કરી શકતા નથી વાસ્તવિક રીતે તો પક્ષનો મુખ્ય માણસ જે નિર્ણય લે તે મુજબ બીજાએ વર્તવાનુ હોય છે અલબત્ત બીજાઓ પોતાના અભિપ્રાયો રજૂ કરી શકે ખરા પરન્તુ એ કાર્ય એ આ પક્ષના માણસો સમક્ષ જ કરી શકે બહાર તો અગર વિરોધ પક્ષના માણસો સમક્ષ તો એણે પોતાના પક્ષના નિર્ણયને જ અનુસરવાનુ હોય છે ભલે પછી અગત રીતે એ એનો વિરોધી હોય

આનુ નામ પક્ષીય રાજકારણ

આવુ પક્ષીય રાજકારણ શિસ્તના પાયા ઉપર રચાયેલુ હોય છે પક્ષ જે કરે તે જ સાચુ પક્ષ જે કહે તે જ કરવાનુ અને પક્ષ જે પ્રમાણે મત આપવાનુ ફરમાવે તે જ પ્રમાણે મત આપવાના એમા મત આપનાર અગત રીતે સમત છે કે નહિ એ જરાયે મહત્ત્વની બાબત નથી હોતી

જ્યા સુધી પક્ષને દોરનાર—એનો મોવડી અગર એનો નેતા—સાચો હોય, સમગ્ર સમાજનુ હિત જોનાર હોય અને બીજાઓની સલાહ લેવાનુ જરૂરી માનતો હોય ત્યા સુધી, આ પક્ષીય રાજકારણ સમાજના લાભમા કામ કરે છે એમ કહી શકાય પરતુ એ મોવડીને પણ સત્તાનો અને મહત્તાનો લોભ લાગે છે અને તેમાયે, બીજાઓ 'હાજી હા' કરનાર હોય તો આ દૂષણ બહુ ઊડુ ઊતરે છે, અને નેતા એમ માનતો થઈ જાય છે કે હુ કહુ છુ એ જ સાચુ છે અને પક્ષના સભ્યોને એ કહે છે, તમારે હુ કહુ એ સ્વીકારવુ જ જોઈએ અને તમારા મત મારી તરફેણમા જ આપવા જોઈએ

પક્ષના સમજુ સભ્યોની—સિદ્ધાન્ત મુજબ કામ કરનારની—અહી કસોટી થાય છે પક્ષનો નેતા કહે એ પોતાને ગળે ન ઊતરતુ હોય તો આ માણસ એનો સામનો કરે.

પણ ત્યા પેલી શિસ્ત આવીને ઊભી રહે છે શિસ્તનો દંડો એના માથે પછડાય છે એનો વિરોધ દાબી દેવામા આવે છે અને નેતા કહે એ મુજબ જ મત આપવાની એને ફરજ પડે છે

બીજી બાજુથી સમાજને એમ કહેવામા આવે છે કે અમારો નિર્ણય તમારા લાભમા જ છે અમે જે કરીએ છીએ તે તમારા હિત માટે છે તમે આવુ બધુ સમજો નહિ એટલે તમારે અમારા અભિપ્રાય ઉપર આધાર રાખવો જોઈએ અમે કહીએ એ તમારે

સ્વીકારવું જોઈએ. અમે જ તમને સાચે માર્ગે દોરી શકીએ એમ છીએ. બીજાઓ—વિરુદ્ધ પક્ષના—તમને ભરમાવે છે. પણ તમારાં હિત અમે જ સાચી રીતે સમજી શકીએ છીએ. તેથી તમારે અમારા ઉપર આધાર રાખવો જોઈએ અને અમે કહીએ એમ તમારે કરવું જોઈએ.

સાંભળનારને આવું આખું કોળું ગળે કેમ ઊતરે?

કહેનારની બાજ નજર જોઈ જાય છે કે સાંભળનારના ગળે આવું બધું ઊતરતું નથી. એટલે એ પોતાના ભાથામાંથી એક પછી એક તીર કાઢે છે અને એનું નહિ માનનાર પર છોડે છે.

પ્રથમ તો એ ભય બતાવે છે. તમે, અમે કહીએ એમ કરો, અમે કહીએ એ મુજબ વર્તો; નહિ તો તમને આમ કરીશું અને તેમ કરીશું.

આ અસ્ત્ર અસરકારક ન નીવડે તો લાલચનું અસ્ત્ર છોડે છે. અમે કહીએ છીએ એ સ્વીકારશો તો તમને—તમારા સગાંને—તમારી ન્યાતને—તમારી કોમને—તમારા લતાને—તમારા ગામને—અમુક અમુક લાભ આપીશું.

પણ આમ બધાને તો લાલચ ન જ આપી શકાય, એ આપવાનું પાલવે પણ નહિ. ભય, બધાને બતાવી શકાય, પણ લાલચ બધાને ન આપી શકાય.

એટલે પછી એ પોતાનું બ્રહ્માસ્ત્ર છોડે છે. એ કહે છે—તમે શું એમ માનો છો કે અમે આ બધું ખોટું કરીએ છીએ? તમે અમારાં પાછલાં કાર્યો જુઓ. એ, તમારા લાભમાં નથી ઊતર્યાં? અમારા બાપદાદા કેવા હતા? કેટલા મહાન હતા? એમણે સમાજની કેટલી બધી સેવા કરી હતી? અમે એમના જ વારસ છીએ. એટલે તમારે અમે કહીએ એ મુજબ જ વર્તવું જોઈએ.

સામાન્ય માણસ મુઝવણમાં પડે છે. બાપદાદા સારા હશે—હતા; પણ એથી, હાલના વારસો સારા જ છે એમ કેવી રીતે મનાય? એમનાં કૃત્યો એવાં નથી કે એમને, મહાન પૂર્વજના મહાન વારસ ગણી શકાય. એમના બાપદાદાએ અમુક પ્રણાલિકા પાડી હશે, અમુક સિદ્ધાન્તો મુજબ કામ કર્યું હશે, અમુક પ્રકારના ચીલા પાડ્યા હશે. પણ એટલા જ કારણે એમ કેમ કહેવાય કે એ મુજબ જ આ હાલના વારસો વર્તે છે?

દુનિયામાં અનેક ધર્મો અને પંથો છે. પેટા–ધર્મો છે અને પેટા–પંથો છે. એ દરેકના આદ્ય સંસ્થાપક મહાન હતા—સિદ્ધાન્તવાદી હતા. પણ તેથી, આજે એમ કેવી રીતે કહી શકાય કે એ ધર્મગુરુઓના વારસો પ્રથમના જેટલા મહાન છે. આદ્ય સંસ્થાપકોએ સંસ્થાઓ સ્થાપી પણ એના હાલના સંચાલકો મૂળ સ્થાપકોના સિદ્ધાન્તને વેગળા મૂકે તો એઓ એ સંસ્થાઓને મૂળ ઉદ્દેશ મુજબ ચલાવે છે એમ કેવી રીતે કહેવાય? સંસ્થા સાચી, સારી, મહાન, એના ઉદ્દેશો મહાન—પણ એને ચલાવનાર મહાન છે એમ તો એ ચલાવનાર પોતાની મહત્તા પૂરવાર કરે ત્યારે જ મનાય ને? એ પૂરવાર ન કરે તો લોકો એને કેવી રીતે અપનાવે?—કેવી રીતે સન્માને?

આ જ કારણે અનેક ધાર્મિક સંસ્થાઓ આજે નષ્ટપ્રાય થઈ ગઈ છે! અગર લોકોને એના તરફ નફરત પેદા થઈ છે. એક વખત સંસ્થા મહાન હતી પણ આજે નથી રહી કારણ કે એનું સંચાલન મહાન માણસના હાથમાં નથી; અને જેના હાથમાં છે તે, એને પોતાની મૂડી સમજી બેઠો છે અને એના વ્યાજ ઉપર જીવવા માગે છે.

જેવું ધાર્મિક સંસ્થાઓની બાબતમાં બને છે તેવું જ બીજી સંસ્થાઓની બાબતમાં બને છે. કોઈ પણ સંસ્થા કેવળ પોતાની પાછલી આબરૂ ઉપર જીવી શકતી નથી—જીવે તો એ અલ્પ સમય માટે હોય છે. મહાન સંસ્થાના આદ્ય સંસ્થાપક અગર એનામાં પ્રાણ પૂરનાર લોકસેવાનો સિદ્ધાન્ત અપનાવે છે. પ્રથમ તો, એ પોતાની જાતનું અને મિલકતનું બલિદાન આપે છે; સેવામાં પોતાની જાતને શૂન્ય બનાવી દે છે; મહાન થવાનો લોભ રાખતો નથી; સત્તાથી અને પ્રસિદ્ધિથી દૂર ભાગે છે. ત્યારે જ અને તો જ લોકોને એના કાર્યમાં શ્રદ્ધા બેસે છે, લોકો સંસ્થાને અપનાવે છે, એને

મહાન બનાવે છે, અને એની મહત્તા ટકાવી રાખવા બલિદાન આપે છે અને ત્યારે, સત્તા, એની મેળે ધીમેથી દોડતી આવે છે

આવા મહાન માણસની હયાતી બાદ પણ એના પગને પગલે ચાલનાર વારસ જ્યા સુધી મળી રહે ત્યા સુધી સસ્થાનુ સચાલન સારી રીતે ચાલે લોકોને એનામા શ્રદ્ધા બેસે, લોકો એને અપનાવે અને સન્માને અને સસ્થાના નામે બોલનારનો આ વારસનો હક્ક સ્વીકારે

પણ જ્યારે એવુ ન હોય, વારસ કેવળ સસ્થાના નામે જ જોર મારતો હોય અને પોતાના સ્વાર્થ ખાતર અગર પોતાની મહત્તા જાળવવા ખાતર અગર પોતાની સત્તા ટકાવવા ખાતર સસ્થાના સિદ્ધાન્તોનુ ડગલે અને પગલે ખૂન કરતો હોય, ત્યારે, એ વારસ, લોકોના મનથી ઊતરી જાય છે અને સસ્થાનુ નામ વટાવી ખાનાર તરીકે જ લોકો એને ઓળખે છે

અને છેવટે સસ્થા એટલે શુ ?

શરૂમા જોયુ એમ એ, માણસોના બનેલા સમૂહનુ પ્રતીક—પ્રતિનિધિમડળ—છે, અને લોકોના ભલા માટે સરજાયેલી છે જો લોકોને એમ લાગે કે ભૂતકાળમા મહાન હતી એ સસ્થા આજે એના હાલના વહીવટદારોને કારણે અમારુ ભલુ કરનાર રહી નથી તો પછી લોકો એનો સામનો કરે જ સસ્થા લોકો માટે છે લોકો સસ્થા માટે નથી સસ્થા મહાન છે એને કોઈ પણ ભોગે ટકાવવી જોઈએ અને એ માટે લોકોએ બલિદાન આપવુ જોઈએ એ સિદ્ધાન્ત તરીકે સાચુ છે પરતુ સસ્થાનો સચાલક પોતાની જાતને અને સસ્થાને જ્યારે એક ગણતો થઈ જાય, અને પોતે લોકોના હિત માટે કાર્ય કરે છે એની પ્રતીતિ કરાવવામા જ્યારે એ નિષ્ફળ નીવડે ત્યારે લોકો આ સિદ્ધાન્ત કબૂલ કરતા નથી લોકો જાણે છે કે સસ્થા મહાન છે પણ એના કરતાયે મહાન તો એને સિદ્ધાન્તમુજબ ચલાવનાર—એનામા પ્રાણ પૂરનાર વ્યક્તિ છે જો વ્યક્તિ મહાન હશે તો સસ્થાને પણ એ ઊચી લાવશે સસ્થા મરેલી હશે તો એમા પ્રાણ પૂરશે અને લોકો એની તરફ આકર્ષાશે. પણ જો સચાલક પડેલો હશે તો પોતે ડૂબશે અને સસ્થાને પણ ડુબાડશે

વાસ્તવિક રીતે કેટલીયે મહાન સસ્થાઓ આમ જ ડૂબી છે અને ડૂબે છે

આવુ થાય છે ત્યારે સમજુ અને સિદ્ધાન્તવાદી વર્ગને ખૂબ દુ:ખ થાય છે પરતુ આ વર્ગ પ્રમાણમા નાનો હોય છે—લઘુમતીમા હોય છે મોટા ભાગના લોકો તો ભય પ્રલોભન અગર લાલચને વશ થઈ મુખ્ય માણસને તાબે થઈ ગયા હોય છે પરિણામે પેલો નાનો વર્ગ બીજાથી અલગ પડી જાય છે અને ઝઘડો ન કરવાના હેતુથી એ પોતે જ સસ્થામાથી ખસી જાય છે સસ્થા તરફ માન, પ્રેમ, લાગણી, મમતા, આદર હોવા છતા —અને એને માટે ત્યાગ કરવાની ભાવના અને વૃત્તિ હોવા છતા—ખસી જાય છે—છાતી ઉપર પથ્થર મૂકીને ખસી જાય છે

પેલા બહુમતીવાળા, આવાને વેદિયા અધશ્રદ્ધાળુ બિનઆવડતવાળા બિનવ્યવહારુ કહે છે અને એમ પણ કહે છે કે એમને લોકોનો ટેકો નથી, એ લોકહિતનુ કામ કરતા નથી એમના દહાડા તો પરવારી ગયા આ બહુમતીવાળા જોરમા હોય છે એ લોકો જે સગવડો મેળવી શકે છે તે, આ નાના વર્ગને મળતી નથી અને ઘણી વખતે તો એની ઉપેક્ષા પણ થાય છે

આ વખતે એની કસોટી થાય છે એ બધી જ મુશ્કેલીઓ અને મહેણા સહન કરે છે સસ્થાના સિદ્ધાન્તો મુજબ અને આદ્યસસ્થાપકના અને સસ્થાને ઊચી લાવનારના ગુણોને નજર સમક્ષ રાખી જીવવાનો પોતાની શક્તિ અનુસાર પ્રયત્ન કરે છે અને યુગેયુગે ધર્મને સ્થાપનાર અને લોકોને સાચા રસ્તે દોરનાર કોઈ ને કોઈ નર પાકે છે એવા આશ્વાસન સાથે પોતાનુ જીવન ગાળે છે

★




## [૧૯] કૉલમ્બસનો વારસદાર

Columbus discovered no isle or key so lonely as himself.

—Emerson

ફિલિપનો પરિચય જેમ જેમ વધતો ગયો તેમ તેમ મને થતું ગયું કે ભગવાન સાચે જ કોઈ અદ્‌ભુત ગણિતશાસ્ત્રી હોવો જોઈએ, નહિતર એ જેની બાદબાકી કે ગુણાકાર—સરવાળો કે ભાગાકાર પણ ન થઈ શકે તેવા—આ ફિલિપ જેવા—મનુષ્યને સ્વરૂપે હરતા ફરતા દાખલાઓનું સર્જન કરે નહિ! ફિલિપનું માનસતંત્ર સાગર જેવું હતું. સામાન્ય રીતે શાંત અને ખામોશ. પણ કોઈ અણધારી ઘડીએ તરંગી અને તોફાની. આગાહીનો પ્રશ્ન અસ્થાને.

ફિલિપનું અસ્તિત્વ તેમ જ તેનું વ્યક્તિત્વ—એ બેઉ જાણે હિટલરની અદાએ કપાવેલી એની ધોળી બરછટ મૂછ ઉપર આધારિત હતાં. એની આંખો કે એના હોઠ હસી પડે તે પહેલાં એની મૂછ હસી પડતી. એની જીભ બોલે તે પહેલાં એની મૂછ બોલી ઊઠતી. એની મૂછ જાણે એક જીવતી જાગતી હસ્તી હતી. એની સાથે વાત કરતી વખતે મારી આંખો હમેશાં (અને તેય અનાયાસે) એની મૂછ ઉપર મંડાયેલી રહેતી. ક્યારેક મને થતું: આ ઘરડો ફિલિપ પોતાની મૂછ મુંડાવી નાખે તો કેવો લાગે? મારું મન તરત બોલી ઊઠતું: હાડપિંજર: નિર્જીવ બિહામણું હાડપિંજર! મૂછ વિનાનો ફિલિપ મારી કલ્પનામાં કેમે કરી ગોઠવાઈ શકતો નહોતો.

હું નવો નવો Heim (હાઈમ)માં રહેવા આવ્યો હતો. આ 'હાઈમ' કામદારો તેમ જ ઘરડા પેન્શનરોનું નિવાસસ્થાન હતું. ફિલિપ સાથેની મારી પ્રથમ મુલાકાત જેવી નાટકીય અને ચમત્કૃતિપૂર્ણ હતી તેવી જ હતી તે પછીની મુલાકાતો પણ.

*

પ્રથમ મુલાકાત:

'હાઈમ'નો ભોજનખંડ, એક ઘરડા માણસનો એકાએક પ્રવેશ.

—એય, આ તારા જોડા ફાટી જાય તો તું શું કરે છે?

કોઈ જાતના પરિચયવિધિ વિના કે ઓળખાણ વિના કે કોઈ પણ પ્રકારના સંબંધ વિના કે જર્મનીમાં અત્યંત પ્રચલિત એવા નમસ્કારના વિવેક વિના પુછાયેલા આ સવાલનો શો જવાબ આપું તેનો હું તાત્કાલિક નિર્ણય કરી શક્યો નહિ. એ સવાલ સાંભળતાં જ મારી નજર મારા જોડા ભણી ગઈ. મારાં બૂટ પૂરેપૂરી તંદુરસ્તી ભોગવતાં હતાં. મેં પૂછ્યું:

—શા માટે તમે આ સવાલ કરો છો?

એનો ચહેરો જેવો હતો તેવો જ રહ્યો: ભાવશૂન્ય અને સ્થિર. એની ધોળી બરછટ મૂછ જાણે હજી મને એ જ પ્રશ્ન કરી રહી હતી.

—એય, આ તારા જોડા ફાટી જાય તો તું શું કરે છે?

હું ચૂપ રહ્યો.

એણે ફરી પ્રશ્ન કર્યો:



—આ તારા જોડા ફાટી જાય તો તું શું કરે છે ?
આ વખતે એણે 'એય'નું સંબોધન કર્યું નહિ.
મેં કહ્યું :
—ફેંકી દઉં છું અને ઉઘાડા પગે ચાલું છું.
મારા જવાબનું કશું પરિણામ ન આવ્યું. એણે એને મશ્કરીયે ન માની અને મજાકે ન ગણી.
—શા માટે ફેંકી દે છે ? તારા જોડા ફાટી જાય તો મને કહેજે. આજે હું એક મોચીના પરિચયમાં આવ્યો છું. એ સસ્તામાં તારા જોડા ઠીક કરી આપશે.
આ હતું અમારું પ્રથમ મિલન.
બીજું મિલન વળી એથીયે અદકું હતું.

*

'હાઈમ'નો ભોજનખંડ સાંજનો સમય.
એ ઘરડો માણસ ભોજન લઈ રહ્યો હતો હું પણ કેટલાક જર્મન જુવાનિયાઓ સાથે ભોજન લઈ રહ્યો હતો. પોતાનું ભોજન પૂરું થતાંની સાથે જ—જાણે એક છલાંગે—એ ઘરડો માણસ, મારી પાસે આવી, ખાલી પડેલી ખુરસીમાં ગોઠવાઈ ગયો. ખુરસીમાં પૂરેપૂરી રીતે બેસે તે પહેલાં એણે મને પ્રશ્ન કર્યો :
—એય, તું માને છે કે ઈસુ ખ્રિસ્ત પ્રભુ હતો ?
મને થયું. આજે વળી જોડાને બદલે એ ઈસુ ખ્રિસ્તને લઈ ને આવ્યો છે ! જોઈએ, આ વિષયની મરઘી કયું ઇંડું મૂકે છે !
મેં કહ્યું.
—માનનારા બધા માને છે.
—ના. તું માને છે ?
—હું ખ્રિસ્તી નથી.
'તું ખ્રિસ્તી નથી તો પછી કોણ છે ?' એવો તેવો કોઈ જાતનો પ્રશ્ન કર્યા વિના એણે આગળ ચલાવ્યું.
—તો તુંય નથી માનતો. હુંય નથી માનતો.
થોડીવાર રહી એણે કહ્યું :
—ઈસુ ખ્રિસ્ત આપણા જેવો સામાન્ય માણસ હતો. લોકો વળી અમસ્તાં લઈ બેઠાં છે : ઈસુ પ્રભુ ! ઈસુ પ્રભુ ! જાણે છે ઈસુ ખ્રિસ્ત શું હતો ?
મેં નકારમાં ડોકું હલાવી અજ્ઞાનમિશ્રિત જિજ્ઞાસાનું પ્રદર્શન કર્યું. એ બોલ્યો :
—ઈસુ એ કટ્ટર સામ્યવાદી હતો. એટલા માટે એને દેશદ્રોહના આરોપસર મોતની સજા ફરમાવવામાં આવી હતી. એને શૂળીએ ન ચડાવે તો બીજું કરેયે શું ! લે ને તું પોતે આજે જર્મનીમાં જીવે છે. માઈન્ટ્સના સ્ટેશને જા. એક બાંકડો ગોઠવ તેની ઉપર ચડીને ઘાંટા પાડ. હું જર્મનીમાં મારું પોતાનું રાજ સ્થાપવા માગું છું ! આડેનાઉઅર શું કરશે ? તારી પીઠ થાબડશે ? તાત્કાલિક અને તાકીદે જેલમાં ધકેલી દેશે. કેમ ખરું ને ?
અમે આકુલવ્યાકુલ ચિત્તે એ ઘરડા માણસની 'જ્ઞાનવાણી'નું રસપાન કરતા રહ્યા. પોતાની મૂછ પર ઊડેલું થૂંક પોતાના હાથ વડે લૂછી એણે આગળ ચલાવ્યું
—ઈસુ ખ્રિસ્ત જાણે ઠીક, પણ તું જાણે છે કે ઈસુ કરતાં પણ વધુ મહાન એક માણસ થઈ ગયો છે ?
એ વળી કોણ હશે ? અમે સૌ સાશ્ચર્ય બોલી ઊઠ્યા
—કોણ ?
—કોણ ? અમેરિકાની શોધ કરનાર કોલમ્બસ ! કોલમ્બસ એ માનવ-ઇતિહાસનો સૌથી મહાન પુરુષ ! એ ઘરડા માણસની આ શોધે વાતાવરણમાં સ્તબ્ધતા પ્રસારી દીધી, એ સ્તબ્ધતા અમારા મુક્ત હાસ્યની પૂર્વભૂમિકા ન હતી. અમે સહુ એકાએક હસી પડ્યા; પણ પેલા ઘરડા માણસનો ગંભીર ચહેરો (અને તેથીયે વધુ ગંભીર મૂછ) જોતાં અમને થયું કે આ ડોસો વળી ક્યાંક અપમાનિત થઈ જશે. અમે અમારા બેલગામ હાસ્યને લગામમાં લીધું.
મેં અત્યંત હાલકી રીતે પૂછ્યું :
—એ કેવી રીતે ? ક્રાઈસ્ટ કરતા કોલમ્બસ કેવી રીતે ચડી જાય ?
—કેવી રીતે ? સાવ સાદી વાત છે. કોલમ્બસે અમેરિકા શોધ્યું. ક્રાઈસ્ટે કંઈ અમેરિકા શોધ્યું નથી. કાઈ

સ્ટને અમેરિકા જેવો કોઈ ખંડ હયાતી ધરાવે છે તેનું ભાન કે જ્ઞાન પણ નહોતું.
અમારામાંના એક જણે સવાલ કર્યો :
—પણ તેથી કંઈ કૉલમ્બસ ક્રાઈસ્ટ કરતાં મહાન બની જતો નથી. કૉલમ્બસ એક સાહસિક હતો, વધુ નહિ.
એ ઘરડા માણસ પાસે તર્કશાસ્ત્રનો ખજાનો હોય તેવો આભાસ થઈ શકતો નહોતો. એ કોઈ પણ જાતનું કારણ આપ્યા વિના એ જ એક વાતનું પુનરાવર્તન કરતો રહ્યો :
—એ તમે ગમે તે કહો, પણ કૉલમ્બસ ક્રાઈસ્ટ કરતાં મહાન છે, મહાન છે, મહાન છે.
જાણે એકવાર 'મહાન છે' બોલવાથી કૉલમ્બસની મહત્તાને ઓછું આવી જશે તેવી તકેદારી સાથે એણે ત્રણવાર એ બે શબ્દોનું ઉચ્ચારણ કર્યું. મને થયું : આ વિષય સાચેજ રસપ્રદ છે, સ્હેજ બહેલાવીએ તો સારું. મેં પૂછ્યું :
—કાકા, તમારું નામ શું છે ?
—ફિલિપ.
મેં મિત્રોને છાની ઇશારત કરી અને કહ્યું :
—ફિલિપની વાત સાચી છે. કૉલમ્બસ ક્રાઈસ્ટ કરતાં જરૂર મહાન હતો. કૉલમ્બસ કૅપ્ટન હતો. ક્રાઈસ્ટ કંઈ કૅપ્ટન નહોતો ! કૉલમ્બસ તરવૈયો હતો; ક્રાઈસ્ટને તરતાં આવડતું હતું એવું ક્યાંય વાંચ્યું છે ? કેમ ખરું ને ફિલિપ ?
આ મારી 'સદ્ધર' દલીલોમાં પોતાની વાતનું સમર્થન થયેલું જોઈ સહેજ સાંત્વનનો ભાવ અનુભવશે એવી મારી આશા નખશિખ ખોટી ઠરી. એ બોલ્યો :
—એ તમે ગમે તે કહો, પણ કૉલમ્બસ ક્રાઈસ્ટ કરતાં મહાન હતો.
મેં પૂછ્યું :
—કૉલમ્બસ કયો ધર્મ પાળતો હતો ?
ફિલિપકાકા ચૂપ રહ્યા.
અમે સૌ હસી પડ્યા, એટલે ઉશ્કેરાયેલા અવાજે એ બોલી ઊઠ્યો :
—તમે હસો કે મશ્કરી કરો, પણ કૉલમ્બસ ઈસુ ખ્રિસ્ત કરતાં મહાન હતો.
આ હતી બીજી મુલાકાત.

*

ત્રીજી મુલાકાતના ત્રણ અંકો હતા. એ મુલાકાત ત્રણ દિવસ ચાલી હતી.
પ્રથમ અંક (પ્રથમ દિવસ) :
આવતાંની સાથે જ
—એય, મેં ગઈ કાલે એક શિયાળ ખરીદ્યું !
મેં આશ્ચર્યનો ભાવ દાખવતાં કહ્યું :
—શિયાળ ?!
—હા. શિયાળ.
થોડીવાર પછી એણે પોતાના બે હાથ પહોળા કર્યા—ત્રણેક ફીટના અંતરે—અને બોલ્યો :
—આવડું મોટું !
—એમ ?!
—હા ! એની આંખો જોઈશ તો છક થઈ જઈશ ! આવડી મોટી આંખો !
અંગૂઠા અને વચલી આંગળી વચ્ચે ત્રણેક ઇંચનું અંતર રાખી શિયાળની આંખોના માપનો ખ્યાલ આપ્યો.
—માત્ર બે માર્કમાં.
—બે માર્કમાં ?!
—હા. ફક્ત બે માર્કમાં !

*

બીજો અંક (બીજો દિવસ) :
આવતાંની સાથે જ
—મેં પરમ દહાડે એક શિયાળ ખરીદ્યું.
—શિયાળ ?!
—હા, શિયાળ.
શિયાળની લંબાઈનું માપ દર્શાવવા પોતાના હાથ ત્રણેક ફીટ પહોળા કરી એ બોલ્યો :

—આવડું મોટું !
—એમ ?
—હા. એની આંખો જોઈશ તો છક થઈ જઈશ. આવડી મોટી આંખો !
અંગૂઠો અને વચલી આંગળી. ફરી તેનો ઉપયોગ.
—માત્ર બે માર્કમાં !
—બે માર્કમાં ?
—હા. ફક્ત બે માર્કમાં ! -

*

ત્રીજો અંક (ત્રીજો દિવસ)
આવતાંની સાથે જ
—એય, બે દિવસ પહેલાં મેં એક શિયાળ ખરીદ્યું.
—શિયાળ ?
—હા. શિયાળ.
ફરી એ હાથનો ઉપયોગ.
—આવડું મોટું !
—એમ ?!
—હા. એની આંખો જોઈશ તો છક થઈ જઈશ. આવડી મોટી આંખો !
અંગૂઠો અને વચલી આંગળી · એ જ ચેષ્ટા.
—માત્ર બે, માર્કમાં !
—બે માર્કમાં ?
—હા. ફક્ત બે માર્કમાં.'
—જીવતું ?
એ હસી પડ્યો :
—ના રે ના ! મરેલું...અરે, જીવતું શાનું ? કાચનું. કાળું.

*

છસ્ટરના દિવસોમાં ચોથી મુલાકાતનો લહાવો પ્રાપ્ત થયો.
—એય, તું જર્મન જેવો કંઈ દેખાતો નથી.
—હું હિંદુસ્તાનનો રહેવાસી છું.
હિંદુસ્તાન ક્યાં આવ્યું તેનો તેને ખ્યાલ હોય એમ લાગ્યું નહિ.
—તારું નામ શું છે ?
—આદમ.
—આદમ ?
—હા. આદમ.
—તો તું જર્મન હોવો જોઈએ. આદમ એ તો અમારું જર્મન નામ છે.
મેં કહ્યું :
—અમારે ત્યાં આ જર્મન નામનો છુટ્ટે હાથે ઉપયોગ કરાય છે. અમારે ત્યાં હિન્દુસ્તાનમાં...
હું વધુ બોલું તે પહેલાં એ એકાએક બોલી ઊઠ્યો
—એય આદમ, સાંભળ. ગઈ કાલે મેં 'કાઉફહોફ'માથી એક સસલું ખરીદ્યું. આવડું મોટું ! આવડા મોટા કાન ! આવડી મોટી આંખો ! હવે ખરી મઝા આવશે ! હું એને મારા શિયાળની સામે ઊભું રાખીશ આ તરફ શિયાળ. બીજી તરફ સસલું ! ખરી મઝા આવશે ! ખરી રંગત જામશે !
આ બોલતી વખતે એણે માત્ર તાળીઓ ન પાડી. એની ધોળી ખરછટ મૂછ ખડખડ હસી પડી. જાણે આ ઘરડી કાયામાં કોઈ બાળકનો આત્મા પ્રવેશ પામ્યો હોય તેવો મને ભાસ થયો.
મેં પૂછ્યું :
—કાચનું ?
એ તરત બોલી ઊઠ્યો :
—ના રે ના, ઊનનું.

*

પાંચમી મુલાકાતમાં મેં પૂછ્યું :
—ફિલિપ, તમારી ઉંમર શી છે ?
—બોંતેર.
—આ રમકડાં તમે શા માટે ખરીદો છો ?
—મારી બેરી માટે. એને બેચાર બાળકો છે.
—એ ક્યાં રહે છે ?
—અહીં આ ગામમાં. માઈન્ટ્સમાં.
—તો પછી તમે 'હાઈમ'માં શા માટે રહો છો ?
—એની કને મારે માટે જગા નથી.

—જગા નથી ?! એ કેવી રીતે બને ?
મારા સવાલનો જવાબ એણે આ રીતે આપ્યો :
—એના ઘર કરતાં આ 'હાઈમ' ઘણું સારું છે.

*

છઠ્ઠી મુલાકાત :
—આદમ, તું અમેરિકન છે ?
—મેં તમને કહ્યું તો છે કે હું હિન્દુસ્તાનનો રહેવાસી છું.
—હા હા, હિંદુસ્તાન. પણ તું અમેરિકન કૅમ્પમાં નોકરી કરે છે ?
—ના.
—તું અમેરિકા ગયેલો છે ?
—ના.
—તું કોલમ્બસને તો જાણે છે ને ?
—હા.
—મારો ભત્રીજો અમેરિકામાં છે. ફિલેડેલ્ફિયામાં. આજે એનો મારી ઉપર કાગળ આવ્યો.
—એમ ?
—હા.
એણે કાગળ દેખાડ્યો. મેં કાગળ જોયો. કવર ઉપરનું સરનામું વાંચ્યું. અમેરિકન પોસ્ટની ટિકિટો જોઈ અને એ પત્ર એને પરત કરતાં કહ્યું :
—સુંદર. અદ્‌ભુત.
કાગળનાં ફૂલ જેવા મારાં બનાવટી શબ્દોની 'ફોરમ' એના નાક વાટે પ્રવેશી એના આત્માના ઊંડાણ સુધી પહોંચી ગઈ. એના આ વર્તનમાં કયો ગૂઢ અર્થ કે સાર સમાયો હશે તે મને સમજાયું નહિ.
થોડીવાર પછી કહ્યું :
—આ કાગળ જોયો ને ? અમેરિકાથી આવ્યો છે, આ અમેરિકાની વાત ન કરવી. જર્મનીને તો ક્યાંય પાછળ મૂકી દે એવો દેશ છે.
—એ તો મૂકી જ દે ને.
—પણ તે શા માટે તે તું જાણે છે !
મેં કહ્યું :
—હા.
એ હેરતભર્યા સ્વરે બોલી ઊઠ્યો :
—તો શું તુંય જાણે છે ?
—હા. હુંય જાણું છું કે જર્મનીની શોધ કોલમ્બસે કરી નથી ! એ જર્મનીનું દુર્ભાગ્ય.
એ ઘરડા ફિલિપની મૂછ હર્ષાવેશમાં નાચી ઊઠી. એને થયું હશે : આખરે એક 'સમજદાર' માણસનો ભેટો થયો ખરો !

*

સાતમી મુલાકાત :
—એય આદમ, તુંય માથે પીછાં ભેરવે છે ખરો ?
—પીછાં ?! શા માટે પીછાં ?!
—ઘોડેસ્વારી કરતી વખતે.
—ઘોડેસ્વારી કરતી વખતે ?
મને થયું : આ ઘરડા ફિલિપના માનસસમુદ્રમાં ફરી કોઈ અણધાર્યા તરંગો જાગ્યા લાગે છે. એની બુદ્ધિ કોઈ ગૂંચવણની ભૂલભુલામણીમાં અટવાઈ ગઈ લાગે છે.
એ બોલ્યો :
—કેમ, તેં પોતે તો મને કહ્યું હતું કે તું 'ઇંડિયાનર' છે. કેમ, ભૂલી ગયો ?
હું હસી પડ્યો.
જર્મન ભાષામાં હિંદુસ્તાન એટલે 'ઇંડિયન' અને હિંદુસ્તાની એટલે 'ઈંડર' (હિંદુસ્તાની સ્ત્રી એટલે 'ઇંડરિન'), અને અમેરિકાના રેડ ઈંડિયનને એ લોકો 'ઈંડિયાનર' તરીકે ઓળખે છે. 'ઇંડિયન' શબ્દ સાંભળતાંની સાથે કેટલાક 'સુમાહિતગાર' જર્મનો આ રસિક ગોટાળો કરી બેસે છે.
મેં કહ્યું :
—કાકા, તમેય ખરા છો ! મેં તમને બે વાર કહ્યું છે, હું ઇંડિયન છું, રેડ ઈંડિયન નહિ.
—હા હા. યાદ આવ્યું, તું...તું...કયા દેશનો રહેવાસી છે ?
—હિંદુસ્તાન દેશનો.

—હા, હા. હિંદુસ્તાન. હા એ ખરું. હિંદુસ્તાન.

આ બહાવરા શબ્દો બોલતી વખતે એ ઘરડા ફિલિપની આંખો સામે કંઈ કેટલાય નકશા નાચી ગયા હોય એમ લાગ્યું. તેમ છતાં હિંદુસ્તાન ક્યાં આવ્યું તેની એને સહેજ પણ ભ્રાંતિ થવા પામી હોય તેમ દેખાયું નહિ.

મને થયું; લાવ સહેજસરખી સ્પષ્ટતા કરું.

—કાકા, નેહરુનું નામ સાભળ્યું છે ?

—નેહરુનું ? !

—ગાધીનું ?

—શાનું !

—મહાત્મા ગાંધીનું ?

ફિલિપકાકા ચૂપ રહ્યા.

—મુંબઈ ? કલકત્તા ? મદ્રાસ ? દિલ્હી ? અમદાવાદ ? ધોળકા કે ધંધુકા ?

એ મારી સામે હેરત અને હેબતપૂર્ણ દૃષ્ટિએ જોઈ રહ્યો. એને લાગ્યું હશે : આ માણસ શાનો બકવાદ કરી રહ્યો છે ? એને હડકવા લાગ્યો હોય એમ લાગે છે ! કેવા જાત જાતના વિચિત્ર શબ્દો બોલે છે !

મને થયું : આ ડોસાની દુનિયામા માત્ર ત્રણ ચીજો વસતી હોય એમ લાગે છે : કોલમ્બસ, શિયાળ અને સસલું.

*

આઠમી મુલાકાત :

'હાઈમ'નો ભોજનખંડ. સાંજનો સમય.

મારે કાને પરિચિત અવાજ પડ્યો :

—એય આદમ !

મેં પાછું વળી જોયું.

—Guten Abend Philipp !

—ગુટન આબેન્ટ !

( ગુટન આબેન્ટ એટલે ગુડ ઈવિનિંગ )

એણે છાની ઈશારત કરી પોતાના ટેબલ ઉપર બોલાવ્યો. હું એની કને ગયો. એણે પ્રથમ આસપાસ નજર ફેરવી અને અત્યંત ખાનગી રીતે પૂછ્યું :

—આવતા રવિએ તારી પાસે સમય છે ?

—કેમ, શા માટે ?

—અંહ, શા માટે ? તારી પાસે સમય છે કે નહિ ?

—મને ખબર નથી.

—હું તને મારી બેરીને ત્યાં લઈ જવા માગું છું.

—શા માટે ?

—અંહ, ફરી શા માટે ?

એણે મારા આ 'શા માટે' પ્રતિ સહેજ અણગમો અને ચીઢ દાખવતાં કહ્યું.

—એને ત્યાં એક જુવાન છોકરી અવારનવાર આવ્યા કરે છે, મોટરસાયકલ ઉપર. તેવીસ વરસની ઉંમર છે. એની ઘાટીલી કાયા જોઈશ તો છક થઈ જઈશ. આવું ઘાટીલુ બદન છે એનું !

'આવું' બોલતી વખતે એ બોતેર વરસના ઘરડા હાથોએ ચપલ તરલ ચેષ્ટાદ્વારા એક તેવીસ વરસની જુવાન જર્મન છોકરીની કાયાનો સાકૃતિ માપ આપ્યો, અને પૂછ્યું :

—બોલ આવીશ આ રવિએ મારી સાથે ?

મેં કહ્યું :

—આ રવિએ હું બહારગામ જવાનો છું.

—તો પછી તે પછીના રવિએ.

—તે પછીના રવિએ પણ બહારગામ જવાનો છું.

એણે ત્રીજા રવિવાર સુધી વાત લંબાવવાનું મુનાસિબ ધાર્યું નહિ. બેઘડી ખામોશી.

—આદમ, હું તને કાયમ એકલો ફરતો જોઉં છું. મેં તને ક્યારેય કોઈ છોકરી સાથે ફરતો દીઠો નથી. એટલે મને થયું : આ હેલગા સાથે તું દોસ્તી બાંધે તો સારું. તેવીસ વરસની ઉંમર છે. મોટરસાયકલ તે એવી અદાથી હંકારે છે કે તુંય જોઈને છક થઈ જાય ! એના શરીરનો બાંધો પણ એવો મજબૂત અને ઘાટીલો છે કે માણસ બે ઘડી જોયા કરે. એ ઓફિસમાં કામ કરે છે. અને અવારનવાર મારી બેરીને ત્યાં આવે છે. મને થયું : આદમ માટે આ છોકરી ઠીક છે.

*

'સૈરકરામ'

# 'મારું ચાલે તો ગામડાંને આગ લગાડું'

ગામડાંમાં જઈને બેઠેલા સેવકો જ્યારે આ લેખના મથાળાનું ઉચ્ચારણ કરે છે ત્યારે જ ગામડાંમાં કામ કરનારની મુશ્કેલી સમજી શકાય...

એક કાર્યકર ભાઈ મળવા આવ્યા. તેમના સેવાકાર્યથી હું સુપરિચિત છું. તે ઠાકરડા વિસ્તારમાં કામ કરે છે. અભણ, વહેમી અને અંધશ્રદ્ધામાં સબડતી ગ્રામજનતાની જાગૃતિ માટે તે ગામડામાં ફરી કાર્ય કરે છે. એ સેવાના ભેખધારીની ધગશ અને કાર્યશુદ્ધિ હું પિછાનતો હતો એટલે તેમને માટે અંતરમાં મમતા પણ પ્રગટી હતી. તે વિના કામે તો ભાગ્યે જ મળે. એ આવ્યા એટલે સહસા મારાથી પૂછી જવાયું :

'કેમ, શું કામ લઈને આવ્યા છો ?'

'કામ તો નહિ પણ એક મુઝવણ લઈને આવ્યો છું.'

મુઝવણ ? કઈ મુઝવણમાં મુકાઈ ગયા છો ?'

એ ભાઈ નિરાંતે બેઠા. પાણી પી સ્વસ્થ થયા. તેમણે તેમની આપવીતી કહી તેનો મુદ્દો આવો છે.

એ ભાઈ દારૂબંધી માટે, અસ્પૃશ્યતા-નિવારણ માટે, પરણ કે લગ્ન પાછળના ખોટા ખર્ચા માટે લોકોને સમજાવે છે. તે એ પછાત વિસ્તારમાં પ્રચારક તરીકે કામ કરે છે. દારૂનિષેધ અંગે તેમને કેટલાંક અસામાજિક તત્ત્વો સાથે ટકરાવું પણ પડે છે. આ સેવક કઈ રીતે બરદાસ્ત કરે ? સેવાકાર્ય અંગે તેમને જુનવાણી આગેવાનો સામે, સ્થાપિત હિતો સામે પણ ટકરાવું પડે. એટલે તેમની આંખમાં કણાની પેઠે ખૂંચે જ. તેમનું ચાલે તો...તો માખીની પેઠે મસળી જ નાખે.

એ લોકો એવી તક શોધતા જ હતા. ને તેમને એક એવો પ્રસંગ મળી ગયો.

એ બાજુ કુટુંબનિયોજનનો સર્જીકલ કેમ્પ યોજાયો હશે. આ ભાઈએ ચારેક જણને તૈયાર કર્યા. તેમનાં ઓપરેશન પણ થયાં. પણ પેલા વિરોધીઓને ધૂળ

---

નવમી મુલાકાત :

—કાકા, તમે આખો દિવસ શું કરો છો ?

—કેમ વળી શું કરો છો ? કામ કરું છું ?

—આ ઉંમરે પણ કામ ?

—ઉંમર એટલે શું ? હજી પણ હું શરાબના બેત્રણ બાટલા ઊભો ઊભો ગટગટાવી શકું છું.

—તમે શું કામ કરો છો ?

—વાડીમાં.

—કેટલું કમાઓ છો ?

—દૈનિક આઠ દસ માર્ક. શાકભાજી અને ફળફળાદિ મળે તે જુદાં. વાડીના માલિક તરફથી એકાદ ટંકનું ભોજને મળી રહે છે.

—શાકભાજી અને ફળફળાદિનું શું કરો છો ? વેચી દો છો ?

—તુંય મૂરખ છે. મારી બૈરીને પહોંચતાં કરું છું.

મેં પૂછ્યું :

—આ બૈરી એટલે તમારી પત્ની ખરું ને ?

એ હસી પડયો :

—તુંય ગાંડો થયો છે આદમ, પત્ની શાની ? એ તો મારી મિત્ર છે. વિધવા બાઈ છે. મને દોઢસો માર્ક જેટલું પેન્શન મળે છે. એ તો આ મારી બૈરી માટે વાડીમાં કામ કરું છું, જેથી એને તેમ જ એનાં બાળકોને શાકભાજી અને ફળફળાદિ મળી રહે.

—એ બાઈ અમેરિકન છે ?

—ના રે ના. જર્મન છે. પણ એય કૌલમ્બસની ભારે પ્રેમી છે.

મને થયું : આ બોંતેર વરસનો ઘરડો ફિલિપ પણ ખરો જીવ છે ! એણેય આ વિધવા બાઈમાં અમેરિકા શોધ્યું લાગે છે.





ઉશ્કેરવાની તક મળી ગઈ. તેમણે ગામમાં વાત ફેલાવી કે આણે તો આ ચારેની ખસી કરાવી દીધી. એ હવે ફાતડા થઈ જશે. હવે બહુચરમાની હાક આવશે એ આ તાપોટા મારતા હાલી નીકળશે.
એમાં એક જણની વહુ દાધારંગી હશે. તેણે તો માની જ લીધું કે તેનો ધણી હીજડો થઈ ગયો છે. એ તો વાસ વચ્ચે મોં વાળીને બેઠી :
' મારા ધણીની આ દશા કરનારનું નખ્ખોદ જજો. મારું ઘર ભગાવનારને કીડા પડજો. મારા માળાને પીંખનારને ગાંઠો નીકળજો. '
વાસ વચ્ચે મણુ-મણુની ચોપડાવે. તેણે તો રોકકળ કરી આખા ગામને એકઠું કર્યું. તેનો ધણી ફાટી પડ્યો હોય એમ એ તો છાજિયાં લેવા માંડી. આગ ચાંપીને દૂર રહેનારા હવે ઘાસતેલ રેડવાનું કામ કરતાં હતા.
' બચારીનું ઘર ભાંગ્યું હવે એ હીજડા ધણીનું ઘર કેવી રીતે માંડે ? '
' આ બાઈનો અવતાર તો ધૂળ થયો ને ! કાલ ઊઠીને તેને બેચરાજીનું તેડું આવે, પછી આ બાઈનુ કુણ રણી ધણી...'
ને કોઈએ મમરો મૂક્યો.
' બાઈમાં પાણી હોય તો શું કરવા આવાના ઘરમાં પડી રહે. ના થાય ચાલતી...'
ને બન્યું પણ એમ જ.
એ બાઈ તેની દોઢ વર્ષની દીકરીને રડતી મૂકી ચાલતી થઈ. એ વાતને દસ દિવસ થઈ ગયા. આ ભાઈ જઈ તેનાં પિયેરીઆંને સમજાવી આવ્યો. તેના ભાઈઓ માની ગયા. પણ આ બાઈ તો કહે :
' ના રે...મારે એવા હીજડાનું ઘર માંડવું નથી. '
એ દોઢ વર્ષની દીકરીની પણ આ બાઈને દયા ન આવી. એ તો બચકુ ભરવા આવતી હોય તેમ કોઈ આવે તેન કેડવા જ દોડે. વાત ન કરવા દે.
આ બધી વિગતનું બયાન કરી એ ભાઈએ કહ્યું :
' તમે જ કહો સેવકરામ ! આમાં મારે શું કરવું ! આ તો ધરમ કરતાં ધાડ પડ્યા જેવું થયું. પેલો બિચારો ભલો જીવ છે. એ તે ખેતરમાં મજૂરીએ જાય કે તેનાં છોકરાંને રાખે. ચાર નાનાં મોટાં છોકરાં છે. આ છોડી દોઢ વર્ષની છે. રાંધે ક્યારે, ખવરાવે ક્યારે ! પેલી બાઈ માનતી નથી. ને આ વિરોધીઓએ આખા પરગણામાં વાત ફેલાવી છે કે હું તો બધાંની ખસી કરાવવા નીકળ્યો છું. મને માણસ દીઠ સો રૂપિયાનું ઇનામ મળે છે. અભણ લોકો હા એ હા કરે જાય છે. કોણ સાચી વાતના મૂળમાં ઊતરે ! અત્યારે તો મારી સ્થિતિ એવી થઈ ગઈ છે કે હું ગામમાં જ ન રહી શકું. '
' કેમ ગામમાં ન રહી શકો ! '
' હવે તો એ લોકો મને ખોખરો કરવાનો ઘાટ ઘડે છે. તેમના પેટમાં તો બીજું દાઝે છે. દારૂની આવક ગઈ છે એનો રોષ મારા પર ઉતારવા ફરે છે. પેલી નાની છોડીને તો મારા ઘેર, મારી પત્નીને સુપ્રત કરી છે. મારાં બાળકો વચ્ચે એ ઉછરશે. પણ આનો કંઈ ઉકેલ ખરો કે નહિ ? પેલો ભલો જીવ કંઈ બોલતો નથી, પણ તેનેયે એમ તો ખરું જ ને કે મેં એનું ઘર ભગાવ્યું. સેવકરામ ! હવે તો મનેયે સંશય જાય છે કે આ તો મેં એનું ભલું કર્યું કે બૂરું ? '
ને મારી સામે આશાભરી આંખે જોઈ ઉમેર્યું :
' સેવકરામ ! હું તો તમને બોલાવવા આવ્યો છું. ગમે તેમ કરી તમે પેલી બાઈને સમજાવો. તે એના ઘેર પાછી જાય એટલે મારો ભાર હળવો થાય. '
આ ભાઈનો સેવાનો અનુભવ વિચારમાં મૂકી દે એવો છે. સમાજમાં આવી જડતા છે. લોકો તો અંધશ્રદ્ધા, વહેમ અને અજ્ઞાનતામાં સબડે છે. એથી પેલાં સ્વાર્થી તત્ત્વો તેમને ઉશ્કેરી ખોટો લાભ લઈ શકે છે
સેવા કરવી હોય તે કરી જ ન શકે, તેને પોતાનું વતન છોડવું પડે એ કેવી મોટી કરુણતા કહેવાય ? જેઓ પ્રત્યક્ષ રીતે સેવાના કાર્યમાં પડ્યા છે તે સૌને આવા પ્રશ્નોનો સામનો કરવો જ પડે છે.
એ સાંજના હું એ ભાઈની સાથે પદયાત્રા કરતો

ગામડે ઊપડ્યો. ત્યારે મારા મનમાં આ જ વિચારો ઉભરાઈ રહ્યા હતા.

આ લોકજીવનમાં ક્યારે જાગૃતિ આવશે? લોકો તેમના હિતની વાત ક્યારે સમજતા થશે!

*

'સેવકરામ! મને તો એમ થાય છે કે આ ગામડાંને આગ ચાંપવી જોઈએ. આ તે માણસો છે કે રાક્ષસો...'

એક ગ્રામયુવક આગ વેરી રહ્યા હતા. કોઈ ઊભરો ઠાલવતું હોય ત્યારે સામાન્ય રીતે હું ચૂપ રહું છું. ચૂપચાપ કાંત્યે જતો હતો. એ ભાઈ હૈયાવરાળ કાઢ્યે જતા હતા:

'તમે ગામમાં આવી કહી ગયા કે પંચાયતની ચૂંટણીમાં જુવાનોએ રસ લેવો જોઈએ. જુવાનો પંચાયતમાં જાય તો ગામની શિકલ બદલાય. અમને પણ થયું કે જો ગામના વિકાસનાં કામ કરવાં હશે તો આ જૂની નેતાગીરી નહિ ચાલે. પંચાયત રાજ આવે છે. એટલે નવલોહિયા, ભણેલા અને કામ કરી શકે એવા જુવાનોએ ચૂંટણીમાં ઊભા રહેવું જોઈએ. એ રીતે અમે ઊભા રહ્યા. તેનું આ પરિણામ આવ્યું.'

'શું પરિણામ આવ્યું?:

'કહેતાંયે શરમ આવે એવું બન્યું છે. આ લોક તો કોઈકનો જીવ લેશે. સાચું કહું છું...સેવકરામ, હું ગામડાનો છું. આ ધૂળમાં રમીને મોટો થયો છું. છતાં મારે કહેવું જોઈએ કે ગામડાના લોકોના કાવાદાવાને કોઈ નહિ પહોંચે. આવી ખટપટ, આવી નીચતા, આવું જુઠ્ઠાણું...હું તો કહું છું ધરતી કેમ ફાટી પડતી નથી.'

આ જુવાન-હૃદયનો આવેશ, તેનો પુણ્યપ્રકોપ વધ્યે જતો હતો.

'એવું તે શું બન્યું છે કે તમે આટલા ઉશ્કેરાયા છો?'

'તમે સાંભળશો તો તમેયે ઉશ્કેરાશો. આ તો માઝા ઓળંગી ગયા. બોલવાનું પણ આમ ન રહ્યું. એવું બન્યું કે સરપંચની ચૂંટણીમાં ખેંચતાણ થઈ. એક બાજુ અમે જુવાનો હતા. બીજી બાજુ જૂના સરપંચ હતા. તેમણે ઇતરકોમને પૈસા આપી પોતાની કરી હતી. એટલે તેમને એમ હતું કે તે સરપંચ તરીકે ચૂંટાશે. તેમાં એક મતની ખેંચતાણ રહેતી હતી. એક વિધવા બહેન પંચાયતમાં ચૂંટાયાં હતાં. તે તો સૌને કહેતાં હતાં કે જે કામ કરે એવા હશે તેને મત આપીશ. તેમને ફોડવા દબાવવા પેલા લોકોએ ઘણા પ્રયત્નો કર્યા. પણ ફાવ્યા નહિ. તેમણે અમારા પક્ષે મત આપ્યો. અમારામાંથી જુવાન કાર્યકરભાઈ સરપંચ તરીકે ચૂંટાયો.'

'સારું થયું.'

'પણ પછી શું બન્યું એ તો જાણો? આ બાઈએ પેલા લોકોને મત ન આપ્યો એટલે આ લોકોએ ગામમાં ગંદી વાતો કરવા માંડી. તેમણે વાત ફેલાવી કે આ બાઈને તો હમેલ રહ્યો છે. તેમણે અરજી પણ કરી કે જોજો...બાઈ હમેલ પડાવી ન દે.'

'શું કહો છો?' સાંભળીને મને તમ્મર આવ્યા હોય એવું થયું.

'નીચતાને પણ હદ હોય! સેવકરામ! હવે એ બાઈની શી દશા? એને તો ઝેર ઘોળવા વખત આવે ને! કોઈ વિધવા સ્ત્રીના ચારિત્ર પર આવું કલંક લગાડાતું હશે!'

સાચી વાત છે! ગામડાંના કાવાદાવાથી હું પરિચિત છું. એવા માણસો વચ્ચે જ રહું છું. પણ આ વાત સાંભળીને તો મારી શાંતિ હણાઈ ગઈ! માણસો આટલી કક્ષાએ અધમ થઈ શકતા હશે? કેટલું ભયંકર! કેટલું હીન!!

હું એ ને એ વખતે તેમના ગામ ગયો. પેલી વિધવા બહેનને મળેલો. એ બહેન તો મને જોઈ ધ્રૂસકે ધ્રૂસકે રડી પડી.

'સેવકરામ! આ તો નથી સહેવાતું. આના કરતાં તો મરી જવું સારું...'

એ બહેનનું આક્રંદ મારાથી જોયું જતું ન હતું. આ ગામડાંના સમાજે તેની કેવી દશા કરી મૂકી છે! મેં તેને આશ્વાસન આપ્યું. સત્યનો હમેશાં જય થાય છે. એ બહેન પવિત્ર અને ચારિત્ર્યશીલ હતી. મેં તેને કહ્યું:

'બહેન ! જો તુ તૈયાર હોય તો મોટા દાક્તર પસે તપાસ કરાવીએ અને તેમનુ લેખિત સર્ટિફિકેટ મેળવીએ '

એ બહેન તો અગ્નિ પરીક્ષા આપવાયે તૈયાર હતી અનમત તેને માટે આવુ પ્રમાણપત્ર મેળવવુ એમા પણ મને તો નીચાજોણુ લાગ્યુ હતુ પણ પોનીસમા અરજી થઈ હતી એટલે બીજો ઉપાય પણ ન હતો જે લોકોએ આ વાત ફેનાવી હતી તેમને મળ્યો.

'તમને આ બહેનના ચારિત્ર્ય માટે શકા છે ને ?'

'સેવકરામ, આ તો ગામની આબરૂનો સવાલ છે ગામમા આવુ ચાલે તો ગામની બેઈજ્જતી થાય ને !'

'તમે ગામની ઈજ્જત વધારવા આવી ગદી વાતો ફેનાવતા હશો ! ને તમારા પુરુષોમાથી પાપાચાર કરે છે તેમને શુ કહો છો ? તેમને ગામમાથી બહાર કાઢયા ખરા ? ગામની વહુ-બેટીઓ પર આળ ચડાવતા શરમ આવવી જોઈએ '

'પણ આ તો લોક કહે છે કે '

'હવે લોકોનુ ઓઠુ લીધા વિના આગળ આવો આજે જ પાપપુણ્યનુ પારખુ લેવુ છે ચાનો તમેરે ચાનો ને એ બહેન પણ ચાને બધાયે મોટા ડૉક્ટર પાસે જઈ તપાસ કરાવીએ તમારી સાક્ષીમા જ મારે પણ આવુ પારખુ લેવુ છે ! કોણ કેટલામા છે તે તુરત જણાઈ આવે.

એ વખતે તો જોશમા ને જોશમા બે-ત્રણ જણા તૈયાર થઈને આવ્યા અમે બધા એસ ટી મા તાલુકાના દવાખાને ગયા મોટા ડૉક્ટર સાહેબને બધી વાત કરી અને તપાસીને જે હોય તે કહેવાની વિનતી કરી

હમેવ રહ્યો હોય તો સાબિત થાય ને !

ખુદ ડૉકટરે પણ આવો આક્ષેપ કરનારાઓને ભાડયા પોતે લેખિત પ્રમાણપત્ર આપ્યુ અને તેમણે બાઈની વીતકકથા જાણી સામે પગને કહ્યુ કે જરૂર પડે હુ ગામમા આની ઘેર ઘેર ફરી કહેવા તૈયાર છુ કે આ ધરાર જૂઠાણુ છે

આ હતા એક વખતના સરપચ કાવાદાવામા રાચનાર ગામનુ શુ ભનુ કરે ! કમનસીબી છે કે કેટલાક ગામોમા આવા લોકોની પાસે જ આગેવાની છે

*

તાલુકાની ગુજરાતી શાળાની મુલાકાતે જવાનો પ્રસગ પ્રાપ્ત થયો બાળકોની સખ્યાના પ્રમાણમા મકાન નાનુ પડતુ હતુ બે-ત્રણ જગ્યાએ બાળકોને બેસાડતા હતા તોયે સખ્યાનો સમાવેશ થતો ન હતો એટલે શાળા બે શીફ્ટમા ચાલતી હતી સવારે સાડાસાતે પહેલી 'શીફ્ટ' ચાલુ થાય પછી બપોરે અગિયારે બીજી 'શીફ્ટ' ચાલુ થાય પહેલી શીફ્ટમા પહેલુ બીજુ ધોરણ રાખે ટાઢીમા બાળકો શાળામા આવે ક્યારે ? શિક્ષક તેમને ટૂ ક સમયમા ભણાવે પણ શુ ? શાળાના મુખ્ય શિક્ષક કહેતા હતા

'સેવકરામ ! અરજીઓ કરી કરીને થાકયો કે આ રીત તો બાળકોનો અભ્યાસ બગડે છે શાળાના મકાન છૂટા છૂટા હોઈ બરાબર દેખભાળ રાખી શકાતી નથી શિક્ષકો પણ ઓછા છે પણ કોણ સાભળે ! સુધરાઈ પણ શાળા માટે મકાન કરતી નથી સરકાર મદદ આપતી નથી વાલીઓ તેમના બાળકોની તકલીફ સમજતા નથી પરિણામે અભ્યાસ બગડે છે પાયો જ કાચો રહે એ વિદ્યાર્થી આગળ કેમ ચાલશે ?

શાળાના આ ભલા મુખ્ય શિક્ષક બાળકો માટે જીવ બાળતા હતા એવો જીવ ખુદ તેમના વાલીઓ બાળતા હોત તો જરૂર મકાન થયુ હોત સરકાર અને સુધરાઈએ પણ તેમની વાત સાભળવી પડત પણ વસ્તી વધે છે સાધન સામગ્રી એની એ રહે છે શાળાના મકાન વધતા નથી શિક્ષકો વધતા નથી અભ્યાસનુ સ્તર ઊંચે આવતુ નથી

અને આ બધામા આપણી ભારતીય નાગરિક તરીકે કઈ જ જવાબદારી ન હોય તેમ આપણે વાતવાતમા બીજાનો, સરકારનો વાક કાઢીએ છીએ પણ આપણી પોતાની ફરજ કદી અદા કરતા નથી દરેક જણ પોતે પોતાનુ કામ કરે તોયે કેટલા બધા પ્રશ્નો હલ થઈ જાય.

✶






ઈ. સ. ૨૦૫૦ના વર્ષની આ કથા છે.

કોઈ એક વેળા પુરાતત્વખાતાના એક અમલદાર એક સ્થળે ખોદકામ કરાવતા હતા એવામાં જ એક મુકાદમ ત્યાં આવીને બોલ્યો,

સાહેબ, પેલા ટેકરા ઉપર વાલીઓ ઊભો ઊભો હસ્યા જ કરે છે.

**'વાલીઓ પાડે તાલીઓ અને કરે છે નાચ, એવું મોટું કૌતુક દીઠું આજે સાચોસાચ'**

સાહેબને કૌતુક થયું. જઈને જુએ છે તો ખરેખર વાલીઓ મજૂર એક ટેકરા ઉપર ઊભો છે. વેશ દરવેશ જેવા થઈ ગયા છે. ઊભો ઊભો ખડખડાટ હસે છે. ભાન ભૂલી ગયો હોય એવો થઈ ગયો છે.

સાહેબને નવાઈ લાગી. ટેકરા ઉપર શું હશે એવું કુતૂહલ થયું. વાલીઆને બોલાવી લાવવા લાલીઆ મુકાદમને મોકલ્યો તો લાલિયો પણ—

**'જેવો મજૂર વાલો તેવો બન્યો મુકાદમ લાલો, બેઉ હસે, નાચે, કૂદે તથા ફુલાવે ગાલો.'**

સાહેબ કહે કે માળું આ તે કેવું કૌતુક?

લાલાને તથા વાલાને બોલાવવા સાહેબ ટેકરી ઉપર ચડ્યા તો એમની પણ એવી જ દશા થઈ. સાહેબ પણ બેઉની ભેળા હસવા કૂદવા અને નાચવા લાગ્યા. મહામુશ્કેલીએ સાહેબ તો લાલાનો ને વાલાનો હાથ પકડીને નીચે ઊતર્યા. નીચે આવ્યા કે હસવું થઈ ગયું બંધ!

સાહેબને તો ખરેખરી નવાઈ લાગી. નક્કી આ ટેકરીમાં જ કંઈક હોવું જોઈએ એમ લાગ્યું. સાહેબે તો મજૂરો બોલાવ્યા ને મુકાદમો બોલાવ્યા. ટેકરી ખોદવાનો વિચાર કર્યો, પણ ઉપરની સંમતિ વિના કંઈ કેમ થઈ શકે?

સાહેબે વિનંતીપત્ર તૈયાર કર્યો, તૈયાર કરીને ઉપર મોકલ્યો. ઉપરની કચેરીએ એ વિનંતીપત્રને વધારે ઉપર મોકલ્યો. એમ તુમારો ઉપર તુમારો ચાલ્યા.

**'અભિમન્યુના કોઠા જેવી, એ સરકારી ચાલ, વીતે મહિના, વીતે જિંદગી પણ ના આવે નિકાલ'**

દિવસ ગણતાં મહિના વીત્યા, મહિના ગણતાં વરસ વીત્યાં પણ તુમારોનો નિકાલ ન આવ્યો. હસતી ટેકરીને તો ત્યાં સુધીમાં ખૂબ પબ્લીસીટી મળી. છાપાંઓના પ્રતિનિધિઓ આવ્યા અને ફોટોગ્રાફરો પણ આવ્યા. પ્રતિનિધિઓએ હસતાં હસતાં અહેવાલ લખ્યા તો લોકોએ હસતાં હસતાં વાંચ્યા. ફોટોગ્રાફરોએ હસતાં હસતાં ફોટા પાડ્યા તે તંત્રીઓએ હસતાં હસતાં છાપ્યા.

તુમારોની રાહ જોઈને સાહેબ તો કંટાળી ગયા. એક દિવસ સાહેબે તો મજૂરો બોલાવ્યા ને મુકાદમો બોલાવ્યા. બોલાવીને ટેકરી ખોદી નાખવાનો હુકમ કર્યો. મજૂરો તો કોદાળા લઈને ઊપડ્યા ટેકરી ખોદવા—

'દેહાળા ને તિકમ કેશ, ઘા મજૂરો કરતા જાય, મોં દાબીને કામ કરે તો ય પરાણે હસી પડાય'

હસની ટેકરીને ખોદવા માટે મજૂરોએ પણ મોં દાબીને કામ શરૂ કર્યું. હસતા જાય ને ખોદતા જાય, ખોદતા જાય ને હસતા જાય. એમ કરતાં કરતાં જ્યાં ટેકરી ખોદાઈ રહેવા આવી ત્યાં તો—

'ખડખડ કરતું હસતું દેખ્યું, બત્રીસ દાંતનું ચોકઠું, જોઈને સાહેબ કેરા મનમાં, થયું હસવાનું મોકઠું'

ટેકરી ખોદતા અંદરથી ચળકચળક કરતું બત્રીસ દાંતનું એક ચોકઠું નીકળી આવ્યું. સાહેબ ચોકઠાને જોઈને રાજી થયા. ચોકઠું ખડખડ કરતું હસે છે, સામે બેઠા સાહેબ પણ હસે છે. બેયનું હસવું માતું નથી. છેવટ સાહેબે ચોકઠાને સરકારી નીતિ પ્રમાણે ખિસ્સામાં મૂક્યું અને રાજી થતા ઘેર આવ્યા.

રાત પડી એટલે સાહેબે તો ખિસ્સામાંથી ચોકઠું બહાર કાઢીને ટેબલ પર મૂક્યું. ચોકઠું ખડખડ હસવા લાગ્યું એ સાંભળીને આડોશી પાડોશી પણ દોડી આવ્યા. આવીને બધા ચોકઠા સામે જોતા માથું ખંજવાળવા લાગ્યા. આ તો ભારે અચરજની વાત કહેવાય. આજની કઠણ પરિસ્થિતિમાં માણસો મોં પણ મલકાવી શકતા નથી ત્યારે આ ચોકઠું ખડખડ હસે છે! વાહ ભાઈ!

સાહેબે ચશ્મા સાફ કરીને નાક પર ગોઠવ્યા. ચોકઠાને હાથમાં લઈને સાહેબ કહે કે મારા દાદાના બધા દાંત પડી ગયા છે. એમને માટે નવું ચોકઠું બનાવડાવવાનો હું વિચાર કરું છું એને બદલે આ ચોકઠું જ બરાબર થઈ રહેશે.

સાહેબે આમ કહ્યું એટલે ચોકઠું તો ખૂબ હસવા લાગ્યું. સાહેબે કંટાળીને ચોકઠાને ટેબલ પર મૂક્યું કે ચોકઠું બોલ્યું: 'અરે સાહેબ! આ દાંત કંઈ જેવા તેવા માણસના નથી.

**રમૂજશૂરો ને જે પાકો હતો ચૂંટણીરાય, તેના દાંતતણું આ ચોકઠું, તે બીજાથી ના પહેરાય!**

હે સાહેબ, વીસમી સદીના પરાક્રમી નેતા ચૂંટણીરાયનું આ ચોકઠું છે. એમના જેવા પરાક્રમી માણસનું ચોકઠું ગમે તેવા માણસથી ના પહેરી શકાય!'

સાહેબ કહે: 'મિત્ર ચોકઠા, એ ચૂંટણીરાય કેવા હતા અને એમણે કેવાં પરાક્રમો કર્યાં હતાં?'

એ વખતે ચોકઠામાંથી એક દાંત બોલ્યો: 'હું ચૂંટણીરાયનો અભિનેતાવિજય નામે દાંત છું. ચૂંટણીરાયના જીવનનું એક પરાક્રમ કહું છું તે તમે ધ્યાન દઈને સાભળો —

## [૧] અભિનેતા-વિજયની વારતા

કોઈ એક વેળા એક બાગમાં રાજનીતિપતિ ચૂંટણીરાય, અપદ્યાગદ્યનાટ્યસમ્રાટ લેખક શ્રી પદ્મરાય, અફવાઓના અધિપતિ પત્રકાર શ્રી. અશરણશરણ તથા અભિનયસમ્રાટ શ્રી. કમલકુમાર એકઠા થઈ ગયા. ચારેય પોતપોતાના ક્ષેત્રમાં બિનહરીફ હતા અને એ ચારેય મિત્રો પણ હતા.

હવે બન્યું એવું કે બાગમાં એક બાંકડા ઉપર ત્રણ માણસો બેઠેલા હતા અને કેવળ એક જ મનુષ્યને બેસવાની જગા હતી. એ જોઈને ત્યાં કોણ બેસે એ વાત ઉપર ચારેય જણ ઝઘડવા લાગ્યા.

ચાલી ત્યાં તો લાંબી તકરાર
ઝઘડો ફેલાતાં ન લાગે વાર.

બાંકડા ઉપર કોણ બેસે એ વાત પર લાંબી લાંબી દલીલો થઈ. ચારે જણ ગર્જીગર્જીને બોલવા લાગ્યા.

એક કહે કે બેસું હું
બીજો કહે એવો કોણ છે તું?
ત્રીજો કહે હક પહેલો 'મમ'
ચોથો કાંઈ ના ખાતો દમ!

એકે એક જણ પોતાનો હક આગળ કરવા લાગ્યો. ઝઘડો લાંબો થયો ત્યારે બાંકડા ઉપર બેઠેલાઓમાંના એકે કહ્યું: 'તમારામાંથી જે સહુથી વધુ પરાક્રમી,

લોકપ્રિય અને મોટા હોય તે બેસે અને બાકીના ઊભા રહે.

**મોટા હોય તે બેસે ઉપર**
**બાકી બધા બે પગા ખર!**

તમારામાં મોટા હોય, લોકપ્રિય હોય એ જ બાંકડા ઉપર બેસે, બાકીના પ્રજાપતિના અશ્વ નીચે લૉનમાં બેસે.'

આ ઉપરથી કોણ મોટા એનો વાદવિવાદ ચાલ્યો. છેવટે એનો ન્યાય પણ પેલા બાંકડા પર બેઠેલા ભાઈ ઉપર છોડવામાં આવ્યો. એમણે કહ્યું, 'ત્યાં બાગના પેલા છોડ ઉપર છોકરા છોકરીઓની એક ટુકડી પીકનીક ઉપર આવી છે. એ લોકો જેને મોટા તરીકે કબૂલ કરે એ ખરો મોટો.'

ચારે ચાર જણને આ સૂચના ગમી ગઈ. લેખક મહોદય પહેલા પરીક્ષા આપવા જવા ઊપડયા.

**ચાલ લેખકની એવી સુંદર**
**કાગળ ઉપર ચાલે જયમ પારકર.**

કાગળ ઉપર જાણે કે પારકર ફીકટી વન ચાલતી હોય એમ સડસડાટ ચાલતા લેખક સીધા બાગના પેલા છેડા તરફ પહોંચી ગયા. બાકીના ત્રણ એમના પાછા આવવાની રાહ જોત ઊભા.

થોડીવારમાં જ લેખક પાછા આવતા દેખાયા પણ એમની દશા તો કેવી?

**ફાટયું મોં, બરાવરી આંખ**
**જાણે જીવની ખાધી માંખ.**

જાણે જીવતી માખ ગળાઈ ગઈ હોય એમ લેખકનું મોં ફાટી ગયું છે, ગભરામણ થઈ રહી હોય એમ લાગે છે. લેખક તો આવતાં જ ઢગલો થઈને પડયા. બાકીના ત્રણેય કહે, 'અરે પણ લેખકસાહેબ, શું થયું છે? કોઈ તંત્રી પાછળ પડયો છે? કોઈ પ્રકાશકની નજરે પડી ગયા છો? કોઈ વિવેચક ઉપર નજર પડી?'

લેખક ગળગળા અવાજે કહે, 'ના ભાઈ ના.'

નેતા કહે, 'તો થયું શું?'

લેખક કહે કે મ્હારી વાત સાંભળો.

**કરુણ કથા સુણો માહરી**
**યાદ આવી જશે સહુને હરિ.**
**આંસુ લ્હોતાં ભીની થ્હાશે પછેડી**
**એવી મ્હોટી છે મ્હારી ટ્રેજેડી!**

અહીંથી હું સીધો એ કોલેજીઆં પાસે ગયો. જઈને મ્હારી ઓળખ આપી. મ્હેં તો માન્યું હતું કે એ બધાં મ્હારું નામ સાંભળીને મ્હને વધાવી લેશે પણ એને બદલે થયું સઘળું જ ઊંધું. એમ્હણે તો મને ગાળો દીધી. કહ્યું કે અંગ્રેજી અને બંગાળીમાંથી તફડાવીને મ્હોટો લેખક થયો છે પણ ત્હારું પોલ આખું જગત જાણે છે લોકોને જીવનદર્શન આપવાની અને માર્ગદર્શન આપવાની વાતો કરે છે પણ ત્હારું જીવન જ સાવ અંધારું છે એનું શું? સરકારી ઈનામો મેળવવા અને કોલેજમાં પાઠયપુસ્તક તરીકે ત્હારું પેલું તફડાવેલું ચોપડું ત્હેં વહેલું છપાવ્યું એનું પોલ ખૂલી ગયું છે.'

'આમ કહીને એ લોકો તો મ્હને મારવા દોડયા.

**જયમ સાસુની પાછળ વહુ**
**ત્યમ દોડયા મ્હારી પૂંઠે સહુ.**

જેમ સાસુની પાછળ નવા જમાનાની વહુ પડે એમ મ્હારી પાછળ એ લોકો દોડયા એટલે હું જીવ બચાવવા માટે ભાગી આવ્યો છું.

લેખક પછી પત્રકાર ગયા. એ પણ ઢીલા મોંએ પાછા ફર્યા. પોતાના અનુભવની વાત કહેતાં એમણે કહ્યું, 'મેં જઈને શહેરના જાણીતા પત્રકાર તરીકે મારી ઓળખાણ દીધી. મને એમ હતું કે બધા મને પી. ટી. આઈ. ના ગરમાગરમ સમાચારની જેમ સત્કારી લેશે. આ વિચારને લીધે મારું મોં એક્સક્લુઝીવ ન્યૂઝની જેમ ચમકી ઊઠયું હતું પણ જાણવા મળે છે તેમ મારા માટે એમના મનમાં માનની કોઈ લાગણી દેખાઈ નહિ. ઊલટાના એ લોકો તો

**ખોટા દાંત દેખાડે આંકડા**
**જાણે એ. બી. સી. ના આંકડા.**



એ બી સી ના આંકડાની જેમ એ લોકો પણ મારી સામે ખોટા ખોટા દાંત કાઢવા લાગ્યા એક જણે તો નેપા કાગળ જેવું પીળું દાંતિયું કરતા કહ્યું 'તું પત્રકાર નથી પણ માખણકાર છે સરકારી જાહેરખબર માટે જાતનેય વેચી નાખતા અચકાતો નથી તંત્રી લેખમા આખી દુનિયાની નિંદા કરે છે પણ તારામા જ લાખ દુર્ગુણ છે એ જોતો નથી ખોટા સમાચાર છાપીને તું બીજે દિવસે માફી માગે છે સરક્યુલેશનના ખોટા આંકડા બતાવીને તું બધાને છેતરે છે રાજકર્તાપક્ષ નારાજ થઈ જાય એવો એક અક્ષર પણ તું છાપતો નથી અને તારી જાતને નિડર પત્રકાર કહેવડાવે છે '

'આમ કહીને એ લોકોએ મારી તરફ સડેલા ટામેટા નાખ્યા, એટલે મે ગડગડની દોટ મૂકી

મૂઠીઓ વાળીને મૂકી દોટ
પાછો આવ્યો જાણે માંદો ટ્ટ'

પત્રકાર પછી નેતા ગયા એમને ગયે ઘણી વાર થઈ, પણ પછી એ પણ રડવા જેવા થઈને પાછા આવ્યા બાકીના ત્રણેય જણે પૂછ્યું, 'શું થયું ?'

નેતાએ ગંભીરતાથી કહ્યું, 'ભાઈઓ અને બહેનો, હું મારી લોકપ્રિયતાનું માપ કાઢવા ગયો હતો તેનું શું થયું એનો આછો ખ્યાલ આપવા હું હવે આપને બે શબ્દ કહીશ

'આજની આ ત્રણ ચાર જણની આ સભામા જાહેર કરતા મને દુઃખ થાય છે કે એ લોકોએ મારું ઘોર અપમાન કર્યું છે એટલું જ નહિ વિશ્વવંદ્ય પૂજ્ય બાપુજીના અહિંસાના ઉપદેશનું પણ પાલન કર્યું નથી આપણા આ ગરીબ દેશના નાગરિકને છાજે એવું વર્તન એમણે જરાય બતાવ્યું નથી એની હું અહીં સખેદ નોંધ લઉં છું

'હું ત્યા ગયો એમણે મને જોતા જ ઓળખી લીધો છાપામા મારી એટલી બધી છબીઓ છપાઈ છે કે મને કંપોઝીટરો સુધ્ધા ઓળખે છે હવે હું મૂળ વાત પર આવું કોલેજના એ શિસ્તવિહીન છોકરાઓએ મને ઓળખ્યો એટલે મારી સામે મૂઠીઓ ઉગામવા લાગ્યા એમના હિંસક ભાવોને જોઈને મે એમનું હૃદય પરિવર્તન કરવા ઘણી કોશિશ કરી એક ભાષણ આપી દીધું ભાષણમા શાન્તિ, અહિંસા, પંચશીલ વિશ્વબંધુત્વ, જગતશાન્તિ ત્રીજી પંચવર્ષીય યોજના સંતતિનિયમન અને બીજી અનેક વાતો કરી પચાસ ઉપદેશ નાખ્યો બોલી ગયો, કોણે શું કરવું જોઈએ એની લાંબીલચ યાદી આપી, પણ એ કશાનું કશું પરિણામ આવ્યું નહિ ભાષણ પૂરું કરવા રોકાયો હોત તો મારો આ જનમ અહીં જ પૂરો થઈ જાત છેવટે જેમતેમ કરીને મનમા જ 'વંદે માતરમ્' ગાતો ગાતો ભાગી છૂટ્યો છું '

આમ કહીને નેતા ઢીલા થઈને નીચે બેસી ગયા

આ પછી અભિનેતા પિકનીક કરતા છોકરાઓ તરફ ચાલવા લાગ્યો બાકીના ત્રણે એનો રેવડી કેવી ઊડે છે એની રાહ જોતા બેઠા, પણ થોડીવારમા તો અભિનેતાને ખાંધ પર ઉપાડીને નાચતું ગાતું કોલેજિયનોનું ટોળું આવતું દેખાયું

નાચે કૂદે ને ગાયે ગીત
દેખાય અમા નટની જીત

નટની જાણે જીત થયેલી બતાવતા હોય એમ કોલેજિયનો સિનેમાના ગીતો ગાતા અને નાચતા કૂદતા અભિનેતાને ઉપાડીને આવી પહોંચ્યા અને એને પોતાને હાથે જ ગાડા પર બેસાડી દીધો બીજા ત્રણે જણા તો બાઘા બનીને જોઈ રહ્યા

ત્રણેય જુએ આંખો ફાડી
જાણે પીધો મહુડો કે તાડી

ત્રણેય જણ અભિનેતાની લોકપ્રિયતા જોઈને જાણે ઘેનમા હોય એમ આંખો ફાડીને જોઈ રહ્યા

અભિનેતાએ ત્રણે જણ સામે જોઈને કહેવા માંડ્યું, 'હું ત્યા પહોંચ્યો અને જઈને મારું નામ કહ્યું એવામા તો જાણે હાહાકાર ઉપર આફતનો તૂટી પડે એમ બધા મારી સાથે હાથ મિલાવવા પડાપડી કરવા લાગ્યા કેટલાક મારા હસ્તાક્ષર લેવા માટે આજીજી કરવા

પ્રદ્યુમ્ન કંચનરાય દેસાઈ

# આપણી બીજી ટીટોડીઓ

ગયા અંકથી ઊર્મિનાં વાચકોને માટે જાણીતા પ્રાણી-પક્ષી -વિશારદ લેખકે શરૂ કરેલી નવી પરિચયમાળાનો આ બીજો મણકો પણ આપણને પ્રાણી-પક્ષી જીવનમાં રસ લેતા કરે તેવો વિગતસભર અને મહત્ત્વનો છે...

## બાટણ ટીટોડી

ટીટોડીના કદથી જરા નાના કદની આ બાટણ ટીટોડી પોતાના શિયાળુ વાઘાના રંગમાં આપણને કથ્થાઈ રાખોડી રંગમાં થોડાં કાળાં ટપકાં પીઠ ઉપર દેખાય છે. તેની ચાંચનો રંગ કાળો અને પગ ઘેરા અથવા કાળાશપડતા રંગના હોય છે. જ્યારે આંખનો રંગ કથ્થાઈ રહે છે. તેની પૂંછડી ઉપર લીટા આવે છે પણ પૂંછડીનાં ઉપલાં પીછાં ધોળા રંગનાં રહે છે. જ્યારે તે ઊડે છે ત્યારે તેની પાંખમાં કાળો પટ્ટો જણાવાથી તેની ઓળખાણ તરત જ પડી જાય છે. આ બાટણ ટીટોડી સ્વભાવે એકાકી છે આથી દરીઆકાંઠાના બીજાં પંખીસમુદાયથી જુદી તારવવામાં મુસ્કેલી પડતી નથી. જો કે કોઈક વખત નાની સંખ્યાના ટોળામાં દેખાઈ આવે છે. તેના ઉનાળુ વાઘા એટલે પ્રજનનના પોશાકમાં તેના નરનો રંગ ચહેરા અને છાતી ઉપર કાળો થાય છે જેમાં કપાળ અને પડખાં ધોળાં રહે છે. જ્યારે પીઠ ઉપરના રાખોડી રંગમાં લીટીઓનું ચિત્રામણ જોવામાં આવે છે. પણ લીટીઓ સોનેરી કે પીળા રંગની નથી હોતી. આ બાટણ ટીટોડીને પગનાં ત્રણને બદલે પાછળ નાનું એવું આંગળું રહે છે. વળી આ ટીટોડી હવે પછી આવતી સોનેરી બાટણ ટીટોડી કરતાં જોવામાં વધારે પુષ્ટ અને ભરાવદાર જણાય છે. આથી સહેજે મોટી લાગે છે તેના પ્રજનનના પોશાકમાં આપણે તેને ભાગ્યે જ જોવા પામીએ છીએ છતાં જ્યારે વસંતના વળતા પ્રવાસની તૈયારીમાં હોય ત્યારે આ રંગમાં કોઈ કોઈ નર દેખાઈ પણ જાય છે. અથવા તો જ્યારે તેઓ પાનખરમાં ઉત્તર તરફથી આપણી બાજુ આવે છે ત્યારે પણ કોઈ કોઈ નર તેના આ વાઘામાં સજ્જ થયેલો જોવામાં આવે છે પણ પ્રમાણમાં તે ઝાંખો થઈ ગયેલો તો હોય જ છે. સ્વભાવે તે પાણીકાંઠે ફરવાવાળી છે જે ઠેકાણે તેની ધીમી ગતિથી તે તરત જ ઓળખાઈ જાય છે. વળી ચારો શોધતી વખતે પણ તે થોડું ચાલી તરત જ એક પગ ઊંચો લઈ રોકાઈ જાય છે જે ખાસીયત ટીટોડીને બરાબર મળતી આવે છે. તેની સીટીની બોલી નરમ અને એકધારી ચાલુ રહે છે. આ બાટણ ટીટોડી આપણા સમુદ્રકાંઠા ઉપર હર સાલ શિયાળામાં જોવામાં આવે છે. અને તેમાં સપ્ટેમ્બર માસથી એપ્રિલ માસ સુધી તો તે સામાન્ય રીતે જોવામાં આવે છે. તેની ઊડાન જોરદાર અને ઉતાવળી છે. ઉત્તર ધ્રુવ, ગ્રીનલેન્ડ અને સાઈબીરીયામાંથી આપણી બાજુ લાંબો પ્રવાસ ખેડીને આવે છે. જેમાં તેઓ દક્ષિણ યૂરોપ, આફ્રિકા, કચ્છ, ગુજરાત અને સૌરા-

---

લાગ્યાં. ઘણાં એમને ફિલ્મની લાઈનમાં દાખલ થવામાં હું મદદ કરું એવી આશાએ મારા પગ પકડવા લાગ્યાં. મારી સાથે ફોટો પડાવવાની વાત આવી ત્યારે કોણ મારી બાજુમાં ઊભો રહે એ માટે મારામારી પણ થઈ ગઈ છેવટે મેં એ લોકોને આપણી શરતની વાત કહી એટલે એ લોકો મને ખભા ઉપર બેસાડીને અહીં બાંકડા પર બેસાડવા આવ્યાં.'

'બાકીના ત્રણેય જણાએ સર્વાનુમતે કબૂલ કરી લીધું કે પૃથ્વીના સઘળા જીવંત માનવીઓમાં લોકપ્રિયતાની દૃષ્ટિએ અભિનેતા જેટલું શ્રેષ્ઠ કોઈ નથી.'

આ પ્રમાણેની વાત પૂરી કરીને અભિનેતાવિજય નામે દાંત ચોકઠામાંથી ખર કરતો ખરી પડ્યો.



ષ્ટ્રમાં હિમથી બચવા આવી પહોંચે છે. તે ઉપરાંત તેઓ આખા ભારતમાં અનુકૂળ જગ્યાઓ પસંદ કરી લે છે.

અળશીયાં, પાણીનાં નાના જંતુ, જમીનની જીવાત આ બધો આહાર તે બનતા સુધી પોતાના ગોઠણ-બુડ પાણીમાંથી અથવા કિનારા ઉપરથી શોધે છે.

બાટણ ટીટોડીને અંગ્રેજીમાં The grey plover કહેવાય છે અને pluvialis squatarola squatarola ( Linaeus ) એ એનું વિજ્ઞાનિક નામ છે.

### સોનેરી બાટણ ટીટોડી

સામાન્ય ટીટોડી કરતાં કદમાં કંઈક નાની આ સોનેરી બાટણ ટીટોડી ઉપર જોઈ ગયા તે ટીટોડીના જેવી જ હોય છે પણ તેની પીઠ ઉપર રહેતાં પીળાં કે સોનેરી ટપકાંથી તેને જુદી તારવી શકાય છે. આ ટપકાનો આકાર બાણના ફળા જેવો હોય છે. જ્યારે આ સોનેરી બાટણ ટીટોડી પોતાના પ્રજનનના વાઘામાં સજ્જ થાય છે ત્યારે તેનું માથું અને છાતી કાળા રંગના થાય છે. પણ તેમા આખ આગળથી શરૂ થતી આખા શરીર આસપાસ આવતી સફેદ પટ્ટી જોવામાં આવે છે. પણ શિયાળામાં તે એટલી બધી કાળી દેખાતી નથી. અથવા કાળી હોતી જ નથી. અને જો હોય તો તે કાળો રંગ બહુ જ નજીવા ભાગ ઉપર હોય છે. આ કાળો રંગ ગરદન અને દેહની બાજુમાં તો તદ્દન ચાલ્યો જાય છે અને ગરદન પડખેનો અને પડખાનો સફેદ રંગ તો તદ્દન ચાલ્યો જાય છે, માત્ર તે ધોળો રંગ દાઢી અને ગળા ઉપર રહે છે. તેની ચાંચ અને પગ બંને કાળા રંગના હોય છે. જ્યારે આંખો કાળાશ પડતી કથ્થાઈ રંગની રહે છે. તેને માત્ર આગળ ત્રણ જ આગળાં આવે છે. જ્યારે બાટણ ટીટોડીમાં નાની આંગળી પાછળ રહે છે.

સોનેરી બાટણ ટીટોડી લાંબો પ્રવાસ ખેડનાર પંખી છે. આથી એમ મનાય છે કે પંખી જગતમાં તેના જેટલી એક ઊડાનની લાંબી મુસાફરી કરે એવું બીજું પંખી કદાચ નથી. આપણે ત્યાં તેઓ નવરાત્રીમાં સંખ્યાબંધ આવી જાય છે. અને થોડો વખત રહી ફરી આગળ મુસાફરીએ નીકળી જાય છે જેની ટોળી ઘણી વખત સારી એવી સંખ્યામાં આપણા સમુદ્રકાંઠા ઉપર દેખાય છે. તેઓનો સ્વભાવ આવવા-જવાનો છે. વળી તેઓ સમુદ્રકાંઠે જ પોતાનો આહાર શોધે છે એવું નથી. એ તો ખેતરમાં પણ ચરવા આવી પહોંચે છે. આ પંખીના ઊડાન ત્વરાવાળી છે. આપણે ત્યાં તેઓ વસંતનો વળતો પ્રવાસ ખેડે તે પહેલાં માર્ચથી મે સુધીમાં પોતાનો રંગ પ્રજનન કરવા માટે બદલીને તૈયાર થઈ ચાલ્યાં જાય છે. આ ટીટોડી આપણે ત્યાં આવ જા કર્યા કરે છે. સામાન્ય રીતે તેઓ ટોળામાં રહેવાનું વધારે પસંદ કરે છે છતા ક્યારેક એકાકી નજરે પડી જાય છે. તેનો અવાજ જોઈએ તો તે આપણને ટલ્યુકુઈ-અથવા ટ્યુઈટ જેવો લાગે છે. આ પંખીનો કેટલાક શિકાર પણ કરે છે.

તેનું પ્રજનન ઉત્તર સાઈબીરીઆ અને ઉત્તર અમેરિકામાં થાય છે. જ્યાંથી તેઓ ત્યાની ઠંડીથી બચવા શિયાળામાં ભારત, ચીન, અને ઠેઠ ઑસ્ટ્રેલીઆ સુધી શિયાળામાં પહોચી જાય છે. ગુજરાત, કચ્છ અને સૌરાષ્ટ્રમાં તેઓની ગણત્રી આવતા જતાં પંખીમાં કરી શકાય. પાણીની જીવાત અને દાણાનો આહાર કરે છે. જ્યારે દરીઆ ઉપર ચારો શોધતાં હોય ત્યારે પથરાળ કાંઠો વધારે પસંદ કરે છે જે કાંઠાને દાંતી કહેવાય છે. છતા રેખડવાળા કાંઠે નથી જોવામા આવતાં એવું નથી. અને તે ઉપરાંત ગૌચર અને ખેતરોમાં તથા મોટા સરોવર કિનારે પણ ચારાની શોધમાં ફરતાં દેખાય છે.

સોનેરી બાટણ ટીટોડીને અગ્રેજીમાં The eastern golden plover કહેવાય છે અને વિજ્ઞાનિક રીતે ઓળખવા માટે pluvialis dominica fulva ( Gmelin ) એમ કહેવું જોઈએ.

### જર્ડોનની ઝીણી ટીટોડી

બટેરના કદની આ જર્ડોનની ઝીણી ટીટોડી આપણે ત્યાંની સૌથી નાની ટીટોડી છે જેની ચાંચ ટૂંકી કાળી

અને મૂળમાં તે રંગે નારંગી પીળી હોય છે. તેનું કપાળ સફેદ હોય છે પણ તેમાં કાળો રંગ ઉપર આવે છે. આંખો કાળી અને તે ફરતી ચામડીનો રંગ પીળો નજરે પડે છે. અને આંખોનો પહોળો પટ્ટો ચાંચથી શરૂ થઈ આંખની પાછળ આવે છે. તાલકા ઉપર કથ્થાઈ રંગ રહે છે અને સાફ જણાતો સફેદ ગલપટ્ટો અને એટલો જ છાતી ઉપર કાળો પટ્ટો આવે છે. બાકીની છાતી અને પેટાળ ધોળા રંગનાં રહે છે. પાંખો કથ્થાઈ અને કથ્થાઈ પૂંછડીના છેડા ધોળા હોય છે. પહેલા વરસની આ ઝીણી ટીટોડી અને શિયાળામાં આવતી પુખ્ત વયની આ ટીટોડીની પીઠનો રંગ અને આગળના ભાગ કથ્થાઈ રહે છે. નરમાદાના રંગમાં તફાવત નથી આવતો પણ પ્રજનનના સમયમાં તેની આંખ ફરતી આવતી ચામડી ફૂલે છે જેથી જાણે ચશ્મા પહેર્યાં હોય એમ જણાય છે.

આપણા ખારા અને મીઠા પાણીના કિનારા ઉપર આ ટીટોડી બહુ સામાન્ય પંખી છે. તેને બીકણ તો ન જ કહી શકાય. તેની ચાલવા દોડવાની રીત ટીટોડીને મળતી આવે છે. ઊડાનમાં પાંખો ઉતાવળી ધમે છે એથી તેજ ઊડતી લાગે છે. આ ઝીણી ટીટોડી થોડી સંખ્યામાં પણ દેખાય છે અને જોડીમાં ફરતાં પણ દેખાય છે તો કોઈક વખત એકાકી પણ નજરે ચડી જાય છે. નદીના મુખ ઉપર અને દરિયાના ઓટ સમયે કાદવવાળા કિનારા ઉપર ભરાઈ રહેલા પાણીના ખાબોચિયા આગળ તેઓ દેખાય છે. છતાં એ પણ છે કે તેને મીઠું પાણી, પછી તે વહેતું હોય કે બંધી-આર હોય, તેના કાંઠા વધારે પસંદ પડે છે. ફેબ્રુઆરી માસથી તેઓની જોડીઓ સંવનનની ઊડાન કાઢવા લાગે છે જે મે માસ સુધી પણ ક્યારેક જુદી જુદી જોડીઓ સંવનન કરતી હોય છે. જેમાં બે નરો એક માદાને પોતાની કરવા મથે છે અને બળીઓ તેનો કબજો લઈ લે છે. આ સમયે કુદરતી રીતે નરોમાં બહુ તરવરાટ આવી જાય છે અને જોડી બંધાઈ ગયા પછી હરીફને હાંકી કાઢવા તત્પર રહે છે અને પોતાની માદા પાછળ નર વાંકી ચૂંકી ઊડાન વખતો વખત લીધા કરે છે. અને પોતાની ટીઈઈઈ...ટીઈઈઈ ...ટીઈઈઈ જેવી સીટી બજાવી ટુઈ...ટુઈ...ટુઈ કરી પૂરી કરે છે.

ગુજરાત, સૌરાષ્ટ્ર અને કચ્છ તથા આખા ભારતમાં તેનો વસવાટ છે જેમાં તેઓ કેટલેક ઠેકાણે સ્થાનિક પ્રવાસી ગણાય છે તો કેટલેક ઠેકાણે તેઓ હમેશ વસવાવાળા પંખીની ગણત્રીમાં આવે છે. અને વેળુવાળા નદી અને સરોવરકાંઠા માળા બાંધવા માટે વધારે પસંદ કરે છે.

ફેબ્રુઆરીથી શરૂઆત કરી જૂન માસ સુધી તેના માળા જોવામાં આવે છે. આ માળા માત્ર રેતાળ અથવા વેળુને ખોતરીને અથવા કુદરતી અગલ મળી જાય તો તેનો પણ માળા માટે ઉપયોગ કરી લે છે. આમાં તેઓ કંકર અને છીપલાં મૂકીને આસપાસની જમીન સાથે તેને આબાદ બંધ બસતો બનાવી દે છે. તેમાં કોઈક વખત ટાપુ પણ પસંદગીમાં લે છે. અને કેટલીક વખત સરોવરના પાણીથી દૂર કંકરવાળો કાંઠો હોય તો ત્યાં પણ માળો દેખાય છે. આ ઝીણી ટીટોડી પોતાની પ્રજાના રક્ષણ માટે તનતોડ મહેનત ઉઠાવે છે અને એમ છતાં પણ કોઈ તેના માળા આસપાસ આવી પહોંચે તો પાંખ ભાંગી ગયાનો ઢોંગ કરી આવનાર મનુષ્ય કે પ્રાણીને પોતા તરફ આકર્ષવાનો પ્રયત્ન કરે છે. સામાન્ય રીતે આ જર્ડોનની ઝીણી ટીટોડી ત્રણ કથ્થાઈ ટપકાંવાળાં ઈંડાં મૂકે છે. તેના માળા અથવા બચ્ચાંને શોધવાં ખૂબ જ મુશ્કેલ પડે છે. તેમાં વળી બચ્ચાં શોધવા તો ઘણા જ મુશ્કેલ થઈ પડે છે. મા-બાપ બંને ઈંડાં સેવવાની ફરજ ઉપાડે છે અને પોતાનાં બચ્ચાં પ્રત્યે બહુ પ્રેમ બતાવે છે. રૂવાંટીવાળાં તાજાં બચ્ચાંની આંખ ફરતી રહેતી ચામડીનો રંગ પીળો રહે છે અને ચાંચ પણ પીળા રંગની જ હોય છે. તેનો છેડો કાળા રંગવાળો રહે છે. આંખનો રંગ કથ્થાઈ અને પગ હલકા પીળા

રંગના રહે છે જ્યારે રૂંવાટીનો રંગ પીળાશ પડતો કથ્થાઈ અને ગળે સફેદ ગલપટ્ટો આવે છે. પેટાળ પણ ધોળા રંગનું તાલકા પઝવાડે અને છાતી ઉપર કાળા ટપકાં રહે છે અને ઊડતાં થાય ત્યારે તેનો રંગ પીઠ ઉપર આછો કથ્થાઈ અને છાતી ઉપર કાળા અને ધોળા રંગના ટપકા દેખાય છે. અને માથા ઉપર પણ એવાં જ તલકા જણાય છે અને પગનો રંગ ઝાંખો ગુલાબી પીળો થઈ જાય છે.

આ જર્ડોનની ઝીણી ટીટોડીનો આહાર પાણીકાંઠાની જીવાત અને જમીન ઉપરની જીવાત શોધવા ખેતરમાં પહોચી જાય છે. જ્યારે તે ચારો કરતી હોય છે ત્યારે તે સામાન્ય ટીટોડીને ઘણી રીતે મળતી આવે છે. અને છુપાઈ ગએલી જીવાતને શોધવા પગ આમ તેમ હલાવે છે.

આ ટીટોડીને અંગ્રેજીમાં The Jerdon's little Ringe Plover કહેવાય છે, જ્યારે વૈજ્ઞાનિક રીતે Charadrius Dubius Jerdoni (Legge) કહેવાય છે.

### વિલાયતી ઝીણી ટીટોડી

આગળ જોઈ ગયા તે જર્ડોનની ઝીણી ટીટોડી જેવડા જ કદની આ વિલાયતી ઝીણી ટીટોડીની ચાંચ ઉપર જે પીળો રંગ રહે છે તે આગળની ટીટોડી જેટલો સાફ નથી. અને એ જ પ્રમાણે આંખ ફરતી ચામડી પણ જરા આછા રંગની રહે છે. આટલા તફાવત સિવાય આ ટીટોડી જર્ડોનની ઝીણી ટીટોડીને ઘણી રીતે મળતી આવે છે. માત્ર આ ટીટોડી કદમાં સહેજ મોટી લાગે છે. તેના પગ સામાન્ય રીતે પીળાશ પડતા હોય છે અને ઊડતીના બચ્ચાંને છાતી ઉપર કથ્થાઈ રંગનો પટ્ટો રહે છે.

ના૦ ધર્મકુમારસિંહજી સાહેબ આ બધાં જળચરોમાં ઘણા નિષ્ણાત અને ઓળખાણમાં પારંગત છે. તેમણે આ વિલાયતની ઝીણી ટીટોડીને જુલાઈ ઑગસ્ટ માસમાં સારી એવી સંખ્યામાં આપણે ત્યાં આવી પહોચેલી જોઈ છે. જે સમયે આ પંખીઓ કાદવીઆ દરિયા કિનારા અને સરોવરના કિનારા ઉપર જોવામા આવે છે. જ્યાં તેઓ પાણીના ખાબોચીઆના કીડી જીવડાં પકડતાં જોવામાં આવે છે. આ પંખી અગાઉ જોઈ ગયા તે ટીટોડી કરતા કંઈક શરમાળ જણાય છે. અને આથી વધારે ચપળ અને તરવરાટવાળી લાગે છે. આ બંને જાતની ટીટોડીઓ સમૂહમા ચરતાં ફરતાં દેખાય છે. તેની ઝીણી 'ટીઈઈઈટ...ટીઈઈઈટ' સીટી તે ઊડે છે ત્યારે પાડે છે આ ઉપરાંત તેઓશ્રીએ બીજી એક મોટી ઝીણી ટીટોડીને પણ જોઈ છે જેને અંગ્રેજીમાં The Larger Ringed Plover કહે છે અને એનું વિજ્ઞાનિક નામ છે Charadrius hiaticula. જેના પગનો રંગ નારંગી પીળો હોવાથી તેને સમૂહમાંથી તરત જ જુદી તારવી શકાય છે તે ઉપરાંત તે ઊડે છે ત્યારે પાંખમાં આવેલો સફેદ લીટો પણ જણાય છે અને આંખ ફરતી ચામડી ખાસ પીળા રંગની નથી હોતી. તથા ચાંચનું મૂળ નારંગી રહે છે.

આ પંખી પોતાના પ્રજનન માટે યુરોપ, ઉત્તર એશિયા અને કાશ્મીર તરફ જાય છે. અને એશિયાના ઘણા ભાગોમાં વસે છે. આફ્રિકા અને જાપાનના દરિયા કાંઠે પણ તેનો વસવાટ જોવામાં આવે છે. અને શિયાળામાં ઠંડીથી ભારતમાં લગભગ આખે દરિયાકિનારે વસવાટ કરી રહે છે. તેનો આહાર આગળ જોઈ ગયા તે ટીટોડીને મળતો છે.

અંગ્રેજીમાં વિલાયતી ઝીણી ટીટોડીને The European Little Ringed Plover કહે છે અને તેને વિજ્ઞાનિક રીતે ઓળખવા માટે Charadrius Dubius Curonicus (Gemelin) કહેવું જોઈએ.



### આટલું સુધારીને વાંચો :—

'આદરણીય કોણ ?'—' એ લેખમાં ૪૨મે પાને ડાબી બાજુના કોલમમાં ૧૬મી લીટીમાં 'લઘુમતી'ને બદલે 'વધુમતી' જોઈએ. ૪૪મે પાને ડાબી બાજુના કોલમમાં ૩જી લીટીમા 'ધીમેથી'ને બદલે 'સામેથી' જોઈએ.



વિજયકુમાર ત્રિવેદી

# ગાડીવાળો

યંત્રોએ માનવજાતની સેવા કરી છે કે કુસેવા એ પ્રશ્નની ચર્ચાનો તો અંત જ ન આવે. પણ મનવતાને મહોરેલી આજના યંત્ર યુગમાં આપણે ક્યાંય નહિ જોઈ શકીએ. એવી મહોરેલી માન તાને ઉત્તર ગુજરાતના જાણીતા સામાજિક કાર્યકરે અને બાહોશ ધારાશાસ્ત્રીએ અહીં વાચા આપી છે...

લીબામિંયાનો ઘોડો આખા વિલાસનગરમાં પ્રખ્યાત. લીબામિંયાના ઘોડા ઉપર વરરાજાને બેસાડવા માટે લગ્નનાં મુહૂર્ત બદલાતાં. વાત એમ હતી કે આખા વિલાસનગરમાં ઘોડા તો પાંચ સાત હતા. પરંતુ સહુથી સારો ઘોડો લીબામિંયાનો જ હતો. અને ગાડી પણ લીબામિંયાની જ. ભોગીલાલ શેઠ તો કાયમ લીબામિંયાની ગાડીમાં જ જાય. મનસુખલાલ વકીલે તો ગાડી કાયમ માટે બાંધેલી. શહેરના ડાકટરો પણ કહે કે લીબામિંયાની ગાડી લાવો તો વિઝિટે આવીએ.

લાલ રંગ, ચમકદાર આંખો, ઊભા કાન અને જુવાનીનો થનગનાટ જોનારની આંખમાં વસી જાય એવો હતો એ રસુલ. લીબામિંયાને દીકરો ગણો, દીકરી ગણો તેમાં આ રસુલ જ હતો. અને લીબામિંયા રસુલ ઉપર પ્યાર પણ બેટા જેવો જ રાખતા.

અને રસુલ પણ ક્યાં ઓછો આજ્ઞાંકિત હતો વરઘોડામાં ઘોડો કુદાવવાનું અણવરોને મન થતું અને રસુલ હણહણાટ કરતો બે પગે ઊભો થઈ નાચ કરતો. વરરાજા કાચા પોચા હોય તો તેમના તો જીવ જ તાળવે ટીંગાતા અને તે લીબામિંયાને કાકલુદી કરતા 'મિંયાસાબ જરા રસુલને સમજાવો!' અને બેટા રસુલ કરતોક લીબામિંયાનો હાથ રસુલની પીઠ ઉપર ફર્યો નથી અને રસુલ ડાહ્યો ડમરો થયો નથી.

આખા ગામમાં કોઈ સુખી હોય તો તે લીબામિંયા હતા. સદા મસ્ત રહેતા. ધોળા બાસ્તા જેવાં કપડાં, મોંમાં પાન, કાનમાં અત્તર ને રાજા મહારાજાને ટપી જાય તેવો દીમાક.

લીબામિંયાની ગાડીમાં બેસવું તે કાચા પોચાનું કામ નહિ. રૂપિયા બે રૂપિયા વિના તેમની ગાડી જોડાય નહિ. પરંતુ એક મોટો અપવાદ—સુવાવડી સ્ત્રી કે માંદો માણસ તેના માટે મિંયાની ગાડી સદા તૈયાર હતી. ત્યાં ભાડાની આંટ નહિ.

શિયાળા માટે રસુલ માટે ગરમ કોટ હતો. ઉનાળામાં મિંયા પાણી છાંટી આવે, તબેલો એરકન્ડીશન્ડ કરી દેતા, તેની પીઠ ઉપર પાણી રેડી નવરાવતા, વાત કરતાં કદી મિંયા થાકતા જ નહિ.

'બેટા રસુલ, આજે તને સારી રીતે નવરાવીશ, ગોળ ને ઘી પાઈશ! બોકડાનું માથું ખવરાવીશ!' અને બેટા પણ ડાહ્યો ડમરો થઈને મિંયાની બધી વાતો સાંભળતો.

લીબામિંયાને લોકો કહેતા કે 'મિંયા બીજી શાદી કરો. તમારે શું ખોટ છે? ગાડી ઘોડો છે, સારી આવક છે. શેની કમીના છે? એક શેર માટીની ખોટ છે તો બીજી બીબી લાવો તો ખુદા શેર માટી પણ આપશે.'

'ક્યા રસુલ મેરા બેટા નહિ હય?' મિંયાનો એક જ જવાબ હતો. કેટલીક વાર તો ખુદ બીબીને પણ થતું કે મિંયા બીજી શાદી કરે તો સારું. પણ મિંયા બીબીને તો ધમકાવીને કહેતા: 'શાદી શાદી ક્યા કરતી હય, રસુલ તેરા બેટા નહિ હય?'

જમાનો બદલાયો અને લડાઈ પછી મોટરો દેખાવા માંડી. ગામડામાં પણ જીપગાડી આવી. મનસુખલાલ વકીલ તો એક સેકન્ડહેન્ડ જીપ લાવ્યા અને મિંયાની કાયમની આવક ગઈ. વરઘોડામાં પણ હવે જીપગાડીઓ ફરવા માંડી. કેટલીક વાર શહેરમાંથી ટેકસી પણ આવતી. છતાં હજી વરઘોડામાં વરરાજા તો લીબામિંયાનો ઘોડો જ વાપરતા.

એક તરફથી મિંયાની આવક ઓછી થઈ ને બીજી તરફથી બીબીને ખુદાએ બોલાવી લીધાં. મિંયા બધાને કહેતા: 'વો તો લક્ષ્મીકા અવતાર થી. મેરા જબ જબ તક વો જીંદી થી. રૂપીઆસે ભરા રહેતા. અબ વો

બી ચની ઔર જેમ બી ખાવી ખુદાકી મરજી'

વાત અહીંનેથ જ અટકી હોત તો સારૂ હતુ મિયા સતોષી જીવ હતા અને જે થોડુ મળતુ તેમાથી અમન ચમન ઉડાવતા. પણ હવે તો મોટરોની બીસ એટલી વધવા માડી કે સાજ પડે રૂપીઓ રોડો મેળવવાના પણ સાસા પડતા મિયા ગાડી જોડતા તો રોજ સવારમા પણ સાજ સુધીમા ભાગ્યે જ એકાદ ફેરો મળતો

હવે તો વરરાજાઓ પણ મોટર જ પસદ કરવા લાગ્યા શહેરમાથી શણગારેલી મોટર આવતી મિયાનુ એક માત્ર સાધન ગયુ અને ઘાસનો અને ચણાનો ભાવ વધવા માડ્યો મિયાને માત્ર બે પેટ ભરવાના હતા પણ એક પણ પેટ ભરાય તેટલી આવક ક્યા હતી? શરીરે લઠ્ઠ દેખાતો રસુલ સુકાવા માડ્યો તેના ગોળ ઘી અને બકરાના માથા સુકાઈ ગયા તેનો ગરમ કોટ સાવ લીરા થઈ ગયો હતો પણ મિયાના શરીર ઉપર ઢાકવા કપડુ નહોતુ તો પછી રસુલનો તો કોટ આવે જ ક્યાથી?

શહેરમા કેટલાક સખી ગૃહસ્થો હતા મિયાને રળાવવા મિયાની ગાડીનો ઉપયોગ કરતા પરતુ આવો તો રૂપિયો રોડો સાજ કેડે માડ મળતો લગનગાળામા તો મિયાના ઘોડા માટે કેટલાય ઘરોમા કકાસ થતા પતિ મિયાના ઘોડો લાવવાનો વિચાર કરે તો પત્ની રીસાઈ જતી અને નવા જમાનાના વરરાજાઓને તો મોટર સિવાય બીજુ કાઈ પસદ જ નહોતુ જમાનો જ આખો બદલાયો હતો કે ઘણાની ગામમા મિયાને મદદ કરવાની ઇચ્છા થતી પણ કોઈ મદદ કરી શકતુ નહિ

રસુલની દશા જોઈને મિયાનુ કાળજુ કપાઈ જતુ આખી રાત મિયા રસુલ સાથે વાતો કરે 'બેટા ગભરાઈશ નહિ હુ ભૂખે મરીશ પણ તને નહિ મરવા દઉ' અને મિયા કરતા પણ તેમ જ રૂપિયો મળે તો બે આનાના ચા પાઉં ખાઈ લે. આનામાથી ઘાસ ચદી રસુલને ખવરાવતા

રસુલની દશા જોઈ ઘણીવાર મિયાની આખોમા આસુ આવી જતા અને રસુલ પણ પલટાતી દશા સમજી ગયો હોય તેમ કદી પણ ખાવા માટે હણહણ્યો નથી કલાક ખાવાનુ મોડુ થાય તો ધમસાણ કરી મૂકનાર રસુલ કનાડો અને દિવસો ભૂખ્યો હોય તો કદી બે લતો નથી.

ડહેલાનુ ભાડુ ચડી ગયુ ઘાસવાળાના પૈસા ચડી ગયા દાણાવાળાનુ દેવુ થઈ ગયુ બધા ઉઘરાણી કરતા પરતુ મિયાનો ભૂતકાળ યાદ કરી કોઈ તકાદો કરતુ નહિ અને મિયા પણ ફરી હાથમા રૂપિયો બે રૂપિયા આવ્યાથી તેમાથી અરધુ પરધુ ઘાસવાળા કે દાણાવાળાને આપતા

યે મોટર બનાઈ કીસને?—મિયાને ઘણીવાર વિચાર આવતો કોઈપણ મોટર જોવે તો મિયાને તે સાથે ડાકણ લાગતી અને જ્યારે મોટરના અકસ્માતમા કોઈ મરી ગયાનુ મિયા સાભળતા ત્યારે કહેતા કે વો તો સાચી ડાકણ હય ડાકણ બનાઓ મેરી ગાડીને આજ તક મીયા હય કભી એસા ગજબ?

પણ મિયાની વાત કોણ માને? ગામડામાથી તો ગાડી ને એક્કા હવે અદૃશ્ય થઈ ગયા હતા શહેરોમા હજી થોડી થોડાગાડાયે હતી પરતુ હવે મિયામા આ ઉમરે શહેરમા જવાની હિંમત નહોતી અને શહેરમા જવા માટે મિયા પાસે ક્યા પૈસાય હતા?

મિયાનુ શરીર અને રસુલનુ શરીર જાણે સુકાવામા હરીફાઈ કરતા રસુલની બે પાસળી દેખાય તો મિયાની ચાર દેખાતી મિયાના દેદાર પણ એવા થઈ ગયા હતા કપડાના પણ ઠેકાણા રહ્યા નહોતા

ત્રણ દિવસથી મિયા રોજ સવારના ગાડી જોડીને બજારમા ઊભા રહેતા ત્રણ દિવસમા એક રાતો પૈસો મિયાને મળ્યો નહોતો ત્રણ દિવસથી મિયા અને રસુલ બન્ને ભૂખ્યા હતા

રસુલ સાચા આજ્ઞાકિત છોકરા પેઠે ભૂખ્યો હોય તોયે વગર તકરારે ગાડીએ જોડાઈ છાનોમાનો જઈ બજારમા ઊભો રહેતો પણ કોઈ ગાડી તરફ તાકતુ પણ ન હતુ અને ગાડી પાસેથી પસાર થતી મોટર જાણે સામે ઘુરકયા ન કરતી હોય તેમ ચાલી જતી

ફલ્ટન આરસ્લર

# ઉપયોગી જીવન

જીવતરનાં સાચાં મૂલ્યાંકનો જીવીને તો બધાં દાખવી શકે, મર્યા પછી પણ પોતાના દેહને ઉપયોગી બનાવી શકે તે જ ઉપયોગી જીવન ગણાય. અંગ્રેજી ઉપરથી શ્રી. છોટાલાલ મા. કામદારે ગુજરાતીમાં જાણીતા લેખકનો આ નાનકડો પ્રસંગ ઉતારીને એક પ્રેરક વાચન પૂરું પાડયું છે...

સિદ્ધાંતો, અંતઃકરણના નિશ્ચયો અને આદર્શોને વળગી રહેવું આપણા કોઈને માટે કદી સહેલું નથી કોઈક અશુભ પરિસ્થિતિ હમેશાં આપણને તેનાથી જુદા પાડવા તથા આપણને મનુષ્યદ્વેષી બનાવવા મથી રહી હોય છે

પરંતુ આફત અને શોકોત્પાદક બનાવ વચ્ચે પણ આપણે તેને વળગી રહેવા જેટલા દૃઢ મનના રહીએ તો આપણને અનિવાર્યપણે આપણા પોતાના માટે નવું બળ અને ઘણી વખત બીજાઓ માટે પણ સુખ મળી આવશે. મનુષ્યની રીતભાતના આ મહાન સિદ્ધાંત વિષે સ્કેનેકટેડી, ન્યૂ યોર્કની યુનિયન કોલેજના અધ્યાત્મવિદ્યાના ખાતાના ઉપરી પ્રાધ્યાપક અર્નેસ્ટ એમ. લિગન ફ્રેન્ક નામના એક કુમારની વાત કરે છે. ફ્રેન્ક તેર વર્ષની ઉંમરનો થયો ત્યાં સુધી તે તોફાની—સારા હૃદયવાળો પણ અનાડી હતો. કદાચ તેનામાં અમુક પ્રકારનું આકર્ષણ હતું જેથી લોકો તેને જરા વધારે વહેલા માફ કરી દેતા. પણ ડૉ. લિગન તેને સીધો કરી શકયા. રમુજી ડૉક્ટરે છોકરાને ખાત્રી કરી આપી કે જીવનનો ગંભીરતાથી વિચાર કરવો જોઈએ, અને જ્યા પોતે કામ કરી શકે તે એક સ્થળ પોતાના માટે શોધી કાઢવાનો મહાન અગત્યનો પ્રશ્ન દરેક યુવાન માટે છે. પોતે જે કામ માટે લાયક તે જ કામ નહિ પરંતુ જેનાથી જગતને ફાયદો થાય અને જેમાં પોતાની હાજરી યોગ્ય હોય તેવું કામ શોધવાનું હતું. પણ જ્યારે ફ્રેન્કને આની ખાતરી થઈ તે જ વખતે કમનશીબે ઘા પડયો ફ્રેન્કને જમણા પડખામાં સતત દુખાવો રહેવા લાગ્યો તેના કુટુંબને એપેન્ડીસાઈટીસનો ભય લાગ્યો. ડૉકટરોએ પોતાની રીતે તપાસ કરી,

---

હવે મિંયા આખી રાત જાગતા હતા અને રસુલ સાથે વાતો કર્યા કરતા. ઘરમાં કંઈ રાચરચીલું રહ્યું નહોતું. બધું જ રસુલના ઘાસદાણા માટે વેચાઈ ગયું હતું. મિંયાનાં કપડાં અને સાફા સુદ્ધાંય વેચાઈ ગયા હતાં. અને છતાં મિંયા કાયમ રસુલને કે જે કોઈ મળે તેને કહેતા : 'મૈં મર જાઉંગા લેકીન રસુલકુ નહિ મરને દુંગા.'

મરવાની પણ જાણે હરીફાઈ જ ચાલી હતી. મિંયા પરાણે પગ ઘસડતા હતા તો રસુલની પણ તે જ દશા હતી. કોઈ પરગજુ કદાચ દાન આપવાની ઇચ્છા કરે તો મિંયા તે લેવા ચોખ્ખી ના પાડતા. અને કહેતા કે 'મૈં એસા નહિ લઉંગા. મેરી ગડીમેં એઠકે મુજે ભાડા દેવે.' પરંતુ હવે તો ગાડીમાં બેસવું તે સો ટકાનું જોખમ હતું ન ગાડીવાનનું ઠેકાણું હતું કે ન ઘોડાનું પછી એ ગાડીમાં કોણ બેસે?

એક દિવસ મિંયાનું ડહેલું સવારના નિયમ મુજબ ન ઊઘડયું. રોજ સવારમાં વહેલા ઊઠી ઘોડો જોડી ગાડી બજારમાં લઈ જવાનો મિંયાનો નિયમ હતો. આજે તે નિયમનો ભંગ થયો.

પડોશીઓને કુતૂહલ થયું. ડહેલું અંદરથી વાસેલું હતું. બધાએ મળીને અંદરની સાંકળ તોડી.

અંદર જે દૃશ્ય જોયું તે કમકમાટી ઉપજાવે તેવું હતું. મિયાંનો દેહ રસુલના મોઢા પાસે પડયો હતો અને તેમનું મોં જાણે અત્યારે પણ બોલી રહ્યું હતું, 'બેટા મૈં મર જાઉંગા લેકીન તુજે ભૂખે મરને નહિ દુંગા.' અને રસુલ પણ દયામણે ચહેરે આંખમાંથી આંસુ સારતો ઊભો રહ્યો હતો. જાણે કહેતો ન હોય—'બાબા અબી મુઝે બી બુલા લો.'





પરિષદ ભરી અને છેવટ તેનાં માતપિતાને કહી દીધું 'આ ચૌદ વર્ષના છોકરાને કેન્સર થયેલ છે. તે વધારેમાં વધારે ફક્ત બે મહિના જીવશે.'

જ્યારે ઇસ્પિતાલમાં ડૉ. લિંગન તેની તબિયતની ખબર કાઢવા ગયા ત્યારે છોકરાએ તેની આંખો સામે આંખો પરોવીને કહ્યું :

'ડૉક્ટર, તમે ધારો છો કે આપણે બધાએ ઉપયોગી જીવન જીવવું જોઈએ, ખરું કે? મારે હવે ફક્ત બે જ મહિના જીવવાના બાકી છે, બે મહિનામાં હું ઉપયોગી જીવન કઈ રીતે જીવી શકું ?'

વિખ્યાત અધ્યાત્મશાસ્ત્રીએ માથું ધુણાવ્યું. તેને કહેવું પડ્યું કે 'ફ્રેન્ક, મને જ તેની ખબર નથી.'

પછી ફ્રેન્કે કહ્યું: 'ડૉક્ટર, તમે મને એક વખત કહ્યુ હતું કે જુગાર ખરાબ છે. ખરું ને? બહુ સારું પણ આ એક વખત માટે તમે નિયમને જરા ઢીલો કરશો? હું પચીસ સેન્ટની શરત લગાવીને તમને કહું છું કે મૃત્યુ પહેલાં હું ઉપયોગી જીવનનો રસ્તો શોધી શકીશ.'

અર્નેસ્ટ લિંગને પોતાની દૃષ્ટિ ત્યાંથી ફેરવી લીધી. પછી પાછળ જોયું. અને હસીને લૂગડાં રાખવાની પેટી પર પચીસ સેન્ટનો સિક્કો મૂક્યો. બીજે દિવસે જ્યારે તે ફરીને આવ્યા ત્યારે તેણે ફ્રેંકને હસતો જોયો.

તેણે કહ્યુ 'ડૉક્ટરસાહેબ, હું શરત જીતી જાઉં છું. આજ સવારે મેં ડૉક્ટરો સાથે વાત કરી છે પછી મારા માતપિતા સાથે ગરબડ સરબડ કરી છે. અને તમે શું ધારો છો? મારી સ્મશાનયાત્રા નીકળવાની નથી.' પ્રોફેસરના હૃદયના ધબકારા વધી ગયા. ડૉક્ટરોનું નિદાન ખોટું હતું? છોકરો શું કહેવા માગતો હતો?

ફ્રેંકે કહ્યું: 'અરે, હું મરી તો જવાનો છું જ. પણ મારા માતપિતાની આજ્ઞાથી હું વસિયતનામું કરીને મારું શરીર સંશોધન માટે ડૉક્ટરોને આપી જાઉં છું. તેમને ઉપયોગી થાય તેવું કંઈક કદાચ તેમને મળે પણ ખરું. મારું જીવન ઉપયોગી નથી થતું, ડૉક્ટર?

તે કેટલું ઉપયોગી થઈ પડ્યું તે મૃત્યુ શય્યા પરના ફ્રેંકે કદી જાણ્યું નહિ. કેમકે ત્યાર પછી તરત જ દેશમાં યુદ્ધ જાગ્યું. દરેક શહેરમાં લશ્કરમાં નોંધાવવા માટે પાટિયા લાગી ગયાં અને યુવાનોને લડવા માટે બોલાવવામાં આવ્યા. બધા યુવકો કંઈ બહાદુર નહોતા. કેટલાક બીકણ હતા અને નોકરીમાંથી મુક્તિ મેળવવા દરેક પ્રકારની યુક્તિપ્રયુક્તિ અજમાવતા હતા. જ્યાં આ બધું બન્યું ત્યાં—આર્કનીમાં—આવા કેસોની તપાસ થઈ ત્યારે લશ્કરી બોર્ડના રાજ્યોએ આ બીકણ યુવકોને ફ્રેન્કનો દાખલો આપ્યો. તેને માત્ર ચૌદ જ વર્ષની ઉંમરે મૃત્યુને આધીન થવું પડ્યું. અને છતાં તેણે પોતાના જીવનને ઉપયોગી બનાવ્યું. દરેક કિસ્સામાં આ કુમારની વાતથી બધા કાયર યુવકો શરમાઈ ગયા પોતે જેને સૌથી સુંદર તથા શ્રેષ્ઠ માનતો હતો તેને વફાદાર રહીને, ફ્રેન્કના જીવનનો નાશ થયા પછી લાંબા સમય સુધી તેનું જીવન ઉપયોગી થવાનું ચાલુ રહ્યું.



એક વાર એક પ્રતિભાશાળી ગૃહસ્થ રેલગાડીમાં વાંચવા માટે એક પુસ્તક ખરીદવા પુસ્તકોની એક દુકાનમાં દાખલ થયા. વેચાણ કરતી સ્ત્રીએ 'ફોરસાઈટ સાગા'ની એક નકલ ખરીદવાની આ ગૃહસ્થને સલાહ કરતાં કહ્યું: 'પુસ્તક સરસ છે. મેં પોતે વાંચ્યું છે અને મને ખૂબ જ મઝા પડી છે.' પેલા ગૃહસ્થે એ પુસ્તક ખરીદી લીધું અને થોડી જ મિનિટોમાં પેલી બાઈને પાછું આપ્યું. પુસ્તકના પહેલા પાના પર એમણે લખ્યું હતું—'મારા પુસ્તકની મઝા માણનાર મહિલાને સપ્રેમ ભેટ —જ્હોન ગાલ્સવર્ધી'.

આ ગૃહસ્થ 'ફોરસાઈટ સાગા'ના લેખક અને નોબલ પ્રાઈઝના વિજેતા જ્હોન ગાલ્સવર્ધી પોતે હતા.







# ગૃહમંગલ

ઘણાં માબાપો બાળક પ્રત્યે બેદરકાર અને ખરાબ વર્તન જાણ્યે અજાણ્યે સેવતાં હોય છે. એમાં કેટલાંક તો એવાં હોય છે કે પોતાના બાળક ઉપર તેની શી અસર થાય છે તે તરફ ધ્યાન જ નથી હોતું. બાળક નવી દુનિયામાં પ્રવેશ પામે છે એટલે જિજ્ઞાસાથી ભરપૂર હોય છે. નવું નવું જાણવા–શીખવાની તેને તાલાવેલી લાગી હોય છે. અને ઘરમાં પુષ્કળ સ્નેહ રાખનાર, આખો સમય જેની સાથે રહેવાનું હોય તેની તરફથી તેને સંતોષપૂર્વક જવાબો મેળવવાની આશા હોય છે. બાળકને મન એનાં માબાપ જ એનું સર્વસ્વ હોય છે એટલે જ્યારે તેમની પાસેથી પ્રેમ–સ્નેહ મેળવવાને બદલે તિરસ્કાર મેળવી દૂર ધકેલાય છે ત્યારે તે ખૂબ આઘાત પામે છે. આ આઘાતની અસર ખૂબ ઊંડી હોય છે. માબાપને એ વખતે આવો ખ્યાલ પણ નથી હોતો.

બાળક પ્રત્યેની આ જાતની વર્તણુક જુદાં જુદાં કારણોને પ્રતાપે હોય છે. માબાપની, વડીલોની એક પ્રકારની એ નબળાઈ જ છે. આવા કિસ્સાઓમાં માતાની નબળી તબિયત, ઉપરા ઉપરી આવતી સુવાવડ, ઘણાં બાળકો હોવાં, ગરીબાઈ, આળસુપણું, ઘરની વ્યવસ્થા બાબત અજ્ઞાનતા, બિનઆવડત, માબાપ વચ્ચેનો અણબનાવ અને અપરમાતા કે પિતાનું કારણ મૂળભૂત હોય છે. પરંતુ ઘણુંખરું જે કુટુંબમાં અવ્યવસ્થા હોય, સંચાલન બરોબર ન હોય ત્યાં આનાં ઊંડાં મૂળ રોપાયાં હોય છે.

આપણે બાળક જોઈએ છે પરંતુ એને સાચવવાની વાત આવે છે ત્યારે ત્રાસી જઈએ છીએ, કંટાળી જઈએ છીએ. એ પરિસ્થિતિ ઉત્પન્ન ન થવા દેવી જોઈએ. આપણી તાકાત અને શક્તિ મુજબની જ ગણત્રી હોવી જોઈએ.

આપણે સ્વતંત્રતાના યુગમાં જીવીએ છીએ. બાળક પણ સ્વતંત્ર વ્યક્તિત્વ ઇચ્છશે. આપણી પાસે આવે છે ત્યારે ઘણું બધું લઈને આવે છે તેને સારું કે નરસું બનાવવું તે આપણા જ હાથમાં છે. ભવિષ્યની તેની કોઈપણ પરિસ્થિતિ માટે તે જવાબદાર વડીલોને ગણશે. બાળક પ્રત્યે બેદરકાર ન થવાય. એ બેદરકારી અને ઢીલાપણું આપણા સમાજને, સમગ્ર દેશને અને આપણી ભવિષ્યની પેઢીને માટે મહાન ખતરનાકી ઊભી કરશે. બાળક એ માણસનું પિતા છે—એ અંગ્રેજી કહેવત આપણે અક્ષરશઃ ધ્યાનમાં રાખીએ તો ?

## દીકરા–દીકરીના ઉછેરભેદ

નીરુ નાની હતી ત્યારથી જ હીજરાયા કરતી હતી. એ જન્મી ત્યારે જ પથરો જન્મ્યો એમ કહેવાતું. નીરુની દાદીને દીકરીઓ ગમતી જ નહોતી. અને તેમાંય સૌથી પહેલો તો દીકરો જ જન્મવો જોઈએ એમ તે માનતાં હતાં.

નીરુની બા સવિતાબેનને પણ ઠીક ઠીક મહેણાં ખાવાં પડતાં. એ મહેણાને કારણે સ્વાભાવિક રીતે નીરુ પ્રત્યે તે બેદરકાર બની જતાં. સંયુક્ત કુટુંબ એટલે ઘરકામનો બોજો પણ વધુ હતો. ક્યારેક તેને સાચવી લેવા પ્રયત્ન કરતાં પણ જ્યારે કંઈ પૂછતી નીરુ દોડતી તેમની પાસે જાય ત્યારે તેને તે જવાબ આપી શકતાં નહિ, પોતાની પાસે બેસાડી શકતાં નહિ અને દાદીમા પાસે ફરિયાદ સંભળાવવા તેને દોડવું પડતું. દાદીમા બાળક પ્રત્યે પ્રેમાળ હતાં એટલે તેમની વાત સાંભળતાં પરંતુ જ્યારે દીકરી અને દીકરા વચ્ચેનો ઝઘડો તેમની સમક્ષ આવે ત્યારે પુત્ર તરફી તે જલદી થઈ જતાં. કેટલીક વાર દીકરાનો વાંક હોય તો પણ દીકરીને સાંભળવું પડતું. અને સામાન્ય ઝઘડામાથી મોટું સ્વરૂપ પકડાતું. સવિતાબેન કંટાળીને નીરુને મારી બેસતાં. અંદર અંદર દેરાણી જેઠાણી વચ્ચે મન ઊંચાં થાય ત્યારે પણ પરિણામનો ભોગ બાળકો જ બનતાં.

પરિણામે નીરુ કોઈનો પ્રેમ મેળવી શકી નહિ. જાણે ખૂબ ઓશિયાળી, દુ:ખી, વ્યક્તિત્વ વિનાની રહેવા લાગી. તેની યાદ–શક્તિ પણ નબળી થઈ ગઈ. કશાયમાં તેનું દિલ ચોંટે નહિ. સવિતાબહેનને એના પછીના બે બાબા થયા.

નીરુ પૂરું ભણી શકી નહિ અને તેના નાના ભાંડુઓને સાચવવામાં પડી ગઈ. ઘર–કામમાં પાવરધી બની. વાંચનનો શોખ હતો એટલે એ નવું નવું વાચ્યા કરતી. બાકી ગણિત, ઇતિહાસ ભૂગોળ જેવા વિષયો તેના કટ્ટર દુશ્મન થઈ પડ્યા. ૧૭ વર્ષની ઉંમરે તો તેને પરણાવી દીધી. પ્રેમ, લાગણીની ભૂખી નીરુ નવા વાતાવરણમાં ઘણી બદલાઈ ગઈ. તેને એક બે એવા મિત્રો પણ મળી રહ્યાં જેની પાસેથી તે ખૂબ સાંત્વન મેળવી શકતી. એમની સાથે એ એક થઈ જતી અને એમની જ પ્રેરણાથી તેણે મેટ્રિકની પરીક્ષા પણ પસાર કરી અને વાંચનમાં વધુ રસ ધરાવી પોતાનો વિકાસ આદર્યો. પોતે અનુભવેલી બેદરકારીના બદલામાં બાળમાનસનો સારો એવો અભ્યાસ કર્યો અને પોતાના બાળક પ્રત્યે સજાગ રહેવા તત્પર રહી.

## કાગનું બેસવું ને...

ટ્રેઈનમાં મુસાફરી કરીએ છીએ ત્યારે જાત જાતના અનુભવો થાય છે, નવી ઓળખાણ પણ થાય છે, કેટલુક જાણવાનું પણ મળે છે અને વખત પસાર કરવાનો હોય એટલે સૌ સૌના મત દર્શાવી રાજકારણીય કે સામાજિક પ્રશ્નો ઉપર ગરમાગરમ ચર્ચા ચાલતી હોય છે. મારા એક પ્રવાસ વખતે ગયા ચોમાસાના પૂરની વાત ચાલતી હતી.

એ નાનકડા ગામમાં કયારે પણ ન આવેલું

પૂર આવ્યું અને ગામ ખેદાન-મેદાન થઈ ગયું હતું. એ ગામ પાસેથી નદી પસાર થતી હતી પણ આટલાં વર્ષોમાં એમાં પૂર આવ્યું હોય તેવું સાંભળ્યું નથી. અમારી ટ્રેઈન ત્યાંથી પસાર થઈ એટલે ગયા ચોમાસામાં આવેલ પૂરની પરિસ્થિતિનું વર્ણન શરૂ થયું. અમારી સાથે બેઠેલાંઓમાં થોડાં એ જ ગામનાં રહીશ હતાં. તેઓ જાનમાં જઈ રહ્યાં હતાં. તેઓમાંનાં એક બહેન પોતે અનુભવેલું તાદશ્ય વર્ણન કરી રહ્યાં હતાં:-

સવારના ગામમાં અચાનક પાણી દેખાયું અને લોકોમાં જાહેરાત થઈ કે જે કંઈ મિલ્કત-દાગીના રોકડ વગેરે હોય તે લઈ ગામના બે માળના મકાનમાં સૌએ જવું. લગભગ બધાં જ ત્યાં પહોંચ્યાં અને અડધા કલાકમાં તો પૂર એટલું બધું વધ્યું કે મકાનમાં ઊભેલાંને પણ દહેશત લાગવા માંડી. ઢોર-ઢાંખર પણ તણાઈ રહ્યાં હતાં. પણ ઈશ્વરની મહેરબાની તે એક કલાકમાં તો પાણી સાવ ઊતરી ગયાં. ગામમાં પુષ્કળ નુકશાન થયું, લોકોને ઘરબાર વગરનાં કરી દીધાં. કુદરતની લીલા આગળ સૌ હાથ ધોઈને બેઠા. આજુબાજુનાં ગામોમાંથી ઘણી બધી સગવડ થઈ, મદદ મળી.

પરંતુ ખરી વાત તો હવે જાણવાની છે. આ પૂર શાથી આવ્યું ? ટ્રેઈનમાંથી દેખાતું એક ખેતર અને સામે દેરડી હતી. આટલું પૂર આવવા છતાં એ દેરડીને ઊણી આંચ પણ ન આવી. એટલે લોકો કહેવા લાગ્યાં કે માતાનું સત હોય એટલે એનો વાળ પણ વાંકો ન થાય. પરંતુ પેલા ખેતરના રખવૈયાએ ગમે તેવા ઉનાળામાં પણ કોઈને પાણી પાયું નથી. ખૂબ તરસ્યા થયેલા વટેમાર્ગુએ પાણી માગ્યું હોય તો પણ તેમને ચોખ્ખી ના પરખાવી દે કે અહીં કોઈ પરબ-વાવડી નથી. આમ ગામનાં લોક પાણીમાંથીય ગયાં. તેમને પછી આવી જ સજા થાય ને ! કહે, બહેન સારું થયું, એકવાર એમને ખબર પડવા જેવી જ હતી. અને કુદરત કોપાયમાન થઈ.

કુદરત ક્યારે શું કરશે તેની તો ખબર નથી પણ અચાનક થયેલાની પાછળનું તથ્ય શોધી કાઢનાર તો મનુષ્ય જાત જ. કંઈક ને કંઈક બંધબેસતું શોધી જ કાઢે.

અમે બેઠાં હતાં એ ટ્રેઈનમાં પણ પૂરને કારણે એ વખતે લોકો બેસી શક્યાં નહોતાં. ટ્રેઈનના છાપરા પર લોકો ચડી ગયાં હતાં. ટ્રેઈન ઊંધી ન પડી ગઈ એટલી ભગવાનની મહેરબાની.

## કેતકીનેય કાંટા ?

કેતકી આજે એસ. એસ. સી. પાસ થઈ ગઈ છે. તેની આગળ ભણવાની ખૂબ ઇચ્છા હતી પરંતુ ઘરના સંયોગો તેને ભણવા દે તેવા નહોતા. આટલું પણ તે માંડ માંડ ભણી શકી હતી. તેની મા સુનંદા સુખી કુટુંબમાં ઉછરેલી હતી. પરણીને સાસરે આવી ત્યારે તો પુષ્કળ પૈસો હતો. એટલે સાહ્યબીમાં જ રહેવા મળેલું. કેતકી પાંચેક વર્ષની થઈ ત્યાંસુધી તેના પિતા કંઈ જ ધંધો કરતા નહોતા. બાપદાદાની મૂડી આખી જિંદગી ચાલે તેમ હતી. પણ કંઈક કરવા જતાં એવા ધંધે ચડી ગયા કે સટ્ટામાં

ને સટ્ટામાં બે વર્ષમાં ખેદાન મેદાન થઈ ગયું. સુનંદા ઉપર દુ:ખનો દરીઓ ફરી વળ્યો. દેવું પુષ્કળ અને પતિનો પત્તો નહિ. ભાઈ–બહેન પાસેથી માગી માગીને પણ કેટલાક દિવસ નીકળે !

ઘરમાં રોટલાના પણ સાંસા છતાં સુનંદાને કંઈ કામ કરવા બહાર જવું ગમે નહિ. ' કયા મોઢે બહાર કમાવા જાય ? ' એમ મનમાં થયા કરે. કોઈ કહે ત્યારે કહે કે ઘેર બેઠાં કરવાનું કામ સોંપો. પાછી બીજી એવી કોઈ આવડત નહિ. ત્યારે કરવું પણ શું ? ભરતગૂંથણ દ્વારા થોડું કંઈક મળી રહેતું.

સુનંદા મનમાં ખૂબ વિચાર કરે. પણ સમાજની બીકે તેને કંઈ જ કરવાનું મન થાય નહિ. વધુ તો તેને એમ થાય કે, હતો ત્યારે કેટલો વૈભવ હતો અને હવે કોઈની પાસે હાથ પાંગરવા જવાનું ! નાની કેતકી પણ મોટી થતી હતી. એને ભણાવવાની અને ઘર ખર્ચ. બે જણનું પણ નિભાવવું કઈ રીતે ? તેના ભાઈ તેને મદદ કરતા હતા. તેને લાયક કામ પણ શોધી રહ્યા હતા.

કેતકીના પિતા આમ ઘેર ન આવે. પણ બહારગામથી, પોતાને ખાવાના પૈસા જોઈએ છે, તરત મોકલી આપો, નહિતર આપઘાત કરીશ—એવી જાતના ધમકીના પત્રો સુનંદા ઉપર આવતા એટલે સુનંદા ડરી જઈને જે થોડા પૈસા ભાઈએ આપ્યા હોય તેમને મોકલી દેતી. એ તેને ઘેર બોલાવવા પ્રયત્ન કરતી પણ તે આવું છું કહીને આવતા જ નહિ. આવું થયા પછી તેમનામાં મોઢું બતાવવાની તાકાત જ નહોતી.

સુનંદા પૈસા મોકલી દે એટલે તેનાં ભાઈબહેન ખૂબ ચીડાતાં. કયાં તો તે અહીં આવીને રહે અથવા તો કંઈ કામ કરે. આમ રોજ ઊઠીને પૈસા મોકલવા કેવી રીતે ? એવી ટેવ પાડવાથી એને બિલકુલ કામ કરવાનું મન નહિ થાય અને નોકરી પણ નહિ કરે.

આમ કરતાં કરતાં કેતકી મેટ્રિક પાસ થઈ ત્યાંસુધી ભાઈ–બહેન અને બીજાં સંબંધીઓ મદદરૂપ નીવડ્યા. આગળ અભ્યાસનું નામ દીધા વગર કેતકી પણ નોકરીની શોધમાં પડી. નોકરી કરવામાં શરમ નથી પણ ભીખ માગવામાં શરમ છે એ વાત તેણે ગળે ઉતારી હતી એટલે પોતે કમાશે અને ભણશે એ જ વિચારી કેટલીક જગ્યાએ અરજી કરી નાખી. એના ઉત્સાહથી એને તાત્કાલિક એક નિશાળમાં શિક્ષિકાની નોકરી મળી ગઈ.

પિતા તરફની ઘૃણા હતી પણ કેતકીને સુનંદાની ખૂબ દયા આવતી. પરિસ્થિતિનો વિચાર કરતી ત્યારે ત્યાં જ થીજી જતી. ભણીગણીને નાનપણથી તૈયાર થઈ હોત તો આજે ગમેતેવી પરિસ્થિતિમાં તે સામનો કરી શકત ને ? અને એટલે જ સુનંદાએ કેતકીને ભણાવી હજુ વધારે ભણાવવા પણ ઇચ્છે છે.

## કોનેના અને કોમનો ઝોચો

કમલેશ અને સુનંદન એક જ સંસ્થામાં નોકરી કરતા હતા બન્નેની રહેણીકરણી અને વિચારસરણીમાં ઘણા મતભેદ રહેતા. ચર્ચાનો અવકાશ મળે અને ભેગા થાય પણ અંતે તો ઝઘડીને જ ઊભા થતા. અત્યાર સુધી તો





રાજકારણીય ચર્ચા કે એવા બીજા વિષયોમાં મતભેદ ચાલુ રહેતા પરંતુ ધીમે ધીમે તેમને બન્નેને એકબીજાની ઈર્ષા થવા લાગી. અને અંદર અંદર કામની બાબતતાં પણ મતભેદ—મનભેદ થવા લાગ્યા. બન્નેના વિભાગ જુદા પરંતુ સુનંદન સંચાલન વિભાગમાં હતો એટલે કમલેશને કમને પણ તેની સલાહ લેવી પડતી. બન્ને સ્વતંત્ર વ્યક્તિત્વ ધરાવતા હતા. એટલે અંદરોઅંદર જુદા જુદા પક્ષ ઊભા કરી શકયા. કમલેશના પક્ષમાં એક રમણભાઈ હતા તે બેઉ બાજુ ઢોલકી વગાડી શકે તેવા હતા. સુનંદનની વિરુદ્ધ બોલાય તેટલું બોલી કમલેશ પાસે તેઓ તેના જ અંગત માણસની જેમ વર્તતા. એટલે સંચાલન વિભાગનું કંઈ પણ કામ હોય તો રમણભાઈ મારફતે થતું. રમણભાઈ કમલેશનો જમણો હાથ બની બેઠા હતા.

રમણભાઈ સ્વભાવે ખૂબ મીઠા હતા. કોઈની સાથે બગાડવામાં તે સમજ્યા નહોતા. ઉપરથી બધા જ તેમના મિત્રો હોય તેટલું સારું રાખતા. અને દરેકના મનની વાતો જાણી લેતા. કોણ કયારે શું બોલ્યું તે તેમની ડાયરીમાં નોંધાઈ જાય તેટલી ચીવટ રાખી વાત કરતા. તેમનું મન ઈર્ષાથી ભરપૂર હતું. તે કોઈની ચડતી જોઈ શકતા નહિ. એમનું જ વર્ચસ્વ સંસ્થાના દરેક માણસ પર રહેવું જોઈએ એમ તેઓ માનતા.

તેમના સ્વભાવ મુજબ સુનંદન પાસે કમલેશનું અને કમલેશ પાસે સુનંદનનું ખરાબ બોલતાં તે જરાય અચકાતા નહિ. છતાં બન્ને પાસે પોતે સારા દેખાય એ રીતે વર્તતા. સુનંદન અને કમલેશ એવા વિરોધી થઈ ગયા હતા કે અંદરખાનેથી તેમને આવું સાંભળવું ગમતું. તેઓ બન્નેએ તો જાણે એક સી. આઈ. ડી. રાખ્યો હોય તેમ જ તેમની પાસેથી કામ લેવાતું.

રજનું ગજ કરતાં રમણભાઈને આવડતું. ફરિયાદ ઉપર પહોંચી જતી એટલે બધા જ ડરતા. લેવા નહિ દેવા નહિ ને વગર મફતનાં બે વાકયો બોલવાથી કુટાઈ મરવું પડતું એવા પણ દાખલા બનેલા. તાજેતરમાં જ એક નવી નીમણુક થઈ હતી. તે ભાઈ તો રમણભાઈના સ્વભાવથી બિલકુલ અજાણ હતા. એ દાખલ થયા ત્યારથી જાણે તેમના હરીફ ન હોય તેમ જ તેમની સાથે વર્તતા. અને બન્યું પણ એવું જ. નવા ભાઈનું કામ ઝડપી અને નવી નવી વસ્તુ મૂકી કામ સારું કરતા. સુનંદનને પણ તે આકર્ષી શકયા હતા. રમણભાઈ જેવા માણસ આ સહી જ કેમ શકે ? તેમની બને તેટલી કુથલી કરવી માંડયા. જ્યારે એમના હાથમાં કંઈ જ ન આવ્યું ત્યારે તેમના અંગત જીવન સુધી પહોંચી ગયા. અને સુનંદન પાસે આડુંઅવળું ભરડી આવ્યા. સુનંદન પણ બધાને થથરાવતો હતો. એટલે એ છાપ મજબૂત કરવા કયારેક તે નવા આવેલા કેતુને શિખામણ આપવા બેસી જતો.

કેતુના અંગત જીવન પર પ્રહાર પડયો ત્યારે તેને ખૂબ ખરાબ લાગ્યું. આવી સંસ્થામાં કામ કરવું એના કરતાં ન કરવું સારું. એની ટેક ઉપર, કોઈ પણ જાતની ચર્ચામાં ઊતર્યા વગર બીજે દિવસે સુનંદનના હાથમાં રાજીનામું મૂકી દીધું.

# સર્જનના રાહે

સરદારની અનુભવવાણી :

[ સં. મુકુલભાઈ કલાર્થી, પ્ર. નવજીવન પ્રકાશન મંદિર, અમદાવાદ. ન. પૈ. –/૬૦ ]

સરદાર પટેલ એ ગુજરાતનું નાક છે, સમગ્ર હિંદના નવસર્જનમાં એમનો હિસ્સો અદ્વિતીય હોવા છતાં કમભાગ્યે એમના વિષે ખૂબ ઓછું લખાયું છે. સરદારના વ્યક્તિત્વનાં વિવિધ પાસાંને ઉપસાવે એવું સાહિત્ય ઉપલબ્ધ કરવા માટે નવજીવન પ્રકાશન સંસ્થાએ આદરેલો પુરુષાર્થ અભિનંદનીય છે. સરદારના નરહરિ પરીખે લખેલા જીવનચરિત્ર પછી એમના પ્રવચનો—'શુંશાં પૈસા ચાર'ની કહેણીને ખોટી ઠરાવે એવાં જુસ્સાદાર પ્રવચનો—પણ એ જ લેખકે સંપાદિત કર્યાં હતાં. શ્રી મુકુલભાઈ કલાર્થીએ **સરદારની અનુભવવાણી** સંપાદિત કરીને એમના વિચારપ્રવાહનો ને એમની ઊંડી દૃષ્ટિનો સરસ પરિચય ગુજરાતી વાચકોને કરાવ્યો છે.

મહાદેવભાઈની ડાયરીઓ બહાર ના પડી હોત તો અત્યંત ગંભીર અને વજ્જસમ ભાસતા સરદારમાં આટલી અચ્છી વિનોદશક્તિ હશે એવો એમના અંતેવાસીઓ સિવાય કોઈને ખ્યાલ ન આવત. આ વિનોદશક્તિની સ્મૃતિઓ વિસારે પડે એ પહેલાં એને ગ્રંથસ્થ કરવામાં આવે તો ? જેમ **સરદારની અનુભવવાણી** પ્રસિદ્ધ થઈ શકી એમ **સરદારની** વિનોદ-શક્તિ પણ પ્રસિદ્ધ ન થઈ શકે ?

ભગ્ન પાદુકા :

[ લે. કનૈયાલાલ મુનશી, પ્ર. ગૂર્જર ગ્રંથરત્ન કાર્યાલય, અમદાવાદ. રૂ. ૪/– ]

શ્રી. મુનશી જે કાંઈ લખશે એ ગુજરાત વાંચવાનું જ છે, એમાંય નવલકથા જેવું હોય તો વિશેષ. **પાટણની પ્રભુતા** અને **ગુજરાતનો નાથ** લખનાર મુનશીની પ્રતિભા પુનર્જીવિત કરી શકે એવી તો આ નવલકથા છે જ નહિ. આમ છતાં વાચકને રસતરબોળ રાખે એવું કાંઈક નવતર એમણે જરૂર કર્યું છે.

ગુજરાતને ચરણે અનેક ઐતિહાસિક પાત્રોમાં બાબા મહારાજનું એક નવું પાત્ર એમણે 'ઉમેર્યું' એ અને કથા કહેવાની આખી શૈલીમાં ધરખમ ફેરફાર કર્યો—ભૂતપ્રેત પાસે ૬૦૦ વર્ષ જૂની વાતો કહેવડાવીને—એ બે આ નવલકથાની વિશિષ્ટતા છે. ત્રીજી વિશિષ્ટતા એ પણ ગણાવી શકાય કે શ્રી મુનશી ગુજરાતના એક, સિદ્ધહસ્ત ઐતિહાસિક નવલકથાકાર છે એ આ ભૂતપ્રેતો જાણે છે.

માધવે ગુજરાત વેચીને મુસલમાની રાજ્ય અહીં સુધી આણ્યું એની આકરી ટીકા અનેક ઇતિહાસકારોએ કહી છે; પરંતુ જૂની નવલકથાઓમાં માધવને ચીતર્યો હતો એના કરતાં આ નવલકથામાં ઘણો વધારે કાળો ચીતર્યો છે. કોઈ ઇતિહાસના વિદ્યાર્થીએ માધવ ઉપર

---

સુનંદને સમજાવવા પ્રયત્ન કર્યો ત્યારે એણે એક જ વાક્ય કહ્યું: 'એક બીજાનું બગાડવા જ ઇચ્છતી જગ્યાએ હું કોઈ પણ સંજોગોમાં કામ કરી શકું તેમ નથી. ઝીણી દૃષ્ટિથી હું નથી જોતો, તમે જુઓ છો અને કામની કદર કરી શકતા નથી.'





તટસ્થ સંશોધન કરી એને સાચા સ્વરૂપે રજૂ કરવાની હવે ખૂબ જરૂર છે.

શ્રી. મુનશીની આ નવલકથાનો અંત અત્યંત શુષ્ક છે. જે ચમત્કારની અભિલાષા શરૂઆતનાં એક બે પ્રકરણ જગાવે છે એ પાછળથી ઓસરી જાય છે ને કોઈપણ પાત્ર ગાઢી અસર મૂકી જતું નથી—સિવાય કે બાડા મહારાજનું.

**દેવનો દીધેલ**

[ લે૦ પીતાંબર પટેલ. પ્ર૦ વોરા એન્ડ કંપની પબ્લિશર્સ પ્રાઈવેટ લિ., મુંબઈ, ર. રૂ. ૨/– ]

લેખકે 'નિવેદન'માં 'જિવાતા જીવનની વિષમતામાંથી, કટુતામાંથી અને વિસ્તરતી જતી ઝેરી હવામાંથી જીવનનાં અમૃત શોધી તેને વાર્તામાં નિરૂપવાનો આ નમ્ર પ્રયાસ છે.' એમ જણાવ્યું છે એ સત્ય સંગ્રહ માટે પસંદ કરાયેલી બધી જ વાર્તાઓ એક યા બીજી રીતે પુરવાર કરી જાય છે. સામાજિક અન્યાય, અસૂયા અને અજ્ઞાનતાની વચ્ચે માણસાઈનો દીવડો જલતો રાખી હસતા મોંએ જીવન જીવતી વ્યક્તિઓનું તાદશ્ય ચરિત્રાલેખન સંગ્રહની બધી જ વાર્તાઓ કરાવી જાય છે.

દરેક વાર્તાને આગવું એવું વ્યક્તિત્વ છે અને અનોખો એવો જીવનસંદેશ છે. સંગ્રહમાં કુલ ૧૧ વાર્તાઓનો સમાવેશ કરવામાં આવ્યો છે. જેના પરથી પુસ્તકનું નામાભિધાન થયું છે તે નિઃશંક સંગ્રહની અતિઉત્તમ વાર્તા છે. 'દેવનો દીધેલ' પતિપત્નીની બાળક માટેની કુદરતી ઝંખના, એ ઝંખનાનું સાફલ્યમાં પરિણમવું પરંતુ કાંઈક વિચિત્ર રીતે—બાળક જન્મથી અંધ હોવું —ત્યારે માબાપના પુત્રજન્મના હર્ષમાં થોડાંક વિષાદનાં વાદળ છવાય છે પણ અંતે તો લેખક વાર્તાને ચરમસીમા સુધી પહોંચાડીને કુશળતાપૂર્વક પતિપત્ની બંનેના હૃદયમાં વહેતા વાત્સલ્યના ધોધનું દર્શન કરાવે છે. માનવજીવનમાં વાત્સલ્યની ભાવનાની આ પરમ સિદ્ધિ કહેવાય. નહીં તો સહેજ ખોડખાંપણવાળાં બાળકોની શી સ્થિતિ થાત?

એવી જ રીતે 'ઉઘાડું ઘર' પણ 'નખોદિયા'ના ઉપનામથી પીછો છોડાવવા ઝંખતાં પતિપત્નીના હૃદયની ઝાંખી કરાવી જાય અને એમને અનુભવવી પડતી કૌટુંબિક ઈર્ષા અને એને લીધે વધી પડતાં મંથનોનું આપણને દર્શન કરાવી જાય છે. 'લેણદેણ' એ કંકુડોશીની પ્રાણી—કાળી કૂતરી—પ્રત્યેની મમતાનો પૂરાવો આપી જાય છે તો 'અંજળપાણી' પ્રાણી—ભૂરી ભેંસ—પ્રત્યેની મમતા જરા જુદી રીતે દર્શાવી જાય છે. દુષ્કાળમાં ભીંસાતાં ભીંસાતાં પણ પોતાના પાલક પ્રાણી માટે ત્યાગની ભાવના કેટલી સૂક્ષ્મ હોઈ શકે એની સાબિતી આ વાર્તા આપી જાય છે. 'જીવનદાન' પોતાના જીવના ભોગે જીવન અને મૃત્યુ બંનેને સફળ બનાવી જનાર હેમકોર ડોશાની ફિલસૂફીની કહાણી છે, તો 'સાપની કાંચળી'માં પાકી વયે વિધૂર થનારની કફોડી દશાનું ચિત્રણ છે. 'મીરાંફોઈ' ઘરડા બાપની સેવાર્થે પોતાના જીવનનો ભોગ આપનાર સ્ત્રીની ગાથા છે તો 'મૂંગી ચીસ'માં માતૃહૃદયનાં મંથનોની કહાણી છે. 'રામસેના'માં વિજ્ઞાને પૂરાં પાડેલાં સાધનોથી તીડ સામે યુદ્ધ કરવામાં જૂની માન્યતા સાથેની બાથંબાથા ને અંતે તો વિજ્ઞાનની જીત છે. 'લોચનદાન'માં મંછાડોશીને મોતિયો ઉતરાવવાની ઝંખના અને આંખો પાછી આવ્યા પછીની સ્થિતિનું વાસ્તવિક આલેખન છે. 'શ્રદ્ધાદીપ'માં એક પત્નીની આંતરિક સમજ, ખાત્રી અને સમાજનું અનુચિત દબાણ એ બંને વચ્ચેનો સંઘર્ષ અને છેવટે તો હેમકોરની જીત જ બતાવાઈ છે.

સમાજનાં સારાં નરસાં પરિબળો માનવજીવનને અસર જરૂર પહોંચાડે છે. પણ અંતે તો સત્‌ની જીત ને અસત્‌ની હાર જ લેખકને પ્રિય હોય એમ લાગે છે.

**દાંપત્ય સુખનું શાસ્ત્ર:**

[ લે૦ પ્ર૦ ડૉ. નવનીતલાલ વી. પટેલ, કાળુપુર, અમદાવાદ. રૂ. ૩/૫૦ ]

ગુજરાતી ભાષામાં વૈજ્ઞાનિક પદ્ધતિને અનુલક્ષીને જાતીય વિષયનું જ્ઞાન પૂરું પાડનારાં ખૂબ ઓછાં

પુસ્તકોમા આ પુસ્તકનો ઉમેરો અભિનદનીય છે પુસ્તક સચિત્ર છે અને દાપત્યજીવનને સુખમય બનાવવામા મહત્ત્વનો ફાળો આપનારા મુદ્દાઓનો એમા સમાવેશ કરવામા આવ્યો છે દાપત્યસુખથી શરૂઆત કરીને લેખક આપણને સમાગમની ક્રિયા, એના વિવિધ આસનો, પ્રમાણ, નપુસકતાના કારણો, એના નિવારણના ઉપાયો, સતતિનિયમન વગેરે બાબતો અગે સારી એવી વિજ્ઞાનિક માહિતી પૂરી પાડે છે

ક્યાક ક્યાક ભાષા વધુ પડતી રગીલી થઈ જાય છે એ પુસ્તકની એક ખામી ગણાવી શકાય પુસ્તકનાં છેલ્લા ૫૪ પાના 'પરિવાર' માસિકમા છપાયેલા પ્રશ્નો અને એના ઉત્તરોને સકલિત કરે છે આવા જાતીય પ્રશ્નો નિખાલસ રીતે પૂછે અને એના શિષ્ટ ભાષામા જવાબ અપાય એ દરેક રીતે આવકાર્ય ગણાવુ જોઈએ અપાયેલા જવાબો પ્રશ્નનો નિકાલ આણે એવા હોવા છતા ક્યાક ક્યાક લેખકના પ્રથમ પુસ્તક 'સતતિ નિયમન ને વધ્યત્વનિવારણ'ની જાણે જાહેરાત ન કરી જતા હોય એવી અસર વાચક પર પાડે છે લેખક આ નિવારી શક્યા હોત તો વધુ સારુ થાત

## મીઠાને પ્રતાપે

[લે૦ કાકા કાલેલકર પ્ર નવજીવન પ્રકાશન મદિર અમદાવાદ, ૧૪ રૂ ૧/– ]

કાકાસાહેબે અગાઉ લખેલુ 'બાપુની ઝાખી' પુસ્તકનુ જ આ પૂરક ગણાય તેવુ પુસ્તક એના નામથી ભ્રમમા નાખે તેવુ છે છતા 'બાપુની ઝાખી' જેટલુ જ મહત્ત્વનુ અને ઉપયોગી છે

સ્વરાજ્ય માટેનો ૧૯૩૦મા મીઠાનો સત્યાગ્રહ શરૂ થયો ત્યારે ગાંધીજીને યરવ઼ ા જેલમા મૂકેલા, તેમની સાથે પાચેક મહિના માટે કાકાસાહેબને પણ મૂકવામા આવેલા એ પાચ મહિનાના સહવાસમા જે જે પ્રસગો વિચારો અને ચર્ચાઓ થયેલા તેને કાકાસાહેબે આ પુસ્તકમા રજૂ કર્યાં છે

ગીતાના શુદ્ધ શબ્દોચ્ચારોથી માડીને મરાઠી અભગો અને મરાઠી ભાષાના નિકટના પરિચયમા ગાધીજી આવ્યા તે કાકાસાહેબ સાથેના આ જેલસહવાસથી મીઠાના સત્યાગ્રહ વખતના રાજદ્વારી કેદીઓનો આ જેલ-ઝમેલો જેલને પણ 'મીઠાની જેલ'નુ બિરુદ આપતો તેથી જ એ અરસાના પ્રસગોના આ પુસ્તકને કાકાસાહેબે 'મીઠાને પ્રતાપે' નામ આપ્યુ છે—જે પુસ્તક વાચ્યા પછી સાર્થક થયેલુ લાગે જ

કાકાસાહેબે ગાધીજીની પાસેથી કેટલુક એવુ મહત્ત્વનુ જીવન જીવતા શીખી લીધુ કે એ આ પુસ્તકમા કેટલાય લેખોમા જોવા મળે છે એટલે જ ગાધીજીની મહત્તાને સ્વીકારતા હરકોઈ વાચકને આ પુસ્તકની મહત્તા લાગ્યા કરશે જ 'ગાધીજી વિષેની ગમે તે વસ્તુ લોકોને રોચક થશે જ' એવા કાકાસાહેબના વિચાર સાથે સમત થવાનુ આ પુસ્તક તો મળી જ જાય છે

## દિલની સગાઈ

[લે૦ વિષ્ણુકુમાર પડ્યા પ્ર૦ પુસ્તકાલય સ૦ સ૦ મડળી વિ૦ વડોદરા રૂ ૩/૫૦ ]

સામાન્ય રીતે નવલકથા-નવલિકાના પુસ્તકો પ્રગટ કરવા પ્રત્યે સૂગ ધરાવતી સસ્થા વાર્તાસગ્રહનુ પ્રકાશન કરે ત્યારે એ સગ્રહને જોવા-જાણવાની જિજ્ઞાસા વધુ પ્રબળ સ્વરૂપ પકડે પ્રકાશકે કરેલા નિવેદનની આ પક્તિઓ 'એમા સુરુચિનો ભગ થાય તેવી રીતે વાર્તાઓ લખાયેલી નથી તેથી આ પુસ્તક પ્રગટ કરવુ અમે યોગ્ય માન્યુ છે' આ સગ્રહની મોટાભાગની વાર્તાઓને તો સ્પર્શતી નથી જ એમ તો 'આવકાર'મા શ્રી કરસનદાસ માણેક પણ લેખકની નિર્ભિતિ-કલાનો અભાવ બે ત્રણ વાર રજૂ કરે છે

અપત્ય પ્રેમની જ વાતોને 'નિર્મળ પ્રેમના તતુ' માનવામા આવતો હોય તો એ તતુનો ફણગો—એનુ મૂળ તો સ્ત્રી-પુરુષના સહચારમા—પ્રેમમા જ નથી? અને એ જ આ બધી વાર્તાઓનુ સાચુ હાર્દ છે અહી એ પ્રેમની વેવલાઈ ભલે ન ચીતરાઈ હોય પણ જાણે કે અજાણે સ્ત્રીને લપસી પડતી અને પુરુષને લપટાભર્યો ચીતરવાની ઓગણીસમી સદીની

મનોવૃત્તિ લેખકમાં જાણે અાજેય વિચરી રહી છે. આજે તો ગામડાની સ્ત્રી પણ શહેરી સ્ત્રીથી જરાય ઊતરતી નથી રહી ત્યાં 'બિચારી–બાપડી' ગણીને ગામડાંની સ્ત્રીને આમ વાર્તામાં રુંધી જ રાખવાનું આપણા લેખકોએ હવે મૂકી દીધું છે.

વાર્તાઓના 'આવકાર'માં શ્રી માણેકે લેખકની જે મર્યાદા બતાવી છે તેને માની લઈએ તો પણ પરણવાને જ દિવસે બાળકનો જન્મ આપીને તરત જ કઈ યુવતી નવવધૂનો સ્વાંગ સજીને લગ્નવેદી સામે આવીને બેસવાના હોશમાં હોય ?

'દેહની માટી' નામની એ વાર્તામાં પ્રકાશકના નિવેદન મુજબ સુરુચિ કેળવાય તેવું શું લાગ્યું ?

સંગ્રહની બાકીસેય વાર્તાઓ વાર્તારસવાળી છે એટલે વાચનીય પણ રહેવાની જ. પણ એકેય વાર્તા મન મૂકીને વાંચ્યા જ કરવાની ધરપત કરાવે તેવી નથી. વિષયની વિવિધતા કે શૈલીની પકડ ક્યાંક જરૂર દેખાય છે પણ આખું પોત તો જાણે સાવ ફીસું જ રહ્યું છે. ગુજરાતીમાં પ્રગટ થતી 'ઘણી નવલકથાઓ–નવલિકાઓમાં પ્રાકૃત સંસ્કારવાળાં વાચકોના મનને રુચે તે જાતના પ્રસંગો કે પાત્રો હોય છે, અને તેમાં ઘણીવાર સુરુચિનો ભંગ થતો જોવામાં આવે છે. આથી તેવી કૃતિઓ પ્રસિદ્ધ કરવાનું મંડળને અયોગ્ય લાગે છે' તેવું નિવેદનમાં પ્રકાશક સંસ્થાએ જાહેર કર્યું છે એથી ભરમાઈને આ સંગ્રહ વાંચવાની ભૂલ વાંચ્યા પછી તરત સમજાય છે એટલે આવું નિવેદન કર્યા વિના જ આ સંગ્રહ પ્રગટ કર્યો હોત તો લેખકને પણ અન્યાય ન થાત અને પ્રકાશક તો પોતે સલામત રહેત જ.

આશા છે કે શ્રી માણેકની સલાહ લેખકને માન્ય લાગશે અને તેમની ભવિષ્યની કૃતિમાંથી સાહિત્યનિર્માણ માટેની સાધના પણ એટલી જ નીતરશે.

**ફૂલમાળ :**

[ લે૦ વલ્લભદાસ અક્કડ. પ્ર૦ કરસનદાસ નારણદાસ એન્ડ સન્સ, સૂરત. ન. પૈ.—/૫૦ ]

'બાળકો માટે વિચારસંગ્રહ'ની મહોર લાગેલો આ નાનકડો સંગ્રહ બાળકો કરતાં કિશોરો માટે વધુ ઉપયોગી થાય તેવો બન્યો કહેવાય. બાળકોને વિચારો પચાવવાની તાલીમ મળી નથી હોતી, તેમના ગજા બહારની એ વાત છે. નાનકડા પ્રસંગો કે કથાનકો દ્વારા જ બાળકોમાં વાચનવૃત્તિ કેળવાય. આવા વિચારો તો તેમના કુમળા મગજને વધુ ભારે બોજ લાદે. કેટલાક ખંડોને તો વિચારો પણ ન ગણાય એટલા બધા સામાન્ય છે. લેખક પાસે બાળકોને રુચે તેવી શૈલી અને બાળકોપયોગી સુંદર સાહિત્ય છે તેને ગ્રંથબદ્ધ કરવાનું સૂચન અસ્થાને નહિ ગણાય. આ નાનકડી પુસ્તિકા શાળામાં ભણતાં કિશોરોને જરૂર વાંચવી ગમે તેવી છે એટલે અંશે તેની ઉપયોગિતા ગણવી તો જોઈએ જ.

**સ્નેહમુદ્રા :**

[ લે૦ ગોવર્ધનરામ મા૦ ત્રિપાઠી. સં૦ અનંતરાય મ૦ રાવળ. પ્ર૦ એન. એમ. ત્રિપાઠી પ્રા. લિ., મુંબઈ, ૨. રૂ. ૪/૫૦ ]

'સ્નેહમુદ્રા' લખ્યા પછી સરસ્વતીચંદ્ર લખવાની જરૂર જ શી હતી ?—એવો દોલતરામ પંડ્યાનો પ્રશ્ન ઘણાને સાચો લાગતો હોય એ સંભવે છે. અને એટલે જ પાંચમી આવૃત્તિ પામતી 'સ્નેહમુદ્રા'ની પહેલી આવૃત્તિ સિત્તેર વરસ પહેલાં પ્રગટ થઈ છે એય સાચું લાગે છે ! સિત્તેર વરસમાં પાંચ જ આવૃત્તિ પામેલું આ પુસ્તક આ નવી આવૃત્તિ વેળાએ ગુજરાતના એક સન્નિષ્ઠ વિવેચકનું સંપાદન પામે છે. ઉપરાંત આ વખતની આવૃત્તિમાં કર્તાનાં અન્ય કાવ્યોનો પણ સમાવેશ કરવામાં આવ્યો છે જેથી ગોવર્ધનરામને કવિ તરીકે મૂલવવામાં, તેમનો કવિ તરીકે અભ્યાસ કરવામાં વિદ્યાર્થીઓને સરળતા પડે અને સફળતા સાંપડે.

શ્રી અનંતરાય રાવળે આ ગ્રંથનું સંપાદન અને સંશુદ્ધિ તો કરી જ છે, ઉપરાંત તેમનો અભ્યાસુ પ્રવેશક પણ આ આવૃત્તિને સાંપડ્યો છે જે ગોવર્ધનરામના સાહિત્યના અભ્યાસુઓને ઠીક ઠીક માર્ગદર્શક થઈ પડે. ગોવર્ધનરામની શતાબ્દિએ તેમનાં અપ્રાપ્ય

પુસ્તકોને ઝડપથી સુપ્રાપ્ય બનાવ્યાં છે એટલે જ સ્નેહમુદ્રાની પણ આ નવી આવૃત્તિ આટલી ઝડપથી સાંપડી શકી છે. પ્રકાશક સંસ્થાએ ગોવર્ધન સાહિત્યને આટલું સસ્તું અને સુલભ્ય બનાવવા માટે ગુજરાતની સાચી અને સારી સેવા બજાવી ગણાય. જે સાહિત્યે જનતામાં સંસ્કારસીચન કર્યું છે એ સાહિત્ય ખૂબ સહજતાથી દરેક જણ વાંચી-ખરીદી શકે છે એ ગુજરાત માટે તો નવી નવાઈની વાત કહેવાય.

હૃદયમાં મુદ્રાંકિત થતી સ્નેહછાયા અને વિરહવ્યથાનું એક આદર્શ વસ્તુ આ કાવ્યને ચિરંજીવ બનાવી શક્યું છે એ તો આનો આસ્વાદ કરનાર દરેક વાચકને, અભ્યાસુને અને વિદ્યાર્થીને લાગે જ છે.

**શમણાં :**

[ લે૦ રમણલાલ વ. દેસાઈ. પ્ર૦ આર. આર. શેઠની કંપની, મુંબઈ, ર. રૂ. ૩/૫૦ ]

નવલકથાકાર તરીકે ર૦ વ૦ દેસાઈને જાણનાર વર્ગ 'નિહારિકા' નામના કાવ્યસંગ્રહથી સૌથી રમણભાઈને કવિ તરીકે પણ પિછાણે છે. વરસો પછી, તેમના અવસાન પછી તેમના કાવ્યો-ગીતોને આ સંગ્રહમાં ગ્રંથસ્થ થયેલા મળે છે એ કાવ્યરસિકો માટે મહત્ત્વનું ઉમેરણ ગણાય.

બાર ખંડમાં વહેંચાયેલાં બધા મળીને ૧૪૫ કાવ્યો આ સંગ્રહમાં મૂકવામા આવ્યાં છે, મોટા ભાગનાં ગેય કાવ્યો છે, ગીતો અને પ્રાસંગિક કાવ્યો પણ છે.

આખા સંગ્રહમાં ઠેર ઠેર વરતાતી પ્રુફભૂલો માટે શુદ્ધિપત્ર મૂક્યું હોત તો કોઈ શબ્દના અર્થનો અનર્થ કરવાની કે પાઠાંતર થવાની જે દહેશત રહે છે તે પણ ન રહેત સંગ્રહનું નામ પણ 'સમણાં' ને બદલે 'શમણાં' રાખવામા આવ્યું છે! સાચો શબ્દ 'સમણાં' છે.

નવી કવિતાના અને નવકવિઓના વિશાળ ફાલ વચ્ચે ગઈ પેઢીના એક વિચારક અને અભ્યાસીનાં કાવ્યોનો આ સંગ્રહ કવિતા-મૂલવણીમાં પણ ઠીક ઠીક મદદરૂપ થશે.

આ કાવ્યસંગ્રહને કવિ-પુત્રી શ્રી સુધાબેન દેસાઈની વિવેચનાત્મક પ્રસ્તાવના મળવાની હતી પણ ન મળી શકી એ ખુલાસો બરાબર ન ગણાય. કોઈ પણ પુસ્તકનું મૂલ્ય વધારતું વસ્તુ મૂકવા માટે પ્રકાશન થોડુંક મોડું થાય તો ય શું વાંધો! અને તેમાંય કવિના કાવ્યોને સમજી પચાવી શકનાર વ્યક્તિ પાસેથી મળતું અભ્યાસુ લખાણ જરૂર ઉપયોગી નીવડી શકે જ. બીજી આવૃત્તિ વેળા સુધાબેન એ પિતૃઋણ નહિ જ ચૂકે.

**કહેવત-કથાનકો :**

[ લે૦ સ્વામી શ્રી પ્રણવતીર્થજી. પ્ર૦ મહારાજા સયાજીરાવ વિશ્વવિદ્યાલય, વડોદરા. રૂ. ૬/૫૦. ]

ગુજરાતી સાહિત્યમાં જેમના પૂર્વાશ્રમનું મહત્ત્વનું સ્થાન હતું તેવા આ પુસ્તકના લેખકનું આ પુસ્તક પણ એટલું જ મહત્ત્વનું છે. આપણે વાતવાતમાં અનેક કહેવતો ઉચ્ચારીએ છીએ, પણ એ કહેવતો કઈ રીતે રૂઢ બની એ જાણતા નથી હોતા, અહીં આ પુસ્તકમાં એ બધી કહેવતો પાછળની જે વાતો છે એ સંગ્રહવામાં આવી છે જે દરેકને એકસરખી ઉપયોગી થઈ પડે. તેમાંય વિદ્યાર્થીઓ અને બાળકોને દરેક કહેવતો માટે જે જિજ્ઞાસા થતી તે પણ આ પુસ્તકમાં મૂકેલાં કહેવતોનાં ટૂંકા કથાનકોથી સંતોષાશે. ગુજરાતી સાહિત્યમાં આવી મહત્ત્વની દેણગી માટે તેના કર્તા અને સુલભ્ય કરનાર પ્રકાશક ધન્યવાદના અધિકારી ગણાય. દરેક સંસ્કારી ઘરમાં વસાવવાના માટેનું આ મહત્ત્વનું પુસ્તક છે.

કહેવતો આપણે જે અવારનવાર બોલીએ છીએ પણ ઘણીવાર તો એ કહેવત શી રીતે પડી, શી રીતે રૂઢ થઈ એમ કોઈ પૂછે તો તેની આપણને ખબર નથી હોતી. અહીં નાનાં કથાનકોથી એવી બધી કહેવતોનું મૂળ અને તેની મહત્તાની પણ આપણને ખબર પડે છે જે આપણા વ્યવહારમાં પણ ઉપયોગી થઈ પડે.



# અર્ધવાર્ષિક ઊર્મિ નવરચના અનુક્રમણિકા

વર્ષ ૩૧ : અંક ૭થી ૧૨ : ઑક્ટોબર '૬૦થી માર્ચ '૬૧. સળંગ અંક ૩૬૭થી ૩૭૨.

[ લેખકના નામનો પહેલો અક્ષર કક્કાવારી પ્રમાણે છે. પહેલો આંકડો અંક નંબર અને બીજો પાનું દર્શાવે છે.]



વાત સને ૧૯૧૭–૧૮ની છે. પટના હાયકોર્ટમાં એક પ્રસિદ્ધ વકીલના રૂપમાં રાજેન્દ્રબાબુની કીર્તિ ચોમેર ફેલાયેલી હતી. વકીલાતની એમની આવક પણ ખૂબ મોટી હતી અને તમામ વકીલોમાં એમનો ભાવ પણ ખૂબ હતો. આ સમયે જાણીતા સમાજસુધારક ભવાની દયાળ સંન્યાસીના એક સંબંધીને હાયકોર્ટમાં એક દાવો દાખલ કરવાની જરૂરિયાત ઊભી થઈ. તેઓ ભલામણની એક ચિઠ્ઠી અને કેસના કાગળો લઈ પટણા પહોંચ્યા. રાજેન્દ્રબાબુએ કાગળો જોયા. એમને સમજતા વાર ન લાગી કે જો આ દાવો તેઓ જીતી જાય તો બીજી બાજુ એક વિધવા સાવ પાયમાલ થઈ જાય. રાજેન્દ્રબાબુએ એ વ્યક્તિને સમજાવતાં કહ્યું: 'આ દાવો ન કરશો, એક વિધવાની મિલ્કત હજમ કરીને તમને શાંતિ નહિ મળે.'

સંન્યાસીજીએ જ્યારે પોતાના સગાના દાવા સબંધમાં એમને પૂછ્યું ત્યારે એમણે કહ્યું: 'ભાઈ સાહેબ! તમે મને વકીલ પાસે મોકલ્યો હતો કે કોઈ મહાત્મા પાસે? અસલમાં રાજેન્દ્રબાબુ વકીલ નથી સાધુ છે, સાધુ. એમણે કાગળ પત્રો લઈ દાવો કરવાનો તો દૂર રહ્યો પણ મને ધર્મ અને નીતિનો ઉપદેશ આપી પાછો મોકલી દીધો. હવે હું આ દાવો કદાપી કરી શકું એમ નથી.'

મારુ લેખક મન આનંદમા મગન થઈ નાચતુ હતુ શેફાલી એ વાર્તાની હીરોઈન અરસપરસ અવાગનવાર મળવાનુ અમારે બન્નેને અનિવાર્ય બન્યુ અતિ પરિચયે ઓળખાણનુ રૂપ લીધુ અને ઓળખાણે અમને સાવ નજદીક લાવી મૂક્યા બાકી તો ગીતી તારકો અને સાહિત્યકારો વચ્ચે આસમાન જમીનનો ફેર હોય છે ગમે તેમ હોય, સીને જગતની એ મશહૂર તારિકા, એની કમાનદાર કાયા જાણે અજાણે મને માયા લગાડી ગઈ અને મારા અણુનખાયેલો કોરી પાટી જેવા હૈયાની છેડ કરી ગઈ!

ભજનમા કાસીયનો એકતારો અને મીઠો મજુન અવાજ હૃદયને સ્પર્શી જાય એવો એકતારો અને મીઠો અવાજ અમારી હૈયાકટોરીમાંથી નીકળતા જ અમે જુદાઈ જીરવી ન શક્યા સીનેક્ષેત્રની એ મશહૂર તારિકાએ એનુ રૂપ એનો અભિનય મારે ચરણે ઢાળી નાખ્યા મે મારી હૈયાક્યારીમાથી વહેતી મહેકને એની આખોમા ઠાલવી નાખી મીઠા સવનન પછી અમે બન્ને લગ્નગ્રથીથી જોડાઈ ગયા

સીનેસૃષ્ટિમા ખળભળાટ મચી રહ્યો! કો'કે કહ્યુ 'કાગડો દહીંથરુ લઈ ગયો' તો વળી કો'કે કહ્યુ કે 'શાહજાદી માર્ગરેટના ફોટોગ્રાફર પતિ આર્મસ્ટ્રોંગ જેવો આ બડભાગી નીકળ્યો'

કોઈ વળી ટીકા કરતુ કે 'આગ અને પાણી ભેગા થયા' તો વળી કોઈએ સાહિત્ય, કલા અને અભિનયનો ત્રિવેણીસગમ થયાના ઢીમઢીમ વગાડ્યા

અખબારોએ મોટા મોટા મથાળા બાંધી અમારા લગ્નની જાહેરાત કરી કેટલાક વૃતપત્રોએ આગાહી કરી કે કલાવતી હવે ગૃહસ્થાશ્રમમા ઝૂકાવતી હોઈ સીનેક્ષેત્રમાથી ક્ષેત્રસન્યાસ લેશે! રૂપેરી જગતને કલાવતીની ખોટ સાલશે!

અને બન્યુ પણ એવુ જ શેફાલીએ રૂપેરી દુનિયાને ત્યાગી મારામા એ અને એનામા હુ અમારાં અદ્વૈતે એવી રસજ્યોત જગાડી કે જિંદગી જીવી જાણવા જેવી છે એવુ અમને લાગ્યુ એક આત્માએ બીજા આત્માને ઓળખ્યો અને નિરાનંદ અને નિજાનંદના હીંચકે અમે ઝૂલી રહ્યા!

કોઈએ જો સવાલ કર્યો હોત કે સ્વર્ગ ક્યા છે? તો મે કહ્યુ હોત કે 'અહિયા, અહિયા!' અલબત્ત શેફાલી તરફ નિહાળીનેસ્તો?

શેફાલીએ મને દીવાસ્વપ્ન ધરી દીધુ અમારા લગ્નમા સીનેતરકો તારિકાઓનો જમેલો જામ્યો રાજ્યપાલ અને પ્રધાનોની હાજરી ધ્યાન ખેચતી હતી અમારી તસ્વીરો ઝડપથી ખેચાતી હતી! અભિનંદનો અને ભેટ સોગાદોનો વરસાદ વરસ્યો હતો

એ જમેલામાથી કોઈનો અવાજ મે સાભળ્યો 'નટી તો ક્યારેય ઘરરખ્ખુ ગૃહિણી બની છે! ન ભૂતો ન ભવિષ્યતિ' તો કોઈને વળી ઉપાલભ કરતા સાંભળ્યુ 'નટી-પતિની દશા કેવી હોય છે એથી હવે કોણ અજાણ્યુ છે?' તો એક ત્રીજો અવાજ આવ્યો 'માવઠાની વાદળી અને નટીનુ' લગ્ન ઉભય તૂટે તોય નભમા અને રૂઠે તો—?' આવી અનેકવિધ ચર્ચા થતી શેફાલીએ પણ સાભળી જ હશે ને? એથીજતો એણે અધબીડેલા ઢગલ પોપચા નીચેથી સહેજ ત્રાસી નજરે મારી તરફ જોયુ હતુ ને?

અરધુ પરધુ બધુ જ મીઠુ લાગતુ હશે? અર્ધી વાત, અર્ધ ઉમગો, અર્ધા રગો, અર્ધી ભૂખ, અરધી પરધી ઊંઘ, અરધા પરધા વહાલ, અરધી રાત, અર્ધ ઉઘાડી આખો, અધમીંડેલી પાંખો, અધઊઘડ્યા અતર, અર્ધઊઘડ્યો સૂરજ, અર્ધવિકસિત કળી અને અરધો ઘૂઘટડો, બધામા મીઠાશ ભરી હશે? શેફાલીના એ પ્રથમ મનોરમ દર્શને મને સ્વર્ગ હાથ વેતમા દેખાયુ

પણ મુગ્ધયૌવના શકુતલાને નિહાળીને દુષ્યતે 'અનાઘ્રાતમ્ પુષ્પ'થી માંડીને 'ન જાને ભોક્તારમ્ ક્રમિહ સમુપસ્થસ્પતિ વીધિ' પક્તિ પૂરી કરતા મનોરમ્ય કલ્પના ઘડી હશે એથીયે ગભરાઈ કલ્પનાના સ્વર્ગમા રાચતા કેટલાયે સીનેરસિયાના બીચારાઓના હૃદયના અમારા લગ્ને હજાર હજાર ટુકડાઓ કરીને અહીં તહીં વેરી નાખ્યા હશે!



શેફાલીના આગ્રહથી ફિલ્મી દુનિયાના મક્કા જેવા ધામ હોલીવૂડ (અમેરિકા) તરફ મધુરજની માણવા—એ નવી દુનિયામાં—અમે ઊપડી ગયાં.

ફૂલમાં છૂપી મીઠપ શા માટે છલકાતી હશે? આ સવાલનો જવાબ શેફાલીએ જ આપી શકે! ભૂલેચૂકે એ હરીફાઈ ગોઠવી હોય તો ફૂલની મધભરી પ્યાલી અને નારીની કામણગારી કાયાની મીઠી માદક સોડમ—બન્નેની સ્પર્ધામાં કોણ ઉત્તીર્ણ નીવડે? પ્રશ્ન સાદો છે પણ ઉત્તર જગતના ધુરીણો, ફિલસૂફો, પ્રેમીઓ અને દિવાનાઓ હજી ખોળતા જ રહ્યા છે!

હોલીવૂડની રંગીન દુનિયા વિષે અમારી માન્યતાઓ જુદી હતી. કલ્પનાનું અને વાસ્તવિકતાનું હોલીવૂડ તદ્દન નિરાળું હતું.

આઠસોથી હજાર લેખકો ત્યાં રહી પરદા માટે લખી આજીવિકા મેળવી લે છે. હોલીવૂડ નામક કોઈ ગામ નથી તેમ તે સરકારી સંઘ પણ નથી. હોલીવૂડ 'લોસ એન્જેલીસ' નામના એક શહેરનો એ ગ્રામ્ય વિસ્તાર છે. અમને તો એ વિશાળ, અફાટ ઉદધિ વચ્ચે આવેલ સુંદર બેટ જેવું લાગ્યું. હોલીવૂડ પર્વતો, ટેકરીઓ, સરિતાઓથી ઘેરાયેલું પડ્યું છે. ત્યાંનું પ્રકૃતિ-સૌંદર્ય હૃદયને હલબલાવી નાખે એવું રમણીય છે.

પછીથી અમે કેનેડા, યૂરોપ, ચીન, જાપાન, રશિયા, મધ્યપૂર્વ, જાવા, સુમાત્રા, બોર્નિયો, બરમા, વગેરે દેશોની પરકમ્મા કરી.

ઉત્કૃષ્ટ અભિનયનાં જાદુ પાથરી દેનારી સુસાન હાવર્ડને અમે મળ્યા. પ્રખ્યાત બ્રિટિશ દિગ્દર્શક ડેવીડ લીન, જેનેટલી, ગાનારી અભિનેત્રી પિયર, ગ્રેસ કેલી, ત્રણ ત્રણ વર્ષ સુધી એકધારો બ્રિટિશ ફિલ્મ એકેડેમી એવોર્ડ મેળવનાર અભિનેત્રી સીમોની સીગ્નોરેટે, ઝાઝા ગેલર, હોલીવૂડની એક ખાસ વિશિષ્ટ ભેજું ધરાવતી રૂપવીજળી જુલીયસ ગ્રેકો, બારબરા લ્યુ, ફાન્ટી, ડોરીસ ડે, માર્ગરીટ, ડારલીન હોપકીન્સ અને એવા અનેક નામી-અનામી કલાકારોને અમે જોયાં, માણ્યાં અને એમની પ્રતિભામાં ઝૂમ્યાં.

પશ્ચિમના જીવનના ઢંગે અમારી આંખો ઉઘાડી. પદ્ધતિસર કાર્ય કરવું, એની યોજના કરવી, અભ્યાસ પ્રત્યે ગંભીર વલણ, શિસ્તનું પાલન—એવાં અનેકવિધ જીવનપાંચીકા અમે ત્યાંથી વીણી લાવ્યાં.

પશ્ચિમના મહાન આંગ્લ કવિ શેક્સપિયરનું નિવાસ-સ્થાન જોયું અને અમને 'All the world is a stage and all the men and women merely players' (સારુંયે વિશ્વ તખ્તો છે અને સમસ્ત વિશ્વનાં નર-નારીઓ તે તખ્તાનાં રમકડાં છે) પંક્તિની ઝાંખી કરાવી ગયું.

'એકાદ એવોર્ડ જો મને મળી ગયો હોત—' ટસ્સાથી ખભાને વળાંક આપતાં એક દિવસે શેફાલીએ મારા પડખામાં ભરાતાં કહ્યું.

અનિમિષ નયને હું એને તાકી રહ્યો. 'હજી પણ એને રૂપેરી જગત આકર્ષી રહ્યું હશે?' મારા મનનું પંખી ફફડી ઊઠ્યું. પણ આ પ્રસંગ પછી શેફાલીએ એ વિષે ફરીથી ઉચ્ચાર કર્યો નહિ.

આમ સ્નેહડીંડાળે પાંખો ફફડાવતાં અમે ભારત પાછાં ફરી રહ્યાં. પરકમ્મામાં ખાસ કોઈ નોંધનીય બનાવ બન્યા નહિ, સિવાય કે વળી એક પ્રસંગે 'સારાં કથાનકોનો અભાવ ભારતના ફિલ્મ ઉદ્યોગને રૂંધી નથી રહ્યો?' શેફાલીએ મને સવાલ કર્યો હતો.

'તમે એકાદ ચોટદાર કથાનક ન લખો?'

'કેમ! નિર્માત્રી થવાનો વિચાર છે શું?'

'તમે કહો અને સાથ દો તો.'

તો હજી રૂપેરી દુનિયા એને ખેંચી રહી હતી કે શું? હું એની કલાનું રૂંધન તો નથી કરી રહ્યો ને? પણ મારો દોષ મને જણાયો નહિ!

'તારા સાન્નિધ્યમાં કથાનક તો શું, એકાદ પંક્તિ પણ લખી શકું નહિ.'

'કેમ? તમે તો કહેતા હતા ને કે તું મારી પ્રેરણા છો?'

'હા, એ ખરું, પણ પ્રેરણાની પાછળ દર્દ ન હોય તો સર્જનમાં ભલીવાર નહિ. મારા જીવનમાં તેં સુખનાં સુમનો ખીલવ્યાં છે, દર્દના કાંટા નહિ.' એની

હડપચી પકડી લેતા મે કહ્યુ 'બુલબુલની મહકમાથી દર્દ ની ળી જાય તો ?'
અને એ ચૂપ થઈ ગઈ
મારે એટલુ તો સ્વીકારવુ પડશે જ કે શેફાલીની આખમા જે દર્દ હતું, જે અગારા હતા, જે માનવતા હતી, જે રૂપ અને ભાષા હતી, એ ફિલ્મી એવોર્ડ એના ચરણે ધરી દે એવા હતા
એકલી કલારસિક હોત તો તો કદાચ શેફાલી એના હૈયાની મીરાશ મોકળા મનથી મારા ઉપર ઢોળત નહિ સાહિત્ય પ્રત્યે પણ એને અનન્ય અનુરાગ હતો એથીસ્તો એણે મને એના તનના તકીયાનો આશરો આપ્યો હશે ને ?
સિનેતારકો–તારિકાઓ સાહિત્યના જીવડા પણ ખરાને નરગીસને મેરી કોરેલીની કોઈ કૃતિ આપો પછી જોઈ લો મઝા મોપાસા અને સમરસેટનુ એકાદ સર્જન દેવઆનદના હાથમા સરકાવી દો તો જરા ! ટાગોરની એકાદ કૃતિ બનરાજ સહાનીને તરબોળ કરી દેશે ! બર્નાર્ડ શૉના નાટકો કામિની કૌશલને અનોખી દુનિયામા ક્યા નથી મૂકી આવતા ! શૅલીના કથાનકો દિલીપકુમારને ઝણઝણાવી મૂકે છે તો મીનાકુમારી જ્યારે ઉર્દૂ પક્તિઓમા ખોવાઈ જાય છે ત્યારે જોવાની નિજ્જત આવે !
અમારી મધુરજની પૂરી થઈ ભારતનો કિનારો દેખાયો ઝરમર ઝરમર બુંદબુંદના સ્પર્શે ધમધમતી ધરતી હર્ષથી છલકાઈ જાય, વસુધરાની પ્યાસ છિપાતા મેઘ રાજ ઘૂટડે ઘૂટડે રસ પાય એની સભર અમારા બ નેના મનની મુકુલિત મજરીઓ મહેકતી હતી 'બસ હુ અને મારી વહુ '
ભગવાન પિનાકપાણીને ધરાતા બિલિપત્રની ત્રણ પાદડીઓ હોય છે એવી અમારા બન્નેના જીવનના બિલિપત્રની એક પાદડી 'સ્નેહ'
લેખક હોવાથી સ્નેહની પાદડી પર રગોળી રચી વધારે આલેખન કરવા હુ નથી ચાહતો કદાચ આલેખી શકુ તો પણ !

અમારા દામ્પત્ય જીવનના બિલિપત્રની બીજી પાદડી 'સવેદન' એને શેફાલીએ એના જ શબ્દોમા આલેખી

રૂપેરી દુનિયામા શીલના રખવાળા બહુ દોહ્યલા હોય છે કેટલીયે વખત બહારનો અભિનય આતરિક અભિનયમા પલટાઈ જતો સ્ત્રી પુરુષના સાથ વિના નહી રહી શકતી હોય ?
સનતને મે જોયો અને મારા હૃદયમા એ અનોખુ સગીત જગાડી ગયો મારા રૂપની રાજધાનીમા મે એને અજાણતા જ દાખલ કરી દીધો એની કૃતિઓ મારા રોમરોમમા સ્પદન જગાડી ગઈ એમ તો ભલભલા ચમરબધીઓ મારી પાછળ લટ્ટુ હતા મારા એક એક પગને પાપણનો પાલવ પાથરવા થનગનતા હતા પણ સનતની આખોએ મારા પર ભુરકી નાખી અને હુ એનામા સમાઈ તનપાપડ થઈ ગઈ રૂદ્ર સમા નિશ્ચલ એના શબ્દો અને એના આત્માનુ ઓજસ મને પરવશ કરી ગયા કનાનો છેલ પ્રેમ મેદાન મારી ગયો અમે બન્ને પરણી ગયા અભિ નદનો ઝીલતા મધુરજની માણવા અમે પૃથ્વીની પરકમ્મા કરી આવ્યા લગ્ન પછી સનતના અને મારા ગૃહ સસારને ઊજમાળવા હુ રૂપેરી દુનિયાનો ત્યાગ કરી ગઈ જીવનનો ઓરતો ઊજવી અમે વરવહુ ભારત પાછા ફર્યા એકાદ ફિલ્મનુ નિર્માણ કરવાની મારા દિલમા ઊડી ઊડી એષણા સૂતી હતી અભિનયના જાદુ પાથરી એવોર્ડ મેળવી લેવાની હોશ હતી મે એક વખત પ્રવાસ દરમ્યાન સનતને આડકતરૂ સૂચન પણ કર્યું પણ એની ભોળી આખોમા વેદના ઊભરી આવી એ જોઈ આવા વિચારો મે મારા અતરમા ડાભી દીધા
તાળીઓના ગડગડાટ વચ્ચે મારા પર પ્રશસાના પુષ્પો વેરાઈ રહ્યા મારી અભિનયકળાની આ સુવર્ણપળો હતી મારા અતરમા સ્નેહ અને કનાની લાગણીઓ એક સાથે સર્જાઈ અને પ્રબળ વેગથી અથડાઈ રહી એ પળે બે સામસામા બળોના સઘર્ષણે મારા અત





રમાં આંધીનો વંટોળ ચડાવ્યો. મારા દિલમાં કાંઈ ન સમજાય એવું મૂંઝવણભર્યું આંદોલન આવ્યું, વાતાવરણે મારા તનમનનો કબજો કરી લીધો. આછા આછા ઝાંખેરા શબ્દો મારા કાનમાં સંભળાતા હતા.

'ફરીથી એક વખત જો અભિનયનાં અજવાળાં કલા-દેવી પાથરે તો રૂપેરી જગતને એની અણમોલ ભેટ ગણાશે. રૂપેરી જગત એની કલાની માગણી કરે છે.' ફરીથી તાળીઓનો ગડગડાટ થયો. કોઈ નિર્માતા બોલી રહ્યા હતા.

આંતરરાષ્ટ્રિય ખ્યાતિના શિખરે બેઠી હોઉં એમ મને લાગ્યું. એક વખત ફરી રૂપેરી દુનિયા મને સાદ દેતી હતી. ફ્રીટસલેંગ અને જીનરે નવારેએ મને સાદ દીધો. ઈનિગ્રીડ બર્ગમેન અને ગ્રેટા ગારબો મારી સમક્ષ દેખાયાં. તખ્તા પર પુનઃ ઝબકવાની આ તક ઝડપી લેવા હું અધીરી થઈ. પછી સનતનું શું? —મારું મનોમંથન ચાલુ હતું.

ત્યાં પાછો સાદ આવ્યો: 'સનત એક સબળ કથાનક સર્જે અને કલાવતી તખ્તા ઉપર એની પ્રીત ઢોળે તો ચલચિત્રની દુનિયામાં એક નવી ભાત પડે!' આ શબ્દોએ મુરલી પર ફણીધર ડોલી ઊઠે એમ મારું મન ડોલી ઊઠયું.

ચલચિત્ર મને પોકારીને બોલાવી રહ્યું હતું. કલાની ગોદમાં સમાઈ જવાની લગની મને લાગી ગઈ. લાગણીના વમળમાં અંતર ધકેલાઈ ગયું.

રાતે અમારા માનમાં ગોઠવેલ પ્રસ્તુત સમારંભમાં પ્રત્યુત્તર વાળતાં મેં પ્રેમ કરતાં કલાને મહત્વ આપ્યું અને કલાની પૂજારિણી થઈ, ફરીથી રૂપેરી દુનિયામાં પદાર્પણ કરવાનું મેં વચન આપ્યું.

સભાખંડ ફરીથી તાળીઓના ગગડાટથી ધમધમી ઊઠયો. અચાનક મારી દૃષ્ટિ સનત તરફ વળી. એનું મોઢું વિલાઈ ગયું હતું કે શું? એવો ભ્રમ મને થયો. બીજી જ પળે વિજયના ઉન્માદમાં હું સરકી ગઈ. સનતની સામે મીટ માંડીને મેં જો કદાચ આ નિશ્ચય કર્યો હોત તો? સંભવ છે કે એણે મને ડગાવી દીધી હોત!

પણ મારું આંતરમન ચણભણી ઊઠયું. સ્ત્રી શું પુરુષની અબાધિત મિલ્કત છે? કલા, ભાવના, સંગીત, નૃત્ય, વિદ્યા એવાં કોઈ ધ્યેયને નારી વરી ન શકે? હું કલાની સાધના માટે કંઈપણ કરું એમાં એની ક્યાં હું ઠગી જવાની હતી? તો બીજી જ પળે મારું સર્વસ્વ એને ચરણે ધર્યા પછી મારું હતું પણ શું કે હું બીજા કોઈ ધ્યેયને ચરણે ધરી શકું?—એમ લાગ્યું.

'શેફાલી! તારે રૂપેરી આભલાં સાથે રમવું જ છે?' સનતે એ રાતના પહેલી વખત ધ્રૂજતા અવાજે મને પૂછ્યું.

'સનત! તમે સમજતા કેમ નથી? હું કંઈ તમને છોડી તો નથી જતી! આંતરરાષ્ટ્રિય ખ્યાતિના શિખર પર એક વખત પહોંચી જાઉં પછી તો તમે અને હું. તમારી એક સુંદર કથા પરથી મનોમુગ્ધ ભાવવાહી ચિત્ર તૈયાર થાય એમાં હું મોકળે મને અભિનયના જાદુ પાથરી દઉં. આ મારી મનીષા છે, મેં મારા પાલવનો છેડો આમળતાં કહ્યું:

'તો, તારું અને મારું જગત આજથી જુદાં' ભગ્ન હૃદયે સનતે કહ્યું.

મારું અહમ્ સનતના પ્રસ્તાવથી ઘવાયું. અમારા સમથલ જીવનજળમાં ઝંઝાવાત સ્પર્શી ગયો. જીવનમાં તોફાન જામી પડયું. એનો આ વિચાર તો મને છેક જ છંછેડી ગયો. અને મેં કહી દીધું:

'સનત, હું લાચાર છું, વિવશ છું, રૂપેરી આલમ મને સાદ દઈ રહી છે, મારે જવું જ જોઈએ.' જો કે મારા હૃદયમાં રૂદન ઊછળી આવ્યું પણ એની દરકાર કર્યા વિના મેં કઠોર સ્વરે કહ્યું. પણ પેલા અંતઃસ્થલમાં તો—

'સંભવ છે કે કદાચ તારો રાહ ખરો પણ હોય! કોઈ નવી દુનિયામાં વિહરતો હોય' એમ બેધ્યાનપણે સનત બોલ્યા.

એમની સજળ આંખો મારા દિલમાં ખૂંપી ગઈ. કદાચ હું હિંમત હારી જઈશ તો? એવી બીતિથી હું

ત્યાંથી ભાગી અને પથારીમાં ધ્રૂસકે ધ્રૂસકે રડી પડી હુ પીડાઈ રહી એ પીડા કહી શે જાય ?

સનન ન હતા ! કદાચ મે એમના દિલમા દર્દ મૂકી દીધુ હોય ! તો તો સભવ છે કે મારુ દીવેનુ દર્દ અનોખા સાહિત્યનો થાળ પીરસી દે !

આમ સવેદનની ગઠડી બાધીને મે રૂપેરી આલમમા પુન પદાર્પણ કર્યુ દુર્ઘટ નિશ્ચયથી કે હવે પાછુ ફરવુ જ નહિ 'ધ્યેયમ્ આધયામિ વા દેહમ્ પાતયામિ' કા તો ધ્યેયને વરવુ કે કા તો દેહને છોડવો કનાધામ દક્ષિણ ભારત તરફ હુ ઊતરી ગઈ

*

સ્મરણો સળગતા હતા શેફાલીની સ્મૃતિની ફૂલમાળ ગૂથીને અમારા દામ્પત્યજીવનના મિત્રિપત્રની ત્રીજી પાદડી ચીતરાઈ ગઈ સુખના દિવસો કરતા જીવનની દુખદ ઘટનાઓ માનવીની યાદદાસ્તને હમેશા સતાવતી હશે ?

અમારા સુખી લગ્નજીવનની એ છેલ્લી રાત હતી શેફાલીના નિર્ણયે મારા હૈયામા લોઢ સીચાયા મોડી રાતે હુ ઘેર પાછો ફર્યો ત્યારે એની આખો રોઈ રોઈને થાકેલી લાગી એની ગુનાગી કના તડપતી હોય એમ લાગ્યુ હુ એની પથારી પાસે દબાતે પગે પહોચ્યો ત્યા તો સુલાયમ હૃદય સોસરવો જાય એવો ગાઢ નિશ્ચય એણે હાક્યો

સભવ છે કે મારા સ્વાર્થ ખાતર એના ધ્યેયને વરવા જતા હુ એને રોકતો હોઉ તો ! આ વિચારે મને દઝાડી દીધો

હળવેથી એના રેશમી મળા વિપુલ કેશને હુ પપાળી રહ્યો સહસા એણે આખ ખોલી એ ખૂબ રોઈ. એના અશ્રુજળમાં મને મારુ પ્રતિબિંબ દેખાયુ કે શુ ?

મે એને જોરથી મારા વક્ષસ્થળમા છૂપાવી દીધી એના હીબકા મારા હૈયાના તાલ સાથે તાલ મેળવતા ગયા રહ્યુ સહ્યુ મારુ અહમ્ ઓગળી ગયુ

'મારા જીવનની બે પરમ સિદ્ધિ પ્રેમ અને કલા સમજ નથી પડતી કે હુ કોને છોડુ અને કોને ન છોડુ હુ અબૂઝ છુ, પરવશ છુ બેસમજ છુ ' એના બન્ને હાથો મારા ગળાની આસપાસ જોરથી વીટાળી એણે ઝડપથી કહ્યુ

'એનો અર્થ એ કે તારા માર્ગમા હુ કટક છુ ' મારાથી રહેવાયુ નહિ એટલે મે એક છેલ્લો પ્રયાસ કરી જોયો

'કટક નહિ, ફૂલ મારી જીવનવીણાનુ અમૂલુ સગીત ' એ બોલી એના હોઠ પર કપન હતુ

'હુ પરવશ છુ મને રૂપેરી આલમ સાદ દઈ રહી છે ' સાભળીને મારુ હૈયુ હચમચી ઊઠ્યુ

આ ઘડીએ દિલાસાનો ધ્વનિ વરવો જ શબ્દ ઊભો કરે ને ? હુ જીરવી ન શક્યો એને મે ચૂમી લીધી કલાપ્રેમની એની ભક્તિ અને અભિરૂચિએ અમારા જીવનમા નોખડી પડદો આવરી દીધો

કલા પ્રત્યેની ભક્તિ એને રૂપેરી દુનિયા તરફ આકર્ષતી હશે કે રજતપટનો કેફ ?

'આપણા લગ્નજીવનને ખડિત થતુ તુ જોઈ શકીશ ? ફિલ્મી જગત ચાર દિવસનુ ચાદરણુ છે ફિલ્મી અભિનેતા–અભિનેત્રી, ક્રિકેટના ખેલાડીઓ, પર્વત આરોહકો, કુસ્તીબાજો, સૌદર્ય હરીફાઈના વિજેતાઓ આ બધા જ્યારે પોતાના ક્ષેત્રમા વિજયી નીવડે છે ત્યારે ચારે બાજુથી પ્રશસકો તેની પર વરસી પડે છે પણ એ ક્ષેત્રે બીજી કોઈ ચઢિયાતી વ્યક્તિ આવે છે ત્યારે આગલી વ્યક્તિ વિસ્મરણની ગર્તામા ફેકાઈ જાય છે, અવહેલના પામે છે એવી વ્યક્તિઓ વળી પોતાના રસના વિષય સિવાય બીજા વિષય કે ઉદ્યોગમા રસ લઈ શકતી નથી એટલે એવા કલાકારો ખેલાડીઓ, કુસ્તીબાજો અને સાહસિકોનુ જીવન વાસ્તવમા, ખાસ તો જીવનની અસહાય અવસ્થામા તેમને માટે ભારરૂપ બની જાય છે, ઝેર બની જાય છે' મારાથી રહેવાયુ નહિ એટલે હુ ફિલસૂફી ડોળી ગયો

'એ ઝેર કદાચ મને કોઠી પડી જશે !' એ મ્લાન હસી

'મમતાએ આપણને બન્નેને પાગે આણ્યા એથી મારી ફરજ ભુલાણી એ ફરજ મને પાછી બોલાવે છે '





'પણ પુરુષ પાસે જીવનનો જે પરવાનો છે તે નારી પાસે નથી. એ લપસણી ભૂમિ નારીના શીલ સંસ્કાર અને આત્માને ડુબાવે પણ ખરાં ! એક વખત તારી આ છોળ શમી જશે ત્યારે ?'

એણે ડૂસકાથી જ મારા સવાલનો પ્રત્યુત્તર વાળ્યો.

રાત ગળતી હતી. સર્વત્ર શાંતિ છવાઈ ગઈ. શશાંક રૂપેરી ચાંદરડાં વરસાવી રહ્યો હતો. મારે ગળે હાથ ભેરવીને શેફાલી સૂતી હતી. મેં હળવેથી એના હાથમાંથી મારું ગળું સેરવી ઓશીકા પર કોણી ટેકવી. એ મીઠું મોઢું—નિખાલસ અને પ્રેમાળ—વિલાઈ ગયું હતું. જ્યાં લળીને હું એના હોઠને ચૂમવા જાઉં ત્યાં તો ઊંઘમાં એ મારું નામ લવી ગઈ.

પછી એ તો પીઠ પર પથરાયેલ એનો વિપુલ કેશભાર છણકાથી મારા ખભા પર ઢાળી નિશ્ચિંતપણે સૂઈ ગઈ. એના હોઠનું અમી ચૂમતો હું પથારીમાં ઢળી પડ્યો. હું ઊઠ્યો ત્યારે મારા મનનો ભાર હળવો થઈ ગયો હતો.

શેફાલી રજતપટ પર ફરીથી ઝબકે એમાં હવે મારો વાંધો ન હતો. એના સુખે સુખી થવામાં મારું સુખ સમાઈ જતું લાગ્યું. ફક્ત એની સાથે ગાળેલા સુખી દિવસોનાં સુંદર સોણલાં સુવાસિત સુમનોની જેમ મારી જિંદગીમાં સૌરભ પ્રસારતાં રહે એટલી જ મારી વાન્છના રહી.

હું સ્નાનાદિથી પરવારીને તૈયાર થઈ ગયો છતાં શેફાલી હજી ગાલની સાથે ઓશીકાંને દબાવીને સૂતી હતી.

'ઊઠવું નથી?' ગલીપચી કરીને મેં એને ઊઠાડી.

મારો હાથ એની કામણગારી કાયા પર ફરી વળ્યો. તો એનાં નેત્રકિરણોએ મારા અંતરને આવરી લેતા અંધકારને સ્થળે પ્રકાશ પાથરી દીધો.

એ મારી ચરણધૂલી લઈને દક્ષિણ ભારત ચાલી ગઈ. ત્યારે કરમાઈ ગયેલી વેલી નવપલ્લવિત થઈને ગઈ હોય એમ લાગ્યું.

એની જુદાઈની પીડાએ મારા હૈયામાં દર્દ ઊભરાવ્યું. એના સ્મરણ–સુમનોની ફૂલમાળા ગૂંથીને મેં લેખન કાર્યને વેગ આપ્યો. અવારનવાર એનો એકાદ પત્ર આવી પડતો એટલું જ એનું સાન્નિધ્ય.

એક પછી એક મારા શ્રેષ્ઠ ગ્રંથો બહાર પડતા ગયા. એક પછી એક શેફાલીનાં ચિત્રો હીટ થતાં ગયાં. વાંચકો કહેતા મારી કૃતિઓમાં કારુણ્ય ભર્યું છે. ચિત્ર-રસિકો કહેતા કલાવતીના અભિનયમાં જાદુ ભર્યું છે. એની કાયાની સાથોસાથ હૈયામાં સંઘરાયેલી કલા પ્રકાશમાં આવી હતી કે શું ? નૃત્યકલાનું કિરણ એની પાની આંબી ગયું હતું ?

દિવસો સરતા હતા. સાહિત્યની દુનિયામાં હું ખોવાઈ ગયો. રૂપેરી જગતના કે શેફાલીના સમાચારોથી હું વંચિત થઈ ગયો.

અચાનક શેફાલીનો પત્ર લાંબા ગાળા પછી મારા હાથમાં આવી પડ્યો. વાંચીને હું દક્ષિણ ભારત જવા ઝડપથી સ્ટેશને ગયો. શેફાલી લખતી હતી :

'પ્રિય સનત,

પ્રિય શબ્દ લખું કે નહિ એનો નિર્ણય લેવામાં મેં આખા ત્રણ દિવસો ગુમાવ્યા છે એમ લખું તો તમે માનશો ? 'પ્રિય' શબ્દ લખીને તમારા દૂઝતા હૈયા પર નિમકની પટ્ટી તો નથી બાંધી દેતી ને ? છતાંય દિલની સરવાણીમાંથી ફૂટતો એ શબ્દ લખી નાખું છું. દેવને ભાવથી ધરેલો થાળ સ્વીકારવો પડે છે ને ? મારા દિલની ક્યારીમાં પમરાટ કરતો એ શબ્દ લખાઈ ગયો છે તો ભાવથી સ્વીકારશો ? એ સંબોધનનો અધિકાર મેં જો ગુમાવી દીધો હોય તો પણ !

આપના આશીર્વાદનું ભાથું લઈને ઝાંઝવાનાં જળ પીવા હું અહીં આવી, રૂપેરી આલમમાં ખોવાઈ ગઈ. તમારાં હૈયાંને વેડીને, ઝાઝું લખતી નથી પણ કારમી ગરીબાઈ અને અપ્રસિદ્ધિના અંધકારમાં હું ખૂંચી ગઈ છું. ઝેર કોઠે ન પડ્યું. મોડી મોડી પણ મારી આંખો ખૂલી ગઈ છે. મારી છોળ શમી ગઈ છે. મારું સ્થાન બીજી રૂપભરી તારિકાઓએ ખૂંચવી લીધું છે. કોઈ સાહસખેડુ ગગનચૂંબિત એવરેસ્ટ શિખરને આંબવા જતાં હતાશ થઈને પાછો પડે, એવી હતાશા મારા રોમ-રોમમાં વ્યાપી ગઈ છે, પાછી વળવાનો પણ હવે સમય નથી ત્યારે મારી ભૂલ સમજાણી એ ટેક હતો,



ઝેર હતું આપને મળવા મન તનપી રહ્યુ છે અહી આવીને એક વખત મને આપના ચરણની રજ લેવા દેશો ?

એના દેહાતના સમાચારોએ સ્મૃતિની ફૂલમાળ તૂટી ગઈ હુ મારે ઘેર પાછો ફર્યો શેફાલીને લીધા વિના ભારે હૈયે, બિલિપત્રની ત્રીજી પાદડીમા 'સ્વાર્પણ' આલેખાઈ ગયુ

મારી છેલ્લી નવલકથાનુ છેલ્લુ પ્રકરણ પૂરુ કરવા મે કલમ હાથમા લીધી

'ભૌતિક સિદ્ધિઓમા ઊંચાઈ, સરસાઈ, શ્રેષ્ઠતા પ્રાપ્ત કરવાનુ વલણ વધતુ જાય છે ત્યારે શેફાલીઓના જીવન પરથી બોધપાઠ મેળવવો જોઈએ હકીકતો એમ સૂચવે છે કે માનવે પ્રાપ્ત કરવા જેવી ઊંચાઈ, સરસાઈ કે શ્રેષ્ઠતા આ જ નથી ગૌતમ બુદ્ધ, મહાત્મા ગાધી, વિવેકાનદ આદિના દૃષ્ટાંતો આ બાબતમા વિચારવા જોઈએ તમાશાથી પ્રજાને તાત્કાલિક વાળી શકાય છે પણ કાયમ પોતાને અભિમુખ રાખી શકાતી નથી આકર્ષણોથી આખી જિંદગી સુધી પ્રશસકોને પોતાની તરફ વાળી શકાતા નથી એના સન્માન અને ભરણપોષણની ખડણી પ્રજા છેવટ સુધી આપતી નથી સતત સ્મરણચિત્ર કોઈ વિરલ વ્યક્તિ જ જાળવી શકતી હશે !'

મે નવલકથા અધૂરી મૂકી દીધી હાથની આંગળીઓ થીજી ગઈ હતી

નીચે જોયુ તો સામે જ એક સૂકુ બિલિપત્ર મારા પગ તળે કમરાયેલુ પડ્યુ હતુ એક પાદડી પર 'શે', બીજી પાદડી પર 'ફા' તો વળી ત્રીજી પાદડી પર 'લી' વચાતુ હતુ કે શુ ?



પ્રો. ઉશનસ્

## કામકાજ વચ્ચેય

ચારેય ગમ ખડકી દીધી એ
ફાઈલો પર ફાઈલો
કામનો માથા ઉપર ટનબધ બોજ,
ને તેય પાછો—વણરજાનો—રોજરોજ,
ને આપણી વચ્ચે વિકસતો રે ઉપેક્ષિત સ્નેહપુંજ,
જે જતો
નાળા, નદી, પ્હાડો, વનો ઓળંગતો
માઈલો પર માઈલો !
(એનેય જો કો ફાઈલોમા ગોઠવે તો,
ને વળી અવકાશની આ સાકડી રૂમમા રહે, તો
થાય મોટો આભઅડતો ગંજ !)
હું તો અહીં
આ કામના બોજમહી
—યક્ષ જેવા રામગિરિના આશ્રમો આ તો નહીં—
હે પ્રિયે ! જોડી કનેકશન ફોનનુ રાખું સતત
કાનમા
(કામની વચ્ચેય અનામત ધ્યાનમા),
કે પછી ટેબલ ઉપર
રાખુ રિસીવર,
ને ચોપડામા ચાલતુ હમેશના હિસાબનુ
(ભાગ્ય કેરા લેખનુ ?) ઝીણું લખત
આપણી ચાલે અરી સસાર વચ્ચે
શબ્દદુર્ભંગ પ્રીતડી
રાહ જોઉં
ફોનની રણકી ઊઠે જો ઘટડી








આ નવીનાં મન કેવાં ચંચળ..! એક જ માળખાનાં એ માનવી છતાં એમની આગવી લાક્ષણિકતા! એને ઘડનાર, આકાર આપનાર એક જ દૈવી શક્તિ. પરંતુ આ ફાની દુનિયામાં અવતરવા માટે જુદા જુદા ઘેર જન્મ અપાવરાવી તેમને અવનવા માળખામાં બેસાડી દીધા. કર્મને જો આપણે માનીએ તો તો એમ કહેવાય કે સૌ સૌનાં કરેલાં કર્મ પ્રમાણે સુખ, દુઃખ, કીર્તિ, અપકીર્તિ વગેરે તેને મળે છે. એ બધું તો સાચું પણ એક જ શક્તિદ્વારા ઘડાયેલાં માનવીનાં મન કેમ આવાં નિરાળાં બને?

કોઈક જ માનવી મનની વિશાળતા દાખવે છે. જ્યારે માનવીનું સંકુચિત મન તો વધુ ને વધુ જોવા મળે છે. વિશાળ મનના માનવીને મારું-તારું નથી હોતું એવું નથી, પરંતુ તેને માણસો ગમતા હોય છે, તેમની સાથે તે હળીમળી શકે છે, આગતા સ્વાગતા કરે છે, પરાયાને, પારકાને પોતાના કરવાની ભાવના તેમનામાં હોય છે. જ્યારે સંકુચિત મનનો માનવી એવું સાંકડું મન રાખે છે કે પોતાના સિવાય બીજાને એક પાણીનો પ્યાલો પાતાં પણ 'લપીયાની વેઠ' લાગે છે. મોઢું ચડાવીને ફરે છે: પોતાનું વપરાઈ જાય તો....! એથીયે વધારે તે બીજી વ્યક્તિને સાંખી જ શકતાં નથી. કોઈની ચડતી થતી હોય તો પણ તેનામાં દ્વેષ ઉત્પન્ન થાય. એને જેટલી રીતે વખોડાય તેટલી રીતે તેની નિંદા કરી જાણે. તેઓદ્વેષ એટલી બધી હદે વિકસે છે કે પછી તેનું નિકંદન કાઢવા સુધી તે પ્રબળ બને છે. આવી જાતના તડ પાડીને બેઠેલાં માનવી પોતાનો વિકાસ તો અચૂક રુંધે છે, પરંતુ કોઈકવાર એવી પછડાટ ખાય છે કે એમના એ વર્તુળમાં કે બીજે કયાંય તેમનું સ્થાન નથી રહેતું.

હે માનવી! તારે આ ફાની દુનિયામાં તારી સાથે કંઈ જ લઈ જવાનું નથી તો પછી તારે આ બધો રાગદ્વેષ શા માટે! તારી તાકાત વ્યર્થ વાતોમાં વેડફી શા માટે ઓછી કરે છે! તારી શક્તિને વેડફી ન નાખ. વ્યક્તિ માત્રને પોતાની શક્તિ, બુદ્ધિ અને આવડત પ્રમાણે આગળ વધવાનો હક છે. જે માનવીમાં આવડત હોય, જેનામાં નવી સ્ફુરણા હોય, તેનો લાભ લેવાનું ચૂકો નહિ. જેટલું નવું મેળવીશું તેટલો ભાવી પ્રજાને અને આપણને લાભ છે.

## સંયુક્તનો સંપ અને વિભક્તનો...

બે ભાઈઓ હતા. મોટાભાઈના લગ્ન થયાં ને તરત જ ઘરની બધી જવાબદારી તેમને શીરે આવી. પિતા તો બન્ને ભાઈઓને નાના મૂકીને આ દુનિયામાંથી ચાલ્યા ગયા હતા. બાને પણ પોતાના પુત્રોની જાહોજલાલી જોવાની નહિ લખી હોય એટલે એ પણ ગાડું સરાડે ચડેલું જોઈને ચાલ્યાં ગયાં.

ભાઈઓમાં સંપ ખૂબ હતો. અને ભાભી પણ એવાં ખાનદાન, સંસ્કારી કુટુંબનાં હતાં કે એમાં જરાપણ વિક્ષેપ પડવાની શકયતા નહોતી. નાનો ભાઈ ભણતો હતો, એને ભણાવવાની બન્નેને, ભાઈ-ભાભીને ખૂબ હોંશ હતી.

મોટાભાઈને બે દીકરા અને એક દીકરી એમ ત્રણ બાળકો થયાં. હજુ તો ત્રણેય બાળકો નાનાં છે ત્યાં એકદમ અચાનક મોટાભાઈને ધંધામાં આવેલી મોટી ખોટને કારણે આઘાત લાગ્યો અને એમના મગજ ઉપર ખૂબ અસર થઈ ગઈ. વિચારોના વંટોળમાં ફસાઈ ગયા અને ગાંડા જેવા થઈ ગયા. નાનો ભાઈ આઈ. સી. એસ.ની પરીક્ષા પાસ કરી આવ્યો હતો, નોકરીની શોધમાં હતો. ત્યાં આ આઘાત અને અચાનક આવી પડેલી જવાબદારી જોઈને ડઘાઈ ગયો. ભાભી ખૂબ જ સમજુ હતાં, દિયરને સાંત્વન આપ્યું અને ધીરજથી કામ લેવા કહ્યું. અને નાન ભાઈએ કુટુંબની જવાબદારી માથે લીધી.

સનદી અધિકારીની નોકરી મળી ગઈ. અને કુટુંબમાં બધાં સંપીને રહેવાં લાગ્યાં.

નાનાભાઈનાં લગ્ન થયાં. ભાભીને જ પોતાની માતાને સ્થાને ગણતો નાનો ભાઈ પત્ની પાસે ભાભીનાં વખાણ કરતાં ધરાતો નહિ. 'કપરી પરિસ્થિતિમાં પણ ભાભીએ ધીરજ ગુમાવી નથી. હમેશાં હિંમતથી કામ લીધું છે એમનાથી જ આજે હું ઊંચો છું.' આમ તે ભાભીની આમન્યા પણ ખૂબ રાખતો. પત્નીને આમન્યા રાખવાની સલાહ આપતો.

મોટાભાઈનાં બાળકો પણ મોટાં થયાં. મોટાભાઈ ગાંડપણમાં ગુજરી ગયા હતા મોટો દીકરો બહારગામ ભણતો હતો એને ત્યાં અગવડ પણ પડતી હતી. એટલે રૂમ લઈને જુદું રહેવાનું નક્કી કર્યું.

આ બાજુ દેરાણીનું સંકુચિત મન જેઠાણી પાસે ઘરનો કારભાર રહે તે સહી શકતું નહિ. એનું પોતાનું વર્ચસ્વ જમાવી શકતી નહિ. જેઠાણીની આમન્યા તો રાખવી જ જોઈએ. છતાં મોઢું ચડાવીને ફરવું, વાત વાતમાં છણભણ કરવું, છોકરાઓને ધમકાવવાં, દોષ કાઢવો એ એનું રોજનું કામ થઈ પડ્યું. ભાભી સમજી ગયાં. દિયરની કમાણી ઉપર પોતાનો શો હક? પોતાની ફરજ હતી ત્યાંસુધી સૌનું કર્યું. હવે ઈશ્વર સૌનું ભલું કરે.

દિયરને સમજાવી પોતે મોટા છોકરાની અગવડ ટાળવા તેની સાથે જઈને રહ્યાં. પરંતુ નાનો છોકરો તો અહીં ભણતો હતો એટલે એ છોડીને આવી શકે તેમ નહોતો. અને દિયરના આગ્રહથી તેને ત્યાં રાખી પોતે ગયાં. કાકીને તો હજુપણ પોતાની સ્વતંત્રતા હણાતી લાગી. પોતાનાં સિવાય બીજાને ખવરાવી જ કેમ શકાય? અને તેમાંય જેઠાણીના ગયાં





પછી તો પોતે જ કર્તાહર્તા થઈ હતી. કોઈ કહેનાર નહોતું. પતિ તો કામમાં ગૂંથાયેલા હોય એટલે ઘેર પણ ખૂબ ઓછો સમય હોય.

કાકી–ભત્રીજાને ટપાટપી થવા માંડી. ઘણીવાર કૉલેજથી આવતાં મોડું થાય. થાળી તો ઢાંકેલી હોય છતાં એને ધમકાવે. માંડ માંડ ગળે ઉતારે. એક વખત એવું બન્યું કે કૉલેજના પ્રેક્ટીકલમાં રોકાયેલો ભત્રીજો મોડો આવ્યો. ભૂખ ખૂબ લ ગી હતી. આવીને તૈયાર થઈ રસોડામાં થાળી ઢાંકેલી તૈયાર હતી તે લઈ જમવા બેસતો હતો ત્યાં કાકી આવ્યાં અને હાથમાંથી થાળી લઈ લીધી. 'મોડા કેમ આવ્યા ? નિયમ પ્રમાણે જમવાના સમયે ન આવવું હોય તો જમવાનું નહિ મળે, સમજ્યા ? ' કાકીની વાગ્ધારા ચાલુ રહી અને ભત્રીજો ઊઠીને ચાલ્યો ગયો.

ન છૂટકે પોતાને પડતી અગવડ સમજાવતો બાને પત્ર લખ્યો અને હોસ્ટેલમાં રહેવાની તૈયારી બતાવી. પત્ર વાંચીને ભાભી તો પહેલી જ ટ્રેઈનમાં આવી પહોંચ્યાં. ચાર દિવસ રહ્યાં ત્યાં એમને એવો જ અનુભવ થયો. અરે, દેરાણીની સંકુચિતતા જોઈને તે ડઘાઈ જ ગયાં. કોઈ આવ્યું હોય અને એક ચાનો કપ પાવો પડે તો 'ના ' કહી દે. વિશાળ મનનાં ભાભી આવું સંકુચિત માનસ કેમ સહી શકે ? દિયરને સમજાવી ન છૂટકે તેઓ જુદાં રહ્યાં. દિયરને આ બધું ગમતું નહોતું પણ તેનાથી કંઈ જ થઈ શકે તેમ નહોતું. મનુષ્ય સ્વભાવ સામે જીભાજોડી કરવી તેના કરતાં તેનાથી દૂર રહેવું સારું. ભાભીને મન, 'એ રીતે જુદાં રહીને પણ જો એમને સુખ મળતું હોય તો મારે કોઈનું સુખ છીનવવું નથી. હું મારું સંભાળી લઈશ. તમે સુખેથી રહો. '

આમ આટલાં વર્ષોથી નભતું આવેલું સંયુક્ત કુટુંબ છિન્નભિન્ન થઈ ગયું. સંપીને જુદાં રહ્યાં પછી પોતાના વચ્ચેનો સંબંધ જળવાય તો પણ ઘણું....!

## દોષ પોતાના : ગુણ બીજાના

સુકન્યાબેન અને રમાબેન વર્ષોથી સાથે કામ કરતાં હતાં. બન્ને સામાજિક કાર્યકર હતાં. બન્ને સાથે હળીમળીને કામ કરતાં છતાંય રમાબેનની પ્રશંસા બહાર વધુ થવા લાગી. રમાબેન બુદ્ધિશાળી વધુ હતાં અને તેમની વાક્છટાની ઢબ એવી સુંદર હતી કે તેમને જે કંઈ કહેવાનું હોય તે લોકોને અસરકારક બનતું અને તેમની મુક્તકંઠે પ્રશંશા થતી. રમાબેનની આગવી શક્તિ હમેશાં નવી નવી યોજનાઓ ઘડી કાઢતી જેને કારણે લોકોમાં, કાર્યકરોમાં પણ તેમની છાપ વધુ પડતી.

સુકન્યાબેન બુદ્ધિશાળી તો હતાં જ. તેમનામાં વક્તૃત્વશક્તિ પણ હતી. તેમની પ્રશંસા કરનાર વર્ગ પણ હતો. પરંતુ રમાબેન જેટલી એમની કીર્તિ ફેલાયેલી નહોતી. રમાબેનના સમોવડિયા થવા તે બહુ પ્રયત્ન કરતાં હતાં. તેમના મનના એક ખૂણામાં તેજોદ્વેષ ઘર કરીને બેઠો હતો. એ ક્યારે એનું સ્વરૂપ પૂરબહારમાં દેખાડે તે તો કેમ કહી શકાય ! અજ્ઞાત મન-(unconscious mind)માં સંતાઈ પડેલી કોઈપણ વસ્તુ ક્યારે પ્રગટ થઈ જાય છે તે

જ્ઞાત મન જાણી શકતું નથી. તેવું સુકન્યા બેનનું થયું. તેમનું કાર્ય રમાબેનના દૂષણ શોધવાનું બની ગયું. તેમના અમુક વર્તુળ દ્વારા તેમની નિંદા કુથલી થવા માંડી. રમાબેનમાં જક્કીપણું વિશેષ હતું. બીજાની અણઆવડતને કારણે એ પોષાતુ હતું અને એમને કોઈ કહી શકતું નહિ. સુકન્યાબેન જેવાં કયારેક દલીલ કરી બેસતાં ત્યારે દલીલનો જવાબ પણ એવો જ જોરદાર મળતો એટલે ચૂપ થઈ જતાં. પણ પાછળથી તેમને ખૂબ ડંખતું. આમ મનના ડંખ સાથે વર્ષો સુધી સાથે કામ કર્યા કર્યું. પાછળથી સુકન્યાબેનને એક અલગ સંસ્થાનું કામ સંભાળવાની તક મળી. એ સંસ્થાને વિકસાવવા તેમણે ખૂબ મહેનત કરી.

ઉપરથી મીઠી મીઠી વાતો કરનાર સુકન્યાબેને પાછળથી ખોદણી શરૂ કરી દીધી. આમ એમનો એક વર્ગ બંધાઈ ગયો. જે રમાબેનને અભિમાની, તોછડાં, જક્કી, અહમ્‌થી ભરેલાં વગેરે ઉપનામોથી નવાજવા લાગ્યાં રમાબેન સામે બીજો કોઈ આરોપ મૂકી શકે તેમ નહોતું એટલે આવાં ઉપનામોથી તેમના મનને સંતોષ મળતો. રમાબેનના કુટુંબમાં કયાંક કંઈ પ્રસંગ બની જાય તો કહી વળતાં: 'જુઓ, રમાબેનના કુટુંબમાં કેવું ચાલે છે?'

સુકન્યાબેન દ્વારા થતી વાતો ધીમે ધીમે રમાબેનના કાને આવવા લાગી. એક ક્ષણ તો એમના મનને ખૂબ દુઃખ થયું. દુનિયામાં આ બધું વેરઝેર કોના માટે? સેવાના કાર્યમાં આપણને અંગત સ્વાર્થ શો? પણ અભ્યાસી રમાબેનના મગજમાં તરત આવી ગયું કે કીર્તિની લાલસા માણસ પાસે શું નથી કરાવતી? સમાજસેવાના કાર્યમાં અંગત સ્વાર્થ ન હોવા છતાં લોકો કામની સાથે વ્યક્તિની પ્રશંસા કરે એ તે નથી સહી શકતાં તેથી તેમનો તેજોદ્વેષ આ બધું કરાવે છે. એમને એમના કાર્યદ્વારા આગળ આવવાનો સમય છે, તક છે તો જરૂર આવે.

અને એક વખત વાત નીકળતાં રમાબેને સુકન્યાબેનને કહ્યું પણ ખરું કે 'તમારે મારા લાયક કંઈપણ કામ હોય તો જરૂર કહેજો, હું તમને મારાથી શકય એટલી મદદરૂપ જરૂર થઈશ.' આનું નામ માણસાઈ.

સુકન્યાબેન સમજી ગયાં. પણ અંતરમાં રહેલી ઈર્ષા એમ જલદી નીકળી શકે તેમ નહોતી. માનવી પોતાના દોષો શોધી બીજાના ગુણ ગ્રહણ કરવા પ્રયત્ન કરે તો આ દુનિયા કેવી સુંદર, વેરઝેર વગરની બને!

## કળા કામ લાગી

ધનાઢય કુટુંબમાં ઉછરેલી સાધના પરણીને એવા જ એક ધનાઢય કુટુંબમાં આવી. સાસરાની જાહોજલાલી ખૂબ હતી. પૈસો, મોટરગાડી, રસોયો, નોકર, બધું જ હતું છતાં કુટુંબમાં કોઈને તેનું અભિમાન નહોતું, જાતે કામ કરી લેતાં શરમ નહોતી. એટલે જ કયારેક રસોયો ન હોય કે નોકર ન હોય ત્યારે ઘરની કોઈપણ વ્યક્તિને અઘરું લાગતું નહિ

સાધના પિતાને ઘેર જરા જુદી રીતે ઉછરી હતી પરંતુ તેના લાગણીભર્યા અને માયાળુ સ્વભાવથી તે સાસરાના ઘરની રીતે ટેવાઈ





ગઈ. સાધનાનાં લગ્ન થતાં તેને મેટ્રિકમાંથી ભણવાનું છોડી દેવું પડયું હતું. પરંતુ તેને ગૃહસુશોભનકળા વરેલી હતી. એટલે ગૃહસજાવટ તેણે સુંદર કરી અને તે પ્રશંસા પામી.

વર્ષો પસાર થયાં. નાના ભાઈઓનાં લગ્ન થયાં અને દેરાણી, જેઠાણી, સાસુ, નણંદ સૌ સંપથી રહેવા લાગ્યાં. એક બીજાનું કરી છૂટવાની ભાવના અને જતું કરવાની ટેવ તેમને ખૂબ મદદરૂપ થઈ. સાધનાભાભીની આવડત અને માયાળુ સ્વભાવને કારણે મોટાં તરીકેનું માન જળવાવા લાગ્યું.

કુદરતને પણ કયારેક અદેખાઈ આવે છે. તેને કુટુંબનો સંપ, અને સાથે જાહોજલાલી ડંખ્યાં. સુંદરરીતે ચાલતા વેપારમાં અચાનક મોટી ખોટ આવી. ખોટ તો એવી જબરી આવી કે ઘરબાર સુદ્ધાં વેચવા પડયાં. હવે શું કરવું ? કોઈ ભાઈએ કયારેય નોકરી કરી નહોતી, કોઈની સત્તા નીચે કામ કર્યું નહોતું. આજે એ સિવાય બીજો આરો નહોતો. આજે તો કુટુંબના ભરણપોષણનો પ્રશ્ન આંખ આગળ આવી ઊભો હતો. કરવું શું ?

સાધનામાં છૂપાયેલી અપાર શક્તિ, હિંમત ખરે વખતે બહાર આવી. તેને સસરાની મોટી ઓથ હતી. સસરા તો દિલાવર દિલના, ધીરજ અને હિંમતથી કામ લેનારં હતા. પરિસ્થિતિનો સામનો હસતે મોઢે કરવાની તેમનામાં તાકાત હતી.

સાધના લાગણીવશ સ્વભાવને કારણે ઢીલી બની જતી પણ સસરાનું સાંત્વન અને હિંમત તેને ખૂબ મદદરૂપ થતાં. આટલી ઉંમરે પણ પરિસ્થિતિનો સામનો કરવાની તેમની તાકાત અભિનંદનીય હતી. એમને કારણે તો આખું કુટુંબ હિંમતથી ડગ ભરી શકયું હતું. ભાઈઓને તો ધીમે ધીમે નોકરી મળી ગઈ: પરંતુ કુટુંબની આર્થિક સ્થિતિને હજુ પહોંચી વળાતું નહોતું. એટલે સાધનાએ પણ હામ ભીડી અને તેનામાં જે આવડતની કુદરતી બક્ષિસ હતી તે ગૃહસજાવટના કાર્યમાં પ્રવીણતા મેળવી તેના વર્ગ લેવાનું શરૂ કર્યું. તેને કાગળકામ પહેલેથી આવડતું હતું. એટલે એ વર્ગો તો શરૂ કરી દીધા અને બાકીનો સમય કાઢી ફેન્સી વર્ક અને હેન્ડીક્રાફ્ટ-(હસ્તઉદ્યોગ)ના વર્ગ શરૂ કર્યા.

એને કામ મેળવતાં શરૂઆતમાં ઘણી મુશ્કેલીઓ વેઠવી પડી. સંસ્થાએ સંસ્થાએ અને ઘેર ઘેર ફરી તૈયાર કરેલ નમૂના બતાવી નવા વર્ગની જોગવાઈ કરવા ખૂબ મહેનત ઉઠાવી. તાત્કાલિક તો કામ કયાંથી મળે ! સહેજ નિરાશા સાંપડે પણ પાછી ધીરજથી તે આગળ વધે. છેવટે છૂટક નમૂના તૈયાર કરી વેચવા પણ માંડયા. પછી તો ધીરજના ફળ મીઠાં, એ કહેતીને આધારે તેની મહેનત ફળી. અને વર્ગ શરૂ થયો. બહેનો તેનો લાભ પણ લેવા માંડી.

આજે સાધના ઉલ્લાસથી, સંતોષથી પોતાનું કાર્ય કરી રહી છે.



બાળકને પોતાને પોતાની બુદ્ધિશક્તિ છે, બાળકને પોતાને પોતાની વિચારશક્તિ છે. વળી બાળક બીજરૂપે તર્કશક્તિ પણ ધરાવતું હોય છે. વડીલોએ આ હકીકતમાં શ્રદ્ધા રાખવી પડે. આની શ્રદ્ધા આંધળી છે તેમ માનવું નહીં. બાલમનોવિજ્ઞાનના અભ્યાસમાંથી અને સંશોધનદ્વારા આ સત્ય તારવી કાઢવામાં આવેલું છે. —હરભાઈ ત્રિવેદી



ખેત ઉત્પાદન વધારવાનો મંત્ર 'સહકારી ખેતી'.

# અરુણોદય સામુદાયિક સહકારી ખેતી મંડળી લિ.

સાપકડા (તા. હળવદ)

## નૂતન વર્ષાભિનંદન

આ મંડળીએ, રજીસ્ટ્રેશનના પહેલે જ વરસે, તેને મળેલી ૪૦૦ એકર પડતર જમીનને ખેડવાણ બનાવી વાવેતર કરેલ છે, અને ખેતી-સુધારણાના કાર્યક્રમના પહેલા પગથીઆ તરીકે ૫૦ ફૂટ લંબાઈ અને ૫૦ ફૂટ પહોળાઈનો કૂવો ગાળવો શરૂ કર્યો છે. પાણીના પૂરવઠાની પૂરી વ્યવસ્થા થયે એની સુધારણાનો અન્ય કાર્યક્રમ હાથ ધરવાનો ઈરાદો છે.

ત્રિભોવન ધરમસી
ચેરમેન.

ચુનીલાલ જોબનપુત્રા
મેનેજર.

અમારા ગ્રાહકો, શુભેચ્છકો અને મિત્રોને

# નૂતન વર્ષાભિનંદન

આદર્શ ગુજરાતી સાહિત્યપ્રેમીઓને મંગલ ઉષાની વધામણીમાં ગુજરાતના લબ્ધપ્રતિષ્ઠ સાહિત્યકારોના અમારાં નવાં પ્રકાશનો સાદર કરતા અમો ધન્યતા અનુભવીએ છીએ.

## નવલકથાઓ

આંખ અને અંજન ૩–૨૫
શ્રી રમણલાલ વ. દેસાઈ

પ્રેમપંથ ભા. ૧–૨ ૧૧–૫૦
શ્રી ઇશ્વર પેટલીકર

સર્વેશ્વર ૫–૦૦
ચંપાવતી ૪–૫૦
શ્રી ગુણવંતરાય આચાર્ય

આનંદ ભૈરવી ૮–૭૫
શ્રી સારંગ બારોટ

કન્યારત્ન ભા. ૧–૨ ૧૨–૦૦
શ્રી 'સોપન'

પૂર્ણા ૪–૦૦
બાઈમીજ ૮–૦૦
શ્રી 'કોલક'

શ્રમણગાથા ૬–૦૦
શ્રી ગો. ની. દાંડેકર

રૂંધાતાં જીવન ૭–૦૦
શ્રી શ્રી. ના. પેંડસે

## સાહસ-કથાઓ

ટીકા અને ટારઝન ૪–૨૫
શ્રી 'સત્યમ્'

મંગળની સફરે ૧–૫૦
તુરંગાને પેલેપાર ૧–૭૫
શ્રી ગિરીષ ગણાત્રા

## નવલિકાઓ

હીરાની ચમક ૩–૭૫
શ્રી રમણલાલ વ. દેસાઈ

મીન પિયાસી ૪–૦૦
શ્રી ઈશ્વર પેટલીકર

નારી નમણું ફૂલ ૪–૦૦
શ્રી સારંગ બારોટ

ટીલડી ૫–૦૦
શ્રી વિ. સ. ખાંડેકર

આભલાં ૫–૦૦
અરવિંદ ગોખલે

## લેખ-સંગ્રહો

માનવસૌરભ ૫–૦૦
શ્રી રમણલાલ વ. દેસાઈ

જીવન સંગમ ૫–૨૫
શ્રી ઈશ્વર પેટલીકર

## નાટ્ય-સંગ્રહ

વિદેહી ૩–૦૦
બૈજુ બ્હાવરો ૨–૫૦
શ્રી રમણલાલ વ. દેસાઈ

## કાવ્ય-સંગ્રહો

શમણાં ૩–૫૦
શ્રી રમણલાલ વ. દેસાઈ

તુલસીદલ ૩–૦૦
શ્રી સુંદરજી બેટાઈ

સો રૂપિયાનાં પુસ્તકો લેનારને પચાસ રૂપિયાનાં પુસ્તકો ભેટ આપતી અમારી અભૂતપૂર્વ યોજનાની વિગતવાર માહિતી માટે

—: આજે જ સંપર્ક સાધો :—

**આર. આર. શેઠની કંપની : મુંબઈ–૨**

પ્રિન્સેસ સ્ટ્રીટ : કેશવ બાગ : પો. બો. નં. ૨૫૧૭

# શ્રી ધ્રાંગધ્રા નાગરિક સહકારી બેંક લિ.



ધ્રાંગધ્રા, હળવદ અને દસાડા તાલુકાના સહકારી નોકરિયાતો,
કામદારો, સુધરાઈના કર્મચારીઓ અને મધ્યમ વર્ગના
વેપારીઓને ઓછા વ્યાજે ધીરાણ કરવામાં આવે છે.

નાના ગૃહઉદ્યોગોને નાની રકમના હપ્તાથી ઓછા વ્યાજે રૂપિયા
બે હજાર સુધીની લોન આપવામાં આવે છે.

આ વિસ્તારની જનતા માટે આ બેંક આશીર્વાદરૂપ નીવડી છે.



શ્રી શાન્તિલાલ દેપાળા
ચેરમેન.

શ્રી કાંતિલાલ ગાંડાલાલ શાહ
મેનેજર.

# શ્રી ધ્રાંગધ્રા મોટર વાહન વ્યવહાર સહકારી મંડળી લિમિટેડ, ધ્રાંગધ્રા.

* સૌરાષ્ટ્ર રાજ્યના સહકારી કાયદા મુજબ તા. ૩૦-૧૧-૫૩ના રોજ નોંધાયેલી રજી. નં. ૭-૧૦

## સંચાલક મંડળ

પ્રમુખ

શ્રી સકરચંદ કેશવજી સંઘવી

નિયામક સમિતિ

શ્રી સોમનાથ નંદલાલ મહેતા

શ્રી લખમીચંદ રણછોડદાસ મહેતા

શ્રી શીવલાલ ગોગજી પટેલ

શ્રી ડેપ્યુટી કલેકટરસાહેબ, ધ્રાંગધ્રા

શ્રી આસીસ્ટન્ટ રજીસ્ટ્રારસાહેબ, સહકારી મંડળીઓ, સુરેન્દ્રનગર જિલ્લો

વ્યવસ્થાપક સમિતિ

શ્રી શાંતિલાલ ભોળાનાથ દેપાળા, બી. એ (ચેરમેન)

શ્રી લાભશંકર મગનલાલ શુકલ

શ્રી નિર્ભયશંકર પ્રાણશંકર મહેતા

શ્રી કાંતિલાલ ગાંડાલાલ શાહ

શ્રી કસ્તુરભાઈ રાઘવજી પૂજારા

શ્રી વીરસિંહ બેચરજી સોલંકી

શ્રી મગનલાલ લીલાધર ઠક્કર

શ્રી પ્રેમશંકર ભા. જાની

શ્રી ડેપ્યુટી કલેકટરસાહેબ

શ્રી આસી. રજીસ્ટ્રારસાહેબ, સુ. નગર જિલ્લો

શ્રી વાડીલાલ મા. દેસાઈ

મંત્રી

શ્રી રઘુભા દાદુભા ઝાલા

વિના સહકાર નહિ ઉદ્ધાર

# શ્રી ધ્રાંગધ્રા તાલુકા સહકારી ખરીદ-વેચાણ સંઘ લિ.

નૂતન વર્ષના શુભ દિને

અમારા માનવંતા સભાસદો તથા ગ્રાહકોને
શુભેચ્છાઓ પાઠવે છે.
સીમેન્ટ, લોખંડ, પતરાં, ખાતર, સોડાએશ
વગેરે
વ્યાજબી ભાવે ખેડૂત તથા જનતાને વેચાણ કરતી
તાલુકાની
એકમાત્ર સહકારી સંસ્થા

ચેરમેન
શાન્તિલાલ દેપાળા

મંત્રી
કાન્તિલાલ ગાં. શાહ

ઊર્મિ નવરચના

વાર્ષિક લવાજમ : રૂ. ૬/૫૦ : વિદેશમાં : શિ. ૧૫.
૭ વર્ષનું સામટું લવાજમ રૂ. ૩૬/૫૦ : વિદેશમાં : શિ. ૬૫.

અમદાવાદનાં રૂબરૂ લવાજમ ભરવાનું અને મ. ઑ. થી મોકલવાનું મુખ્ય સ્થળ :

ઊર્મિ–નવરચના કાર્યાલય

ભારતી સાહિત્ય સંઘ (પ્રા.) લિ. : ૧૪, ગાંધીરોડ : ફર્નાન્ડીઝ બ્રિજ : અમદાવાદ, ૧

આ ઉપરાંત નીચેનાં સ્થળોએ પણ 'ઊર્મિ–નવરચના'નું લવાજમ ભરી શકાય છે :—

| | | |
|---|---|---|
| ૧ | એન. એમ. ત્રિપાઠી પ્રાયવેટ લિમિટેડ, | પ્રિન્સેસ સ્ટ્રીટ, મુંબઈ, ૨. |
| ૨ | આર. આર. શેઠની કંપની, | કેશવબાગ, પ્રિન્સેસ સ્ટ્રીટ, મુંબઈ, ૨. |
| ૩ | એન. એમ. ઠક્કરની કંપની, | ૧૪૦, પ્રિન્સેસ સ્ટ્રીટ, મુંબઈ, ૨. |
| ૪ | આરોગ્યધામ, | અચુબ મૅન્શન, વિન્સેન્ટ રોડ, કિંગ સર્કલ પાસે, માટુંગા, મુંબઈ, ૧૯ |
| ૫ | પુસ્તકાલય સહાયક સહકારી મંડળ લિમિટેડ, | રાવપુરા, વડોદરા. |
| ૬ | ચરોતર પુસ્તકાલય પ્રવૃત્તિ, ચરોતર એજ્યુકેશન સોસાયટી, | આણંદ. |
| ૭ | વિજય સ્ટોર્સ, | સ્ટેશન રોડ, આણંદ. |
| ૮ | લોકમિલાપ કાર્યાલય, | જિલ્લા કોર્ટ રસ્તો, ભાવનગર. |
| ૯ | નવયુગ પુસ્તક ભંડાર, | રાજકોટ. |
| ૧૦ | સાહિત્ય ભંડાર | ૧૪, અમરતલ્લા સ્ટ્રીટ, કલકત્તા, ૧. |
| ૧૧ | ગાંડીવ સાહિત્ય મંદિર, | હવાડિયા ચકલા, સૂરત. |
| ૧૨ | સૌરભ પુસ્તક ભંડાર, | રિલીફ રોડ, પાદશાહની પોળ સામે, અમદાવાદ, ૧ |
| ૧૩ | રવાણી બંધુ | વલ્લભવિદ્યાનગર (આણંદ–ખેડા) |
| ૧૪ | સીટી બૂક શૉપ, | પો. ઑ. નં ૧૪૬૦, મોંબાસા. (કેન્યા) |
| ૧૫ | જે. એસ. કાનાબાર લિ૦, | પો. ઑ. નં. ૧૦, બ્લેન્ટાયર. (ન્યાસાલૅન્ડ) |
| ૧૬ | જનરલ બૂકસેલર્સ, | પો. ઑ. ન. ૧૨૭૮, દારેસલામ. (ટાંગાનિકા) |
| ૧૭ | પૉપ્યુલર બૂક સપ્લાય, | પો. ઑ. નં. ૭૬૯, કંપાલા. (યુગાંડા) |
| ૧૮ | કે. સી. આચાર્ય એન્ડ સન્સ, | પો. ઑ. નં. ૨૪૬, જિંજા. (યુગાંડા) |
| ૧૯ | નિર્મળાબેન ભટ્ટ, | પો. ઑ. નં. ૧૨૧, જિંજા. (યુગાંડા) |
| ૨૦ | કે. સી. આચાર્ય એન્ડ સન્સ, | પો. ઑ. નં. ૪૦૬, મ્બાલે. (યુગાંડા) |
| ૨૧ | રાવળ બ્રધર્સ, | પો. ઑ. નં. ૪૬, નકુરુ. (કેન્યા) |
| ૨૨ | વાલંભીઆ બ્રધર્સ, | પો. ઑ. નં. ૮૯, ઝાંઝીબાર (પૂ. આફ્રિકા) |
| ૨૩ | છોટુભાઈ પટેલ, સેંટ્રલ પ્રિ. પ્રેસ લિ., | પો ઑ. ૪૨૬, બ્રોકનહિલ. (નૉર્થ રોડેશિયા) |
| ૨૪ | રામભાઈ પટેલ, પ્રીમિયર બ્રધર્સ, | પો. ઑ. નં. ૨૯૩. એનડોલા. (નૉર્થ રોડેશિયા) |
| ૨૫ | આપાભાઈ પટેલ. | પો. ઑ. નં. ૭૯. લુઆન્સ્યા. (નૉર્થ રોડેશિયા) |
| ૨૬ | સાકરચંદભાઈ નાઈ, નાઈ બ્રધર્સ. | પો. ઑ. નં. ૩૪. લિવિંગ્સ્ટોન. (નૉર્થ રોડેશિયા) |
| ૨૭ | મોરારજીભાઈ એલ. પટેલ, | પો. ઑ. નં. ૧૫૧૭. સેલિસબરી (દ. રોડેશિયા) |
| ૨૮ | ઠાકોરભાઈ દેસાઈ. દેસાઈ એન્ડ કંપની. | પો. ઑ. નં. ૧૦૮. લુસાકા. (નૉ. રો.) |

# નવચેતન



પૂનમને પગથારે

ચિત્રકાર : સી. નરેન

તંત્રી
ઇશ્વરલાલ મો. દવે
સંપાદક
જયન્ત પરમાર

વર્ષ ૩૧ · અંક ૯ · ડિસેમ્બર ૧૯૬૦ · સળંગ અંક ૩૬૯

અંક ૯ : ડિસે. '૬૦
સળંગ અંક ૩૬૯
સમાજમાં સંસ્કાર અને



'ઊર્મિ' : વર્ષ ૩૧
'નવરચના', વર્ષ ૨૫
સાહિત્ય પ્રેરતું સામયિક

## ક્રમ





## સૂચના

* લવાજમ વરસનું : સાડાસાત રૂપિયા, વિદેશમાં દશ રૂપિયા (શિ ૧૫)
* દર માસની ૧લી તારીખે નિયમિત પ્રગટ થાય છે
* વરસમાં એપ્રિલ, જુલાઈ ઑક્ટોબર અને જાન્યુઆરી એ ચાર માસમાંથી કોઈપણ માસથી ગ્રાહક થઈ શકાય છે
* વી પી થી લવાજમ વસૂલ કરવામાં જે વધારાનો ખર્ચ થાય છે એ ગ્રાહકે જ ભોગવવાનો હોય છે એટલે લવાજમ પૂરું થયાની નોટિસ મળે ત્યારે ગ્રા નં અને પૂરા સરનામા સાથે કૃપા કરીને મનીઑર્ડરથી જ લવાજમ મોકલી આપવું
* નમૂનાનો અંક મંગાવતી વખતે છ નવા પૈસાની ટિકિટો બીડવી જરૂરી છે મફત અંક કોઈને મોકલાતો નથી
* દરેક જાતના પત્રવ્યવહારમાં ગ્રા નં લખવો ખાસ જરૂરી છે
* અસ્વીકૃત લખાણ પાછું મેળવવા જોઈતી ટિકિટો બીડવી જરૂરી છે એ સિવાયનાં અસ્વીકૃત લખાણો પંદર દિવસ પછી રદ કરાય છે
* જાહેરખબર માટેનું, લવાજમ મોકલવાનું, લખાણો મોકલવાનું અને બીજા દરેક જાતના પત્રવ્યવહારનું સરનામું —

**'ઊર્મિ–નવરચના'**
ભારતી સાહિત્ય સંઘ (પ્રાયવેટ) લિ,
૬૪, ગાંધીરોડ. ફર્નાન્ડીઝ બ્રિજ
અમદાવાદ, ૧

પ્રકાશક : ઈશ્વરલાલ મો. દવે, ભારતી સાહિત્ય સંઘ (પ્રાયવેટ) લિ, ૬૪ ગાંધીરોડ, ફર્નાન્ડીઝ બ્રિજ, અમદાવાદ, ૧
મુદ્રક : કાંતિલાલ ડાહ્યાભાઈ પટેલ, મંગલ મુદ્રણાલય, ફત્તેહભાઈની હવેલી, રતનપોળ, અમદાવાદ

## જન્મદિવસ

જન્મદિનની ઊજવણી, તેની ખુશાલી, તેની જવાબદારી અને તેની ગંભીરતા ક્યારેક જ જોઈ શકાય છે. વીતેલાં વર્ષોનું સરવૈયું કાઢનારો આ એક જ દિવસ દરેક વ્યક્તિના જીવનમાં વરસે એક જ વાર આવે છે. વેપારી દર વરસે બેસતા વરસે ધંધાનું સરવૈયું કાઢે છે, જૂના ચોપડાને બાંધીને છાજલીએ ચડાવી દે છે, નવેસરથી નવા વરસનો હિસાબ શરૂ કરે છે. જન્મદિનનું સ્વરૂપ આટલા મહત્ત્વવાળું જ્યારે બને ત્યારે જ એની સાચી ઉપયોગિતા સમજાય. હરખ અને ખુશીની એ વાત છે એ જરૂર. પણ એ ખુશાલીમાં કંઈક મહત્ત્વનું સ્વરૂપ હોવું જોઈએ એ કોઈએ ભૂલવું ન જોઈએ. ઊજવણીનું એ પર્વ હોય છે એ પણ એટલું જ સાચું છે, છતાં એ ઊજવણીમાં કંઈક વિચાર-પૂર્વકનું તત્ત્વ હોવું જરૂરી છે એ પણ એટલું જ સાચું છે, દરેક ઉત્સવ વર્ષમાં એક જ વાર આવે છે એટલે જન્મદિનનો ઉત્સવ પણ વર્ષમાં એક જ વાર આવે એ સમજી શકાય તેવી વાત છે. પણ ઉત્સવે ઉત્સવે ફેર હોય છે એવું પણ આપણે દરેક ઉત્સવમાં અનુભવતા હોઈએ છીએ જ. ઉત્સવનું મહત્ત્વ, સિદ્ધિ, ઉપયોગિતા કે બિનજરૂરિયાત વચ્ચેથી પણ આપણે સાચો અને સારો રાહ કાઢવાનો હોય છે. એ રાહ શોધી કાઢવાની આતુરતા, પોતાની જાતમાં ડોકિયું કરવાની સાચી શક્તિ, આત્માભિમુખ થવાની યોગ્ય દૃષ્ટિ અને બીજું ઘણુંય મેળવવા માટે વ્યક્તિ માટે જન્મદિન એક સાચામાં સાચું પર્વ-દિવસ-ઉત્સવ છે. એ દિવસને સાચા અર્થમાં દિવસ તરીકે ભાગ્યે જ આપણે નિહાળીએ છીએ, ભાગ્યે જ આપણો મહત્ત્વનો દિવસ ગણીએ છીએ. મહાન પુરુષોના જન્મદિનની ઊજવણી વખતે એના કાર્યને જ વધુ મહત્ત્વ અપાય છે; એની મહત્તાને પૂજવાની હોય છે એ આપણા જન્મદિને આપણે ધ્યાનમાં રાખીએ તો? તો જન્મદિનને આપણે સાચા અર્થમાં ઊજવ્યો ગણાય, ખરી રીતે તેનો ઉપયોગ કર્યો કહેવાય. આપણે હમેશાં એ જ દિવસની રાહ જોઈને બેસી રહેવાથી કશું કરી શકીએ નહિ. એને બિરદાવવા માટેની યોગ્યાયોગ્યતા વિચારવી પણ એટલી જ જરૂરી છે.



પ્રો. ગોવિન્દભાઈ પટેલ

## વ્હાલમ

વ્હાલમ, જાણે વાલોળનો તું વેલો,
ફાલતો આગળ વાધે, જેવો આષાઢ મેઘનો રેલો.
વ્હાલમ, જાણે વાલોળનો તું વેલો.
સથવારો લઈ શીતનો આવે
ઓતરા ખંડનો વાયુ,
આંકળનાં જળ જામતાં કેવાં
જામતું જેવું આયુ;
હેમાળાનાં હેત ઝીલી તું મલકે વ્હેલો વ્હેલો.
વ્હાલમ, જાણે વાલોળનો તું વેલો.
આંખલડીથી ઓસરે ના કૈં
કેસૂડલાની લાલી,
ફાગણને દૈ તાલ ત્યાં મ્હોરે
ગુલમહોર ગુલાલી;
રાતરાણી શો પાંગરી તું તો તો ય માણી રે' ગેલો
વ્હાલમ, જાણે વાલોળનો તું વેલો.
મોહ માયા શો મેહુલો રેલી
પૂરમાં લે કૈં તાણી,
નમતી તારી કાય, ને થાતી
પલમાં તેથી જ શાણી,
રતરતોનો ભોગી તું તો જોગમાં ઘેલો ઘેલો.
વ્હાલમ, એવો વાલોળનો તું વેલો.

★

નરેન્દ્રકુમાર શુક્લ

## હું મઝધારે આપ કિનારે!

નેહ કર્યો કા પ્રાણની પાળે,
હું મઝધારે આપ કિનારે!

આતમ કેરી જાજમ ઢાળી વાટ ઘણેરી જોઈ
આખું બિયું આયખું એણે આશની બ્હારે રોઈ!
રાખ બનાવ્યાં રાગના હૈયા આમ રમીને આંખની ધારે!
—હું મઝધારે

ખોળી ખોળી સાગર ડહોળ્યો તોય ન આવ્યો અંત,
પરભવનું વખ વાળતા હો ત્યમ કેટલા પ્રાયો દંત?
કેમે થાક્યો જઈ કિનારે આપ હસો ત્યાં કાક ઓવારે!
—હું મઝધારે

દિન ઊગે ને તાવતાં મોરા રોજ હઠીલા નેણ,
છળ કરે રજ સાંભળું ત્યાં તો એ જ મધુરાં વેણ,
આજ ધરા શા સામે તોપણ કેટલું છેટું આપને મારે?
—હું મઝધારે

પ્રીત કદી કર્યાં પૂછતી પહેલા રાખશો કેવા માન,
રંગ રગે રગ આવરી જેનો એ જ નહીં ભગવાન!
હાલત રાખી હાય અમારી જેવી સાંજે એ જ સવારે!
—હું મઝધારે

★

અબોધ

## ચાલ્યા જતામાં માર્ગ પર

આ જિંદગીના બાગમા ખીલ્યા સુગંધી પુષ્પ કંઈ,
ધીમે પવન વહતો હતો અનુરાગ એનો મસ્ત લઈ.
જાણ્યે અજાણ્યે માર્ગ પર
જાતાં, અચાનક દર્દ પર
મીઠી સુવાસ પ્રસારતો વાયુ સુગંધી વહી ગયો:
ઇચ્છા હતી ના તે છતાં હુ બાગ દ્વારે વળી ગયો.
જોવા વિચાર્યું કે કયું આ પુષ્પ સૌરભ ઢોળતું?
હૈયા ઘવાયા પર અહા! સૌરભ સુધારસ સીંચતું?
કિન્તુ ન આગે લાધતું
એકેય એવું પુષ્પ જે હૈયું દુભાયું ઠારતું.
જ્યાં જ્યાં કુસુમ ત્યાં ત્યાં ભમી
સૌરભસુધા સર્વે ગ્રહી
હૈયું છતાં ખાલી લઈ,
દૂરે જઈ ઊભો રહ્યો હું માર્ગ પર
છાઈ રહી મીઠી સુવાસો એ જ પાછાં દર્દ પર
ચાલ્યા જતામાં માર્ગ પર.

★





'સાલિક' પોપટિયા

## મને શું માફ કરશો?

નહીં ઊઠે હવે મારી કલમ આ,
તમારા રૂપની કરવા પ્રશંસા;
નહીં ગાઉં તમારાં પ્રેમ-ગીતો—,
નહીં ખોલું તમારી પ્રેમ-ગાથા
મને શું માફ કરશો?

તમારા દેહની લાવણ્યતાઓ,
નહીં ગાઉં હવે મારા કવનમાં;
તમારું એ મધુરું નામ સુદ્ધાં,
નહીં હોયે હવે મારા કથનમાં.
મને શું માફ કરશો?

ખીલી ઊઠશે પ્રભાતે ફૂલ જ્યારે,
ને ગાશે બુલબુલો કંઈ ગાન મીઠાં;
સ્મરી લઈશ હું તમારા હોઠ કિન્તુ,
નહીં ઝંખુ તમારી સ્નેહ-છાયા.
મને શું માફ કરશો?

તમારા હાથની મેંદી ચૂમીને,
છવાશે પશ્ચિમે સંધ્યાના રંગો;
સ્મરી લઈશ હું તમારા બાહુ કિન્તુ,
દબાવી દઈશ બધા દિલ-ઉમંગો.
મને શું માફ કરશો?

છવાશે રાતના અંધકાર જ્યારે,
સ્મરી લઈશ હું તમારું નેણ-કાજળ;
ભરી લઈશ દિલમાં છાની આહ કિંતુ,
નહીં થાવા દઉં આંખોને જળજળ.
મને શું માફ કરશો?

સુહાની ચાંદની રાતોમાં જ્યારે,
મને સંગાથ સાંભરશે તમારો;
સ્મરી લઈશ હું મિલન સાગરતટેનું,
નહીં કહું કે તમે પાછા પધારો.
મને શું માફ કરશો?

શિયાળાની કકડતી ટાઢ માંહે,
ભરી લઈશ હું ભલેને શ્વાસ ઠંડા;
નહીં ચાહું હૃદયની હૂંફ કે હું,
નહીં માગું તમારી ઉષ્ણ કાયા.
મને શું માફ કરશો?

પ્રજળતા ગ્રીષ્મની ધીખતી બપોરે,
તમારા નેણ-માદકથી નિતારી;
નહીં કહું કે મને આપો સુધાઓ,
નહીં કહું કે છિપાવો પ્યાસ મારી.
મને શું માફ કરશો?

ઘટાઓ કાળી જ્યારે છાઈ જાશે,
સ્મરી લઈશ હું તમારા નેણ મદભર;
પરંતુ નામ ઉચ્ચારી તમારું,
તમારા હોઠ પર મૂકીશ સાગર.
મને શું માફ કરશો?

તમારી રાહથી મુજ રાહ જુદી,
કરી લીધી છે મેં લાંબા સમયથી;
પરંતુ આ તમારો ક્રોધ શાને,
ફક્ત મારી કવિતાના વિષયથી.
મને શું માફ કરશો?

તમે શું એ જ ઇચ્છો કે મારા,
કવનથી પણ ન હું તૃષા છિપાવું;
તરસતો રહું સદા મૃગજળના આરે,
અને ના દર્દનું કો' ગીત ગાઉં.
મને શું માફ કરશો?

છતાં જો એ જ ઇચ્છા છે તમારી,
નહીં ખોલું તમારી પ્રેમગાથા;
નહીં મારી કલમને હું ઉઠાવું,
તમારા રૂપની કરવા પ્રશંસા.
કરી દો માફ મુજને.



દેવજી રા. મોઢા

## મેં તો...

મેં તો ત્રણે ભુવનને ભાળ્યાં કે એક નાના તારલામાં!
મેં તો સાતે સમદરને નિહાળ્યા કે વારિ કેરા ખોબલામાં!
મેં તો હેરી હિમાળાની હારે કે ધૂળ તણી ઢગલીમાં!
મેં તો પૂર્વજની પેખી લંગારો, પસાર થતી પગલીમાં!
મેં તો વનરા વનને પ્રમાણ્યાં કે તુલસીનાં પાંદડામાં!
મેં તો સૂરજનાં સતને નાણ્યાં કે ઘર કેરા દીવડામાં!
મેં તો સૃષ્ટિનો પીપળો પેખ્યો કે આંગણાના રૂખડામાં!
મેં તો હસતો સાંવરિયો દેખ્યો ગોવાળિયાના મુખડામાં!



'રાજહંસ'

# સમયના શોર-તોર

## સામ્યવાદના નાટકનો ત્રીજો અંક

ચીન-રશિયાએ અજમાવેલા સામ્યવાદનું પોત પાતળું પડ્યું છે. સંયુક્ત રાષ્ટ્રની મહાસભામાં ઘણા નવા દેશો સ્વાધીન બનીને દાખલ થયા ત્યારે તેમના ઉપર સામ્યવાદી પ્રભાવ પાડવા ક્રુશ્ચેવ ત્યાં હાજર થઈ ગયા. પણ એમની ધારણામાં એ સફળ થયા નહિ. સ્વાધીન થવા મથતાં બીજાં રાષ્ટ્રો પણ સામ્યવાદીઓની સહાય લેતાં ડરે છે. એમને ચીન-રશિયાનો ભરોસો પડતો નથી.

બ્રિટન, ફ્રાંસ, અમેરિકા—આ દેશોનું શાહીવાદી વલણ પૂરું થવા આવ્યું છે. એવે તબક્કે એમનું વગોણું કરવા ચીન-રશિયા અશિષ્ટ ગણાય એવી ભાષા વાપરે, ધીરજ ગુમાવીને ધાંધલ મચાવે, ધમકીઓ છોડયા કરે એથી એમનો રહ્યોસહ્યો પ્રભાવ ઓસરવા માંડયો છે. જ્યારે આદર્શોનું જોર ઓછું જણાય ત્યારે આવી ધાક-ધમકીઓ સૂઝે અને ત્યારે પીઠ પાછળના કાવાદાવા કરવાનું ગમે. પરંતુ એ મનોદશા હાર પામેલાની છે. સામ્યવાદનાંયે અમુક પાસાં તો સારા છે જ. એનાં દૂષણો જોઈ વિચારી દૂર કરવાનો સમય જ્યારે પાકયો છે ત્યારે જ હઠાગ્રહીઓ, એને દૃઢ કરવા નીકળ્યા છે. કોઈ ધર્મમાં નવા પરિવર્તન પામેલાઓ એની કનિષ્ટ બાજુઓ તરફ જ ઝૂકવાના. એવું એકલા સામ્યવાદમાં બનતું નથી, બધા જ ધર્મો અને વાડાઓમાં એમ જ બન્યું છે. ઊજળી બાજુ અપનાવનાર તો એના દુશ્મનો જ હોવાના.

લશ્કરી સત્તા વડે સામ્યવાદ પ્રસર્યો, જેમ ઈસ્લામ એની તલવાર વડે ફેલાયો. હજુ સામ્યવાદને બીજાં બે પાંચ વર્ષ એમાં કદાચ મળી જાય ખરાં, પણ એ છેવટનાં ગણાશે. ઔરંગઝેબ પછીયે મુઘલ સલ્તનત ચાલી ખરી, પણ પડતીનો પ્રારંભ તો એણે જાતે જ લાવી આપેલો. એમ સામ્યવાદ હવે એના આખરી તબક્કામાં છે.

સામ્યવાદ હવે જગત ઉપર પ્રભાવ પાડી શકવાનો નથી. હવે એની લશ્કરી તાકાત પણ ખોઈ બેસવાની છે.

## અમેરિકન ચૂંટણીનું મૂલ્યાંકન

એનાં એંધાણ અમેરિકાના પ્રમુખની ચૂંટણીમાંથીયે મળે છે. અમેરિકાનો વિલ્સન પહેલા વિશ્વયુદ્ધને અંતે એક સ્વપ્નું લઈને આવ્યો: 'લીગ ઑફ નેશન્સ.' પણ એનું સ્વપ્નું સ્વીકારવા ત્યારે અમેરિકા તૈયાર નહોતું, ને વિલ્સને વિદાય લીધી. એક જગતનું સ્વપ્નું લઈ વીલ્કી બહાર પડયો. પણ ત્યારેય અમેરિકા તૈયાર નહોતું. ત્રીજીવાર કેનેડી નીકળ્યો ને એ જીતી ગયો.

આ જીત ચૂંટણીના લોભાવનારા વચનોની નથી. એ જીત સ્વપ્નાંની છે આવતાં ચાર વર્ષો વેઠી લેવા તૈયાર થજો એવી કપરી હાકલ ઉપર કેનેડી જીત્યો છે. એણે સંધિ સમાધાનો ને શસ્ત્રનાબૂદીની વાટાઘાટો માટે તૈયારી બતાવી છે. પણ એમાં સફળ ના થવાય તો મુક્ત જગતને ડર છોડીને આગેકૂચ કરવાની હાકલ પણ એણે આપી છે. એ ઠંડા યુદ્ધનો હિમાયતી નથી. કેનેડીએ પછાત દેશોને ભેરુબંધીથી જીતી લેવા જાહેર કર્યું છે. જે પછાત છે તેમને મદદ કરવા એ નીકળ્યો છે. લોકશાહી પદ્ધતિથી મજબૂત, દીર્ઘજીવી, ઝડપી, અને લોકોમાં વિશ્વાસ જગાડનારું કામ થઈ શકે એ એની ખ્વાહીશ છે. હિંદુસ્તાન આ પ્રયોગ માટે સારામાં સારું ક્ષેત્ર નીવડી શકે એ એની ચકોર આંખોએ



પારખી લીધું છે. અને આવતાં ચાર વર્ષો સુધી નાણાં બુદ્ધિ અને સાધનો વડે અમેરિકા ભારતને પડખે રહેશે.

આઇઝનહાવરનાં આઠ વર્ષમાં અમેરિકાએ બ્રિટન અને ફ્રાન્સનાં ઓસરતાં પાણીમાં પોતાની લાગવગ વધારવાની તક જોઈ. કદાચ એવી ઐતિહાસિક જરૂર પણ હશે. નહિ તો શક્તિની ખેંચ હોય ત્યારે સ્થિરતા ટકે નહિ. અરાજકતા આવી પડે. પરંતુ સ્થિરતા લાવી આપતાં એણે પશ્ચિમી સત્તાઓને છાવરી અને તેથી જગતમાં એણે અવિશ્વાસ મેળવ્યો, શાહીવાદી કલંક વહોર્યું. કેનેડીની ચૂંટણીથી એ પરિસ્થિતિ બદલાઈ છે. હવે સિદ્ધાંતો અને સાહસ એ બંનેને પ્રગટ થવાની તક મળશે. આશ્ચર્ય છે કે અનુભવીઓના હાથમાં એવી તક ના જતાં પ્રતિભાશાળી યૌવનના હાથમાં એ આવી છે. જગતની પુનર્રચનાનું કાર્ય યૌવનની શક્તિ અને ઉત્સાહ માગે છે.

અમેરિકન ચૂંટણી તો અહીંથી હજારો માઈલ દૂર થઈ. પણ એના પ્રત્યાઘાતો અહીં પડે છે. આ ચૂંટણીમાં ભારતની સરકારે રસ લીધો, અને એક ખાસ નિરીક્ષકને ત્યાં મોકલ્યો. પ્રજાએ તો ઘણો જ રસ લીધો, અને કેનેડીની જીતમાં પોતાની જીત માની.

**પાકિસ્તાનનો હૃદયપલટો થવાની તક**

પણ પાકિસ્તાનના અયુબખાનને આવી પલટાતી પરિસ્થિતિ શેની ગમે? ચીનના ચુ એન લીને તો ના જ ગમે કારણ કે એશિયામાં ભારતની આગેકૂચ એનાથી સહેવાય એમ નથી. એને તો ચીનનાં લશ્કરો આફ્રિકા સુધી મોકલવાં છે-કેમકે એની પાસે લશ્કરમાં ભરતી કરી શકાય એવો પ્રજાકીય દારૂગોળો ઘણો છે ને એ ખપાવવાની ઘણી જરૂર પણ છે. ચીનની આ વાત હિમાલયના શિખરે શિખરે અથડાવા માંડી છે ને ત્યાં જ ભટકાઈને ભૂકા થવાના છે.

પણ પાકિસ્તાનને શાથી ઓછું આવે છે? તેર વર્ષે જે દેશમાં બંધારણ નથી ને લોકમતવાળી સરકાર નથી, તે કાશ્મીરની પ્રજાનો લોકમત શી રીતે માગી શકે? એ નવું ઈસ્લામી ઝનૂન છે, ને તે કરતાંયે વધારે ભારતનો દ્વેષ છે.

આવી અદેખાઈ ક્યાંય ટકી નથી ને એમનીયે ટકવાની નથી. ડલેસ-નિક્સનના કારનામાં પૂરાં થયાં, હવે એ પીઠબળ મળતું બંધ થવાનું એ સમજીને દોસ્તીનો હાથ લંબાવે તો હજુયે સમય છે. નદીઓનાં પાણીની વહેંચણીના કરાર હમણાં થઈ શક્યાં, પણ તરત જ વાતાવરણ ડહોળાવા માંડ્યું. હજુ નેહરુની સિદ્ધાંતશીલ રાજનીતિ પારખવાની તક છે. એની ઉદારતાનો ઉપયોગ કરી લેવાની કુનેહ હોય તો આખા ભારતખંડને એથી લાભ છે—પાકિસ્તાનને તો અઢળક લાભ અચૂક છે જ.

અને ઝઘડાખોર વૃત્તિ રાખી, લડાઈનાં કહેણ મોકલી, ભારતને બદનામ કરવાની વૃત્તિ રાખી અયુબ કે પાકિસ્તાન વખત ગુમાવશે તો નેહરુ પછીના સત્તાધારીઓ સાથે પાનું પાડવું એમને વધારે મુશ્કેલ જણાશે.

દેખીતું છે કે પાકિસ્તાનને લાગવગ વધારવાની ગુંજાશ હોય તો અફઘાનિસ્તાન, ઈરાન, અરબસ્તાન, તુર્કસ્તાન ને મિસર વગેરે દેશો છે. પણ લાગવગ શી રીતે વધે? એકલા ઈસ્લામની બાંગથી એ તાકાત હવે મળવાની નથી. હવે તો આગેવાની લેવા લાયકાત મેળવવી જરૂરી છે. ને એવી લાયકાત માટે પાકિસ્તાને તૈયારી કરી હોય તો એ જાણે.

પણ હજુયે ઝનૂન ઉપર ટકી રહેવું હોય અને પોતાની પાછળ બીજાનેય એનો નશો કરાવી માનવતા ભૂલાવવી હોય તો પૂર્વ પાકિસ્તાનમાં નોઆખલીના વિસ્તારમાં જે પાશવી હત્યાકાંડ થયા, અત્યાચારો થયા ને નિર્દોષોનાં લોહી રેડાયાં તે ધોવા બંગાળના સાગરને ઊછળી ઊછળીને આવવું પડ્યું, એમ આકરાં પ્રાયશ્ચિતોની તૈયારી પણ એણે રાખવી જ પડશે.

ઈશ્વરી ન્યાયમાંથીયે વિશ્વાસ ઊઠી ગયો છે એવું તો પાકિસ્તાન નહિ કહેવા માંડે ને!

**દેશની ચૂંટણીઓની ભૂમિકા**

અમેરિકન ચૂંટણીની તોલે આપણેય આપણી ચૂંટણીઓ મૂલવવી રહી.

આપણી ચૂંટણીઓ બહુ દૂર નથી. એમની જેમ આપણેય



વિસ્તાર ઘણો છે, મતદારો તો અધિક છે જ. ઘણી તૈયારીઓ ને લાંબા પ્રવાસોની ત્યાં જરૂર જણાઈ એમ અહીં પણ ખરું. ત્યાં જેમ વ્યક્તિત્વ ઉપર લોકો મુગ્ધ બન્યા એમ અહીં પણ થવાનું. ને ચૂંટણીમાં મત જીતવા ત્યાં વચનોની કારી ના લાગી એમ અહીં પણ વચનો હવે નિષ્ફળ જવાનાં.

કોંગ્રેસની જીત આવતી ચૂંટણીઓમાં ચોખ્ખી દેખાય છે. એથી રખે કોઈ એમ માને કે કોંગ્રેસની કામગીરી લોકોને મંજૂર છે. એ સામે ઉકળાટ તો ઘણો છે ને તે સકારણ છે. પણ નેહરુની પ્રતિભા કોંગ્રેસને વિજય અપાવે એટલી જીવંત છે. એક માણસનું વ્યક્તિત્વ નિખાલસતાથી, સિદ્ધાંતથી, નિઃસ્વાર્થથી, ભક્તિથી કેટલું ખીલવી શકાય એનું ઉદાહરણ નેહરુ આપી રહ્યા છે. પણ એમની જેમ વ્યક્તિત્વ ખીલવવાનો પુરુષાર્થ આ દેશમાં બીજાને કરવો નથી.

પ્રતિભા ઉપરાંત કોંગ્રેસ પાસે એનો ઇતિહાસ છે. કૈં વર્ષો સુધી ચૂંટણીઓ નથી લડવી, અને જીતેલી બેઠક છોડી દઈ સીધા જેલમાં બેસવાની ભૂમિકા એણે જ બાંધી છે. જ્યારે નવા પક્ષને એવો ઇતિહાસ રચવાની ફુરસદ નથી, ધીરજ પણ નથી.

આખા એશિયામાં, અને ગણો તો આફ્રિકામાં પણ, આ દેશને પ્રભુત્વ મળવાનું હોય તો તેની તૈયારી કરવાનો સમય આ જ છે. લાગે છે કે કાળ એવી તૈયારી કરી રહ્યો છે. એથી જ અહીં તેલ નીકળતું જાય છે, ખનીજો સાંપડે છે, મદદ મળે છે, પરદેશમાં પ્રતિષ્ઠા વધે છે. અને એથી જ કદાચ નવી નેતાગીરી હજુ ક્ષિતિજ ઉપર દેખાતી નથી.

**સ્વતંત્ર પક્ષ—ખેડૂતોનો પક્ષ**

એમ તો સ્વતંત્ર પક્ષનું નામ ક્ષિતિજ ઉપર આવી લાગ્યું છે. એ પક્ષની હિંમત માટે આપણે દાદ દેવી જોઈએ. જ્યારે પ્રજાસમાજવાદી પક્ષ અને સામ્યવાદી પક્ષોમાં ભંગાણ થતાં જાય છે અને લોકમાનસ ઉપરની પકડ ઘટતી જાય છે, ત્યારે સ્વતંત્ર પક્ષ એક રાજદ્વારી હેસિયતથી આગળ આવે એમાં આશ્ચર્ય તો છે જ.

સ્વતંત્ર પક્ષને ચૂંટણીઓ પહેલાં લોક ઓળખી લે એવા એણે પ્રયાસ કરવા માંડ્યા છે. દેશના ૭૦ ટકા લોકો ખેતી ઉપર નિર્ભર છે એ ખેતીના મુખ્ય મંચ ઉપર સ્વતંત્ર પક્ષ મક્કમ રહે તો એ વહેલો પોતાનું સ્થાન મેળવી શકે. ખેતીનો સવાલ સહેલો નથી. તેમ એ સવાલ સિદ્ધાંતો રજૂ કરવાથી પણ ઉકલે એવો નથી. બીજા દેશોએ અપનાવેલી રીતો કરતાં આપણે ક્યાંય સ્પષ્ટ રીતે છૂટા પડીશું તો તે ખેતીની રીતમાં. આપણા દેશની લાક્ષણિકતા જળવાશે તો તે પણ ખેતીમાં જ, એટલે ખેતી એકલા ઉપર મદાર રાખે તોયે સ્વતંત્રપક્ષ ઘણું જોર મેળવી શકે એ નિર્વિવાદ છે. ખેતીના સવાલમાં ઉત્પાદન વધે અને સુધરે ત્યાં સુધીની વાત ઘણા સમજશે અને કબૂલ થશે. પછીની વાતમાં ખેડૂત આવીને ઊભો રહે છે. સ્વતંત્ર પક્ષની નજરમાં જે ખેડૂત છે તે અનુભવી ધરતીની સાથે પ્રીત બાંધનારો, એનું હાર્દ જાણનારો, એની સમૃદ્ધિએ સમૃદ્ધ અને એની કંગાલિયતે કંગાલ થઈ જવા તત્પર રહેનારો, પેઢી દર પેઢી એની મહોબત માણનારો, એને ખીલવી જાણનારો, અવનવા પ્રયોગો કરવા મથનારો અને મરતી વેળા વારસદારોને હોંશે હોંશે સોંપી જનારો—તૈયાર કરેલા જુવાન ખેડૂતો હાથમાં ધીંગાં જાનવર અને રસાળ ભોમકા ભરોસાથી સોંપનારો આવો ખેડૂત છે.

જ્યાર કોન્ગ્રેસની નજરમાં જે ખેડૂત છે તે સમાજવાદી સામ્યવાદીની પકડમાંથી ઝૂંટવી પોતાના પક્ષમાં ભેળવવા મેળવેલો, એની લાલચો રહી રહીને થાકી કંટાળીને નીચા મોંએ સમય વીત્યે કબૂલ રાખીને અને એની ઝુંબેશોના જોરમાં નાહક બહેકાવેલો, ખેતીના ધંધામાં ખરો. પણ આજનો દન ઊગે, તે આથમ્યા સુધીની દરકાર રાખનારો, કોદાળીથી જમીન સોરીને ખેતી થતી હોય તો એમાં હળ નાખવાનો કાયર એવો ખેડૂત છે.

ખેડૂત બંને છે, પણ એક પક્ષ એની કાર્યસાધકતા જુવે છે અને દેશ એના હાથમાં રહે એવું ઇચ્છે છે. બીજો પક્ષ સંખ્યાનું ધ્યાન રાખે છે. પુખ્ત વયના

એ બધાને મતાધિકાર સોંપી, એ સંખ્યાનું મૂલ્ય સમજે છે એટલે એની સાચી પંપાળ વધારે છે.

ગુણ અને સંખ્યા એ બંને વચ્ચે ઘણીવાર ઘર્ષણો થયાં છે. માનવીના પ્રારબ્ધની એ કરુણતા છે કે સંખ્યા જીતી છે, ગુણ હાર્યા છે.

ને એનુંય કારણ છે. કુદરતને સંખ્યાની જીત દ્વારા મોટા સમૂહોને જવાબદારી લેતાં તૈયાર કરવા છે. દરિયાનાં મોજાં આવે-એમ સમૂહો ઊઠી ઊઠીને તૈયાર કરેલી સમૃદ્ધ સંસ્કૃતિની પાળો તોડી નાખે છે. એ તૂટે છે તેમ નવાં બંધ નંખાય છે અને મોટા સમૂહો એમાં ભળે છે.

એક પક્ષ નજીકનાં પાંચ વર્ષ જાળવી લેવા કામ કરે છે. બીજો પક્ષ કુદરતનાં બળો પારખી જોખમો ઊઠાવવા તૈયાર બન્યો છે. એક પક્ષ સાવ નવો છે, એની પાસે ઝૂંબેશ નથી. એની પાસે બીજાને પ્રેરે એવી પ્રેરણા નથી, નવા કાર્યકરો નથી ને એમના વિના ઉત્સાહ નથી. એટલે સરી જતા કાળને સાંભરીને એકઠો રાખવા ભલે મથે, એમનો પુરુષાર્થ ખરો પણ એમનો વિજય નથી.

### લોકહિત અને સંખ્યા

ફ્રેંચ રેવોલ્યુશન, રશિયન ક્રાંતિ કે હિટલરની બ્લીટ્ઝ—એવે વખતે શાણપણનો અવાજ ઊઠે છે. પણ એ સંભળાય ને સમજાય તે પહેલાં ગુંગળાય છે. ભારતની લાક્ષણિકતા ટકાવવા સ્વતંત્ર પક્ષ સ્થપાયો, એને ધર્મની રઢ લાગી, એને સંસ્કૃત ભાષાનું ગૌરવ સૂઝ્યું, અને દેશની પીઠ જેવા સ્વાર્થત્યાગી, પાપભીરુ, અનુભવી ખેડૂઓનું મૂલ્ય સમજાયું. એમને જે સૂઝ્યું તે બરોબર છે. એવું બીજાનેય સૂઝે છે. એવું કોન્ગ્રેસના કેટલાય આગેવાનોને ગમે છે. પણ શું થાય? કોન્ગ્રેસનો લાડવો મૂકી દઈ-કોણ સ્વતંત્ર પક્ષની જીર્ણ ધજા ઉઠાવવા નીકળે! વિજયની નિશાનીઓ જોઈ પોતાનાં લશ્કરો કઈ તરફ વાળવાં એવું આ દેશના ઇતિહાસમાં ઘણા સેનાપતિઓએ કરી બતાવ્યું છે, ને બીજા દેશોમાંય એવું બન્યું છે. એ જ મુજબ અહીં પણ થવાનું. પેશ્વાઈ હારવાની જણાય ત્યારે સૂરજમલ જાટ આઘા ખસી જવાના.

સંખ્યાને આગળ ધકેલતા જવાનો કાળ ધર્મ આપણે ભલે પૂરો સમજી લઈએ. પણ એને અપનાવતી વખતે જે વ્યવસ્થા, જે શિસ્ત, ગુણધર્મ પ્રત્યેની જે નિષ્ઠા હોવા જોઈએ તે ગુમાવવાં કેમ પાલવે? હિન્દુસ્તાનને કરોડો અને અબજો રૂપિયાનું ધાન્ય પરદેશથી લાવવું પડે ત્યારે તે ખેતી જાળવવાની હોય કે એમાં સંખ્યાને રીઝવવાની હોય? આપણા દેશનું અર્થશાસ્ત્ર ખેતી ઉપર નભે છે. અડધા ઉપરાંતની રાષ્ટ્રીય આવક ખેતીનું ઉત્પાદન આપે છે. એ અર્થશાસ્ત્ર બદલવા—ખેતી ઉપરનો જીવનધોરણનો આધાર હળવો કરી ઉદ્યોગો પર લઈ જવાનો માર્ગ—આપણે યોજનાઓ ઘડી છે ને ક્રમે કરી આગળ ધપાવી છે. પણ એ યોજની ફેરબદલી કરી શકાય એવી સ્થિતિ આવતાં હજુ પાંચ નહિ પણ દશ વર્ષ વીતી જવાનાં. ચોથી યોજના પૂરી થાય ત્યારે વળતરનું રળેલું જોવા પામીશું. ત્યાં સુધી તો જાણકાર ખેડૂતોનો પક્ષ કરવો એકંદરે આપણા દેશના હિતમાં જ છે. પણ તો પછી બહુજન સંખ્યાવાદથી ચાલતી લોકશાહીની ચૂંટણીમાં મેળવવા પડતા મતનું શું કરવું??

### લોકસંપર્ક માટે યુવાન કાર્યકરો નથી

ચૂંટણી આવશે તે પહેલાં ઘણી ચર્ચાઓ થશે ને એમાં કોન્ગ્રેસના દોષ બતાવવામાં આવશે, ચૂંટણીઓનું અથવા રાજકારણનું મોટું દુઃખ હોય તો દોષ-દર્શનનું. દોષ તો છે જ, ક્યાં નથી? જ્યાં પહાડો ઊંચા છે ત્યાં ખીણો ઊંડી જ હોવાની. પણ ઊંડાણ ને પોલાણ હોવા છતાં જોવાય છે તો શિખરો જ ને! કોન્ગ્રેસની એબ હોય તો એ કે જે સંસ્થામાં પ્રેરણા મેળવવા થનગનતા યુવકો જોડાતા તે હવે ઉદાસ બની બેઠા છે. જેમણે નિર્વાહનું સાધન પણ ખોળ્યું નહોતું એમણે સીધું દેશસેવામાં જ ઝંપલાવી દીધું હતું—અને તે કોઈ ઇનામની લાલચથી નહિ, સંકટો ઊઠાવવાની તૈયારીથી ઝંપલાવ્યું હતું. દેશ એનો એ છે, જનતા એની એ છે, આગેવાનો પણ એમાંના ઘણાખરા મોજુદ છે, જે નથી તેમની જયંતિઓ હજુ સહુ

[ અનુસંધાન માટે ૫૨મા પાના નીચે જુઓ ]

વિસ્તાર ઘણો છે, મતદારો તો અધિક છે જ. ઘણી તૈયારીઓ ને લાંબા પ્રવાસોની ત્યાં જરૂર જણાઈ એમ અહીં પણ ખરું. ત્યાં જેમ વ્યક્તિત્વ ઉપર લોકો મુગ્ધ બન્યા એમ અહીં પણ થવાનું. ને ચૂંટણીમાં મત જીતવા ત્યાં વચનોની કારી ના લાગી એમ અહીં પણ વચનો હવે નિષ્ફળ જવાનાં.

કોંગ્રેસની જીત આવતી ચૂંટણીઓમાં ચોખ્ખી દેખાય છે. એથી રખે કોઈ એમ માને કે કોંગ્રેસની કામગીરી લોકોને મંજૂર છે. એ સામે ઉકળાટ તો ઘણો છે ને તે સકારણ છે. પણ નેહરુની પ્રતિભા કોંગ્રેસને વિજય અપાવે એટલી જીવંત છે. એક માણસનું વ્યક્તિત્વ નિખાલસતાથી, સિદ્ધાંતથી, નિઃસ્વાર્થથી, ભક્તિથી કેટલું ખીલવી શકાય એનું ઉદાહરણ નેહરુ આપી રહ્યા છે. પણ એમની જેમ વ્યક્તિત્વ ખીલવવાનો પુરુષાર્થ આ દેશમાં બીજાને કરવો નથી.

પ્રતિભા ઉપરાંત કોંગ્રેસ પાસે એનો ઇતિહાસ છે. કૈં વર્ષો સુધી ચૂંટણીઓ નથી લડવી, અને જીતેલી બેઠકો છોડી દઈ સીધા જેલમાં બેસવાની ભૂમિકા એણે જ બાંધી છે. જ્યારે નવા પક્ષને એવો ઇતિહાસ રચવાની ફુરસદ નથી, ધીરજ પણ નથી.

આખા એશિયામાં, અને ગણો તો આફ્રિકામાં પણ, આ દેશને પ્રભુત્વ મળવાનું હોય તો તેની તૈયારી કરવાનો સમય આ જ છે. લાગે છે કે કાળ એવી તૈયારી કરી રહ્યો છે. એથી જ અહીં તેલ નીકળતું જાય છે, ખનીજો સાંપડે છે, મદદ મળે છે, પરદેશમાં પ્રતિષ્ઠા વધે છે. અને એથી જ કદાચ નવી નેતાગીરી હજુ ક્ષિતિજ ઉપર દેખાતી નથી.

### સ્વતંત્ર પક્ષ—ખેડૂતોનો પક્ષ

એમ તો સ્વતંત્ર પક્ષનું નામ ક્ષિતિજ ઉપર આવી લાગ્યું છે. એ પક્ષની હિંમત માટે આપણે દાદ દેવી જોઈએ. જ્યારે પ્રજાસમાજવાદી પક્ષ અને સામ્યવાદી પક્ષોમાં ભંગાણ થતાં જાય છે અને લોકમાનસ ઉપરની પકડ ઘટતી જાય છે, ત્યારે સ્વતંત્ર પક્ષ એક રાજદ્વારી હેસિયતથી આગળ આવે એમાં આશ્ચર્ય તો છે જ.

સ્વતંત્ર પક્ષને ચૂંટણીઓ પહેલાં લોક ઓળખી લે એવા એણે પ્રયાસ કરવા માંડ્યા છે. દેશના ૭૦ ટકા લોકો ખેતી ઉપર નિર્ભર છે એ ખેતીના મુખ્ય મંચ ઉપર સ્વતંત્ર પક્ષ મક્કમ રહે તો એ વહેલો પોતાનું સ્થાન મેળવી શકે. ખેતીનો સવાલ સહેલો નથી. તેમ એ સવાલ સિદ્ધાંતો રજૂ કરવાથી પણ ઉકલે એવો નથી. બીજા દેશોએ અપનાવેલી રીતો કરતાં આપણે ક્યાંય સ્પષ્ટ રીતે છૂટા પડીશું તો તે ખેતીની રીતમાં. આપણા દેશની લાક્ષણિકતા જળવાશે તો તે પણ ખેતીમાં જ, એટલે ખેતી એકવા ઉપર મદાર રાખે તોયે સ્વતંત્રપક્ષ ઘણું જોર મેળવી શકે એ નિર્વિવાદ છે. ખેતીના સવાલમાં ઉત્પાદન વધે અને સુધરે ત્યાં સુધીની વાત ઘણા સમજશે અને કબૂલ થશે. પછીની વાતમાં ખેડૂત આવીને ઊભો રહે છે. સ્વતંત્ર પક્ષની નજરમાં જે ખેડૂત છે તે અનુભવી ધરતીની સાથે પ્રીત બાંધનારો, એનું હાર્દ જાણનારો, એની સમૃદ્ધિએ સમૃદ્ધ અને એની કંગાલિયતે કંગાલ થઈ જવા તત્પર રહેનારો, પેઢી દર પેઢી એની મહોબત માણનારો, એને ખીલવી જાણનારો, અવનવા પ્રયોગો કરવા મથનારો અને મરતી વેળા વારસદારોને હોંશે હોંશે સોંપી જનારો—તૈયાર કરેલા જુવાન ખેડૂના હાથમાં ધીંગાં જાનવર અને રસાળ ભોમકા ભરોંસાથી સોંપનારો આવો ખેડૂત છે.

જ્યાર કોન્ગ્રેસની નજરમાં જે ખેડૂત છે તે સમાજવાદી સામ્યવાદીની પકડમાંથી ઝૂંટવી પોતાના પક્ષમાં ભેળવવા મેળવેલો, એની લાલચો રહી રહીને થાકી કંટાળીને નીચા મોંએ સમય વીત્યે કબૂલ રાખીને અને એની ઝુંબેશીના જોરમાં નાહક બહેકાવેલો, ખેતીના ધંધામાં ખરો પણ આજનો દન ઊગે તે આથમ્યા સુધીની દરકાર રાખનારો, કોદાળીથી જમીન સોરીને ખેતી થતી હોય તો એમાં હળ નાખવાનો કાયર એવો ખેડૂત છે.

ખેડૂત બંને છે, પણ એક પક્ષ એની કાર્યસાધકતા જુવે છે અને દેશ એના હાથમા રહે એવું ઇચ્છે છે. બીજો પક્ષ સંખ્યાનું ધ્યાન રાખે છે. પુખ્ત વયના





એ બધાને મતાધિકાર સોંપી, એ સંખ્યાનું મૂલ્ય સમજે છે એટલે એની સાચી પંપાળ વધારે છે.

ગુણ અને સંખ્યા એ બંને વચ્ચે ઘણીવાર ઘર્ષણો થયાં છે. માનવીના પ્રારબ્ધની એ કરુણતા છે કે સંખ્યા જીતી છે, ગુણ હાર્યા છે.

ને એનુંય કારણ છે. કુદરતને સંખ્યાની જીત દ્વારા મોટા સમૂહોને જવાબદારી લેતાં તૈયાર કરવા છે. દરિયાનાં મોજાં આવે એમ સમૂહો ઊઠી ઊઠીને તૈયાર કરેલી સમૃદ્ધ સંસ્કૃતિની પાળો તોડી નાખે છે. એ તૂટે છે તેમ નવાં બંધ નંખાય છે અને મોટા સમૂહો એમાં ભળે છે.

એક પક્ષ નજીકનાં પાંચ વર્ષ જાળવી લેવા કામ કરે છે. બીજો પક્ષ કુદરતનાં બળો પારખી જોખમો ઊઠાવવા તૈયાર બન્યો છે. એક પક્ષ સાવ નવો છે, એની પાસે ઝૂંબેશ નથી. એની પાસે બીજાને પ્રેરે એવી પ્રેરણા નથી, નવા કાર્યકરો નથી ને એમના વિના ઉત્સાહ નથી. એટલે સરી જતા કાળને સાંભરીને એકઠો રાખવા ભલે મથે, એમનો પુરુષાર્થ ખરો પણ એમનો વિજય નથી.

**લોકહિત અને સંખ્યા**

ફ્રેંચ રેવોલ્યુશન, રશિયન ક્રાંતિ કે હિટલરની બ્લીટ્ઝ —એવે વખતે શાણપણનો અવાજ ઊઠે છે. પણ એ સંભળાય ને સમજાય તે પહેલાં ગુંગળાય છે. ભારતની લાક્ષણિકતા ટકાવવા સ્વતંત્ર પક્ષ સ્થપાયો, એને ધર્મની રઢ લાગી, એને સંસ્કૃત ભાષાનું ગૌરવ સૂઝ્યું, અને દેશની પીઠ જેવા સ્વાર્થત્યાગી, પાપભીરુ, અનુભવી ખેડૂઓનું મૂલ્ય સમજાયું. એમને જે સૂઝ્યું તે બરોબર છે. એવું બીજાનેય સૂઝે છે. એવું કોન્ગ્રેસના કેટલાય આગેવાનોને ગમે છે. પણ શું થાય? કોન્ગ્રેસનો લાડવો મૂકી દઈ કોણ સ્વતંત્ર પક્ષની જીર્ણ ધ્વજા ઊઠાવવા નીકળે! વિજયની નિશાનીઓ જોઈ પોતાનાં લશ્કરો કઈ તરફ વાળવાં એવું આ દેશના ઇતિહાસમાં ઘણા સેનાપતિઓએ કરી બતાવ્યું છે, ને બીજા દેશોમાંય એવું બન્યું છે. એ જ મુજબ અહીં પણ થવાનું. પેશ્વાઈ હારવાની જણાય ત્યારે સૂરજમલ જાટ આઘા ખસી જવાના.

સંખ્યાને આગળ ધકેલતા જવાનો કાળ ધર્મ આપણે ભલે પૂરો સમજી લઈએ. પણ એને અપનાવતી વખતે જે વ્યવસ્થા, જે શિસ્ત, ગુણધર્મ પ્રત્યેની જે નિષ્ઠા હોવા જોઈએ તે ગુમાવવાં કેમ પાલવે? હિન્દુસ્તાનને કરોડો અને અબજો રૂપિયાનું ધાન્ય પરદેશથી લાવવું પડે ત્યારે તે ખેતી જાળવવાની હોય કે એમાં સંખ્યાને રીઝવવાની હોય? આપણા દેશનું અર્થશાસ્ત્ર ખેતી ઉપર નભે છે. અડધા ઉપરાંતની રાષ્ટ્રીય આવક ખેતીનું ઉત્પાદન આપે છે. એ અર્થશાસ્ત્ર બદલવા—ખેતી ઉપરનો જીવનધોરણનો આધાર હળવો કરી ઉદ્યોગો પર લઈ જવાનો માર્ગ —આપણે યોજનાઓ ઘડી છે ને કેમે કરી આગળ ધપાવી છે. પણ એ યોજની ફેરબદલી કરી શકાય એવી સ્થિતિ આવતાં હજુ પાંચ નહિ પણ દશ વર્ષ વીતી જવાનાં. ચોથી યોજના પૂરી થાય ત્યારે વળતરનું રળેલું જોવા પામીશું. ત્યાં સુધી તો જાણકાર ખેડૂતોનો પક્ષ કરવો એકંદરે આપણા દેશના હિતમાં જ છે. પણ તો પછી બહુજન સંખ્યાવાદથી ચાલતી લોકશાહીની ચૂંટણીમાં મેળવવા પડતા મતનું શું કરવું??

**લોકસંપર્ક માટે યુવાન કાર્યકરો નથી**

ચૂંટણી આવશે તે પહેલાં ઘણી ચર્ચાઓ થશે ને એમાં કોન્ગ્રેસના દોષ બતાવવામાં આવશે, ચૂંટણીઓનું અથવા રાજકારણનું મોટું દુઃખ હોય તો દોષ-દર્શનનું. દોષ તો છે જ, ક્યાં નથી? જ્યાં પહાડો ઊંચા છે ત્યાં ખીણો ઊંડી જ હોવાની. પણ ઊંડાણ ને પોલાણ હોવા છતાં જોવાય છે તો શિખરો જ ને! કોન્ગ્રેસની એબ હોય તો એ કે જે સંસ્થામાં પ્રેરણા મેળવવા થનગનતા યુવકો જોડાતા તે હવે ઉદાસ બની બેઠા છે. જેમણે નિર્વાહનું સાધન પણ ખોળ્યું નહોતું એમણે સીધું દેશસેવામાં જ ઝંપલાવી દીધું હતું—અને તે કોઈ ઈનામની લાલચથી નહિ, સંકટો ઊઠાવવાની તૈયારીથી ઝંપલાવ્યું હતું. દેશ એનો એ છે, જનતા એની એ છે, આગેવાનો પણ એમાંના ઘણાખરા મોજુદ છે, જે નથી તેમની જયંતિઓ હજુ સહુ

[ અનુસંધાન માટે ૫૨મા પાના નીચે જુઓ ]

દ૦ બા૦ કાલેલકર

# પર્વતપિતામહ અરવલ્લી

કુદરતનું કવિતામય્યું વર્ણન તો કાકાસાહેબનું જ. એનો રસાસ્વાદ કોને ન ગમે? નદીઓ અને પહાડોના વર્ણનમાં તો તેમની કલમ તરબોળ બની જાય છે. હિમાલયથી પણ પુરાણા પર્વતનું આ વર્ણન 'મંગલ પ્રભાત'માંથી અનુવાદ કરીને અહીં મૂક્યું છે...

આપણા દેશમાં મોટાં મોટાં મકાનોનાં અને શહેરોનાં ખંડેરો કેટલેય ઠેકાણેથી મળી આવે છે. સારાં અને નવાં મકાનો કરતાં આ ખંડેરોમાં કાવ્ય કાંઈક વધારે હોય છે. કર્ણના જેવો કોઈ દાનેશ્વરી પુરુષ જ્યારે ગરીબાઈથી ઘસાઈ જાય છે, કોઈ મોટો પહેલવાન અથવા યોદ્ધો જ્યારે ઘડપણમાં ખખડી જઈને લાકડીને ટેકે ચાલતો દેખાય ત્યારે તેના તરફ આપણું માન કરુણાભર્યું બનીને ભક્તિભાવ પેદા કરે છે. આમ પુરાણા કિલ્લા કે શહેરના ખંડેર આપણા મનને અંતર્મુખ બનાવીને એના પ્રાચીન ગૌરવનું વિષાદમય સ્મરણ કરાવે છે.

સિંધ લારખાનામાંથી જ્યારે ઇતિહાસના કાળ પહેલાના મોહન–જો–દડો ખોદી કાઢ્યા ત્યારે આપણી આ જ હાલત થયેલી. બિહારમાં, પટણા પાસે જ્યારે સમ્રાટ અશોકના રાજમહેલનાં ખંડેર જોયાં ત્યારેય મનના વિષાદે એ આંસુ સારીને 'कालाय तस्मै नमः'નું ઉચ્ચારણ કરેલું. બનારસ પાસે સારનાથ અને બિહારમાં નાલંદા જઈને જ્યારે ત્યાંનાં ખંડેર જોયાં ત્યારેય ઇતિહાસપ્રેમી મન એવું જ અસ્વસ્થ થયેલું. પંજાબથી કાશ્મીર જતાં અબટાબાદ સુધી તો લગભગ પહોંચેલો, પણ તક્ષશિલાનાં ખંડેરો ન જોઈ શકાયાં એટલે એનાં કોઈ સ્મરણ મન પર નથી અંકાયાં. બિહારમાં જ્યારે જરાસંધની રાજધાની જોઈ ત્યારે પ્રાચીન મલ્લયુદ્ધનું ચિત્ર તો આંખ સામે ખડું થયેલું જ, પણ એ સાથે કોઈ વિષાદ નહોતો જોડાયો. ખંડેરો માનવ જીવનનો એક વિશેષ વારસો છે.

પણ શું કુદરતના ઘરમાં પણ ખંડેરો નથી? ભારતની આજની જમીન–રચના જ્યારે કાયમી નહોતી બની એ વખતે જે પ્રાચીન નદીઓ વહેતી તે આજે ક્યાં છે? આજે તો રાજસ્થાનમાં વહેતી પ્રાચીન નદી સરસ્વતીના અવશેષનું જ સ્મરણ કરી શકીએ છીએ જેને ભુસ્તરશાસ્ત્રીઓ 'હકરા' નામે ઓળખે છે. એને આપણે નામશેષ પણ ન કહી શકીએ. કારણ કે એ નદીનું નામ પણ લોકજીભે નથી રહ્યું.

ભુસ્તરશાસ્ત્રીઓના મત મુજબ ભારતનો જે સૌથી પ્રાચીન પર્વત છે એવા પર્વતનું આ લેખમાં સ્મરણ કરવા માગું છું. પર્વતોની જમાતમાં સૌથી જુવાન હિમાલય છે એ જાણીને લોકોને આશ્ચર્ય થાય છે. ભલે એ ગમે તેટલો ઊંચો હોય પણ એની ઉંમર થોડાક લાખ વર્ષની જ છે. સહ્યાદ્રિ, વિંધ્ય અને પારિયાત્ર જેવા ઘરડેરા પાસે તો એ ગઈ કાલનું બચ્ચું જ છે. ભારતના બધા પર્વતોની યાદીમાં એનું નામ પણ નથી

महेन्द्रो (ઉત્કલ), मलय (કેરાળા), सह्यः (કોંકણ), शुक्तिमान् , ऋक्ष पर्वतः (સૌરાષ્ટ્ર), विन्ध्यश्च (મધ્ય ભારત), पारियात्रश्च (રાજસ્થાન) सप्तैते कुलपर्वता. ।

આ પ્રાચીન પારિયાત્ર જ આજનો અરવલ્લી

પર્વત છે એવું મનાય છે. ધરતીકંપ થઈ ને, લાખો વરસની ગરમી અને વરસાદને કારણે અને કાળબળથી જ આ પ્રાચીન પહાડ છિન્ન ભિન્ન થઈ ગયો છે. હવે એનાં અવશેષ જ રહ્યાં છે. રાજસ્થાનમાં આ પર્વત નૈઋત્ય દિશાથી શરૂ થઈને ઈશાન દિશા તરફ લગભગ દિલ્હી સુધી પહોંચ્યો છે. ગુજરાતને સીમાડે આવેલા આબુને જો એક છેડો ગણીએ તો દિલ્હી પાસે આવેલી નાની નાની ટેકરીઓ, જેને અંગ્રેજીમાં ધ રીજ (The Ridge) કહે છે અને આપણા લોકોએ જેનું 'ધીરજ' કરી નાખ્યું છે એ આ પારિયાત્રનો બીજો છેડો ગણાય. આબુનું સૌથી ઊંચું ગુરુ શિખર પાંચ હજાર ફૂટ કરતાંય વધારે ઊંચું છે જ્યારે આ ધીરજ ટેકરીઓની ઊંચાઈ પચાસ ફૂટ પણ નહિ હોય!

અરવલ્લી નામ ક્યાંથી આવ્યું? એનું મૂળ નામ આડાવલી હોવું જોઈએ. સિન્ધુથી શરૂ થઈને મધ્ય પ્રદેશ તરફ જતો આ પર્વત અને એની અનેક શાખાઓ આડી આવે છે એટલે એનું નામ આડાવલી પડયું હશે. પણ કોઈ એમ કહે છે કે ચમાર ચામડાને કાપવા જે આર અથવા આરીનો ઉપયોગ કરે છે એના જેવો આ પર્વતનો આકાર છે એટલે એને આરાવલી અથવા અરવલ્લી કહે છે.

જે હોય તે. આ પુરાણો પર્વત આજના આક્રમણકારી શત્રુઓને તો રોકી નથી શકતો, પણ પશ્ચિમ દિશા તરફથી આવતી રેતીનેય પૂરેપૂરી નથી રોકી શકતો. આનો દક્ષિણ છેડો કે જેને આબુ કહે છે એ તો પશ્ચિમ સમુદ્રથી આવતાં વાદળાંને રોકીને એની પાસેથી વરસાદનો કર આજેય પડાવે છે. આબુનું વિશાળ નખી સરોવર જોઈને એ ખ્યાલ આવે છે કે વાદળાં પાસેથી પડાવેલ કર સાચવીને રાખવાનો આ ભંડાર છે.

આડાવલીનો પહાડ નાનો હોય કે મોટો, દુનિયાને આજે પણ વનસ્પતિના ઢગલા આપે છે. અને એ જંગલોમાં વાઘ, ચિત્તા વગેરે જંગલી પશુઓ પણ ઢગલાબંધ મળે છે. કેટલીક પહાડી જાતિઓ પણ એને આશરે રહીને લોકગીતોમાં એમનો સંતોષ ગાય છે.

અરવલ્લીના ડુંગરમાંથી નીકળતી નદીઓની સંખ્યાય ઓછી નથી. કેન, બેતવા, ધસાન, સિન્ધ, પાર્વતી, કાળી સિન્ધુ, બનાસ અને બધાંથી જૂની અને ખૂબ મહત્ત્વની ચર્મણ્વતી —આ બધી નદીઓ એક બાજુ અરવલ્લી અને બીજી બાજુ વિન્ધ્ય પર્વતમાળાના કાટ ખૂણામાં જન્મીને પોતાનું જીવનકાર્ય સફળ કરે છે અને આ બધી નદીઓનો કર ભેગો કરવાનું કામ યમુના સચ્ચાઈથી કરે છે. કોટા, ટોંક અને સાંભર એ બધો પ્રદેશ આ નદીઓની કૃપાથી ફળદ્રુપ થાય છે. લાવણ્યવતી લૂણી, સુકી અને બનાસ વગેરે નદીઓ પણ આડાવલીની દીકરીઓ છે અને એ એનાં પાણી પશ્ચિમમાં લઈ જાય છે. સાબરમતી અને મહી એ બન્ને ગુજરાતી નદીઓ આબુના પહાડનું દક્ષિણી પાણી પોતાની અનેક સખીઓની મદદથી ભેગું કરીને ખંભાત તરફ લઈ જાય છે.

આબુના પહાડમાં ઘૂમ્યો છું. પૃથ્વીની બાલ્યા-



ઈશ્વર પેટલીકર

# જાતીય જ્ઞાન

અશ્લીલ સાહિત્ય અને જાતીય સાહિત્ય વચ્ચે ભેદ ન સમજનાર કેટલાય એવા માણસો આજે પણ જોઈએ છીએ. એટલે જ આજ સુધી આપણી ઉછરતી પેઢી જાતીય જ્ઞાનથી ઊણી રહે છે. એ જ્ઞાન લગ્નવાંચ્છુઓ અને પરિણીત યુવક-યુવતીઓને મળે તો કેટલીય સામાજિક વિષમતા અટકે...

ચાર વર્ષ પર મેરી સ્ટોપ્સનું 'ચિરંજીવ પ્રેમ' પુસ્તક ગુજરાતીમાં પ્રગટ થયું હતું. સાંજના વખતે હું વાંચતો હતો અને એક મુરબ્બી મળવા આવ્યા; ખબર અંતર પૂછી સ્વાભાવિક એમણે સવાલ કર્યો: 'શું વાંચો છો?' અને તેમણે, મેં પુસ્તક નીચે મૂક્યું હતું તે ઊપાડ્યું. આલિંગન દેતાં દંપતીનું પૂંઠા ઉપરનું ચિત્ર જોતાં એમના મોં ઉપરની રેખાઓ તંગ થઈ. 'ચિરંજીવ પ્રેમ' પુસ્તકનું નામ વાંચી એ બબડ્યા: 'પ્રેમલાપ્રેમલીની વાતો લખીને અને આવાં વાસનાભર્યાં ચિત્રો દોરીને તમે લોકો શું કામ પ્રજાનું સત્યાનાશ વાળો છો?'

એ મુરબ્બી નવલકથા સાહિત્યના પણ વિરોધી હતા અને એ અંગે એમની સાથે અગાઉ ચર્ચા થયેલી હતી એટલે એમના બોલવાથી મને નવાઈ ન ઊપજી, ફક્ત હસવું આવ્યું.

મુરબ્બીએ પુસ્તક ખોલી અનુક્રમણિકા જોવા માંડી અને તેનાં મથાળાં 'અકાળે વીર્યસ્ખલન', 'ઠંડી પત્ની', 'કામોત્તેજક દવાઓ અને પુનર્યૌવન', 'સંભોગ પછીનું સુખ', 'સંયોગનું પ્રમાણ', 'દ્વિતીય મધુરજની' વગેરે તરફ નજર જતાં એમણે કમકમી જતાં પુસ્તક બંધ કરી નીચે મૂકી દીધું અને મારા જેવો શિષ્ટ ગણાતો પુરુષ પણ આવાં અશ્લીલ પુસ્તક વાંચે છે, તે જાણી એમણે એક ઊંડો નિશ્વાસ નાખ્યો.

તે અંગે અમે ચર્ચા પણ કરી. મેં કહ્યું કે આ અશ્લીલ પુસ્તક નથી. જાતીય જ્ઞાનનું જગતમાન્ય થયેલું કીમતી પુસ્તક છે. એની લેખિકા ડૉ. મેરી સ્ટોપ્સ આ વિષયની ઓથોરીટી (અધિકારી) ગણાય. એનું આ વિષયનું પહેલું પુસ્તક, નવદંપતીને લક્ષમાં

---

વસ્થામાં જ્યારે એ પહાડો ઉપર બરફ પડતો ત્યારે ત્યાંના પથ્થરોએ બરફના ઘર્ષણથી જે વિચિત્ર આકાર ધારણ કર્યા છે એને મેં ધ્યાનપૂર્વક જોયા છે. દિલ્હીની ધીરજ ટેકરી અને એના પર રચાયેલા અશોક સ્થંભનું દર્શન પણ મેં કર્યું છે. રેલગાડીની મુસાફરીમાંથી અરવલ્લીની થોડીક પહાડી પણ મેં અનેક વાર જોઈ હશે. પણ જેટલો પરિચય હિમાલયનો કે સહ્યાદ્રિનો છે એટલો અરવલ્લીનો નથી. રાજસ્થાનના કોઈ સહૃદય અને ભક્તિમાન ભારતપુત્ર અરવલ્લીનો વિવિધ પરિચય ક્યારેક કરાવી દે તો સારું! ઋગ્વેદમાં અર્બુદ નામના અસુરનો ઉલ્લેખ આવે છે અને તેમાં કહ્યું છે કે ઇન્દ્રે એ અસુરને બરફના પહાડથી મારી નાખ્યો. શું એ આખ્યાયિકાનો અર્થ આપણે ભુસ્તરશાસ્ત્રીઓ પાસેથી જાણી શકીશું?

સ્વતંત્ર ભારતના નવયુવાનોનું એ કામ છે કે એ ભારતના ખૂણે ખૂણાની યાત્રા કરે, વેદ અને પુરાણોથી માંડીને અદ્યતન વિજ્ઞાન સુધીની બધી મદદ વડે ભારતનો સંપૂર્ણ પરિચય પોતાના લોકોને અને દુનિયાને કરાવે. આપણી જાતિ અને આપણી સંસ્કૃતિનો નાશ નથી થયો. એ સનાતન અને ચિરંજીવી છે. અને એટલે જ એ યૌવનથી ભરપૂર છે.





કંઈ લખેલું, તે 'પરિણીત પ્રેમ' અંગે બનાઉં શો જેવા વિચારકે મહોર મારી કે, 'વિનાકારણ દુઃખી બની ગયેલાં કેટલાંયે લગ્નો એમાંની સલાહને પરિણામે સફળ થયાં છે.' પરન્તુ મુરબ્બીને અશ્લીલ અને જાતીય જ્ઞાનમાં કંઈ ભેદ લાગ્યો નહિ. અને આવાં પુસ્તકો પ્રજાને બગાડનારાં છે તેવા પૂર્વગ્રહમાંથી ચળ્યા વિના તેમણે વિદાય લીધી.

આ સ્થિતિ કેવળ એકાદ મુરબ્બીની છે એમ નથી. આખા સમાજમાં જાતીય જ્ઞાન અશ્લીલ ગણીને તેના અજ્ઞાનને નિર્દોષતામાં ઘટાવવામાં આવે છે. કોઈ કોઈ માતા તો પોતાની દીકરીના એ અજ્ઞાન અંગે ગૌરવ લેતાં પણ જોવા મળે છે--મારી સુમિત્રાને સોળમે વર્ષે માસિક આવ્યું. લોહી જોઈને જ એ તો ગભરાઈ ગઈ અને ડૂસકે ચડી ગઈ!

માતા, દીકરીને સાસરે જવું પડશે એમ માનીને ઘરકામની, અતિથિસત્કારની, વિવેકની, સાસરિયાં સાથે કેમ વર્તવું તેની વિવિધ તાલીમ આપે છે. પોતાને ઘેર નોકર-ચાકર હોય તો પણ સાસરીમાં એવું સુખ ન મળ્યું તો દીકરી દુઃખી ન થાય તે દૃષ્ટિએ ઘરકામની તાલીમ આપે છે.

એક બહેન એમની ઉંમરલાયક થયેલી દીકરીનાં વખાણ કરતાં કહેતાં હતાં--મારી સુરભિને મેં એવી તાલીમ આપી છે કે સાસરિયાં એનાથી નાખુશ થાય નહિ.

મેં એમને પૂછ્યું—જાતીય જ્ઞાન વિષે એને કંઈ શીખવ્યું છે? જાણે મેં કોઈ અશ્લીલ સવાલ કર્યો હોય તેમ એમને એ પ્રશ્ન ન ગમ્યો. એમણે ઉત્તર આપતાં કહ્યું: 'મા થઈને મારાથી એ અંગે કંઈ વાત થતી હશે!' અને જાણે મેં મશ્કરી કરી હોય તેમ ઉમેર્યું: 'તમેય શું મને મશ્કરીમાં ઊડાવો છો!'

આ મનોદશા કેવળ એક માની નથી, આપણા સમાજમાં મોટે ભાગે બધી માતાઓની છે. અને એ રીતે પિતાઓની પણ છે. અને એનું કારણ એ પણ છે કે જાતીય વિષય વિષે મોટી ઉંમરે બાપને પણ કંઈ ખાસ જ્ઞાન હોતું નથી. એ કારણે પોતે અજ્ઞાની છે તેની પણ ખબર પડતી નથી. એ અજ્ઞાનને લીધે પોતાને શું શોષવું પડ્યું છે, તેની જિંદગી સુધી જાણ પણ થતી નથી.

મેરી સ્ટોપ્સ પુસ્તકની પ્રસ્તાવનામાં લખે છે: 'મારા પહેલા લગ્નમાં મારે જાતીય અજ્ઞાનની ભારે કિંમત ચૂકવવી પડી હતી. મને લાગે છે કે મેં મેળવેલું જ્ઞાન માનવજાતની સેવામાં મૂકવું જોઈએ. કેટલાંકને એણે સુખી બનાવ્યાં છે અને મને આશા છે બીજાં કેટલાંકને એ વર્ષોનાં મનદુઃખમાંથી અને અજ્ઞાનના અંધકારમાં ફાંફાં મારવામાંથી બચાવશે.'

લેખિકા પોતાના બીજા સુખી લગ્ન અંગે સંતોષ વ્યક્ત કરતાં લખે છે: '૧૯૧૮નું વર્ષ મારું પ્રિય વર્ષ રહેશે. એ વર્ષમાં મને હમ્ફ્રીવરનોન નામના એક સુંદર વિમાનીનો પરિચય થયો. એ પરિચય પછી થોડાં અઠવાડિયાં બાદ અમે પરણ્યાં અને હમ્ફ્રીનું અવસાન થતાં સુધી, એટલે ૧૯૪૯ સુધી તેણે મને ચાહી અને સહાય કરી.'

કુદરતે સામાન્ય રીતે દરેક સ્ત્રી-પુરુષમાં જાતીય સુખની વાંચ્છના મૂકી છે અને એ કારણે જ પુખ્ત ઉંમર થતાં માબાપ દીકરા-દીકરીનાં લગ્ન કરે છે. પ્રેમલગ્નથી માણસ પરણે કે રૂઢિનાં રિવાજ પ્રમાણે વગર પરિચયે પરણે, પરન્તુ લગ્ન પાછળના અનેક હેતુઓમાં જાતીય સુખની કુદરતી વાંચ્છના તૃપ્ત કરવાનો મુખ્ય હેતુ રહેલો છે. બાકીના હેતુઓ એ મુખ્ય હેતુમાંથી જન્મ્યા છે. આમ જાતીય સુખ અનિવાર્ય હોય તો એનું જ્ઞાન શા માટે અનિવાર્ય ન હોવું જોઈએ? એ વિષય અશ્લીલ શું કામ ગણાવો જોઈએ? આરોગ્યની દૃષ્ટિએ વિદ્યાર્થીઓને શરીરરચના ભણાવાય છે, તો લગ્નમાં પ્રવેશતાં યુવક-યુવતીને શરીરસુખની પ્રક્રિયાનું જ્ઞાન કેમ મળવું ન જોઈએ?

લગ્નમાં ઉંમરનાં કજોડાં અને મનનાં કજોડાં કેવી કરુણતા સર્જે છે તે વિષે ઠીક ઠીક જાણવા મળે છે.

પણ જાતીય સુખનાં કજોડાં અંગે ખાસ ધ્યાન ખેંચાતું નથી. ઉંમરનું કજોડું ન હોય તો જાતીય સુખનું કજોડું ન હોય તેમ સામાન્ય રીતે માની લેવામાં આવ્યું છે. પરન્તુ આ વસ્તુ બરાબર નથી. જાતીય જ્ઞાનના અભાવને લીધે ઘણાં દંપતી જાતીય જીવનમાં કજોડાંની વેદના અનુભવે છે અને તેમાંયે એ વેદના મોટે ભાગે સ્ત્રીને ભોગવવી પડે છે.

મનનાં, વિચારભિન્નતાનાં કજોડાં કરતાં જાતીય જીવનનાં કજોડાં તરફ લક્ષ દોરતાં લેખિકા લખે છે: 'મને ખાતરી છે કે વાસ્તવિક જીવનમાં, પરસ્પર શારીરિક અનુકૂળતા ધરાવતાં દંપતી કોઈ પણ વિષય ઉપર ભિન્ન ભિન્ન મત રાખી શકે છે અને છતાં તેઓનો મિજાજ બગડતો નથી, તેમની વચ્ચે ગુસ્સાભર્યાં દૃશ્યો રચાતા નથી, તેમ જ તેમને જુદાં પડવાની ઇચ્છા પણ થતી નથી. બીજી બાજુ જો સંયોગક્રિયા યોગ્ય રીતે કરવામાં ન આવે, તેઓ એકબીજાને અનુકૂળ ન થઈ શકે અને લગ્નજીવન દરમ્યાન સંયોગના મૂળભૂત નિયમોથી તેઓ અજાણ હોય તો બીજી તમામ વસ્તુઓની સંવાદિતા તેમને કાંઈ કામમાં આવતી નથી. તેઓ ઊર્મિના ઊભરામાં એકબીજાને દૂર ધકેલે છે. અને અંતે તેઓ કાં તો કોઈ બાહ્ય હેતુ માટે એકબીજાને વેરી લે છે અથવા જુદાં પડવાનો વિચાર કરે છે.'

લગ્નમાં જાતીય સુખનો મુખ્ય વિચાર થવો જોઈએ એટલું જ સ્વીકારવાથી બસ થતું નથી પતિ અને પત્ની બંનેના સુખનો વિચાર થવો જોઈએ. આજ સુધી આ અંગે જે પુસ્તકો લખાયાં છે, માહિતી મેળવવામાં આવી છે તેમાં પુરુષની દૃષ્ટિએ જ વિચાર કર્યો છે, પુરુષે સ્ત્રીને ભોગપાત્ર માની પોતાના જાતીય સુખનો વિચાર કર્યો છે. મેરી સ્ટોપ્સે આ પુસ્તકોમાં સ્ત્રી અને પુરુષ બંનેના જાતીય સુખનો વિચાર કર્યો છે અને એ પોતે સ્ત્રી છે એટલે આજ સુધી સ્ત્રીનો લગ્નમાં જે ભોગ લેવાયો છે તેની વેદના પણ રજૂ કરી છે.

'સંજોગો એવા ઊભા થયા છે કે આજ સુધીમાં પ્રવાસીઓ, વૈજ્ઞાનિકો, ઇતિહાસવેત્તાઓ, આંકડાશાસ્ત્રીઓ, કવિઓ અને કલાકારો મોટે ભાગે પુરુષો થયા છે. પરિણામે સંયુક્ત જીવનનો સ્ત્રીનો પક્ષ હજી કોઈએ રજૂ કર્યો નથી. આર્થિક પરાધીનતાથી અને સંતાન-પ્રાપ્તિ સમયે રક્ષણની જરૂરિયાતથી દબાઈને પુરુષની ઇચ્છા પ્રમાણે સ્ત્રીએ પોતાની જાતને ઘડીને સંતોષ માનવો પડ્યો છે અને તેણે પોતાની નૈસર્ગિક લાગણીને અને પોતાના ઊંડા વિચારોને ઊલટાવીને દબાવી દીધા છે.'

પરિણામે, પુરુષના જેટલો જાતીય સંતોષ સ્ત્રી લગ્ન જીવનમાં પ્રાપ્ત કરી શકતી નથી એના તરફ ધ્યાન ખેંચતાં લેખિકા જણાવે છે. 'આધુનિક લગ્નજીવનમાં આ સ્થિતિ અત્યંત વ્યાપક છે. અને તેને કારણે સ્ત્રીઓ વિવિધ રોગનો ભોગ બને છે. ઘણા ડૉક્ટરો હવે સ્વીકારે છે કે જ્ઞાનતંતુના અને અન્ય રોગો સ્ત્રીઓના સ્વાભાવિક અથવા ઉત્તેજિત કરેલા જાતીય આવેગને શારીરિક સંતોષ ન મળવાથી ઉત્પન્ન થાય છે.'

લગ્નજીવનમાં અસંતુષ્ટ નીવડેલાં સ્ત્રી-પુરુષને લગ્ન-પદ્ધતિ, લગ્નસંસ્થા દોષસરી લાગે છે કોઈ કોઈનાં પ્રત્યાઘાત રૂપે લગ્નબંધન શિથિલ થઈ જાય છે. તો કોઈ સુધારક વિચારને વશ થઈ છૂટાછેડા લઈ બીજું લગ્ન કરવાનો માર્ગ સ્વીકારવાના નિર્ણય ઉપર આવે છે. પરન્તુ આ લગ્નજીવનમાં જો જાતીય સુખનું કજોડું હશે તો બીજા માર્ગો મૃગજળ નીવડવાના છે. એનો સાચો રસ્તો જણાવતાં લેખિકા લખે છે: 'પ્રેમની કળાના નિષ્ઠાપૂર્વકના અભ્યાસથી જ બે વ્યક્તિઓનાં સંયુક્ત જીવનમાં પ્રેમની અભિવ્યક્તિની સુંદરતા સર્જી શકાય છે.'

આપણા દેશમાં બાળલગ્નોની કુરૂઢિ હતી. આજે પણ એ સાવ નાબૂદ નથી થઈ. છતાં ભણેલા વર્ગમાં મોટી ઉંમર સુધી કુંવારા રહેવાનું પ્રમાણ વધતું જાય છે. પશ્ચિમમાં એ સ્થિતિ હયાત છે અને ઘણી મોટી

ઉંમરે સ્ત્રી-પુરુષ લગ્ન કરે છે. બાળલગ્ન ખરાબ છે, તો એની સામે છેડે વધુ નુકસાનકારક છે.

જાતીય જ્ઞાનની દૃષ્ટિએ એ તરફ ધ્યાન ખેંચતાં લેખિકા લખે છે: 'પુખ્ત ઉંમરનો પુરુષ વર્ષો સુધી અપરિણીત રહે એવો કુદરતનો આશય નથી. પુખ્ત ઉંમર થતાં લગ્ન કરવું એ જ કુદરતી વસ્તુ છે... ...મોડું લગ્ન કરવાની વ્યાપક બનતી જતી ટેવથી માનવસમાજ અનેક જોખમ ખેડી રહ્યો છે. મોડું લગ્ન એ અસંખ્ય શારીરિક અને સામાજિક દૂષણોનું, તેમજ અકથ્ય દુઃખ અને અસંતોષનું મૂળ છે. કુદરત ક્યારેક આનું વેર વાળે છે અને મોડું લગ્ન કર્યાં પછી પુરુષને નપુંસકપણાનો કે લગભગ એને મળતો અનુભવ થાય છે. *આ દૂષણો નિવારવાનો અને સ્વાભાવિક* લગ્નજીવન જીવવાનો ઉત્તમ રસ્તો એ છે કે પુખ્ત ઉંમર થતાં લગ્ન કરીને દાંપત્યપ્રેમ જાળવી રાખવો.'

જાતીય સુખ એ કુદરતે માનવીમાં મૂકેલી સહજ જરૂરિયાત છે, ભૂખ છે. એમ તો ખોરાક પણ એવી જ જરૂરિયાત છે. પરન્તુ ખોરાકનું પ્રમાણ અને પોષક દૃષ્ટિ અનિવાર્ય છે, તેમ જાતીય સુખમાં સંયમનું સ્થાન એટલું જ અગત્યનું છે. સંયમ બધી ઇન્દ્રિયો માટે જરૂરી છે, તેમ જાતીય જીવનમાં પણ એ ટેવ, સ્વાભાવિક સ્થિતિ બની જવી જોઈએ. જે માણસ સંયમી નથી, તે સાચું સુખ પામી શકતો નથી, તે તરફ ધ્યાન ખેંચતાં લેખિકાએ લખ્યું છે: 'આત્મસંયમ સિવાય કામવાસનામાં કાયમી આનંદ મળી શકતો નથી એ વાત કદી ન ભૂલવી જોઈએ. પૂરેપૂરો શારીરિક આનંદ પણ પ્રાકૃતિક વૃત્તિઓનું નિયમન કરનારા જ મેળવી શકે છે.'

મેરી સ્ટોપ્સે સ્ત્રી હોવાથી જાતીય જીવનમાં સ્ત્રીને થઈ રહેલા અન્યાયને દૂર કરવા પુરુષે શું કરવું જોઈએ, તે કેસ સારી રીતે રજૂ કર્યો છે. પરન્તુ એમણે વકીલ બની કેવળ સ્ત્રીનો જ પક્ષ કર્યો નથી, ન્યાયાધીશ તરીકે જાતીય સુખમાં બંને પાત્રોનો વિચાર કર્યો છે. અને એ બાબત સ્ત્રીએ શો ભાગ ભજવવો જોઈએ તે પ્રશ્નો પણ ઠીક ઠીક ચર્ચ્યા છે. અને જાતીય સુખ ઉપર ભાર મૂક્યા છતાં પત્નીની સમજ અને બહારના બૌદ્ધિક જીવન ઉપર ભાર મૂક્યો છે.

'પતિની જરૂરિયાત સમજનારી અને તે પ્રત્યે સહાનુભૂતિવાળી પત્ની સાથેના માનસિક અને અધ્યાત્મિક ઐક્યના ખ્યાલથી પુરુષમાં જે સુંદર નિઃસ્વાર્થી પ્રેમની લાગણી ઉત્પન્ન થાય છે તે લગ્નજીવનની એક સુંદરતમ વસ્તુ છે. આ કોમળ લાગણીને કેમ જગાડવી તે જે પત્ની જાણે છે તે, હજારો પુરુષો દુઃખથી જે સ્વાર્થના કીચડમાં રચ્યાપચ્યા રહે છે તેમાંથી પતિને બચાવી લે છે.

'આધુનિક લગ્ન બંને પક્ષને વધુ ને વધુ સ્વતંત્રતા આપતું જાય છે ત્યારે બીજી બાજુ કાર્ય અને રસની એકતા બંને વચ્ચે ઉત્પન્ન થતી જાય છે. સ્ત્રીને ઘરમાં બાંધી રાખતી અને પુરુષને નિરસ જણાતી ઘરકામની ભૂમિકા કરતાં આ ભૂમિકા ઘણી ઉચ્ચ છે. જ્યાં સુધી સ્ત્રીઓને લગ્નજીવનમાં પુરુષ જેટલી જ બૌદ્ધિક સ્વતંત્રતા અને તક ન મળે ત્યાં સુધી લગ્નજીવનની પૂરી સિદ્ધિ પ્રાપ્ત કરી શકાય નહિ. જ્યારે સ્ત્રી પોતાની અંદર રહેલી ગુપ્ત શક્તિઓને કુદરતી રીતે વિકસાવે છે ત્યારે પુરુષને પોતાની પડખે એક મુક્ત અને સશક્ત સાથી અને એક ઇષ્ટ મિત્ર ને બૌદ્ધિક સહકારી ઊભેલ જણાય છે.'

આમ ડૉ. મૅરી સ્ટોપ્સનાં ૧૯૧૮થી અંગ્રેજીમાં પ્રસિદ્ધ થવા માંડેલાં પુસ્તકો જાતીય શાસ્ત્રનાં અધિકારી પુસ્તકો ગણાય છે. સૌ પરિણીત સ્ત્રી-પુરુષોએ અને પુખ્ત ઉંમરનાં અને લગ્નજીવન ઉત્સુક યુવક-યુવતીઓએ પણ તે વાંચવાં જોઈએ.



ઇચ્છાશક્તિના જાદુ વડે જાતીય મટીને ઊર્મિલ અને આધ્યાત્મિક બનેલ પ્રેમ અત્યંત કીમતી મદિરાની જેમ કેવો માદક અને હૃદયવેધક હોય છે! અને શારીરિક રીતે તેનો સ્વચ્છંદી દુર્વ્યય એ કેવળ ડહાપણના દૃષ્ટિએ અને આનંદની કરકસરની દૃષ્ટિએ કેવું મોટું નુકસાન છે!

—એડવર્ડ કાર્પેન્ટર




## [૧૮] વિશ્વયુદ્ધે મને બરબાદ કરી નાખ્યો

જમાને કે અંદાઝ બદલે ગયે
નયા રાગ હૈ, સાઝ બદલે ગયે
—ઈકબાલ

હું જ્યારે આબલને જોતો ત્યારે મને એકાએક ગાયનું સ્મરણ થઈ આવતું. આનો અર્થ એવો નથી કે એનું મુખ ગાયને મળતું આવતું હતું કે એ બે પગે ચાલવાને બદલે બે હાથે પણ ચાલતો હતો. એનો સ્વભાવ જ કંઈક એવો હતો કે મારા મનને બસ ગાય જ યાદ આવી જતી. એને હું જ્યારે પણ જોતો, મળતો કે સાભળતો ત્યારે એ પોતાના ભૂતકાળનાં સ્મરણોને વાગોળતો જ હોય આ માણસને પોતાના ભૂતકાળમાંથી કેવી રીતે બહાર ખેંચી કાઢવો એ સમસ્યા કઠિન હતી એટલું જ નહિ પણ તેનો ઉકેલ પણ જાણે અશક્ય હતો. ક્યારેક વળી મનને થઈ આવતું. આ બિચારા ઘરડા માણસોનો બીજો ચારોયે શો ! એ જ : સ્મરણો, સ્મરણો, સ્મરણો : મીઠાં સ્મરણો, કડવાં સ્મરણો; ડાહ્યાં સ્મરણો, ઘેલાં સ્મરણો.

—આદમ, આ વિશ્વયુદ્ધે મને બરબાદ કરી નાખ્યો.

આ વાક્યે જાણે એના મુખ સાથે જનમજનમનો નાતો બાંધ્યો હતો. આ વાક્ય એની વાતોનું ધ્રુવપદ હતું. એની વાતોમાં આ વાક્ય ન આવે એ જગતની આઠમી અજાયબી.

—આદમ, આ વિશ્વયુદ્ધે મને બરબાદ કરી નાખ્યો. નહિતર મારી હાલત આજે આ હોત ?

હું એની હાલત પ્રતિ એક નજર નાખતો.

એ જ એની એકની એક ટાઈ: લાલ અને બેહાલ.
એ જ એનો એકનો એક હાફકોટ : મેલો અને ઘેલો.
એ જ એની એકની એક પાટલૂન : તંગ અને બેરંગ.
એ જ એનું એકનું એક ખમીસ : સાદું અને માંદું.
એ જ એના એકનાં એક બૂટ : ચાકેલાં અને પાકેલાં.

—આદમ, મારી પાસે જે અઢળક દોલત હતી તેનો તને ખ્યાલ આપી શકું તેમ નથી. અઢળક દોલતનો હું માલિક હતો. કીમતી શેરો. બૅંક ખાતેનાં મારાં ખાતા. મેં પોતે એકઠી કરેલી રોકડ રકમ. એ બધું યાદ આવે છે ત્યારે મને રોવાનુ મન થઈ આવે છે. આદમ, સાચું કહું છું, આ વિશ્વયુદ્ધે મને બરબાદ કરી નાખ્યો.

મને થતું : આ માણસનો વર્તમાનકાળ હશે કે કેમ !

—તો પછી હેર આબલ, હાલ તમે કઈ આવક ઉપર જીવનનિર્વાહ કરો છો ?

આ સવાલ સાંભળતાં એનો લાલ ચહેરો શ્યામવર્ણો બની જતો. એ હસી પડતો : કોઈ હારેલા અપમાનિત સૈનિક જેવું એનું લાચાર હાસ્ય એના ગુપ્ત ઘાવોને છતું કરી દેતું.

—આવક ?

આ શબ્દ જાણે મશ્કરી કરવા માટે યોજાયેલો હોય એવા ભાવ સાથે એ શબ્દનું તે ફરી ઉચ્ચારણ કરતો અને...

—આવક ! મહિને મને એકસો ને ચાળીસ માર્ક પેન્શન મળે છે. એકસો ને વીસ માર્ક આ 'હાઈમ'ના વડા

હેર એગલીને ચૂકવું છું. તેમાંથી મને બે ટંકનું ભોજન અને સૂવા માટેની ઓરડી મળી રહે છે. બાકીના વીશ માર્ક હું આખો મહિનો પરચુરણ ખર્ચમાં વાપરું છું. સિગરેટ કે બીઅર પીવાની મને ટેવ નથી.
—પણ આ રકમ ઘણી નાની કહેવાય.
—એ ખરું. આ આવક ઉપર માણસ જીવી ન શકે. હું અવારનવાર ફેરી પણ કરું છું. તેમાંથી મને બેચાર માર્ક મળી રહે છે. વધુ કમાઉં તો મારું પેન્શન રદ થઈ જાય.
—પણ હેર આબલ, જર્મનીમાં નોકરીઓ તો જોઈએ એટલી મળી રહે તેમ છે. તમે શા માટે કોઈ નોકરી કરતા નથી. આ પેન્શન કરતાં તો તમે જરૂર વધુ કમાશો.
—એનો ચહેરો પુનઃ શ્યામલતા ધારણ કરતો. એ ખોડંગાતા સ્વરે કહેતો: —હું...શારીરિક રીતે કોઈ પણ શારીરિક શ્રમ માટે લાયક નથી. સરકાર તરફથી આ પેન્શન પણ મને તેટલા માટે જ મળે છે.
હું ચૂપ રહેતો.
એ પણ ચૂપ રહેતો.

*

આબલના જીવનનો હેતુ ગમે તે હોય પણ તેનો આત્મા સવાર સાંજના ભોજનમાં કેન્દ્રિત થયેલો રહેતો. ખાવું, ખાવું અને ખાવું. જર્મન ભાષામાં 'ખાવુ' માટેના બે શબ્દો છે: Essen (એસન) અને Fressen (ફ્રેસન). માણસ ખાય ત્યારે 'એસન' શબ્દનો ઉપયોગ કરાય અને પશુપ્રાણી ખાય ત્યારે 'ફ્રેસન' શબ્દનો ઉપયોગ કરાય. આબલ માટે આ બીજા શબ્દનો ઉપયોગ કરવાનું સહેજે મન થઈ જતું.
ઘરડા માણસનાં—અને તેમાંય શારીરિક રીતે નાલાયક એવા ઘરડા માણસનાં લક્ષણો લાક્ષણિક હોય છે. આંખે ઓછું દેખાય. કમર વળેલી. અંગો ધ્રૂજતાં. ડગલે અને પગલે દમ. શિથિલતા અને લાચારી. આબલમાં આમાંનું કોઈ લક્ષણ શોધ્યે શોધાતું નહોતું.
—તમારી ઉંમર શી છે?
એક દિવસે મેં એને પૂછ્યું.
જવાબ મળ્યો:
—અઠ્ઠાવન.
—તમે હરો છો ફરો છો ત્યારે તમારું શરીર સામાન્ય રીતે બધું કામ આપી શકે તેવું દેખાય છે. તમે શા માટે ડૉરકીપરની કે એવી કોઈ સાદી સર્વિસ કરતા નથી?
એ ચૂપ રહ્યો. મેં ફરીવાર એ જ પ્રશ્ન પૂછ્યો. એના હોઠ નિરુત્તર રહ્યા.
થોડી વાર પછી જાણે મારા સવાલની સાથે કશી નિસ્બત ન હોય તે રીતે એણે પોતાની રામકહાણી શરૂ કરી દીધી.
—આદમ, આ બીજું વિશ્વયુદ્ધ ન આવ્યું હોત તો આજે મારી આર્થિક સ્થિતિ ઘણી સદ્ધર હોત. પણ કિસ્મતની સામે કોનું ચાલે છે? બીજું વિશ્વયુદ્ધ આવ્યું અને મારી દોલત—મારી તમામ દોલત વેરવિખેર થઈ ગઈ. આજે મારે આ નાની એવી નજીવી રકમ ઉપર જીવનનિર્વાહ કરવો પડે છે. આ યુદ્ધે મને ખરો બરબાદ કરી નાખ્યો.
—હેર આબલ, એક સવાલ કરું?
—શો સવાલ?
—તમે પરણેલા છો કે...
એના ચહેરા ઉપર સર્જાયેલા તાત્કાલિક ભાવપલટાને જોતાં જ મેં પ્રશ્ન અધૂરો રહેવા દીધો. એના ચહેરા ઉપર ફરી શ્યામલતા ફરી વળી. થોડીવાર રહી એણે મહામુશ્કેલીએ જવાબ આપ્યો:
—Nein
આ 'નાઈન'ની ભીતરમાં જાણે એનો ભૂતકાળ કોઈ જન્મકેદની જેમ માથું પછાડતો હતો.
—તો તમે પરણ્યા નથી!?
હું શું બોલું તેની મને કશી સમજ ન પડતાં મેં મારા સવાલમાં નિર્દોષ આશ્ચર્યભાવનું મિશ્રણ કરી એના 'નાઈન'ની દર્દભરી ગંભીરતાને સહેજ હળવી કરવાનો પ્રયત્ન કર્યો.

આબલ વધુ બોલ્યો નહિ.
મેં પણ વધુ પૂછ્યું નહિ.

*

આબલ ઉપર અવારનવાર પત્રો આવતા. મને થતું. આ એકાકી જીવ ઉપર વળી કોણ પત્રો લખતું હશે? કોઈ રડીખડી જર્મન કંપની ઉપરથી આવતા પત્રોને ફોડી એ તેનું વાચન કરવા મંડી જતો એ દશ્ય જાણે જિજ્ઞાસા જન્માવે તેવું ન હતું, પણ જર્મન કંપનીના સિક્કા વગરના પત્રોમાં એ પોતાનો સમસ્ત ચહેરો દાટી તેનું રસપાન કરતો ત્યારે જિજ્ઞાસા કેમે કરી દાબી શકાતી નહોતી. આબલની આંખોને ચશ્માની જરૂર હતી એ જોનારને ચોખ્ખે ચોખ્ખું વર્તાઈ આવતું. પણ ચશ્મા ખરીદવા જેવી પોતાની સદ્ધર સ્થિતિ નહિ હોવાથી એણે ઘડિયાળીઓ ઘડિયાળની ઝીણી ઝીણી કમાનોનું બારીક નિરીક્ષણ કરવા માટે વાપરે છે તે કાચ ખરીદી ચશ્માની ખોટ પૂરી હતી.
એક દિવસે મેં પૂછ્યું :
—હેર આબલ, તમેય ખરા છો! કેટલા બધા પત્રો તમને મળે છે!
મારો સવાલ સાંભળતાંની સાથે જ એના શબ્દો બ્હાવરા બની ગયા.
—એ તો ..એ તો અમસ્તા જર્મન કંપનીઓના પત્રો છે. હું મારી ફેરી માટે અવારનવાર કાંઈ ને કાંઈ માલસામાન ખરીદતો રહું છું.
મેં એના રઘવાયા શબ્દો તરફ બેદરકારી દાખવતાં પૂછ્યું:
—તમે શાનો વેપાર કરો છો?
એ હસી પડ્યો.
—વેપાર શાનો? આ તો અમસ્તો ફેરિયાનો ધંધો છે. કાંસકી, બ્લેડ અને એવી નાની નાની ચીજો વેચું છું. દસપંદર માર્કનો ઓર્ડર મૂકતો રહું છું. માલ વેચાઈ જાય કે બીજો ઓર્ડર મૂકું છું. કલાકો સુધી ટાંટિયા ઘસવા પડે છે. ચાલીઓના દાદરા ચડીઊતરીને દમ નીકળી જાય છે. આ બીજું વિશ્વયુદ્ધ ન છેડાયું હોત તો...

ફરી એ પોતાનો ભૂતકાળ વાગોળવા માટે તે પહેલાં મેં પૂછ્યું:
—હેર આબલ, આ બીજા પત્રો એ કંઈ ફેક્ટરીના દેખાતા નથી. એ પત્રો તમારાં સગાંવહાલાં તરફથી આવે છે કે શું?
એનો લાલ ચહેરો વધુ લાલ થઈ ગયો.
હું હસી પડ્યો. એ પણ હસી પડ્યો. અમારું હાસ્ય પારસ્પરિક સમજદારીના વર્તુળો રચી ગયું.
—આદમ, તારી કને શું છુપાવવું! ચારેક માસ અગાઉ હું એક ધર્મોત્સવમાં ગયો હતો. ત્યાં આ બાઈના પરિચયમાં આવ્યો. એ મને અવારનવાર પત્રો લખે છે. અમે અવારનવાર મળીએ છીએ પણ ખરાં: ફ્રાંકફુર્ટમાં.

*

ભોજન સમયે નિયમિત રીતે હાજર રહેતા આબલની આકસ્મિક ગેરહાજરીઓ 'હાઈમ'વાસીઓ માટે નોંધપાત્ર બનતી ગઈ.
બધા પૂછતા:
—આબલ, આ રવિએ કંઈ તમે દેખાયા નહિ?
આબલ ટૂંકો જવાબ આપતો:
—હું બહારગામ હતો.
—અમે એકલા પડતા એટલે આબલ ખૂબ ખાનગી રીતે મ.રા કાનમાં કહેતો:
—આદમ, આ રવિએ અમે ફરી મળ્યાં.
આબલના જીવનમાં જાણે અદ્ભુત પરિવર્તન આવી રહ્યું હતું. એના ભૂખ્યા આત્માને વર્તમાનનો નવો ખોરાક મળી રહ્યો હતો. હવે એ ભૂતકાળનાં સ્મરણોને વાગોળતો નહોતો. જાણે એ ગાય હળવે હળવે આખ-લામાં ફેરવાઈ રહી હતી. ભૂતકાળનો વાસી ખોરાક વાગોળતા આ માણસની દૃષ્ટિ હવે ભવિષ્યના તાજા ભોજન ઉપર મંડાવા માંડી હતી.
હું જાણે એના એક માત્ર ભરોસાનું પાત્ર હોઉં એ રીતે એણે મારી જોડે એ 'બાઈ' સાથેના પોતાના સંબંધોની અગણિત દાસ્તાનો સંભળાવવા માંડી હતી.
એકવાર મેં પૂછ્યું:




—એ બાઈ વિધવા છે?

—ના રે ના. એ પણ અપરિણીત છે.

હું પણ બે-લગામ સવાલ કરી બેઠો :

—તો હેર આબલ, તમે એની સાથે લગ્ન કેમ કરી નથી લેતા?

એનો ચહેરો ફરી ઊતરી ગયો. શ્યામલતાની છાયા એના વદનની મુદ્રાઓને ઘેરી વળી. થાકેલા સ્વરે એ બોલ્યો :

—એ શક્ય નથી.

મારા સવાલોને કારણે ઉપસ્થિત થતા કોયડારૂપી પ્રત્યાઘાતો મારા જિજ્ઞાસુ જીવને કેમે કરી સંતોષ આપી શકતા નહોતા. મેં પણ ફરીવાર એ પ્રશ્નોચ્ચારણ કરી સહેજ નફ્ફટાઈ દાખવી.

—શા માટે શક્ય નથી?

આબલના હોઠ કંપવા લાગ્યા. એના વદન ઉપર મૂંઝવણ અને પરેશાની આળોટવા માંડી. એનો કંઠ ગૂંગળામણ અનુભવવા લાગ્યો. એ જવાબ આપી શક્યો નહિ.

થોડીવાર અમે બેઉ ચૂપ બેસી રહ્યા; પણ મારો પ્રશ્ન એના કાનમાં હજી પણ ગૂંજતો હોય એમ લાગ્યું.

છેવટે એણે પોતાના કંઠને વ્યવસ્થિત કર્યો અને પોતાના મનના ઘુમ્મટમાં પાડઘા પડતા મારા પ્રશ્નનું શમન કરવા સારુ જાણે જવાબ આપ્યો :

—વાત એમ છે આદમ, કે એ હાલ એક 'કિંડરગાર્ટન'(બાલગૃહ) માં નોકરી કરે છે. બેત્રણ વરસમાં એ પેન્શન ઉપર ઊતરવાની. મહિને દહાડે એને બસો જેટલા માર્ક પેન્શન મળવાનું. જો અમે પરણીએ તો અમારું પેન્શન મર્યાદિત થઈ જાય; પરિણીત યુગલનું પેન્શન સંયુક્ત રીતે લેખામાં લેવામાં આવે છે. સમજ્યો આદમ? આવા નુકશાનમાં કોણ નકામું ઊતરે?

આ 'સમજ્યો આદમ?' બોલતી વખતે જાણે કંઈક એના અંતરાત્માને ડંખી રહ્યું હોય એવો મને ભાસ થયો. મેં પણ દયાભાવે મારા વદન ઉપર સમજદારીની સુરખી આણવા યત્ન કર્યો.

—હા હા સમજ્યો. તો તમે મિત્રો તરીકે રહેવા માગો છો?

—મેં એક દરખાસ્ત મૂકી છે. એ પેન્શન ઉપર ઊતરે અને પોતાના કંપાર્ટમેન્ટમાં રહેવા જાય ત્યારે મને પોતાના પેટાભાડૂત તરીકે અપનાવે અને અમે બન્ને સંયુક્ત રીતે ઘરખર્ચ ચલાવીએ. જો અમે આ રીતે રહીએ તો અમારા પેન્શન ઉપર કાપ ન આવે. કેમ બરાબર છે ને?

*

આબલની ફેરીઓ ધમધોકાર ચાલવા માંડી. જાણે પેલા ગુલાબી પત્રો આ ઘરડી કાયામાં નવો પ્રાણ પૂરતા હતા. સોમ, મંગળ, બુધ, ગુરુ, શુક્ર, અને શનિ.

આ ૭ દિવસ એ ફેરીઓ ફરતો. રવિએ અદૃશ્ય થઈ જતો.

સોમવારે એ પોતાના સ્નેહમિલનના પ્રસંગોનું લંબાણપૂર્વક આલેખન કરતો.

*

એક રવિએ આબલ સાક્ષાત્ હાજર! એની 'હાજરી આશ્ચર્ય જન્માવે એ સ્વાભાવિક હતું. મેં પૂછ્યું :

—શી વાત છે, આ રવિએ કંઈ તમે બહારગામ ગયા નથી?

એનો ચહેરો ઉદાસ હતો. એણે પ્રશ્નનો કશો ઉત્તર આપ્યો નહિ.

એની ફેરીઓ મંદ પડવા માંડી હતી. પેલા ગુલાબી પત્રોની સંખ્યા ઘટવા માંડી હતી.

મેં કોઈ આ'તજનની અદાએ ફરી સવાલ કર્યો :

—હેર આબલ, વાત શી છે! તમારો મૂડ કંઈ બરાબર લાગતો નથી.

આબલ નિરુત્તર. હું એની આ ખામોશીને કેવી રીતે ખંડિત કરી શકું. એનું વદન જોઈને મને એવું થતું હતું જાણે હમણાં એ રોઈ દેશે. એના હોઠ કંપી રહ્યા હતા.

મેં ફરી સવાલ કર્યો :

—વાત શી છે આબલ? ઝઘડો થયો છે કે કંઈ

આબલ વધુ બોલ્યો નહિ.
મેં પણ વધુ પૂછ્યું નહિ.

*

આબલ ઉપર અવારનવાર પત્રો આવતા. મને થતું. આ એકાકી જીવ ઉપર વળી કોણ પત્રો લખતું હશે? કોઈ રડીખડી જર્મન કંપની ઉપરથી આવતા પત્રોને ફોડી એ તેનું વાચન કરવા મંડી જતો એ દશ્ય જાણે જિજ્ઞાસા જન્માવે તેવું ન હતું, પણ જર્મન કંપનીના સિક્કા વગરના પત્રોમા એ પોતાનો સમસ્ત ચહેરો દાટી તેનું રસપાન કરતો ત્યારે જિજ્ઞાસા કેમે કરી દાબી શકાતી નહોતી. આબલની આંખોને ચશ્માની જરૂર હતી એ જોનારને ચોખ્ખે ચોખ્ખું વર્તાઈ આવતું. પણ ચશ્મા ખરીદવા જેવી પોતાની સદ્ધર સ્થિતિ નહિ હોવાથી એણે ઘડિયાળીઓ ઘડિયાળની ઝીણી ઝીણી કમાનોનું બારીક નિરીક્ષણ કરવા માટે વાપરે છે તે કાચ ખરીદી ચશ્માની ખોટ પૂરી હતી.
એક દિવસે મેં પૂછ્યું :
—હેર આબલ, તમેય ખરા છો! કેટલા બધા પત્રો તમને મળે છે!
મારો સવાલ સાંભળતાંની સાથે જ એના શબ્દો બ્હાવરા બની ગયા.
—એ તો ..એ તો અમસ્તા જર્મન કંપનીઓના પત્રો છે. હું મારી ફેરી માટે અવારનવાર કાંઈનો કાંઈ માલસામાન ખરીદતો રહું છું.
મેં એના રઘવાયા શબ્દો તરફ બેદરકારી દાખવતાં પૂછ્યું.
—તમે શાનો વેપાર કરો છો?
એ હસી પડ્યો.
—વેપાર શાનો? આ તો અમસ્તો ફેરિયાનો ધંધો છે. કાંસકી, બ્લેડ અને એવી નાની નાની ચીજો વેચું છું દસપંદર માર્કનો ઓર્ડર મૂકતો રહું છું. માલ વેચાઈ જાય કે બીજો ઓર્ડર મૂકું છું. કલાકો સુધી ટાંટિયા ઘસવા પડે છે. ચાલીઓના દાદરા ચડીઊતરીને દમ નીકળી જાય છે. આ બીજું વિશ્વયુદ્ધ ન છેડાયું હોત તો...

ફરી એ પોતાનો ભૂતકાળ વાગોળવા માંડે તે પહેલાં મેં પૂછ્યું:
—હેર આબલ, આ બીજા પત્રો એ કંઈ ફેક્ટરીના દેખાતા નથી. એ પત્રો તમારાં સગાંવહાલાં તરફથી આવે છે કે શું?
એનો લાલ ચહેરો વધુ લાલ થઈ ગયો.
હું હસી પડ્યો. એ પણ હસી પડ્યો. અમારું હાસ્ય પારસ્પરિક સમજદારીના વર્તુળો રચી ગયું.
—આદમ, તારી કને શું છુપાવવું! ચારેક માસ અગાઉ હું એક ધર્મોત્સવમાં ગયો હતો. ત્યાં આ બાઈના પરિચયમાં આવ્યો. એ મને અવારનવાર પત્રો લખે છે. અમે અવારનવાર મળીએ છીએ પણ ખરાં: ફ્રાંકફુર્ટમાં.

*

ભોજન સમયે નિયમિત રીતે હાજર રહેતા આબલની આકસ્મિક ગેરહાજરીએ 'હાઈમ'વાસીઓ માટે નોંધપાત્ર બનતી ગઈ.
બધા પૂછતા:
—આબલ, આ રવિએ કંઈ તમે દેખાયા નહિ?
આબલ ટૂંકો જવાબ આપતો:
—હું બહારગામ હતો.
—અમે એકલા પડતા એટલે આબલ ખૂબ ખાનગી રીતે મારા કાનમાં કહેતો:
—આદમ, આ રવિએ અમે ફરી મળ્યાં.
આબલના જીવનમાં જાણે અદ્દભુત પરિવર્તન આવી રહ્યું હતું. એના ભૂખ્યા આત્માને વર્તમાનનો નવો ખોરાક મળી રહ્યો હતો. હવે એ ભૂતકાળનાં સ્મરણોને વાગોળતો નહોતો. જાણે એ ગાય હળવે હળવે આબલામાં ફેરવાઈ રહી હતી. ભૂતકાળનો વાસી ખોરાક વાગોળતા આ માણસની દૃષ્ટિ હવે ભવિષ્યના તાજા ભોજન ઉપર મંડાવા માંડી હતી.
હું જાણે એના એક માત્ર ભરોસાનું પાત્ર હોઉં એ રીતે એણે મારી જોડે એ 'બાઈ' સાથેના પોતાના સંબંધોની અગણિત દાસ્તાનો સંભળાવવા માંડી હતી.
એકવાર મેં પૂછ્યું:





—એ બાઈ વિધવા છે ?

—ના રે ના. એ પણ અપરિણીત છે.

હું પણ બે-લગામ સવાલ કરી બેઠો :

—તો હેર આબલ, તમે એની સાથે લગ્ન કેમ કરી નથી લેતા ?

એનો ચહેરો ફરી ઊતરી ગયો. શ્યામલતાની છાયા એના વદનની મુદ્રાઓને ઘેરી વળી. થાકેલા સ્વરે એ બોલ્યો :

—એ શક્ય નથી.

મારા સવાલોને કારણે ઉપસ્થિત થતા કોયડારૂપી પ્રત્યાઘાતો મારા જિજ્ઞાસુ જીવને કેમે કરી સંતોષ આપી શકતા નહોતા. મેં પણ ફરીવાર એ પ્રશ્નોચ્ચારણ કરી સહેજ નફ્ફટાઈ દાખવી.

—શા માટે શક્ય નથી ?

આબલના હોઠ કંપવા લાગ્યા. એના વદન ઉપર મૂંઝવણ અને પરેશાની આળોટવા માંડી. એનો કંઠ ગૂંગળામણ અનુભવવા લાગ્યો. એ જવાબ આપી શક્યો નહિ.

થોડીવાર અમે બેઉ ચૂપ બેસી રહ્યા; પણ મારો પ્રશ્ન એના કાનમાં હજી પણ ગૂંજતો હોય એમ લાગ્યું.

છેવટે એણે પોતાના કંઠને વ્યવસ્થિત કર્યો અને પોતાના મનના ઘુમ્મટમાં પાડધા પડતા મારા પ્રશ્નનું શમન કરવા સારુ જાણે જવાબ આપ્યો :

—વાત એમ છે આદમ, કે એ હાલ એક 'કિંડરગાર્ટન'(બાલગૃહ) માં નોકરી કરે છે. બેત્રણ વરસમાં એ પેન્શન ઉપર ઊતરવાની. મહિને દહાડે એને બસો જેટલા માર્ક પેન્શન મળવાનું. જો અમે પરણીએ તો અમારું પેન્શન મર્યાદિત થઈ જાય; પરિણીત યુગલનું પેન્શન સંયુક્ત રીતે લેખામાં લેવામાં આવે છે. સમજ્યો આદમ ? આવા નુકશાનમાં કોણ નકામું ઊતરે ?

આ 'સમજ્યો આદમ ?' બોલતી વખતે જાણે કંઈક એના અંતરાત્માને ડંખી રહ્યું હોય એવો મને ભાસ થયો. મેં પણ દયાભાવે મારા વદન ઉપર સમજદારીની સુરખી આણવા યત્ન કર્યો.

—હા હા સમજ્યો. તો તમે મિત્રો તરીકે રહેવા માગો છો ?

—મેં એક દરખાસ્ત મૂકી છે. એ પેન્શન ઉપર ઊતરે અને પોતાના કંપાર્ટમેન્ટમાં રહેવા જાય ત્યારે મને પોતાના પેટાભાડૂત તરીકે અપનાવે અને અમે બન્ને સંયુક્ત રીતે ઘરખર્ચ ચલાવીએ. જો અમે આ રીતે રહીએ તો અમારા પેન્શન ઉપર કાપ ન આવે. કેમ બરાબર છે ને ?

*

આબલની ફેરીઓ ધમધોકાર ચાલવા માંડી. જાણે પેલા ગુલાબી પત્રો આ ઘરડી કાયામાં નવો પ્રાણ પૂરતા હતા. સોમ, મંગળ, બુધ, ગુરુ, શુક્ર, અને શનિ.

આ છ દિવસ એ ફેરીઓ ફરતો. રવિએ અદશ્ય થઈ જતો.

સોમવારે એ પોતાના સ્નેહમિલનના પ્રસંગોનું લંબાણપૂર્વક આલેખન કરતો.

*

એક રવિએ આબલ સાક્ષાત્ હાજર ! એની 'હાજરી આશ્ચર્ય જન્માવે એ સ્વાભાવિક હતું. મેં પૂછ્યું :

—શી વાત છે, આ રવિએ કંઈ તમે બહારગામ ગયા નથી ?

એનો ચહેરો ઉદાસ હતો. એણે પ્રશ્નનો કશો ઉત્તર આપ્યો નહિ.

એની ફેરીઓ મંદ પડવા માંડી હતી. પેલા ગુલાબી પત્રોની સંખ્યા ઘટવા માંડી હતી.

મેં કોઈ આત્મજનની અદાએ ફરી સવાલ કર્યો :

—હેર આબલ, વાત શી છે ! તમારો મૂડ કંઈ બરાબર લાગતો નથી.

આબલ નિરુત્તર. હું એની આ ખામોશીને કેવી રીતે ખંડિત કરી શકું. એનું વદન જોઈને મને એવું થતું હતું જાણે હમણાં એ રોઈ દેશે. એના હોઠ કંપી રહ્યા હતા.

મેં ફરી સવાલ કર્યો :

—વાત શી છે આબલ ? ઝઘડો થયો છે કે કંઈ

અણબનાવ બનવા પામ્યો છે ?
થોડીક વાર પછી એ જ્વાલામુખી ફાટ્યો ખરો.

—આદમ, તું જુવાન છે. પણ આ ઘરડા માણસ કનેથી આ સત્ય જાણી લે. આ દુનિયા ભરોસો કરવાને લાયક નથી.

હવે મને સમજાયું : 'આ દુનિયા' એટલે પેલી ફ્રાંકફુર્ટવાળી બાઈ. હું ચૂપ રહ્યો, મારી ચુપકીદીમાં ગૂંજતા પ્રશ્નો આબલના ઘરડા કાન સાંભળી શકે તેવા હતા.

—આદમ, આ સ્ત્રીની જાત જ એવી. તું તો જાણે છે કે હું કેવો એની પાછળ ઘસાઈ ગયો છું ? પણ તેની એને કશી ગણના નથી. તું પોતે જાણે છે આદમ, જર્મનીમાં મોંઘવારી કેવી છે. માઈન્ટસથી ફ્રાંકફુર્ટનું રેલવેભાડુ ચાર માર્ક વીસ ફેની. રવિની આવવાજવાની ટિકિટ. બાકી એથીયે મોંઘું પડે તેમ છે. તું જ વિચાર આદમ, ચાર માર્ક વીસ ફેની રેલવેનું ભાડુ. એની મુલાકાતે જાઉં એટલે સ્વાભાવિક છે કે ખાલી હાથે ન જ જવાય. ચોકલેટ, બિસ્કિટ ઇડાં પણ લેતો જાઉં. ચોકલેટના એક માર્ક ત્રીસ ફેની. બિસ્કિટની પચાસ ફેની. પાંચ ઇંડાંનો એક માર્ક. કેટલા થયા આદમ ?

હું સરવાળો કરું તે પહેલાં એ પોતે જ બોલી ઊઠ્યો :

—ચાર માર્ક વીસ. એક માર્ક ત્રીસ. પચાસ ફેની. અને એક માર્ક. કુલ થયા સાત માર્ક. કેમ ખરું ને ?

ફરી સરવાળો કરી એના કુલ આંકડાનું સમર્થન કરવાની ભાંજગડમાં કોણ પડે એવી લાગણીના જોરે મેં હકારમાં જવાબ આપ્યો.

—હા, બરાબર.

—તો આદમ, કુલ થયા સાત માર્ક. ફ્રાંકફુર્ટ પહોંચું એટલે બપોરનું ભોજન લેવું તો પડે ને ?

મેં કહ્યું :

—હા લેવું પડે.

—તો તેના વળી ત્રણ માર્ક. બપોરે એની જોડે રેસ્ટોરાંમાં કાફી પીવા જવું પડે, એ વળી કાફીથી સંતોષ પામે તો ને. એ કેકનોય ઓર્ડર આપે. એટલે ફરી દોઢેક માર્ક. કાફીની કપ દીઠ સાઠ ફેની. એ રીતે ફરી કુલ ત્રણેક માર્ક. સાંજે એ પોતાને ઘેર જાય એટલે તેના બસનાં નાણાંયે હું ચૂકવું. એ અમસ્તો રવિ મારા ચૌદથી પંદર માર્ક ખાઈ જાય ! અને નફામાં ? નફામાં કાંઈ નહિ ! હું રોજ ચાલીઓના દાદરા ચડું અને ઊતરું—માંડ માંડ ચાર પાંચ માર્કની કમાણી કરું અને તે બધા એની પાછળ બરબાદ કરી દઉં ! છે મારા કરતાં કોઈ વધુ મૂરખ ? હવે એક ફેની પણ એની પાછળ ખર્ચું તો મારું નામ આબલ નહિ ! આવા પંદર માર્ક આવી રીતે બરબાદ કરવા કરતાં તો હું મારા પોતાના પેટમાં નાખું તો મને વધુ લાભ થાયઃ કેમ ખરું ને ?

પોતાના પૈસાટકાનો હિસાબકિતાબ પરિપૂર્ણ થતાં એણે ઊંડો શ્વાસ લીધો, પછી ફરી આગળ ચલાવ્યું :

—આદમ, છેલ્લા બે ત્રણ રવિ અમે મળ્યાં નથી. એ લખે છે : સમય નથી. સમયનું તો માત્ર બહાનું છે. એ બહાના પાછળ કયું સત્ય છુપાયેલું છે તેની મને ખબર છે.

આટલા શબ્દો બોલ્યા પછી એ એકાએક ચૂપ થઈ ગયો.

મારો જિજ્ઞાસુ જીવ એ સત્યને જાણવા માટે ઊંચી ડોક કરી રાહ જોવા લાગ્યો. પણ આબલની ચુપકીદી ઊંચી દિવાલનું રૂપ ધારણ કરી બેઠી. મારો જીવ કોઈ નાના બાળકની જેમ કૂદી કૂદી ઊંચી ઊંચી દિવાલની પાછળ જોવાની કોશિશ કરતો રહ્યો.

આખરે મેં પૂછ્યું :

—હેર આબલ, તમે કહ્યું નહિ, કયું સત્ય ?

એની ખામોશી એના ઉદાસ ચહેરાને વધુ ઉદાસ બનાવતી હતી. એના હોઠ કોઈ ઘાયલ પંખીની જેમ ફફડવા લાગ્યા. એના ગળે જાણે ડૂમો ભરાયો હોય તેવું લાગતું હતું.

મેં ફરી પ્રશ્ન કર્યો :
—તમે કંઈ કહ્યું નહિ.
અંતે—બાર મિનિટ પછી—બાવો બોલ્યો :
—આદમ, એ બીજા માણસના પરિચયમાં આવી છે.
મેં અર્ધ સમભાવ દર્શાવવા તેમ જ અર્ધ સાંત્વન આપવા કહ્યું :
—આબલ, એ તમારો વહેમ હશે.
મારું આ વાકય સાંભળતાં એનો આત્મા ઉશ્કેરાઈ ગયો.
—વહેમ ? એણે પોતે જ મને કહ્યું હતું કે એક ભલો મજાનો સદ્‌ગૃહસ્થ એને પરણવા માગે છે.
થોડીવાર પછી એણે આખી દાસ્તાન આ રીતે કહી સંભળાવી :
—એકાદ માસ પહેલાં એણે મને આ અંગે ઈશારો કર્યો હતો. મેં એને કહ્યું : જો એ માણસ સાચે જ ભલોમજાનો હોય તો તું એની જોડે ખુશીથી લગ્ન કરી શકે છે. એણે ધિક્કારમિશ્રિત છણકા સાથે કહ્યું : છિટ્, એવા માણસ સાથે વળી કોણ 'લગ્ન કરે ! મેં પૂછ્યું : શા માટે નહિ ? એણે કહ્યું : એ કહે છે કે મારે મારા વાળ વાંકડિયા બનાવવા. આવા સાદા વાળ મને શોભતા નથી. તું જાણે છે આબલ, મને પોતાને આ વાંકડિયા વાળ તરફ બેહદ નફરત છે. અને મારી ઉંમર કંઈ વીસબાવીસ વરસની નથી. હું પણ પચાસ વરસની ઘરડી સ્ત્રી છું. આ ઉંમરે વાળ વાંકડિયા કરાવું તો લોકો શું કહે.
આબલે શ્વાસ લીધો.
—ત્યાર પછીના રવિએ અમે મળી શક્યાં નહિ. એણે લખ્યું હતું : સમય નથી. છેલ્લીવાર હું એને પંદરેક દિવસ પહેલાં મળ્યો. આદમ, જાણે છે મેં શું જોયું ? એના વાળ વાંકડિયા હતા !

કાર્લ પણ હાઈમવાસી. એની ઉંમર સિત્તેરેક વરસની; વ્યવસાયે માળી. આ ઉંમરે પણ નિયમિત કામ કરે. પેન્શન મળે તે જુદું. સાંજે કામ ઉપરથી આવે એટલે ચાર પાંચ બીઅરની બાટલીઓ પીએ અને ચીરૂટનાં ઠૂંઠાં ચાવ્યા કરે અને અમારી જોડે મોસમની કે પોતાના જીવનના રમૂજી પ્રસંગોની વાતો કરે.
એક દિવસે વાતવાતમાં આબલનો વિષય છેડાઈ ગયો. આબલનું નામ સાંભળતાં જ કાર્લ હસી પડ્યો—ખડખડાટ હસી પડ્યો. એનું ભર્યુંભાદર્યું હાસ્ય વરસી ચૂક્યું એટલે એણે કહ્યું :
—આદમ, ગઈ કાલે તેં જોયું નહિ, કોક એને અમસ્તી ધમકી આપી એટલે એ કલાકો સુધી એક ડરપોક બાળકની જેમ રડતો રહ્યો ?
મેં કાર્લની વાતનું સમર્થન કર્યું.
કાર્લ બોલ્યો :
—એ માણસનું ઠેકાણું નથી. એટલા માટે તો હિટલરના સમયમાં એની ઉપર શસ્ત્રક્રિયા કરી એને......
કાર્લ વધુ બોલ્યો નહિ. બીઅરની બાટલી મોઢે માંડી બેચાર ઘૂંટ લીધા અને ફરી ખડખડ હસી પડ્યો.
—આદમ, તું નહિ સમજે. તું હજી કુંવારો છે.
મેં કટાક્ષ કર્યો :
—અને કાર્લ, તમે ?
કાર્લ ફરી ખડખડાટ હસી પડ્યો.
—એ તો ઠીક, પણ મારી ઉંમર સામે તો જો ! આ વાળ અમસ્તા ધોળા નથી કર્યા. ભલા માણસ, આ જર્મની છે, હિન્દુસ્તાન નથી.
કાર્લનું હાસ્ય ગર્જતું રહ્યું. એ ગર્જના વચ્ચે આબલના શબ્દો કોઈ અણધારી વીજળીની જેમ ચમકી ગયા : આદમ, આ વિશ્વયુદ્ધે મને બરબાદ કરી નાખ્યો.



લંડનની ઈલેકટ્રોનિક શોપેબ્લાઈન્ડઝ નામની પેઢીએ દુકાનોની શણગારબારીઓ માટે સૂર્યસંચાલિત પડદાઓ તૈયાર કર્યા છે. સૂર્યનો તાપ દુકાનમાં શણગારબારીમાં રાખવામાં આવેલા માલને નુકશાન કરે એટલો પ્રખર બને કે તરત જ આ સૂર્યનો તાપ ઓછો થતાં પાછા આપોઆપ ઉપર જતા રહે છે.
આ સાધન છબી પાડવામાં વપરાતી વીજળી; સેલનું બનેલું છે. અને તેના પર ટ્રાન્ઝિસ્ટર વડે અંકુશ રાખી શકાય છે.

પન્નાલાલ પટેલ

# મુક્તિ

ખોટી મોટાઈ અને દેખાદેખીથી આપણે ઘરકામ માટે નોકરો રાખતા થઈ ગયા છીએ. શ્રીમંતવર્ગ સાથે આજે મધ્યમવર્ગ પણ આ પ્રવાહમાં ખેંચાયેલ છે. એ પરવશતા આપણા શારીરિક અને માનસિક ઘસારાને કેટલી હદ સુધી સ્પર્શી જાય છે તે આ એક નનાકડા પ્રસંગ દ્વારા આપણને જાણીતા વાર્તા–નવલકાર દાખવે છે…

'બેન આપણે તો પુરી જોઈશે, ભાખરી મને નહિ ફાવે.' સાંજે જમવા બેઠેલા નવા નોકરના આ શબ્દોએ હંસાબહેનને એવાં તો અવાક કરી દીધાં !

બીજાં લોકને ઘરઘાટીના આવા અનુભવ થતા હશે કે કેમ એ સવાલ છે પણ હંસાબહેન તો આવા આવા અનુભવથી હવે ગળા સુધી ભરાઈ ગયાં હતાં.

આ પુરી જમનાર નોકર પહેલાં નોકરે જ્યારે અડધી બાંયનું ખમીસ ન પહેરતાં પોતાનું માપ આપી બુશ-શર્ટ શીવડાવવાની માગણી કરી ને તેમાંય રોજ પહેરવાનાં બે જોડ કપડાં ઉપરાંત પાટલૂન તથા બુશ-કોટ બહાર જવા માટે સીવડાવવાનું કહ્યું ત્યારેય એ આટલાં બધાં આકરાં તો નો'તાં જ થઈ ઊઠ્યાં.

તો એ પહેલાંનો નોકર તો વળી આ બેનેય ટપી જાય એવો હતો. વહેલી સવારમાં દૂધ લેવાની વાત આવતાં હંસાબહેનને કહે છે: 'મારાથી વહેલું નહિ ઊઠાય બે'ન !'

હંસાબહેને બે વાતો કરી એની ફરજનું ભાન કરાવ્યું ત્યારે વળી મહેરબાની કરતો હોય તેમ સંમત થયો પણ તેય આ રીતે: 'તમે મને ઊઠાડજો ત્યારે !'

બિચ્ચારાં હંસાબહેન ! પાછલી દાઢ ચડાવતાં બોલી ઊઠ્યાં, 'મર મુવા ! તને ઊઠાડવા ઉપરથી હું નીચે આવીશ, ધાંટા પાડીને તને જગાડીશ ત્યારે એના કરતાં બારણું ઊઘાડી દૂધવાળાને તપેલી આપતાં મને શી વાર લાગવાની છે—'

આ સિવાય ત્રીસનો પગાર, દરરોજ એક આનો બીડીનો, અઠવાડિયે અડધો રૂપિયો હજામતનો તો પખવાડિયાનો દોઢ રૂપિયો સિનેમાનો'–

હાસ્તો, ત્રીજા વર્ગની ટિકિટ માટે દસ આના ઉપરાંત અડધા દિવસની રજા આપવી પડે એના કરતાં બે કલાક મોડો છૂટો કરી બીજા વર્ગની ટિકિટના પૈસા આપવા શું ખોટા !

વળી છોકરાં માટે મોસંબી જાંબુ ચવાણું કે ચીકુ જે કંઈ લેતાં એમાં નોકરનો ભાગ તો હોય જ હોય.—

ને તોય—'રડ્યા કંઈક ને કંઈક વાંકુ પાડીને મહિનો પૂરો ભરતાય નથી ને નીકળી જાય છે !' આ એમની ફરિયાદ કાયમ સરખી બની રહી હતી.—

એટલે જ તો એ નવો નોકર રાખતી વખતે પતિને બદલે પોતે જ પોતાની જાતથી હવે પાકું કરી લેતાં હતાં: 'જો હંસા, હવેથી નોકર જોડે કામની બાબતમાં ન તો કશી કચકચ કરવી કે ન તારે બીડી સિનેમાના પૈસા આપતાં કે કપડાં સીવડાવતાં કચવાટ કરવો. નોકર જતો રહે છે ત્યારે આમેય તું કપડાં વાસણ સિવાય બધું હાથે જ કરે છે ને ? તો બસ ત્યારે બરાબર ન કરે તો આપણે એટલું જ ઠીક કરી લેવું.'—

તેમાંય આ છેલ્લી વખતે તો એમણે—કાગળ ઉપર એક અક્ષર નો'તા પાડ્યા એટલું જ, બાકી પોતાની જાતથી પાકો કરાર કરી લીધો હતો ને તે પણ પતિની સાક્ષીમાં: 'વાંક હોય તો પણ—બોલવું કહેવું તો મીઠાશથી, નહિ તો જાતે કરી લેવું !'

પણ ત્યાં તો આ 'ચઢી વાગેલી જાતે' એવી ફરિયાદ કરી કે—આવી ફરિયાદ તો એમના પતિએય ભાગ્યે જ કદી કરી હશે !

ને આ જાતના વિચાર સાથે હંસાબહેન અંગે અંગ એવાં આગ થઈ ઊઠ્યાં કે બરાડ્યાં તે પણ—પેલી આગને જોરે જાણે બોમ્બ ફાટ્યો ! 'ઊઠ રડ્યા. ભાખરી ગળે ન ઊતરતી હોય તો, નીકળ મારા બંગલામાંથી.'—

ધૂંધવાટમાં ને ધૂંધવાટમાં સામાન એનો ફેંકી આપ્યો

ને પગાર પણ ચૂકવી દીધો : 'હેંડતો થા અબ ઘડી.'

અરે, કલબમાં ગયેલા પતિને આવવાની હવે ઝાઝી વાર ન હતી પણ તો ય એમની વાટ ન જોતાં એમના માટે જમવાનું ઢાંકી, પાડોશમાં રહેતી છૂટક કામવાળીનેય ન બોલાવતાં મંડી પડ્યાં પોતે જ વાસણ ઘસવા ને ચોકડી ધોવા : 'ત્યારે શું તો. આપતે પૈસે ઓશિયાળાં!'

એટલું જ નહિ, પતિના જમ્યા પછી એમને પણ એમણે જાણે સંભળાવી દીધું : 'નોકર તમારે રાખવો હોય તો રાખજો બાકી આપણે તો આજથી નોકરનું નામ નહિ.'

'પછી માંદાં પડશો તો?' પતિએ લાલબત્તી દેખાડતા હોય તેમ પ્રશ્ન કર્યો.

'કામ કર્યે કોઈ માંદું નથી પડતું! ને મારે શું એવડા ઉજાગરા કરવાના છે? કે નથી એવી હાડ મજૂરી. વાસણ કપડાં પેલી બાઈ કરશે પછી મારે તો જ્યાં ત્યાં પૂંજો પોતું ને પથારી જ ને?'

'હા પણ એટલું એટલુંય આ પીસ્તાળીસની ઉંમરમાં કેટલા દિવસ કર્યું છે?'

'એનો જ તો મને આજે પસ્તાવો થઈ રહ્યો છે!' કહી હંસાબહેને ઉમેર્યું : 'ખરી વાત કહું છું! આ નોકરોની જેટલી મને ફાળ રે' છે એટલી તો તમારીય નથી રે'તી! એટલે જ તો પછી એ રૈયાઓની કાળજી મારે આ બે છોકરાંના જેટલી લેવી પડે છે ને?'—

'એ તો હું પણ કહું છું. પણ કાળજી સાથે તમારી જીભ અમી 'ખબરે'ય લીધા કરતી હતી ને?'

'લો! તમેય તે! કામ બરાબર ન કરે તો પછી'—

'એટલે જ હું કહું છું કે તમે આ જેમ આખુંય કામ કરવા તૈયાર થયાં છો એના સાટે નોકરનાથી જે જે બરાબર ન થાય એટલું જ તમે—નોકરને ન ટોકતાં જાતે કરી લેશો તો તમારો આ આખોય પ્રશ્ન કાયમ માટે ઉકલી જશે.'

'ના ભાઈસા'બ ના. આપણે તો એવું હવે કરવું જ નથી. એ વળી નોકરને કંઈ કહેવાય નહિ ને એના પાછળ પાછળ મારે કામ સુધારતા ફરવું પડે ત્યારે એના કરતાં તો હું જાતે જ બધું નહિ કરી લઉં કે એના ભાગની અડધા જેટલી રસોઈ કરવી ટળી ને એટલી કપાળે મૂંડ ચોપડવી મટી!'

પતિને હતું કે આ વૈરાગ, હમણાં નવો ભેખ છે ત્યાં સુધી. ને ટૂંકમાં જ પતાવ્યું : 'જુઓ જો ફાવે તો, બાકી માંદા પડવા જેવું ન કરશો.'

ને પછી આજ થાકે કાલ થાકે એમ કરતાં કરતાં એક તરફ એ કોઈ સારા નોકરની તપાસમાં રહ્યા તો બીજી તરફ પત્નીના થાકવાની પણ પ્રતીક્ષા કરતા હતા. હાસ્તો એ આ છેલ્લા ઉપાયમાં થાકે ને નોકર માટે સામેથી માગણી કરે તો જ તો આ નવો સંઘ કંઈક્ય કાશીએ પહોંચે ને?

પણ એમને શી ખબર કે હંસાબહેન તો થાકવાને બદલે દિવસે દિવસે ઊલટાનાં કસાતાં જતાં હતાં? એટલું જ નહિ પહેલાં જે પેટમાં ગેસ થવાની ફરિયાદ કર્યા કરતાં હતાં એ પણ કામની આડે જાણે ભૂલી જ ન ગયાં હોય!

બે માસ વીતતાં તો પતિનેય ખાતરી થઈ ગઈ કે એ નોકર રાખવાનાં જ નથી.

આ સાથે જ આ હજાર રૂપિયાના પગારદાર અમલદારને 'પ્રેસ્ટીજ'(આબરૂ)નો સવાલ હાઉની જેમ સામે આવી ઊભો. ને એ સમજાવવાનો હંસાબહેન આગળ પ્રયત્ન પણ કરી જોયો.

પણ હંસાબહેન તો—સાચે જ આ પુંજોપોતું ને પથારીઓનું કામ પેખી કાળ કાળજી ને અડધા ભાગની રસોઈના બદલામાં એવું તો ફાયદાકારક નીવડ્યું હતું કે, પતિની વાત પૂરી સાંભળતાય ન રહેતાં બોલી ઊઠ્યાં : 'તમે આબરૂનું રૂટો છો પણ જોતા નથી મને ગેસ મટી ગયો ને ઊંઘેય કેવી હવે પથારીમાં પડતાં જ ઘસઘસાટ આવી જાય છે!'—

ને પતિએ પણ જોયું તો નોકરની લપમાંથી નીકળી ગયેલાં હંસાબહેન હવે એવાં તો પ્રસન્નવદને રહે છે કે—

જયન્તિકા પરમાર

# નૈતિક અને સામાજિક સ્વાસ્થ્ય

આ લેખનાં લેખિકાએ તાજેતરમાં મુંબઈમાં ભરાયેલી નૈતિક સામાજિક સ્વાસ્થ્ય સંઘની પરિષદમાં હાજરી આપી હતી આ સંઘના ગુજરાત રાજ્ય–શાખાનાં તે ઓગેનાઈઝર છે. આ લેખની કેટલીક બાબતો ગંભીર વિચારણા માગી લે છે...

આ નવ-પ્રગતિની દોડમાં આપણે પાછળ ન પડી જઈએ એ માટે સારું કે નરસું પણ જૂનું એટલું સોનું કરીને વળગી ન રહેવું જોઈએ. પ્રાચીન કાળથી એક યા બીજા સ્વરૂપે ચાલી રહેલો પતિતાઓનો પ્રશ્ન કોઈ એક સમાજનો કે કોઈ એક સમયનો નથી. યુગે યુગે એ પ્રશ્ન પ્રત્યેના સમાજના દૃષ્ટિબિંદુમાં ફેર પડતો રહ્યો છે. સમાજ અને તેનાં મૂલ્યાંકનો બહુ ઝડપથી બદલાઈ રહ્યાં છે, સમાજ હવે કોઈનો પણ તિરસ્કાર સહી શકશે નહિ.

આ પ્રશ્ન માત્ર આપણા દેશ પૂરતો જ નથી. પરદેશમાં પણ તે ભયંકર અનિષ્ટ ફેલાવી રહ્યો છે. વેશ્યાવૃત્તિ પ્રાચીન કાળથી ચાલતી આવી છે અને સમાજને માટે તે જરૂરી છે એવી દલીલ ભણેલો, બુદ્ધિશાળી વર્ગ કરે છે ત્યારે આવા પ્રશ્નોનો સામનો કરવા તેમની સામે ટક્કર ઝીલવી પડશે અને આવા લોકોનું વિચાર-પરિવર્તન કરવું પડશે.

સમાજનું આ મોટામાં મોટું દૂષણ દૂર થવું જ જોઈએ એ ખ્યાલ આવતાંની સાથે જ ભારતમાં સ્ત્રીઓ અને બાળકોમાં ચાલતો અનીતિનો ધંધો નાબૂદ કરવા 'અખિલ ભારતીય નૈતિક અને સામાજિક સ્વાસ્થ્ય સંઘ' ઈ. સ. ૧૯૨૮થી વ્યવસ્થિતરીતે ચાલી રહ્યો છે. સૌથી પહેલવહેલો આ પ્રશ્ન ઈ. સ. ૧૮૭૫માં ભારતમાં ઊઠ્યો. તે વખતે બંગાળના જાણીતા સુધારક શ્રી કેશવચંદ્ર સેન પરદેશ ગયા અને ત્યાંના નૈતિક અને સામાજિક સ્વાસ્થ્ય સંઘના આદ્ય સ્થાપક શ્રીમતી જોસેફ બટલરને મળ્યા. એ સમયે નિયમિતરીતે હિંદી અને જાપાનીઝ સ્ત્રીઓ બ્રિટિશ લશ્કરને પૂરી પાડવામાં આવતી હતી. તેમની દાક્તરી તપાસ થતી છતાં બ્રિટિશ લશ્કરમા જાતીય રોગનું પ્રમાણ વધ્યે જ ગયું. શ્રી સેને આ હકીકત શ્રીમતી બટલરને જણાવી અને તેઓએ આને ઘાતકી કૃત્ય તરીકે વખોડી કાઢ્યું. તેમનો પૂરેપૂરો સહકાર મળ્યો અને સૈનિકોને સ્ત્રીઓ પૂરી પાડવાનું કામ સદંતર બંધ કરવામાં આવ્યું. આમ ઇંગ્લંડ અને ભારતના સંયુક્ત મંડળ દ્વારા નૈતિક અને સામાજિક સ્વાસ્થ્ય સંઘનું કાર્ય શરૂ થયું.

ઈ સ ૧૯૪૭માં ભારત સ્વતંત્ર થયા પછી આ સંઘનું પુનર્નિર્માણ થયું. ભારતના રાષ્ટ્રપતિ આ સંઘના પેટ્રન તરીકે ગણાયા. ત્યારથી ભારતમાં આ સંઘનું વ્યવસ્થિત, સ્વતંત્ર કામ શરૂ થયું છે. આજે આ સંઘનું મધ્યવર્તી કાર્યાલય દિલ્હીમાં છે. અને તેના પ્રમુખ ડૉ. સુશીલા નાયર છે. આ સંઘની મુખ્ય શાખાઓ બિહાર, દિલ્હી, ગુજરાત, મહારાષ્ટ્ર, રાજસ્થાન, મૈસુર, પંજાબ, ઉત્તર પ્રદેશ, ઓરિસ્સા, કેરાલા, મધ્યપ્રદેશ, મદ્રાસ અને હૈદ્રાબાદ રાજ્યોમાં છે. આ સંઘ આંતરરાષ્ટ્રીય વેશ્યાવૃત્તિ નિરોધક સંઘ (International Abolitionist Federation), જીનીવા સાથે જોડાયેલો છે.

અખિલ ભારતીય નૈતિક અને સામાજિક સ્વાસ્થ્ય સંઘની આઠમી પરિષદ આ ઑક્ટોબરની ૨૬મીથી ૨૯મી સુધી મુંબઈના સુંદરાબાઈ હૉલમાં ભરાઈ ગઈ. જેનું ઉદ્ઘાટન કેન્દ્રના નાણાંપ્રધાન શ્રી મોરારજી દેસાઈએ

---

એટલું જ નહિ જેમ કોઈ કવિની અનુભૂતિ કાવ્યમાં ઊતરી આવે છે એ રીતે પરાવલંબનમાંથી હંસાબહેનને મળેલી આ મુક્તિ એમણે ઉમેરેલી પેલી ઉક્તિમાં ઊતરી આવેલી દેખાઈ આવે છે — પ્રસંગ મળતાં જ્યાં ત્યાં એ કહ્યા કરે છે: 'આપ મુઆ વગર સ્વર્ગે જવાય નહિ ને જાન ધર્યા વગર જીવન મળાય નહિ!'







કર્યું હતું. અને પ્રમુખસ્થાન શ્રીમતી રામેશ્વરી નેહરુએ સંભાળ્યું હતું. દેશનાં જુદાં જુદાં રાજ્યોમાંથી ૨૦૦ જેટલાં પ્રતિનિધિઓએ તેમ જ પ્રધાનો, સામાજિક કાર્યકરો અને કાયદાના નિષ્ણાતોએ તેમાં ભાગ લીધો હતો.

પરિષદનું ઉદ્ઘાટન કરતાં શ્રી મોરારજી દેસાઈએ કહ્યું હતું કે સમાજમાં ચાલી રહેલા લોહીના વેપારનું દૂષણ દૂર થવું જ જોઈએ. એક અસહાય સ્ત્રી ઉપર ઘરમાં કે સમાજમાં અત્યાચાર વરસે, તે ઘરમાંથી નાસી જાય, અને તેને શરમભરી જિંદગી જીવવી પડે તે માટે સમાજનો જ દોષ છે. કારણ કે સમાજ પોતે જ આવી પરિસ્થિતિ સરજે છે. સ્ત્રીઓની ગરીબીનો અને તેના પ્રતિકૂળ સંજોગોનો ગેરલાભ ઉઠાવાય એ સમાજનું મોટું દૂષણ છે. એ દૂષણ દૂર નહિ થાય ત્યાંસુધી દેશ પ્રગતિ સાધી શકશે નહિ. કોઈ કોઈનો લાભ ન ઉઠાવે એવો સમાજ રચવા માટે સ્ત્રીને નિર્ભય બનાવવાની જરૂર છે. જો તેનામાં આત્મવિશ્વાસ હશે તો તેની નિર્બળતાનો લાભ નહિ ઉઠાવાય.

પરિષદના પ્રમુખસ્થાનેથી શ્રીમતી રામેશ્વરી નેહરુએ બોલતાં જણાવ્યું હતું કે સમાજ, વ્યક્તિ અને કુટુંબના શારીરિક કે માનસિક ત્રાસથી કંટાળીને જાણ્યે અજાણ્યે આ ત્રાસમાંથી છૂટવા માગતી સ્ત્રીઓ આ વ્યવસાયમાં ધકેલાઈ જાય છે. અને પછી એમાંથી છૂટવાનો એને માટે કોઈ આરો જ રહેતો નથી. તેનું મુખ્ય કારણ સ્ત્રી પોતે નિર્બળ છે, અસહાય છે. એ દૃષ્ટિએ જોતાં આ વ્યવસાયના અસ્તિત્વનો મોટો વાંક તેમાં પડેલી સ્ત્રીઓને ફાળે નહિ જતાં સમાજને ફાળે જાય છે તેથી જ આવી સ્ત્રીઓ પ્રત્યે સમાજે તિરસ્કારથી નહિ જોતાં સહાનુભૂતિ કેળવવી જરૂરી છે. આજે આવી સ્ત્રીઓના ઉદ્ધાર અને પુનર્વસવાટ માટે દેશમાં ઘણાં ગૃહો અને આશ્રયસ્થાનો ખોલવામાં આવ્યાં છે. પરંતુ હજી આપણે ઘણું કરવાનું બાકી છે.

આ સમસ્યાના ઉકેલ માટે તેમણે કેટલીક સૂચનાઓ કરી હતી—

(૧) પગારદાર અને માનદ્ સેવા આપનારાં કાર્યકરોનું (Vigilence) દેખરેખ રાખવાનું કાર્ય વધુ મજબૂત બનાવવું જોઈએ.

(૨) પોલીસની સહકાર આપવાની ફરજ છે અને તેની પાસેથી વધુ સહકાર મેળવવાના માર્ગો શોધવા જોઈએ.

(૩) તપાસ અને અન્ય કાર્યો માટે જાહેર કાર્યકરોની સંસ્થાની ખૂબ જરૂર છે.

(૪) ઘણા કિસ્સાઓમાં ગુનેગાર સ્ત્રીઓને જેલમાં રાખવામાં આવે છે. આવી સ્ત્રીઓને જેલમાં નહિ રાખતાં તેમને માટે અલગ ગૃહો યોજવાં જોઈએ. અને તેમને સુધારણા માટે તાલીમ મળવી જોઈએ.

(૫) જે વેશ્યાઓ સ્વેચ્છાએ વેશ્યા–વ્યવસાય છોડે તેમને માટે 'હોસ્ટેલો' શરૂ કરવી જોઈએ. અને તેમને કામ (ઉદ્યોગ) મળી રહે તેવી ગોઠવણ કરવી જોઈએ.

(૬) સ્ત્રીઓને ભગાડી જનારાઓને સખત સજા થવી જોઈએ અને સ્ત્રીઓનો લાભ ઉઠાવનાર પુરુષોને સમાજમાં કોઈ જાતની પ્રતિષ્ઠા ન મળવી જોઈએ.

(૭) કાયદો વધુ પ્રબળ બનાવી વેશ્યા વ્યવસાય પર પ્રતિબંધ મૂકાવો જોઈએ.

અનીતિને રસ્તે ચડેલી સ્ત્રીઓ તરફ આજે આપણે તિરસ્કારથી જોઈએ છીએ, તેમને ધૂતકારીએ છીએ, તેમને સમાજમાં કોઈ જાતનું સ્થાન આપવા માગતાં નથી પરંતુ તેઓ શા માટે આવા અનિષ્ટમાં ફસાય છે કે ઢળી પડે છે? નૈતિક અને સામાજિક સ્વાસ્થ્ય સંઘને સંશોધન દ્વારા માલૂમ પડયું છે કે ગરીબાઈ, નિરક્ષરતા અને અજ્ઞાનતા આ ત્રણ વસ્તુ અનીતિનું ધામ ચલાવવામાં મોટો ભાગ ભજવે છે. દેશમાં કેટલીક જગાએ એવી જાતિઓ છે—જેવી કે સાંસી, કંજર, પહાડી, નટ વગેરે—જેમનો જીવનનિર્વાહ વ્યભિચાર અને વેશ્યાવૃત્તિ પર મોટે ભાગે ચાલે છે. આ જાતિઓ આખા દેશમાં ઘૂમે છે અને કલુષિત વાતાવરણ ઉત્પન્ન કરે છે. મોટાં મોટાં શહેરોમાં નાની નાની છોકરીઓનાં અપહરણ આવા લોકો દ્વારા જ થાય છે. તેમને વેશ્યાગૃહમાં વેચી દે છે. આવા કાર્ય માટે વ્યવસ્થિત દલાલ

હોય છે જેથી તેમનો ધંધો ખૂબ ચાલે છે આજે વેસ્યા-વ્યવસાય ઘણી રીતે ચાલી રહ્યો છે ઘણી હોટે લોમા આ વ્યવસાય ચાલે છે દિલ્હી અને ઉત્તર પ્રદેશમા વારસાગત વેસ્યા-વ્યવસાય ચાલી રહ્યો છે તેમનો મોગલના વખતનો વારસો છે એમ તેઓ તેનુ અભિમાન લે છે નાનપણથી જ નાચ, ગાન વગેરેનુ શિક્ષણ તેમની છોકરીઓને આપે છે

બીજુ, ઔદ્યોગિક શહેરોએ ગામડાનુ કૌટુંબિક જીવન બરબાદ કરી નાખ્યુ છે તેમ કહીએ તો જરાય ખોટુ નથી કારણ કે પોતાના કુટુંબને ગામડામા મૂકીને નોકરી અર્થે શહેરમા પુરુષવર્ગ રહે છે શહેરના મોજશોખ અને પ્રલોભનોથી તે લોભાય છે વર્ષો સુધી આમ કુટુંબથી દૂર રહેવાને પરિણામે સસ્તા વેસ્યાગૃહ સુધી તે પહોંચે છે

ચાર દિવસની આ પરિષદમા ચર્ચાના મુખ્ય વિષયોમા (૧) પતિત સ્ત્રીઓનુ પુનરુત્થાન (૨) અનૈતિક વ્યવસાયને દબાવી દેવાને લગતા ધારાનો અમલ, (૩) કેળવણી, અને (૪) નૈતિક સ્વાસ્થ્ય વગેરે ઉપર જુદા જુદા વક્તાઓએ પોતાના નિબંધ દ્વારા જુદા જુદા મતવ્યો રજૂ કર્યા એ બધાનો પ્રધાન સૂર એ હતો કે આ પ્રશ્ન કાયદાના અમલનો તો જરૂર છે પણ તેના કરતાય વિશેષ સમાજનો છે પ્રજાએ જાગૃત થવાની જરૂર છે જ્યા સુધી પ્રજામત ઉગ્ર બને નહિ અને સમગ્ર પ્રજા એક થઈ આ સામાજિક રોગને દાબી દે નહિ ત્યા સુધી સપૂર્ણપણે આ અનિષ્ટ દૂર થઈ શકે નહિ ગમે તેટલા કડક કાયદાઓ ઘડવામા આવે તેનો સખતાઈથી અમલ કરવામા આવે તો પણ આને માટે તો પ્રજાએ જ જોરશોરથી જાગૃત થવાની જરૂર છે

કલકત્તાના અખિલ બંગ મહિલા સઘના અધ્યક્ષ શ્રીમતી રેમોલા સિંહાએ પોતાનો નિબંધ વાચતા જણાવ્યુ હતુ કે પતિત સ્ત્રીઓ અંગે ખરી સમસ્યા તો તેમનુ પુન પતન થતુ અટકાવવાની અને એકવાર અનીતિના ધામમાથી ઉગાર્યા પછી ભદ્ર સમાજમા પ્રતિષ્ઠાભર્યું સ્થાન મેળવી આપવાની છે જો તેને સમાજમા સારી રીતે જીવવાની સરળતા નહિ કરી આપવામા આવે તો પોતે અપનાવેલો માર્ગ સર્વથા અનિષ્ટ હતો તેનુ ભાન તેને નહિ થાય પરિણામે સમસ્યા ઉકેલવા જતા કદાચ તે ઉગ્ર સ્વરૂપે વ્યાપક પણ બને એટલા માટે વધુ ને વધુ (રીસેપ્શન હોમ્સ) આશ્રયગૃહો ખોલવા જરૂરી છે અને તેવી સ્ત્રીઓનુ માનસ-પરિવર્તન કરી શકે તેવા મહિલા કાર્યકરોની ખૂબ જરૂર રહેશે તેમણે ત્રણ કક્ષાના ગૃહો ગણાવ્યા હતા (૧) નૈતિક ભયમા મુકાનાર બાળાઓ માટે (૨) ઉગારી લેવાયેલી બાળાઓ માટે (૩) પુખ્ત ઉમરે પહોંચેલી ઉગારી લેવાયેલી પતિતાઓ માટે આ ત્રણે કક્ષાની સ્ત્રીઓને એક જ કેન્દ્રમા રાખવાનુ જોખમ છે જરૂરી સગવડ ઉપરાત આવી સ્ત્રીઓને યોગ્ય તાલીમ આપી કામમા પરોવાયેલી રાખવી જોઈએ

આ ચર્ચાના અધ્યક્ષપદે મુંબઈના નગરપતિ શ્રી વિષ્ણુ પ્રસાદ દેસાઈ હતા તેમા ભાગ લેનારાઓમા દિલ્હીના સમાજ કલ્યાણ ખાતાના ડિરેક્ટર શ્રી કુલકર્ણી, કલકત્તાના પોલીસ ડિટેક્ટીવ ખાતાના ડેપ્યુટી કમિશ્નર શ્રી મજમુદાર, બેંગલોરના સર્ટીફાઈડ સ્કૂલોના ઈન્સ્પેક્ટર શ્રી મેનુભી શ્રીમતી પપાલેન મહેતા અને શ્રીમતી પ્રેમાવતી થાપર હાજર હતા

વેશ્યાવ્યવસાય આજે પ્રગટ કરતા અપ્રગટ રીતે જુદે જુદે સ્વરૂપે વધુ ચાલી રહ્યો છે તે ઉપર શ્રી કુલકર્ણીએ ભાર મૂકીને જણાવ્યુ હતુ કે મોટા મોટા કાર્યક્રમો ઘડવા કરતા સામાજિક કાર્યકરોએ આવી સ્ત્રીઓના અતઃકરણ જાગૃત થાય તેવુ અને તે પોતે જ અનીતિને માર્ગેથી પાછી વળે એવુ કંઈક કરવાની જરૂર છે

શ્રીમતી પ્રેમાવતી થાપરે આ અનિષ્ટનો તેના મૂળમાથી જ ઉપાય વિચારવા સૂચવ્યુ હતુ બાળલગ્નોને પરિણામે વૈધવ્ય દેવદાસીની પ્રથા, કેવળ ભોગ્ય વસ્તુ તરીકે સ્ત્રીને સમજવાની પુરુષની દૃષ્ટિ અથવા સ્ત્રીઓનુ અજ્ઞાન આ મહત્ત્વની બાબતોનો પહેલા ઉકેલ થવો જોઈએ

સ્ત્રી એ પણ વ્યક્તિ છે પતન પામેલી (Fallen)





સ્ત્રી એકલી જ નથી હોતી. દોષ સ્ત્રી અને પુરુષ બન્નેનો છે છતાં સમાજ પુરુષને ધિક્કારતો નથી. તે એમાંથી છૂટી જાય છે. શ્રીમતી પુષ્પાબેન મહેતાએ કહ્યું કે સ્ત્રીના પતનની સાથે આખા સમાજનું—રાષ્ટ્રનું પતન થાય છે એ ભૂલશો નહિ. લગ્નબંધન વિનાની સગર્ભા સ્ત્રીની પરિસ્થિતિ માટે સ્ત્રી અને પુરુષ બંનેને જવાબદાર ગણીને સ્ત્રીને ફસાવનાર, સ્ત્રીને એ દશામાં મૂકનાર પુરુષને એટલો જ જવાબદાર ગણવો જોઈએ. અને સ્ત્રીના અને બાળકના ભરણપોષણ અને રક્ષણની જવાબદારી એ પુરુષની હોવી જોઈએ. સ્ત્રીની અનેક મુશ્કેલીઓના તથા પરેશાનીઓના આ પ્રશ્નો ઘણા વિકટ અને ગૂંચવણભર્યા છે. સામાજિક કાર્યકરોએ આ પરિસ્થિતિ સુધારવા કાયદો થાય એ માટે પ્રચાર કરવો જોઈએ. સમાજનાં અનેક અનિષ્ટોમાં બાળકને ત્યજી દેવાની ભયંકર નીતિ વિચાર માગે છે. બાળક એ બાળક છે, સ્ત્રી એ માતા છે, અને માતૃત્વ કાયદેસરનું હોય કે ન હોય છતાં 'માતા' ને માતા જ ગણવી જોઈએ. અને જો પ્રજાના સામાજિક સ્વાસ્થ્યને સમથળ બનાવવું હોય તો સ્ત્રી અને પુરુષ બંનેના નીતિનાં ધોરણ સરખાં હોવાં જોઈએ.

પરિષદને ત્રીજે દિવસે મુંબઈના સી. આઈ. ડી. ખાતાના વધારાના પોલીસ ક્રાઈમ બ્રાન્ચના સુપ્રીન્ટેન્ડન્ટ શ્રી કાંગાએ પોતાનો ઊંડો, અભ્યાસપૂર્ણ વિસ્તૃત નિબંધ વાંચ્યો હતો. જેના અધ્યક્ષપદે મહારાષ્ટ્ર રાજ્યના કાયદા પ્રધાન શ્રી શાન્તિલાલ શાહ હતા.

શ્રી કાંગાએ વેશ્યા–વ્યવસાયના પ્રાચીન કાળ અને અર્વાચીન કાળનો ખ્યાલ આપ્યો હતો. અને કહ્યું હતું કે વેશ્યા–વ્યવસાય એ દુર્ગુણો, ગુનાખોરી અને રોગોનો પોષક હોવાથી એ સમાજનું ઘણું મોટું અનિષ્ટ છે. આ વ્યવસાયના ઉદ્‌ગમમાં કેવળ એ વ્યવસાય પ્રત્યેનો શોખ એ જ મુખ્ય કારણ નથી. પરંતુ એ વ્યવસાય ઘણી મોટી કમાણી કરાવી આપે છે માટે વ્યાપક બન્યો છે. આ વ્યવસાયમાં મુખ્યત્વે ગામડામાંથી, ક્યારેક દેશની બહારથી સોળથી વીસ વર્ષની ઉંમરની યુવતીઓ આવતી હોય છે. આ યુવતીઓ ક્યાં તો તેમની સારસંભાળ રાખનાર કોઈ હોતું નથી તેથી, ક્યાં તો માનસિક નિર્બળતા અથવા તો શિક્ષણ–પ્રાપ્તિનો અભાવ એમ અનેક કારણોસર આ વ્યવસાયમાં પડે છે. આવી સ્ત્રીઓ એકવાર પતનની ખીણમાં પડ્યા પછી બહાર આવી શકતી નથી.

આ વ્યવસાયને અટકાવવા માટેના ચાર મુખ્ય ઉપાય સૂચવ્યા હતા. (૧) સારા અને કડક કાયદા. (૨) પ્રમાણિક અને બાહોશ પોલીસ અધિકારી. (૩) કાયદાની અદાલતોની પ્રમાણિકતા અને વ્યવહારુ શાણપણ. (૪) પ્રજામતનું બળ.

શ્રી શાંતિલાલ શાહે પ્રમુખપદેથી કહ્યું કે કેવળ કાયદો આ અનિષ્ટ નિવારણમાં સહાયક નહિ નીવડે. પ્રજાનો સહકાર અત્યંત જરૂરી છે. પ્રજામત બહુ ઉગ્ર અને સબળ હોવો જોઈએ અને તેનું વજન પડવું જોઈએ. વેશ્યાવ્યવસાયના ગુના અંગે પંચની સાક્ષીની જરૂર ઉભી થાય છે તે પ્રથા કેવળ ભારતમાં જ છે. બીજા દેશોમાં તો પોલીસ જે કહે તે સાચું માનવામાં આવે છે. અહીં પણ એ પ્રથા અપનાવવી જોઈએ. અને બીજું, પોલીસ કમિશ્નરને કોઈ પણ અનિષ્ટ તત્ત્વને તડીપાર કરવાની સત્તા હોવી જોઈએ.

ચારિત્ર્યનું બળ ખીલવવા માટે જાતીય કેળવણી ઉપર નાનપણથી જ ધ્યાન અપાવું જોઈએ. ડૉ. ફ્સ્ટરે જાતીય કેળવણીનો પ્રશ્ન માનસશાસ્ત્રીય રીતે છણ્યો હતો. જો બાળકને નાનપણથી જ સાચી રીતે સમજ અને જ્ઞાન આપવામાં આવે તો ઘણા દુઃખદાયક, ચિંતાજનક પ્રશ્નો દૂર કરી શકાય છે. જાતીય જ્ઞાનના અભાવે નાનપણમાં કતૂહલતા ઉત્પન્ન થાય છે અને તેમાંથી ખરાબ ટેવો ઊભી થાય છે. માટે આત્મસંયમના ધોરણે સારા વિચારોનો પાયો રચાય તે માટે યોગ્ય શિક્ષણ બાળપણથી ઘરમાંથી જ અને પછી શાળાદ્વારા અપાવું જોઈએ.

છેવટે પરિષદના ઠરાવમાં મુખ્યત્વે અનૈતિક વ્યવસાયને લગતા ધારાનો અમલ દેશમાં એકી સાથે કરવો,



ધારામા યોગ્ય સુધારાઓ કરવા પર, વેશ્યા વ્યવસાયના કેસો ઝડપથી ચલાવવા પર અને એવા કેસોમા સંડોવા યેલાને જામીન પર નહિ છોડવા પર ભાર મૂક્યો હતો મધ્યસ્થ સરકાર અને રાજ્ય સરકારને પ્રસ્તુત ધારાના અમલ માટે ખાસ તાલીમ પામેલી પોલીસની વ્યવસ્થા કરવાની તેમ મહિલા પોલીસની ભરતી કરવામા મુશ્કેલી ઊભી થતી હોવાથી શિક્ષિત અને સરકારી, પ્રતિષ્ઠિત અને હિંમતવાન મહિલા કાર્યકરોને આગળ આવવાની વિનતિ કરવામા આવી હતી અને ત્રીજી પંચવર્ષીય યોજનામા બાળકો ધરાવતી કે ન ધરાવતી પતિત સ્ત્રીઓ માટે સસ્તા મકાનો અને છાત્રાલયો પૂરા પાડવા તેમ જ વધુ બાળગૃહો સ્થાપવાની હિમાયત કરી હતી

સમાજમા પેસી ગયેલુ આ અનિષ્ટ કોઈ પણ સ્વતંત્ર પ્રજાએ ચલાવી લેવુ ન જોઈએ ભારત સ્વતંત્ર થયા પછી આપણા વચ્ચે પણ આપણે જોઈએ છીએ કે સામાજિક સ્વાસ્થ્યને જે હાનિકારક છે તે વેશ્યા-વ્યવસાય આજે ખાનગી રીતે વધુ ને વધુ વ્યાપક બની રહ્યો છે સ્ત્રીઓની અસહાય પરિસ્થિતિનો ગેર લાભ ઉઠાવનાર સામે સખત હાથે કામ લેવુ પડશે કોઈ પણ સ્ત્રી પોતાની જાતે વેશ્યા-વ્યવસાય પસંદ કરતી નથી પરંતુ એકવાર ફસાયેલી, પતન પામેલી સ્ત્રી ગમે તેટલા પશ્ચાત્તાપ પછી પણ ખીણમાથી ફરી વાર ઉપર આવી શકતી નથી માટે જ આવી સ્ત્રીઓ તરફ સમજ ને સહાનુભૂતિથી જોવાની જરૂર છે અને આ દૂષણને ધરમૂળથી નાબૂદ કરવાની જરૂર છે તેને માટે માત્ર કાયદાની સખતાઈ જ નહિ પણ સમગ્ર પ્રજાએ જાગૃત થવુ પડશે





૧૪મી નવેમ્બર દેશભરમા અને દુનિયાના બીજા કેટલાક દેશોમા બાળદિન તરીકે ઉજવવામાં આવી આવતી કાલના નાગરિક સમા બાળકોના શારીરિક અને માનસિક આરોગ્ય માટે તેમ જ તેમની સંભાળ અને કલ્યાણ માટે આ દિવસે લક્ષ કેન્દ્રિત કરવામાં આવે છે

બાળકોને જ્યારે હૉસ્પિટલમા સારવાર માટે રાખવામાં આવે છે ત્યારે તેઓ હમેશા પ્રવૃત્તિમય રહે તે માટે ખાસ વ્યવસ્થા કરવામા આવે છે તેમને રમકડા આપવામાં આવે છે કે બીજી રીતે રમાડવામા આવે છે આ ચિત્રમા દેશની એક હૉસ્પિટલના બાળ વિભાગમાં એક પરિચારિકા બાળકોને રમાડી રહેલી જોઈ શકાય છે

રમણલાલ એન્જિનીઅર

# शरीरं च स्थिरं कस्य ? [२]

ગયા અંકમાં આવેલા આ ઉપયોગી અને અભ્યાસુ લેખનો પૂર્વાર્ધ વાંચ્યા પછી એ લેખ પૂરો વાંચવાની તાલાવેલીવાળા જિજ્ઞાસુ વાચકોની પૃચ્છાને સંતોષતો આ ઉત્તરાર્ધ પણ દરેકને એટલો જ વાંચવો ગમશે...

હવે જો આપણે ડૉ. કોકાનું કામ સમજવું હોય તો સૌથી પહેલાં 'એલર્જી' એટલે શું એ આપણે સમજવું જોઈએ. આ જમાનામાં ભાગ્યે જ એવો કોઈ ભણેલો રોગી હશે કે જેણે 'એલર્જી' નામ સાંભળ્યું નહિ હોય. જો તમારો દમ ઈફેડ્રીન અને એડ્રીનલથી ના મટતો હોય તો એનું કારણ એલર્જી છે, જો તમારા પાડોશીના છોકરાનો મોઈડો રમતાં રમતાં ઘૂંટણ છોલાયો હોય અને એનો ભલો ડાક્ટર ધનુર્વા અટકાવવાનું ઈન્જેક્શન આપે અને એ ઈન્જેક્શનથી 'પ્રોફીલેક્સિસ' થવાને બદલે 'એનેફીલેક્સિસ' થાય, અર્થાત એ બાળકના મોટે ભાગે કલ્પિત રોગનો પ્રતિબંધ થવાને બદલે એ બિચારું જીવનબંધનમાંથી છૂટી જાય, ગણપતિ ચીતરવા જતાં વાંદરો ચીતરાઈ જાય, શુદ્ધ હેતુનું અશુદ્ધ પરિણામ આવે, તેને માટે ડાક્તર જવાબદાર નથી પણ એલર્જી જવાબદાર છે! છેલ્લાં થોડાં વર્ષો થયાં અનેક જાતનાં દેહકીય અનાયો, વહેમો, ભ્રમો અને નિષ્ફળતાઓ માટે આ 'એલર્જી'-ભૂતને ચૂકસે બધા વૈદડાક્તરો બાકળા મૂકી રહ્યા છે.

અમેરિકાના એક નામાંકિત એલર્જી-પંડિતે કહ્યું છે કે એલર્જી શું છે એની જો મારે વ્યાખ્યા કરવી હોય તો એક પુસ્તક લખવું પડે. એલર્જીના સાચા સ્વરૂપ વિષેના અજ્ઞાનનો આ એક સ્પષ્ટ એકરાર છે. જુદા જુદા માણસો શીખંડ-દૂધપાકથી માંડીને કાશ્મીરી શાલ અને ગુલાબના ફૂલ સુધીની વસ્તુઓ માટે એલર્જીક હોય છે. આ બધાંમાં દરેક દર્દી દીઠ યોગ્ય કારણ ખોળવું અને યોગ્ય નિવારણ આપવું એ અશક્ય છે એટલે દર્દીને હિસાબે અને જોખમે એલર્જી-પંડિતો અંધારામાં ફાંફાં મારતા હોય છે.

આજથી બેહજાર વર્ષ ઉપર થઈ ગયેલો ગ્રીક ધન્વંતરી હિપોક્રેટિસ આજના એલર્જીપંડિતો જેટલો વિદ્વાન નહોતો. તેમ જ એના જમાનામાં છાપખાનાં નહોતાં એટલે એણે ભલા આદમીએ એક ટૂંકું જ સૂત્ર આપી દીધું છે: 'Likes are caused by likes; Likes are cured by likes.' આ સાદા સૂત્રના પૂર્વાર્ધમાં એલર્જી વિષે લખાયલા અને લખાનારા તમામ ગ્રંથોનો સાર સમાઈ જાય છે, અને ઉત્તરાર્ધમાં હોમિયોપેથી વિષે લખાયલા અને લખાનારા અનેક ગ્રંથોનો અર્ક નીચોવાઈ જાય છે.

આ સૂત્રનો આર્ય પર્યાય જોઈતો હોય તો આ રહ્યો: विषस्य कारणं विष । અને समः सम प्रशमयति ॥

આની સાદી સામાન્ય માણસ સમજે એવી ટૂંકી વ્યાખ્યા જોઈતી હોય તો તે નીચે મુજબ આપી શકાય: 'એલર્જી એટલે વ્યક્તિગત વિષ.'

કેટલાંક વિષો એવાં હોય છે કે જે બધાને માટે વિષરૂપ હોય છે દા. ત. તમાકુ, દારૂ, અફીણ વગેરે. તો કેટલાંક વિષો એવાં હોય કે જે માત્ર વિશેષ વ્યક્તિને જ હાનિ કરે.

નિસર્ગોપચારની નજરે તમામ ખાદ્યપદાર્થો ત્રણ વિભાગમાં વહેંચાઈ જાય છે. અમૃત અન્ન અને વિષ. અમૃત માનવીના આખા વ્યક્તિત્વને ઉન્નત કરે છે. અન્ન શરીર અને આત્માને એકઠાં રાખે છે. વિષ શરીર અને આત્માને તત્કાળ અથવા ક્રમશઃ છૂટાં પાડે છે.

ધારો કે તમે દુગ્ધોપચાર કર્યો એનાથી તમારા રોગદોગ મટી ગયા, ગાલે લાલીગુલાલી આવી અને વીસ શેર વજન વધ્યું. તો દૂધ **તમારે** માટે અમૃત છે. (દરેકને માટે નહિ હોં!) દૂધ તમારે માટે અમૃત છે કારણ કે એ તમને રોગ અને મરણમાંથી જીવન અને આરોગ્ય તરફ દોરી ગયું.

તમારો દૈનિક ખોરાક એવી રીતે ગોઠવાયેલો હોય કે



જેથી તમારું આરોગ્ય સારી રીતે સહીસલામત રહે તો એ ખોરાક તમારે માટે અન્ન છે.

પણ ધારો કે તમે વજન ઘટાડવા માટે ફળાહાર ઉપર રહ્યા અને એનાથી તમારી તબિયત લથડી ગઈ. તો ફળો તમારે માટે વિષરૂપ છે. પણ એના ઉપરથી વ્યાપ્તિદોષ કરી બેસી દરેક જાડા માણસને ફળાહારથી ભડકાવતા નહિ.

તો પછી પ્રશ્ન એ રહે છે કે તમારી એલર્જીનું કારણ અને મારણ કેવી રીતે ખોળવું?

એના ઉકેલ તરીકે શ્રી સુરટેસ માઈલ્સે પોતાની આહાર-પદ્ધતિમા એક નિયમ એ રાખ્યો હતો કે દરેક વ્યક્તિને માટે જે ખોરાકો વિષરૂપ હોય તેનો તેણે અવશ્ય ત્યાગ કરવો. આ વિષરૂપ ખોરાકો શોધવા માટે એ પોતાનાં દર્દીઓને એકી સાથે ઓછી વાનીઓ ખાવાનો આદેશ આપતા અને દર્દીની રક્તપરીક્ષા ઉપરથી એનો અન્નદોષ શોધી કાઢતા.

આ પદ્ધતિ એમણે જ્યારે 'એલર્જી' શબ્દ પણ શોધાયો નહોતો ત્યારે શોધી કાઢી હતી. અને એનાથી ઉત્તમોત્તમ પરિણામો મેળવ્યાં હતાં.

આ પદ્ધતિમા મુશ્કેલી માત્ર એક જ છે. અને તે એ કે હિંદુસ્તાન જેવા નિસર્ગોપચારની બાબતમાં અજ્ઞાત દેશમા વૈજ્ઞાનિક નિસર્ગોપચારની રીતે રક્તપરીક્ષા કરી શકે એવા નિષ્ણાતો ક્યાંથી લાવવા? આ મુશ્કેલીનો અંત ડૉ. કોકાની શોધથી આવ્યો છે.

ડૉ. કોકાના સંશોધનનો સાર નીચે મુજબ છે:

(૧) નીરોગી માણસમાં નાડીના ધબકારાનો આંકો સારી રીતે સ્થિર હોય છે. પાચનક્રિયાથી, સામાન્ય શારીરિક પ્રવૃત્તિથી કે સ્વાભાવિક ઊર્મિઓથી એમાં ખાસ નોંધપાત્ર ફેર પડતો નથી.

(૨) જો કોઈ વ્યક્તિ ચેપથી કે સૂર્યદાહથી પીડાતી ના હોય તો એની સ્વાભાવિક નાડીમાં થયેલો ફેરફાર એલર્જીક પ્રતિકાર્ય સૂચવે છે.

(૩) કોઈ બે વ્યક્તિની નાડી બરાબર એક સરખી હોતી નથી. દરેકને પોતાની નાડીની ચોક્કસ મર્યાદાઓ હોય છે. ઓછામાં ઓછી, વધુમાં વધુ અને સામાન્ય.

(૪) સવારમાં ઊઠ્યા પછી પથારીમાં સૂતાં સૂતાં લીધેલી નાડી કરતા રાત્રે પથારીમા સૂતી વખતની નાડી હમેશાં વધારે હોય છે. જો આનાથી વિપરિત પરિણામ જણાવાનું મળે તો એમ માનવું કે પથારીમા વ્યક્તિ માટે કંઈક એલર્જી તત્ત્વ છે.

(૫) બાળકોની કે પુખ્ત ઉમ્મરની વ્યક્તિઓની નાડીના ધબકારા કદી ૮૪થી ઉપર સામાન્ય સંજોગોમાં વધવા ના જોઈએ. દર્દી શાંત હોય અને કોઈ ચેપ ના હોય અને છતાંય જો નાડી ૮૪ની ઉપર જાય તો એ એલર્જીનું ચિહ્ન છે

(૬) નાડીના ઓછામાં ઓછા અને વધુમાં વધુ ધબકારા વચ્ચે ૧૬ ધબકારાનું અંતર હોવું જોઈએ. દા. ત. તમે સવારમાં પથારીમાથી ઊઠો ત્યારે જો તમારી નાડી ૬૪ હોય તો દિવસ દરમ્યાન ૮૦ કરતાં વિશેષ વધવી ના જોઈએ.

(૭) જો તમારી નાડી બેઠાં બેઠાં જે હોય એના કરતાં ઊભેલી હાલતમા વિશેષ હોય તો એલર્જીનું સ્પષ્ટ સૂચન કરે છે જે માણસો દિવસનાં બે ભોજન લેતા હોય તેમણે દિવસમાં દશ વખત નાડી માપવી જોઈએ. સવારે પથારીમાં, ભોજન પહેલાં, ભોજન પછી, અડધા એક અને દોઢ કલાકે (દરેક ભોજન માટે ચાર વખત), રાત્રે સૂતી વખતે, આવી રીતે કોઠો બનાવ્યા પછી જો ત્રણ દિવસ સુધી નાડી એક સરખો બરાબર જવાબ આપે તો જાણવું કે એ ત્રણ દિવસ દરમ્યાન કોઈ પણ જાતનું વ્યક્તિગત અન્નવિષ લેવાયું નથી.

(૮) જો તમારી રોજની નાડીમાં તમારા સ્વાભાવિક ક્રમ કરતાં બે ધબકારાથી વિશેષ ફેર પડે તો જાણવું કે તમે એલર્જીક છો. શરત માત્ર એટલી કે શરીરમાં ચાઈ ચેપ ના હોવો જોઈએ. દા. ત. સોમવાર ૭૨, મંગળવાર ૭૮, બુધવાર ૭૬, ગુરુવાર ૭૦ એ રીતે જો વધઘટ થાય તો તે બિલકુલ અસ્વાભાવિક વધઘટ છે.

(૯) જો વારંવાર લેવામાં આવતો કોઈ પણ ખોરાક લીધા પછી તમારી સ્વાભાવિક દીર્ઘતમ નાડી કરતાં





૬ ધબકારા વિશેષ હોય ત્યાં સુધી એ ખોરાક તમને એલર્જીક નથી. દા. ત. સવારમાં નાસ્તા પહેલાં તમારી નાડીના ધબકારા ૬૦ હોય, નાસ્તામાં માત્ર બેત્રણ કેળાં લીધાં હોય અને ત્યારપછી અડધા કલાક પછી માપી જોતાં જો નાડી ૯૦ થાય અને ત્રણ દિવસ સુધી આ પ્રયોગનું પુનરાવર્તન કર્યા પછી એનું એ પરિણામ આવે તો કેળાં તમારે માટે એલર્જીક છે. એને એના જેવા બીજા ખોરાકોને છોડી દેવાથી એમની સાથે સાથે કંઈક નાની મોટી ફરિયાદો ચાલી જશે.

(૧૦) શરૂઆતમાં એક વાની અને ચાર કલાકનું અંતર એ બે નિયમોનું કડક પાલન કરવું. પછી જેમ જેમ આગળ વધો તેમ તેમ નિર્દોષ ખોરાકોનું સંમિશ્રણ કરવામાં વાંધો નથી. દા. ત. કેળાં અને દૂધ બન્નેની સ્વતંત્ર પરીક્ષા કર્યા પછી જો બન્ને નિર્દોષ માલૂમ પડે તો કેળાં સાથે દૂધ લેવામાં વાંધો નથી.

(૧૧) પ્રયોગ ચાલતો હોય ત્યાં સુધી તમાકુ દારૂ, કે સોડા, લેમન જેવાં સુંવાળાં પીણાં, તેમ જ પાન સોપારી અને મુખવાસ બંધ રાખવાં કારણ કે આ ખોરાકો નથી અને નાડીની ગણતરીમાં બહુ ગોટાળો કરી મૂકે છે.

(૧૨) ઘણી વખત કોઈ ખોરાક ગુનેગાર ન હોય ત્યારે અમુક ઘરની વિશેષ જાતની ધૂળ કે રજોટી એલર્જી માટે જવાબદાર હોય છે.

આ ડૉ. આર્થર એફ. કોકા એમ. ડી.ના વીસ વર્ષના એલર્જી માટે નાડીનિદાનના અનુભવનો સાર છે.

હવે આની ઉપર થોડીક ટીકા કરી આ નાડી પ્રકરણ પૂરું કરીશ.

એક રીતે જોવા જઈએ તો ડૉ. કોકાની શોધમાં નવું કશું જ નથી. કારણ કે અંગ્રેજીમાં કહેવત છે કે: 'One man's food is another man's poison' અર્થાત એક માણસનો ખોરાક બીજા માણસનું ઝેર હોય છે. આપણા કવિ દયારામભાઈ એક કલ્પિત દૃષ્ટાંતથી કહે છે તે રીતે 'સંકરખોરનું સાકર જીવન, ખરના પ્રાણ જ હરે.' દુનિયાના દરેક દેશમાં દરેક આહારશાણો માણસ જાણતો હોય છે કે આપણને જે ચીજ માફક ના આવે તે ના ખાવી. બીજી રીતે આ શોધનું મહત્ત્વ છે. કારણ કે ડૉ. કોકાએ નાડી અને અન્ન વિષનો સંબંધ સાંધી આપીને સામાન્ય માનવી ઉપર આવું સર્વસુલભ નિદાન આપીને એક મોટો ઉપકાર કર્યો છે.

એણે નાડીના ૮૪ ધબકારા આગળ એલર્જીની લાલ લીટી દોરી છે. એ રીતે સેવિલના ૯૦ ધબકારા કરતા ૬ ધબકારાની પ્રગતિ બતાવે છે. તેમ જ સેવિલની ૨૦ની મર્યાદા ૧૦ ધબકારા ઉપર લાવીને ડૉ. કોકા આરોગ્યના આદર્શની વિશેષ પાસે પહોંચ્યા છે.

ડૉ. કોકા આ પદ્ધતિથી શીળસથી માંડીને ડીસ્સેમીનેટેડ સ્કલેરોસીસ સુધીના રોગો મટ્યાનો ઉલ્લેખ કરે છે. જો કે એ સ્વીકારે છે કે જ્યાં રચનાત્મક ફેરફારો થઈ ગયા હોય ત્યાં આગળ આ પદ્ધતિ નકામી છે. આપણા દેશમાં આ સરળ પદ્ધતિનો બહોળો ઉપયોગ કરી એના દાવાઓનું તથ્યાતથ્ય તપાસવાની જરૂર છે.

આ પદ્ધતિની એક ખામી એ છે કે એ માત્ર અભાવાત્મક પદ્ધતિ છે. કોઈ પણ ખોરાક તીવ્રરૂપે દોષમય થઈ પડે ત્યારે કેવળ એ ખોરાકનો દોષ નથી હોતો પણ विपस्य कारणं विषः । એ ન્યાયે શરીરમાં વિષોનો પણ દોષ હોય છે અને એ દોષ ઉપવાસ અને આહારશુદ્ધિથી દૂર થઈ શકે છે. એ હકીકતથી ડૉ. કોકા અજાણ છે. આ પદ્ધતિનો બીજો દોષ એ છે કે ડૉ. કોકાએ છૂટા છૂટા ખોરાકો ઉપર લક્ષ આપ્યું છે. ખોરાકોની મેળવણી અથવા તો સંયોજન ઉપર લક્ષ આપ્યું નથી. એણે જો આહાર સંયોજનમાં ડૉ. ટિલ્ડનથી સુસ્ટેસ માર્ઈસ સુધીના પોતાના પુરોગામીઓનાં લખાણો વાંચ્યાં હોત તો એની પદ્ધતિમાં આ દોષ ના રહેત.

એની પદ્ધતિનો ત્રીજો દોષ એ છે કે એ આહારશોધન ઉપરાંત બીજા આરોગ્યના નિયમોની સદંતર ઉપેક્ષા કરે છે. પણ આ પ્રકારના એકાંગીપણાનો દોષ સ્થિર નવા ઉત્સાહપ્રેરક સંશોધકોમાં હોય છે.

એ હકીકત ખાસ નોંધપાત્ર છે કે આજથી એક સદી ઉપર ડૉ. સિલ્વેસ્ટર ગ્રેહામ પોતાની પાછળ એ નોંધ મૂકી ગયા છે કે નિરામિષાહારીઓ અને માંસાહારીઓની નાડી વચ્ચે એક મિનિટના ૧૮ ધબકારાનું અંતર હોય છે. આ હકીકત એમના યુગ માટે સાચી હશે, કારણ કે ત્યારે શાકભાજી અને ફળોનું મહત્ત્વ કોઈ સમજતું નહોતું. આજે નિસર્ગોપચારના પ્રચારને લઈને એનું મહત્ત્વ જગતભરમાં સ્વીકારાયું છે એટલે માંસાહારીઓ અને નિરામિષાહારીઓની નાડી વચ્ચે હવે એવડી મોટી ખાઈ રહી નથી.

હવે સામાન્ય વાચક આ પદ્ધતિનો કઈ રીતે ઉપયોગ કરી શકે તેને લગતી સામાન્ય સૂચનાઓ હું આપું છું. આ પ્રયોગની શરૂઆત માટે રવિવાર પસંદ કરવો. શનિવાર સાંજની ટંક છોડી દેવી. જો ત્રણ વખત ખાવાની ટેવ હોય (એક નાસ્તો, બે ભોજન) તો ૧૪ વખત અને બે વખત ટેવ હોય તો ૧૦ વખત, પથારીમાં ઊઠતાં અને સૂતાં, જમતા પહેલાં ને જમ્યા પછી ૩૦, ૬૦ અને ૯૦ મિનિટે એ રીતે એક મિનિટના નાડીના ધબકારા કાળજીપૂર્વક માપવા. બનતા સુધી એક જ વાની લેવી. એ ના બને તો ઓછામાં ઓછી વાની લેવી. દિવસના વધુમાં વધુ ધબકારાથી ૬ ધબકારા વધે ત્યાં સુધી વાંધો નથી. પછી જેમ વધે એમ અપથ્ય ખોરાકો પકડાતા જશે. ત્યાર પછી જો કાંઈ મુશ્કેલી લાગતી હોય તો માનવું કે સંયોજનમાં કંઈક ગરબડ છે. દા. ત. ભાખરી દૂધ અને ભીંડાનું શાક એ ત્રણ સ્વતંત્ર રીતે લેતાં કશો જ વાંધો ના પડે પણ ત્રણ સાથે લેતાં એમનું રસાયણિક પરિવર્તન વિષમય થઈ પડે, અને એને લીધે નાડી વધી જાય. ત્યારપછી જો ભાખરી દૂધ અને ગીલોડાંનું શાક લેવામાં આવે તો કશો જ વાંધો ના આવે. આ રીતે તમામ વ્યક્તિગત અન્નદોષો વર્જ્ય કર્યા પછી માત્ર ત્રણ જ મહિનામાં રચનાત્મક ખામી સિવાયના તમામ ક્રિયાત્મક વ્યાધિઓ સુધરી જશે. શરત માત્ર એટલી જ કે દરદીએ પોતાનાં અપથ્યોના બહિષ્કારમાં વફાદાર રહેવું પડશે.

આ ત્રણ મહિના દરમ્યાન જે જે વિષમય ખોરાકો પકડાય તેનું વર્ગીકરણ કરી નાખી એમને ત્રણ વિભાગમાં વહેંચી દેવા. તીવ્ર વિષમય, સામાન્ય વિષમય અને મૃદુવિષમય. દા. ત. સવારમાં પથારીમાંથી ઊઠો ત્યારે તમારી નાડી ૬૪ હોય, જમતા પહેલાં ૭૨ હોય, ત્યારબાદ જમ્યા પછી જો ૬ વધારે એટલે ૭૮ હોય તો એ ખોરાક બેધડક ખાવો પણ ૧૦ વધારે એટલે ૮૨ હોય તો એ સૌમ્ય વિષમય, ૯૨ હોય તો મધ્યમ વિષમય, અને ૧૦૨ હોય તો તીવ્ર વિષમય ખોરાક છે એમ માનવું. ૧૦૨ નાડીવાળો ખોરાક સદંતર બંધ કરવો. ૯૨ વાળો ખોરાક ત્રણ મહિના છોડી દઈને ફરી પાછો અખતરો કરી જોવો. અને ૮૨ વાળા ખોરાકને બહુ જ મિત રૂપમાં અઠવાડીઆ પછી લઈ જોવો. અને જો માફક આવે તો અઠવાડીઆમાં બે વખત બહુ થોડો લેવો અને માફક ના આવે તો છોડી દેવો.

જે કેસોમાં જીવનકેન્દ્રોમાં રચનાત્મક દોષો નાના પ્રમાણમાં હોય તેઓ નિસર્ગોપચારના આરોગ્ય ભવનની સારવારથી સારા થઈ શકે જો દોષો વિશેષ પ્રમાણમાં હોય તો આવા અસાધ્ય કેસોમાં માત્ર રાહત આપી શકાય.

એ ઉપરાંત થોડાક કેસો એવા હોવાના કે જેમની એલર્જીઓનો પાર ના હોય. હું એક એવા સજ્જનને ઓળખું છું કે એમની જેમ જેમ ઉમ્મર વધતી જાય છે, તેમ તેમ એલર્જીઓ વધતી જાય છે. ખજૂરથી છાશ સુધીની કોઈ ચીજ એમને માફક આવતી નથી. આવા ગૂંચવણભરેલા કેસો માટે ઘરગથ્થુ સારવાર નકામી છે, એમણે કોઈ નિસર્ગોપચારના નિષ્ણાતની સલાહ અને સારવાર લઈ પોતાનો નિત્યક્રમ તે મુજબ ગોઠવવો જોઈએ.

આ તો અત્યાર સુધી થઈ ગયેલા સંશોધનની વાત થઈ. ભાવી સંશોધન માટે મને જે બેત્રણ વાતો સૂઝે છે એ તરફ ઉત્સાહી ચિકિત્સકોનું ધ્યાન ખેંચું છું.

(૧) ઉગ્ર રોગમાં નાડી એક મિનિટ જોવી અને હરીલા



રોગમાં પાંચ મિનિટ, કારણ કે ઉગ્ર રોગો સરળ હોય છે. અને હઠીલા રોગો જટિલ.

(૨) જે ચિકિત્સકો નીરોગી અથવા આરોગ્યની નજદીક હોય એમણે એક હાથ પોતાના લમણા ઉપર રાખી બીજો દર્દીની નાડી ઉપર રાખવો. આમ કરવાથી નીરોગી નાડી અને ઉગ્ર તેમ જ હઠીલા રોગોની નાડી વચ્ચેનો તફાવત ચિકિત્સકને સ્પર્શજ્ઞાન અને અનુભવથી સ્પષ્ટ સમજાશે.

(૩) એક બાજુની નાડી એકી વખતે જોવાનો રિવાજ છે. એને બદલે ચિકિત્સક બન્ને હાથે દર્દીના બેઉ હાથની નાડી જુવે એ ઇચ્છનીય છે. એ ના જ ફાવે તો પછી તત્કાળ વારાફરતી જોવાની રાખે. આમ કરવાથી કેટલાક ઉગ્ર રોગો, હઠીલા રોગો, અને ઉપવાસ દરમાન્યના ફેરફારો ઉપર નવો પ્રકાશ પાડવાનો સંભવ છે.

આ લેખમાં જે કોઈ વાચકો અને ચિકિત્સકો વાંચે અને આ નિર્દોષ નિદાનની જાત-તપાસ કરવા ઇચ્છે તેમને હું વિનંતી કરું છું કે પોતાની સફળતાઓ મને લખી મોકલે, જેથી લોકસંગ્રહાર્થે આ એકઠી થયેલી માહિતીનો ઉપયોગ થઈ શકે.

**શ્વાસોચ્છ્વાસ**—તમે તમારા કાંડાની એ બાજુ દંડની અંદરની બાજુ, લમણા ઉપર, કે શરીરમાં જ્યાં જ્યાં ધમની હોય ત્યાં ત્યાં જો હાથ મૂકો તો તમને તમારી નાડીના ધબકારા સંભળાશે. આ ધબકારા જે રુધિરાભિસરણ ઉપર આધાર રાખે છે તેમની તાલબદ્ધતાનો આધાર હૃદય ઉપર હોય એમ લાગે છે. પણ મગજની અંદરના કેટલા નાડીના ધબકારા થઈ રહ્યા છે? કદાચ ૨૦, ૧૭, કે પછી ૧૫. શરીરમાં બધે ૬૦–૭૦ ધબકારા હોય છે. પણ મગજમાં લોહી જતાં અચાનક આ ફેરફાર થઈ જાય છે. આ ફેરફારનો સંબંધ શાની સાથે છે? હૃદય સાથે તો નહીં જ. એનો સંબંધ શ્વાસોચ્છ્વાસ સાથે હોય એમ લાગે છે. આ હકીકતનો ભાગ્યે જ કોઈ આરોગ્યવાંછુને ખ્યાલ હોય છે. અને શરીર વ્યાપારશાસ્ત્રનાં પુસ્તકોમાં છેક હમણાં હમણાં એ લખાવા માંડી છે. પણ વર્ષો અગાઉ ડૉ. રેબેગ્લીઆટી, સર લૉડર બ્રન્ટન અને પ્રોફેસર માઇલ્સે લાગતા વળગતાઓનું આ હકીકત તરફ ધ્યાન ખેંચેલું.

હજી ૩૯ શરીરવ્યાપારશાસ્ત્રનાં પુસ્તકોમાં ઊંડા શ્વાસોચ્છ્વાસનું આરોગ્યને માટે લેશમાત્ર મહત્ત્વ સ્વીકારવામાં આવતું નથી. પણ જો ઉપલી હકીકત સાચી હોય તો એમાંથી આપોઆપ ફલિત થાય છે કે જે લોકો બૌદ્ધિક પરિશ્રમ કરે છે અને એને અંગે સ્પષ્ટ ચિંતન કરવા માગે છે એમને માટે ઊંડા શ્વાસોચ્છ્વાસ બહુ જ મહત્ત્વના છે.

જે લોકો શક્તિ માટે ઊંડા શ્વાસોચ્છ્વાસ લેવા માગતા હોય તેમણે જમણા નસકોરાથી શ્વાસ લેવો, જે લોકો શુદ્ધિ માટે શ્વાસ લેવા માગતા હોય તેમણે ડાબા નસકોરાથી શ્વાસ લેવો, આ સત્યનો આપણા યોગના પ્રાચીન ગ્રંથોમાં સ્વીકાર કરવામાં આવ્યો છે. એમાં જમણી નાડીને અર્થાત જમણા નસકોરાના શ્વાસમાર્ગને સૂર્યનાડી કહેવામાં આવી છે, અને ડાબા નસકોરાના શ્વાસમાર્ગને ચંદ્રનાડી કહેવામાં આવી છે. હઠયોગ એ શબ્દની અંદર જ આ અર્થ અભિપ્રેત છે. (આપણા પ્રાચીન યોગના ગ્રંથોમાં જ્યાં જ્યાં નાડી શબ્દ આવે છે ત્યાં ત્યાં એનો અર્થ ધમની અથવા આર્ટરી એવો ન કરતાં પંચપ્રાણ વહેવાના માર્ગો એવો કરવો જોઈએ.) સૂર્યનાડી અને ચંદ્રનાડીને લગતું સત્ય પશ્ચિમના નિસર્ગોપચારકોએ સ્વીકારેલું જ છે. એટલું જ નહિ પણ ડૉ. એટકીન્સે કેલીફોર્નીઆમાં ઈ. સ. ૧૯૦૫માં વૈદકના ૨૭ સંપ્રદાયના વૈજ્ઞાનિકોને સંતોષ થાય એ રીતે યાંત્રિક સાધનો દ્વારા આ સત્યનો પ્રત્યક્ષ પ્રયોગ પતી ગયા પછી એના પ્રત્યે કોઈએ કશું જ લક્ષ આપ્યું નથી.

હવે એક નીરોગી માણસના સ્વાભાવિક શ્વાસોચ્છ્વાસ કેટલા હોવા જોઈએ એ વિચારીએ. એમાં કંઈ જ શંકા નથી કે ચાલુ પુસ્તકોમાં આપવામાં આવતી સંખ્યા વિશેષ છે. અત્યાર સુધી જે કંઈ સંશોધન થયું છે તેને આધારે એમ કહી શકાય કે શ્વાસોચ્છ્વાસ

અને નાડીનો સંબંધ જે ૧ . ૪ નો બતાવવામાં આવે છે, તે બરાબર નથી. વ્યક્તિગત ધોરણો મુજબ ૧ . ૬ અથવા તો ૧ : ૫નો હોવો જોઈએ: એનો આધાર વ્યક્તિના આરોગ્ય ઉપર અને શ્વસોચ્છ્વાસની ટેવો ઉપર છે. નાડીની પેઠે શ્વાસોચ્છ્વાસ.જેમ ઓછા હોય તેમ આરોગ્ય ઊંચું અને જીવન લાંબું. આ નિયમના બહુ ઓછા અપવાદો છે.

ટેમ્પરેચર—સામાન્ય રીતે શ્રીમંત કે મધ્યમ વર્ગનું સુશિક્ષિત-કુટુંબ શહેરમા રહેતું હોય તો ઘરની જરૂરી ચીજોમાં થર્મોમીટર વસાવે છે. અથવા તો જરૂર પડે કોઈ સમાજસેવાની સંસ્થામાંથી લઈ આવે છે. ઘરમાં કોઈ પણ વ્યક્તિને તાવ આવે ત્યારે દાક્તર આવીને પહેલું કામ તાવ ,માપીને નાડી જોવાનુ કરે છે. છતાંય દુનિયાભરમાં આટલા બધા લોકપ્રિય ઘરગથ્થુ, સસ્તા, વ્યાપક, અને ચોક્કસ વૈજ્ઞાનિક સાધનનો દર્દીઓ અને દાક્તરો ઓછામાં ઓછો ઉપયોગ કરે છે. એનું એક કારણ એ છે કે આ અર્થયુગમાં ખર્ચાળ સારવારોની પેઠે ખર્ચાળ નિદાનો દાક્તરોને કમાણી કરાવી આપે છે ,અને દર્દીઓને સંપૂર્ણ સંતોષ આપે છે. જો કોઈ અભ્યાસી અને પ્રમાણિક દાક્તર સસ્તામાં ચોક્કસ નિદાન કરી આપે તો દર્દી એને પડતો મૂકી મોઘા પણ અનિશ્ચિત નિદાન કરી આપનાર દાક્તરને ત્યાં દોડે છે.

રોગ, આરોગ્ય, શરીરની ગરમી, અને ચિકિત્સા એ બધાના પરસ્પર સંબંધને લગતો વિષય ઘણો વિશાળ છે. આ ટૂંકા લેખમા આપણે એના મુદ્દાઓ ઉપર માત્ર ઊડતી નજર જ નાખીશું.

આપણે આપણા ઘરગથ્થુ ગરમીમાપક યંત્રથી કોઈ પણ વ્યક્તિ—

(૧) રોગી છે કે નીરોગી એ જાણી શકીએ

(૨) એને ઉગ્ર રોગ છે કે હઠીલો તે જાણી શકીએ.

(૩) ઉગ્ર રોગના વર્ગીકરણમાં ઘણી મદદ મેળવી શકીએ.

(૪) ટાઈફોઈડ જેવા કેટલાક ઉગ્ર તાવોનું ઝડપી નિદાન કરી શકીએ.

(૫) હઠીલા રોગોના વર્ગીકરણમાં સારી એવી સહાય મેળવી શકીએ

(૬) મગજના અને જ્ઞાનતંતુઓના ગંભીર રોગો બહુ વહેલા પારખી શકીએ અને એ રીતે ટૂંક સારવારથી સાજા થઈ શકીએ. રોગો આગળ વધ ગયા પછી ઘણી લાંબી સારવાર લેવી પડે છે, અને મટવા ન મટવાની કશી ખાત્રી હોતી નથી.

(૭) કોઈ પણ સારવાર આપણને સાચા મટાડનાર સાચું આરોગ્ય આપે છે, ઉપરછલ્લી રાહત આપે છે, કે ભયંકર દમન આપી આપણને ભ્રમિત કરી છે, એની પણ ખાત્રી આપણને ઘરગથ્થુ ઉપેક્ષિત પાગરીશી આપી રહે છે.

(૮) કુટુંબનિયોજનની બાબતમાં 'સલામત સમય શોધવામાં થર્મોમીટર બહુ જ ઉપયોગી થઈ પડે છે એની સહાયથી બીજવિસર્જનનો ચોક્કસ દિવસ નક્કી કરી શકાય છે. સામાન્ય રીતે આ પદ્ધતિ લગભગ ૮૫ % સફળ નીવડી છે: આ પદ્ધતિ પૂરેપૂરી સફળ થતી ના હોવાથી ઘણા કુટુંબનિયોજનના નિષ્ણાતે એને વખોડી કાઢે છે. પણ એમાં જરૂરી સુધારા-વધારા અને સંશોધન કરવાથી એને ૯૫ % ઉપરાંત ફત્તેહમંદ કરી શકાય.એમ હુ માનું છુ.

હવે આપણે માનવદેહમાં ગરમીની મર્યાદાઓ વિષે વિચાર કરીએ. સૌથી પહેલાં આપણે અસાધારણ મર્યાદાઓ જોઈએ.

અમેરિકાનો વિશ્વવિખ્યાત લંઘન-નિષ્ણાત શ્રી. હેરેવર્ડ કેરિંગ્ટન પોતાના ઉપવાસ વિષેના અનુભવમાં કહે છે કે, એક માનવીનું જીવન ૭૬°F ગરમી સુધી ટકી શક્યું હતું. બીજી બાજુ મરણ પહેલાની શરીરની ગરમી એક દાખલામા ૧૨૨°F નોંધાઈ છે.–પણ જો આવા વિરલ અપવાદો પડતા મૂકીએ તો ગરમીની બાબતમા માનવી બહુ જ સાંકડી મર્યાદાઓ વચ્ચે જીવે છે.

માનવદેહની સ્વાભાવિક અથવા નીરોગી ગરમી કેટલી? દર્દી, દાક્તર, નર્સ, કેમિસ્ટ, થર્મોમીટર, હોસ્પિટલોના



નકશા અને શરીરવ્યાપારશાસ્ત્રનાં પુસ્તકો તેમ જ વિવિધ પેથીઓ એક જ જવાબ આપે છે. ૯૮.૬°F ! આ આંકડો આવ્યો કે ભયની લાલ લીટી દોરાઈ જાય છે. 'ક્ષીલ' જેવી કેટલીક પેઢીઓના થર્મોમીટરો ૯૮.૪°F આગળ તીર મારી દે છે.

ટેમ્પરેચરની અસાધારણ મર્યાદાઓ જોઈ લીધા પછી પ્રશ્ન થશે કે એની સ્વાભાવિક મર્યાદાઓ કેટલી ? હચીન્સન ૯૮થી ૯૯, કહે છે. બ્રિટિશ મેડિકલ જર્નલ નીરોગી પ્રવૃત્તિશીલ વ્યક્તિઓનું બગલનું સરેરાશ ટેમ્પરેચર ૯૮.૪°F કહે છે અને પથારીવશ હતીલા રોગીઓનું ૯૭.૪°F કહે છે. કેટલાંક અમેરિકન શરીરવ્યાપારશાસ્ત્રનાં પુસ્તકોના નામાંકિત લેખકો ૯૭થી ૯૯.૪°F સુધીના ઝોલા સાવ સ્વાભાવિક છે એમ માને છે. નીરોગી નાડી અને શ્વાસોચ્છ્વાસની પેઠે આ નીરોગી વ્યક્તિઓનું ટેમ્પરેચર છે, એમ આપણને કહેવામાં આવે છે. પણ એ લોકો નીરોગી હતા એના આપણને કોઈ પુરાવો આપવામાં આવતો નથી: તો પછી શરીરવ્યાપારશાસ્ત્રીઓ આ નિર્ણય ઉપર આવ્યા શી રીતે ?

એ લોકોએ આરોગ્યની અભાવાત્મક વ્યાખ્યાને અભિનંદીને જે માણસ હરીફરી શકે અને રોજનું કામ રોજ કરી શકે એમને નીરોગી માની લીધા. પોતે પોતાની જાતને નીરોગી હોવાનું પ્રમાણપત્ર આપી દીધું, અને પોતાનું, આજુબાજુનાં નર્સ–ડાક્ટરોનું અને હોસ્પિટલ સ્ટાફનું ટેમ્પરેચર તપાસી એક લઘુતમ, કાચી 'સ્ટેન્ડર્ડ' નક્કી કરી દીધું ! પછી તો એકની ચોપડીમાંથી બીજાએ ઉતાર્યું અને બીજાનીમાંથી ત્રીજાએ; એ રીતે ગાડરિયો પ્રવાહ ચાલ્યો.

જો ખરેખર એમ ના હોય તો મહાન ડચ ચિકિત્સક હરમન બોરહેવે (૧૬૬૮–૧૭૩૮) પોતાના શય્યાસમીપ અવલોકનોમાં થર્મોમીટરને સ્થાન આપ્યે અઢી સદી વીતી જવા છતાં માનવઆરોગ્યના માનવગરમી સાથેના સંબંધ વિશે એટલું અલ્પ મૌલિક સંશોધન થયું છે કે આપણે આશ્ચર્યચકિત થઈ જઈએ છીએ.

માનવદેહના ઉષ્ણતામાપનની શરૂઆત તો સ્પર્શનિદાનથી જ થઈ ચૂકી હતી, પણ છેલ્લાં ત્રણસો વર્ષમાં જ ચોક્કસ નિદાનની દિશામાં માનવીનાં પગરણ મુકાયાં, એમાં ચાર જ મુખ્ય પ્રસ્થાનો થયાં છે.

યુરોપમાં ઇટાલીમાં ગેલીલીઓએ (૧૫૬૪–૧૬૪૨) તાવ માપવાનું થર્મોમીટર અને નાડીના ધબકારા ગણવાનું યંત્ર શોધ્યું.

એના પછી હોલેન્ડમાં બોરહેવે (૧૬૬૮–૧૭૩૮) સૌથી પહેલવહેલી શય્યાસમીપ ઉષ્ણતામાપનની શરૂઆત કરી. પણ ત્યાર પછી લગભગ સવા સદી સુધી રડ્યા ખડ્યા ચિકિત્સકો સિવાય કોઈએ એના તરફ કશું જ ધ્યાન આપ્યું નહિ.

આ ક્ષેત્રમાં ત્રીજું અગત્યનું પગલું જર્મનીમાં લાઇપઝીક યુનિવર્સિટીના ડૉ. કાર્લ રાઇનહોલ્ડ ઓગસ્ટ વુન્ડરલીખે (૧૮૧૫-૭૭) ભર્યું. ઈ. સ. ૧૮૬૮ની આજુબાજુ એમણે ૧,૦૦,૦૦૦ માણસો તપાસ્યા, સરેરાશ ટેમ્પરેચર ૯૮.૬°F નક્કી કર્યું, ટાઈફોઈડનો ગ્રાફ ચીતર્યો, અને ઉષ્ણતામાપનને રૂઢ વૈદકમાં લોકપ્રિય બનાવ્યું. ત્યારપછી ઇંગ્લેંડમાં ૯૮.૬°F ના ૯૮.૪°F જેટલો ફેરફાર થયો.

ચોથું મહત્ત્વનું પગલું અમેરિકામાં ડૉ. એફ. કે. બેલોકાઝીએ ભર્યું. એણે ખરેખરા નીરોગી માણસોનું ટેમ્પરેચર નક્કી કર્યું અને હોમિયોપેથિક ઉપચારો, મટાડ, આરોગ્ય ને ઉષ્ણતામાનના સંબંધો નક્કી કર્યા.

હવે આરોગ્ય અને ઉષ્ણતાનો સંબંધ નક્કી કરવા માટે નીચેના મુદ્દા ખ્યાલમાં રાખવા જોઈએ :

(૧) બહુ જ સૂકા દર્દીઓ બાદ કરતાં લગભગ બધા જ દર્દીઓનું ટેમ્પરેચર બગલમાં પસીનો સ્વચ્છ કરી, ચામડી કોરી કરીને લેવું જોઈએ.

(૨) એ લેતી વખતે જમણી અને ડાબી બન્ને બગલોમાં બે થરમોમીટર એકી સાથે મૂકીને લેવું જોઈએ.

(૩) સામાન્ય રીતે એમ માનવામાં આવે છે કે બાલ

ટેમ્પરેચર કરતાં આંતરિક ટેમ્પરેચર એટલે કે મુખનું, ગુદાનું કે યોનીનું ટેમ્પરેચર વધુ વિશ્વાસપાત્ર હોય છે. પણ આ માન્યતા બરાબર નથી. યોગ્ય રીતે લેવાય તો બહારનું ટેમ્પરેચર અંદરના જેટલું જ બલ્કે એથી વિશેષ વિશ્વાસપાત્ર હોય છે. ગરમ ભોજન, લાંબુ ઉશ્કેરાટભર્યું ભાષણ અથવા વધારેપડતી ગરમ ઓરડીમાં મોઢાનું ટેમ્પરેચર બગલના ટેમ્પરેચર કરતાં વિશેષ ઝોલા ખાય છે, અને સરેરાશ સપાટી કરતાં અડધી ડીગ્રી, તો કદીક એક ડીગ્રી જેટલું ઉંચે ચડી જાય છે. એ જ રીતે ગુદાનું અને યોનીનું ટેમ્પરેચર માત્ર નીરોગી વ્યક્તિમાં સાચી સ્થિતિ બતાવે છે. નહિ તો હરસ, ગર્ભાશયમાં લોહીનો જમાવ, બગડેલાં લીવર અને બરોળ ઘણી વખત સાચાં ટેમ્પરેચર કરતાં બબ્બે ડીગ્રીનો ફેર બતાવે છે. આ રીતે જોવા જતાં સૌથી વધુ વિશ્વાસપાત્ર પદ્ધતિ બગલનું ટેમ્પરેચર લેવાની છે.

(૪) કોઈ પણ નીરોગી અથવા તો લગભગ નીરોગી માણસ સવારમાં પથારીમાથી ઊઠે ત્યારે એનું બગલનું ટેમ્પરેચર ૯૭.૫°F હોય છે. મોંનું ટેમ્પરેચર ૦.૨°F વિશેષ હોય છે. જ્યારે ગુદાનું અને યોનીનું ૦.૫°F વિશેષ હોય છે. આખા દિવસ દરમ્યાન ૦.૨°F થી વિશેષ વધઘટ થતી નથી. બન્ને બગલનું ટેમ્પરેચર બરાબર સરખું હોય છે. આ બધાં જ ટેમ્પરેચરો નીરોગી માણસમાં એક બીજા સાથે સંપૂર્ણ રીતે સંવાદી હોય છે. બગલના ટેમ્પરેચરમાં જેટલો ફેર પડે તેટલો જ બીજાં બધાં ટેમ્પરેચરોમાં પડે છે.

વ્યક્તિ નીરોગી છે કે નહિ એ જાણવાની એક સાચી રીત એ છે કે પુરુષ હોય તો ૪ અને સ્ત્રી હોય તો ૫ થર્મોમીટરો એકી સાથે એના શરીરમા મૂકી એની વાંચના એક બીજા સાથે સરખાવી જોવી. જો તે ઉપરના સૂત્ર મુજબ સંવાદી હોય તો 'સબ સલામત' છે.

(૫) નીરોગી માણસની નાડીની પેઠે એનું ટેમ્પરેચર સ્થિર અને શિસ્તબદ્ધ હોય છે. એ કદી મનસ્વી ઝોલા ખાતું નથી. ટેમ્પરેચર એ એક એવી શારીરિક ઘટના છે કે જેમાં વ્યક્તિગત વિચિત્રતાને સ્થાન નથી. લગભગ એમ ખાત્રીપૂર્વક કહી શકાય પૃથ્વીની આજુબાજુ ચંદ્રનું પરિભ્રમણ જેટલું [illegible] છે તેટલું જ નિયમિત નીરોગી માણસનું ટેમ્[illegible] હોય છે. અંદરના ટેમ્પરેચરમાં ભારે ભોજન પાચનક્રિયાને કારણે કંઈક વધઘટ થાય પણ બગલના ટેમ્પરેચરમાં જો રોજનો ૦.૫°F કરતાં વિશેષ ફેરફાર માલુમ પડે તો એમ ખાત્રીપૂર્વક કહી શકાય કે નીરોગી ટેમ્પરેચર નથી

(૬) માનવદેહમાં ધનાત્મક અને ઋણાત્મક એ જાતના બે પ્રાણપ્રવાહો જમણી–ડાબી બાજુ વહે છે એ સિદ્ધાંતનો હઠયોગમાં, નિસર્ગોપચારમાં, હોમિયોપેથીમાં, અને ઝોન થેરાપીમા સ્વીકાર કરવામાં આવ્યો છે અને એને લઈ ને જ્યારે યુરોપ–અમેરિકાની હોસ્પિટલોમા ક્લિનિકલ થર્મોમીટરનો વ્યાપક ઉપયોગ નહોતો થતો ત્યારે પણ હોમિયોપેથીએ એ ક્લિનિકલ સત્ય શોધી કાઢ્યું હતું કે શરીરના બે અર્ધાંગોને પોતપોતાનું સ્વતંત્ર વ્યક્તિત્વ છે. એને લઈને ઘણી વખત તાવના દર્દીના શરીરની એક બાજુ ગરમ હોય તો બીજી બાજુ ઠંડી હોય અથવા તો એક બાજુ પરસેવો વળતો હોય અને બીજી બાજુ કોરી હોય. બે બગલોમાં થર્મોમેટ્રી કરવામાં આ જ સત્યનો વિશેષ વિસ્તાર થયો છે. બન્ને બગલમાં એકી સાથે ટેમ્પરેચર લેતી વખતે ઘણી વખત–અડધી ડીગ્રીનો તફાવત દેખાય છે. અને કેટલાક વિરલ કેસોમાં એક ડીગ્રીનો તફાવત દેખાય છે. આવો તફાવત નજરે પડતાં જ 'જ્ઞાનતંતુ મંડળની વિગતવાર શાસ્ત્રીય તપાસ કરવાનું અનિવાર્ય બને છે. અને આ તફાવત જ્યાં સુધી યોગ્ય રીતે રોગનિવારણ ન થાય ત્યાં સુધી કાયમ રહે છે. આમાં બે બાબતો ખાસ યાદ રાખવા જેવી છે. એક તો થર્મોમીટર પાંચ મિનિટ રાખવાં. અને બીજી બાબત એ છે કે બન્ને બગલોમાં એક જ પેઢીના ઊંચી જાતના થર્મોમીટરો એકી સાથે વાપરવાં.

(હું સામાન્ય રીતે ઝીલનું થર્મોમીટર વાપરું છું પણ ગમે તે પેઢીનું ઊંચી જાતનું થર્મોમીટર ચાલી શકે.)

એક જ બગલમાં થર્મોમીટર મૂકવાનો એક મોટો ગેરલાભ એ છે કે, જો એક બાજુ વધુ પડતી ઠંડી હોય તો દર્દીને તાવ હોય છતાંય ચૂકી જવાય છે, અને દર્દીની ઉપેક્ષા થતાં દર્દ વધારે વકરે છે.

(૭) તમે ગમે તે પદ્ધતિની સારવાર લેતા હો, પણ સારી રીતે સાજા થયા પછી તમારી બન્ને બગલનું ટેમ્પરેચર જો ૯૭.૫°F ના હોય અને ૯૮.૦°Fની ઉપર સતત રહ્યા કરતું હોય તો અવશ્ય માનવું કે તમારી શ્રદ્ધાના બદલામાં તમને મટાડ નથી મળ્યો, માત્ર નજરબંધી મળી છે! આ જાતની ઊંચી ગરમી અથવા તો આયુર્વેદની પરિભાષામાં કહીએ તો 'ખોટી ગરમી' અર્ધસાધ્ય (अं अनक्र्योर्ड) રોગના રોગવિષોનું સીધેસીધું પરિણામ હોય છે. આ રોગવિષો જંતુજન્ય, સૂક્ષ્મવિષાણુજન્ય, દેહજન્ય, આહાર, દવા, રસી અને રસાયનોજન્ય (अं. माइक्रोबियल, वायरल, मेटेबोलिक, फुड, ड्रग, सीरम ॲन्ड केमिकल पोयझन्स) સામાન્ય રીતે હોય છે.

નિસર્ગોપચારનું એક સૂત્ર સામાન્ય રીતે યાદ રાખવા જેવું છે કે 'An uncurable disease always begins with uncured disease' અસાધ્ય રોગની શરૂઆત (ખોટી સારવારથી) અર્ધસાધ્ય રહેલા રોગથી થાય છે. (ડૉ. એફ. કે બેલોકોઠા, એમ. ડી.)

હું એમ માનું છું કે આજે જેટલી ઝીણવટથી રોગનો અભ્યાસ થાય છે; એટલી જ ઝીણવટથી જ્યારે આરોગ્યનો અભ્યાસ થશે ત્યારે થર્મોમીટરના એક અંશના જે દશ વિભાગ છે, એને બદલે સો વિભાગ થશે, અને એને માટે જરૂરી નવાં યંત્રો તેમ જ ટેકનિકો શોધાશે.

**સ્વભાવ**—નીરોગી માણસ આનંદી, આશાવાદી અને પ્રવૃત્તિશીલ હોવો જોઈએ. સામાન્ય માણસ કરતાં સુખ અથવા દુઃખ એ કંઈક વિશેષ તીવ્રતાથી અનુભવતો હોવો જોઈએ. ગમે તેવી ઊંડી વેદના અથવા વ્યથામાંથી એ ટૂંક સમયમાં મુક્ત થઈ જવો જોઈએ. કુદરતે આપણને આંસુઓ નિરર્થક નથી આપ્યાં. ચિત્તંત્રને લાગેલા ક્ષોભો આઘાતો અને નાનામોટા ઘા માટે એ કુદરતનો મલમ છે. (લૂઈ કુહને).

૩૯ વૈદકમાં જેનો સ્વીકાર ના થયો હોય એવી વૈજ્ઞાનિક નિસર્ગોપચારની આગવી શોધો અને સિદ્ધિઓ દા. ત. લક્ષણો, ચિહ્નો, સ્કોપો, મીટરો અને ટેસ્ટો વિષે આ લેખમાં કશો જ ઉલ્લેખ કર્યો નથી. કારણ કે આ લેખ આરોગ્યજાગ્રત પૃથગ્જનને દૃષ્ટિ સમક્ષ રાખીને લખવામાં આવ્યો છે. નિષ્ણાતો માટે લખાયો નથી. તેમ જ કેવળ વિજ્ઞાનની દૃષ્ટિએ વૈજ્ઞાનિક નિસર્ગોપચારનું દૃષ્ટિબિંદુ રજૂ કરવામાં આવ્યું છે, તત્ત્વજ્ઞાન અને કલાની દૃષ્ટિએ નહિ.

હવે વૈજ્ઞાનિક નિસર્ગોપચારનો આરોગ્યનો આદર્શ ટૂંકામાં સમેટી લઉં :

ઉમ્મરનું, ગણિતશાસ્ત્ર નહિ પણ જીવનશાસ્ત્ર.

ઊંચાઈ, બેઠી અને ઊભી બન્ને.

વજન, પ્રમાણ નહિ પણ ગુણ, ફુગાવો નહિ પણ વિશિષ્ટ ગુરુત્વ.

ટેમ્પરેચર, બન્ને બગલનું ૯૭.૫°F અને ૦.૨°F થી વિશેષ દિવસ દરમ્યાન વધઘટ નહિ.

ગુદાનું અને યોનીનું ૦.૫°F વધારે.

નાડી, ૭૦ની આજુબાજુ નહિ પણ ૬૦ની આજુબાજુ. દિવસ દરમ્યાન ૧૦થી વિશેષ વધઘટ નહિ.

ખોરાકના ફેરફારથી વધુમાં વધુ નાડીના ધબકારા કરતાં ૬ ધબકારાથી વિશેષ વધારો નહિ.

શ્વાસોચ્છ્વાસ, ૧૫ની અંદર. શ્વાસ અને નાડીનું પ્રમાણ ૧.૪ા થી ૧.૫ સુધીનું.

લોહી, રક્તકણો અને શ્વેતકણોનું પ્રમાણ ૧.૧૨૫૦.

ઇઓસિનાફર્ફિક કણોનું પ્રમાણ ૦ની લગોલગ.

લોહીનું દબાણ ૧૨૫ની આજુબાજુ.

અમીરસ, અક્કલ.

આંખ, કાન, સાબૂત, દાંત મજબૂત.

પૂર્ણ પુરુષત્વ અને સ્ત્રીત્વ. કષ્ટરહિત અને નિયમિત રજોદર્શન.

દૃષ્ટિ ફેરતાં ફેરતાં એગ્઩ર્ટની વાતો સાંભળ્યા કરી. અમેરિકાનાં જે જે શહેરોમાંથી હું પસાર થાઉં ત્યાં મારે અમેરિકન કુટુંબો સાથે જ રહેવાનું હતું ને દુનિયાભરમાં વિસ્તરેલા એમના મિત્રસમુદાયમાંથી થોડાકને પત્રો લખીને યૂરોપમાં પણ હું જે તે દેશના કુટુંબોને મળી શકું એવી વ્યવસ્થા એમણે કરી હતી. એ દરેક કુટુંબ સાથે પોતાને પરિચય કેવી રીતે થયો, એ કુટુંબમાં વિશિષ્ટ શોખ શું છે વગેરે વિગતો એમણે કાગળમાં લખીને મને આપી કે જેથી હું પ્લેનમાં નવરાશે વાંચી જઈ શકું.

રળિયામણા ટેકરાઓ પરનાં અદ્યતન ઘરો આગળથી પસાર થતી મોટર આખરે ઇન્ટરનેશનલ એરપૉર્ટ પર અટકી. ટિકિટ બતાવવાની ને અન્ય વિધિ પતાવીને વિદાય આપવા આવેલા મિત્રો સાથે વાતો કરી,-થોડાક હિંદી મિત્રોને ઘેર પહોંચાડવાના સંદેશા નોંધી લીધા. TWAના બોઇંગ જેટ ૭૦૭ના પ્રવાસીઓને વિમાનમાં ચડી જવાની છેલ્લી ચેતવણી મળી ને કાંઈક ભારે હૈયે સીડીનાં પગથિયાં ચડી હું વિમાનના બારણે ઊભો, સૌ સ્નેહીઓને એકવાર ધરાઈને જોઈ લઈ તોતિંગ પ્લેનના પેટાળમાં સરી ગયો. મારી સીટ ઉપર પહોંચી, કમરપટો વીંટી વિમાનમથકે નહીં આવી શકેલાં થોડાં મિત્રોના વિદાય-સંદેશા વાંચવામાં અટવાયો. 'Dear cousin Ramu'ના સંબોધનથી શરૂ થતા મારાં એક નિકટનાં સ્નેહી મીસીસ ગ્રેસ ઝાઈસનો પત્ર આંખો ભીંજવી ગઈ. એના શબ્દો હતા :

...And now you are leaving what might be termed "the land of your adoption" and going clear around the world enroute to your Beloved Home in India. It may se m as though this period of years is coming to an about end,—but you will never forget what you have learned in our fine University of Southern California, nor the friends you made here. There are enduring qualities of thought which will always remain with you, to bring you renewals of inspiration and counsel to new problems as they arise in your experience...We like to feel that you are our firm and devoted friend and that your interpretation of us and of 'our way of life' will always be kindly and understanding.

The experiences in the University and in business have given you an oppertunity to become acquainted with and evaluate our American ideals. You have, probably, seen some of the frailties of human beings, which I hope will not detract from a fair and kindly estimate of the friends yon have made here.

My heart's sincerest prayers for your safety go with you on your travels and contacts.

સાત વર્ષ પહેલાં અમેરિકા જતો હતો ત્યારે લંડનની ટ્યુબ ટ્રેનમાં એક આઈરિશ મહાશયે અમેરિકન લોકોને ખૂબ છીછરાં, ઊંડી લાગણી વગરનાં ને મોજશોખ-ભૂખ્યાં ગણાવેલાં. આવાં તારણો ઘણા પ્રવાસીઓના લેખોમાં પણ વાંચેલાં. મારો અનુભવ સાવ જુદો જ ન હતો? અમેરિકન લોકોમાં લાગણી વ્યક્ત કરવાની ટેવ બીજી પ્રજાઓ કરતાં વધારે છે એ વાત સાચી, પરંતુ એ લાગણી છીછરી કહી શકાય ખરી? આત્મસમર્પણની ભાવનાનો ઇજારો કોઈ એક દેશ કે સંસ્કૃતિનો ઓછો છે? જુઓને પેલો બીલ! બાર્બરા અપંગ છે ને વ્હીલચેર વગર ક્યાંય ફરી શકતી નથી એ જાણતો હોવા છતાં એને પરણ્યો ને! ને પેલી જોન! વિમાની પાયલોટ તરીકેની કામગીરી બજાવતાં ગાલ ઉપર દાઝી ગયેલા ને આંખોનું નૂર ગમાવી બેઠેલા જ્હોનને નથી પરણી? પોતાનો પતિ લુઈસ પી.એચ. ડી.ની ઉપાધિ ઝટ મેળવી શકે એ માટે કાર્મેન કેટલો ઢસરડો કરે છે? આઠ કલાક નોકરી, રાંધવું, ચાર બાળકોની સંભાળ રાખવી વગેરે જવાબદારીઓ ઉપરાંત લુઈસના સંશોધન-લેખો (Research papers) પણ એ

ટાઈપ કરે છે...આવા જનો માટે આત્મત્યાગ કરનાર અનેક સ્નેહીઓના દૃષ્ટાંતો સ્મૃતિપટ સમક્ષ તરવરતાં ગયાં એમ પ્લેન ઊંચું ને ઊંચું ચડતુ ગયું ને નીચે સોનેરી વાદળાંનો ઢગલો નાનો ને નાનો થતો ગયો.

સહપ્રવાસીઓ ઝોલે ચડયાં હતાં. કોઈ હળવું ધુમ્રપાન કરતાં સામયિકોનાં પાનાં ઉથલાવી રહ્યાં હતાં, ને હું સેંકડો પરિચિત અમેરિકનોના જીવનમાંથી માનવતા ઢૂંઢતો હતો. કયા અમેરિકનને યુદ્ધ જોઈએ છે? કયા અમેરિકનની ઇચ્છા વિશ્વની ગુલામ પ્રજાઓને મુક્તિ અપાવવાની નથી? કેટલા બધા મિત્રોએ વિશ્વબંધુત્વની ભાવના વિકસાવવા માટે ભોગ આપવાની તત્પરતા બતાવી છે? અન્ય દેશોની રોટીની ભૂખ જોઈને અમેરિકનોને કેવો ત્રાસ થાય છે? એ બધું સાચું, પણ અમેરિકી પરદેશનીતિ કોઈવાર ગેરસમજ ઊભી કરે એવી નથી હોતી? સામ્યવાદનો હાઉ આટલી છાકમછોળ હોવા છતાં અમેરિકનોને વધુ પડતો નથી સતાવતો? શા માટે લશ્કરી તાકાત ઉપર અમેરિકા આટલો બધો મદાર બાંધે છે?...અમેરિકનોનો મેં મનમાં ઉધડો લઈ નાખ્યો.

કોલોરેડો પસાર કરી ચૂકયા હતા ને કેન્ઝસ રાજ્યમાં આવતાંવેંત ભારે વંટોળિયો પ્લેનને અથડાયો. આવા તોતીંગ વિમાનને પણ હચમચાવી મૂકતો પવન ઘડીભર અમને ડરાવી ગયો. નીચે વીજળીના કડાકા બોલતા હતા. અમારામાંના ઊંઘતા પ્રવાસીઓ સફાળા જાગી ઊઠયા ને કમરપટો વધારે જોસથી બાંધી સાધ્ધા બની બેસી રહ્યા. પરિસ્થિતિને વર્તી જઈ ને પાયલોટે અમને જણાવ્યું કે ડરવાને કાંઈ કારણ નથી. કારણ કે આપણે તોફાની વંટોળિયાથી ઘણે ઉપર છીએ. એકાદ કલાકમાં જ આપણે આ આંધી વટાવી જઈશું. કાંઈ ન સૂઝવાથી પાકીટ ખોલી મેં મીસીસ ઝાઈસનો પત્ર પાછો કાઢયો ને 'My heart's sincerest prayers for your safety go with you on your travels' એ શબ્દોમાંથી હૂંફ મેળવી એ પાછો મૂકયો.

થોડીવાર પછી નેબ્રાસ્કાની હદમાં પ્રવેશતાં જ આંધી શમી ગઈ ને પ્લેન પાછું ટાઢુ ડમરું બનીને ઊડવા લાગ્યું. પ્રવાસીઓનો ઉલ્લાસ ધીમે ધીમે પાછો આવ્યો ને સ્ટુવર્ડેસની ભોજન પીરસવા અંગેની અવરજવરે બાકીનાની સુસ્તી પણ ઉડાવી દીધી. ગમે તેવા લુખ્ખા ભોજનની મઝા પણ પ્રવાસમાં જેવી આવે છે એવી બીજે કયાંય નથી આવતી એનું શું કારણ હશે? મને પીરસેલા ભોજનમાં માંસની એકએ વાનગી કામની ન હોવાથી સાથે બેઠેલા પ્રવાસીને આપી. એ ખુશ થઈ ગયા. બપોરે બિચારા સારી રીતે જમી શકયા ન હતા એટલે વધારાની સેન્ડવીચ એમને તો ખૂબ આશીર્વાદરૂપ નીવડી. મને બદલામાં 'ડીઝર્ટ' આપવા બહુ આગ્રહ કર્યો પરંતુ માનસિક ઉશ્કેરાટને કારણે કાંઈ ખાવાની મને રૂચી ન હતી. પેટમાં પૂરતી ગરમી આવ્યા પછી એ તો વાતોએ વળગ્યા. ધંધાની રીતરસમો સમજાવી મહિનામાં ત્રણ અઠવાડિયા એમના આવા પ્લેન-પ્રવાસમાં જ જાય છે એમ જણાવ્યું ને હિંદ સમાજવાદી બનતું જાય છે એ વિશે પારાવાર દુઃખ વ્યક્ત કર્યું. મને કહે કે તમને ખબર છે કે અમારો દેશ મુક્ત સાહસ ( Free enterprise ) વડે જ આટલો વિકસ્યો છે? તમે શા માટે આ પદ્ધતિ નથી અપનાવતા? મેં કહ્યું કે અમારા દેશનો સમાજવાદ એવો સરસ છે કે જે મૂડીવદી, સામાન્ય નાગરિક અને રાજકીય નેતાઓ ત્રણેયને ખપે છે. પહેલાને ઓછો, બીજાને એથીય ઓછો ને ત્રીજાને સૌથી ઓછો. ખાનગી સાહસના એ ઝનૂની હિમાયતીએ મને સમાજવાદની અનેક ગંમતભરી વ્યાખ્યાઓ કહી. એક તો સાવ સરળ છે: તમારી પાસે બે ગાય હોય તો એકને મારી નાખી બીજીનું દૂધ દોહી ગટરમાં ઢોળી દો એનું નામ સમાજવાદ. મેં પૂછ્યું કે એ બે ગાયોનો મૂડીવાદમા શું ઉપયોગ કરે? જવાબ: બેમાંથી એક ગાય વેચી એના પૈસામાંથી તગડો આખલો ખરીદી વધુ ને વધુ ગાયો, વધુ ને વધુ આખલા ને વધુ ને વધુ દૂધ-માખણ મેળવે ને લોકોના ભાગને સંતોષે એનું નામ મૂડીવાદ

દુનિયાના રાજકારણીય પુરુષો ઉપર વાતનો વળાંક વળ્યો. એમના આરાધ્ય-પુરુષ વિન્સ્ટન ચર્ચિલ હતા. મેં પૂછ્યું કે આઇઝનહોવર નહીં, નીકસન નહીં ને ચર્ચિલ શા માટે? મને કહે કે એ મૂડીવાદના સાચા રક્ષક ને પ્રચારક છે એ માટે. એનું દષ્ટાંત: ચર્ચિલને એકવાર કોઈ ખબરપત્રીએ પૂછ્યું કે તમારી નજરે દુનિયાનો સૌથી ચુસ્ત સમાજવાદી કોણ? વિના સંકોચે ચર્ચિલે જવાબ આપ્યો: 'ક્રીસ્ટોફર કોલંબસ.' ખબરપત્રી અવાક્ થઈ ગયો. જરા વાર રહીને એણે પૂછ્યું: 'શા માટે?' ચર્ચિલ કહે કારણ કે એ મૂર્ખને ખબર ન હતી કે પોતે જે દિશામાં જઈ રહ્યો છે એ દિશામાં હિંદુસ્તાન નથી, પોતે જે જંગલભૂમિ ઉપર પહોંચ્યો છે એ પણ હિંદુસ્તાન નથી અને વધુ ખરાબ તો એ કે આ બધી મૂર્ખાઈ એણે પારકાં નાણાં વડે આચરી હતી.

સમાજવાદ ઉપર વધુ પ્રહારો સાંભળે એ પહેલાં તો મીઠું હાસ્ય વેરતી સ્ટુવર્ડેસ અમારો કમરપટો બાંધી ગઈ. શીકાગોના એરપોર્ટ ઉપર પ્લેન ઊતરવાની તૈયારીમાં હતું. મુક્ત સાહસના પ્રખર હિમાયતી મારા એ પ્રવાસી મિત્રના પ્રચારાત્મક વાર્તાલાપમાંથી મુક્તિ મેળવી હું શીકાગો શહેરની ઝબૂકતી રંગબેરંગી બત્તીઓ જોવામાં અટવાયો. શું સુંદર એ દશ્ય હતું! જમીનને સરળ રીતે અડકીને ને ઘૂમરી ખાઈને પ્લેન ઊભું રહ્યું. રાત્રે ૯ વાગ્યા હતા, મીઠો પવન વાતો હતો ને વરસાદ તાજો જ પડી ગયો હોવાથી વાતાવરણ આહ્લાદક હતું. ક્યાં લોસ એંજલીસની ગરમી ને ક્યાં શીકાગોની સોસરી ઊતરી જાય એવી ઠંડી? બાસઠેક વર્ષના એક ઊંચા, સશક્ત ને ભરાવદાર શ્રીયુત્ વોરનીકી (શીકાગો ખાતેના મારા યજમાન) એ મને આવકાર્યો એટલામાં તો મારા નિકટના મિત્ર હિંદપ્રેમી થિયોસોફીસ્ટ ડૉ. રીચર્ડ ચેસરો સુંદર સાડીઓમાં સજ્જ પત્ની-દીકરીઓ સાથે આવી પહોંચ્યા ને હિંદી ઢબે અભિવાદન કર્યાં. એરપોર્ટ પરના બીજા ઉતારૂઓને આ દશ્ય કૌતુકભર્યું લાગ્યું હશે; પરંતુ અમેરિકા જેવા વ્યક્તિવાદી દેશમાં એની કોણ પરવા કરે છે? ચેસરો દંપતી સાથે બીજે દિવસે સાંજે જમવાનું નક્કી કરી હું ઠૂંઠવાતી ઠંડીમાં વોરનીકી મહાશય સાથે કારમાં ગોઠવાયો ને અડધા એક કલાકને અંતે અમે શીકાગો શહેરના એક સુંદર લત્તામાં ઝાડની ઘટાથી ઘેરાયેલા જૂની બાંધણીના ઘરમાં પ્રવેશ્યા. શ્રીમતી વોરનીકીએ મને ઊમળકાભર્યો આવકાર આપ્યો ને નાસ્તા માટે કોફી-કેક તૈયાર છે એમ કહી એ રસોડામાં દોડ્યાં. શ્રીયુત્ વોરનીકીએ મારો સૂવાનો ઓરડો બતાવ્યો, બાથરૂમ બતાવી (મારે વાપરવાનાં ટુવાલ નેપકીન જે ખીંટી પર લટકાવ્યાં હતાં તેના ઉપર નાનું પણ સુંદર પાટિયું મારેલું હતું 'For guest')ને રાત્રે ઠંડી વાય તો વધારાના ધાબળા પણ ખુરશી ઉપર પડ્યા છે એમ કહી એ મને ડાઈનીંગ રૂમમાં લઈ ગયા.

ગરમા ગરમ કોફી ને કેક ખાતાં ખાતાં ગામગપાટા માર્યા, લોસ એંજલીસ અને શીકાગો વચ્ચે રહેણીકરણીના તફાવતો વિષે ચર્ચા કરી ને બીજા દિવસનો કાર્યક્રમ ઘડીને પથારીવશ થયાં. એકાદ કલાકમાં પણ અમારો સંબંધ જાણે ઘણો ઘનિષ્ટ થઈ ગયો. બીજે દિવસે સવારે ઊઠી, ઝટપટ તૈયાર થઈ, રોંઢા માટે ડાઈનીંગ ટેબલ ઉપર ગોઠવાઈ ગયો. શાકાહારી જીવનું પેટ સારી રીતે ભરાય એવી વિવિધ વાનગીઓ શ્રીમતી વોરનીકીએ ખંતપૂર્વક બનાવી હતી. ડાઈનીંગ રૂમની બારીનો પડદો ખૂલ્યો ત્યારે બહાર રાતના વરસાદથી ભીંજાઈને તાજાંછમ થયેલાં લીલાં ઝાડ એવાં તો રૂપાળાં લાગતાં હતાં! આછા પવનમાં રંગબેરંગી ફૂલ પણ હિલોળે ચડયાં હતાં. શ્રીયુત્ વોરનીકી કહે કે આ દશ્ય મને એટલું સોહામણું લાગે છે કે નિવૃત્ત થયા પછી પણ આ શહેર ને ઘર છોડવાની મારી ઇચ્છા નથી. શ્રીયુત્ વોરનીકી મધ્યમ વર્ગના ધંધાદારી પુરુષ છે, શ્રીમતી વોરનીકી માત્ર ગૃહિણી છે. એમને હમેશાં એમ લાગ્યું છે કે ગૃહિણી બહાર નોકરી કરે તો ઘરની સંભાળ જોઈએ એવી ન રાખી શકે.



આમ છતા એ પોતાના દેવળની પ્રવૃત્તિઓમા ખૂબ રસ લે છે થોડાં દિવસમા શરૂ થનારી એમના સંપ્રદાયની પરિષદ અંગે એમણે ઘણી ઉત્સાહભરી વાતો કરી પોતે પરિષદમા મુખ્ય વિક્રયનું કામ સભાળવાના હતા, પરંતુ એની ઝીણામા ઝીણી વિગતો એમણે વિચારી હતી ને આખીય વ્યવસ્થા કાગળ-પેન્સીલ ઉપર નોંધી હતી અમેરિકનોની હેરત પમાડે એવી ટેવ એ કે કોઈ પણ જાહેર કાર્યક્રમની નેતાગીરી માટે એમનામા પડાપડી થતી નથી દરેક વ્યક્તિ પોતાને અનુકૂળ કામ પસંદ કરી એને કેમ સારી રીતે પાર પાડવું એની જ ચિંતા કરે છે જે વ્યક્તિમા નેતાગીરીના ગુણ હોય તેને નેતૃત્વ આપવામા આવે છે ૨૦-૨૨ વર્ષના યુવાન કે યુવતીને અમુક કામનું સુકાન સોંપવામા આવ્યુ હોય તો ૬૫-૭૦ વર્ષના માણસો પણ એમના હાથ નીચે જરા પણ સંકોચ વિના કામ કરે છે આથી કામ કરતી વખતે જે એકાગ્રતા ને ધગશ આબાલવૃદ્ધમા દેખાય છે એ સાચે જ અનુકરણીય છે

તૈયાર થઈ ને ઓવરકોટ પહેર્યો ત્યા તો વરસાદ શરૂ થઈ ગયો હતો, પરંતુ ત્રણ દિવસમા તો મારે શીકાગો છોડવાનું હોવાથી જેટલુ જોવાય એટલુ જોઈ લીધા વિના છૂટકો ન હતો શહેરના મુખ્ય વિસ્તારો વટાવતા અમે લેક મીશીગન ડ્રાઈવ પરથી પસાર થયા શીકાગો શહેર મીશીગન સરોવરને કાંઠે આવેલુ છે સરોવર એવુ મોટુ છે ને પાણીનો ઘુઘવાટ એવો ભયંકર છે કે અજાણ્યો તો એને દરિયો જ માની બેસે જો કે સેંટ લોરેન્સ સી વે થયા પછી ત્રણેક સરોવરો વીંધીને ગંજાવર વહાણો એટલાન્ટિક સમુદ્રમા કેનેડા આગળથી દાખલ થઈ ને ઠેઠ શીકાગો સુધી આવે છે, આથી શીકાગો દરિયા કિનારેથી દૂર હોવા છતા દરિયાઈ બંદર બની ગયુ છે ને ન્યૂ યોર્કના બારા ઉપરનું ભારણ ઓછુ થવા ઉપરાંત વાહન વ્યવહાર ખર્ચ પણ ઠીક ઠીક ઘટ્યું છે

લેક મીશીગન ડ્રાઈવ ઉપરથી પસાર થવુ એ સાચે જ લહાવો છે એ રસ્તે કીડિયારાની માફક ઊભરાતી મોટરો વચ્ચેથી મારગ વીંધતા વીંધતા ત્યાની સુંદર બગીચાઓ પહોંચ્યા પછી સરોવર કિનારો છોડી ઇતિહાસના મ્યુઝિયમે ગયા ને ત્યાથી અમેરિકાની વિખ્યાત પ્રગતિવાદી શીકાગો યુનિવર્સિટી પર ગયા થોડીક મિનિટના પરિક્રમણને અંતે કાર પાર્ક કરવાની જગ્યા શોધી અમે ઈન્ટરનેશનલ હાઉસની મુલાકાત લીધી, થોડા હિંદી મિત્રોને મળી લીધુ, પરદેશી વિદ્યાર્થીઓના સત્કાર સાથે થોડી વાતો કરી ને પછી યુનિવર્સિટીના ચેપલમા જઈ શાંત આધ્યાત્મિક વાતાવરણની મઝા ચાખી પાછા વળતા શહેરનુ ટાઉન ટાઉન (મુખ્ય બજાર) જોયુ ને પછી સીધા ઈવાન્સ્ટન પરગણામા પહોંચી ગયા ત્યાની ડૉ બૅનર્ડ નામના નોર્થવેસ્ટર્ન યુનિવર્સિટીના સંગીતશાસ્ત્રના પ્રાધ્યાપકને ઘેર મારે જમવાનુ હતુ ઠૂંઠવાતી ઠંડી માથી અમે ઘરના હૂંફાળા વાતાવરણમા પ્રવેશ્યા ને શ્રી વોરનીએ મારી રજા લઈ અન્ય કામે ચાલ્યા ગયા ડૉ બૅનર્ડ હજુ પા કલાક પછી આવવાના હતા શ્રીમતી બૅનર્ડ સાથે વાતો કરતા કરતા એમની નાની કડી મઝાની બેબી સાથે ગેલ કર્યો ત્યા ડૉ બૅનર્ડ આવી પહોંચ્યા માડ ચાળીસેક વર્ષના એ પ્રતિભાશાળી પુરુષ સાથે અલકમલકની વાતો કરી ત્યા શ્રીમતી બૅનર્ડ જમવાનુ પીરસી દીધુ હતુ મકાઈની એક વાનગી ભાત, વટાણા, પનીર ઈટાલિયન પાઉં, સેવ ને દૂધ એવા તો મીઠા લાગ્યા! જમી રહ્યા પછી એમનુ સુસજ્જ ઘર જોયુ, પાશ્ચાત્ય શાસ્ત્રીય સંગીતની રેકર્ડોનો સરસ સંગ્રહ જોયો થોડી જ વારમા એ સુંદર રીતે પૅક કરેલી એક રેકર્ડ લઈ આવ્યા એના ઉપર લખ્યુ હતુ 'To Ramu Pandit with warmest regards, in memory of a delightful visit' Cordially Bill Ballard મે એ પેકેજ એમની હાજરીમા જ છોડવાની રજા માગી નોર્થવેસ્ટર્ન યુનિવર્સિટીના સંગીતના વિદ્યાર્થીઓની Glee clubના ગાયેલા એ ગીતો હતા ને ડૉ બૅનર્ડ એના કૉન્ડક્ટર હતા સંગી





તની મઝા માણીને અમે એવન્સ્ટન શહેરની પ્રદક્ષિણાએ નીકળ્યા.

મોટામાં મોટો આંકડો છે અને એ બહુવ્યાપકતાનો, એકતા ને સમાનતાનો સૂચક છે.


વિલમેટનું બહાઈ મંદિર

કુદરતી સૌંદર્યથી છલકતા એ લીલાછમ પ્રદેશમાં લેક મીશીગનને કાંઠે કાંઠે રખડતા અમે વિલ્મેટ નામના નાનકડા ગામમાં પહોંચ્યા. અમેરિકામાં ક્યાંય જોયું ન હતું એવું અદ્દભુત કારીગરીથી ભરેલું બહાઈ મંદિર જોયું. બહાઈ ધર્મના ઉપાસકો ત્યાં દર રવિવારે પ્રાર્થના ને પ્રવચનો માટે ભેગાં મળે છે. સંપ્રદાયનો સ્થાપક બહાઉલ્લાહ ૧૮૧૭માં ઈરાનમાં જન્મેલો. ૧૮૯૨માં એ પેલેસ્ટાઈનમાં મૃત્યુ પામ્યો. એના ઉપાસકો દુનિયામાં સમાન ધર્મ ને સમાન સમાજરચના સ્થાપવામાં માને છે. ૧૯૦૩માં અમેરિકન બહાઈઓએ એક અદ્દભુત બહાઈ મંદિર અમેરિકામાં સ્થાપવાનો વિચાર કર્યો. ૧૯૩૦માં એનું બાંધકામ શરૂ થયું ને ૧૯૫૩માં પૂરું થયું. મંદિરની બાંધણી સાચે જ અદ્દભુત છે. બહાઈ મંદિરને નવ દિવાલ હોવી જોઈએ એ એની વિશિષ્ટતા છે. એકાક્ષરી આંકડામાં નવ

સાંજે ડૉ. ચેસરોને ત્યાં જમવાનું હતું. શીકાગોથી પચીસેક માઈલ દૂર એક નાના ગામડામાં શ્રીયુત્ વોરનીકી મને ત્યાં હાંકી ગયા ને ઘરમાં પ્રવેશતાંવેંત જ હું જાણે કોઈ હિંદી ગૃહમાં પ્રવેશતો હોઉં એવું મને ઘરની સજાવટ પરથી લાગ્યું. દક્ષિણ હિંદની પંચધાતુઓની સુંદર મૂર્તિઓ, હિંદી હાથવણાટના કપડાંના પડદા, ગાંધીજી, ટાગોર, વગેરે પ્રાતઃસ્મરણીય પુરુષોની તસ્વીરો, ધૂપની મઘમઘાટ વાસ અને ઠેર ઠેર મૂકેલી હાથીદાંતની મૂર્તિઓ તથા ત્રાંબા-પિત્તળનાં વાસણો જાણે કે કોઈ હિંદી ગૃહનો જ આભાસ કરાવતાં હતાં. શ્રીમતી ચેસરો જન્મે રશિયન પણ વસવાટે અમેરિકન છે. એમના અંગ્રેજી ઉચ્ચારો ખૂબ અસ્પષ્ટ પરંતુ ધ્યાનપૂર્વક સાંભળીએ તો ભાવ પામી જઈ શકાય ખરો. એમના પતિ ને મારા મિત્ર ડૉ. ચેસરો હિંદના બિનસત્તાવાર એલચી છે. ધંધે દાક્તર હોવા છતાં એ ખૂબ અચ્છા છબી પાડનાર છે. હિંદ પ્રત્યે એમને એટલું આકર્ષણ છે કે એ બે વાર પોતાના કિંમતી મૂવી-કેમેરા ને હજારો ફીટ રંગીન ફિલ્મનાં ગૂંચળાં લઈને આવી ગયા છે ને દેશની જીવંત છબી કચકડામાં મઢી પોતાની સાથે અમેરિકા પાછી લઈ ગયા છે. એ કચકડાં સાંધીને એમણે બે એક કલાક ચાલે એવી સુંદર જય હિંદ નામની સળંગસૂત્ર ફિલ્મ બનાવી છે. હિંદી કલા, સ્થાપત્ય, રાજકારણ, લોકો, આર્થિક પ્રશ્નો, ધાર્મિક ભાવના વગેરેને ખૂબ જ સહાનુભૂતિપૂર્વક ને તટસ્થભાવે રજૂ કરતી કોઈ અમેરિકને બનાવેલી ફિલ્મ મારા ઉપર સચોટ અસર કરી ગઈ હોય તો તે ડૉ. ચેસરોની

આમ છતાં એ પોતાના દેવળની પ્રવૃત્તિઓમાં પૂરો રસ લે છે થોડા દિવસમાં શરૂ થનારી એમના સંપ્રદાયની પરિષદ અંગે એમણે ઘણી ઉત્સાહભરી વાતો કરી પોતે પરિષદમાં પુસ્તક વિક્રયનું કામ સંભાળવાના હતા પરંતુ એની ઝીણામાં ઝીણી વિગતો એમણે વિચારી હતી ને આખીય વ્યવસ્થા કાગળ-પેન્સીલ ઉપર નોંધી હતી અમેરિકનોની હેરત પમાડે એવી ટેવ એ કે કોઈ પણ જાહેર કાર્યક્રમની નેતાગીરી માટે એમનામાં પડાપડી થતી નથી દરેક વ્યક્તિ પોતાને અનુકૂળ કામ પસંદ કરી એને કેમ સારી રીતે પાર પાડવું એની જ ચિંતા કરે છે જે વ્યક્તિમાં નેતાગીરીના ગુણ હોય તેને નેતૃત્વ આપવામાં આવે છે ૨૦-૨૨ વર્ષના યુવાન કે યુવતીને અમુક કામનું સુકાન સોંપવામાં આવ્યું હોય તો ૬૫-૭૦ વર્ષના માણસો પણ એમના હાથ નીચે જરા પણ સંકોચ વિના કામ કરે છે આથી કામ કરવી વખતે જે એકાગ્રતા ને ધગશ આબાલવૃદ્ધમાં દેખાય છે એ સાચે જ અનુકરણીય છે

તૈયાર થઈને ઓવરકોટ પહેરી ત્યાં તો વરસાદ શરૂ થઈ ગયો હતો, પરંતુ ત્રણ દિવસમાં તો મારે શીકાગો છોડવાનું હોવાથી જેટલું જોવાય એટલું જોઈ લીધા વિના છૂટકો ન હતો શહેરના મુખ્ય વિસ્તારો વટાવતા અમે લેક મીશીગન ડ્રાઈવ પરથી પસાર થયા શીકાગો શહેર* મીશીગન સરોવરને કાંઠે આવેલું છે સરોવર એવું મોટું છે ને પાણીનો ઘુઘવાટ એવો ભયંકર છે કે અજાણ્યો તો એને દરિયો જ માની બેસે જો કે સેંટ લૉરેન્સ સી વે થયા પછી ત્રણેક સરોવરો વીંધીને ગંજાવર વહાણો એટલાન્ટિક સમુદ્રમાં કેનેડા આગળથી દાખલ થઈને ઠેઠ શીકાગો સુધી આવે છે આથી શીકાગો દરિયા કિનારેથી દૂર હોવા છતાં દરિયાઈ બંદર બની બેઠું છે ને ન્યૂ યોર્કના બંદર ઉપરનું દબાણ ઓછું થવા ઉપરાંત વાહન વ્યવહાર ખર્ચ પણ ઠીક ઠીક ઘટ્યું છે

લેક મીશીગન ડ્રાઈવ ઉપરથી પસાર થવું એ સાચે જ લ્હાવો છે એ રસ્તે મોતીઓની માફક ઊભરાતી મોટરો વચ્ચેથી મારગ વીંધતા વીંધતા ત્યાંની સુંદર બગીચાઓમાં પહોંચ્યા પછી સરોવર કિનારો છોડી ફિલ્ડ મ્યુઝિયમે ગયા ને ત્યાંથી અમેરિકાની વિખ્યાત પ્રગતિવાદી શીકાગો યુનિવર્સિટી પર ગયા. થીયોલૉજિકલ સેમિનરીના પરિભ્રમણને અંતે કાર પાર્ક કરવાની જગ્યા શોધી અમે ઈન્ટરનેશનલ હાઉસની મુલાકાત લીધી થોડા હિંદી મિત્રોને મળી લીધું, પરદેશી વિદ્યાર્થીઓના સલાહકાર સાથે થોડી વાતો કરી ને પછી યુનિવર્સિટીના ચૅપલમાં જઈ શાંત આધ્યાત્મિક વાતાવરણની મજા ચાખી પછી વળતાં શહેરનું ડાઉન ટાઉન (મુખ્ય બજાર) જોયું ને પછી સીધા એવન્સ્ટન પરગણામાં પહોંચી ગયા ત્યાં ડૉ. બેનર્ડ નામના નૉર્થવેસ્ટર્ન યુનિવર્સિટીના સંગીતશાસ્ત્રના પ્રાધ્યાપકને ઘેર મારે જમવાનું હતું હૂંફાળી હૂંફાળી માથી અમે ઘરના હૂંફાળા વાતાવરણમાં પ્રવેશ્યા ને શ્રી નારણજી મારી રજા લઈ અન્ય કામે ચાલ્યા ગયા ડૉ. બેનર્ડ હજુ પા કલાક પછી આવવાના હતા શ્રીમતી બેનર્ડ સાથે વાતો કરતાં કરતાં એમની નાની મઝાની બેબી સાથે ગેલ કર્યાં ત્યાં ડૉ. બેનર્ડ આવી પહોંચ્યા માંડ ચાળીસેક વર્ષના એ પ્રતિભાશાળી પુરુષ સાથે અનેકમનની વાતો કરી ત્યાં શ્રીમતી બેનર્ડે જમવાનું પીરસી દીધું હતું મકાઈની એક વાનગી ભાત વગરનું, પનીર ઈટાલિયન પાઉં, મેવા ને દૂધ એવાં તો મીઠાં લાગ્યાં! જમી રહ્યા પછી એમનું સુંદર ઘર જોયું, પાશ્ચાત્ય શાસ્ત્રીય સંગીતની રેકર્ડોનો સરસ સંગ્રહ જોયો થોડી જ વારમાં એ સુંદર રીતે પૅક કરેલી એક રેકર્ડ લઈ આવ્યા એના ઉપર લખ્યું હતું 'To Ramu Pandit with warmest regards in memory of a delightful visit ' Cordially Bill Ballard મેં એ પ્રેમ જ એમની હાજરીમાં જ ખોલવાની રજા માગી નૉર્થવેસ્ટર્ન યુનિવર્સિટીના સંગીતના વિદ્યાર્થીઓની Glee clubના ગાયેલાં એ ગીતો હતાં ને ડૉ. બેલર્ડ એના કન્ડક્ટર હતા સંગી





તની મઝા માણીને અમે એવન્સ્ટન શહેરની પ્રદક્ષિણાએ નીકળ્યા.

મોટામાં મોટો આંકડો છે અને એ બહુવ્યાપકતા, એકતા ને સમાનતાનો સૂચક છે.


વિલ્મેટનું બહાઈ મંદિર

સાંજે ડૉ. ચેસરોને ત્યાં જમવાનું હતું. શીકાગોથી પચીસેક માઈલ દૂર એક નાના ગામડામાં શ્રીયુત્ વોરનીકી મને ત્યાં હાંકી ગયા ને ઘરમાં પ્રવેશતાંવેંત જ હું જાણે કોઈ હિંદી ગૃહમાં પ્રવેશતો હોઉં એવું મને ઘરની સજાવટ પરથી લાગ્યું. દક્ષિણ હિંદની પંચધાતુઓની સુંદર મૂર્તિઓ, હિંદી હાથવણાટના કપડાંના પડદા, ગાંધીજી, ટાગોર વગેરે પ્રાતઃસ્મરણીય પુરુષોની તસવીરો, ધૂપની મઘમઘાટ વાસ અને ઠેર ઠેર મૂકેલી હાથીદાંતની મૂર્તિઓ તથા ત્રાંબા-પિત્તળનાં વાસણો જાણે કે કોઈ હિંદી ગૃહનો જ આભાસ કરાવતાં હતાં. શ્રીમતી ચેસરો જન્મે રશિયન પણ વસવાટે અમેરિકન છે. એમના અંગ્રેજી ઉચ્ચારો ખૂબ અસ્પષ્ટ પરંતુ ધ્યાનપૂર્વક સાંભળીએ તો ભાવ પામી જઈ શકાય ખરો. એમના પતિ ને મારા મિત્ર ડૉ. ચેસરો હિંદના ખિતાબધારી એલચી છે. ધંધે દાક્તર હોવા છતાં એ ખૂબ અચ્છા છબી પાડનાર છે. હિંદ પ્રત્યે એમને એટલું આકર્ષણ છે કે એ બે વાર પોતાના કિંમતી મૂવી-કેમેરા ને હજારો ફીટ રંગીન ફિલ્મનાં ગૂંચળાં લઈને આવી ગયા છે ને દેશની જીવંત છબી ટુકડામાં ભરી પોતાની સાથે અમેરિકા પાછી લઈ ગયા છે. એ ટુકડાં સાંધીને એમણે બે એક કલાક ચાલે એવી સુંદર જય હિંદ નામની સળંગસૂત્ર ફિલ્મ બનાવી છે. હિંદી કલા, સ્થાપત્ય, રાજકારણ, લોકો, આર્થિક પ્રશ્નો, ધાર્મિક ભાવના વગેરેને ખૂબ જ સહાનુભૂતિપૂર્વક ને તટસ્થભાવે રજૂ કરતી કોઈ અમેરિકને બનાવેલી ફિલ્મ મારા ઉપર સચોટ અસર કરી ગઈ હોય તો તે ડૉ. ચેસરોની

કુદરતી સૌંદર્યથી છલકતા એ લીલાછમ પ્રદેશમાં લેક મીશીગનને કાંઠે કાંઠે રખડતા અમે વિલ્મેટ નામના નાનકડા ગામમાં પહોંચ્યા. અમેરિકામાં ક્યાંય જોયું ન હતું એવું અદ્ભુત કારીગરીથી ભરેલું બહાઈ મંદિર જોયું. બહાઈ ધર્મના ઉપાસકો ત્યાં દર રવિવારે પ્રાર્થના ને પ્રવચનો માટે ભેગાં મળે છે. સંપ્રદાયનો સ્થાપક બહાઉલ્લાહ ૧૮૧૭માં ઈરાનમાં જન્મેલો. ૧૮૯૨માં એ પેલેસ્ટાઈનમાં મૃત્યુ પામ્યો. એના ઉપાસકો દુનિયામાં સમાન ધર્મ ને સમાન સમાજરચના સ્થાપવામાં માને છે. ૧૯૦૩માં અમેરિકન બહાઈઓએ એક અદ્ભુત બહાઈ મંદિર અમેરિકામાં સ્થાપવાનો વિચાર કર્યો. ૧૯૩૦માં એનું બાંધકામ શરૂ થયું ને ૧૯૫૩માં પૂરું થયું. મંદિરની બાંધણી સાચે જ અદ્ભુત છે. બહાઈ મંદિરને નવ દિવાલ હોવી જોઈએ એ એની વિશિષ્ટતા છે. એકાક્ષરી આંકડામાં નવ



આમ છતા એ પોતાના દેવળની પ્રવૃત્તિઓમા ખૂબ રસ લે છે થોડા દિવસમા શરૂ થનારી એમના સપ્ર દાયની પરિષદ અગે એમણે ઘણી ઉત્સાહભરી વાતો કરી પોતે પરિષદમા પુસ્તક વિક્રયનુ કામ સભાળ વાના હતા પરતુ એની ઝીણામા ઝીણી વિગતો એમણે વિચારી હતી ને આખીય વ્યવસ્થા કાગળ-પેન્સીલ ઉપર નોંધી હતી અમેરિકનોની હેરત પમાડે એવી ટેવ એ કે કોઈ પણ જાહેર કાર્યક્રમની નેતાગીરી માટે એમનામા પડાપડી થતી નથી દરેક વ્યક્તિ પોતાને અનુકૂળ કામ પસદ કરી એને કેમ સારી રીતે પાર પાડવુ એની જ ચિતા કરે છે જે વ્યક્તિમા નેતાગી રીના ગુણ હોય તેને નેતૃત્વ આપવામા આવે છે ૨૦-૨૨ વર્ષના યુવાન કે યુવતીને અમુક કામનુ સુકાન સોપવામા આવ્યુ હોય તો ૬૫-૭૦ વર્ષના માણસો પણ એમના હાથ નીચે જરા પણ સકોચ વિના કામ કરે છે આથી કામ કરતી વખતે જે એકાગ્રતા ને ધગશ આબાલવૃદ્ધમા દેખાય છે એ સાચે જ અનુકરણીય છે

તૈયાર થઈને ઓવરકોટ પહેર્યો ત્યા તો વરસાદ શરૂ થઈ ગયો હતો પરતુ ત્રણ દિવસમા તો મારે શીકાગો છોડવાનુ હોવાથી જેટલુ જોવાય એટલુ જોઈ લીધા વિના છૂટકો ન હતો શહેરના મુખ્ય વિસ્તારો વટા વતા અમે લેક મીશીગન ડ્રાઈવ પરથી પસાર થયા શીકાગો શહેર મીશીગન સરોવરને કાઠે આવેલુ છે સરોવર એવુ મોટુ છે ને પાણીનો ઘુઘવાટ એવો ભયકર છે કે અજાણ્યો તો એને દરિયો જ માની બેસે જો કે સેંટ લોરેન્સ સી વે થયા પછી ત્રણેક સરોવરો વીંધીને ગજાવર વહાણો એટલાન્ટિક સમુદ્રમા કેનેડા આગળથી દાખલ થઈને ઠેઠ શીકાગો સુધી આવે છે, આથી શીકાગો દરિયા કિનારેથી દૂર હોવા છતા દરિયાઈ બદર બની બેઠુ છે ને ન્યૂ યોર્કના બારા ઉપરનુ દબાણ ઓછુ થવા ઉપરાત વાહન વ્યવહાર ખર્ચ પણ ઠીક ઠીક ઘટ્યુ છે

લેક મીશીગન ડ્રાઈવ ઉપરથી પસાર થતુ એ મારે જ લહાવો છે એ રસ્તે કીડિયારાની માફક ઊભરાતી મોટરો વચ્ચેથી મારગ વીંધતા વીંધતા ત્યાની સુદર બગીચાઓ પહોંચ્યા પછી સરોવર કિનારો છોડી ઇતિહાસના મ્યુઝિયમે ગયા ને ત્યાથી અમેરિકાની વિખ્યાત પ્રગતિવાદી શીકાગો યુનિવર્સિટી પર ગયા. વીસેક મિનિટના પરિક્રમણને અતે કાર પાર્ક કરવાની જગ્યા શોધી અમે ઇન્ટરનેશનલ હાઉસની મુલાકાત લીધી થોડા હિંદી મિત્રોને મળી લીધુ પરદેશી વિદ્યા ર્થીઓના સત્કાર સાથે થોડી વાતો કરી ને પછી યુનિવર્સિટીના ચેપલમા જઈ શાત આધ્યાત્મિક વાતા વરણની મઝા ચાખી પાછા વળતા શહેરનુ ટાઉન હૉલ (મુખ્ય બજાર) જોયુ ને પછી સીધા એવન્સ્ટન પરગણામા પહોંચી ગયા અહીં ડૉ બેનર્ડ નામના નોર્થવેસ્ટર્ન યુનિવર્સિટીના સગીતશાસ્ત્રના પ્રાધ્યાપકને ઘેર મારે જમવાનુ હતુ ઠૂઠવાતી ઠડી માથી અમે ઘરના હૂફાળા વાતાવરણમા પ્રવેશ્યા ને શ્રી વારનીકી મારી રજા લઈ અન્ય કામે ચાલ્યા ગયા ડૉ બેનર્ડ હજુ પા કલાક પછી આવવાના હતા શ્રીમતી બેનર્ડ સાથે વાતો કરતા કરતા એમની નાન કડી મઝાની બેબી સાથે ગેલ કર્યો ત્યા ડૉ બેનર્ડ આવી પહોંચ્યા માડ ચાળીસેક વર્ષના એ પ્રતિભા શાળી પુરુષ સાથે અનેકમનગમતી વાતો કરી ત્યા શ્રીમતી બેનર્ડે જમવાનુ પીરસી દીધુ હતુ મલાઈની એક વાનગી ભાત વગાણા પનીર ઇટાલિયન પાઉં, સેતડ ને દૂધ એવા તો મોઢા લાગ્યા! જમી રહ્યા પછી એમનુ સુસજ્જ ઘર જોયુ પાશ્ચાત્ય શાસ્ત્રીય સગી તની રેકર્ડોનો સરસ સગ્રહ જોયો થોડી જ વારમાં એ સુદર રીતે પૅક કરેલી એક રેકર્ડ લઈ આવ્યા એના ઉપર લખ્યુ હતુ 'To Ramu Pandit with warmest regards, in memory of a delightful visit' Cordially Bill Ballard મે એ પૅકેજ એમની હાજરીમા જ છોડવાની રજા માગી નોર્થવેસ્ટર્ન યુનિવર્સિટીના સગી તના વિદ્યાર્થીઓની Glee clubના ગાયેલા એ ગીતો હતા ને ડૉ બેનર્ડ એના કન્ડક્ટર હતા સગી





તની મઝા માણીને અમે એવન્સ્ટન શહેરની પ્રદક્ષિણાએ નીકળ્યા.


વિલ્મેટનું બહાઈ મંદિર

કુદરતી સૌંદર્યથી છલકતા એ લીલાછમ પ્રદેશમાં લેક મીશીગનને કાંઠે કાંઠે રખડતા અમે વિલ્મેટ નામના નાનકડા ગામમાં પહોંચ્યા. અમેરિકામાં ક્યાંય જોયું ન હતું એવું અદ્ભુત કારીગરીથી ભરેલું બહાઈ મંદિર જોયું. બહાઈ ધર્મના ઉપાસકો ત્યાં દર રવિવારે પ્રાર્થના ને પ્રવચનો માટે ભેગાં મળે છે. સંપ્રદાયનો સ્થાપક બહાઉલ્લાહ ૧૮૧૭માં ઈરાનમાં જન્મેલો. ૧૮૯૨માં એ પેલેસ્ટાઈનમાં મૃત્યુ પામ્યો. એના ઉપાસકો દુનિયામાં સમાન ધર્મ ને સમાન સમાજરચના સ્થાપવામાં માને છે. ૧૯૦૩માં અમેરિકન બહાઈઓએ એક અદ્ભુત બહાઈ મંદિર અમેરિકામાં સ્થાપવાનો વિચાર કર્યો. ૧૯૩૦માં એનું બાંધકામ શરૂ થયું ને ૧૯૫૩માં પૂરું થયું. મંદિરની બાંધણી સાચે જ અદ્ભુત છે. બહાઈ મંદિરને નવ દિવાલ હોવી જોઈએ એ એની વિશિષ્ટતા છે. એકાક્ષરી આંકડામાં નવ મોટામાં મોટો આંકડો છે અને એ બહુવ્યાપકતા, એકતા ને સમાનતાનો સૂચક છે.

સાંજે ડૉ. ચેસરોને ત્યાં જમવાનું હતું. શીકાગોથી પચીસેક માઈલ દૂર એક નાના ગામડામાં શ્રીયુત વોરનીકી મને ત્યાં હાંકી ગયા ને ઘરમાં પ્રવેશતાંવેંત જ હું જાણે કોઈ હિંદી ગૃહમાં પ્રવેશતો હોઉં એવું મને ઘરની સજાવટ પરથી લાગ્યું. દક્ષિણ હિંદની પંચધાતુઓની સુંદર મૂર્તિઓ, હિંદી હાથવણાટના કપડાંના પડદા, ગાંધીજી, ટાગોર વગેરે પ્રાતઃસ્મરણીય પુરુષોની તસ્વીરો, ધૂપની મઘમઘાટ વાસ અને ઠેર ઠેર મૂકેલી હાથીદાંતની મૂર્તિઓ તથા ત્રાંબા-પિત્તળનાં વાસણો જાણે કે કોઈ હિંદી ગૃહનો જ આભાસ કરાવતાં હતાં. શ્રીમતી ચેસરો જન્મે રશિયન પણ વસવાટે અમેરિકન છે. એમના અંગ્રેજી ઉચ્ચારો ખૂબ અસ્પષ્ટ પરંતુ ધ્યાનપૂર્વક સાંભળીએ તો ભાવ પામી જઈ શકાય ખરો. એમના પતિ ને મારા મિત્ર ડૉ. ચેસરો હિંદના બિનસત્તાવાર એલચી છે. ધંધે દાક્તર હોવા છતાં એ ખૂબ અચ્છા છબી પાડનાર છે. હિંદ પ્રત્યે એમને એટલું આકર્ષણ છે કે એ બે વાર પોતાના કિંમતી મૂવી-કેમેરા ને હજારો ફીટ રંગીન ફિલ્મનાં ગૂંચળાં લઈને આવી ગયા છે ને દેશની જીવંત છબી કચકડામાં મઢી પોતાની સાથે અમેરિકા પાછી લઈ ગયા છે. એ કચકડાં સાંધીને એમણે બે એક કલાક ચાલે એવી સુંદર જય હિંદ નામની સળંગસૂત્ર ફિલ્મ બનાવી છે. હિંદી કલા, સ્થાપત્ય, રાજકારણ, લોકો, આર્થિક પ્રશ્નો, ધાર્મિક ભાવના વગેરેને ખૂબ જ સહાનુભૂતિપૂર્વક ને તટસ્થભાવે રજૂ કરતી કોઈ અમેરિકને બનાવેલી ફિલ્મ મારા ઉપર સચોટ અસર કરી ગઈ હોય તો તે ડૉ. ચેસરોની

ફિંમ. આ માનવી ઉછરેલો માંસાહારી કુટુંબમાં પણ હિંદી સંસ્કૃતિનો ઉપાસક બન્યા પછી શાકાહારી બની ગયો છે. એ પોતે, એનાં પત્ની ને સાત બાળકો શાકાહારી છે ને છતા પોતાના ખોરાકમાંથી પૂરતું પોષણ મેળવે છે. શ્રીમતી ચેસરોએ બનાવેલું અમેરિકન શાકાહારી ખાણું ખાઈ ને અમે રખડવા નીકળી પડયા. ઘેર પાછા જવાનું મોડું થતું હતુ છતાં શીકાગોનું અત્યંત સુંદર ને ટૂંક સમયમાં ખૂબ જ પ્રસિદ્ધ થયેલું સુપરમારકેટ જોવાનો લોભ ખાળી શકયો નહી. રંગબેરંગી પ્રકાશ, પાણીના ફુવારા, ભાતભતના ફૂલ ને છોડ, સ્થાપત્યકલાની આદીઘૂંટીભર્યાં નમૂના જેવી જુદી જુદી દુકાનો અને એમા ઉમટતો માનવ મહેરામણ જોવાની મઝા કાંઈ ઓર હતી. ખરીદું ખૂબ ઓછું પણ દોઢ કલાક જોઈ ને એ સ્થળનો પૂરો કસ કાઢયો.

શીકાગોમા વૉરનીકીગૃહે મને ઉતારતી વેળાએ શ્રીમતી ચેસરોએ ઘેર જાતે બનાવેલાં બિસ્કીટનો પાંચ રતલી ડબ્બો ભેટ આપ્યો. મેં ઘણુ સમજાવ્યુ કે પ્લેનની મુસાફરીમાં આ ડબ્બો લઈ જવો મુશ્કેલ પડશે પરંતુ એમના આગ્રહ આગળ હું લાચાર હતો. રાત્રે ૧૧ વાગે વૉરનીકી દંપતી સાથે છેલ્લી વારનાં કૉફી–કેક આરોગવા બેઠો ને બિસ્કીટનો ડબ્બો એમને જ રાખી લેવા વિનતિ કરી શ્રીયુત વૉરનીકીની દાઢ જરા ગળી એટલે એમણે ખૂબ આભાર સાથે મારી વિનંતિ સ્વીકારી લીધી ને શ્રીમતીને ઉપદેશ આપ્યો કે એણે મરવાને જે થોડા વર્ષ બાકી રહ્યા છે એ દરમિયાન આવા સરસ બિસ્કીટ વારંવાર બનાવીને પતિના આત્માને શાંતિ આપવી જોઈએ.

રાત્રે ૧૨ા વાગે સૂતો ને સવારે ૫ વાગે તો શ્રીમતી વૉરનીકીએ બારણું ખખડાવ્યું કારણ કે ૭ વાગ્યાના પ્લેનમા મારે બફેલો ભણી ઊડવાનુ હતું ને ઘરથી એરપોર્ટ ૧૫ માઈલ દૂર હતુ ઝડપટ તૈયાર થઈ એ પ્રસન્ન દંપતી સાથે ઉતાવળે ચા–નાસ્તો પતાવ્યાં ને કાંઈક ગમગીન હૈયે પેટીઓ ઉપાડી કારમા ગોઠવી. વિદાય વેળાએ માજી બોલ્યા 'કોઈ હિંદી સાથે મારો આ પ્રથમ જ સંપર્ક છે, પરતુ હું સદાય તમારા દેશ વિષે સહાનુભૂતિ રહીશ' વિશેષ કાંઈ એ બોલે એ પહેલા તો ઠૂંઠવાતી ઠંડીમા રીસાયેલું એન્જીન ચાલુ થયું ને હળવેક રહીને મોટરે ગતિ પકડી



એચ. જી. વેલ્સ એક એવો પ્રખર લેખક હતો કે પેન કે પેન્સીલ વગર જાણે જ એનો હાથ ખાલી હોય. એના નિવાસસ્થાનના દરેક ઓરડામા સૂવા બેસવાના દરેક જગ્યાએ લખવાના કાગળો અને પેન-પેન્સીલ હમેશાં ગોઠવેલા જ રહેતા. 'બાથ-રૂમ' સુદ્ધાંમાં કાગળ પેન્સીલ મૂકી રાખવામાં આવતા! વેલ્સ ઘણીવાર આ અંગ ખુલાસો કરતા કહેતો—'ચોવીસે કલાક મને લખવાની પ્રેરણા રહ્યા કરે છે. ગમે તે સ્થળે અને ગમે તે કામ કરતા હું વિચારો ટપકાવી લઉં છું.'

ઊગતા યુવાન લેખકોને જોઈએ એટલું ઉત્તેજન મળતું નથી એવી કોઈએ ફરિયાદ કરતા એણે ઉગ્ર સ્વરે કહેલું—'ઉત્તેજન! જેને લખવાની આંતરપ્રેરણા જાગે છે એને ઉત્તેજનની જરૂરીઆત રહેતી નથી. આવા માણસને જો એણે લખેલા દરેક પુસ્તક માટે સજા કરવામાં આવે તો પણ દરેક વખતે એ જેલની કોટડીમા બેસીને પુસ્તક જ લખવાનો'

'ઊર્મિ–નવરચના' અંગે કોઈપણ જાતનો પત્રવ્યવહાર કરતી વખતે કે લવાજમ મોકલતી વખતે, વ્યવસ્થામાં સુગમતા પડે તે માટે, આપના રેપર ઉપર દર મહિને આવતો આપનો આ. નં. અને આપનું પૂરું સરનામું લખવું કયારેય ભૂલશો નહિ.





જયન્ત પરમાર

# મોડાસાની મૂલ્ય-માવજત

આ ઑક્ટોબરની આખરે ગુજરાતી સાહિત્ય પરિષદ તરફની. એક સેમીનાર—જ્ઞાનસત્ર મોડાસામાં યોજાયું. આ ટૂંકા લેખમાં જ્ઞાનસત્રને, એ ત્રણ દિવસના સાહિત્યમેળાને આવરી લેવાનો પ્રયત્ન દરેકને વાંચવો રુચશે જ...

ગુજરાતી સાહિત્ય પરિષદનાં આજ સુધીનાં સંમેલનો માટે શહેરો જ નક્કી થતાં. પણ આ વખતે સંમેલન ઉપરાંત એક નવો ચીલો શરૂ થયો. પરિષદના ઇતિહાસમાં પહેલી જ વાર જ્ઞાનસત્ર યોજાયું. અને તે માટે મોટું શહેર નહિ કે નાનું ગામડું પણ નહિ એવું, ગુજરાતને ખૂણે પડેલું સાબરકાંઠાનું મોડાસા પસંદ કરવામાં આવ્યું.

રેલ્વે વ્યવહારથી પણ અલગ પડી ગયેલું છેક છેવાડું મોડાસા જ્ઞાનસત્રના સ્વાગતપ્રમુખ રાયચંદભાઈના કહેવા મુજબ અમદાવાદ જિલ્લાના આંદામાનની દશા ભોગવે છે. પણ હવે તો આંદામાનના ટાપુઓ પણ ભારત સરકારે કારાવાસને બદલે વસવાટ યોગ્ય બનાવ્યા છે એટલે મોડાસાને આપેલી આ ઉપમા બરોબર ન ગણાય અને ભવિષ્ય એ ઉપમાને પણ બદલી દેશે.

દોઢસો માઈલની બસની મુસાફરી કરીને ત્રણેક કલાક પછી અમે મોડાસા પહોંચ્યા ત્યારે ૨૭મી ઑક્ટોબરની બપોર થઈ ચૂકી હતી. બસ સ્ટેન્ડની નજીકમાં જ આવેલી હાયસ્કૂલ અને કૉલેજના વિશાળ પટાંગણમાં જ્ઞાનસત્ર માટેની જગ્યા નક્કી કરેલી, ત્યાં જ હાયસ્કૂલના અને છાત્રાલયનાં મકાનોમાં ઉતારો આપવામાં આવ્યો હતો.

સો કરતાં પણ વધુ સાહિત્યરસિકોનું—સાહિત્યકારોનું આ નાનકડા ગામે આગમન પહેલવહેલું જ અનુભવ્યું. અને તે માટે ગુજરાતી સાહિત્ય પરિષદનું ઋણ મોડાસા ક્યારેય નહિ ભૂલે.

બપોરના સાડાત્રણ વાગ્યા પછી જ્ઞાનસત્રની શરૂઆત થવાની હતી એટલે ત્યાં પહોંચીને જમ્યા પછી વામકુક્ષી અને અરસપરસ મળવા હળવામાં અને ગપ્પાંગોષ્ઠિમાં ક્યાં વખત પસાર થઈ ગયો એ ખબર જ ન પડી.

'સરજાતા સાહિત્યમાં જીવનમૂલ્યોની માવજત' એ ચર્ચાનું જ્ઞાનસત્રમાં ઉદ્ઘાટન કરવા કાકાસાહેબે માંગલિક પ્રવચન કર્યું ત્યારે મોડાસા વિષે ઉલ્લેખ કરતાં જણાવેલું કે ગામનું નામ એવું છે એટલે જ અહીં મોડા અવાયું.

મોડાસા એવું રમણીય ગામ છે ટેકરાઓ અને રમ્ય પ્રદેશથી વીંટળાયેલું અને પાછું ઐતિહાસિક. ગામને પાદર આવેલી નદીનું નામ 'માઝમ' સાંભળીને તો એના વિષે અનેક વાતો વહેતી મુકાઈ. અને માઝમની મુલાકાત તો ભુલાય જ શાની? બીજે દિવસે સાંજે માઝમને કિનારે લટાર મારવા નીકળીને મનને સંતોષ્યું. કેટલાક કવિમિત્રો તો બીજે દિવસે બપોરના જ એ માઝમની મઝા માણવા નીકળી પડેલા અને 'માઝમ રાત'ને બદલે 'માઝમ મધ્યાહ્ન'નું કાવ્ય કરવા પણ કદાચ લાગી ગયા હશે!

જ્ઞાનસત્રની ચર્ચાનો વિષય લેખકોને, સાહિત્યકારોને, પ્રાધ્યાપકોને અને પૂરેપૂરો સાહિત્ય રસ ધરાવતા હોય તેવા જ લોકોને સ્પર્શતો હોવા છતાં મોડાસાના ઇતિહાસમાં આવો પ્રસંગ પહેલો જ હોઈને સારો એવો શ્રોતાવર્ગ જમા થયો હતો. કોઈ કે ટકોર પણ કરેલી કે વરસો પહેલાં અલ્લાઉદ્દીન ખીલજીએ ચડાઈ કરેલી એમ આજે આ સાહિત્યકારોએ આ મોડાસા ઉપર ચડાઈ કરી છે! અને એટલે જ ત્યાં પહોંચતાંવેંત 'જબ પ્યાર કિયા તો ડરના ક્યા' એ ફિલ્મી રૅકર્ડ સાંભળીને બધાને થઈ ગયેલું કે આપણે તે જ્ઞાનસત્રમાં આવ્યા છીએ કે કોઈ આજકલા જલસામાં?

'જ્ઞાનસત્ર'ની એ બે દિવસની કુલ ત્રણેય બેઠકોમાં જ્ઞાનનું ઊંડાણ બહુ ઓછા વક્તાઓમાંથી મળી આવ્યું. at random—એ ઘડીએ જે મનમાં ઊગ્યું, જે મોંમાંથી નીકળ્યું એ જ વધારે બોલાયું. ત્યારે મનમાં



૭

થયું કે ઠીક છે કે ગુજરાતમાં જ આ જ્ઞાનસત્ર યોજાયું છે; અને એથીય વધુ તો ગુજરાતના એક ખૂણામાં યોજાયું છે. જ્યા કોઈ આપણું, આપણા સાહિત્યનુ મૂલ્ય આંકનાર નથી. પ્રમુખ તરીકે કાકાસાહેબના કાન પણ બધિર છે. (ખૂબ જ ઓછું સાંભળે છે તેમ પ્રારંભમાં જ કાકાસાહેબ બોલેલા એટલે એ પાંત્રીસેક વક્તાઓનાં સંભાષણોમાંથી તેમણે કેટલુંક સાંભળ્યું છે એ શી રીતે કહી શકાય!) પણ ગુજરાત બહાર, કોઈક ઠેરેલ અભ્યાસુઓ અને સાહિત્યકારો વચ્ચે આપણું આ જ્ઞાનસત્ર યોજાયું હોત તો ભારે ઠેકડી અનુભવવી પડત એવું તેની યોજક તરીકે સાહિત્ય પરિષદ ભલે કદાચ ન માને. પણ 'ફાવ્યું તે કર્યું' વાળી વાત કહેવાની રીત આપણા સાહિત્યના ભાવિને ઉજમાળવાની નથી જ.

આ ચર્ચા માટે નક્કી કરેલા અઢાર મુદ્દાઓમાંથી અભ્યાસપૂર્વકની ચર્ચા કરનારાઓમાં ચર્ચાનો પ્રારંભ કરનાર શ્રી અનંતરાય રાવળને તો મોખરે મૂકી શકાય. તદુપરાંત ચર્ચાના તંતુને પકડીને તેને મજબૂત બનાવનારા શ્રી અનિરુદ્ધ બ્રહ્મભટ્ટ, શ્રી જ્યંતિ દલાલ, શ્રી ગુલાબદાસ બ્રોકર, શ્રી યશવંત શુક્લ, શ્રી સુરેશ જોષી, શ્રી ઉમાશંકર જોશી, શ્રી ચંદ્રકાન્ત મહેતા અને શ્રી કે. કા. શાસ્ત્રીને ગણાવી શકાય. અને પૂ. રવિશંકર મહારાજે ભલે ચર્ચામાં ભાગ ન લીધો હોય પણ પહેલે દિવસે રાત્રે જાહેરસભામાંનું તેમનું વક્તવ્ય ખરેખર બધાને માટે મનનીય હતું: 'જીવનના મૂલ્યો આંકવાનાં ન હોય, એ મૂલ્યોની પોતાને ખબર ન પડે છતાં તે પ્રમાણે જીવે. અને એમ જીવતાં જીવતાં પોતાના જીવન માટે સંતોષ થાય, આનંદ થાય ત્યારે સાચું જીવન જીવ્યું ગણાય.'

જ્ઞાનસત્રની બન્ને દિવસની બેઠકમાં અને ત્રીજા દિવસેના શામળાજીના પર્યટનમાં પૂ. મહારાજ હાજર રહેલા એ આ જ્ઞાનસત્રનું ગૌરવ ગણાય. બીજે દિવસે સવારની બેઠક પછી કાકાસાહેબ ગાંધીધામમાં સિંધી સાહિત્ય પરિષદનું ઉદ્‌ઘાટન કરવા ચાલ્યા ગયેલા. બીજે દિવસે સાંજે જ્ઞાનસત્રનું સમાપન-પ્રવચન પૂ. મહારાજે કર્યું. રાત્રે કવિ સમેલન યોજાયું. બાર વાગ્યા સુધી ચાલેલા એ કવિસમેલનમાં ઠીક સંખ્યા છેવટ સુધી હાજર રહેલી. જો કે કવિસંમેલનને સફળ બનાવવામાં બહુ જ ઓછા કવિઓ કામિયાબ નીવડયા હતા. એ જ્ઞાનસત્રના કવિસંમેલન નીમિત્તે યોજાયેલી એક પણ નવી રચના વિનાના આપણા જાણીતા અને અજાણ્યા કવિઓ જૂની કાવ્યમુડી ઉપર જ રાચવા લાગી ગયા હતા!

ત્રીજા દિવસની સવારમાં મોડાસાથી શામળાજી જવાનો ઉત્સાહ દરેકમાં ઠીક ઠીક વરતાતો હતો. તેમાંય 'મળેલા જીવ'ના લેખક શ્રી પન્નાલાલ પટેલ પણ સાથે હતા એટલે જીવી ને કાનજીવાળું શામળાજી અને પન્નાભાઈનું શામળાજી એ જ વધુ આગળ પડતું વાતવસ્તુ હતું.

એકાદ અઠવાડિયા પછી જ કાર્તિકી પૂર્ણિમાનો ગુજરાતનો જાણીતો શામળાજીનો મેળો ભરાવાનો હતો એટલે એ માટે હાટડીઓ માંડનારાઓની વણઝાર રસ્તામાં દેખાતી હતી. હવે તો મોડાસાથી શામળાજીની પાકી સડક થઈ છે એટલે બસ કે મોટરની આસાનીથી સફર કરી શકાય છે. વરસોથી વાતાવરણની અસરથી જીર્ણ થયેલું શામળાજીના મંદિરનું શિલ્પ હજીય એની આગવી કળા રજૂ કરે છે. પણ એ મંદિરની યોગ્ય સાચવણી થવી જોઈએ તે નથી થઈ કે હજુય નથી થતી એ જાણીને ખરેખર દુઃખ થાય છે. આટલા મોટા મહત્ત્વવાળા એ પ્રદેશના એ સ્થળ પ્રત્યે આવી બેદરકારી ક્યાં સુધી? તેનો શિલ્પની અનુકૃતિ પણ આજે થઈ શકે તેમ નથી. પથ્થરની એ કવિત્વભરી કળાને 'આમ જ કાળની ચક્કીમા પીસાવાનું? શામળાજીના મંદિર પાસે ખંડેરમાં રૂદ્રમાળ જેવી પથ્થરમા કોતરેલી દરવાજાની એક કમાન જર્જરિત દશા ભોગવી રહી છે. અને ત્યાંથી થોડે જ દૂર ખોદકામમાંથી મળી આવેલો એક બૌદ્ધ વિહાર છે. અજંટા-ઈલોરાનાં પહાડના પથ્થરોમાંથી



કંડારેલા બૌદ્ધ વિહારો કરતાં જુદી જ હવા ઊભી કરતો આ વિહાર માટીની પકવેલી ઈંટોનો છે. અને તે ઈંટોય કેવડી મોટી? કેટલા બધા આકાર-પ્રકારવાળી માટીની કોતરણીને પકવીને ઇટસ્વરૂપ આપેલું છે! પુરાતત્ત્વખાતું ત્યાંથી થોડીક મૂર્તિઓ અને આવી કળાયુક્ત પાકી માટી-ઈંટો અભ્યાસ માટે, વિશેષ તો સંગ્રહસ્થાન માટે લઈ ગયું છે એમ એ પ્રદેશના વતની શ્રી રમણલાલ સોનીએ કહ્યું ત્યારે, અને જ્યારે તેમની પાસેથી એ સાંભળ્યું કે આ સ્તુપ પણ ત્યાં બાંધવામાં 'આવતા 'વિશાળ બંધમાં ડૂબી જવાનો છે ત્યારે વધુ દુઃખ થયું.

શામળાજીથી પાછા ફરતાં સર્વોદય આશ્રમમાં થોડી વારનો બધા સાહિત્યકારો માટે કાર્યક્રમ યોજાયો હતો. મોડાસામાં બાકી રહેલો બધાંનો પરિચયવિધિ પણ ત્યાં થયો. ત્યારે પૂ. મહારાજે એમની વેદના વાણીમાં રજૂ કરી કે આદિવાસીઓને રહેવાનાં ઝૂંપડાંઓ અને થોડાંક નાનાં ગામડાંઓ આ બંધ ભરખી જવાનો. એ બંધના યોજકો આ આદિવાસીઓના પુનર્વસવાટનું તો કોણ જાણે બંધ પૂરો બંધાઈ રહ્યા પછીય વિચારશે કે કેમ?

સર્વોદય આશ્રમની એ ટૂંકી મુલાકાત લંબાવાથી મોડાસા પહોંચતા ઠીક મોડું થયું. મોડાસાના એ ત્રણ દિવસના ભરચક્ક દિવસો ભૂલી શકાય તેમ નથી. ચર્ચાનો વિષય ગમી જાય તેવો હતો. ક્યારેક આડે પાટે ચડી જતી ચર્ચામાં કે કોઈ વક્તાના લંબાણભર્યા વક્તવ્યથી કંટાળી જવાતું તો ક્યારેક એક વક્તાને સાંભળવાનો મોહ કેટલીયવાર સુધી ઊભા રહીને પણ જતો નહોતો કરી શકાતો! દૂર દૂરથી પણ ગુજરાતને ખૂણે યોજાયેલા આ જ્ઞાનસત્રમાં હાજર રહેવા આવેલા સાહિત્યરસિકો માટે માનની લાગણી થાય એ સ્વાભાવિક છે. અને પહેલી જ વાર યોજેલું જ્ઞાનસત્ર આવું સફળ નીવડ્યું એ સાહિત્યપરિષદ માટે પણ બીજા સાહસ માટે વધુ નક્કર વિચારણા કરતું પગલું ગણાશે. આવતા અધિવેશનમાં હવે પછીના જ્ઞાનસત્ર માટે આવો જ ગુજરાતનો બીજો ખૂણો ભલે નક્કી થાય. પણ સાથે સાથે તેના યોજકો એ પણ વિચારે કે ચર્ચાના વિષયમાં પણ એ સ્થળને આકર્ષક નીવડે એવું તત્ત્વ ઉમેરાય. અને ચર્ચામાં ભાગ લેનારાં પણ એટલું નક્કી કરે કે એમને સાંભળનારા એકલા લેખકો, સાહિત્યકારો કે પ્રાધ્યાપકો જ નથી. ગાંધીજીના શબ્દોને યાદ કરીએ તો કોસ હાંકનાર પણ સમજી શકે એવી સાદી સીધી ભાષા સાહિત્યનું વહન રહેવી જોઈએ. તો જ ગ્રામજનતા સુધી પહોંચી સાહિત્યની ઉમેદ સંતોષાશે. અને ત્યારે જ ગુજરાતી સાહિત્ય પરિષદ તરફથી યોજવાતું નક્કી થયેલું આવું જ્ઞાનસત્ર સાચા અર્થમાં જ્ઞાનનું સત્ર બની રહેશે. એ સત્ર પછી બે દિવસમાં કે ત્રણ બેઠકોમાં પૂરું નહિ થતું હોય તો ય કોઈને કંટાળાજનક નહિ નીવડે.



[ સમયનાં ક્ષીર-નીર—૧૩મા પાનાથી ચાલુ ]

ભેગા મળી ઊજવે છે, પણ દેશના નવજુવાનોને એમાંથી પ્રેરણા મળતી બંધ થઈ છે—એટલું જ મોટું દુઃખ છે. ચૂંટણીઓ ઉપર નજર ઠેરવવાથી જે સમાધાનો કરતાં રહેવાં પડે છે, ને જેને લીધે એક પીઢ સંસ્થાનો પ્રભાવ ઝંખવાય છે, તેનું જ દુઃખ છે.

કોંગ્રેસની બે પાંખ, એક ધારાસભામાં કામ કરે ને બીજી લોકસંપર્ક જાળવે. આ બીજી પાંખ પાસે કામ નથી. જે છે તે દખલગીરીનું સ્વરૂપ લેતું જાય છે. જ્યારે ફાળો દીધાથી પોતાનું મૂલ્ય જાળવી શકાતું હોય ત્યારે એનું અસ્તિત્વ જ નિરર્થક ઠરે છે. અને લોકસંપર્કની પાંખ એવી સ્થિતિમાં આવી ગઈ છે. ચૂંટણીઓ જીતવા ખાતર આ પાંખ બેસુમાર ભાંજગડો કરે છે. કાં તો ધારાસભાની પાંખે અમુક કાળે ફેરબદલી કરવી જોઈએ અથવા તો બીજી પાંખને હવે રૂખસદ દેવી જોઈએ.



પીતાંબર પટેલ

# ગામડાના ગરબા

ગરબા એ તો ગુજરાતનુ વિશિષ્ટ અંગ છે ગુજરાતનુ લોકજીવન અને સમગ્ર ગુજરાતનુ દર્શન આપણા ગરબાઓમા પ્રતિબિંબિત થાય છે ગરબા એ ગ્રામ્ય જીવનનુ સાચુ પ્રતીક છે એ વિષે આપણા જાણીતા સાહિત્યકાર આ નાના લેખમા સાચુ દર્શન કરાવે છે

ઘણા પ્રસંગે માદરે વતન જવાનુ થાય છે પણ નવરાત્રીના ગરબા તો ઘણા વર્ષે જોયા હા બાળપણમા જોયા હશે તે જ પણ આ નવરાત્રીમા વતનમા જવાનુ થયુ આઠમની રાત હતી રાતના સાડા દસના સુમારે ગામમાં પ્રવેશ કર્યો ત્યારે ગામના ચોકમા ગરબા ઘૂમતા હતા

તેજે મઢ્યા ગરબા વર્તુળાકારે ઘૂમે ને પાછા ગોળ ગોળ ઘૂમે, દૂરથી ખાલી તેજની ભાત દેખાય, ગરબે ઘૂમનારાઓ ન દેખાય ગામની ભાગોળે પગ થંભી ગયા આંખ સ્થિર થઈને એ તેજનીતરતા, ભાતીગળ ઘૂમતા જોઈ રહી એક નહિ બે નહિ, પણ ચાલીસ પચાસ ગરબા તાનબદ્ધ ઘૂમે જતા હતા સ્ત્રીઓ ઉમંગથી ગરબો ગાતી જાય અને પગનો, શરીરનો અને હાથનો તાન આપતી ઘૂમતી જાય પોતે ઘૂમે અને માથાની ડોક એવી રીતે ઘુમાવે કે ઉપરનો ગરબો ઘૂમી રહે આવુ અપૂર્વ દૃશ્ય ત્યા સર્જાઈ રહ્યુ હતુ

શહેર માટે તો આવા ગરબા એ દૃશ્યનો નહિ પણ કેવળ વર્ણનનો વિષય બની ગયો છે ઉત્તર ગુજરાતમા ગામે ગામ નવરાત્રીમા ને ખાસ કરીને આઠમના દિવસે તો ઠેરઠેર આ રીતે ગરબા ઘૂમે છે ત્યારે ગામડાની સ્ત્રીઓનો મુક્ત હલકદાર કંઠ દૂર સુદૂર, ગામની સીમ વીંધીને ચોમેર ઊડી રહે છે જાણે આખો વનવગડોયે ગરબો સાંભળી રહે છે ઝીલી રહે છે

સ્વ નરસિંહરાવ દિવેટીઆ ગરબાની વ્યુત્પત્તિ ગર્ભદીપ પરથી કરતા એ સાચા હશે તે કોઈક જાણે જ ગરબો જોઈને દિવસે કુંભારને ત્યા જઈ કાચી માટીનો રંગીલો ગરબો લઈ આવે બહેનનો વીરો ઓડીનો વર ગરબો ઓરે કોઈ ગરબામા ફૂલડા કડારે, કોઈ મલકતા તારા કાઢે તો કોઈ વળી હસનાની કતાર ઊભી કરે હેત અને ઉલ્લાસથી કડારેલા આ ગરબા દીવડાનુ તેજ પ્રગટતા એવી તો ભાતીગળ આકૃતિઓ સર્જાવે કે સૌ મીટ માંડીને તાકી રહીએ માથે પાણીનુ બેડુ ઉપાડીને મલકતી જતી પનીઆરી માટે આ ખાની ગરબો તો ફેરો ફૂલ લાગે ઘૂમતાયે ન ફાવે એટલા માટે તો કેટલીક સ્ત્રીઓ ગરબામા અનાજ ભરે અને ગરબાને સમતોલ બનાવે પછી રંગભર્યો ગરબો ચોકમા આવે આખા ગામની ઠઠ જામે રાત જામતી જાય એમ ગરબોયે જામતો જાય ન તો ગાનાર થાકે ન તો ઝીલનાર થાકે કેટલીક કોડીની નવવધૂઓ તે માગીને પણ ગરબો લઈ ઘૂમે ચોકમા આનંદ મહેકી રહે ઉલ્લાસ ઊછળી રહે અને તાન અને સૂર મહોરાઈ રહે જોયા જ કરીએ, ભાતભાતના એક એકથી અદકી અદકી આકૃતિવાળા તેજનીતરતા ગરબા જોતા ધરાઈએ જ નહિ કોઈ ઊઠવાનુ નામ ન લે કોઈ ગરબામાથી બહાર નીકળવાની ઈશારત ન કરે એવો રંગ ઊછળે છે એ નવરાત્રીના ગરબામા

તમે જુઓ કે ન જુઓ, અમે તો બસ ઉલટથી ગરબો ગાઈશુ વર્ષ સુધી હૈયુ ગુંજી રહે એટના ધરાઈને ગરબા ગાઈશુ ને ચારચાર કલાક સુધી માથે ગરબો લઈને ઘૂમતી સ્ત્રીઓને થાક લાગતો નથી તેમનો કંઠ દરડાતો નથી તેમનો વેગ ઘટતો નથી એને એવી સ્ફૂર્તિથી લળી લળીને ઉમંગથી ગાઈ રહે છે, પેલો ગરબોયે આકાશના ચંદ્ર સામે જોતો મલકાતો ઘૂમી રહે છે

આ તેજેમઢ્યા ગરબા દૂરથી જોતા રમણીયતાની અનેરી છાપ ઊભી કરે છે ત્યારે એમ જ લાગે કે અવકાશમા અદ્ધર અદ્ધર ગરબા ઘૂમી રહ્યા છે જાણે ધરતીમાથી ગીત ફૂટી નીકળે છે અને તેના તાને અને લયમા ગરબા ઘૂમ્યે જાય છે તેજેમઢ્યો ગરબો ગોળ ગોળ ઘૂમતો વર્તુલાકારે ફરે છે ત્યારે તેજનુ વર્તુલ સર્જાય છે ત્યારે એ ના ગરબા જ દેખાય



કલું લયમાધુર્ય જ સંભળાય. જાણે કલ્પનાની આસ-ની રંગભરી દુનિયાનું દૃશ્ય જોઈ રહ્યા છીએ. એવો પૂર્વ રસાનુભવ હતો. બસ જોયા જ કરો...આંખ ને અંતર ભરીને જોયા કરો.

નજીક આવો ત્યારે આપણને હંસલા દોડાદોડ કરતા ાય. ફૂલડાં હસતાં દેખાય. તારલિયા મલકાતા દેખાય. ાં કિલ્લોલતાં તાલી લેતાં ઘૂમતાં દેખાય. ભાગ્યે જ વા મળે એવો આ રસોત્સવ ત્યાં ઉજવાતો હતો. મતી શારદાબહેન મહેતા જેવાં જે ગરબાની હિમા-ાં કરે છે તે આ ગરબો. તેમાં પ્રદર્શનવૃત્તિ નથી. ચણવેડા નથી. આછકલાઈ નથી...નર્યું સાદગીનું ા-સૌંદર્ય તેમાં પ્રગટી રહે છે; ચાંદલિયાની પેઠે ાશી રહે છે. ચાંદો ઊગે ત્યારથી ગરબા શરૂ થાય આઠમનો, ચાંદો આથમે ત્યાં સુધી ગરબો ઘૂમતો ો. એ લહેરાતો મુક્તકંઠ સાંભળવો એય લહાવો છે. ારતની, ગુજરાતીઓની સ્ત્રીઓની ચાલમાં એક પ્રકા-ાનું લાવણ્ય (ગ્રેસ) છે. આ લાવણ્ય આવે છે માથે ડું લઈને ચાલવામાં. પનીઆરીઓ બેડું ઉપાડીને ાલી આવતી હોય ત્યારે તેમની ચાલ જોવા જેવી ાય છે. સ્થિર સાગરમાં કોઈ વહાણ મલપતું આવતું ાય એવી એ મલપતી ચાલ દેખાશે. એથી તો લોક-વેએ ગાયું છે ને!

છલકાતું આવે બેડલું,
મલપંતી આવે નાર રે
મારી સાહેલીનું બેડલું.

આ મલપંતી ચાલ એ ગુજરાતણની વિશિષ્ટ ચાલ છે. પણ હવે શહેરમાં તો માથે કોઈ ઓઢતું જ નથી - ત્યાં બેડું તો મૂકે જ ક્યાંથી? નળ આવતાં આ 'છલકાતું આવે બેડલું' જોવા નહિ મળે. પરિણામે આ મલપંતી ચાલ કદાચ ભૂતકાળનું સંભારણું બની રહેશે. પણ જેને ગરબામાં, ગુજરાતના સંસ્કારધનમાં, ગુજરા-તણની કલામાં રસ છે તેમણે આ તેજનીતરતા ગરબા જોવા જોઈએ. માથે ગરબો ન હોય તેવા ગરબા તો ઘણા જોયા. પણ જેના પરથી ગરબો નામ મળેલું છે તે માથે ગરબો લઈને ઘૂમતી ગામડાની ગોરીઓના ગરબા જુઓ. ક્યારેક એવા ગરબાને રેડિયોના કાર્ય-ક્રમમાં શહેરના ચોકમાં રમતો કરો.

આ ગરબા મોટે ભાગે માતાજીના પરંપરાના ગરબા હતા. હવે ગામડામાં શિક્ષણ પ્રસરી રહ્યું છે. બહેનો પણ ભણે છે. તેમણે નવા સાહિત્યિક કક્ષાના સારા ગરબા લઈ જવા જોઈએ. આપણા કવિઓએ આ જૂના લયમાં, જૂના ઢાળમાં નવા ગરબા લખી આપવા જોઈએ એ માટે પણ કવિઓએ, લેખકોએ નવરાત્રીમાં ગામડે જઈ ગરબા સાંભળવા જોઈએ. જોવા જોઈએ. ગામની આ અસલિયત જળવાતી જોઈ અંતર હર-ખાયું. જાણે એમ થયું હાશ, ઘણા વર્ષે ધરાઈને ગરબો જોયો. દિલ ભરીને ગરબા સાંભળ્યા. આજે પણ એ તેજમઢ્યા ગરબા આંખ સામે મલકતા, હસતા, કિલ્લોલતા ઘૂમી રહ્યા છે. એ એક વિશિષ્ટ રસાનુભવ હતો. આ લુપ્ત થતી જતી પરંપરા જાળવવા ગુજરાત કંઈ કરશે ખરું?



રાસબિહારી ઘોષ જ્યારે વકીલાત કરતા હતા ત્યારે એમના સંબંધમાં એક બાબત ખૂબ જાણીતી અને તે એ કે પોતે કાનૂની મુદ્દાઓ એટલાં બધા ટાંકતા કે જજ સાંભળી સાંભળીને કંટાળી જતો. એક દિવસ એક કેસમાં રાસબિહારી બાબુએ જજ દલીલો સાંભળીને કંટાળી ગયા ત્યારે એમણે ઉદાસીનતા બતાવવા માંડી. રાસબિહારીને આ વાત ખટકી. એમણે જજને સંબોધીને કહ્યું, 'આપ નામદાર મારી દલીલો સાંભળી રહ્યા છો ને?' જજે ઉપેક્ષાવૃત્તિથી જવાબ આપ્યો 'હા, સાંભળી રહ્યો છું. પણ તમારી દલીલો આ કાને આવે છે અને બીજા કાને નીકળી જાય છે.' ક્ષણભર તો રાસબિહારી સ્તબ્ધ થઈ ગયા. પણ પછી તરત જ સ્વસ્થ થઈને કહ્યું, 'આપ નામદાર બરાબર કહો છો કારણ કે વચમાં કંઈ છે જ નહિ.'

નાનુભાઈ દવે

# રમત, ભૂલ, એકરાર.....

દાક્તરી જીવનમા થતા અનુભવો જાણવા મળતા અનેકવિધ કિસ્સાઓમાનો આ કિસ્સો એક દાક્તરના સ્વકથન ઉપરથી લેખકે વાર્તામા ગૂંથ્યો છે એટલે આ વાર્તાની પાછળ રહેલી સચ્ચાઈ નક્કરતાનોય વાચકોને ખ્યાલ રહેશે જ

સુમિત્રાને ચોથુ બાળક અવતર્યું ત્યારે કોઈએ એનો હરખ ના કર્યો એની પહેલા ત્રણ બાળક હતા તે રૂપાળા હતા હજુ નાના ભુલકા જેવા જ હતા એમા ચોથુ ઉમેરાયુ તે જાણે ભીડવાળા ડબ્બામા નવા ઉતારુને ના છૂટકે લેવો પડે એવુ લાગ્યુ એમા સુમિત્રાને ત્યારથી તાવ શરૂ થયો

તાવ તો બે વર્ષથી પાછળ પડ્યો હતો ક્ષયનો તાવ નક્કી થયો ત્યારે એના વરે પચગનીમા મકાન લીધુ અને સુમિત્રાને તેમ જ બાળકોને લઈ ત્યા ગયો ધીરે ધીરે સુમિત્રાની તબિયત સુધરતી જણાઈ જવાહિર, હવાફેર અને આરામ મળ્યા એને એના મો ઉપર લાલાશ આવી સવાર–સાજ હરવા–ફરવાની દાક્તરી સલાહ હોવાથી જયત એની સાથે નીકળતો રમુજી ટુચકાઓ કહી સુમિત્રાને ખૂબ હસાવતો, ને એમ માદગી સામે લડવાનુ બળ આપતો

એકવાર બન્ને અહલ્યાબાઈએ બધાવેલા તપનેશ્વર મહાદેવ પહોચ્યા ગૌમુખમાથી વહેતુ પાણી કુડમા ઝીલાતુ હતુ એના પગથિયાની હાર ઉપર સુમિત્રાને સ્ફૂર્તિથી ચડતા ઊતરતા જોઈ જયતને થયુ કે રોગ તો ગયો પણ મદિર આગળની આબા ફણસની ઘટામા થાકથી સુમિત્રા બેસી પડી ત્યારે ભય પામી એ દોડતો નજદીક ગયો જોયુ તો પત્ની હાફતી હતી, કપાળ ગરમ થયુ હતુ

'જોયુ ને, આપણે સમજીએ તોયે કેવી બેવકૂફી કરીએ છીએ? આટલે દૂર આવી ગયા હવે ના મળે વાહન કે ના મળે રસ્તે વિસામો પણ હરકત નહિ બે મિનિટમા હુ આવ્યો' એમ કહી એ મદિરની પાછલી બાજુએ આવેલા કૂપ તરફ ગયો ત્યાથી કાથીની ચાર પાઈ ને ગોદડી લઈ આવ્યો ઠંડુ પાણી પાયુ દૂધ ના મળ્યુ, પણ દહી શોધી કાઢ્યુ

એને ધાધલ કરતો જોઈ સુમિત્રા હસી પડી

'શાથી હસે છે, સુમિ?'

'હુ એકલી હસુ છુ! જુઓ ને, ગામના સ્ત્રી–માણસો પણ ઊભા ઊભા હસે છે તે નથી જોતા?'

'પણ હસવાનુ શુ છે?'

'કેમ વળી! પુરુષની ચાકરી સ્ત્રી કરે અને તમે તો—!' સુમિત્રા ફરી હસી

થોડા દિવસ સ્ત્રી બાળકોને મૂકી જયત પોતાના કામકાજ સભાળવા પાછો ફરતો પણ એનુ મન પચગનીની ખીણો ને ઊચા શિખરો વચ્ચે ફરતી સુમિત્રાને જોઈ રહેતુ મહિનોય પૂરો ના વીતે ત્યા એ પાછો પત્ની કને પહોચી જતો વજનનુ કાર્ડ તપાસી જતો તાવનો ચાર્ટ ધ્યાનથી વાચતો દાક્તર પાસે શરીર તપાસાવી હકીકત પૂછતો અને વળી પાછુ પતિ–પત્નીને લાગતુ કે ક્ષયને મારી હાકી કાઢ્યો ખરે

'સુમિ, આજે આપણે બધા વાઈ જઈએ નાસ્તો બાધી લઈશુ ને સાજે પાછા ફરીશુ પાર્વતીમા પણ સાથે ભલે આવે' જયતે શુ તે સુમિત્રા સ્વીકારી લેતી મહિને ઘર પાછો આવે વળી પંદર દહાડે જતો રહે—એને કેમ નારાજ કરાય! અને વાઈ તો મોટરમા બેસીને જવાનુ હતુ પછી શી હરકત હતી?

કૃષ્ણાના ખળખળ વહેતા પાણી જોઈ બાળકો ખુશ થઈ ગયા એમને લઈને પાર્વતી નવડાવવા ગઈ વરનડુ તટ ઉપર આવેલા મદિરો તરફ વળ્યા

'અહી સસ્કૃતના પડિતો રહેતા, વિનોબા પણ રહેલા' જયતે વાત કાઢી

'આ ગણેશની વિશાળ મૂર્તિ તો જો! કાણે—'

'જોઓ પાછા દેવની મશ્કરી ના કરશો તમારી ઉપમાઓમાથી ડખ કાઢો તો આ બિચારા ભાઈ

...ને વાગશે.'

...મે હસતાં રમતાં એક ઘાટ પરથી બીજા ઘાટ ઉપર જતાં, ...દીના પૂલ પરથી જતાં માણસો વાહનો પશુઓને ...તાં, શિખર ઉપર શિખરની ધજાઓ ફરકતી નિહાળતાં ...નેએ આનંદ કર્યો. ગામની કુલવધૂઓ નદીમાં નહાઈને ...રાયથી ભીનાં વસ્ત્રો બદલતી હતી, ગાગર ભરીને ...જતી સખીને મોટા અવાજે થોભવા કહેતી હતી. ત્યાં ...ક પુરોહિત એમના તરફ આવ્યો.

ચાલો સ્નાન કરાવું,' એણે મીઠાશથી પણ આગ્ર...ભર્યા અવાજે કહ્યું. જયંતે સુમિત્રા તરફ જોયું. ને ...મમચીને—મત પાછું વાળતો હોય એમ એણે ના ...પાડી, પણ પુરોહિત એમ શેના છોડે! એમણે તીર્થનું ...હાત્મ્ય શરૂ કર્યું, દિવસ ને ચોઘડિયું મંગળ જણાવ્યાં ...ને સજોડે નહાવાનું પુણ્ય દર્શાવ્યું.

...ફરી ક્યાંથી આવવાનાં છો! એમ કહોને ભગવાને ...મને અહીં સાથે મોકલી આપ્યાં ને સ્નાન કરી ...વિત્ર થવા માટે જ.'

...પછી વિશેષ આગ્રહની જરૂર ના રહી. મંત્રોચ્ચાર ...રાવી બંને નદીનાં વહેતા નીરમાં પાવન થયાં. પુરો...હિતને દક્ષિણા મળી એટલે એ વિદાય થયા. એમની ...છળ બહાર નીકળતી સુમિત્રાને જયંત પાછો નદીમાં ...ચી ગયો.

પણ કેટલી વાર!'

પહેલું સ્નાન તો ધર્મનું કર્યું. હવે બીજું સ્નાન—'

...ળી બીજું શેનું?'

...જયંતે એનો જવાબ શબ્દોમાં આપવા કરતાં ...મિત્રાને પાસે ખેંચી કેડ સુધીના પાણીમાં લઈ ગયો. ...ણીની છાલકો ઉડાડી. ડૂબકીઓ મારી એના પગ ...ડી લીધા. તળિયેથી ગોળ કાંકરા ઉપાડી લાવી ...ાંથી કોઈ રંગીન પથ્થર પત્નીને આપ્યા. ને એમ ...જ માથે આવી ગયો.

...પંચગની પાછાં ફર્યાં ત્યારે વળી સુમિત્રાને તાવ ...યો. રાતમાં આઠ વખત ઊઠીને જયંત એની પાસે ...ગયો. ઊંઘતી પત્નીને જગાડી પાણી પાયું, જાગતી પત્નીના કપાળે હાથ રાખી બેસી રહો. ને સવારે પાછા દાક્તર! એમ ને એમ દોઢ વર્ષ નીકળી ગયું. આ વખતે બે મહિનાના લાંબા ગાળે જયંત પંચગની ગયો ત્યારે સુમિત્રાએ એને વાત કરી:

'હવે પાછા ક્યારે જવું છે?'

'હજુ કાલે તો આવ્યો!'

'એમ નહિ. આપણે બધાંય હવે પંચગનીથી પાછા ક્યારે જઈશું? હું તો મારી વાત કરું છું.'

'કેમ તને કંટાળો આવ્યો, સુમિ? એમ હોય તો હું અહીં જ રહી પડું.'

'એમ રહો હોત તો સારું જ હતું ને. આ તો પાંચ દિવસ થાય એટલે તમને વિયોગની વેદના ઊપડે, ને એમાં નહીં કરવાનું કરી બેસો. એથી રહું તો—'

'કેમ, છે કશું?'

'હાસ્તો વળી!' કહી સુમિત્રા ખસી ગઈ.

એની સુવાવડ આવે તે પહેલાં બધાં ગામ આવી ગયાં. એ પછી સુમિત્રાને કદી તાવ નથી ને કશો થાક નથી. કેટલાકને એમ લાગ્યું કે ક્ષયની બીકે ત્યાંનો દાક્તર પંચગનીમાં જ કેદ કરી રાખત. સારું થયું તે પાછાં આવી ગયાં.

પણ જયંતને એના દાક્તરે ચેતવ્યો હતો. 'સુવાવડમાં તો ઈશ્વર બીજા જીવની રક્ષા કરે, એટલે વધારે બળ મૂકે ને રોગ દબાઈ જાય. પણ પ્રસવ થઈ ગયો એટલે અશક્તિ આવે ને કદાચ દરદ હુમલો પણ કરે. તમે ચેતતા રહેજો.'

દાક્તરો બિચારા સમજાવી ફુલાવીને વાત કરે. પણ એમની શિખામણ ઝાંપા સુધીયે પહોંચતી નથી. નવા બાળક કાજે ઝબલાં મોજાંની તૈયારી કરતી સુમિત્રાને જોઈ અને દાક્તરની ચેતવણી એ ભૂલી ગયો. એને થયું સુવાવડ પછી તો નવું લોહી ચઢશે. ને હવે દરદ રહ્યું છે જ ક્યાં!

પૂરા મહિને સુમિત્રાને બેબી આવી, બંનેએ એનું નામ પાડ્યું પંચગની. ત્રણ પુત્રો પછી એક દીકરી આવી એટલે લાડકી થઈ રહી. એને જોઈ બંને જગ્

દોઢ વર્ષના કેટલાય સુખદ સભારણાના પડ પછી પડ ઉખેળી મીઠાશ ચાખતા પ્રસૂતિગૃહની વિદાય વખતે ત્યાના દાક્તરે બન્નેને પોતાના રૂમમા તેડ્યા ને કોફીના પ્યાલા મગાવ્યા

'એક વાત કહુ, જયંતભાઈ?' દાક્તરે શરૂઆત કરી 'મારુ માનો તો હવે પાકી ખાતરી કરી લેવી સારી અને ઓપરેશન વિનાની ખાતરીમા હુ માનતો નથી '

'વાત તો બરોબર છે ક્યારે કરાવવુ ? '

'તમે કહો તો હમણા ઓપરેશન કરાવીને જ ઘેર જાવ એ વધારે સારુ હુ તો પહેલેથી કહેવાનો હતો, પણ ટી બીના કેસમા બે કામ ભેગા કરવા ઠીક નહિ એટલે આટલો વખત જવા દીધો પણ હવે—'

જયતે સુમિત્રા તરફ જોયુ એ શરમાઈને આડુ જોઈ રહી દાક્તરે પણ ચકર ચકર ફરતા છતના પખા તરફ જોઈ બન્નેને સમય આપ્યો કોઈ જ ના બોલ્યુ, કૉફી પણ પીવાઈ ગઈ છેવટે જયતને જવાબ દેવાનો હતો એટલે એણે કહ્યુ

આજે તો દાક્તર, રજા આપો તો ઠીક એનુ શરીર સેજ વળે પછી તમને મળીએ એણે કેટલાક દિવસ અહી રહેવુ પડશે ? '

'ચારેક દિવસ લાગે પણ પછી જોખમ તો નહિ ને !

'તમારી વાત બરોબર છે એટલુ કામ પતાવી લઈશુ ત્યારે હવે રજા છે ?'

'એક વાર ફરી કહુ આવ્યા છો ત્યારે ભેગા થઈને પતાવીને જ જાવ ને' મનમા એ હસતા હતા ને એનો ભાવ બન્ને જણ સમજતા હતા 'તમને થતુ હશે કે દાક્તર લોભી છે ને હાથમા આવેલ દરદીને છટકવા નથી દેતો પણ આ બાબતમા જ એવો છે—'

અને તોયે ફરી વહેલા આવવાનુ જણાવી બન્ને જણ ગાડીમા બેઠા જયતે પચગની હાથમા લીધી ગાડી ચાલી ત્યારે એણે પત્નીનુ મો પોતા તરફ ફેરવી એની આખોમા જોયુ

'સોજી સમી પાછી લાવ્યો ને, સુમિ અરે જમની જોડે લડવુ પડત તો એકવાર લડી લેત પણ તને લીધા વિના પાછો ઘેર ના જાત ' એણે ગાને આગળી અડકાડી હળવી ચૂટી પણ ખણી અને ઘેર પહોચતા પહેલા સુમિને ચુમી પણ લીધી એનુ હૈયુ આનદથી ફૂદાફૂદ કરતુ હતુ

ઘેર કસાર કર્યો હતો બારણે તોરણ બાધ્યુ હતુ નવી હળવી ફૂલ પથારી તૈયાર કરાવી હતી તેમા સુમિત્રાને એણે સુવાડી પછીતેય નાની ટોનકી ઉપર સુવાડી

ઊંઘી ના જતી સુમિ આવે ટાઈમ કરી લાવુ '

'નહિ જોઈએ રાતે લઈશ

તો મોસબીનો રસ મગાવી દે '

'પણ તમે રહેવા દો ને દવાખાનેથી હુ ભૂખી નથી નીકળી

'હવે પછી પણ આટલી કાળજી તો રાખવી જ પડશે' અને એક ચૂમખુ સુમિત્રાના હોઠ આગળ ઝૂલવા લાગ્યુ

મચ્છરદાની સરખી કરતા અગરબત્તી અને ધૂપ કરતા કોઈ માનીતી રેકર્ડ વગાડતા સુમિત્રાના વાળમા હાથ ફેરવતા અઠવાડિયુ વીતી ગયુ એ સાત દહાડામા જયત એની પાસે ને પાસે રહ્યો રકાબીમા દૂધ રેડી એ ધરતો, ત્યાથી ખાટલાની પાગતે બેસતો એના હાથની વીટી ફેરવી આગળીઓ સાથે રમતો, કદીક ટપલી મારતો બન્ને દહાડામા પચાસ વખત સામસામુ મલકતા બચ્ચાની આપ લે કરતા કુમસના દરિયાકાઠે જવાની વાતો કરતા ક્યારેક જયત વાતો કરતો હોય ને સુમિત્રાને ઝોકુ આવી જતુ, ક્યારેક એ જાતે તદ્રામા સરી જતો ને ત્યારે એના હાથ સુમિત્રાને ઘેરી લેતા

અઠવાડિયામા પત્નીને સાથે લઈ બન્નેની ગાડી દવાખાને ઊભી રહી ત્યારે દાક્તરને નવાઈ લાગી 'મે તો ધારેલુ કે બે મહિનેય તમે નક્કી નહિ કરો ' અને ઓળખીતાની દરકાર લેવાય છે એ રીતે સુમિત્રાને ઝટ તપાસી એમણે વોર્ડમા દાખલ કરી ને જયત

માંડ છૂટો પડ્યો.
બીજે દિવસે વહેલી સવારે ઑપરેશન થયું. એ ભાનમાં આવી ત્યાં સુધી દાક્તર એની કને રહ્યા. અને ફરીથી હાર્ટ તપાસ્યું, ટેમ્પરેચર લીધી, ને કોફી પાઈ રવાના થયા. બધું બરોબર હતું. પાંચમા દિવસે જયંત આવીને બંને જણને પાછાં તેડી ગયો.
'દાક્તર, તમારો આભાર. નહિ તો વળી પાંચમું આવી પડત!' બંને હસ્યાં. નિર્ભયતું હાસ્ય જુદી જ હવા ફેલાવે છે. આજે એમને મુક્તિનો આનંદ તો હતો.
'આવે ને હવે—નજદીક તો આવે–' જયંતે ડોળા કકડાવ્યા.
'કોણ આવે? કોની વાત કરો છો?'
'પેલા ક્ષયની સ્નો. એવો તો હાંકી કાઢ્યો છે કે જન્મારામાં ફરી દેખા દેવાની હિંમત નહિ કરે.'

પણ એમની હિંમત ગંધી વળી. બીજા બે માસ તો એવા ગયા કે ચંદ્ર જાણે આથમતો જ નહિ. પણ ત્રીજા માસે સુમિત્રા ચોંકી. એણે જયંતના કાનમાં રાતે કહ્યું, 'દાક્તરની ભૂલ તો નહિ થઈ હોય! કૈંક ભળતું જ કાપીને સાંધી લીધું હોય તો કોને ખબર.'
'હેં, એવું લાગે છે? ખરેખર?' જયંત બેઠો થઈ ગયો.
'ત્યાર વગર હું કહું? આપણી જ બિલ્ડીંગમાં મીસીસ ડિસોઝા કહેતી હતી કે એના કાકાના છોકરાને બે વાર એપેન્ડીકસ કાપવું પડેલું. પહેલી વાર ભળતું જ કાપ્યું હોય કે ના યે કાપ્યું હોય.'
'મેં પણ એવું સાંભળ્યું તો છે. કહે છે પેલો સર્જન મહેતા છે ને—એકવાર પેટ ચીર્યું પણ પછી બેટો ખોળ્યા જ કરે ને ના જડ્યું એટલે પાછું સીવી દીધું. એવો તો ગભરાઈ ગયેલો ને કે, નર્સ અને બીજા દાક્તરને ઈનામ આપી છાનાં રાખવા મથેલો.'
'ત્યારે આપણેય શું ફોગટની ધમાલ કરી આવ્યાં?' સુમિત્રા પણ કોણીના ટેકે અડધી બેઠી થઈ બોલી.

'એ તો શી ખબર પડે?' જયંત વિચારમાં પડ્યો.
'કાલે કોઈને બતાવી ખાતરી કરીએ. કોઈ મોટા દાક્તર પાસે જવું પડશે.' ને એટલામાં પંછી જાગી, બાબાપની ટકટકે એની જાણે સવાર પડી ગઈ.
હિંમત કરીને બીજા પંદર દિવસે એ મોટા દાક્તર કને ગયાં. પહેલાં ઑપરેશનની વાત કરી. અને પછી મનનો ભય જણાવ્યો. 'બીજું તો ઠીક. પણ એ બિચારીથી પાંચમી સુવાવડ વેઠાશે કેમ?' પતિને દયા આવી તે કરતાં ઉશ્કેરાટ વધ્યો. 'એ તો મરતાં મરતાં માંડ બચી છે. દોઢ વર્ષ પંચગનીમાં–' એમ એણે બધો ઇતિહાસ કહ્યો.
'કદાચ તમારી શંકા સાવ ખોટી જ હશે. ક્ષય જેવી લાંબી બિમારી ભોગવી હોય તો સ્ત્રીને અનિયમિત થાય. એથી ડરવાનું કારણ નથી અને તમે કહો છો એ મુજબ ઑપરેશન પછી તો એવી શક્યતા જ નથી.'
દાક્તરો પહેલાં તો દરદીનું સમાધાન કરે, પછી તપાસે અને આઘાતની વાત છેવટે સિફતથી કરે. એમ અહીં પણ તપાસમાંથી પરવારીને પાછાં બધાં ખુરશીઓ ઉપર આવ્યાં ત્યારે એમણે રૂમાલ વડે ચશ્મા લૂછવા માંડ્યા.
'મને લાગે છે કે ઑપરેશન બરોબર થયું નથી. કોની પાસે કરાવ્યું?'
'કેમ, ડૉ. ત્રિવેદી પાસે. એમણે જ સલાહ આપેલી એટલે ત્યાં જ ગયાં.'
'હં. બિચારો નવો છે. આ નસ પ્રસૂતિ પછી ત્રીજે–ચોથે દિવસે સહેલાઈથી જડે. પણ તે પછી એને પારખવી એ નિષ્ણાતનું કામ.'
'ત્યારે શું ગર્ભ રહ્યો છે?'
'એમાં શંકા નથી.' દાક્તરે સ્પષ્ટ કર્યું, 'મને તો આ બિચારીની દયા આવે છે. જો ટી. બી.એ ઊથલો ખાધો તો આનું શું થશે? પ્રસૂતિ પછી એને બચાવવી મુશ્કેલ થઈ પડે.' એમણે ફરી ચશ્મા લૂછ્યા.
'હવે તો આખું કમળ જ બહાર કાઢવું પડે.'
ગાડીમાં જયંતનો મિજાજ ગયો. એણે ડૉ. ત્રિવેદીને જોખી જોખીને સંભળાવી. અને રિહર્સલ પાકું થયું

એટલે એના દવાખાને ધસી ગયો. ત્યાં તો પંદર જણ રાહ જોઈ બેઠેલાં હતાં. એટલે શિષ્ટાચારના ત્રાગડા તોડીને એ અંદર ઘૂસ્યો. દાક્તર એને ઓળખે—પૂછે તે પહેલાં એણે તૈયાર કરેલું તહોમતનામું જોરશોરથી ગગડાવી દીધું. મેજ પર મુક્કીઓ અફાળી. આંખો ફાડી, અવાજ ફાટ્યો ત્યાં સુધી મોટા કરી બરાડ્યો:

'હું જોઈ લઈશ કે તમારા જેવા પાજી દાક્તરો શી રીતે આ ગામમાં પાટિયું ચોડે છે. મુઆ નીચોવતા હોય તો એક વાત, પણ આ તો મારી નાખવા બેઠા છો. મારી પાસે મોટા દાક્તરોના અભિપ્રાય છે—તમારી મેડિકલ કાઉન્સીલને લખું છું.' ને વળી પાછાં અપશબ્દોની ધડાપડી.

એ ધાંધલ મચી ત્યારે બે સ્ત્રીઓ ઓળખાણવાળી પણ હતી. એક જણ તો સુમિત્રાની પાસે જ સીધી પહોંચી. 'હેં શું ખરી વાત! સારું થયું ને તમારા વરે એને ઉધડો લીધો. નહિ તો હુંયે એવું જ ઓપરેશન કરાવવાની હતી તે ફસી જ પડત ને!'

બીજીએ કહ્યું કે 'આ વાત જેવી તેવી નથી. ઘેરે ઘેર એ કહેવાની. મારો વા'લો દાક્તર પણ કેવો ઉઠાવગીર નીકળ્યો. કોને ખબર પરીક્ષામાં બેઠા હશે કે નહીં!'

ચોથે દિવસે છાપામાં મોટું ચર્ચાપત્ર આવ્યું. એમાં દાક્તરની પૂરી ફજેતી કરી હતી. સુમિત્રા વાંચવા જાય તે પહેલાં જયંતે છાપું ઝૂંટવી લીધું ને એ ચર્ચાપત્ર મોટેથી કડકડાટ વાંચવા માંડ્યું—એમને તો મોઢે જ થઈ ગયું હતું.

છાપું ફેંકી દઈ જયંત જતો રહ્યો, કેણ જાણે ડૉ. ત્રિવેદીનું ખૂન જ કરવા ના જતો હોય ને! એ ગયો ને ટેલીફોનની ઘંટડી વાગી. ફોન ડૉ ત્રિવેદીનો હતો. એમણે તત્કાળ મુલાકાત માગી હતી.

'પણ એ ઘેર નથી, હમણાં જ બહાર ગયા.'

'કાંઈ હરકત નહિ. તમે તે છો ને? મારે ઝઘડો કરવો નથી થોડી વાત જ કરવી છે.' અને પછી સહેજ નરમાશથી પૂછ્યું, 'સુમિત્રાબેન, હમણા જ મળવું છે. આવું?' સુમિત્રાથી ના ન પડાઈ.

પા કલાકમાં ડૉ. ત્રિવેદીની કાર આવી. રોજની બેગ ગાડીમાં જ રાખી એ ઉપર આવ્યા ને હળે, પગે દાદરો ચઢી ઘંટડી વગાડી.

સુમિત્રા પંછીને દૂધ પાતી હતી, પણ કામવાળીને સોંપી એ દિવાનખાનામાં આવી. દાક્તર એને જોઈ ઊભા થઈ ગયા. કોઈ અપરાધી માફી માગવા આવે એવો ઘાટ દેખાતો હતો.

'માફ કરજો, સુમિત્રાબેન. આ બધો ભવાડો ઘણો વધી ગયો છે. છાપે નામ ચઢી ગયું છે. એટલે નુકશાન તો ઘણું જ થયું છે. પણ, એ તો જેવું મારું પ્રારબ્ધ.'

સુમિત્રાએ એમને બેસવા કહ્યું. પાણીનો પ્યાલો મૂક્યો. ને એ પણ સામે બેઠી. 'પણ દાક્તર, આવી ભૂલ! અને મને ક્ષયવાળીને—! તમને ખાતરી નહોતી તો અમને ચેતવવાં'તાં. આ તો તમે ભૂલ્યા અને અમનેય ભૂલાવામાં નાખ્યાં!' પત્નીને લાગ્યું કે પતિનો રોષ વ્યક્ત કરવામાં એ કાચી છે, પણ એથી વિશેષ એ ના બોલી શકી.

દાક્તર નીચું જોઈ ગયા, સાંભળી રહ્યા. પછી મોં ઊંચું કર્યા વિના એમણે કહ્યું:

'એક વાત પૂછવા આવ્યો છું જે હકીકત હોય તે સત્ય કહેશો?' સુમિત્રા આશ્ચર્યથી સાંભળી રહી.

'બેબીને લઈ તમે ઘેર ગયાં ને અઠવાડિયા પછી પાછાં આવ્યાં. ખરું ને'

સુમિત્રાએ મૌનથી જ વાત સ્વીકારી.

'એ ગાળામા જ એવું તો કૈં બન્યું નથી ને? મારું કહેવું એમ નથી...હું તો માત્ર એક શંકા દૂર કરવા ખાતર જ પૂછું છું. વખત છે ને એ જ દિવસોમાં, પ્રેમનો ઊભરો વધારે ચઢ્યો હોય, કદાચ તમારા હાથમાંથી કાબૂ જતો રહ્યો હોય, કદાચ તમને પૂરી ખબર પણ ના પડી હોય, કદાચ—' દાક્તરનો અવાજ પ્રત્યેક શબ્દે ધીરો પડતો હતો. જાણે એ મનને જ પૂછતા હોય એમ હોઠ માત્ર ફફડતા હતા.

સુમિત્રા દિંગ થઈ ગઈ. ફટ કરતાં ને એની સ્મૃતિનું બારણું ભેધડયું ને આખું ચિત્ર ફિલ્મ ચાલે એમ નજર સામે ચાલવા માંડયું. પછી ઊંઘી ગઈ હતી. વરને મન વહુ નવી જિંદગી લઈ પાછી આવી હતી. બંને જાણે નવાં પરણીને સાથે બેઠાં હતાં. એચિંતું ભરતીનું મોજું કયાંથી બંને ઉપર ચઢી આવ્યું ને બંને કયાંનાં કયાં તણાઈ ગયાં. એની ઈન્કારની તાકાત જ કયાં રહી હતી? નહિ ધારેલું, નહિ ઇચ્છેલું, સાવ અજુગતું પણ એ મિલન હતું તો ખરું જ ને? શું એણે જ આ દાટ વાળ્યો!

ઓ ભગવાન! સુમિત્રાએ માથે હાથ દીધો. તું નથી આપતો એને રખડાવી રઝળાવી મૂકે છે. ને આપે છે એને આમ અડપલામાં! એક ક્ષણ મત્ત થયાં તે ભૂલની આવી સજા! સુમિત્રાની આંખે ચક્કર આવવા જેવું થયું.

એ તો થયું. પણ આ ભલા દાક્તરનું શું? એનો શો વાંક તે આમ દંડાય! નિરપરાધના ઉપર એ બંનેએ જુલમ જ ગુજાર્યો ને! હવે?

સુમિત્રાની દશા જોઈ દાક્તર સમજી ગયો. એને હૈયે શાતા વળી. એનું શાણપણ હરાઈ ગયું હતું તે પાછું આવ્યું. એ ઊભો થયો. પણ સુમિત્રાને વિદાય આપવા જેટલાયે હોશ નહોતા રહ્યા. એક મિનિટ એ વળી થોભ્યો.

'એક બીજી તસ્દી આપું, સુમિત્રાબેન?' દાક્તરે ફરી નમ્રતાથી કહ્યું.

'તમે ડૉ પટવર્ધનને આટલી વાત જણાવશો? હું જાણું છું કે કોઈ પણ સ્ત્રીને આવી વાત કહેવા મોકલવી એ નર્યું બેહૂદું છે. પણ શું કરું? કોઈ ખુલાસો મારા દરદીઓને ના કહેશો કે ના છાપાંમાં લખજો. પણ અમે ધંધાદારીઓ એક બીજાના અવિશ્વાસમાં આવીએ તો કેટલું ખોટું થાય! માટે આટલું તો કરશો જ.'

દાક્તર એટલું કહીને જતા રહ્યા. પણ પ્રાયશ્ચિતની હવાથી ઘરને ભરતા ગયા.

સાંજે સુમિત્રાએ પતિને વાત કરી. ને ડૉ. પટવર્ધનને મળી આવવા કહ્યું, ત્યારે જયંતે આનાકાની કરી. 'એક વાર મૂરખ બન્યાં તે ઓછું છે કે હવે ફરી ત્યાં જઈએ! થયું જે થવાનું હતું તે, હવે હોડીના ઘાટ ઉપર ઉભા રહી મારે બૂમ પાડવી નથી કે હું નવસ્ત્રો ઊભો છું તે કોઈ તેડવા આવે. હાથે કરીને તમાશો કરાવવો છે?'

પણ તમાશો તો થઈ જ ચૂકયો હતો. ડૉ. ત્રિવેદી દવાખાનું સોંપીને બહારગામ ચાલ્યા ગયા હતા. કદાચ ધંધો બંધ પણ કરી દે. ડૉ. પટવર્ધને મેડિકલ કાઉન્સીલને ખબર આપી હતી. ને એની ખાસ સભામાં ચર્ચા થવાની હતી. લોકોમાં અવિશ્વાસ ફેલાતો અટકાવવા કડક પગલાં ભરવાની ચોમેરથી માગણી થઈ હતી. મેડિકલ કાઉન્સીલની બેઠક મળી ત્યારે ડૉ. ત્રિવેદીના પક્ષે કોઈ નહોતું: પટવર્ધને જાતમાહિતીની વાત કરી પછી કોઈને શંકા પણ ના હતી. લાગ જોઈ કોઈ વિરોધીએ બીજી ત્રીજી વાતને અંદર ભેળવી ડૉ. ત્રિવેદીને ઉતારી પાડયાં. એટલામાં પટાવાળાએ એક ચિઠ્ઠી પ્રમુખના હાથમાં મૂકી. એમણે નજદીક બેઠેલા પટવર્ધનને વંચાવી. અને બંને જણ સામા જઈ સુમિત્રાને અંદર તેડી લાવ્યા. એક બાઈ માનભેર ત્યાં આવી એટલે મીટિંગ અચાનક ગંભીર બની ગઈ. સુમિત્રાને પ્રમુખે પોતાની પાસે ખુરશી આપી.

'મારે આપ સાહેબો આગળ એક ભૂલનો ઈકરાર કરવાનો છે.' સુમિત્રાએ જરાય ખચકાયા વિના કહ્યું. અને જરાય સંકોચ કે શરમ રાખ્યા વિના એણે તમામ વાત કરી. 'અમને એ વાતની સરત જ ના રહી, જેને એક ઉચ્છૃંખલ રમત માની હતી તેમાંથી આવું પરિણામ આવશે એવો સ્વપ્નેય ખ્યાલ નહોતો. અપરાધ ડૉ. ત્રિવેદીનો નહિ, અમારો છે. આજે અહીં એમનો કોઈ મિત્ર નથી, તો હું એમની મિત્રા થાઉં છું. એમની ખાતર નહિ પણ મારી જ ખાતર, સ્વેચ્છાથી હું કહું છું. કારણ કે એક નિરપરાધીને નુકસાનમાં મૂકવાનું પાપ અમારે લીધે થયું છે. ને એ છૂપાવી રાખી એનો બોજ મારાથી સહન થાય એમ નથી.'



હર્ષિદા પંડિત

# બાળકનું ઘરમાં સ્થાન

બાળકોના ઉછેર માટે આપણો સમજુ વર્ગ પણ ખૂબ જ બેદરકાર છે. બાળકનું આગવું અને મહત્ત્વનું સ્થાન ઘરમાં હોવું જોઈએ એવી માનસશાસ્ત્રીય છણાવટ કરતો આ અતિ મહત્ત્વનો લેખ ઊર્મિનાં વાચકોને જાણીતાં લેખિકાએ લખ્યો છે...

તંદુરસ્ત-મઝાનાં, હસતાં-કિલ્લોલતાં અને આનંદ આપે એવાં બાળકોને જોઈને આપણા મનમાં અનેક વિચાર આવે છે એમાંનો એક, બાળકનું ઘરમાં શું સ્થાન એ છે. સુખી દાંપત્યજીવન પતિપત્નીના જીવનમાં અનેરો સંતોષ આણે છે અને પતિપત્નીના સ્વર્ગીય પ્રેમના પ્રતીકરૂપ બાળકનો જન્મ કુટુંબની દરેક વ્યક્તિમાં નવો જ ઉત્સાહ જગાવે છે. વળી માતાપિતા જો શિક્ષિત હોય, જીવન પ્રત્યે ચોક્કસ દૃષ્ટિ ધરાવતાં હોય અને એમણે જીવનની નક્કી યોજના ઘડી હોય ત્યારે બાળકનો જન્મ એક અનેરી પ્રેરણાદાયી ઘટના થઈ પડે છે.

બાળકના જન્મ પહેલાં પતિપત્નીએ અમુક માનસિક તૈયારી કરવાની હોય છે જેથી, નવું બાળક ઘરમાં આવે ત્યારે કરવા પડતાં અનુકૂલનો સહેલાઈથી થઈ શકે. માતાપિતાએ સૌથી પ્રથમ તો એ નક્કી કરવાનું રહે છે કે જેમ વીમાનું પ્રીમિયમ દરેક વર્ષે ભરીએ છીએ અને અમુક વર્ષની મુદત બાદ એકઠી થયેલી લાંબી રકમની આશા રાખીએ છીએ તેવું બાળકના જન્મનું નથી. ભવિષ્યની આશાઓના મિનારા બાળક સંતોષશે એ બાળકનું આગમન ન થાય એ ઇચ્છનીય છે. વળી પોતાના વણસંતોષાયેલાં આશા-અરમાનોને સંતોષવા માટે બાળકને હથિયાર બનાવવાની ભૂલ સમજુ માબાપોએ કદાપિ ન કરવી જોઈએ.

આપણે ત્યાં પુત્રના જન્મનો ઉત્સવ માણવામાં આવે છે અને પુત્રી જન્મે તો હજુ પણ ઘણે ઠેકાણે માબાપને નિરાશા સાંપડે છે એ મનોવૃત્તિ અસહ્ય બનવી જોઈએ. પુત્ર ઘડપણમાં કમાઈ ને ખવડાવશે અથવા પુત્ર હોય તો જ કુટુંબનું નામ ચાલુ રહે તથા મોક્ષ મળે એવા સદી જૂના વિચારોને બને તેટલી ઝડપથી તિલાંજલી આપવાની જરૂર છે. તદુપરાંત પતિપત્નીના લગ્નજીવનને અમુક સમય વીત્યો હોય છતાં બાળકનું આગમન ન થયું હોવાને કારણે જીવન ખૂબ નિરસ બની ગયું હોય એથી બેમાંથી ત્રણ થવું એ વિચાર પણ આદર્શ નથી જ. આખરે બાળકને પોતાને પણ પતિપત્નીની ભૂલના પરિણામે જન્મવું પડેલું એની જાણ તે મોટું થાય ત્યારે થાય તે સ્થિતિ પણ ઇચ્છનીય નથી.

લગ્નજીવન સુખી છે કે નહીં એ માપવાની પારાશીશી એક અમેરિકન લગ્નવિષયક સલાહકારે એ સૂચવેલી કે દંપતીના અમુક વર્ષના લગ્નજીવનમાં કેટલાં બાળકોનો જન્મ થયો છે. આમ પાંચ વર્ષના લગ્નસુખ દરમ્યાન વધુમાં વધુ બે બાળકો અને ઓછામાં ઓછું એક બાળક જો દુનિયામાં આવ્યું હોય તો એ સલાહકારના મતે લગ્નજીવનને સુખી માની શકાય. આ ઉપરથી એમ ફલિત થઈ શકે કે લગ્નજીવનના એક સુંદર પાસાને વ્યક્ત કરતું ને પતિપત્નીના જીવનને ભર્યું ભર્યું ને ધ્યેયપૂર્ણ બનાવનારું બાળક જ છે. બાળકના જન્મ પહેલાં ને પછી માબાપને ત્યાગ, સહનશીલતા ને ક્ષમતાના પાઠ પઢાવનારું બાળક સિવાય બીજું કોણ છે?

આમ છતાં બાળકનું આગમન સુખાનુભવ સાથે જીવનની પહેલાં ઘડી રાખેલી યોજનાઓમાં પણ થોડો પલટો આણે છે. બાળકનો જન્મ થાય એટલે માબાપ એના નામની ચિંતામાં પડે છે. એનું નામકરણ એના શારીરિક ને માનસિક રૂપગુણને અનુરૂપ હોય એ વધુ સારું. આપણે એવાં કેટલાંય બાળકો જોઈએ છીએ જેમનો નામકરણ વિધિ કરતી વખતે આ બધી બાબતો તરફ દુર્લક્ષ્ય અપાયું હોવાને કારણે ભવિષ્યમાં તેઓ હાંસીના પાત્ર પણ થઈ પડે છે.

બાળક આ દુનિયામાં પ્રવેશે ત્યારથી માબાપની જવાબદારીઓ વધી પડે છે. આપણા હિન્દુ સમાજમાં માતાને

ભાગે થોડી વધારે જવાબદારીઓનો બોજો આવે છે અને એણે પોતાની શારીરિક તંદુરસ્તી સુખસગવડો પતિની સગવડો અને બાળકની સુખશાંતિ એ બધી દ્વિધાઓમાં એના મનને અટવાયેલું રાખીને બાળક પ્રત્યે જરાક વધારે ધ્યાન આપવું પડે છે. આને લીધે કોઈ કોઈ વાર પતિની ખફામરજી પણ વહોરવી પડે છે, પણ સમજુ માતા આવા પ્રશ્નોથી મૂંઝાતી નથી અને બાળકનું એના ઘરમાં નિશ્ચિત સ્થાન છે, એની અગત્ય બીજી બધી બાબતો કરતાં વધુ છે ને નાના બાળકને પણ આગવું એવું વ્યક્તિત્વ છે એમ સ્વીકારીને માર્ગ કાઢે છે.

સદ્ભાગ્યે કુદરતે બાળકોને એવાં હથિયારથી સજ્જ બનાવ્યાં છે કે જ્યાં એમની જરાક અવગણના થઈ કે એમની સુખસગવડો બરાબર ન સચવાઈ એટલે બાળકો તુરત જ પ્રતિકાર કરે છે. કેટલીક માતાઓ બાળકની આ પ્રતિકારશક્તિનો હઠપૂર્વક સામનો કરે છે આપણે સૌ બાળકની રડવાની કળાથી વાકેફ છીએ. નવું જન્મેલું બાળક એના અસ્તીત્વની દરેકને જાણ થાય એટલા માટે પણ દિવસ દરમ્યાન પાંચ–છ વખત તો પોતાના સ્વરયંત્રનો ઉપયોગ કરીને ફેફસાને સારી એવી કસરત મળે એ રીતે રડે જ છે. ભૂખ લાગે ત્યારે એનું રુદન જુદા પ્રકારનું હોય છે, એણે ભીનું કર્યું હોય ત્યારે અવાજ સહેજ જુદો નીકળે છે ને ટાઢ કે તાપ લાગે ત્યારે પણ સંગીતના સૂરો સાવ જુદા હોય છે. એક વસ્તુ નક્કી છે કે બાળકોને સમયનો ખ્યાલ નથી હોતો એટલે એમને રાત્રે માબાપને ઊંઘવાનું હોય છે એટલે ન રડવું જોઈએ એમ યાદ નથી આવતું.

વળી બાળકોની દુનિયા પણ આપણી મોટેરાંની દુનિયા કરતાં જુદી હોય છે એનો મોટાં ભાગનાં માબાપને ખ્યાલ નથી. મધ્યમવર્ગનાં કુટુંબોનાં નાનકડાં સગવડભર્યાં ઘરોમાંય આપણે વગર કચવાયે કદીય એક ખૂણો ઉદારતાપૂર્વક આપીએ છીએ ખરા ? બાળક સ્વાતંત્ર્યપ્રેમી હોય છે એનો પણ ભૂલેચૂકે આપણે વિચાર કર્યો છે ખરો ? મોટાં ભાગનાં માબાપોને મળીને પૂછીએ તો આપણને જરૂર પસ્તાવો થાય કે આપણે બધાંએ ભેગાં મળીને બાળકોની સ્વતંત્ર જિંદગીમાં કેટલાં બધાં નિષેધાત્મક સૂચનોને પરાણે ઘૂસાડી દીધાં છે. બાળકથી સોફા પર ન બેસાય, કોઈ આવ્યું હોય ત્યારે બોલાય નહીં, ઘાંટા પાડીને કે દોડાદોડીવાળી રમત ન રમાય, અમુક સમયે બહાર ન જવાય, મોટા હીંચકા ન ખવાય અને એનો શારીરિક, માનસિક ને આધ્યાત્મિક વિકાસ થાય એવી ઘણી પ્રવૃત્તિઓ એનાથી ન થાય. એટલું જ નહીં, પણ નાનું બાળક બોલતું થાય ને આપણી વાતચીતમાં ભાગ લેતું થાય ત્યારે 'મોટાંની વાતમાં તું શું સમજે ?' 'તું કેમ ડહાપણ કરે છે ?' વગેરે મતલબનાં એનું સ્વમાન ઘવાય એવાં વાક્યો આપણે બકીએ છીએ જેના પરિણામે બાળકમાં રહેલી આત્મસન્માનની પ્રબળ ભાવના પર કુહાડા મારીને અસહ્ય એવા ઘા મારીએ છીએ અને બાળક તોછડું, આત્મવિશ્વાસની ભાવનાથી વંચિત, વ્યક્તિત્વ વગરનું ને અસામાજિક બને એટલે આપણે શિક્ષકો પર દોષારોપણ કરીએ છીએ. આપણે એ ભૂલી જઈએ છીએ કે બાળક એ બાળક છે, મોટા માણસનું નાનું રૂપ નથી, એની પણ અનોખી એવી દુનિયા છે અને એને પણ ગમા–અણગમા છે ને સ્વતંત્ર એવું વ્યક્તિત્વ છે.

બાળક સ્વભાવે ખૂબ કાર્યપ્રેમી હોય છે, તરતનું જન્મેલું બાળક પણ હાથપગ હલાવીને એનામાં રહેલી ચેતનશક્તિની પ્રતીતિ કરાવે છે. બાળક બેસતું, ખસતું ને ઊભું થઈને ચાલતું થાય એટલે એનો આપણી સૃષ્ટિ સાથેનો સંપર્ક વધે છે. સ્પર્શદ્વારા એ દરેક વસ્તુ વિષે જાણવાનો પ્રયત્ન કરે છે. બાળક બે અઢી વર્ષનું થાય ત્યારે એનો શબ્દભંડોળ પણ સારો એવો વધી જાય છે ત્યારે એની જિજ્ઞાસાવૃત્તિ સંતોષવા એ ભાષાનો આશરો લે છે. જો કોઈપણ એક બાળકને હરવા ફરવાની છૂટ ને અમુક હદે રમતસ્વાતંત્ર્ય મળે તો એની ક્રિયાત્મકતામાં સુસંવાદિતા

આવે છે અને એના વ્યક્તિત્વનો વિકાસ એની ભાવનાઓ સાથે સુમેળ સાધે છે. આનાથી ઊલટું જ્યારે બાળક નિષ્ક્રિય હોય અને બહારથી ક્રિયાઓ એના પર લાદવામાં આવે ત્યારે એના વ્યક્તિત્વનો હ્રાસ થાય છે.

માબાપનું વલણ જો સમજપૂર્વકનું ન હોય તો બાળકની ઊર્મિઓના વિકાસમાં એને જોઈતી સ્વતંત્રતા ન મળવાને કારણે ઘણી ખામીઓ રહી જવા સંભવ છે. સાચું પૂછો તો બોલતાં ન શીખ્યું હોય એવું બાળક પણ આત્મસન્માનપૂર્ણ વ્યક્તિત્વ ધરાવે છે. જો એના પ્રત્યેનું માતાપિતાનું વર્તન માનવતાભર્યું ન હોય તો બાળકના વિકાસમાં ઊણપ રહી જવા સંભવ છે. બાળકને પોતાની મેળે વિચાર કરતું બનાવવું ને એના નિર્ણયને બહાલી આપીને ગ્યોગ્ય પળે ઉત્તેજન આપવાથી એને પોતાની અગત્યતા સમજાય છે ને આપણે એના વિચારોને માન આપીએ એના બદલામાં એનામાં પણ મોટાઓના વિચારો પ્રત્યે સહાનુભૂતિ કેળવાય છે. આથી બાળકમાં જવાબદારીની ભાવના પણ કેળવાય છે.

બાળકની રમતને નકામી ક્રિયા ગણવાની ભૂલ પણ માતાપિતાએ કદાપિ ન કરવી જોઈએ. રમતદ્વારા બાળક વાસ્તવિકતાને કસે છે. જો બાળકને અનેક પ્રયોગોને એની રમતમાં વણી લેવાની છૂટ આપવામાં આવે તો બાળકમાં કારણ ને પરિણામનું જ્ઞાન આપમેળે આવે છે. નાનપણમાં પ્રયોગો દ્વારા આવું જ્ઞાન પ્રાપ્ત કરવાની તક ન મળી હોવાને કારણે 'લોકો શું કહેશે' એવી શંકાભરી રીતે વિચાર કરવાની આપણને ટેવ પડી જાય છે ત્યારે માબાપની એ ફરજ બની રહે છે કે બાળકને વાસ્તવિકતાનું સત્ય ભાન થાય એવી કોઈ પણ પ્રવૃત્તિમાં આડખીલીરૂપ ન બનવું. જો કે બાળકને મદદ કે માર્ગદર્શનની જરૂર હોય ત્યારે એ જરૂર મળવું જોઈએ.

ઘણાં માબાપો જાણેઅજાણે પોતાનાં બાળકોને આનંદ–પ્રમોદ અને આશ્વાસનના સાધન બનાવે છે. એમને એ ખ્યાલ નથી રહેતો કે આથી એ બાળકોના કુમળા મનની અંદર ખુદ પોતાની પ્રત્યે તિરસ્કારનાં બીજ વાવી રહ્યા છે. બાળકને તરત જ ખબર પડી જાય છે કે એનો ઉપયોગ મનોરંજન મેળવવા માટે થઈ રહ્યો છે. આને લીધે એનો માનસિક વિકાસ અટકી જાય છે. વળી માબાપો જો બાળકને ગૂંગળાવી નાખે એવી માલિકીપણાની ભાવના વારંવાર વ્યક્ત કરતાં હોય છે, તેથી પણ બાળકનો વિકાસ અવરોધાય છે. બાળકના સુયોગ્ય વિકાસમાં રસ ધરાવનાર દરેક માતાપિતાએ એટલું ધ્યાનમાં રાખવું જરૂરી છે કે બાળક એક વ્યકિત છે અને એને ગ્યોગ્ય સન્માન મળવું જોઈએ. એનામાં સ્વતંત્ર વિચારશક્તિ પણ છે અને એને પ્રયોગો કરવાની સંપૂર્ણ છૂટ હોવી જોઈએ. બાળક પર વધારે પડતા હક લાદવાથી અને કોઈ નિર્જીવ વસ્તુની જેમ એના પ્રત્યેનું વલણ દાખવવાથી તમે એના વ્યક્તિત્વના વિકાસને રૂંધો છો. બાળક ખૂબ મોટી ઉંમર સુધી તમારા પર આધાર રાખે છે એનો અર્થ એવો નથી કરવાનો કે તમારે એની પ્રત્યે બજાવેલી ફરજોના બદલામાં એના પર હુકમ ચલાવવાના છે. આમ કરવાથી તો બાળક સાથેના તમારા સંબંધો જોખમાશે ને બાળક બિનસલામતીની ભાવનાથી પીડાશે. તમારા બાળકને રમવાની સ્વંત્રતા આપો અને જ્યારે તમે તેની સાથે રમો ત્યારે એની કક્ષાએ પહોંચીને રમો. આમ કરશો તો જ તમે એનું સાચું સ્થાન ક્યાં છે એ સાબિત કરી શકશો અને સહૃદય માતાપિતા તરીકેની સાચી ફરજ બજાવીને દેશને ઉજ્જ્વળ નાગરિકો પૂરાં પાડી શકશો.



ચરિત્ર્યઘડતરના પ્રશ્ન અંગે જો સૂક્ષ્મ દૃષ્ટિએ વિચાર કરીએ તો બાળકને શરૂઆતથી જ યોગ્ય કેળવણી મળવી જોઈએ એ બાળકનો મુખ્ય હક છે. બાળકને એવી કેળવણી આપવી જોઈએ કે અને સ્વભાવને કારણે જીવનમાં ઓછામાં ઓછું ઘર્ષણ સહન કરવું પડે. જીવનની વાસ્તવિક હકીકતો સાથે એના જીવનનો મેળ થઈ જાય એવી રીતે એને છેક નાનપણથી જ રીતભાતના નિયમો શીખવાડવા જોઈએ.

—મેરી સ્ટોપ્સ



ચંદ્રભાઈ કા૦ ભટ્ટ

# એનું નામ ઈસપ હતું

સદીઓ પૂર્વે માનવોને ગુલામ રાખવાની પ્રથા હતી, એ ગુલામોમાં એક અદનો માનવ-ગુલામ હતો જેને આજે જગત એક ડાહ્યા વિચારક તરીકે ઓળખે છે. જે ઈસપના વાતો આજેય આપણે હોશે હોશે કરીએ છીએ એ માનવ-ગુલામ ઈસપની આ જીવન-ગાથા છે...

ફ્રીજીયાના કોઈ ગરીબ ઘરમાં એ જનમ્યો હતો. તુર્કસ્તાનની એ મધ્ય ભૂમિમાંથી એને ગ્રીક ભૂમિના કોઈ વ્યાપારીએ જ્યારે ખરીદ્યો ત્યારે ફ્રીજીયાની ધરતીનો એ ભૂમિપુત્ર ગુલામ બનીને ઈ. સ. પૂર્વે ૬૦૦ વરસ પર એથેન્સ નગરમાં આવી પહોંચ્યો. ત્યારથી આ ફ્રીજીયનનું મૂલ્ય શ્રમબોજને વહનારૂં ગુલામ કહેવાતા માનવપશુનું બન્યું. ત્યારથી એની જિંદગીએ ગુલામીની યાતના ધારણ કરી. ગુલામોમાં પણ છેક નીચલી કોટિનું એનું ઉપયોગ-મૂલ્ય અંકાયું, કારણકે એ બિલકુલ કદરૂપો હતો. ગ્રીક માલિકોના નાગરિક સંસારની વધારે હળવી એવી કોઈ સેવા કરવામાં એ શોભી શકે તેવો નહોતો. એનું નામ ઈસપ હતું. આ ઈસપને હવે કોઈ મા-ભોમ નહોતી, કોઈ નાત જાત કે માનવંભાત નહોતી. એ તો જગતભરનો ગુલામ માનવ, સીધો સાદો, વળી ગયેલી કમરવાળો કદરૂપો એવો ગુલામ, ઈસપ હતો.

એ એથેન્સમાં આવતા પહેલાં ગ્રીસ ધરતી પરના ઈફીસસ નગરના બજારમાં, ગુલામોની વણઝાર ભેગો આવી પહોંચીને, વેચાવા માટે ખડો થયો હતો. એને ઊભો કરીને એના શરીરની હરરાજી બોલાવતો મુકાદમ ઘરાકો પાસે એનાં વખાણ કરતો કહેતો હતો, દેખાવે કદરૂપો છતાં, ચિત્તમાં ચકોર છે, આ ગુલામ! એનું કમતાકાત શરીર જોઈને અમે ફ્રીજીયાથી નીકળતી વેળા એને કહ્યું કે; આ સામાનમાંથી જે હલકો હોય એવો દાગીનો તું ઉપાડ. એણે બધા થેલા દેખ્યા પછી, રોટીથી ભરેલો કંડીયો ઉપાડ્યો. અમે એની અક્કલ ઉપર ખડખડાટ હસીને કહ્યું, 'ફ્રીજીયાનો આ મૂરખ ભલે મોટો બોજ ઉપાડે.' પરન્તુ એની અક્કલની ખબર અમને બપોરના નાસ્તો કરતી વેળા માલમ પડી. ખાવાનાનો ટોપલો અરધો ખાલી થઈ ગયો હતો અને એને ઉપાડવાનું વજન અરધે.અરધ ઓછું થઈ ગયું હતું. અમે એની અક્કલની કદર કરી અને આખે રસ્તે એણે પછીથી ખાલી કંડીઓ જ ઉપાડવો પડ્યો.

ફ્રીજીયાથી આણેલો માનવ-માલ લગભગ બધો જ ઈફીસનના બજારમાં વેચાઈ ગયો અને વખાણવા છતાં, બાકી રહેલા ગુલામોમાં, એક વક્તા, એક ગાયક, અને એક આ ઈસપને કોઈએ ખરીદ્યા નહીં. આ ત્રણેનું લીલામ પછી સેમોસના બજારમાં શરૂ થયું. સેમોસનો ઝેનથસ નામનો એક ગ્રીક ચિંતક પોતાનાં વિદ્યાર્થીઓ સાથે ત્યાંથી પસાર થતો હતો તે પેલા કદરૂપા અને ખુંધા ગુલામ પર નજર નાખતો ઊભો. ઈસપની પાસે બીજા બે, ગુલામો પણ ઊભા હતા. ઝેનથસે તેમાંના એકને પૂછ્યું, "તું શું કરી શકીશ?"

"ગમે તે, ગમે તે."

પછી એણે બીજાને પૂછ્યું, "અને તું?"

"હું બધું જ કરી શકીશ." બીજો બોલ્યો ત્યારે પેલો ઈસપ ખડખડાટ હસી પડ્યો, તે સાંભળતો ઝેનથસ બોલ્યો, "અને તું?"

"કંઈ જ નહીં, જો આપ આ બન્ને સાથે મને પણ ખરીદો તો મારે માટે કોઈ પણ કામ બાકી જ રહેશે નહીં."

પછી પેલા ચિંતકે પેલા ખુંધાને ખરીદી લીધો અને ઈસપને પોતાની સાથેની પહેલી વાતચીતથી આનંદ પામતાં પૂછ્યું,

"હું તને ખરીદું છું, તું મારા તરફ પ્રમાણિક તો રહીશ ને?"

"તમે મને ન ખરીદો તો પણ હું પ્રમાણિક હોવાથી પ્રમાણિક જ રહીશ."

પાછો ઝેનથસ બોલ્યો, "હું જાણવા માગું છું કે તું ભાગી જઈશ નહીં ને?"

"તે આપ મારી પાસેથી જાણી શકશો નહીં. પાંજરામાં પુરાયેલું કોઈ પણ પંખી પોતાનો ઊડી જવાનો મનસૂબો પોતે કહેતું નથી હોતું."

ઝેનથસને ધૂળમાં પડેલું કોઈ રત્ન જડી ગયું હોય તેમ એ ઈસપને ખરીદીને ચાલતો થયો પણ ઘર પાસે આવતાં જ એને પોતાની સ્ત્રી યાદ આવી આવા કદરૂપા માનવીને સેવા માટે લાવવામાં કરેલી ભૂલ એને સમજાઈ. ઘરમાં પેઠા પછી તરત જ ઈસપે ઝેનથસ પર રડતી સ્ત્રીનો ઠપકો ઊતરતો સાંભળ્યો: "આ કદરૂપા કઢંગા, ખુંધાને મારી સેવામાં લાવીને તમે આખા સમાજમાં મારું અપમાન કર્યું છે."

"મેં તારું અપમાન નથી કર્યું તું થોડા જ દિવસ ધીરજ ધર તો તને આ ખુંધાનું મૂલ્ય સમજાશે."

પણ છંછેડાએલી સ્ત્રી સેમોસમાં જ પોતાના બાપાને ઘેર ચાલી ગઈ. પેલા ગ્રીક ચિંતકનું ઘર સૂનું બની ગયું. રીસાઈ ગએલી પત્ની પાછી આવે ત્યા સુધી ઈસપને રસોડું સોંપવામાં આવ્યું. ઝેનથસને ત્યાં વિદ્યાર્થીઓ અને વિદ્વાનોની મિજલસમાં વાનગીઓ પીરસનો ગુલામ સૌનો પ્રિય બની ગયો. ખૂબ કદરૂપા એવા શરીરમાંથી એનું ચકોર એવું ચિત્ત એના શબ્દે શબ્દમાં શોભી ઊઠ્યું, ચિંતકને ત્યાં ચાલતી મિજલસમા સૌથી મીઠી અને મોટી વાનગી ઈસપની જીભ બની. એકવાર ઈસપે કહ્યું, "પણ ક્રૂરતા, ઘાતકતા, કાવતરાં, પરસ્પરનો ધિક્કાર અને છળકપટભરેલી દંભી બદબો વડે માનવોની જીભ કેવી વિરૂપ બની ગઈ છે, આ સંસારમાં!"

"પરન્તુ આપણા આંગણામાં ચાલે છે તે સંવાદમાં શોભતી માનવીની જીભ કેવી સુરમ્ય શોભે છે, ઈસપ!"

ઝેનથસે આનંદમાં આવી જઈને પૂછ્યું, અને જવાબમાં ઈસપ ખડખડાટ હસી પડ્યો, "શું શોચે છે તું?" ઝેનથસે બૂમ પાડી.

આ ગ્રીક ધરતી પરનો ભોગવિલાસનો દેવતા બાકસ, પહેલે ઘૂંટડે માનવીને આનંદની લહેજત આપે છે, બીજે ઘૂંટડે પેલી લહેજત એના ચિત્તને ચગડોળે ચઢાવી દઈને અવકમલકની ફાળ ભરતા હીંડોળા પર ઝુલાવે છે અને ત્રીજે ઘૂંટડે, માનવ જેવો માનવ ગાંડો પશુ બને છે."

આ સાંભળતો ઝેનથસ મદિરાની પ્યાલી હેઠી મૂકી દેતો ગુસ્સે થઈને ઊઠ્યો, "અમારી મિજલસમાં થતા મદિરાપાનની પણ તું ટીકા કરવાની હિંમત કરે છે?"

"મદિરાપાનનો કેફ બધી મિજલસોમાં એક જ જાતનું રૂપ પેદા કરે છે પહેલે ઘૂંટડે આનંદની લહેજત, બીજે ઘૂંટડે ચિત્તનો નાશ અને ત્રીજે ઘૂંટડે માનવ મૂલ્ય વિનાનો ગાંડો માનવ-પશુ!" ઈસપે ભય પામ્યા વિના કહેવાનું હતું તે કહ્યું.

ઝેનથસે ઈસપને લાત મારી. જમીન પર પડેલો ઈસપ બોલ્યો, "મારી મદદ કરનાર હવે કોઈ નથી, મારા માલિકનો, ચિંતક–માલિકનો બાકસે ભોગ લઈ લીધા પછી......'

"હું તારો માલિક!" ઝેનથસે બૂમ પાડી.

"તમે મારા માલિક નથી" ઈસપે ગભરાયા વિના કહ્યું, "મદિરાપાન કરનારો સેમોસની ભૂમિ પરનો મારો માલિક, ચિંતક ઝેનથસ મોત પામ્યો છે, કેફ ઊતર્યો પછી તે જીવતો થશે"

"તો હમણાં હું કોણ છું?" ચિંતક વિચારમાં ગરકાવ થઈ જતો, પેલા કદરૂપા શરીરમાંથી પ્રકાશની અનિમીષ આંખોમાંથી ઊભરાતી અનુકંપા દેખતો ધ્રૂજી ઊઠ્યો.

"અત્યારે ઈસપ માલિક છે, ઝેનથસ ગુલામ છે."

પછી ઝેનથસે ઈસપને મુક્ત કર્યો. સેમોસનગરના પેલા ચિંતકનો સાથી બનેલો ઈસપ મુક્ત માનવ બનીને ફરવા લાગ્યો, ત્યારે સેમોસનગરમા લીડીયાના મહારાજા ક્રીસસે મોકલેલા યુદ્ધ-દૂત આવ્યા. સેમોસ શરણ ન સ્વીકારે તો ક્રીસસ તેનું પતન કરવા આવી પહોંચવાનો હતો.

સેમીઅનોની સભા મળી. સેમોસના નાગરિકોએ ક્રીસ-

સેના આક્રમણને રોકી રાખવાનો સંદેશો લઈને પોતાના દૂત વીડીયા મોકલવાનું નક્કી કર્યું. સેમોસ નગરનો રાજદૂત બનીને ઈસપ લીડીયાના પાટનગરમાં આવી પહોંચ્યો. એણે આવો વૈભવ અને આવું ઐશ્વર્ય પહેલી વાર દીઠાં. મોટા રાજમહાલયના આરસથી જડેલા વિશાળ ખંડોમાં એ હેરત પામતો પેઠો. બિલકુલ સુવર્ણની પ્રતિમાઓ અને હાથીદાંતની અજબ જેવી કરામતો દીઠી. સુવર્ણ અને ઝવેરાતથી અંજાતો એ પહેલી વાર મખમલની જાજમો પર ચાલતો દેવતાઈ કહેવાતા રાજાના રત્નજડિત સિંહાસનની સામે ઊભો. પેલો દેવતાઈ મહારાજા સેમોસથી આવેલા આ કદરૂપા રાજદૂત તરફ દેખતો પોતાના પ્રધાનને પૂછવા લાગ્યો, "સેમોસની નગરસભાએ આ માણસને મારાં લશ્કરોને થંભાવી દેવા મોકલ્યો છે!" અને પછી પેલા સેમોસના દૂત ઈસપને એણે ફરમાવ્યું, "બોલ દૂત, બોલ, તું શું વાત લઈને આવ્યો છે?"

સેમોસનો રાજદૂત ઈસપ, નાનકડા બચ્ચાને વાર્તા કહેતો હોય તેમ બોલ્યો :

"એક સમયે વનવગડામાં, એક શિકારીએ એક સ્કાયલાર્કને પકડી. પેલી પંખિણીએ પેલા શિકારીને કહ્યું, 'માનવી, મેં કદી પણ કોઈનું બૂરું કર્યું નથી...મેં તો માત્ર ગાયા જ કર્યું છે, સાંભળવાનો ખપ કરે તો, એને ખાઈ જવા કરતાં, હું ગાયા કરું અને તું મને તારા અંતરમાં ઉતાર્યા કર!"

પછી થોડાક દિવસો સુધી ઈસપનીતિનું રાજકાર્ય રાજાએ સાંભળ્યું. લીડીયાના મહારાજા ક્રીસસે સેમોસ પર આક્રમણ નહીં કરવાનું વચન દઈને ઈસપને વળાવ્યો. સેમોસનાં નગરજનોએ આ મહામાનવનું બહુમાન કર્યું અને પોતાના નગરચોકમાં આ ઈસપની પાષાણ–પ્રતિમાની રચના શાંતિદૂત તરીકેની સ્થાપી.

પછી કોરીન્થનગરે આ મહા માનવનું માન કરવાનું સંમેલન ભર્યું. ગ્રીસના જાણીતા સાત શાણાઓ ત્યાં આવ્યા.

ગ્રીસ દેશે યશસ્વી તરીકે સ્વીકારેલો, ઈસપ પછી બેબીલોનના બાદશાહના આમંત્રણથી વિશ્વનગર કહેવાતા બેબીલોનમાં ગયો. બેબીલોનના રાજદરબારમાં, વાતવાતમાં વાર્તા કહેતા આ મેધાવીના પ્રકાશથી દરબારીઓ અંજાયા, અને સંકોચાયા. એકવાર ઈસપે બેબીલોનના ધર્માચાર્યોને, માનવસમાજમાંથી નીપજતા કચરાના ઉકરડાના ઢગલા સાથે સરખાવ્યા. બેબીલોનનો બાદશાહ પણ તેને બચાવી શકે તેમ નહીં દેખાયું. ઈસપને દેહાંત દંડ પામવાની શિક્ષા થઈ. એક મોટા ઊંચા ખડકની કિનારી પરથી ઈસપને બાંધીને નીચેની ઊંડી કરાડમાં ફેંકી દેવામાં આવ્યો. ઈસપનો ઇ. સ. પૂર્વે ૫૬૦માં વધ થઈ ગયો.

પણ એણે માનવોના જગત માટે આલેખેલી પ્રાણીઓની વાર્તાઓ માનવોના સમાજની સૌથી મોટી નીતિકથાઓ બનીને, સૌ સમય અને સૌ પ્રદેશોની જીવનઘટનામાં ચતુર આનંદની ચકોર એવી ઈસપનીતિ બનીને આલેખાયા કરી. ગ્રીસ દેશનાં માનવોએ આ મહા માનવનો, બેબીલોનની ધર્મઘટનાએ કરી નાખેલા વધની વાત સાંભળી ત્યારે સેમોસમાં, ઈફીસસમાં અને કોરીન્થમાં નાગરિકોની શોકસભાઓ મળી. આ શોકસભામાં, નાગરિક માલિકો અને ગુલામોએ આ મહાનુભાવનું સ્મરણ કર્યું. એથેન્સ નગરમાં નગરચોકમાં જ્યાં ગ્રીસના સપ્તર્ષિઓની પાષાણ–પ્રતિમાઓ હતી ત્યાં જ એક સો વરસ પછી ગ્રીસના આ આઠમા સંતની પાષાણ–પ્રતિમા તૈયાર કરવાનું કામ લીસીપસ નામના કલાકારને સોંપવામાં આવ્યું.



## મૂર્ખ ગમાર !

ચોતરફ ધુમાડો પ્રસારી રહેલી છતાં ધવલ વસ્ત્રધારિણી સીગરેટ મેજ ઉપર પડેલી ભૂંગી ખાખ–દાનીમાં થોડી વિશેષ રાખ ટપકાવતાં એને કહી રહી હતી, 'મૂર્ખ ગમાર! આ દિવાનખંડની નખશીખ શોભા વચ્ચે તું એક જ માત્ર ભૂંડી ભૂખ જેવી અળખામણી દેખાય છે એનું ભાન છે તને?'

**પુરુષોત્તમ સંઘવી**

મહેબૂબ એસ. પઠાણ.

# બીજું મૃત્યુ

કવિ આત્મા પોતાના શબ્દોને રેલાવતી વખતે ગદ્યમાં પણ કવિતા જ રચી નાખે છે. એવી જ આ એક ગદ્યકવિતા છે જેની શૈલી, રજુઆત અને શબ્દબદ્ધતા તેના લેખકને કવિ તરીકે પીછાની શકે. આ અગાઉ આ જ લેખકનું પ્રગટ થયેલુ એક કાવ્ય ઊર્મિના વાચકોને પરિચિત હશે જ

અશ્રુઓને ઠારીને સાચાં હીરા મોતી બનાવી શકાત તો એ વિશ્વનો મોટો ઝવેરી બન્યો હોત......

વિચારો અને કલ્પનાની રેટલી વણી શકાત તો એ ભૂખે ન મર્યો હોત,.....

ઉષા અને સંધ્યા સમયે નભ ઉપર બાઝતા એ રંગીન જાળાં વડે કપડાં વણી શકયો હોત તો એ એના નાગા માનવબંધુઓને ઢાંકી શકયો હોત......

વ્યવહારુ લોકોએ લક્ષ્મી સાચવી. જ્યારે એણે પ્રજાનાં દુઃખ દર્દ અને અશ્રુઓ સાચવ્યાં...જીગરમાં સમાવ્યા અને ગીતોમાં ગૂંથ્યાં.

'આજે એ મતવાલા શાયરે નેત્રો બીડી લીધાં .જનાજાના તુતકના એક ખૂણે ક્ષિતિજ તરફ હાથ લાંબો રાખીને હંમેશ માટે પોઢી ગયો. લોકોએ જ્યારે તેના દેહને ભર દરિયે સાગરના ભીંજાળના હાથોમાં સોંપ્યો, ત્યારે સંધ્યાનું મુખ રડીને લાલચોળ બની ગયું હતું.

...અને એ શાયર સાગરના હૈયામાં ધીરે ધીરે ઊતરવા લાગ્યો સાગરના શીતળ સ્પર્શથી શાંત થયેલી એની ઊર્મિઓ સળવળાવી.

નાનાં રંગબેરંગી માછલાઓ તેના શરીર સાથે નિર્દોષ ચેષ્ટા કરવા લાગ્યાં...ક્યારેક સાગર હૈયાના પોલાણમાં ડોલતાં તરુવરોનો મધુર સ્પર્શ થઈ જતો અને ક્યારેક કવિ દેહની ઠેસથી ગભરાઈને કો'ક કાચબો પોતાનું માથું સંકેલી લેતો ત્યારે કવિને. મૃતાત્મા પણ ઘડીક મલકાઈ જતો.

કાચની એ શીતળ કબરમાં કવિને અલૌકિક શાંતિનો અનુભવ થવા લાગ્યો...પાણીમાં ગળાઈને ઊતરતાં સૂર્યનાં કોમળ કિરણો, કદીક માછલાના મોઢામાંથી નીકળતા પરપોટાનો 'બુડ બુડ' અવાજ; ચારેકોર શીતળ શાંતિ જાણે દબી દબીને ભરેલી લાગતી હતી...

કવિનો મૃતદેહ જ્યારે સાગરના તળીએ અડકયો ત્યારે તેની ફાટેલી આંખોએ દરિયાની દોલત આસપાસ વેરવીખેર પડેલી જોઈ...ક્યાંક ભાંગી ગયેલા વહાણના હાડપીંજરમાં સોનાની પાટોને માનવગુલામીમાંથી મુક્ત થઈને શાંત સૂતેલી દીઠી...

છીપમાં છુપાઈને બેઠેલાં મોતીઓની ચળકતી આંખો કવિના દેહને આશ્ચર્યપૂર્વક નિહાળી રહી હતી...ઘડીભર એ કવિ–આત્માને પોતાનું મોત આનંદમય લાગ્યું ..હવે તેની પાસે વાચા ન હતી, પરંતુ સ્પર્શથી તેને માતી નાહનની ઝાંખી તેનાં ખુલ્લાં નેત્રો દ્વારા થઈ રહી હતી...ધરતીના પટ ઉપરનાં આંસુઓની ખારાશ સાગરના ખારા નીરમાં ન હતી. તેને લાગ્યું કે સાગરની સૃષ્ટિ ખરેખર જેટલી સમૃદ્ધ છે, તેટલી જ સુખી છે...અહીં વેરવૃત્તિ નથી...સદ્અસ્તિત્વની ભાવનાનું સાચું દર્શન છે...અને...અને ..

તે જ વેળાએ કવિદેહ સાગરજળના હલન સાથે ડોલી ઊઠયો...નાના સોનેરી માછલાનું એક વૃંદ નાસતું આવી લાગ્યું...અને તેની પાછળ એક વિશાળ કદની માછલી વરની જેમ દોડતી હતી...ઘડીભર શાંત વાતાવરણ ડહોળાઈ ગયું...છીપલા ધ્રુજીને પોતાના દ્વાર બંધ કરવા લાગ્યાં...તરુવરો ડરતા માર્યાં આમતેમ ડોલવા લાગ્યા...અને લીલથી ચીકણા બનેલા ખડકના પોલાણમાં નાના જીવ પોતાની જાતને સંતાડવા લાગ્યા. જોતજોતામાં મોટી માછલી કેટલાયે નાના નિર્દોષ જીવો ગળી ગઈ...કવિ જોઈ રહ્યો...કંઈ ન કરી શકયો...ફક્ત એક મોતીને તેની સ્થિતિની દયા આવી અને તે તેના પહોળા નેત્રના એક ખૂણે આવીને તેનો અંતર–આત્મા ઝંખવા લાગ્યું...

મોટી માછલી પોતાના વિજયના નશામાં પોતાની લાંબી પૂંછડીને આમતેમ ડોલાવતી ત્યાં ફરવા લાગી. તે જ વખતે દૂરથી એક કાળું વાદળું નજીક આવતું

પ્રદ્યુમ્ન કંચનરાય દેસાઈ

# ગરૂડ કુટુંબ

ઊર્મિનાં વાચકોને જાણીતા પ્રાણી-પક્ષી-વિશારદ લેખક આપણા ગરુડ પક્ષીનો પરિચય આપે છે. ગરુડને તો વિષ્ણુ ભગવાનના વાહન તરીકે હિંદુ ધર્મમાં મનાય છે. છતાં એ પક્ષીની સમાન જાતનાં બીજાં પક્ષીઓ સાથેનો એ કુટુંબ-પરિચય દરેક વાચકોને ગમશે જ...

## દેશી ઝુમસ

મળી કરતાં મોટાં કદનો દેશી ઝુમસ રંગે ઘેરો પણ આવે છે અને હલકા રંગનો પણ દેખાય છે એટલું જ નહિ, કેટલાક તો આ ઉપર બતાવેલા બંને પ્રકારના મિશ્રણવાળા રંગના જોવા મળે છે. પણ આ તેની રંગ-બદલી કરવાની ક્રિયા હોય એમ જણાય છે. તેનો સામાન્ય રંગ પીળાશપડતો અથવા આછો પીળો કથ્થાઈ પેટાળમાં અને પીઠ ઉપર ઘેરો કથ્થઈ રંગ રહે છે. હલકા રંગના ઝુમસમાં પીઠનો ભાગ ઝાંખો પીળાશ પડતો અથવા આછો પીળો કથ્થાઈ રહે છે જેમાં ગરદન અને માથાનો રંગ ઝાંખો ધોળો હોય છે. અને પેટાળ પીળાશપડતા ધોળા રંગનુ હોય છે. ચાંચ ઉપરની ચામડીનો રંગ ઝાંખો પીળો. પગ પણ ઝાંખા પીળા અથવા ધોળાશ પડતા રાખોડી રંગના અને શાંનાં મોટા પીંછાં કાળા રંગનાં રહે છે. જ્યારે ઘેરા રંગના દેશી ઝુમસની પીઠનો રંગ ઘેરો કથ્થાઈ અને પેટાળ મટોડીઆ કથ્થાઈ રંગનું રહે છે. કેડ ઉપર ઝાંખો રંગ હોય છે. જે દરેક પ્રકારના ઝુમસમાં જોવા મળે છે. દેશી ઝુમસ કદમાં પરદેશી ઝુમસ કરતાં નાનો રહે છે. પગ આંગળાં સુધી મોજાકસ હોય છે. તેની આંખો કથ્થાઈ રંગની રહે છે. દેશી ઝુમસ તેના પરદેશી ભાઈ સાથે ઘણો મળતો આવે છે, પણ શક્તિમાં તે તેના પરદેશી ભાઈ કરતાં કમ મનાય છે. પરદેશી ઝુમસમાં જે ચોખ્ખો વરતાઈ આવતો પીળાશ-પડતા રંગનો પાંખમાં પટ્ટો આવે છે તે પટ્ટો આપણા દેશી મિત્રમાં દેખાતો નથી. નરમાદા રંગમાં સરખા રહે છે પણ કદમાં માદા મોટી રહે છે. સામાન્ય રીતે તે બોલતા સાંભળવામાં આવતો નથી પણ સંવનનમાં તે પોતાની માદાનું ધ્યાન ખેંચવા 'ઘા ઘા ઘી' એવી બોલી કરતાં સાંભળવામાં આવે છે. દેશી ઝુમસને મનુષ્ય-વસવાટ આગળ વસવું વધારે પસંદ છે. જેથી તે સ્વભાવે જરા પણ ડરપોક નથી એટલે નજીક જોવા જઈએ તો ભાગી જતો નથી.

આ ઝુમસ શહેરમાં મકાનનાં છાપરાં અને ગીચ લત્તામાં ઊગેલા મોટા વૃક્ષમાં આશરો લેવા આવતા જણાય છે. દરેક પ્રકારની સીમ તેના વસવાટને અનુકુળ છે. એમાં વેરાન રણ પ્રદેશ અને કાંટનો પણ સમાવેશ થાય છે. ઊડાનમાં તે બહુ ધીરે ધીરે પાંખો ધમે છે. જે સામાન્ય રીતે દરેક પ્રકારના ગરુડમાં હોય છે. એ જ્યારે ગગનમાં ગેડા મારતો હોય ત્યારે

---

દેખાયું...જોતજોતામાં એક રાક્ષસી કદનું મચ્છ ત્યાં આવી પહોંચ્યું...વિજયી થઈ ચૂકેલી મોટી માછલી નાસવાનો પ્રયત્ન કરે તે પહેલાં તો રાક્ષસી કદની માછલીના વિશાળ મુખદ્વારમાં તે અદૃશ્ય થઈ ગઈ... ઘડીક પહેલાંનું સ્વચ્છ અને શાંત ચિત્ર મેલું થઈ ગયું. સૂર્યનો પ્રકાશ હવે ત્યાં પહોંચી શકતો ન હતો...સર્વત્ર અંધકાર હતો અને એ અંધકારમાં કવિનો મૃતદેહ ડોલી રહ્યો હતો...સૌંદર્ય, શાંતિ અને સત્ય પાછળ દોડનારો એ આત્મા ફરી એકવાર છેતરાયો...સાગરના તળિયે પણ ધરતીના નિયમોનું પાલન પ્રત્યક્ષ નિહાળ્યું. નાના જીવ ઉપર પોષાતો મોટો જીવ અને તેના ઉપર જીવતો તેથી મોટો જીવ અને...બસ એ જ નિયમ .. સૃષ્ટિના સર્જનહારના શાણપણમાં ઘડીભર શંકા આવવા લાગી...કવિનાં નેત્રો બીડાઈ ગયાં ..જાણે આ બધું જોઈ ન શકયો...સમુદ્રજળની એક ઠેસ સાથે તેના મૃતદેહે પાસું ફેરવી લીધું...આસપાસ છીપ-નયનોમાં ઝળકતાં મોતીઓ કવિનું આ બીજું મૃત્યુ નિહાળીને ખરી પડયાં...



સમળીથી જુદો તરત જ પાડી શકાય છે, કારણ કે તેનું કદ અને ગોળ પૂંછડી હોવાથી ખબર પડી જાય છે. એ જ માફક ખેરા અને ગીધ વચ્ચે ભેદ પારખતો હોય તો તેની પાંખો રાખવાની રીતથી અને ગીધ કરતાં લાંબી પૂંછડી ઉપરથી જુદો તારવી શકાય છે. એ વખતે તેની પાંખો સહેજ બીડેલી જણાય છે. ઘણી વખત રસ્તા ઉપર આવતા તારના થાંભલા અને વૃક્ષો ઉપર તે રાતવાસો કરે છે અને ક્યારેક દિવસના આરામ પણ કરે છે તે વખતે મોટર ગાડાં કે એવા વાહનની જરાય દરકાર કરતો નથી. પછી માણસની તો શા માટે કરે ? એટલે તે નિરાંતે બેઠો જ રહે છે. જીવતું કે મુડદાલ ગમે તેવું ખાવાનું જડી જાય તો પેટ ભરી લેવા ભૂલતો નથી. અને જ્યારે પ્રાણીઓનો શિકાર કરવા પ્રેરાય ત્યારે, ખરગોશથી મોટા કર્તનશીલ ઉપર તૂટતો નથી. વળી શિકારી પંખી માત્ર પોતાના શિકારને બરાબર ઊડતાં ન જણાતાં તે તેનો પીછો કરવા ભૂલતા નથી એમ આ ઝુમસ પણ કરે છે. શિકાર ઉપર ઊંચેથી ત્રાટકવાની તેની રીત છે. અને મુડદાલ ઢોર કે જનાવર ઉપર ગીધનો હુમલો થાય તે પહેલાં પહોંચી જાય છે. બાકી બીજાનું ખાજ પડાવી લેવું એ તો આ કુટુંબની ખાસિયત છે. અને નાના પંખીને જ ખાવા દેવું એ તેનો ધર્મ માને છે.

આખા સૌરાષ્ટ્ર ગુજરાતમાં તે વ્યાપક રીતે જોવામાં આવે છે. એટલે ભારતની ભૂમિ પણ તેનાથી ક્યાંય વંચિત નથી. જ્યાં વસે છે ત્યાં તે હમેશાં જોવામાં આવે છે પણ ક્યારેક સ્થાનિક પ્રવાસ ખેડતો હોય છે.

નવેમ્બર માસમાં તેના માળા જોવામાં આવે છે અને માર્ચ માસ સુધી તેનાં બચ્ચાં જોવા મળી આવે છે. આ ઝુમસ સંવનન કરતાં કરતાં હવામાં ડુબકી ખાઈ પાછો એ જ જોરમાં અદ્ધર ચડી જાય છે તેમાં કેટલીક વખત આખું ચક્કર તો કેટલીક વખત અર્ધ ચક્કર ખાઈ જાય છે એ એમ કરતાં પોતાની બોલી કરતો સાંભળવામાં આવે છે. આ સંવનન ચાલતું હોય ત્યારે માદા કાં તો પોતાની ઉપર ગગનમાં હોય અથવા તો માદા તેને જોઈ શકે એવી જગ્યાએ હોય છે. એમ કરતાં ખૂબ ઊંચેથી તે નીચો આવતો જાય છે. અને માદા પાસેના વૃક્ષ ઉપર બેસે એટલે પ્રજોત્પત્તિ કરે છે. અને બહુ ઊંચાં વૃક્ષ માળો બાંધવા માટે પસંદ કરતા નથી. ખાસ કરી બાવળ ખીજડામાં મોટાં સાંઠીકડાંનો માળો બનાવી દે છે. માળો બનાવવામાં બન્ને પંખીઓ મદદ કરે છે એ જ માફક બચ્ચાં ઉછેરવામાં પણ નર સાથ આપે છે. બચ્ચાનું પેટ ભરવા માટે નર માદા બંને શિકાર કરવા નીકળી પડે છે. એવે વખતે લોંકડી જેવાં પ્રાણીને મારતાં પણ ડરતાં નથી. અલબત્ત બચ્ચાંનું પેટ ભરવું હોય ત્યારે કોઈપણ પંખી હિંમતવાળું નથી બની જતું ? સામાન્ય રીતે ગરૂડ કુટુંબ એક વખત માળો બાંધવાની જગ્યા પસંદ કરે પછી જ્યાં સુધી તેને ત્યાં કાંઈ મુશ્કેલી ન નડે ત્યાં સુધી એ જ જગ્યાએ આવી બચ્ચાં ઉછેરે છે. આ ઝુમસ એક કે બે સફેદ રંગનાં લંબગોળ ઈંડા મૂકે છે. જેમાં રતાશપડતાં ધાબાં હોય છે ઈંડામાંથી બચ્ચું નીકળ્યા પછી લગભગ સીત્તેર પંચોતેર દિવસે તે માળો છોડે છે. માળામાંથી બચ્ચા ઊડી જાય પછી માબાપ બનતાં સુધી તે જગ્યા છોડી દે છે અને એ પછીના બીજા ઓકટોબર માસમાં પાછાં બચ્ચાં ઉછેરવા ત્યાં આવી પહોંચે છે.

દેશી ઝુમસનો આહાર ઉંદરથી માંડીને લોંકડી સુધીનાં પ્રાણીનો છે તેમાં ઘો, સર્પો અને મોટી જીવાતનો પણ સમાવેશ થાય છે. એ ઉપરાંત મુડદાલ માંસથી પણ પેટ ભરી લે છે. કેટલીક વખત ઓચીંતો હુમલો કરી પોતાનો શિકાર મારી લેવામાં પણ પ્રવીણ છે. નરમાદા સંપીને શિકાર કરતા હોય ત્યારે એક બીજાને પૂરી મદદ આપે છે પણ જે શિકાર પકડી લેવામાં સફળ થાય તે પછી બીજાને ન આપતા કાં તો એકદમ ખાવા લાગે છે અથવા તો લઈને ભાગે છે. અને એ ખાજ પાછું મેળવવા માટે તેનો જોડીદાર તેની

પાછળ પડે છે અને શિકારને કોઈપણ હિસાબે છોડાવે છે અથવા બંને સામસામા તોડાતોડ કરી જે મળ્યું તે પેટમાં પધરાવી દે છે.

દેશી ઝુમસને અંગ્રેજીનાં The Indian Tawny Eagle કહેવાય છે અને વિજ્ઞાનિક રીતે ઓળખવા માટે Aquila Rapex Vindhiana (Franklin) એમ કહેવું જોઈએ.

### ટપકીવાળો ઝુમસ

સમળી કરતાં મોટા કદના ટપકીવાળા ઝુમસનો રંગ એક સરખો કથ્થાઈ આવે છે. પણ ક્યારેક પીઠ ઉપર ધોળાં ટપકાં હોય છે અને પૂંછડી ઉપરના ભાગમાં પણ સફેદ ડાઘો રહે છે. પગની નળી ઠેઠ આંગળાં સુધી મોજાકસ. આંગળાંનો રંગ ઝાંખો પીળાશપડતો ધોળો રહે છે નસકોરાં ગોળ, આંખો ઘેરી કથ્થાઈ અને ચાંચ ઉપરની ચામડી પીળા રંગની હોય છે. આ ઝુમસને ખુલ્લો પણ પૂરતો પાણીવાળો પ્રદેશ ગમે છે. ઉડાનમાં તેનાં શાંના પીંછાં વધારે ગોળ વરતાય છે. તે ઉપરાંત નીચે વળેલાં રહે છે. બીજાં ગરૂડો કરતાં તેનાં પીંછાં વધારે ગોળ રહે છે. આથી તેની ઉડાનની રીત બાજને વધારે મળતી આવે છે. પાંખનાં મોટાં પીંછાં કાળા રંગનાં હોય છે. નાની ઉંમરના ઝુમસના ખભા, બીજાં પાંખનાં પર તથા પૂંછડી ઢાંકતા પીંછાં ઉપર પીળાશ પડતાં ઘેરા ટપકાં ચોખ્ખાં જોવામાં આવે છે. જે ટપકાં પુખ્ત વયે સરખાં થઈ જાય છે. જ્યારે તે ગગનમાં ગેડા મારતો હોય છે ત્યારે નીચેથી જોતાં તેનું પેટાળ કેટલાક ઝુમસમાં બહુ ટપકાંવાળું હોય છે અથવા તો ઘેરા કથ્થાઈ અને પીળાશ પડતા રંગના મિશ્રણવાળું જણાય છે. તેનો સ્વભાવ દિવસનો ઘણો ભાગ ગગનમાં અદ્ધર ચઢી ગેડા મારવાનો છે, જે વખતે વારે વારે પોતાની પાંખને ઉઘાડ–બંધ કર્યાં કરે છે. રંગે નર માદા સરખાં હોય છે પણ કદમાં માદા મોટી જણાય છે.

ઘણી રીતે જોતાં આ ઝુમસ સ્વભાવે શરમાળ માલૂમ પડયો છે. એટલે વહેમાય કે તરત જ ઊડી નીકળે છે. વળી ક્યારે રાડયો નાખવાનો પણ શોખ રાખે છે. જે વખતે ચીચીયારી અને 'ચેપ ચેપ' જેવો અવાજ કરે છે. ઘણે ભાગે તો એકાંત જગ્યાના વૃક્ષ ઉપર બેસવાનું પસંદ કરે છે. પણ ક્યારેક વનરાજીમાં પાણી હોય તો તે જગ્યાએ જઈ બેસે છે. આ ઝુમસ શિયાળા સિવાય દેખાતો નથી અને તે પણ જોડીમાં નહિ. છતાં તેને શોધવો હોય તો મોટા તળાવ અને નદીકિનારા જોવા જોઈએ.

ટપકીવાળા ઝુમસનો વસવાટ ઘણા દેશોમાં છે. જેમાં યુરોપ, એશિયા, ચીન અને આખું ભારત આવી જાય છે. આપણે ત્યાં જરા દુર્લભ ગણી શકાય ખરો. છતાં હમેશાં વસી કોઈ ઠેકાણે પ્રજોત્પત્તિ પણ કરે છે. તેનો માળો જ્યાં પાણી અને ગીલા હોય તેની નજીક જણાય છે. આથી રહેવાસી પણ કહેવાય અને સ્થાનિક પ્રવાસી પણ કહેવાય.

ફેબ્રુઆરીથી મે માસમાં તેનો માળો ભાલ બાજુ જોયાનું કહેવાય છે કે જ્યાં વહેંતીયાળ પાણીવાળી નદીઓ પાસે હોય. તે પોતાનો માળો સાંઠીકડાનો બનાવે છે. એ માળો બાંધવા માટે એકાકી વૃક્ષની પસંદગી કરે છે. આ માળામાં એક જ ધોળું ઈંડું મૂકે છે. છતાં ક્યારેક જાળાં ઝાંખરાંવાળી કાંટમાં આવેલા વૃક્ષ ઉપર માળો દેખાય છે. પણ તેના માળા આપણે ત્યાં જરા દુર્લભ ગણાય. એટલે ખાસ નજરે ચડતા નથી.

દેડકાં, સાપો, ઘો અને કર્તનશીલ પ્રાણી ઉપરાંત પાણીકાંઠે વસતાં પંખીઓ અને બીજાં ભૂતલવાસી પંખીઓ મારી ખાય છે. અને નાનાં સસ્તન પ્રાણીઓનો પણ શિકાર કરી પેટ ભરી લે છે. સ્વભાવે જેટલો મનાય છે એટલો જુસ્સાદાર નથી. અને શિકાર ન જડે તો પાણીકાંઠાના છીવડાં પણ વીણી ખાય છે.

અંગ્રેજીમાં ટપકીવાળા ઝુમસને The Greater Spotted Eagle કહેવામાં આવે છે અને Aquila Clanga (Pallas) એ એનું વિનાનિક નામ છે.





મનુષ્ય એ સામાજિક પ્રાણી છે. પ્રાણી શબ્દ લગાડતાં સહેજ સંકોચ થાય છે છતાંય એમ કહ્યા વગર આપણે મનુષ્યો રહી શકતાં નથી. આપણે પણ તેના વર્ગનાં છીએ—વાનરોના વંશજ છીએ એવું સાબિત થયું છે.

મનુષ્ય પાસે બુદ્ધિ છે, વિચારવાની અને તેને રજૂ કરવાની તાકાત છે બાકી instinct —કુદરતી પ્રેરણાદ્વારા વંશવેલો વધારવો, જાતિ પ્રત્યે પ્રેમ, પોતાનાં સગાંસંબંધી પ્રત્યે રાગદ્વેષ, માયા મોહની જંજાળ પણ માત્ર મનુષ્યમાં જ નહિ પણ પ્રાણીમાં પણ હોય છે. આટલો થોડો તફાવત મનુષ્ય અને પ્રાણી વચ્ચે છે પણ એ જ અગત્યનું છે. એ તફાવતને કારણે જ આજે મનુષ્ય વર્ગ મહાન છે. એટલે જ માનવી માત્ર પશુ–જીવન જીવીને જ આનંદ નથી મેળવી શકતો. એને તો આ દુનિયામાં ઘણું ઘણું કરી છૂટવાનું છે. તેની સાથે જ મનુષ્યને પાડી રહેલા અહમ્, ઈર્ષા, અને કીર્તિને ખાતર થતા ધમપછાડાથી એને ચેતવું પડશે. માત્ર મોટા થવાથી કે બીજાને આગળ નહિ આવવા દેવાથી આપણું કામ પાછળ રહી જશે. મનુષ્ય મનુષ્ય વચ્ચે ભેદભાવ રાખી જો ઈર્ષા અને અદેખાઈથી જ ખડકાયેલાં રહીશું તો પતન તરફ આપણું પ્રયાણ ગણાશે. સત્ય અને અહિંસાનો પાઠ પઢેલું ભારત એ પ્રકારની હલકી મનોવૃત્તિ છોડશે તો જ તેનું પ્રારબ્ધ ઉજ્જવળ બની શકશે.

અને તેને માટે નાના ઘરથી શરૂઆત કરવી જોઈએ. સંસ્કારનો વારસો ઘરમાંથી જ મળે છે, વાતાવરણની અસર પછી થાય છે. સૌથી પહેલાં વડીલો બાળકને ખાતર સારી ટેવો અપનાવશે તો તે બાળક મોટું થયેથી ખરાબ ટેવમાં ક્યારે પણ ફસાશે નહિ. એટલું જ એને પ્રમાણિક બનાવવાની જરૂર છે. કેટલાંકને એમ કહેતાં સાંભળ્યાં છે કે 'થાય તેવાં થઈએ તો ગામ વચ્ચે રહીએ ! સાચી વાત હશે કદાચ. પરંતુ તે પણ વારસાગત મળેલા સંસ્કાર ઉપર આધાર રાખે છે. નાનપણથી જ બીજી વ્યક્તિને સાંખી ન શકે તો મોટપણે તે શું કરશે ? ઈર્ષા અદેખાઈથી પર રાખી તેની આગળ શક્તિથી તેના ઉજ્જવળ ભાવી તરફ પ્રયાણ આદરવા દઈશું તો દુનિયામાં ચાલી રહેલા ગલીચ વાતાવરણથી નવી પેઢીને જરૂર બચાવી શકીશું. પરંતુ એને માટે એકે એક વ્યક્તિએ ચેતવાની જરૂર છે.

## બાળકોની સંખ્યા

છ બાળકોની વચ્ચે તરલાને ઘેરાયેલી જોઈ ઘડીભર તો હું વિચારમાં પડી ગઈ. બિચારી તરલા કરે પણ શું; બાળકોના તોફાન સામે ક્યાંથી બધું વ્યવસ્થિત રાખી શકે ! તેની પરિસ્થિતિ જોઈને દયા આવી ગઈ.

તરલાની બિનઆવડતની વાતો બીજાઓ પાસેથી ઘણી સાંભળવા મળતી. બાળકો તરફ તો એ બિલકુલ ધ્યાન આપી શકતી નહિ. એક પછી એક બધાં સાથે ભેગાં થઈને એને ખૂબ પજવતાં. તરલા સ્વભાવે જરા ચીડિયણ બની ગઈ હતી. તે ચીડાય તેમ પેલાં વધુ તોફાન કરે. છેવટે એકાદને પ્રસાદી ચખાડે ત્યારે કંઈક શાંતિ થાય.

તરલા શરીરે ખૂબ નબળી—એનીમીક થઈ ગઈ હતી. બધાં જ બાળકો લગભગ સવાસુરિયાં હતાં. ઉપરાઉપરી આવતી સુવાવડો અને ચિંતા બન્નેએ ભેગાં થઈ તેના શરીરને અશક્ત બનાવી દીધું હતું. વસ્તીવધારાનો પ્રશ્ન તેને ચારે બાજુથી મૂંઝવી રહ્યો હતો. આજના મોંઘવારીના જમાનામાં દૂધ શાકથી માંડીને તે ભણતરની બધી જ ચીજો મોંઘીદાટ પડતી હતી. ઉપરાઉપરી થતાં બાળકોને કારણે પોતે ભણેલી હોવા છતાં ધ્યાન આપવાને માટે અશક્ત હતી. છેવટે ઈશ્વરને ભરોંસે છોડી ઘર પરાણે નભાવ્યે રાખતી હતી.

આજે તો જમાનો બદલાયો છે—બદલાતો રહ્યો છે. એને અનુસરીને ન ચાલીએ તો ઘણા પાછળ પડી જઈએ. કુટુંબનિયોજનનો પ્રચાર ઘેર ઘેર થઈ રહ્યો છે. દેશના અને કુટુંબના હિતને ખાતર એ પ્રયોગ આજે જરૂરી છે. અને છતાં કેટલોક ભણેલો વર્ગ ઈશ્વરને ભરોંસે છોડી તેનાથી અલિપ્ત રહેવા માગે છે. અભણ વર્ગને સમજાવતાં મુશ્કેલી પડે એ તો સમજાય તેવી વાત છે.

તરલાનો પ્રશ્ન એવો જ કંઈક હતો. ઘણાં મિત્રોએ તેને કહ્યું કે હવે તો તમારે કુટુંબનિયોજન કરવું જોઈએ. ત્રણ બાળકો થયાં ત્યારનો આ પ્રશ્ન તેઓ વિચારી રહ્યાં હતાં. પણ તરલાના પતિ રમેશચંદ્રને ગળે આ વાત ઊતરતી નહોતી. કુદરતની વિરૂદ્ધ જઈને સાધનો વાપરવાં તે તેમને અજુગતું લાગતું હતું. ગાંધીજીના સિદ્ધાંત પ્રમાણે આત્મસંયમ કેળવવો અને સંયમથી રહેવામાં તે માનતા હતા. પરંતુ આટલી નાની વયમાં સંયમી બનવું કેટલું કઠીન છે તે તેમન મગજ-માં નહોતું ઊતરતું. અને ત્રણનાં છ બાળકો સુધી તે પહોંચ્યાં.

ઘરમાં એક જ વ્યક્તિ કમાનાર, આજની મોંઘવારી અને બાળકોનો ઉપદ્રવ આ બધા ત્રાસમાંથી હવે કેમ છૂટવું ! તરલાનું હવે કંઈ ચાલે તેમ નહોતું. છતાં એ મક્કમ થઈ શસ્ત્રક્રિયા કરાવવા. પરંતુ તેનું શરીર ઘણું નબળું હતું એટલે એણે રાહ જોવી જ રહી. છતાં પણ અકુદરતી ગણાય તેવું કૃત્ય કરવા રમેશચંદ્ર તૈયાર નહોતા. જો તેઓ શસ્ત્રક્રિયા કરાવે તો નિરાંત થઈ જાય પણ એ દિન આપણા સમાજમાં ક્યાંથી....!

આજે દેશને માયકાંગલાં બાળકોની જરૂર

નથી. એવાં બાળકોની વસ્તી ન વધે તે માટે પણ દરેક બાળક વચ્ચે મોટું અંતર રાખવાની જરૂર છે, જો મા બાળકની દરકાર ન લઈ શકે તો એ બાળકની પરિસ્થિતિ શું ? એટલે જ દરેક માતાએ પોતાના બાળક વચ્ચેનું અંતર નક્કી કરવું જોઈએ અને શક્તિ પ્રમાણે બાળકોની સંખ્યા નક્કી કરવી જોઈએ.

## ઘર બાળીને તીરથ

'ઘરની મુખ્ય વ્યક્તિ આખો વખત બહાર રહે કે બહારગામ જ ફર્યા કરે તો ઘરમાં રહેનારાની શી દશા થાય ?'

આ એક નાજુક પ્રશ્ન એક સામાજિક કાર્યકરનાં પત્ની પૂછી રહ્યાં હતાં. એ ભાઈ સવારના આઠ વાગ્યાથી બહાર નીકળી પડતા. વચ્ચે જમવા અર્ધો કલાક આવે એટલો સમય બાદ કરતાં રાત્રે આઠ વાગ્યે ઘેર પાછા ફરતા. તેમાંય દર અઠવાડિયે બે દિવસ તો ઓછામાં ઓછા બહારગામ હોય. ઘરમાં તેમનાં પત્ની તથા બે નાનાં બાળકો હતાં. પત્ની કૈલાસબહેન ઠીક ઠીક ભણેલાં અને ઘરરખુ હતાં. બાળકોનું લાલન–પાલન ગમે અને બહારની પ્રવૃત્તિ ઓછી ગમે એટલે ઘર સિવાય બીજું કંઈ જ કરી શકતાં નહિ. એકલાં જવું ગમે નહિ એટલે કોઈ પણ વસ્તુમાં રસ હોય તો પણ દબાવી દેવો પડે. બાળકો સાથે સમય પસાર કરે, ઘરકામ કરે અને વાંચનમાં વધુ સમય કાઢે તો પણ જાણે દિવસ મોટો ને મોટો લાગ્યા કરે.

જ્યારે એ કાર્યકર ભાઈની માન્યતા જ જુદા પ્રકારની હતી. એમનો રસ પણ જુદો હતો. એટલું જ નહિ પણ એ માન્યતા પ્રમાણે બીજાને પણ એમની દૃષ્ટિથી જોતાં કાર્યને દીપાવવા ખૂબ મહેનત કરતા, પણ આગળ પાછળનો વિચાર કરતા નહિ. સ્વભાવે જરા મીંજી એટલે પત્ની તો કંઈ કહી શકે જ નહિ. કામ જો સારુ થયું હોય તો ઘેર જઇને ખુશ થઇને વાતો કરી શકે પણ ધાર્યા પ્રમાણે સફળતા ન મળે ત્યારે એ જ વિચારમાં મશગુલ હોય અને મુંજી સ્વભાવ પોતાનું સ્વરૂપ પકડે.

કૈલાસબેન દિવસે દિવસે વધુ કંટાળતાં પણ આપવીતી કોને કહે ? ક્યારેક ઘરમાં ઊભરો ઠાલવતાં પણ પતિને તેની અસર થતી નહિ. પતિ તો ઉપરથી પોતે કરેલા કાર્યની પ્રશંસા, કરતા અને કેટલા આગળ વધી રહ્યા છે તે વર્ણવતા.

પત્નીની એક જ દલીલ હતી કે બહાર ગમે તેટલા મોટા હો પણ મારે શું.... ? અને સાચે જ તેને માટે તો તેમને વખત નહોતો. એક કાર્યકર તરીકે તેમણે ભલે નામના મેળવી હોય પરંતુ જો તે ઘરનો–બાળકોનો ખ્યાલ પણ ન કરી શકતા હોય તે શા કામનું !

એ ભાઈના બીજા બધા જ રસ સુકાઈ ગયા હતા. અને બીજી વ્યક્તિઓને ત્રાજવે તોલતા હતા. એમની સાથે કામ કરનાર પણ એમના જેવા મુંજી બની જતા. ક્યારેક કોઈ રમુજ કરતા કે કોઈ અમુક સમયે ઘેર જવાનો આગ્રહ સેવતા તો તેમને ઉતાવળ લાગતી. તે સહ-કાર્યમાં માનતા પણ સહકારમાં ભાગીદારી કેમ એમનાથી દૂર ભાગતી તે સમજાતું નહિ.

ગૃહિણી તરીકેની જવાબદારી અદા કરવી, બાળકોને સારાં શિક્ષણ-સંસ્કાર આપવાં અને બાકીનો સમય તેમને ગમતી પ્રવૃત્તિમાં આપવો. તેનાથી કૈલાસબેનને બે લાભ થશે. એક તો એકલવાયું નહિ લાગે, અને 'બાળકો સહિત ઘરના વાતાવરણને ઉત્સાહી બનાવી શકશે. મનગમતી વસ્તુ તરફ જ્યારે પ્રયાણ કરી શકીએ છીએ ત્યારે પ્રફુલ્લિત રહી શકાય છે. અને પતિને પણ ભાન થશે અને પત્નીની કદર કરી જાણશે.

આવા કાર્યકર ભાઈએ જરૂર ઘરની વ્યક્તિનો ખ્યાલ રાખવો ઘટે અને પહેલાં પોતાના કાર્યમાં રસ લેતી એ વ્યક્તિને જ કરવી જોઈએ.

## ઘર શોભાવ્યું

ભણતાં હોઈએ ત્યાં સુધી નફીકરા જીવનનો કેફ હોય છે પણ જ્યાં છેલ્લું વર્ષ આવે છે ત્યાં ચટપટી થાય છે કે આગળ શું કરીશું? પ્રવૃત્તિ હોય તો મન પરોવાયેલું રહે. લોકનિંદા કરવાનું મન થાય નહિ.

મેધા બી. એ. તો પાસ થઈ ગઈ. પણ હવે શું કરવું? તે પ્રશ્ન તેના મનમાં હમેશાં અટવાયા કરતો. માત્ર ઘેર બેસી રહેવું તેના કરતાં કંઈ કામ કરવું સારું એમ એ વિચારતી હતી. પ્રવૃત્તિમાં પરોવાયેલું મન હમેશાં નકામા વિચારોથી દૂર રહે છે એમ તે માનતી હતી. જ્યારે તેના ઘરની પરિસ્થિતિ જુદી હતી. ઘરમાં પુરુષ વર્ગ કમાનાર હોય ત્યાંસુધી સ્ત્રીઓએ કમાવાની જરૂર નથી. ને કમાવા જાય તો લોકો શું કહે! એ દહેશત તેમના મનમાં હતી. એની પાછળ આ એક જ કારણ નહોતું પરંતુ તેમને બીજી પણ બીક હતી. પુરુષોની સાથે કામ કરવાનું એટલે કેવા હોય ને કેવા નહિ તેની શું ખબર પડે! મેધાને પણ બે ભાઈઓ કમાનાર હતા.

મેધા તેમને કહેતી: 'ભાઈ, તમે જુઓ છો કે મારો વખત સવાર સાંજ રસોઈ સિવાય પસાર કરવો મુશ્કેલ થઈ પડે છે. અને રસોઈમાં તો ભાભી પણ ખરાં.'

'તું વાંચ, લખ, બીજું કામ કર. પણ નોકરી નહિ.'

'વાંચવાનું લખવાનું મને જરૂર ગમે છે. પણ આપણે કંઈ એટલા બધા સદ્ધર નથી એટલે હું જો કમાઈશ તો ઘરમાં થોડી મદદ કરી શકીશ. મારું ભણેલું દીપી નીકળશે, નહિતર બેચાર વર્ષે તે કટાઈ જશે.'

ભાઈને ગળે વાત ઉતારવી ખૂબ મુશ્કેલ હતી. છેવટે કમને ભાઈએ રજા આપી. અને મેધાએ સ્કૂલમાં નોકરી લીધી. સવારે ઘરકામમાં થોડી મદદ કરી નોકરી ઉપર જવા માંડી. નવી નોકરીનો બોજો શરૂઆતમાં તેને લાગતો હતો. પણ તે કંટાળતી નહિ. ઘેર પણ કામ લઈ જવું પડતું. ભાઈઓ ચીડવતા, 'બહુ શોખ થયો હતો તે હવે વૈતરું કરો.'

છતાંય વિદ્યાર્થિનીઓ સાથે મેધાને ખૂબ મઝા પડતી. તેઓ પણ એની સાથે હળી ગઈ હતી. નોકરીને બરોબર એક વર્ષ થયું, રજાઓ પડી અને અચાનક મેધાનાં લગ્ન લેવાયાં. મેધા પરણીને સાસરે ગઈ. મેધાના પતિ નોકરી કરતા હતા. બન્નેનો નોકરીનો સમય એક જ

હતો. કુટુંબ મોટું હતું, પૈસાપાત્ર અને સુખી કુટુંબ હતું સાસરે આવી એટલે ફરી પાછો નોકરી નહિ કરવાનો જ પ્રશ્ન ઉદ્ભવ્યો. મેધાએ સમજાવવા ખૂબ કોશિશ કરી. ધારી સફળતા મળે તેમ નહોતું પણ તે એટલી જ મક્કમ હતી. 'ઘરકામ કરીને જવાનું તેણે કબૂલ્યું. અને માંડ માંડ સાસુએ થોડો સમય નોકરી ચાલુ રાખવાની રજા આપી.'

મેધાને કામ કરવાની એટલી બધી ઇચ્છા હતી કે તેને ગમે તેટલી મહેનત પડે તો પણ તે કરવા તૈયાર હતી સવારના ચાર વાગે ઊઠી જલદી જલદી ઘરકામ રસોઈ વગેરેથી પરવારી જતી અને પછી સ્કૂલે જતી નોકરીનું બંધન જ્યારે તેણે સ્વીકાર્યું ત્યારે તે પણ ખ્યાલમાં જ હતું કે કારણવશાત્ મોડે સુધી કામનો બોજો રહે પણ ખરો. સ્કૂલમાં કંઈ કાર્યક્રમ હોય ત્યારે પણ મોડું થતું. તે અગાઉથી કહીને જતી પણ ઘરમાં કોઈને ગમતું નહિ. ક્યારેક મોઢું ચડી જતું પરંતુ મેધા વખત જોઈને વાત કરી શકતી એટલે સમજાવી શકતી. કોઈનું મોઢું ચડેલું જોઈ તે સામું ક્યારેય મોઢું ચડાવતી નહિ જાણે કંઈ જ બન્યુ ન હોય તેમ સામેથી એ લોકોને બોલાવતી જતી આવતી કે તરત જ કામમા એવી પરોવાઈ જતી કે થાક જેવી વસ્તુ જ તેની પાસે નહોતી દેખાતી. મેધા પરાણે બોલાવવા જાય એટલે ન છૂટકે સાસુ નણંદને બોલવું પડતું. છેવટે જવાબ તો આપવા જ પડે. જવાબ શાંતિથી મળે કે ન મળે તો પણ મેધા તો નિશાળમાં કેમ મોડું થયું અથવા તો હોશિયાર વિદ્યાર્થિનીની વાત કરવા મંડી પડતી. ગમે તેવો પ્રસંગ બન્યો હશે તો પણ મેધાએ એ લોકોની સાથે નિરાશા વ્યક્ત કરી નથી. ક્યારેક એકલી પડે ત્યારે તેના કાર્યની બિલકુલ કદર નથી થતી એવું લાગતાં તે દુઃખી થતી. પણ એ હીલચાલ ઘડીક પૂરતી જ રહેતી આખો દિવસ કામમાં પરોવાયેલી રહેતી એટલે વિચાર કરવાને સમય જ રહેતો નહિ

મેધાને એક સુખ મોટું હતું: તેના પતિ તરફથી તેને પૂર્ણ સંતોષ હતો. એના કાર્યમાં ક્યારેય એમણે ડખલગીરી નહોતી કરી. ઊલટું એની કામ કરવાની શક્તિ પર એ ફીદા થઈ જતા રાત્રે બંને જણ નિરાતે વાતો કરી આશ્વાસન મેળવતાં

ધીમે ધીમે ઘરની વ્યક્તિઓ તરફથી પણ મેધાને સહકાર મળવા માંડ્યો એને કરવાનું ઘણું, કામ તેઓ કરી લેતાં અગર તેમા મદદ કરાવતા. આમ મેધાનો બોજો હલકો થયો અને આનંદી વાતાવરણે તેને વધુ કામગરી બનાવી મેધાની બેનપણી સહકાર્યકર કે કોઈપણ આવતું તો તેનું સ્વાગત પણ ઘરનાં બધાં કરવા લાગ્યા. મેધાની ગેરહાજરી હોય તો ય તેમનું ઉમળકાભેર સ્વાગત થતું. આ વાતથી મેધાને તો સંતોષ થયો, પણ ઘરના માણસોમાં થયેલુ આ મોટું પરિવર્તન બીજાઓના ધ્યાનમાં પણ આવ્યુ. નોકરી કરતા કરતાં પણ ઘરનું આ ધરમૂળનું પરિવર્તન બધાંએ વધાવી લીધુ.—આમ મેધાએ નોકરી અને ઘર, બન્ને દીપાવ્યાં.



ગ્રંથ

# સર્જનના ચાકડે

**પ્રવાસપત્રો :**

[ લે. છોટુભાઈ અનડા, પ્ર. અનડા બૂક ડીપો, અમદાવાદ. રૂ. ૧/૫૦. ]

પ્રવાસનો પણ શોખ હોવો જોઈએ. એમાં ઉદ્ભવતી અગવડો સહી લેવાની ને છતાં પૂરો આનંદ લૂંટવાની માનસિક તૈયારી હોવી જોઈએ. ઘરમાં જે સવલતો ભોગવીએ છીએ એ પ્રવાસ દરમિયાન પણ ભોગવવા મળતી હોત તો પ્રવાસની અડધી કિંમત ઓછી થઈ જાત. પ્રવાસ ઇતિહાસનો, ભૂગોળનો ને સંસ્કૃતિનો સાક્ષાત્કાર કરાવે છે. માત્ર પુસ્તકો વાંચીને જે મઝા નથી માણી શકાતી એ મઝા પ્રવાસ દ્વારા માણવા મળે છે. આમ છતાં પ્રવાસ વિષેનો શોખ જગાવે એવાં પુસ્તકો ન લખાય તો પ્રવાસ કરવાની ટેવ ઊગતી પ્રજામાં વિકસે કઈ રીતે ? વળી દરેક પ્રવાસીને એવા કાંઈક અનુભવ થાય જ છે જેનું જ્ઞાન બીજા પ્રવાસીને પૂર્વતૈયારીમાં ખૂબ મદદરૂપ નીવડે.

શ્રી છોટુભાઈ અનડાનું પુસ્તક દક્ષિણ હિંદના પ્રવાસનું વર્ણન સરળ ભાષામાં હૃદયંગમ રીતે કરે છે. એક કિશોરને ઉદ્દેશીને આ પત્રો લખાયેલા હોવાથી એમાં ભાષા ભારેખમ નથી ને સામાન્યમાં સામાન્ય માનવીને પણ રસ પડે એવી વિગતોથી એ સભર છે. પ્રદેશો કે ઇતિહાસ વર્ણવતાં વર્ણવતાં લેખકે કોઈ કોઈ સ્થળે ખૂબ મનનીય વિચારો વ્યક્ત કરીને પ્રવાસ વિષેની હેતુલક્ષી દૃષ્ટિ છતી કરી છે.

પુસ્તકમાં ચિત્રો ખૂબ ઓછાં છે ને એ સાદા કાગળ ઉપર છાપેલાં હોવાથી જોઈએ એવો ઉઠાવ પામતાં નથી; આમ છતાં પુસ્તકની ઉપયોગિતા એ જરૂર વધારે છે. વિશેષ અભિનંદનીય હકીકત તો એ છે કે ૧૩૫ પાનાંનું પાકા પૂંઠાનું પુસ્તક પ્રકાશકોએ ખૂબ ઓછી કિંમતે સુલભ્ય બનાવ્યું છે. ખૂબ રખડેલો કે રખડવા ઇચ્છતો—અને આ પુસ્તક વાંચીને કૃતાર્થ થશે. ભાષાની ભૂલો મઠાર્યા છતાં ઠીકઠીક રહી જવા પામી છે એટલું જ કાંઈક ખટકે એવું છે.

**ઘટા ધીરી ધીરી આઈ : દેવદાસ : એકને ટકોરે :**

[ ત્રણેય નાટકના લેખક : શિવકુમાર જોષી, પ્ર૦ સ્વાતિ પ્રકાશન, મુંબાઈ, ૩. કિંમત રૂ. ૨/૫૦, ૨/૫૦, ૨/- (અનુક્રમે) ]

'સુમંગલા' અને 'અંગાર ભસ્મ' જેવાં ઉચ્ચ કોટિનાં નાટકો વડે નાટ્યકાર તરીકે પણ પ્રતિષ્ઠા પામેલા ગુજરાતના જાણીતા લેખક શિવકુમાર જોષીનાં છેલ્લાં ૧ા વર્ષ દરમિયાન પ્રસિદ્ધ થયેલાં આ ત્રણ નાટકો એકબીજાથી સાવ ભિન્ન ભૂમિકા ઉપર રચાયેલાં હોવા છતાં મઝાનાં છે. આમાંનું **દેવદાસ** શરદબાબુની નવલકથાનું સફળ નાટ્ય રૂપાંતર છે. **ઘટા ધીરી ધીરી આઈ** કાંઈક અંશે કરુણપ્રધાન છે ( અલબત્ત, **દેવદાસ** જેટલું નહીં ) ને **એકને ટકોરે** સરસ પ્રહસન છે.

અનુસ્વાર અને વિરામચિહ્નોની ધ્યાન ખેંચે એટલી ભૂલોથી ભરેલાં ત્રણે નાટકોમાંથી **ઘટા ધીરી ધીરી આઈ** આધુનિક સમાજની વિવિધરંગી વ્યક્તિઓ ને એમની સમસ્યાઓનું સરસ દર્શન કરાવે છે. મંદિરા, મેનામાસી, સનાતન, કિરણ, પુરુષોત્તમ ને જરાક વધુ અટકચાળાં છતાં વહાલાં લાગે એવાં બાળકો રતન અને આરાધના—સંક્રાંતિ કાળના મૂલ્યઘર્ષણમાં ખોવાઈ ગયેલાં ઉચ્ચ મધ્યમ વર્ગનાં પ્રગતિવાદી પ્રાણીઓ છે. મેનામાસીનું લગ્નજીવન ખૂબ ચકાવે ચડ્યું હોવું

જોઈએ એ તો શરૂઆતથી જ સ્પષ્ટ થાય છે પરંતુ એમના દીકરા વિકાસનું વ્યક્તિત્વ ઉપસાવવામાં નાટ્યકાર નિષ્ફળ નીવડયા છે. મદિરા સાથેની એની ચેષ્ટામા કાંઈક ગૂંચવાયેલો મનોવ્યાપાર હશે ? મંદિરાના પ્રશંસક અને આરાધક સનાતન પ્રત્યે સહાનુભૂતિ જ જગવવાની આશાએ નાટ્યકારે બીજાં અનેક પાત્રો વધારી મૂક્યા છે. અલબત્ત, ઉદ્દેશ બર આવે જ છે. પરંતુ ઘણો મોડો. મદિરા શરૂઆતમાં જે રીતે સનાતન સામે ઘૂરકિયા કરે છે એ કોઈ પણ સરકારી યુવતી માટે જરા ઉદ્વેગ જન્માવે એવા છે આમ છતાં સંભવ છે કે ઊંડું ઘર ઘાલી ગયેલી સનાતન પ્રત્યેની લાગણી સામેની બૌદ્ધિક ગડમથલને કારણે પણ એ આમ વર્તતી હોય. નાટ્યકારે માત્ર નાટક જ રજૂ નથી કર્યું, દરેક પાત્રનો અચ્છો અભ્યાસ પણ કર્યો છે. અંત કાંઈક મિશ્ર ભાવ જન્માવે એવો છે સનાતનને મદિરા મળે છે. પરંતુ મેનામાસીનો સૌભાગ્યનો ચાંલ્લો ભૂંસાય છે ને કિરણના હાથે અકસ્માતથી જ મૃત્યુ પામતા એના બાપનું છેલ્લું નિવેદન વાચકને ' હટ ભૂંડા ' બોલાવે એવું છે. ઘટા ધીરી ધીરી આઈ ગ્યગ્ય પાત્રો વડે ભજવાશે તો સાચે જ ઘેરી અસર જમાવશે.

દેવદાસનું નાટ્યરૂપાંતર સુંદર છે, છતાં કોઈ કોઈ વાચકોને મૂળ નવલકથા આમાં છતી થતી નહીં લાગે. કરુણરસપ્રધાન નાટકોમાં આ નાટક લાંબું જીવશે. વાતાવરણનું ગુજરાતીકરણ કરવામાં નાટ્યકારે ઠીકઠીક કુશળતા દાખવી છે; આથી દેવદાસનું બંગાળીપણું અહીં ઘણું ઓસરી જાય છે.

**એકને ટકોરે** ભજવવું સહેલું પડે એવું સુંદર પ્રહસન છે; માત્ર છેલ્લા અંકમાં એને વધુ પડતું જાસુસી સ્વરૂપ આપી દઈને વાચકને કાંઈક આંચકો આપ્યો છે. મંગળદાસનું પાત્ર રંગભૂમિ ઉપર પ્રવેશે છે એક બાઘાચકમની માફક, પછી એ ધીમે ધીમે રંગ બદલતું દેખાય છે ખરું પરંતુ અંતે બહુ જ વધારે ભડકિયા રંગમાં છતું થાય છે. પાત્ર ભજવનાર કુશળ ન હોય તો નાટ્યકારે ઇચ્છયો છે એવો મંગળદાસ રંગભૂમિ પર રજૂ કરવો મુશ્કેલ છે.

શિવકુમારનાં નાટકોમા બે કાંઈક આંખે ચડે એવાં તત્ત્વો હોય તો તે કાંઈક વધુ સુધરેલું કુટુંબ દર્શાવવા માટે અંગ્રેજીમા રજૂ થતાં વાર્તાલાપ ને પાશ્ચાત્ય બૉલરૂમ નૃત્યો. **ઘટા ધીરી ધીરી આઈ, એકને ટકોરે** અને **સુમંગલા** આ બાબતમાં એકબીજાનું પુનરાવર્તન કરે છે

આ નાટકમા કેતકી ને ઉલ્લાસ રસક્ષતિ જરાય નથી કરતાં (ઊલટું વાતાવરણ કાંઈક રંગીન બનાવે છે) પરંતુ કેતકીના અંગ્રેજી વાર્તાલાપનો એનો ભાઈ ઉલ્લાસ વારંવાર અનુવાદ કર્યા કરે એ બીજાં પાત્રો માટે જરા હીણપતભર્યું લાગવા સંભવ છે.

છેલ્લા અંકમા મંગળદાસનુ પોત પ્રગટાવવાના ઉત્સાહમા નાટયકારે નવા નવા પાત્રોનો ખીચડો ઊભો કરી વાચકને જરા ગૂંચવી માર્યો છે ચિરંતન જાસૂસ હોવા છતા શિક્ષક તરીકે ચીમનલાલના ઘરમા કઈ રીતે ઘૂસ્યો, બહેરામૂંગા મહારાજ—નોકર પણ જાસૂસી માટે એ ઘરમા ક્યાંથી પ્રવેશ પામી ગયા વગેરે હકીકતો અસ્પષ્ટ જ રહે છે. નાટકનો સુખાંત મંગળદાસનું પોલ પકડવા છતાં પણ જાણે અધૂરો રહી જતો હોય એમ છેલી ઘડીએ (મધરાત કરતાય મોડો) કુલીનેનના વર્ષોથી બાવા બની નાસી ગયેલા વરને ઘેર પાછા ફરતા બતાવી મઝાનો પારો નીચે ઉતારી માર્યો છે. અત્યંત મઝાના આ નાટક દરમિયાન જ કુલીનેનના વરને ઘેર પાછા લાવવાની શું જરૂર હતી ?

**આયુર્વેદ વ્યાખ્યાનમાળા : આયુર્વેદ વિહંગાવલોકન : આપણો ખોરાક : આયુર્વેદ અને વૈજ્ઞાનિક દૃષ્ટિ :**

[ આરોગ્યના લે૦ શ્રી બાપાલાલ ગ. વૈદ્ય, પ્ર૦ ગૂર્જર ગ્રંથરત્ન કાર્યાલય, અમદાવાદ. રૂ. ૧૯/૫૦

આયુર્વેદ ગ્રંથમાળાનો પહેલો મણકો આયુર્વેદ વ્યાખ્યાનમાળા' છે. એમાં અમદાવાદની બી. જે. મેડીકલ કૉલેજના વિદ્યાર્થીઓને અનુલક્ષીને આપવામાં આવેલાં

વ્યાખ્યાનોનો સંગ્રહ છે. શ્રી બાપાલાલભાઈએ આ સંગ્રહમાંનાં ૧૬ વ્યાખ્યાનો તૈયાર કરવામાં લીધેલી જહેમત પ્રશંસનીય છે. આયુર્વેદમાં સામાન્ય માનવીને રસ પડે તેટલી સરળ ભાષામાં સંદર્ભો સહિત પરિચય કરાવવાની તેમની દૃષ્ટિ પ્રશંસનીય ગણાય તેવી છે. આયુર્વેદના ઇતિહાસ, આયુર્વેદ અને ષડ્દર્શનો, આયુર્વેદમાં માનસશાસ્ત્ર અને દોષ–ધાતુ–મળ–વિજ્ઞાન અતિ ઉપયોગી ગણી શકાય એવાં પ્રકરણો છે. ઉપરાંત આયુર્વેદના સર્વાંગીપણાનો ખ્યાલ આપણને આવી જાય તેવાં પ્રકરણો છે.

'આયુર્વેદ વિહંગાવલોકન'માં ૧૩ નિબંધોનો સંગ્રહ છે. આયુર્વેદની વ્યવહારુ સમાલોચના આ પુસ્તકમાં કરવામાં આવી છે. ગ્રંથમાળાનું ત્રીજું પુસ્તક 'આપણો ખોરાક' દરેકે દરેક વિચારવંત વ્યક્તિએ ખરીદવા જેવું અને વ્યવહારમાં મૂકવા જેવા વિચારોથી પરિપૂર્ણ છે. ગુજરાતી ખોરાકની સત્ત્વહીનતા અને પોષક તત્ત્વોને બગાડીને ખાવાની રીતથી લેખકનું હૈયું દ્રવે છે. આથી આ પુસ્તકમાં ખોરાકનાં ગુણદોષોનું નિરૂપણ કરવામાં રોજિંદા ખોરાકનું આટલી વિગતભર્યું પૃથક્કરણ આટલા સ્પષ્ટ શબ્દોમાં ભાગ્યે જ બીજે ક્યાંય જોવા મળે. વળી વ્યવહાર અને વૈજ્ઞાનિક માર્ગદર્શન પણ આપણને આ પુસ્તક કરાવે છે ને ગુજરાતી ખોરાકને કઈ રીતે પૌષ્ટિક બનાવી શકાય એનાં સક્રિય સૂચનો પણ એમણે કર્યાં છે જે બધાં અપનાવવાં જેવાં છે.

'આયુર્વેદ અને વૈજ્ઞાનિક દૃષ્ટિ' દ્વારા એમણે આરોગ્યની ચાવી ગુજરાતને આપવાનો પ્રયાસ કર્યો છે. આયુર્વેદના આ પ્રાચીન શાસ્ત્ર પરત્વે ભણેલી પ્રજામાં કાંઈક અંશે પૂર્વગ્રહ પણ પ્રવર્તતો જોવામાં આવે છે અને પશ્ચિમનું આંધળું અનુકરણ પણ જોવામાં આવે છે ત્યારે ઉપરના ચારેય ગ્રંથો અર્વાચીન યુગમાં આ જૂના શાસ્ત્રને કઈ રીતે ગ્રાહ્ય બનાવી શકાય એનું દૃષ્ટાંત-પૂરું પાડે છે. ઠેકઠેકાણે આવતાં અવતરણો શ્રી. બાપાલાલભાઈની જુદા જુદા વિષયો પરત્વેની રસ-આલોચના પણ સૂચવે છે. આ ચારેય ગ્રંથોને ગુજરાત સારી રીતે આવકારશે તે વિષે મુદ્દલ શંકા નથી. આખરે શ્રી બાપાલાલભાઈની ઇચ્છા તો ગુજરાતને હૃષ્ટપુષ્ટ બનાવવાની છે એ કેમ ભૂલી શકાય ?

**અક્કલની ખાણ :**

[ લે. ઈશ્વરભાઈ જે. પટેલ. પ્ર. પુસ્તકાલય મંડળ લિ. વડોદરા. રૂ. ૨/૫૦ ]

જીવનનાં વિવિધ ક્ષેત્રોમાં પોતાની દૃષ્ટિએ ખૂબ નાનું પણ ચારિત્ર્યઘડતરની દૃષ્ટિએ અતિ ઉપયોગી જીવન જીવી ગયેલાં ૨૧ નાનાં મોટાં માનવીનાં ચરિત્રો ઉપરોક્ત પુસ્તકમાં સંગ્રહવામાં આવ્યાં છે. ગુજરાતી પ્રજામાં હમણાં હમણાં ચરિત્ર–વાચનની ભૂખ ઉઘડતી જાય છે એ આ જ લેખકના 'બહુરત્ના વસુંધરા' પુસ્તકને મળેલા આવકાર પરથી સાબિત થઈ ચૂક્યું છે. આ સંગ્રહ પણ પહેલા સંગ્રહ જેટલો જ-વિભિન્ન-લક્ષી અને રોચક છે એ કબૂલવું ઘટે.

મોટા ભાગનાં ચરિત્રો અંગ્રેજી પરથી ગુજરાતીમાં ઉતારવામાં આવ્યાં છે—લગભગ બધાં જ એમ કહીએ તો ચાલે. હિન્દ જેવા દેશમાં પણ ક્યાંક ખૂણે સંતાઈને અને પ્રસિદ્ધિની દુનિયાથી દૂર રહીને પોતાની ધૂન સંતોષવાનો પ્રયત્ન કરનાર વીરલાઓ નહીં હોય ? તો પછી એવી ધૂની વ્યક્તિઓને શોધીને એમના વિષેની માહિતી એકત્ર કરીને પ્રસિદ્ધ કરવાનું હજુ સુધી કોઈને કેમ નથી સૂઝ્યું ? રખે એમ માનવામાં આવે કે આ ચરિત્રો વિદેશી હોવાથી ઉપરની ટીકા કરી છે પણ ઘરદીવડાઓ, અહીં પણ પ્રયત્ન કરીએ તો જરૂર મળી આવે ખરા. ફક્ત એ અંગેની માહિતી મેળવવામાં સમય આપવો પડે અને કમ્મર કસવી પડે. ૨૧ ચરિત્રોના આ સંગ્રહમાં નબળામાં નબળું ચરિત્ર જો પસંદ કરવામાં આવ્યું હોય તો તે 'જ્વાળામુખીનો સાક્ષી' અને રસિકમાં રસિક અને કિશોરોમાં સાહસિકતાનું પ્રેરણાપાન કરાવે તેવું હોય તો 'શીગી શીગી.' શીગી શીગી લખાયું છે પણ ખૂબ સુંદર રીતે.

કેટલીક ડખે તેવી ભૂલો રહી ગઈ છે જેનું પુનર્મુદ્રણે વખતે નિવારણ કરવામા આવશે એ જ આશા. ૧૦૨ પાના પર 'આહલેક' ને બદલે 'અહાલેક' જોઈએ, ૧૩૦મા પાના પર 'પીનટ' શબ્દપ્રયોગ થયો છે પીનટનું ગુજરાતી ભોયસીંગ કે મગફળી થાય. ૧૩૪મા પાના પર છેલ્લી લીટી 'માનવતા-સભર અને અદ્યતન કાર્યક્ષમ આ સસ્થામા કયા-મતના દિવસની રાહ જોતાં ૮૨ વૃદ્ધો પોતાના જીવનનો અંતિમ ભાગ વિતાવી રહ્યાં છે.' અવલોકનકારને ખ્યાલ છે ત્યા સુધી કયામતનો દિવસ બધા જ મરી જાય પછી ઈશ્વર કબરમાથી મડદાઓને બોલાવીને ઈન્સાફ આપે ત્યારે આવતો હોય એવી કલ્પના છે. આ ૮૨ વૃદ્ધો કદાચ ઈશ્વરના ઘરના નિમત્રણની રાહ જોતા હશે. ૧૩૭મા પાના પર બીજા પરિચ્છેદમા 'થોડા વર્ષ પહેલાં રાજ્યના કેળવણીપ્રધાને એક ભાષણ દરમ્યાન સૂચન કર્યું કે રાજ્યના સપૂતોની માતાઓનું રાજ્યે સન્માન કરવું જોઈએ ત્યારે તેણે તેને ધુતકારી કાઢી કહ્યુ કે કદર તો એ માતાઓની થવી જોઈએ કે જે કશાય બદલા કે માનની આશા વગર પોતાના ગાંડા, મૂર્ખ કે અપંગ બાળકોને ઉછે-રવા પાછળ પોતાનું જીવન ન્યોછાવર કરે છે' વાળું વાક્ય કાંઈક કઢંગુ ને વિરોધાભાસી લાગે છે ૧૩૯ પાનાં પર ત્રીજી લીટીમાં ફ્રોક-કોટ શબ્દપ્રયોગ છે: એને બદલે ગુજરાતીમાં ભાવ સ્પષ્ટ કરે એવો શબ્દ-પ્રયોગ યોજવામાં આવે તો વધુ સારું. ૧૫૩મા પાના પર છેલ્લથી પાંચમી લીટીમા 'લમદાયેલા' શબ્દને બદલે લલચાયેલા જોઈએ, આટલી ભૂલો જો સુધારી લેવામા આવે તો આ પુસ્તકનો ઉદ્દેશ જરૂર સરશે.

**ગો. મા. ત્રિપાઠીની સ્ક્રેપ બૂક:**

[સં. કાંતિલાલ છ પંડ્યા, રામપ્રસાદ પ્રે. બક્ષી, સન્મુખલાલ જે. પંડ્યા. ૧૮૮૮ થી ૧૮૯૪. પાનાં ૨૦૧. રૂ. ૫/—. ૧૮૯૪ થી ૧૯૦૪. પાનાં ૩૧૮. રૂ. ૫/—. પ્ર એન એમ. ત્રિપાઠી પ્રા૰ લિ., મુબઈ,૨.]

ગુજરાતી સાહિત્યમાં મહા નવલ લખીને જાણીતા થઈ ચૂકેલા આપણા સાક્ષર સ્વ૰ ગોવર્ધનરામ ત્રિપાઠીની નોધપોથીઓમાં વેરાયેલાં લખાણો પણ ખૂબ ઉપયોગી અને વાચનીય છે. અગાઉ તેમની હસ્તલેખિત નોધ બૂકોમાથી સાતમી નોધબૂક પ્રગટ થઈ ચૂકી છે. સૌથી નાની હોવાથી તેને પહેલી પ્રગટ કરેલી. હવે આ નોધબૂકોમાથી પહેલી ચાર અને ચોથીનો ઉત્તરાર્ધ તેમ જ પાંચમી અને છઠ્ઠી એમ બે ભાગમાં પુસ્તકરૂપે અંગ્રેજીમા પ્રગટ થાય છે—મૂળ નોધો અંગ્રેજીમાં છે એટલે જ.

અગાઉ પ્રગટ થયેલી નોધબૂકના વિદ્વાન સંપાદક શ્રી કાતિલાલ પંડ્યાએ આ બન્ને ભાગની પ્રેસ નકલ તૈયાર કરેલી જ પણ એને છેવટનું સ્વરૂપ આપી શકે તે પહેલા તેમનું અવસાન થયું. તેમના અવસાન પછી શ્રી રામપ્રસાદ બક્ષી અને શ્રી સન્મુખલાલ પડ્યાએ અધૂરું રહેલું એ સંપાદન પૂરું કરીને આ બન્ને ભાગો પ્રગટ થઈ શકે તેવી મહત્ત્વની કામગીરી બજાવી છે એટલે સ્વ૰ કાતિલાલ પંડ્યાનો તો આ મહત્ત્વનાં પુસ્તકોના સંપાદન માટે મહત્ત્વનો ફાળો છે જ, ઉપરાત તે પછી આ બન્ને વિદ્વાન સંપાદકોની જહેમત પણ ઊગી નીકળી છે.

આપણે ત્યાં આવું સાહિત્ય બહુ ઓછું છે. ગુજરાતીમા થોડું થોડું હવે પ્રગટ થવા લાગ્યું છે. એવે વખતે એક અદના ગુજરાતીની આ નોધબૂકો છપાયેલે સ્વરૂપે આપણને મળે છે એ આપણા સાહિત્યમાં ઠીક એવી સમૃદ્ધિ વધી ગણાય. તેમાય ગુજરાતનું અલગ રાજ્ય થયું છે ત્યારે ગુજરાતના સંસ્કાર અને ગુર્જરાતનું—૬૦–૭૦ વર્ષ પહેલાના ગુજરાતનું દર્શન કરાવતાં આ પુસ્તકો બીજા પ્રાંતને પણ ઉપયોગી થવામાં અંગ્રેજી ભાષા મહત્ત્વનો ભાગ ભજવશે. આ બન્ને ભાગની અનુક્રમણિકા જોતાં સ્વ. ગોવર્ધનરામનું વિદ્વત્તાદર્શન સહેજે થાય છે. વિષયવૈવિધ્ય અને દરેક વિષયનું વિદ્વત્તાયુક્ત સંમાર્જન એટલું જ મહત્ત્વનું છે. મૃત્યુ, ધર્મ, ફિલસૂફી, રિવાજો, સ્વદેશ-પ્રેમ, રામાયણ, વેદાંત, ભક્તિમાર્ગ, મદિરો, ઈશ્વર,

ગૃહ પુસ્તકાલય, મિલકત, માનવધર્મ, કલ્પના, સંયુક્ત કુટુંબ, નિવૃત્તિ, કર્મ અને જ્ઞાન, દેશી રાજ્યોમાં નોકરી, મૂર્તિપૂજા, મુંબઈનો પ્લેગ, શ્રદ્ધાનો અર્થ, વાનપ્રસ્થ અને સંન્યાસ, ઉપનિષદ, અભ્યાસ, સરસ્વતીચંદ્ર, લીલાવતી અને કૉંગ્રેસ વગેરે વિષયો ઉપરના લેખકના વિચારો અને તેની છણાવટ દરેકને ઉપયોગી થાય તેમ છે. ગઈ પેઢીના ગુજરાતનું સમગ્ર દર્શન કરાવતા નોંધપોથીના આ પહેલા બન્ને ભાગો ગુજરાતની અસ્મિતાના ઉપાસકોનેય એટલા જ ઉપયોગી નીવડે તેમ છે.

સ્વ. ગોવર્ધનરામનું આ સાહિત્ય વાચકો માટે સુલભ કરી આપવા બદલ ગોવર્ધન સ્મારક સમિતિ ધન્યવાદની અધિકારી છે.

**લોભ અને કરુણા :**

[ લે. હેરિયટ બીચર સ્ટો. અનુ૦ મુકુલભાઈ કલાર્થી. પ્ર. ગુજરાત વિદ્યાપીઠ, અમદાવાદ, ૧૪. રૂ. ૧/૫૦ ]

પશુ તરફ પણ દયાભાવ રાખતા ગુજરાતીઓને 'અંકલ ટૉમ્સ કેબિન' નામના વિખ્યાત અંગ્રેજી પુસ્તકનો આ સારાનુવાદ વાંચતાં રૂંવાડા ખડા થઈ થઈ જશે. માણસોને પણ પશુ કરતાંય વધુ ત્રાસજનક ગુલામી ભોગવવી પડે એવો પણ એક જમાનો હતો. હબસીઓની એ ગુલામ-ગાથા ઉપર તો ઘણું લખાયું છે અને એ પ્રથા દૂર કરવા ભેખ લીધેલા કેટલાય ભેખધારીઓને જબરજસ્ત સહન પણ કરવું પડ્યું છે. એવી માનવ ગુલામીની દર્દકથા વિખ્યાત અમેરિકન લેખિકા હેરિયટ બીચર સ્ટોએ 'અંકલ ટૉમ્સ કેબિન' નામે લખી હતી જેનો વિશ્વની દરેક ભાષામાં અનુવાદ થઈ ચૂક્યો છે. આ અગાઉ ગુજરાતીમાં પણ એક કરતાં વધુ રીતે આ પુસ્તક જાણીતું થયેલું. પણ હવે આપણને સીધી સાદી સરળ શૈલીમાં વિદ્યાર્થીઓને લક્ષમાં રાખીને તૈયાર થયેલું શ્રી મુકુલભાઈ કલાર્થીએ 'લોભ અને કરુણા' નામથી આપ્યું છે અને ગૂજરાત વિદ્યાપીઠે તેનું પ્રકાશન સુલભ બનાવ્યું છે.

ગુલામીની પ્રથા આજે હજુ કોઈક દેશમાં અવશેષરૂપે છે છતાં વિશ્વને ખૂણે ખૂણેથી માનવગુલામી નાબૂદ થઈ છે એવે વખતે તેનું તાદૃશ વર્ણન કરતી માણસની લોભ અને કરુણા નામની બે વૃત્તિઓની આ મહાભારત-કથા દરેકને વાંચવી ગમશે. પ્રૌઢો અને વિદ્યાર્થીઓને લક્ષમાં રાખીને થયેલું આ સારાંશરૂપ ભાષાંતર દરેકના વાચનરસને સંતોષશે જ. આપણા વિદ્યાર્થીઓમાં ઇતર વાચનરૂપે રજૂ થતી કેટલીક કઢંગી ચોપડીઓને બદલે આવી ઉપયોગી ચોપડી મૂકવામાં આવે તો ચારિત્ર્ય-ઘડતરની સાચી કડી સંધાય.

**બાપુ—મારી નજરે :**

[ લે. રામનારાયણ ચોધરી. પ્ર. નવજીવન પ્રકાશન મંદિર, અમદાવાદ. રૂ. ૨/- ]

ગાંધીજીને આપણે ભૂલવા લાગ્યા છીએ ત્યારે તેમના વિશેનું સાહિત્ય-પ્રકાશન જરૂરી બને છે. એ સાહિત્યમાં ગાંધીજીના અપ્રગટ પત્રો, તેમના વિશેનાં સ્મરણો વગેરેનો સમાવેશ થઈ શકે. એવું જ એક મહત્ત્વનું આ પુસ્તક રાજસ્થાનના જાણીતા કાર્યકર શ્રી રામનારાયણ ચોધરીએ હિંદીમાં લખેલું તેનો ગુજરાતી અનુવાદ નવજીવન કાર્યાલયે પ્રગટ કર્યો છે.

ગાંધીજી સાથેના ત્રીસ વર્ષના લેખકના સાંનિધ્યયુક્ત સંસ્મરણોને આલેખતું આ પુસ્તક લેખકના ૨૮૭ પ્રસંગો-સ્મરણો ઉપરાંત લેખકનાં પત્ની શ્રીમતી અંજનાદેવીનાં પણ ગાંધીજી સાથેનાં ૫૪ પ્રસંગોથી સમૃદ્ધ બન્યું છે.

આ બધા સ્મરણ-પ્રસંગો ખરેખર દરેક વાચકને માટે ઉપયોગી અને વાંચવાયોગ્ય બન્યા છે. પ્રસંગની ટૂંકાણમાં થયેલી રજૂઆત પણ વિશેષતાવાળી ગણાય. આપણી ઊછરતી પેઢીમાં આ જાતનું સાહિત્ય વંચાય એ ખૂબ જરૂરી છે. કોઈ પણ જાતના વિચાર ન પ્રેરે, મનન યોગ્ય ન ગણાય તેવું છીછરું સાહિત્ય વાંચવાનો આપણી ઊછરતી પેઢીમાં આજે જે પ્રવાહ ફેલાયો છે તેને પાળ બાંધવાની આજને તબક્કે જરૂર છે. તેવે વખતે પ્રગટ થતું આવું સાહિત્ય ખરેખર આપણા માટે એક આવશ્યકતા પૂરી પાડે છે. તેમાંય



ગાંધીજી જેવી વિશ્વવંદ્ય વિભૂતિને આપણે આવા નાના નાના પ્રસંગોમાં પાત્ર તરીકે અનુભવીએ ત્યારે તેની વિશેષ છાપ આપણા ઉપર પડે અને તે વાંચવાનો રસ તો અતૂટ રહે જ.

**ગત શતકનું સાહિત્ય :**

[લે. વિજયરાય ક. વૈદ્ય, પ્ર. ભારતીય વિદ્યા ભવન, મુંબઈ, ૭. રૂ. ૬/-]

આપણા એક અભ્યાસુ અને પીઢ વિવેચક તરીકે જાણીતા આ પુસ્તકના કર્તા શ્રી વિજયરાય વૈદ્ય આજન્મ સાહિત્યના ભેખધારી છે. ગુજરાતી સાહિત્યમાં તેમના વિવેચનનું અને તેમના અભ્યાસનું ઊંડાણ એક આદર્શ સીમાચિહ્ન છે. અભ્યાસીઓને અને વિદ્યાર્થીઓને ઉપયોગી તેમના પુસ્તકો એક એવો અભ્યાસનીચોડ રજૂ કરે છે કે જે દરેક વખતે આપણા સાહિત્યમાં ઉચ્ચ સ્થાને બિરાજતી શ્રી વિજયરાયના અભ્યાસ-ગ્રંથોમાં અદનો ઉમેરો કરતું આ પુસ્તક બની શક્યું છે.

પુસ્તકના નામ પ્રમાણે છેલ્લાં સો વર્ષના સાહિત્યને આવરી લેતા આ પુસ્તકના બાર નિબંધોમાંથી આપણા ગુજરાતી સાહિત્યનો કડીબદ્ધ ઈતિહાસ, એ શતકના સાહિત્યકારોનો અધઝાઝેરો પરિચય, તેમની સાહિત્ય સાધના અને તેમના સર્જનોનો ઉલ્લેખ પણ મળી આવે છે. આ પુસ્તકમા નવલરામ વગેરે આદ્ય શિક્ષણાચાર્યોનું કીમતી કાર્ય તાજું કરાયું છે. ભારતીય સંસ્કૃતિની પીઠિકા પર અર્વાચીન ગુજરાતને ઘડનાર સાંસ્કારિક બળોનું દિગ્દર્શન છે. દિવેટિયા કુટુંબની ઘણીમાંની કેટલીક સાહિત્યસેવા તથા કેટલુંક જૂનું નવું પત્રસાહિત્ય પુનર્જીવિત કરાયું છે. એવું જ સુવાચ્ય વાચન રણજીતરામ ને નારાયણ હેમચન્દ્ર વિષે પિરસાયું છે. ભૂલાયલા વિચારકો ઉત્તમરામ કે ત્રિવેદી અને વાડીલાલ મો શાહ સંબંધી તેમજ નર્મદ-દલપતનું ભાવનગરમા આગમન થયેલું એની રસિક વિગતો આ ભાવનગરી લેખકે આમા આપી છે. આવા આ બારે વ્યાખ્યાન-નિબંધ લેખકના જીવનભરના અધ્યયના પરિપાકરૂપ છે, અને વાચવા ગમે એવી શૈલીમા છે. ભવિષ્યના વિદ્યાર્થીઓને ખ્યાલ આવે એટલા ખાતર ચોકસિક લેખક-જીવીઓ પણ આ પુસ્તકની સમૃદ્ધિમા વધરો કરે છે.

આમ ગત શતકના સાહિત્યના કેટલાક અંશો પર દષ્ટિપાત કરતુ આ મહત્ત્વનું પુસ્તક સાહિત્યના અભ્યાસીઓ અને વિદ્યાર્થીઓને સાચું માર્ગદર્શક બની રહે તેવું છે.



# ઊર્મિ નવરચના

વાર્ષિક લવાજમ : રૂ. ૭/૫૦. : વિદેશમા : શિ. ૧૫.
૭ વર્ષનું સામટું લવાજમ રૂ. ૩૭/૫૦ : વિદેશમાં : શિ. ૬૫.

અમદાવાદમાં રૂબરૂ લવાજમ ભરવાનું અને મ. ઑ. થી મોકલવાનું મુખ્ય સ્થળ :

**ઊર્મિ–નવરચના કાર્યાલય**

**ભારતી સાહિત્ય સંઘ (પ્રા.) લિ. : ૬૪, ગાંધીરોડ : ફર્નાન્ડીઝ બ્રિજ : અમદાવાદ, ૧**

આ ઉપરાંત નીચેનાં સ્થળોએ પણ 'ઊર્મિ નવરચના'નુ લવાજમ ભરી શકાય છે :—

| | | |
|---|---|---|
| ૧ | એન. એમ. ત્રિપાઠી પ્રાયવેટ લિમિટેડ, | પ્રિન્સેસ સ્ટ્રીટ, મુંબઈ, ૨. |
| ૨ | આર. આર. શેઠની કંપની, | કેશવબાગ, પ્રિન્સેસ સ્ટ્રીટ, મુંબઈ, ૨. |
| ૩ | એન. એમ. ઠક્કરની કંપની, | ૧૪૦, પ્રિન્સેસ સ્ટ્રીટ, મુંબઈ, ૨ |
| ૪ | આરોગ્યધામ, | અયુબ મેન્શન, વિન્સેન્ટ રોડ, કિંગ સર્કલ પાસે, માટુંગા, મુંબઈ, ૧૯ |
| ૫ | પુસ્તકાલય સહાયક સહકારી મંડળ લિમિટેડ, | રાવપુરા, વડોદરા. |
| ૬ | ચરોતર પુસ્તકાલય પ્રવૃત્તિ, ચરોતર એજ્યુકેશન સોસાયટી, | આણંદ. |
| ૭ | વિજય સ્ટોર્સ. | સ્ટેશન રોડ. આણંદ. |
| ૮ | લોકમિલાપ કાર્યાલય, | જિલ્લા કોર્ટ રસ્તો. ભાવનગર. |
| ૯ | નવયુગ પુસ્તક ભંડાર, | રાજકોટ. |
| ૧૦ | સાહિત્ય ભંડાર | ૧૪, અમરતલ્લા સ્ટ્રીટ, કલકત્તા, ૧. |
| ૧૧ | ગાંડીવ સાહિત્ય મંદિર, | હવાડિયા ચકલા. સૂરત. |
| ૧૨ | સૌરભ પુસ્તક ભંડાર, | રિલીફ રોડ, પાદશાહની પોળ સામે, અમદાવાદ, ૧ |
| ૧૩ | રવાણી બંધુ | વલ્લભવિદ્યાનગર (આણંદ–ખેડા) |
| ૧૪ | સીટી બૂક શૉપ, | પો. બૉ. નં ૧૪૬૦, મોંબાસા. (કેન્યા) |
| ૧૫ | જે. એસ. કાનાબાર લિ૦, | પો. બૉ. નં. ૧૦. બ્લેન્ટાયર. (ન્યાસાલૅન્ડ) |
| ૧૬ | જનરલ બૂકસેલર્સ, | પો. બૉ. ન. ૧૨૭૮, દારેસલામ. (ટાંગાનિકા) |
| ૧૭ | પૉપ્યુલર બૂક સપ્લાય, | પો. બૉ. નં. ૭૬૯. કંપાલા. (યુગાંડા) |
| ૧૮ | કે. સી. આચાર્ય એન્ડ સન્સ, | પો. બૉ. નં. ૨૪૬, જિંજા. (યુગાંડા) |
| ૧૯ | નિર્મળાબેન ભટ્ટ, | પો. બૉ. નં. ૧૨૧, જિંજા (યુગાંડા) |
| ૨૦ | કે સી. આચાર્ય એન્ડ સન્સ, | પો. બૉ. નં. ૪૦૬, મ્બાલે. (યુગાંડા) |
| ૨૧ | રાવળ બ્રધર્સ, | પો. બૉ. નં. ૪૬. નકુરુ. (કેન્યા) |
| ૨૨ | વાલંભીઆ બ્રધર્સ, | પો. બૉ. નં. ૮૯, ઝાંઝીબાર (પૂ. આફ્રિકા) |
| ૨૩ | છોટુભાઈ પટેલ, સેંટ્રલ પ્રિ. પ્રેસ લિ., | પો બૉ. ૪૨૬. બ્રોકનહિલ. (નૉર્થ રોડેશિયા) |
| ૨૪ | રામભાઈ પટેલ, પ્રીમિયર બ્રધર્સ, | પો. બૉ. નં. ૨૯૩, એનડોલા. (નૉર્થ રોડેશિયા) |
| ૨૫ | આપાભાઈ પટેલ, | પો. બૉ. નં. ૭૯, લુઆન્શ્યા. (નૉર્થ રોડેશિયા) |
| ૨૬ | સાકરચંદભાઈ નાઈ. નાઈ બ્રધર્સ, | પો. બૉ નં. ૩૪. લિવિંગ્સ્ટોન. (નૉર્થ રોડેશિયા) |
| ૨૭ | મોરારજીભાઈ એલ. પટેલ, | પો. બૉ. નં. ૧૫૧૭, સેલિસબરી (દ. રોડેશિયા) |
| ૨૮ | ઠાકોરભાઈ દેસાઈ, દેસાઈ એન્ડ કંપની, | પો. બૉ. નં. ૧૦૮. લુસાકા. (નૉ. રો.) |

OORMI-NAVRACHNA ૭૮૬ ન. ૫. ત/૭૫ : વિદેશમાં રૂ. ૧/- (December '60) Regd. No. B.408

આપણા સાહિત્યના અમર વારસાની કથાઓનું ધૂમકેતુનું



# મહાભારતની કથાઓ

ધૂમકેતુ

## મહાભારતની કથાઓ

લેખક

ધૂમકેતુ

મૂલ્ય ચાર રૂ.

મહાભારતની કથાઓ એ આપણો લોકસંસ્કારી વારસો છે, આપણા નૈતિક જીવનનું એમાં રક્ષણ રહ્યું છે. એ કથાઓ હમેશાં કિશોરો પાસે, મોટાઓ પાસે, દરેક ઘર પાસે રહેવી જોઈએ. વારવાર વાંચવી જોઈએ. જીવનમાં એમનું માર્ગદર્શન મળવું જોઈએ. આ બધી જ કથાઓ મહાભારતમાં છે. મહાભારતની દરેક કથા કેવો મૂલ્યવાન વારસો ધરાવે છે, તે એમાંથી જાણી શકાય છે.

આ કથાઓ આ પ્રમાણે વચાતી રહે માટે, ભાષા કાંઈક સાદી પણ કરી છે. જ્યાં મૂળના ભાવ એટલા ઉન્નત છે કે એ ગ્રહણ કરવા માટે થોડી તૈયારી વાંચનાર જગતે પણ બતાવવી રહી, એ દૃષ્ટિ આ કથાની આતમાં જોઈ શકાશે.

[ધૂમકેતુ

આપની નકલ મેળવવાનું મુખ્ય સ્થળ :

ભારતી સાહિત્ય સંઘ (પ્રાયવેટ) લિમિટેડ ૧૮ આપીરેડ ફર્નાન્ડીઝ બ્રિજ અમદાવાદ

મુ. દીપક પ્રિન્ટરી અમદાવાદ

## એ નવાં પ્રકાશનો

# માનસર

બરકત વીરાણી 'બેફામ'ના પ્રથમ ગઝલ-મુક્તક-નઝમ સંગ્રહ—અભિનવ રૂપરંગમાં
મૂલ્ય રૂપિયા ૭.

# એકલતાના કિનારા

ચંદ્રકાન્ત બક્ષીની નવી નવલકથા

કિંમત રૂ. ૪-૦૦



## અમારાં બીજાં પ્રકાશનો

### શિવકુમાર જોષી

- કંચુકીબંધ — નવલકથા રૂ. ૬-૦૦
- અનંગરાગ — નવલકથા રૂ. ૯-૫૦
- રજનીગન્ધા — નવલિકાસંગ્રહ રૂ. ૪-૦૦
- રહસ્યનગરી — નવલિકાસંગ્રહ રૂ. ૪-૦૦
- ઘટા ઘીરી ઘીરી આઈ — ત્રિઅંકી નાટક રૂ. ૨-૫૦
- દેવદાસ — નાટક રૂ. ૨-૫૦
- એકને ટકોરે — નાટક રૂ ૨-૦૦

### ચન્દ્રકાન્ત બક્ષી

- પડઘા ડૂબી ગયા..... — નવલકથા રૂ. ૪-૦૦
- રોમા — નવલકથા રૂ. ૩-૭૫
- પ્યાર — નવલિકાસંગ્રહ રૂ. ૪-૦૦



### ધીરેન્દ્ર દોશી

- નીલા — નવલકથા રૂ. ૨-૨૫

 **સ્વાતિ પ્રકાશન** 

૨૨૬, સેમ્યુઅલ સ્ટ્રીટ
મુંબઈ, ૩

અંક ૧૦ : જાન્યુ. '૬૧
સળંગ અંક ૩૭૦
સમાજમાં સરકાર અને



'ઊર્મિ' : વર્ષ ૩૧
'નવરચના' : વર્ષ ૨૫
સાહિત્ય પ્રેરતુ સામાયિક

ક્રમ



*

સૂચના

* લવાજમ વરસનું : સાડાસાત રૂપિયા; વિદેશમાં દશ રૂપિયા-(શિ ૧૫).
* દર માસની ૧લી તારીખે નિયમિત પ્રગટ થાય છે.
* વરસમાં એપ્રિલ, જુલાઈ, ઑક્ટોબર અને જાન્યુઆરી એ ચાર માસમાંથી કોઈપણ માસથી ગ્રાહક થઈ શકાય છે
* વી પી થી લવાજમ વસુલ કરવામાં જે વધારાનો ખર્ચ થાય છે એ ગ્રાહકે જ ભોગવવાનો હોય છે એટલે, લવાજમ પૂરું થયાનો નોટિસ મળે ત્યારે ગ્રા. નં. અને પૂરા સરનામા સાથે કૃપા કરીને મનીઑર્ડરથી જ લવાજમ મોકલી આપવું.
* નમૂનાનો અંક મંગાવતી વખતે ૭૫ નવા પૈસાની ટિકિટો બીડવી જરૂરી છે મફત અંક કોઈને મોકલાતો નથી
* દરેક જાતના પત્રવ્યવહારમાં ગ્રા નં. લખવો ખાસ જરૂરી છે.
* અસ્વીકૃત લખાણ પાછું મેળવવા જોઈતી ટિકિટો બીડવી જરૂરી છે. એ સિવાયનાં અસ્વીકૃત લખાણો પંદર દિવસ પછી રદ કરાય છે.
* જાહેરખબર માટેનુ, લવાજમ મોકલવાનુ, લખાણો મોકલવાનું અને બીજા દરેક જાતના પત્રવ્યવહારનુ સરનામુ :-

–' ઊર્મિ–નવરચના '
ભારતી સાહિત્ય સંઘ (પ્રાયવેટ) લિ.,
૬૪, ગાંધીરોડ : ફ્રોન્ટીઝ બ્રિજ
અમદાવાદ, ૧

પ્રકાશક : ઈશ્વરલાલ મો૦ દવેએ અને મુદ્રક : કાંતિલાલ છોટાભાઈ પટેલે માલિક ભારતી સાહિત્ય સંઘ (પ્રાયવેટ) લિમિટેડ વતી ૬૪, ગાંધીરોડ, ફ્રોન્ટીઝ બ્રિજ, અમદાવાદથી પ્રસિદ્ધ કર્યું અને મંગલ મુદ્રણાલય, રતનપોળ, અમદાવાદમાં છાપ્યું.
તંત્રી : ઈશ્વરલાલ મો૦ દવે અને સંપાદક : જયન્ત પરમાર.

# નવરચના

## ત . . . . . . . . . કાર્યનો ઉજાસ

કંઈ પણ વિચાર કર્યા વિનાની થોડી પણ વાતને જ્યારે વાગોળવી પડે, વારંવાર એ જ વાત કર્યા કરવી પડે, ઠોકી ઠોકીને એક જ વાત ઠસાવવી પડે ત્યારે એ શબ્દોનું કશું વજન પડતું નથી. ઊલટાની એ વાત બધી રીતે મારી જતી હોય છે. ક્યારેક કંઈક પણ કરવાની વૃત્તિ કે ઇચ્છા થઈ આવે ત્યારે તેને સામાના મગજમાં અસર પાડવા એ વારવાર કહી બતાવવાનો કશો અર્થ નથી. એ કરતાં તો આપણું કાર્ય આપણી ક્રિયા જ એટલી અસરકારક હોય જેથી સામાને ઠસાવવા પ્રયત્ન કરવાની જરૂર ન રહે અને આમ સહજતાથી જે થાય જે કરાય એની ઊંડી અને ઘેરી અસર થાય એ સાવ સ્વાભાવિક છે એટલે જ ધારી અસર, ધાર્યું પરિણામ લાવવાની આપણી વૃત્તિ ક્યારેય ઇરાદાપૂર્વકની ન હોવી જોઈએ, ન બનવી જોઈએ. તો જ આપણા કાર્યની છાપ પડે, આપણું કાર્ય દીપી ઊઠે અને આપણા કરેલાની કિંમત સમજાય. આપણે ફરીને ગાઈ બતાવીએ ત્યાં જ કર્યા ઉપર પાણી ફરી વળે છે, પછી એની સામા ઉપર છાપ પાડવાની કે સામાને ઠસાવવાની વાત જ ક્યાં રહી! એટલે જ વિચાર કરતાં ક્રિયા વધુ મહત્ત્વની છે. કોઈ પણ ક્રિયા કે કાર્યને સમજવાની દૃષ્ટિ કેળવવી એ તો એના કરતાંય વધુ મહત્ત્વનું છે. સામે ચાલીને આપણા વિચારો ભલે કોઈને ન ઠસાવી શકીએ, પણ આપણું સારું કાર્ય દીપી ઊઠે ત્યારે એનું તેજ સામાને તો ઉજાળે છે, આપણનેય સંતોષ આપે છે કાર્યનું તેજ એ જ સાચું અને ચિરંજીવ તેજ છે. એ તેજને આપણે કોઈ રીતે ઝાંખું પડવા ન દેવું જોઈએ, વાતો કરીને સામા ઉપર છાપ પડવાના કઢંગી રીતે તો એને કોઈ કાળે ઝાંખું ન પાડીએ. અને એ ઝાંખપ ન આવે, એ ઝાંખપ ન લાગે એવી પ્રવૃત્તિપરાયણતા કેળવવી. એ આપણા માટે, આપણાં સ્વજનો માટે, આપણા સમગ્ર હિત માટે જરૂરી બની રહે છે. ઝાંખપને દૂર કરવાનો પ્રયત્ન જેટલો જરૂરી છે એટલો જ જરૂરી પ્રયત્ન આપણા કાર્યને ઊજળું રાખવાનોય હોવો જોઈએ. ત્યારે પ્રયત્નમાંથી સહજતા અને ઉજાસ—કાર્યનો ઉજાસ દેખાશે જ.



'આનંદિયાસી'

## રાત્રિ હતી

રાત્રિ હતી,
પાસે જ પ્રિયપાત્રી હતી,
સંસારના સુખદુઃખમાં,
સાથે જ સહયાત્રી હતી.
સૂતી હતી શય્યા મહીં,
એવી વસી હૈયા મહીં,
સૌંદર્ય સાથે શીલ ભરી
દેખી રહ્યો હું દિલ ભરી.
અધરોષ્ટ ફૂલગુલાબ શા,
નીલોત્પલોશી આંખડી,
બીડેલ જાણે પાંખડી.
હૈયાભ્રમર પૂર્યો ત્યહીં,
એ છોડવા ચાહું જ્યહીં,
ત્યાં તો ધીરેથી ઊઘડી,
બંધન તણી બેડી બધી,
છૂટ્યો ભ્રમર માનું હજી,
ત્યાં તો અરે!....
લંબાવી કર ધીમે હસી,
આંખો મને લીધો કસી,
નૈનો પરોવી નૈનમાં,
ને હાથ બીડી હાથમાં,

સૂતાં હતાં સંગાથમાં,
હૈયાં અમારાં બેયનાં,
સાગર અને સરિતાસમાં,
સ્પંદી રહ્યાં 'તાં સાથમાં,
ખારાશ હૈયાની ભરી
માધુર્યથી દીધું ભરી,
રહી 'તી રમી અંગાંગમાં,
રમણીયતા જે તન ભરી,
હૈયે ગમી, પાસે નમી,
લીધી ચૂમી મેં મન ભરી;
ન્યારી હતી
મારી હતી
કેવી મીઠી ખાત્રી હતી!
રાત્રિ હતી



'સુધાંશુ'

## સૂની ન હોયે સંવેદના

સૂના ન હોય કોઈ નુપુર કે તાર,
ધ્વનિ ઘણેણે એની ગુંજના,
જેમ છેડો એનો રૂદિયો અંગુલિએ
તેમ રુદનરસ હુંકાર એ દીએ,
વરસાવે સ્વરવેદના
સૂની ન હોયે સંવેદના!
ઉર પીંખો કે વીંખો વિયોગકટારીએ.
વસમી પડે ના વેદના
જીરણને પછી જીરણ શું નડે?
ઘડેલ ઘા પછી ઘડવો શું પડે?
દિલ નક્કર જ્યાં થયું ફના,
સૂની ન હોયે સંવેદના!
નથી સૂનાં જ્યાં જેનાં મહેલ કે કુટિ
એમાં પ્રવેશવાની કોઈને ના મના,
દ્વાર આવો, તમ ઘેર આવો
કોઈ આવો કે પર જાઓ
હ્યાં તો અલખ નંદનઘના,
સૂની ન હોયે સંવેદના!







### સ્વ૦ નાથાલાલ દવાણી

ઊર્મિનાં વાચકોને છેલ્લાં કેટલાંય વરસોથી ચિન્તનાત્મક ગદ્ય-પદ્ય વિચાર-કણિકાઓથી મુગ્ધ કરનાર લેખક શ્રી નાથાલાલ દવાણીનું એકત્રીસ વર્ષની નાજુકવી વયે અવસાન થયું છે એ માન્યામાં જ નથી આવતું. સાહિત્ય, સમાજ અને સંસ્કારક્ષેત્રે અઢાર વર્ષની ઉંમરથી જ એકધારી ધગશપૂર્વક આગળ વધનાર આ યુવાનની સાથે સાથે ગુજરાતે પ્રૌઢ કવિ અને સાચો તત્ત્વજ્ઞાની ગુમાવ્યો છે. એ યુવક-પ્રતિભાની ખોટ જેટલી પોરબંદરને સાલશે તેટલી જ તેમનાં વાચકોને પણ વરતાશે જ. જે જગન્નિયંતાએ એમનાં કુટુંબીજનોના દુઃખને હળવું કરવાની જવાબદારી લીધી છે એ જ એમના પ્રસન્ન-મધુર આત્માને શાંતિ બક્ષે એવી પ્રાર્થના...

જ૦ ૫૦



## તાર-ઝંકાર

**તમારી શોધમાં**

બસ તમારી શોધમાં એવા ગયા ખોવાઈ,
શોધવા અમને તમારે સાવ ખોવાવું પડે !

**આનંદ ને વિષાદ**

આનંદ ને વિષાદ સમોતાં નથી ઉરે,
ત્યાં ગીત દૂર દૂરથી દે છે મધુર સાદ !

**પ્રણયનુ સાજ**

તમે ન આવો છતાં દિલ ધડકતું રે'વાતું,
પ્રણયનું સાજ, નહીં તાલ, છતાં બજવાતું !

**આગાહી !**

મોરલો કેમ દિલનો ટહુકે છે ?
કોઈ નીકળ્યું છે શું અભિસારે ?

**તું ગા, હૃદય !**

આનંદ કેરી લાવણી,
સાથ અશ્રુ શ્રાવણી,
શી અનોખી રાગણી !
મત્ત સૂરે ગા, હૃદય !
તું ગા, હૃદય !

**સમણાં**

સમણાં, અહો સોહામણાં, નમણાં !
નિંદમાં ખીલી ઊઠ્યાં શાં પોયણાં !

**મુસ્તાક છીએ**

મુબારક આસમાં તુજને ચમકતાં ચાંદ તારાઓ,
અમે મુસ્તાક છીએ ચંદ્રમુખીના ઈશારા પર !

**હોઠ મુજ**

લાડલી તારી અલકલટ ચૂમતી કેવું લલાટ !
હોઠ મુજ અળખામણા, તરસી રહ્યા એ ભાલને !

**તમારી પાનીએ**

પીધો જ લાગે છે તમે કોઈ કસુંબીનો ઉમંગ,
નહિંતર તમારી પાનીએ આવો ચઢે શું રક્તરંગ ?

**દિલની વેરાની**

દિલની વેરાની તણી તે વાત શી કરીએ ભલા ?
કૈંક અંતર રાખવું 'તું દિલ અને સહરા વિશે !

**રાત બાકી છે**

તું નથી તો નથી જ ચાંદ આકાશે,
રાત બાકી છે, રાત બાકી છે !

**નાથાલાલ દવાણી**



★



'રાજહંસ'

# સમયના શોર-બકોર

### ભાવનગર : પ્રેરક બળનો અભાવ

'ચલો ભાવનગર' એવી ઝુંબેશ હવે ક્યાંય સંભળાતી નથી. ને કોઈ એવી ઘોષણા શરૂ કરે તો કૉન્ગ્રેસની હાંસી ઉડાવવા જેવું જ લાગે. ભાવનગરનું અધિવેશન છેક તમાશો તો નહિ થાય, છતાં એક સ્નેહસંમેલન જેવું એનું સ્વરૂપ રહેવાનું. જે સંસ્થા પાસે પ્રજા સમક્ષ મૂકવા આંદોલન નથી કે એનો વિચાર નથી એનાં અધિવેશનો શોભા ને શિષ્ટાચાર જેવાં રહેવાનાં.

પરન્તુ કૉન્ગ્રેસની પાસે ભૂતકાળની કારકીર્દિ છે. એ ઇતિહાસ કોઈ પણ દેશને અને કોઈ પણ સંસ્થાને ગૌરવ આપે એવો છે. એની નીતિરીતિથી અનેકને પ્રેરણા મળી છે. એટલે હજુય કૉન્ગ્રેસ પાસે એવી અપેક્ષા રહે તે સ્વાભાવિક છે. એવી અપેક્ષા નિષ્ફળ જાય ત્યારે કરુણ પ્રસંગ ઊભો થાય છે.

નવાઈની વાત છે જો કે કૉન્ગ્રેસ પાસે હજુ પીઢ આગેવાનો છે, પ્રચંડ વ્યક્તિત્વ ધરાવનારી પ્રતિભા છે, ઊંચા આદર્શો છે ને ભારે કાર્યક્રમો છે તેમ એનું પ્રેરકબળ સાવ ઘટી ગયું છે. અગર સત્તાવાળી કૉન્ગ્રેસ દેશના નવજુવાનોને આકર્ષી નથી શકતી તો પછી એની સત્તા ના હોય ત્યારે એ કેવી જણાય?

આ પ્રેરક બળને આપણે કઈ રીતે ઓળખીશું? શું હોય તો કૉન્ગ્રેસ પ્રત્યેનું માન અને વિશ્વાસ વધે? એવી કઈ ખાસ ઉણપ છે?

કૉન્ગ્રેસની મુખ્ય ઉણપ એના આદેશના અભાવની છે કાં તો એના મોવડીઓ રોજરોજ ઘણું બોલબોલ કરે છે અને એમની સોનેરી સલાહ તડકે સુકાવા પાથરી મૂકે છે. અથવા તો પ્રજાને પાળવા માટેનો આદેશ, ટૂંકો ને સ્પષ્ટ આપવાની હિંમત નથી. એક સંસ્થા તરીકે એ કામ કરતી હોય તે કરતાં એના હાથમાં આવેલી સત્તાના જોરે એ કામ કરતી થઈ છે. યોજનાઓની હવા બાંધવા માટે પણ સત્તાની સહાય લઈ એમને ફરવું પડે ત્યારે લોકોના દિલમાં સત્તા વસે અને કૉન્ગ્રેસ ખસે એની શી નવાઈ? બચત યોજના, કુટુંબનિયોજન, તંગીઓ, ભાવવધારો, ભેળસેળ ને નફાખોરી આવી કેટલીય બાબતો ઉપર કૉન્ગ્રેસનો અવાજ આગળ આવી શકતો નથી, સરકારનો પ્રચાર જ દેખાય છે. ત્યારે પ્રજાના મન ઉપર કૉન્ગ્રેસ જીવંત છે એવી છાપ ક્યાંથી રહે?

લોકશાહીમાં કૉન્ગ્રેસ એક પક્ષ છે તેમ ધારાસભામાં બીજા પક્ષો પણ છે. કૉન્ગ્રેસ એ જ સરકાર નથી એમ વારંવાર સાંભળીએ છીએ. કૉન્ગ્રેસમાં બે પાંખથી કામ ચાલે છે—ધારાસભાનું અને સંસ્થાકીય વ્યવસ્થા કાજેનું જનસંપર્કનું. પ્રાંતે પ્રાંતે કૉન્ગ્રેસની સમિતિઓ છે અને સત્તા વડે રચેલાં પ્રધાનમંડળો છે. આ બંને વચ્ચે ઘર્ષણ રહે છે. એ ઘર્ષણથી કૉન્ગ્રેસની પ્રતિષ્ઠા ઘસાય છે, સત્તાનું પીઠબળ ખેંચી લાવીનેય આ ઘસારો અટકાવી શકાતો નથી.

દેશનું હિત વધારવા સરકારને ઉતાવળ છે. એમની ધગશ વાજબી પણ છે, પરન્તુ, હિતના સવાલો એકમેકને અલગ કરનારા હોય છે. એક કરનારા નહિ. જે એકતા લાવે, જે પ્રભાવ પાડે, જેનું આકર્ષણ હોય, જે નવી પેઢીને પ્રેરણા આપે એ તો હિત નહિ પણ હેતુ છે.



કૉન્ગ્રેસ પાસે હેતુઓની છત ઘટી ગઈ છે. જે હતા તે સારા જરૂર કાળધર્મને વશ થઈ જીર્ણ થયા છે. એવું એ રટણ કરી હાયવરાળ કરનારા દેશમાં આમ તેમ અથડાય છે પણ એ મિથ્યા છે. એ લોકો તો જાણે વીતી ગયેલું આયુ બળપૂર્વક ખેંચી રહ્યા છે.

હેતુઓની અછત હોવાથી દેશ સમક્ષ આમવર્ગના સવાલો આવે છે તે જોવાતા નથી, એના ઉપર કહેવાય તો સંદિગ્ધ ભાષામાં, ઝુંબેશ તો દેખાતી જ નથી. શિસ્તના-નામે કૉન્ગ્રેસની એક પાંખ બીજીને સાચવવામાં રોકાયલી રહે છે, અને પ્રજાકીય આંદોલન પ્રગટતું જ નથી.

આવી રૂંધાયેલી અવસ્થામાં કૉન્ગ્રેસ પાસે જે એકઠા થાય છે તે હિતકામીઓ છે, હેતુગામીઓ નથી. એમનાથી કૉન્ગ્રેસ ઝંખવાય છે, દીપતી નથી. એ પરિસ્થિતિ પ્રેરક બળ ક્યાંથી સર્જાવે ?

ને એમ આવતી પેઢીને કૉન્ગ્રેસના આદર્શોની પ્રેરણા નથી મળતી, પણ પોતાનાં, ગામનાં, જિલ્લાનાં, પ્રાંતનાં હિત-જાળવણીમાં હિસ્સો મેળવવાની હાકલ સંભળાય છે. અને એક મહાન સંસ્થા આપણી નજર સમક્ષ ધીરા મોતે મરતી જોવાનું દુર્દૈવ આપણને પ્રાપ્ત થાય છે.—

ભાવનગરની કૉન્ગ્રેસ એ એના જ આયુષ્યનું ભક્ષણ કરનારી નીવડે એનું શું આશ્ચર્ય કરીએ ને શું દુઃખ કરીએ !

**સમાજવાદ નહિ, ગુણધર્મોની પ્રતિષ્ઠા**

હા, કૉન્ગ્રેસ પાસેય આંદોલન છે પણ તે ચૂંટણીનું. એનો જંગ બનાવી દેવાની કુનેહ કૉન્ગ્રેસ પાસે આવી ગઈ છે, વધતી જાય છે. ચૂંટણીઓમાં પાવરધા તરીકે કેટલાક મોવડીઓએ નામ રોશન કર્યાં છે અને સંસ્થામાં એ રીતે એમનું મૂલ્ય અંકાયું છે.

આ ચૂંટણીજંગ વેળા કૉન્ગ્રેસ-જાહેરનામું પ્રગટ કરશે, પરન્તુ એ તો મત ઉઘરાવવાની કળ જેવું હોવાનું. એમાં અમુક બાબત નહિ જ કહેવાની, અમુક સંદિગ્ધ રાખવાની, ને આવતી કાલનાં સોનેરી સ્વપ્નોનો આભાસ ઊભો કરવાનો. એ જાહેરનામાં ચૂંટણીઓ પૂરી થાય ત્યાં સુધી પણ જીવતાં નથી, માત્ર મત નંખાય એટલો જ એનો આવરદા.

છતાં, ચૂંટણીઓ પહેલાં જાહેરનામું તૈયાર તો થશે. આપણે ઇચ્છીએ કે દેશને સ્પષ્ટ આદેશ મળે એવું એ જાહેરનામું હોય. હિંદી પ્રજાના જીવન અને વિચાર ઉપર અસર કરે એવું સ્પષ્ટ ને વિશ્વસનીય એ હોય, દેશને ઉદ્દેશ ચીંધનારું એ હોય, મહત્ત્વાકાંક્ષાવાળું હોય, આપણી અને જગતની આવતી કાલ કેવી હશે તે દર્શાવનારું હોય.

મુશ્કેલી એ છે કે વિજ્ઞાનની ઝડપી શોધખોળોને લીધે પાંચ દશ વર્ષથી આગળનું જોવા-વિચારવાનું હવે સહુને માટે અશક્ય જેવું થઈ પડ્યું છે. અણુશક્તિ અને અવકાશપ્રવેશ, સંતતિનિયમન અને શરીરગ્રંથિઓની અદલાબદલી, નવાં રસાયણો—આવી કેટલીય નહિ ધારેલી પણ પ્રબળ અસરકારક બાબતો આવી પડે છે, ને આપણા ભવિષ્યની ઝાંખી કરવાની ક્ષિતિજો મર્યાદિત થાય છે. બહુ દૂરનું હવે આપણે જોઈ-વિચારી શકવાના જ નથી. એવું આયોજન તો થાય જ શું !

પણ આવતા દશ પંદર વર્ષ સુધીમાં આપણે કેવો સમાજ રચવા ઇચ્છીએ છીએ એનું ચિત્ર આપણને હવે મળવું જોઈએ.

વારંવાર ઉપનિષદ અને વેદનો કાળ મનોહર રીતે રજૂ કરી આપણને ચકિત કરી દેવામાં આવે છે. તો વળી હાથ ઉદ્યોગ અને ખેલધાણીની ઢબવાળું જીવન સંસ્કારી મનાય છે.

એક ત્રીજો પ્રવાહ વહી રહ્યો છે કે સંપ્રદાયનું શરણું લઈ જીવનને સાવ દેવકૃપા ઉપર છોડી દેવું, કાર્યારંભની મનીષા પણ ના રાખવી. એ સહુની સામે જે ઘોડાપૂર આવી રહ્યું છે, જે જળ જળબંબાકાર કરતું ફેલાઈ રહ્યું છે તે તો જુદું જ છે. એ છે ખૂબ પરિશ્રમ કરી ઉચ્ચ કેળવણી મેળવી નિષ્ણાત થવું, અનેક ઉપાયે સમૃદ્ધ બનવું, ઐશ્વર્ય ને પ્રભાવ મેળવવાં ને



થર્ડ ક્લાસની મુસાફરીમાંથી એરકન્ડીશન કે હવાઈ જહાજનાં પ્રવાસી બની જવું.

આપણે ઇચ્છીએ કે કૉન્ગ્રેસ મધ્યમ માર્ગ શોધી શકશે એટલું જ નહિ પણ એ માર્ગને આચારથી વિશુદ્ધ કરી પ્રતિષ્ઠિત પણ કરી આપશે. વિપુલ સંખ્યાના જોર પર રાચતો સમાજવાદ છોડી વિપુલ ગુણધર્મી થવાનો આદેશ આપશે.

એ તો દેખીતું છે કે ભારતીય જીવન પહેલાં હતું એવું રહ્યું નથી, રહી શકે પણ નહિ. જીવન બદલાય છે, સમાજની વ્યવસ્થા બદલાય છે, અને શિષ્ટાચાર બદલાય છે. આપણી આવતી કાલનો મહદ્ અંશ ગઈ કાલની પીંજણ ને રામાયણમાં વ્યતીત થઈ જાય એવું કોને ગમે? અને તેમ છતાં, એને સમેટી પણ કેમ લેવાય?

એટલે, કૉન્ગ્રેસ જેવી વિશિષ્ટ સંસ્થા પાસે આપણે માગણી કરીએ કે ભારતીય સંસ્કૃતિ અને જીવનનાં મૂલ્યોથી અંકિત હોય તેમ જ નવા જમાનાને અનુકૂળ આવે એવું આચાર વિચાર વિશુદ્ધ સમાજના ઘડતરનું કાર્ય તમારે હાથે થવા દો. આવી આશા બીજા રાજકીય પક્ષો પાસે રાખી શકવાના નથી, તેમ સમાજથી વિખૂટા પડી ગયેલા સાધુસમાજ પાસેથી પણ મળે એમ નથી. આ માંગ ઘણી મોટી છે અને હાલની કૉન્ગ્રેસની તાકાતની બહાર છે. આશાનું એકાદ કિરણ હોય તો એટલું જ કે એક વાર કૉન્ગ્રેસની જ એ બીડ હતી, ને ફરી વાર એમાં જ એ પ્રગટે એવું એ એક જ પાત્ર છે.

### ભાષા પ્રાંત ને જ્ઞાતિ આસુરી બળ નથી

કૉંગ્રેસને ભાષાવાદ પ્રાંતવાદ ને જ્ઞાતિવાદ નથી રુચતાં, એથી એની સામે મોરચા માંડવા છે. પરંતુ, આમ બનવાનું નથી. મોરચો કે ઝુંબેશની રીત કૉંગ્રેસ પાસે રહી નથી અને જેની એ નિંદા કરે છે તેનો જ લાગ આવ્યે ઉપયોગ કરી લેવાનો એ છોડતી નથી.

ભાષા, પ્રાંત ને જ્ઞાતિ આ ત્રણેય બળ છે, એ કેમ વપરાય તે જ જોવાનું છે. એ બળ આસુરી ગણી તરછોડવું ના જોઈએ. એમાં જે દૂષણનો અંશ છે તે મુકરર કરી ટાળી દેવાનું કાર્ય એટલું મુશ્કેલ નથી. જે વસ્તુને આપણે દફનાવી શકવાના નથી, જેને સુધારી ઉપયોગમાં લઈ શકીએ એમ છે, જેનું બળ પ્રજા એક યા બીજી રીતે વાપરે છે એને ભાંડવાથી કે હડધૂત કરવાથી કશો અર્થ સરે એમ નથી.

એ અગર રાષ્ટ્રીય ઐક્યનું વિભાજન કરનારી સમસ્યા થઈ હોય તોયે એકતાનાં સમર્થ સાધનો મોજુદ છે તેનો વ્યાપક ઉપયોગ કરી શકીએ.

એવું કરવાને બદલે પ્રાંત, ભાષા ને જ્ઞાતિને નિર્મૂળ કરવાની વાત આગળ ધરવી એ તો એનાં દૂષણો કાયમ રાખવા જેવું છે.

આશ્ચર્ય છે કે સામ્યવાદની સામે આપણે આવી તકરાર ઉઠાવવી નથી, જગતમાં જે જીવનમૂલ્યો ઉતારી પાડે છે ને દેશમાં વારંવાર જે ખટક ઊભી કરે છે એના તરફ સૂગ વધારતાં સંકોચ કરીએ છીએ!

### સહકારી ગઈ, પંચાયત પણ જશે

સહકારી પદ્ધતિથી ખેતી કરવાની હાકલ હજુ હમણાં જ પડી હતી. પણ ભાવનગરની કૉંગ્રેસમાં એ મડદું સજીવન કરવા કોણ તૈયાર થશે?

આ વખતે પંચાયતો આગળ ધરીને વળી દેશને ભરમાવવાનો એક મિથ્યા પ્રયાસ થશે. દેશની નિરક્ષરતા, બેકારી, કંગાલીઅત, અને સામાજિક અસમાનતાના ખડકો આગળ પંચાયતોનો પ્રવાહ કેટલો વધી શકશે? ગ્રામ્ય વિસ્તારોમાં અમલદારોની લાગવગ નીચે સ્વચ્છંદ કરનારા દાદાઓની શું આ દેશમાં કમી છે? એમના જ હાથમાં વધારે સત્તા સોંપી આપણે જુદા પ્રકારની એક સામંતશાહી સ્થાપવા નીકળ્યા છીએ કે શું? સંખ્યા અને બહુમતિની ઢાલ આપી હશે તોયે દરેક ગામમાં ધણી થઈને બેઠેલા ઉસ્તાદ બડેખાંઓ આગળ પેલાં રાંક શું કરી શકવાનાં હતાં?

સત્તા સોંપવી હોય તો લાયકાત નક્કી કરવી જોઈએ. આપણે ફાવે તેને ફોજદાર કે મામલતદાર બનાવી દેતા નથી, અરે નિશાળના ગરીબ મહેતાજી માટેય લાયકા-

તની જરૂર છે. પણ લોકશાહીમાં ચૂંટણીના આધારે લાયકાતની જરૂર જ ઊડી જાય એ શું વાજબી છે?

ગ્રામ્ય વિસ્તારોમાં ઇચ્છાશક્તિ પ્રબળ બનાવવી હોય, પ્રવૃત્તિઓને વેગ આપવો હોય તો એ કામ માટે માણસોને તાલીમ આપી તૈયાર કરવા જોઈશે. દેશમાં આટલી ધારાસભાઓ શું ઓછી પડે છે કે ગામડે ગામડે પંચાયતોની ચૂંટણીના બહાને રાજદ્વારી પક્ષો એમનું ઝેર ઓકવા નોતરવાં!

આપણી ધારાસભાઓની શિથિલ ને ઉડાઉ લોકશાહી ભલે રહી. પણ સુધરાઈ જિલ્લાસભા કે ગ્રામપંચાયતોમાં પક્ષની શી જરૂર? પક્ષ તરફથી મુકાયેલા ઉમેદવાર માટે ત્યાં એ જ બિનલાયકાત હરવી જોઈએ. પ્રજાએ તો પક્ષની છાપ સાથેના ઉમેદવારને પહેલી જ તકે રદ કરવો જોઈએ.

### ચૂંટણીમાં જીત—તે પછી?

સહુને સમજાય એવી વાત છે કે કૉંગ્રેસ હજુ બીજી બે ચૂંટણીઓ જીતે એટલી પાછલી મુડી એની કને છે. સામે મુકાબલો કરે એવો પક્ષ હજી દેખાતો નથી. સ્વતંત્ર પક્ષ ચૂંટણીઓ લડવાનો નથી એવી જાહેરાત સાથે સ્થપાયો હોત તો એનું જોર જામત. અરે સત્તા લેવા માટે ઇચ્છા નથી એવું કથન પણ એમને વજન આપત. એકવાર એના કાર્યકરો પ્રજાની સાથે હળેમળે, પરિચિત થાય ત્યારપછી મત માગી શકે.

કૉંગ્રેસની સામી બાજુના પક્ષોમાં એ હેતુના અભાવ વરતાય છે ને એથી જ એમનામાંયે ભંગાણો પડે છે. પ્રાંતે પ્રાંતે નિરાળી નીતિ રાખવા જનાર ઉપર લોકો શો વિશ્વાસ મૂકે? રાજદ્વારી સંગઠન કરી સંયુક્ત મોરચો રચાય તો પણ લોકોને એ કબૂલ નહિ હોય. આવા મોરચા ચૂંટણી પૂરતા રહે છે, ભાવના હોતી નથી, એવું ઐક્ય સાવ તકલાદી ને સ્વાર્થી હોય છે. ચૂંટણીઓની ભલે વાર હોય, પણ ભાવનગરનું મુખ્ય કામ તો એ જ છે ને? એ જ રીતે આપણે આ બેઠકને જોવાની રહી, બીજું તો છે જ શું? ભાવનગર પછીયે પ્રાંતે પ્રાંતે કૉંગ્રેસ સમિતિઓ અને પ્રધાનમંડળો વચ્ચેનો ખટરાગ ઘટવાનો છે શું? દોડી જઈને થીંગડાં દેવાથી આવાં ભંગાણો શેનાં મટે!

### નવા કાર્યક્રમની ઝાંખી

ભાવનગર અગર દેશને કોઈ સંદેશો આપે તો તે શો હોઈ શકે?

ઝુંબેશ—જેમાં વિદ્યાર્થીઓ ને યુવકો જોડાય, શહેરીઓ ને ગામડાંના વતનીઓ જોડાય. નવનિર્માણના કાર્યમાં શ્રમ કરે, અગવડો વેઠે, રાષ્ટ્રીય ભાવના ફેલાવે. આ રીતે પડતર જમીનો ખેતી માટે તૈયાર થાય, નવા રસ્તા બને, મકાનો બંધાય, તળાવો ખોદાય ને દુરસ્ત થાય, લીલું ખાતર તૈયાર થાય ને વહેંચાય, એવાં વિવિધ કામો ઠેર ઠેર ઉપાડવામાં આવે.

આવાં કામોમાં લોકપ્રતિનિધિઓ હોંશે હોંશે ભાગ લે, પ્રધાનો માટે એકાદ માસ દર વર્ષે શ્રમદાન માટે નિયુક્ત થાય, જે આવાં કામોમાં સાથ આપે ને બીજા કારખાનામાં પણ સામાન્ય મજદુર તરીકે કામ કરે, એમની જેમ ટ્રામ બસમાં હરેફરે ને સામાજિક એકતા લાવે.

ધારાસભામાં ચૂંટાયેલા ના હોય એવા કાર્યકરો અને એમની સમિતિને એવી છૂટ મળે કે આમજનતાની મુશ્કેલીઓ તેઓ સાંભળે, જાણે, એ માટે સ્વતંત્ર આંદોલન ચલાવે, લોકમત જાગ્રત કરે. વિવેકની મર્યાદામાં રહી આવું જરૂર થઈ શકે. લોકમત કેળવવાની પક્ષને છૂટ હોવી જોઈએ, કાનુન તો તે પરિપક્વ થયા પછી જ આવી શકે.

ભારતીય સમાજ કેવો રચવો જોઈએ તેનું ચિત્ર રજૂ કરે ને આગલી હરોળના ભાઈઓ એ આચારમાં મૂકી બતાવે.

જીવનની પ્રાથમિક જરૂરીઆત જેવી ચીજો અનાજ, દૂધ, શાક, દવા, કેળવણી ને રહેઠાણ માટે પહેલો બંદોબસ્ત કરવા આગ્રહ રાખે, ભેળસેળ અટકાવવા તમામ શક્તિ ખરચે ને ભાવ સમધારણ લાવવા પૂરી કોશિશ કરે. પણ કૉંગ્રેસ આવું કરશે શું!

★



લીલા ટી ધારપુરે

# ભાવલહરી

માણસનુ મન નવરૂ પડે કે કામમાં હોય, અનેક વિચારોનુ ઘમસાણ ત્યાં ચાલુ જ હોય છે એ વિચારો અને ભાવોની એક આછી લહરીને ઊર્મિના વાચકો સમક્ષ જાણીતા લેખિકાએ આ લેખમા લહેરાવી છે જે કવિતાની આછી ઝલકની ગરજ પણ સારે

ક્ષણનુ ચેન જ પડતું ન હતુ કઈક લખવુ હતુ તે સિવાય કાઈ ચેન નહિ પડે એમ આખરે લાગ્યુ મન મૂઝાતુ હતુ મનમા આવતુ, આ રોજના રહેટમાથી છટકી જાઉ દૂર દૂર જ્યા રોજના રહેટની ગુનામી ન હોય 'રામેતા મુજબ' એ શબ્દ જ ન હોય એવુ એ જ રોજ રોજ રહેસાવુ

મારે તો જવુ તુ જ્યા ચિર આનદ હોય, મુક્તિ હોય, યથેચ્છ ઉડ્ડયન હોય એવા પ્રદેશમા ,જ્યા આનદ ખૂટે નહિ ને કટાળો આવે નહિ પણ ક્યા છે એ પ્રદેશ ? ક્યાક રસ્તો ભૂલી ગઈ છુ કઈક મારુ ખોવાયુ છે! મે જ ક્યાક મૂકી દીધુ છે મારે જોઈએ જે કદી ખોવાય જ નહિ મને આજ શુ થયુ છે? હુ કઈક શોધુ છુ! આમ ગૂચ ઉકેલવા પ્રયત્ન કરુ છુ

આજ એ આવશે સાજે આમ તો ઘણી વાર શનિ રવિએ આવે ને જાય ત્યારે મારા આનદને આશા ને ભરતી ઓટ આવે પણ આજે? વાટ તો જોઉ છુ પણ આવીને પાછા જશે એ વિચારે મન પાછુ નિરાશાથી ભરાઈ જાય છે સમજ નથી પડતી કે 'તે' આવવાના છે તેથી આનદમા મન છે કે જવાની નિરાશામા ? કે કશામા જ નહિ કે આઘાત -પ્રત્યાઘાતોથી મન બોધા જેવુ ભુડ્યન થઈ ગયુ છે ?

આમ વિચાર ચાલે છે ત્યા તો તે આવ્યા

તે આવ્યા ને મે આખોમા સમાવ્યા મન આનદ્યુ નયનો નાચવા લાગ્યા તેમના દેહ પર પગથી તે માથા સુધી ત્યા તો પહેરેગીર મન બોલ્યુ 'એય ઈના ગાડી! આનદે છે! કાલે તો તે પાછા જશે'

આની જાણ થતા મન નિરાશાથી ઊભરાયુ આનદ વેરાઈ ગયો તે તરફ તેમનુ ધ્યાન ગયુ ને તેમણે પૂછ્યુ 'ઈલા, કેમ? તબિયત નરમ છે?'

'કઈ નહિ, એ તો વિચાર ' મે કહ્યુ

સારુ થયુ મને કામ વળગ્યુ છે તેથી જ તો વિચારના ઘોડા મને ગમે ત્યા લઈ જઈ શકતા નથી રોજ કામની ધૂનમા બધુ જ વિસરાય છે, ભુલાય છે પણ જ્યારે કામનુ ઘેન ઊતરી જાય છે ત્યારે તે જ કામ આખા દિવસનુ થાક્યુ પાક્યુ સામે ઊભુ રહી બોલે છે 'અરે તમે તે કેવા છો! આખા જ કૃત્રિમ થવા માગો છો? 'કૃત્રિમ' એ જ શબ્દો, એ જ મામ-હૃદયહીન મશીન જેવુ પણ હુ કહી દઉ છુ એ જ ઠીક છે દારૂની ધૂનમા જેમ માણસ દુખ ભૂલે છે તેમ કામની ધૂનમા હુયે મારુ દુખ ભૂલુ છુ પણ બીજુ મન કહે છે અરે?! પણ દુખ ભૂલવુ એટલે કઈ આનદની પ્રાપ્તિ નથી હૃદય ક્યારે થનગને? જ્યારે હૈયાને હૈયાના દર્શન થાય ત્યારે સત્યના દર્શન થાય ત્યારે જ હૈયુ અસલી સત્ય છે તેને નકલીની સૂગ છે કૃત્રિમતા, નિરસતા, નકલીપણુ

કલ્ચર્ડ મોતી જેવા ઢોંગ ને ઈમીટેશન હીરા જેવા ચમકારા મારતા ખોટા વિવેક ને શબ્દોની ઝનકની તેને ચીડ છે સૂગ છે હૈયુ તો ચાહે છે.. સત્ય, સુદર, અનત, જીવત એક વસ્તુ ને તેનો સતત સમાથ આવા કોઈક વિચારોની ઘુમરીમા હુ આવતી હતી રાત આગળ વધતી હતી હુ નિશ્ચેત પડી રહી હતી જ્યારે જ્યારે તેમની' પાસે હોઉ ત્યારે ત્યારે મને જગ જીત્યાનો આનદ થતો પણ અત્યારે તો પેલી 'લહરી'ઓ મને દૂર દૂર લહેરાવતી હતી, વિચારવમળમા અગવાતી હતી ને 'તેમન થી' મન દૂર દૂર ઘસડી જતી હતી થોડી વાર કઈ જ ડખન થઈ નહી પણ પછી તેમણે માથે હાથ મૂકી

[ અનુસંધાન માટે જુઓ પાનુ ૬૦ ]





'ધૂમકેતુ'

# પ્રાણને હણે છે, અજ્ઞાન નહિ, દંભ!

વિશ્વખ્યાત ચિંતક ખલિલ જીબ્રાનની વિચારસરણીને ગુજરાતીમાં આપણા પીઢ કલમનવેશે જે પ્રસિદ્ધિ આપી છે તેના આસ્વાદનું આ વધુ આચમન...

તમે તૃષાતુર છો અને તમારું દિલ એવું દુઃખ અનુભવે છે. પણ હું જોઉં છું કે તમારી સમીપમાં જ મીઠા જળની એક મહાનદી વહી રહી છે. અને કેવળ ખોબો વાળવાને અભાવે જ, તમે તૃષાથી પીડાઓ છો! તમે ભવ્ય ઇમારતો તો ઊભી કરો, પણ જ્ઞાનની ભવ્ય પરંપરા માનવજાત માટે વહેતી ન મૂકો, ત્યારે બીજું શું થાય? માણસો તૃષાથી મરે, અને જ્ઞાનની સરિતા તો એમની પાસેથી જ વહેતી હોય!

ભવ્ય મહાલયોની પેઠે, જ્ઞાનની ભવ્ય પરંપરા એ પણ યુગયુગમાં ઉપયોગી થઈ પડે એવી દેશની સમૃદ્ધિ છે. મહાલયો કાળે કરીને ખંડેર થઈ જશે, પણ એક વાર વહેતી જ્ઞાન-સરિતા અનેકવિધ આત્માઓની વધારે ને વધારે સમૃદ્ધિ મેળવીને માનવજાતનો ઉદ્ધાર કરવા માટે વહેતી હશે.

દેશબંધુઓ! ભવ્ય મહાલયો નહિ, તમે સર્જેલાં ઊંચાં શિખરબંધ મંદિરો નહિ, તમે રચેલી ગગનચુંબી ઇમારતો નહિ, પણ દેશના ભવ્ય આત્માઓએ વિરલ પળોમાં ઉચ્ચારેલી વાણી જ દેશને સજીવન રાખે છે. દેશને એ જીવન આપે છે અને એમાંથી દેશવાસીઓને સંદેશ મળે છે. મોગલ-શહેનશાહોએ બાંધેલાં મહાલયો ભવ્ય હશે, આજ પણ એ જોઈને જગત છક થઈ જતું હશે; પણ સેંકડો, હજારો અને લાખો માણસોને જીવન મળ્યું છે, એ એ મહાલયોમાંથી નહિ, પણ તુલસીકૃત રામાયણના એક દૂહામાંથી.

તમારાં હૃદયો તૃષાથી પીડાય છે અને છતાં મીઠા જળનું સુંદર ઝરણુ તમારી પાસે જ વહી રહ્યું છે. તમે એમાંથી જળનું પાન શા માટે નથી કરતા? કેમ કે એ ઝરણુ છે એમ જાણવું એ મુશ્કેલ છે. અને એ ઝરણનું પાણી આનંદથી પીવું એના કરતાં પણ વધારે મુશ્કેલ છે. માત્ર સમૃદ્ધિ હોવી એટલું જ જીવનને સુખી કરવા માટે બસ નથી. એ સમૃદ્ધિ 'સમૃદ્ધિ' છે એમ જાણવું, અને એ સમૃદ્ધિમાં રાચવું, એનો સાચો આનંદ માણવો, એ પણ શક્તિ માગે છે. તમારી પાસે ભવ્ય મહાલયો ઊભાં છે, તેથી જેમ તમે પોતે ભવ્ય બની જતા નથી, તેમ તમારી પાસે ભવ્ય પરંપરા હોય, તેથી પણ તમે ભવ્ય બની જતા નથી. તમારા પોતાના પ્રયત્ન વિના તમે કંઈ જ કરી શકતા નથી.

સમુદ્રને પોતાનાં ભરતી અને ઓટ છે. ચંદ્ર એક દિવસ સોળે કળાએ ખીલે છે ને એક દિવસ ક્યાંય દેખાતો નથી. પ્રજાઓ અને યુગોને, એક વખત વસંત આવે છે અને એક વખત પાનખર. આમ, પ્રત્યેક વસ્તુ આ બન્ને સ્વરૂપ બતાવે છે. અસ્ત છે, તો ઉદય પણ છે. અને પ્રભાત છે, તો રાત્રીયે છે. પણ આ બન્ને સ્વરૂપોથી પર, દુનિયામાં

એક જ વસ્તુ છે, અને તે સત્યથી ભરેલો માનવનો આત્મા ! એને વસંતનો આનંદ છે, પણ પાનખરનો શોક નથી. એને માટે સમુદ્રની ભરતી છે, પણ સમુદ્રનો ઓટ નથી. એને માટે અસ્ત અને ઉદય નથી. એને માટે કેવળ આગળ જવાપણું છે આગળ વહેવાપણું છે. નિત્ય ગતિ છે. માનવ આત્માની આ ખૂબી છે, અને છતાં જેવો એ આત્મા તમારા દેહમાં પ્રવેશે છે, તેવો જ એ લઘુ છે, અકિંચન છે, સમૃદ્ધિહીન છે, એમ માનીને તમે પોતે, તમારી જાતને વધારે ને વધારે નીચે લઈ જાઓ છો.

મેં ચાંદની રાતે તમને પૂર્ણ કળાએ ખીલેલો ચન્દ્ર બતાવ્યો, અને અંધારી રાતે સેંકડો, હજારો અને લાખો તારાઓથી ભરેલું ગગન બતાવ્યું, અને પૂછયુ : ‘ આ બેમાં કોણ વધારે સુંદર ? અંધકારમાં પ્રકાશી રહેલા તારાઓ કે ચાંદની રેલાવી રહેલો ચન્દ્ર ? ’ તમે કશોય જવાબ આપી શકયા ન હતા. કેમ નહોતા આપી શકયા તે તમે જાણો છો ? નહિ ? તો હું તમને કહું. તમારો અંતરાત્મા જે ઊંડે ઊંડે બેઠો અત્યંત શાંત સ્વરમાં કોઈ કોઈ વાર તમને પોતાની વાત કહે છે તે આત્મા જાણે છે કે, ભલે છલકાતી સમૃદ્ધિ મનુષ્યને આકર્ષી રહે, પણ વિપત્તિના અંધકારમાં થોડી થોડી દેખાતી પ્રકાશકિરણાવલિની તોલે એ કદાપિ ન આવે. આથી જ તમે એ વેળા કશો જવાબ આપી શકયા નહોતા.

સમૃદ્ધિ ઘણી વખત નબળી ક્ષણોનો પરિપાક હોય છે. સમર્થ ક્ષણો માણસને મળે છે, વિપત્તિમાં.

મને તમારી નબળી ક્ષણો માટે દયા આવે છે પણ હું એ જાણું છું કે માણસે જો આગળ ને આગળ વધવું હોય, તો પોતાની નબળી ક્ષણોમાંથી એણે ભણું મેળવવું રહ્યું તમારી નબળી ક્ષણો તમને પતનની જે ગુફા બતાવે, તેનાથી ગભરાઈને જો તમે રડવા બેસશો, તો તમે અંધકારમાં ખોવાઈ જશો. પણ એ ગુફાના અંધકારમાં પ્રકાશની એક કેડી ચાલી રહી છે, અરે એ કેડીને જો તમે મેળવી શકશો, તો એ જ તમારો ભાવિ પંથ બની જશે. પણ એ પ્રકાશની કેડી તમને જોવા ત્યારે જ મળશે, જ્યારે તમારી આંખમાંનું સમસ્ત કાજળ પશ્ચાત્તાપના આંસુઓથી ધોવાઈને સાફ થઈ ગયું હશે. નબળાઈઓ નહિ, તમારી નબળી ક્ષણો પણ નહિ, પણ એ નબળાઈને ધોઈ નાખવા માટેની તમારી પાસેની પશ્ચાત્તાપનાં આંસુની સમૃદ્ધિ, એ તમારે માટે પ્રકાશની કેડી છે !

જે દિવસે તમે કોઈ અચ્છોદ સરોવરમાં તમારો ચહેરો જોઈને જાગી જશો, અને તમને લાગશે કે, ‘ મેં મારા ચહેરાનું કેવું નિર્માણ કર્યું છે ? ’ એ દિવસ જ તમારે માટે જાગૃતિનો દિવસ હશે.

જેમ પોતાની અશકિત જાણવામાં શકિત રહી છે, તેમ પોતાનો અંધકાર કયાંથી આવ્યો, એ શોધી કાઢવામાં જાગૃતિ રહી છે. તમારો અંધકાર તમે જ ઊભો કર્યો, અને તમે એમ માન્યુ કે, જે અંધકાર બીજુ કોઈ જોઈ શકતું નથી, એ અંધકાર ‘ અંધકાર ’ રહેતો

નથી. પણ આજ તમે જોઈ શકો છો કે જે અંધકાર બીજા જોઈ શકતા નથી, એ અંધકાર તમારા દિલમાંથી વહીને તમારા ચહેરા ઉપર પથરાઈ રહે છે, અને તમારી આંખમાં બેસી જાય છે; કેમ કે સત્ય અને સૌંદર્ય કોઈ દિવસ જુદાં પડી શકતાં નથી. તમારી પાસે જે અંધકાર હતો તે તમારા ચહેરા ઉપર પથરાઈ ગયો છે. આજ તમે અચ્છોદ સરોવરમાં તમારો ચહેરો જોઈને જાગી ગયા, એ મહાન પળ જ તમને ફરીને પ્રકાશની કેડી ઉપર લઈ જશે.

અંતરમાં એક પળ જાગવું, એ ઉપાસના છે, હૃદયસમૃદ્ધિ છે, પ્રાર્થના છે, એ તમારું દેવમંદિર છે!

મને એક જ વાતનો અફસોસ થાય છે કે, તમે તમારી ચિંતનની એક ક્ષણમાંથી જે મેળવી શકો એમ છો, તે મેળવવા માટે તમે હજારો માઈલનો પ્રવાસ કરી પરિશ્રમ વેઠો છો. અને મંદિરે મંદિરે ભટકીને તમારી ભેટસોગાદોથી જેના ચરણ પાસે બ્રહ્માંડોની સમૃદ્ધિ રખડે છે, તેને પ્રસન્ન કરવા મથો છો.

તમારું જો આ અજ્ઞાન હોત, તો મારા જેટલો આનંદ કોઈને ન થાત; કેમ કે અજ્ઞાન કોઈક દિવસ પણ જાગે છે. પરંતુ આ તો તમારી રગરગમાં બેઠેલી, પરંપરાથી તમને મળેલી, યુગયુગ જૂની, અને તમારા લોહીના કણકણમાંથી ઊભી થતી, કેવળ દાંભિકતા જ છે. તમને તમારું અજ્ઞાન નહિ, તમારો દંભ મારી નાખશે!



## એ જ નહિ આવે?

રાતની શીતળ પથારીમાં કે દિવસની ઠંડી ઊડાડતી ગરમીમાં, વહેલી સવારની ગુલાબી ઊંઘમાં કે સંધ્યાના રંગ રેલાવતી શિયાળાની માદક સાંજમાં—દરેક વખતે હું એની રાહ જોયા કરતી, એને કલ્પનામાંથી દૂર જ ન ખસેડી શકતી. મને આમ આવી રીતે તલસાવવામાં એને તો ઠીક, પણ ભગવાનનેય શી મઝા પડતી હશે? હું ભગવાનને જેમ જેમ ખૂબ માનવા લાગી છું, જેમ જેમ વધુ ને વધુ આસ્તિક બનતી જાઉં છું તેમ તેમ મને માનસિક શાંતિ તો મળે છે જ. પણ એ ભક્તિ આડે એની ડખલ મને રોજ ને રોજ કેમ સતાવે છે એ ભગવાનને પૂછી પૂછીને હું તો થાકી જ ગઈ. મારી પ્રાર્થના કે મારું મનન, બેમાંથી એકેય મને એ સમજાવી શકતું જ નથી. હું હારીને, થાકીને, કંટાળીને તો ભગવાનની ભક્તિ તરફ નથી વળી ને? મારા મનને છેતરવા માટે તો મેં ભક્તિનો પંથ નથી લીધો ને? એને પામવા, એને મારો બનાવવાનો સ્વાર્થ સાધવા મેં ભગવાન અને ભક્તિને માધ્યમ નથી બનાવ્યાં ને? અને રાતદિવસ એ જ પ્રશ્નો સતાવ્યા કરે છે. કારણ કે હું તો મારી ભક્તિનું કેંદ્ર એને જ બનાવી બેઠી છું. નિઃસ્વાર્થ ભક્તિ જ સાચી ભકિત કહેવાય એ સમજું છું. અને એટલે જ ક્યારેક મને ભગવાન વિષે પણ શંકા આવી જાય છે! અને ત્યારે જાણે મારો વહાલો ભગવાન નહિ પણ એ જ બની બેસે છે. ભગવાનને મેં જોયા નથી: એને મેં જોયો છે. ગમે ત્યારે પણ, એ મારો છે એટલે મારી પાસે આવશે જ. શિયાળો વીતશે, ઉનાળો ઊતરશે, પણ ચોમાસું અફાટ ધરતીને ભીંજવી શકશે તો મારી એકલીનું અંતર ભીંજવનારો એ જ શું નહિ આવે?

'रसस्रवा'

ઈશ્વર પેટલીકર

# સમજપૂર્વકનું પગલું

સામાજિક સ્વાતંત્ર્યની સાથે સાથે સામાજિક સમસ્યાઓ પણ ઠીક ઠીક વધી છે. અહીં ચર્ચવામાં આવેલો પ્રશ્ન એક એવી છણાવટ કરે છે જેમાં દરેકને વિવિધ રીતે રસ પડે. આપણું સમાજ માળખું આવી જ રીતે ધીમે ધીમે મજબૂત થતું જશે ને?......

૧૯ વર્ષની ઉંમરનાં એક બહેન છે. તેમના ઉપર તેમના માતપિતા, ભાઈબહેનો તથા સગાંસંબંધીઓ તરફથી વેવિશાળ કરવા માટે દબાણ થઈ રહ્યું છે, બહેનની મરજી ન હોવા છતાં. તે બહેન ઇન્ટર સાયન્સ પાસ થયેલાં છે અને તેઓ હજી બે વરસ (ગ્રેજ્યુએટ થતાં) સુધી લગ્ન કે વેવિશાળ વિષે વિચાર પણ કરવા માગતાં નથી. છતાં માતપિતા જૂનવાણી વિચારનાં અને કંઈક અંશે વહેમી હોવાને કારણે વારંવાર આ પ્રકારનું દબાણ કરે છે, મૂરતિયો બતાવવાના પ્રયાસો કરે છે, અને કોઈ કોઈ વખત ઘરમાંથી બહાર નીકળવાની સુદ્ધાં મનાઈ ફરમાવી દે છે. જો આવું દબાણ ઉગ્ર બને તો ન છૂટકે તે બહેન ઘર છોડી દેવા તૈયાર છે. તો—

(૧) કોઈ સામાજિક સંસ્થા તેમને આશરો આપી શકે? (૨) આ પ્રકારના દબાણથી બચવા કોર્ટનો આશરો લઈ શકાય? લઈ શકાય તો કેવી રીતે? (૩) ઘરમાંથી ચાલ્યા જવું એ એમના ભવિષ્ય માટે હિતકર થઈ શકે ખરું?

આ પત્ર વાંચતા મને પોતાને એ બહેન વેવિશાળ વિષે કેમ વિચાર કરવા તૈયાર નહિ હોય તે અંગે આ પ્રશ્નો ઊભા થયા: (૧) ભણી રહ્યા સુધી વેવિશાળ કે લગ્નનો વિચાર ન કરવો તેવું વિચાર્યું હશે? (૨) કોઈ યુવક સાથે લગ્ન કરવાનો વિચાર હોય અને તે માબાપ સમક્ષ જાહેર કરતાં વિરોધ વહોરવો પડશે, તે કરતાં હમણાં ચૂપચાપ ગ્રેજ્યુએટ થતાં સુધી લગ્નનો વિચાર નથી તેમ બહાનું કાઢવું અને પછી જાહેર કે છાનું ઇચ્છીત યુવક સાથે પરણી લેવું, તેમ મનમાં હશે? (૩) લગ્નવ્યવહારની જ્ઞાતિની મર્યાદા નાની હોય અને મનમાં પોતાને પસંદ યુવક નથી મળવાનો તેમ વસી ગયું હોય એટલે મૂરતિયો જોવાનો ઉમંગ ન થતો હોય. અને તે કારણે પ્રશ્ન ઠેલવાની વૃત્તિ રહ્યા કરતી હશે?

મને થયેલો પહેલો સવાલ એ સ્થિતિમાંથી મધ્યમ વર્ગના જુવાનોને અભ્યાસકાળમાં પસાર થવું પડ્યું છે. અને આજે પણ અમુકને તેમાંથી પસાર થવું પડે છે. બાળલગ્નના રિવાજમાંથી સમાજ બહાર આવ્યો ત્યારે ગઈ પેઢીમાં દીકરાની ઉંમર ૧૮ વર્ષની પૂરી થાય એટલે માબાપ તેના લગ્નની તૈયારી કરતાં હતાં. કદાચ એમની ઇચ્છા ઓછી હોય તો પણ કન્યાનાં જ માગાં આવે અને તેમાં સગા-સ્નેહીઓનાં જે દબાણ આવે તેને વશ થઈને માબાપ દીકરાની ઇચ્છા ઓછી હોય તો પણ એને પરણાવી દેતાં હતાં એવા પણ કિસ્સા બન્યા છે કે દીકરાને બળજબરીથી પણ પરણાવ્યો હોય. આજે છોકરાઓની બાબતમાં મોટો પલટો આવ્યો છે. છોકરો ભણતો હોય ત્યાં સુધી ન પરણાવવો તેમ માબાપો માનતાં થયાં છે. વળી કોઈ પરણાવવા માગતાં હોય તો પણ દીકરો અનિચ્છા બતાવે તો પોતાનો વિચાર બંધ રાખે છે. પરંતુ આ સ્થિતિ આખા સમાજમાં સ્થપાઈ છે તેવું પણ નહિ. હજુ જે વર્ગમાં બાળલગ્નો ચાલુ છે, તેમાંથી જે યુવકો કોલેજમાં ભણવા આવે છે તે મોટે ભાગે પરણેલા હોય છે અગર કૉલેજકાળ દરમિયાન એમની ઇચ્છા ન હોય તો પણ માબાપને તાબે થઈ પરણી જવું પડે છે.

ઉપરનો પત્ર એ ભૂમિકા સાથે જોઈએ તો લાગે કે જે સ્થિતિમાં યુવકને પસાર થવું પડ્યું હતું, તે સ્થિતિ યુવતી માટે શરૂ થઈ રહી છે. મધ્યમ વર્ગનાં કુટુંબો હવે કન્યાઓને કેળવણી આપતાં થયાં છે.

પરંતુ એ કેળવણી મોટાં ગામોમાં જ્યાં, માધ્યમિક શાળાઓ છે ત્યાં એસ. એસ. સી. સુધી પહોંચીને અટકે છે અને શહેરો જ્યાં કોલેજો છે ત્યાં છોકરી જો હોશિયાર હોય તો કોલેજ સુધી લંબાઈ છે. જો કે બધા કિસ્સામાં લંબાઈ છે એમ પણ કહી શકાય નહિ. એવાં પણ માબાપ છે કે જેમની આર્થિક સ્થિતિ સારી હોય અને છોકરી કોલેજ કેળવણી લે તેવી હોશિયાર અને ઉત્સાહી હોય છતાં એને એસ. એસ. સી. પાસ થયા પછી આગળ ભણાવતાં નથી. છોકરીને વધુ ભણીને ક્યાં નોકરી કરવી છે, એટલું ભણેલો નાતમાંથી મૂરતિયો ન મળ્યો તો, અને કોલેજમાં જતાં છોકરી વધુ સ્વતંત્ર બને અને એની મેળે કોઈને પરણી જાય તો, એવાં કોઈ ને કોઈ માનસિક વલણોને લીધે કોલેજમાં કન્યાને જવા દેતાં નથી.

છતાં જમાનાના પ્રવાહને વશ થઈ જે મધ્યમ વર્ગનાં માબાપ છોકરીને કોલેજમાં ભણવા મોકલે છે, તેમના મનમાં એ તો હોય છે કે જો કોઈ લાયક મૂરતિયો એ દરમિયાન મળી જાય તો પરણાવી દેવી; પછી ભણવું હશે તો ભલે ભણે, પણ આપણા માથેથી જવાબદારી ઓછી થઈ. વળી કન્યા મોટી થયા પછી એની ઉંમર પ્રમાણેનો યુવક નાતમાંથી મેળવવો મુશ્કેલ બને છે તે ગણતરી પણ હોય છે. વળી જ્ઞાતિનાં બંધન ગયાં નથી એટલે દીકરી ગમે તેની સાથે પરણી જાય તેવી માબાપની તૈયારી હોતી નથી. આથી એના વર્તન ઉપર એ ચોકી રાખે છે અને કંઈ એવું લાગે તો વહેમ પણ સેવે. આ પત્રમાં વહેમનો ઉલ્લેખ પણ છે. દીકરાઓ જેમ ભણી રહેતા સુધી ન પરણવાનું વિચારે છે તેમ દીકરીઓ પણ ભણતાં સુધી ન પરણવાનું વિચારતી હોય છે. અને એ કારણે જ જો બહેન વેવિશાળનું ના પાડતી હોય તો એ કેટલું સકારણ છે તે જોઈએ.

બહેન ઈન્ટર પાસ થયેલી છે. જ્યુનિયર વર્ષમાં છે. આ વર્ષે માબાપ મૂરતિયો શોધે, જડે અને કન્યાને એ પસંદ હોય તો ઉનાળામાં જો લગ્ન થઈ જાય તો એને કોલેજનું એક વર્ષ બાકી રહ્યું ગણાય. આટલું સમાધાન માબાપ સાથે કરવું પડે તો કરવું જોઈએ. માબાપ જે સામાજિક વાતાવરણમાંથી આવે છે એમની મનોદશા સમજવી જોઈએ અને ભણ્યા પછી ય જો પરણવું છે, તો આજે બીજી વાસ્તવિકતાનો ખ્યાલ પણ કરવો જોઈએ કે કેટલીય ભણી રહેલી બહેનો યોગ્ય મૂરતિયો ન મળવાથી પરણી શકતી નથી અને વય વધતી જાય છે. તો માબાપે શોધેલો અને પોતાને પસંદ હોય તેવો મૂરતિયો જો મળતો હોય તો વેવિશાળનો વિચાર ન કરવાની વૃત્તિ છોડવી જોઈએ. હા, માબાપ પોતાને માથેથી ભાર ઓછો કરવાની વ્યવહારિકતામાં પસંદ ન હોય તેવા મૂરતિયા સાથે દબાણ કરતાં હોય તો એને વશ ન થવું, તે બરાબર છે. આ પત્રમાં એવો કોઈ ઉલ્લેખ નથી.

છોકરી જો કોઈના પ્રેમમાં ન હોય અગર અમુકને પરણવા દૃઢ ન હોય તો ભણતાં સુધી ન પરણવાના કારણને વશ થઈ માબાપનો આશરો છોડી કોઈ સામાજિક સંસ્થામાં આશરો લેવા જેટલી ઉગ્ર ન બને તેમ માનવાનું સહેજે મન થાય. માબાપ એની ઇચ્છા વિરુદ્ધ પરણાવતાં હોય તો કોર્ટનો આશરો પણ લઈ શકે અને માબાપ તેને પરાણે પરણાવી શકે નહિ. પરંતુ એ સ્થિતિમાં તો માબાપ એનો અભ્યાસ બંધ કરે અગર એને ઘર છોડવું પડે. કેવળ ભણતાં સુધી ન પરણવા માટે આટલી હદ સુધી જવાનું કોઈ વિચારે તેમ ભાગ્યે બને. આથી જે ભાઈએ મને પત્ર લખ્યો હતો તેમને, મને ઉદ્ભવેલા ઉપરના ત્રણ પ્રશ્નો લખી જણાવ્યા અને કયા કારણસર બહેન માબાપના વેવિશાળનો વિરોધ કરે છે તે જાણવા માગ્યું. તેના અનુસંધાનમાં એ ભાઈએ મને લખી જણાવ્યું કે...

'તેને જે ભાઈ સાથે પ્રેમ છે તે બીજી નાતના છે. માબાપ સારો ભણેલો ગણેલો મૂરતિયો લાવે છતાં છોકરી એનું મોઢું જોવાનીયે ના પાડી દે છે તેથી

તેમને શંકા પડી છે કે દીકરી બીજા કોઈ સાથે પ્રેમમાં છે. પોતે રૂઢિચુસ્ત હોવાથી અને ન્યાતજાતનો ડર રાખતાં હોવાથી પુત્રીને આવી છૂટ આપવા કોઈ દિવસ તૈયાર નથી. જો કે પુત્રીએ એ વિચાર માબાપ સામે હજી પ્રગટ નથી કર્યો—સંકોચ અને મર્યાદાને લીધે. પરંતુ તેના વલણ પરથી માબાપને ખાત્રી થઈ ચૂકી છે. આથી તેના દરેકે દરેક વર્તન ઉપર કાળજી રાખવામાં આવે છે. એકેએક પત્ર ફોડવામાં આવે છે. તે ક્યાં જાય છે, ક્યાં નહિ તેની નજર રાખવામાં આવે છે. પુત્રીનો ઈરાદો એવો છે કે ના, ના, પાડતાં પાડતાં જો એક બે વર્ષ પાછાં ઠેલાય અને ગ્રેજ્યુએટ થઈ જાય તો સ્વતંત્ર રીતે પોતાનું જીવન ચલાવવું અને સારબાદ લગ્ન કરવું. જો કે એ જે ભાઈને ચાહે છે તેઓ મહિને રૂ. ૨૫૦ કમાય છે અને તેમાંથી બંનેનું પૂરું થઈ શકે એમ છે. પરંતુ નિરાધાર બનીને એમને આશરે પડવું એ એને પસંદ નથી.'

બીજા પત્રની સ્થિતિ ઉમેરતાં કોયડો નાજુક બની જાય છે. નાતજાત લગ્ન માટે હજુ એટલી અતૂટ છે કે જે માબાપ તેમાં માનતાં હોય તેમની સમક્ષ આ સ્થિતિ રજૂ કરવી મુશ્કેલ બની જાય છે. એક બાજુ સંતાન માબાપથી પ્રેમ-લગ્ન પ્રશ્ન છાનો રાખે તે ઈચ્છવા યોગ્ય નથી, તો જો એ જાહેર કરે છે તો માબાપ એની સ્થિતિ કફોડી કરી મૂકે છે. આમેય દીકરીના વર્તન ઉપર ચોકી તો છે, તેમાંયે આ જાણે તો એનો અભ્યાસ બંધ કરાવી દે અને તેને ઘરમાંથી નીકળવાની મનાઈ ફરમાવી દે. દીકરા કરતા દીકરીની આ બાબતમાં મુશ્કેલી વધુ છે. જ્ઞાતિ માનસમાં માનતાં માબાપ યુવક બીજી જ્ઞાતિનો હોય એટલે એના અંગે વિચાર કરવા તૈયાર ન થાય અને છોકરીની ઉંમર ૧૯ વર્ષની છે એટલે એ પૂરી સમજપૂર્વક પગલું ભરવા તૈયાર થઈ છે તેમ માનવામાં પણ ન આવે એટલે એ વધુ ઉગ્ર બને. આ ઉંમરનું પગલું પૂરી સમજભર્યું છે તેમ બીજાઓનો ટેકો મેળવવો પણ મુશ્કેલ ગણાય. માબાપની ઈચ્છા વિરુદ્ધ લગ્ન કરવા જ્યારે યુવક-યુવતી તૈયાર થાય ત્યારે નિદાન ૨૧ વર્ષની ઉંમર હોય તે જરૂરી ગણાવી જોઈએ. જો કે એ ઉંમરે પણ માણસ પૂરી સમજપૂર્વક પગલું ભરે છે તેમ કહેવું મુશ્કેલ છે.

આ સંજોગોમાં બહેન પોતાના પ્રેમ-લગ્નનો પ્રશ્ન માબાપથી છાનો રાખે તો સમજી શકાય તેમ છે. પોતે ગ્રેજ્યુએટ થઈને પરણવા માગે છે એ પણ એની સાચી સમજણ ગણી શકાય. એ વરસો દરમિયાન અભ્યાસ, અનુભવ અને ઉંમરથી એની સમજ વધુ પક્વ થશે, ૨૧ વર્ષ પૂરાં થયાં હશે અને માબાપની વિરુદ્ધ જઈ એ લગ્ન કરશે તો એને એ અંગે પૂરતો વિચાર કરવાનો સમય મળ્યો હતો એટલે એ માર્ગે જતાં બળ મેળવી શકશે. એનાં માબાપ જો એ પગલાને સહી શકવાનાં નથી એમ જો એને લાગતું હોય તો ભણતાં સુધી પરણવું નથી, એ વકીલી ટેકનીકલ દલીલ એને જ્યાં સુધી ઉપયોગી થાય ત્યાં સુધી એનો ઉપયોગ કરવો જોઈએ. અને માબાપ એ દલીલને શંકાની નજરે જુએ છે તેમાંથી ઉગરવા એ બહેને પેલા ભાઈ પ્રત્યેના પ્રેમને હૈયામાં સંઘરી રાખવાનો પ્રયત્ન કરવો અને તેને પ્રગટ કરવા કે તેનો સોબતથી આનંદ માણવાની વૃત્તિ ઉપર સંયમ મૂકવો. એમાં પ્રેમની કસોટી પણ છે અને જે ધ્યેય—અભ્યાસ પૂરો કરવાનું—છે તેને એ સંયમ પોષક છે. વિદ્યાભ્યાસ તરફ ચિત્તને એકાગ્ર કરવા મનને કેળવવું. જ્યુનિયરનું વરસ તો આમેય ખેંચી શકાય તેવું જ ગણાય. સવાલ રહ્યો પછી એક વરસનો. માબાપ આજે જે પ્રતિબંધો બહાર જવાના મૂકે તેને તે બહેન ચૂપચાપ સ્વીકારી લેશે તો લગ્ન કરી નાખવાની ઉતાવળ એમની પણ ઢીલી પડશે. એણે પત્ર લખવાનું અને પત્ર મેળવવાનું પણ બંધ કરી દેવું જોઈએ. યુક્તિથી એ અભ્યાસ પૂરો કરતાં સુધી લગ્નનો પ્રશ્ન ઠેલવા માગે છે. તો માબાપ નિર્ભય બને તેવું વર્તન કરવું રહ્યું અને અભ્યાસ પૂરો કરી લેવો.

અભ્યાસ પૂરો થયા પછી લગ્નનો પ્રશ્ન આવીને ઊભો રહેવાનો, ત્યારે એણે માબાપને કાને પોતાના પ્રેમ-લગ્નનો પ્રશ્ન નાખવો. એમને પોતાનો પક્ષ સમજાવવાની તક આપવી. લગ્નમાં માબાપની સલાહને માન્ય રાખવી ન રાખવી તેનો સંતાનને પૂર્ણ હક્ક છે. માબાપની સંમતિ મળી શકતી હોય તો એના જેવું ઉત્તમ એકેય નહિ, પરંતુ રૂઢિને લીધે એમની સંમતિ શક્ય ન હોય અને પસંદગી યોગ્ય છે તેની પરણનારને પૂરી શ્રદ્ધા હોય અને તે માટે પૂરતો સમય વીત્યો હોય તો માબાપની સંમતિ ન મળે તો પણ ગ્રેજ્યુએટ સુધીના અભ્યાસ અને ૨૧ વર્ષની ઉંમર પછી છોકરી પરણે, તો એમાં કંઈ અજુગતું કરે છે તેમ ન કહી શકાય.

આ ગાંધીજયંતિ પ્રસંગે એક શાળામાં ગયો હતો. એક શિક્ષકે પોતાનું ઓળખાણ પાડતાં મને કહ્યું કે મારા દીકરાએ આંતરજ્ઞાતીય લગ્ન કર્યું હતું અને મારો તેમાં વિરોધ હતો તેવું તમે લખ્યું હતું. એમણે નામ આપ્યાં એટલે આઠેક વર્ષ ઉપરનો પ્રસંગ તાજો થયો. લગ્ન યુવક–યુવતીએ છાનાંમાનાં કર્યાં હતાં. પરંતુ લગ્ન થઈ ગયાં. કન્યાપક્ષે એ લગ્નને સ્વીકારી બંનેને પોતાને ઘેર બોલાવ્યાં, જ્યારે વરપક્ષે તે લગ્ન પોતાને માન્ય ન હોય તેમ દીકરાને ઘેર ન આવવાની મનાઈ ફરમાવી. એ મનાઈ ફરમાવનાર શહેરની શાળાના હેડમાસ્તર હતા. હું એમને દીઠે ઓળખતો ન હતો. પણ એ ભૂતકાળનો પ્રસંગ આજે સુખદ સ્મૃતિ બની ગયો હોય તેમ એમણે પોતે એ પ્રસંગ યાદ દેવડાવી પોતાનું ઓળખાણ આપ્યું. મેં એમાં એમની ટીકા કરી હશે તેનો એમની વાતમાં અને મોં ઉપર ડંખ ન હતો. થોડા વખત પછી કન્યાપક્ષની માફક એમણે પણ દીકરાને એ લગ્ન માન્ય રાખી પોતાની હૂંફ નીચે લીધો હતો. મેં બંનેની ખબર-અંતર પૂછી. બંને મઝામાં છે. ત્રણ બાળકો છે. ભાઈ યુનિવર્સિટીમાં નોકરી કરે છે. લગ્નની શરૂઆતમાં બહેન નોકરી કરતી હતી તેવું મને યાદ હતું એટલે તેની નોકરી અંગે પૂછ્યું. માતા બન્યા પછી એણે નોકરી છોડી દીધી હતી તેમ સમાચાર આપ્યા અને એમણે પોતાના પક્ષનો શરૂઆતના વિરોધનો ઉલ્લેખ કરતાં કહ્યું હતું: 'હું તો જમાનો એ.બીખું પણ મારા વૃદ્ધ પિતાના સંતોષ ખાતર મારે શરૂઆતમાં એ જાતનું વર્તન રાખવું પડ્યું હતું.' એ વૃદ્ધ પિતા હયાત છે અને સમયે એમની રૂઢિચુસ્તતાને પણ ગાળી નાખી છે. મતલબ કે આ લગ્નમાં જો યુવકે સંમતિનો આગ્રહ રાખ્યો હોત તો મળી ન હોત અને એ પરણી શક્યા ન હોત. જ્યારે સંમતિ વિના પરણીને થોડો સમય જતાં માબાપ સાથેનો સંબંધ પૂર્વવત્ જોડાઈ ગયો છે અને ભૂતકાળની એ સ્મૃતિ સંભારતાં સુખદ બની ગઈ છે તેમ એ શિક્ષકની વાત ઉપરથી હું જોઈ શકતો હતો.

આમ આ બહેન માબાપને જણાવે અને સંમતિ ન મળે છતાં જો એમનાથી છાનું, વિરોધ વહોરીને લગ્ન કરશે તો તે પછી માબાપ તેનો સ્વીકાર કરશે તેમ જમાનો સાખ પૂરે છે. ફક્ત એમને કાને વાત નહોતી નાખી એવું એમને ન લાગે અને બહેનને પણ વસવસો ન રહી જાય કે માબાપની સીધી સલાહ લેવાનું ચૂકી હતી.

હવે રહ્યો એક પ્રશ્ન. એમ ગ્રેજ્યુએટ થતાં સુધી વેવિશાળ ટાળી શકે તો તો નાવ કિનારે આવી જાય, પરંતુ માબાપ વધુ આક્રમક બને અને કોઈ ઉપાયે વેવિશાળ કરી પરણાવી દેવા કટીબદ્ધ થાય અને બહેન પરણવા ન માગતી હોય તો શું ?

આવા પ્રસંગે એક બહેને કરેલી યુક્તિ યાદ આવે છે. બહેન આ રીતે બીજાને પરણવા માગતી હતી અને માબાપ વેવિશાળ માટે પ્રયત્ન કરતાં હતાં. જે યુવક સાથે બહેનની મુલાકાત થતી તેને એ મુલાકાત પ્રસંગે કહેતી : 'હું હમણાં પરણવા માગતી નથી, છતાં માબાપ અનિચ્છાએ મુલાકાત ગોઠવે છે. આથી હું તમને નાપસંદ કરવાનું બહાનું કાઢું તે કરતાં તમે મને નાપસંદ કર્યાનું પિતાજીને કહી દેશો તો, મારા

તરફથી તમને થનાર અન્યાયમાંથી હું ઉગરી શકીશ.' આમેય પુરુષ માનસ ગુરુગ્રંથિવાળું છે. કન્યાને નપાસ કરતી વખતે એને સ્ત્રીના સ્વમાનનો વિચાર નથી આવતો, પણ કન્યા એને નપાસ કરે એ તો એના સ્વમાનને ઘા થઈ પડે છે. આથી યુવક જ મુલાકાત પછી એ કન્યાના પિતાને કહી દેતો કે મને એ બહેન પસંદ નથી પસંદ ન હોવાનું કારણ ગમે તે કાઢી શકાય છે, વાતચીતમા જોઈએ તેટલી ઉષ્મા બતાવી નથી તે પણ કારણ આપી શકાય છે।

છતાં એ રીતે વેવિશાળ ન ખાળી શકાય તો એ બહેન કોલેજમાં જાય છે એટલે ઘરની બહાર જવાની મુશ્કેલી આવે તેમ નથી. છેવટ એને લાગે કે હવે કોઈ માર્ગ રહ્યો નથી ત્યારે એ વિકાસગૃહ જેવી સામાજિક સંસ્થાનો આશરો લઈ શકે છે, ત્યાં રહીને કોલેજનો અભ્યાસ પૂરો કરી શકે છે. પરંતુ કહેવત છે તેમ દાયણ આગળ પેટ ન છુપાવવું જોઈએ. આમાં પહેલા પત્રમા લખનાર ભાઈએ પ્રેમની હકીકત આપી નથી અને તે બીજા પત્રમાં પૂછાવ્યા પછી જણાવી છે. સંસ્થામાં આશરો લેવાની સ્થિતિ આવે તો પોતે શા માટે વેવિશાળ ટાળે છે તેનું સાચું કારણ આપવું જોઈએ અને જે ભાઈને એ પરણવા માગે છે તેની વિગત પણ આપવી જોઈએ. જેથી સંસ્થા એ ભાઈને બોલાવી મળી શકે અને તેની વિગત મેળવી, બહેનનું પગલું કેટલું વ્યાજબી છે અને માબાપનો વિરોધ કેટલો જ્ઞાતિની રૂઢિને આભારી છે તેનો, એ નિર્ણય કરી શકે. જેથી સામાજિક દૃષ્ટિએ સંસ્થા બહેનને માર્ગદર્શન અને સલાહ આપી શકે. આમ સંસ્થાના આશ્રયે એ જાય એટલે કોર્ટનો આશરો લેવાની જરૂર રહે નહિ.

પહેલા પત્રમાં ભાઈનો છેલ્લો સવાલ છે : 'ઘરમાથી ચાલ્યા જવું એ બહેનના ભવિષ્ય માટે હિતકર થઈ શકે ખરું ?' એનો આધાર બહેનનું પગલું કેટલું સમજપૂર્વકનું છે તેના ઉપર છે. જો એ લગ્નનું પગલું સમજપૂર્વકનું અને ઊંડા પ્રેમનું હોય તો એ સિદ્ધ કરવા ઘર છોડવું હિતકર ગણાય. પરંતુ એ કેવળ યુવાનીના પ્રવેશનો કેવળ આવેગ હોય અને તેમાં પ્રેમના ઊંડાણનો કે સમજનો અભાવ હોય તો એ અહિતકર નીવડે. પાછળથી એમ થાય કે આના કરતાં માબાપ જે ભણેલો ગણેલો અને સારો મૂરતિયો બતાવતાં હતાં તે પસંદ કર્યો હોત તો સારું થાત. આ અંગેનો નિર્ણય રૂઢિને વશ થયા વગર જે બંનેને નીકટથી ઓળખતા હોય તે સ્નેહી વધુ સારી રીતે અંદાજી શકે. છતાં આ બહેન ઉતાવળ કરી હમણાં પરણી જવા નથી માગતાં એ શુભ ચિહ્ન છે આ બે વર્ષનો ગાળો જ એ પગલું હિતકર છે કે નહિ તેની કસોટી કરી આપશે.



બ્રિટનમાં મોટરગાડીઓને નવી શક્તિ અર્પતી બળતણની ડબ્બીઓની શક્યતાઓની તપાસ કરી રહેલી એક પેઢીના પ્રયોગો સફળ નીવડે તો સામાન્ય મોટરગાડીની ટાંકીમાં પેટ્રોલ ભરતાં જેટલો વખત લાગે તેટલા વખતમાં વીજળીથી ચાલતી મોટરગાડીની બેટરીને ફરીથી પ્રાણવાન બનાવી દઈ શકાશે અને બ્રિટનમાં આવી મોટરગાડીઓ આવતાં પાંચ વર્ષમાં વ્યવહારુ શક્યતા બની રહેશે.

તાજેતરમાં લંડનમાં યોજાએલા મોટર પ્રદર્શનના અનુસંધાનમાં બ્રિટનના મોટરગાડીઓના ઉત્પાદનઉદ્યોગના સભ્યોને ઉદ્બોધન કરતાં ઉક્ત પેઢીના વડા કારોબારી અધિકારી મિ. ઈ. પોવેલે કહ્યું હતું કે તેમની પેઢીની પ્રયોગશાળામાં આ પ્રકારની બેટરી વિષે સંશોધન ચાલુ છે. આ બેટરીમાં બીજી સામાન્ય બેટરીની જેમ નવા પ્રાણ પૂરવામાં આવતા જ બેટરી જાણે કે ફરીથી સજીવન બની જાય છે.





'સિદ્ધાર્થ'

# મૂગા શાપ

શ્રદ્ધા, આસ્થા, શાપ, અભિશાપ વગેરે બધું આપણે જુનવાણી વિચારસરણીમાં ખપાવીને આપણાથી દૂર રાખીએ છીએ અને આપણને સુધરેલા કહેવડાવીએ છીએ! એવું માનસ પણ વખત આવ્યે કેટલું બધું આસ્તિક બની જાય છે એનું આ કરુણાંત વાર્તા તાદૃશ દર્શન કરાવે છે......

દાક્તરનાં મરે નહિ ને વૈદનાં રાંડે નહિ એવી કહેવતને જાણે સાચી ઠરાવતા હોય તેમ જોશી દાક્તર સગર્વ પોતાનાં બે બાળકોનાં આરોગ્ય માટે બધાંને કહેતાં. અને વાતેય સાચી હતી. પુરુરવા અને પૌલોમી બાળકોના આરોગ્યનો અચ્છો નમૂનો હતાં. કોઈનું બાળક માંદુ રહેતું હોય અને જોશી દાક્તર પાસે રોજ ને રોજ ફરિયાદ કરે ત્યારે તેને શાંતિથી બે શબ્દો કહેવાને બદલે એ તાડૂકી જ ઊઠતા: 'બાળઉછેર શીખ્યા પછી મા-બાપ બનવાની જવાબદારી લેતાં હો તો!'

નાના એવા ગામમાં દાક્તર એક જ અને આજનો જમાનો દાક્તરનો ગુલામ બની બેઠો છે એટલે હાલતાં ને ચાલતાં આપણને દાક્તતરની જરૂર પડે છે. કંઈક થાય કે દાક્તર પાસે દોડી જવાતું જાણે આપણે કોઠે પડી ગયું છે. અને એટલે જ જોશી દાક્તરની કાતર જેવી જીભને આખું ગામ સહી લેતું. તેમનું ગજવું તો તર રહેતું જ. કંઈક ગરજવાન માબાપ તેમનાં આવાં શબ્દબાણોને સાચાંય ગણી લેતાં: 'આપણામાં એટલી ઓછી આવડત એટલે જ આપણું બાળક માંદું પડતું હશે ને? એમનાં બન્ને બાળકો કેવાં ઘોડા જેવાં છે!'

વાત પણ સાચી હતી.

બાળઉછેરના જ્ઞાનની આખા ગામને યાદ દેવડાવનાર ખુદ દાક્તરને પોતાનેય તેમનાં બન્ને બાળકો સાથે ક્યારેય સારી રીતે વાત કરતા કોઈએ જોયા નહોતા. એમાંય તેમનાં પત્ની તો બિચારાં કાળા અક્ષરને કૂટી મારે એવાં હતાં એટલે તેમની પાસે તો 'બાળઉછેર' જેવો ભારેખમ શબ્દેય ઉચારવો એ તેમની મશ્કરી કરવા જેવું હતું. પણ કંચનબેન ભણ્યાં નહોતાં તો ય બીજી કોઈ વાતે તેમનામાં કચાશ નહોતી એ તો દરેકને પહેલી નજરે જણાતું. અને એટલે જ પુરુરવા અને પૌલોમી જેમ ગામનો શરીરિક આદર્શ નમૂનો હતાં તેમ સંસ્કારે પણ આદર્શ હતાં. અને તેનો જશ કંચનબેનને ભારોભાર આપી શકાય.

નાનું એવું ગામ હતું. એકના એક દાક્તર હતા. ગામમાં બિમારી ગમે તેટલી ઓછી હોય તો ય દાક્તરનું દવાખાનું ચિક્કાર રહેતું. દાક્તર દરદી તરફ દિલ દઈને ધ્યાન ન આપતા તો ય તેમનો ઠીક ઠીક સમય દવાખાનું રોકી લેતું. અને બાકીનો સમય બચે તેમાં તેમનાં ગામગપાટાં. નવરાને માટે વખત કાઢવાનું સ્થાન પણ એ જ ગણાતા! મોટા ભાગે તેમની જીભ જ વધુ ચાલતી. તેમનું શરીર જરાય નહિ ચાલતું હોય એ નજરે જોનારને તેમનું ચરબીથી લથબથ થઈ ગયેલું શરીર જ કહી દેતું.

પુરુરવા પૌલોમી કરતાં ત્રણેક વરસે નાનો હતો પણ એને સાતમું વર્ષ બેઠું ત્યાં સુધી ત્રીજા બાળકનું કોઈ ચિહ્ન જ જણાયું નહિ એટલે બાળકોને જ પોતાની મિલકત માનતાં સંતોષી કંચનબેને બે બાળકોથી જ સંતોષ માની લીધો. તેમના સ્વભાવમાં સંતોષ તો ભર્યો પડ્યો હતો. એટલે જ ઘરમાં અને બાળકોને ઉછેરવામાં પતિની કોઈ જાતની મદદ ન મળવા છતાં એક આદર્શ ગૃહિણી તરીકેનું તેમનું સ્થાન ગામ આખાને હૈયે વસ્યું હતું. દાક્તર તોછડા અને આખાબોલા હતા. તેથી ઊલટાં જ માયાળુ અને મીઠાશભર્યાં કંચનબેન હતાં. મોઢે મીઠું બોલનારા, દાક્તરના મિત્રો કહેવાય એવા પણ તેમની પીઠ પાછળ તેમને વગોવવામાં કચાશ ન રાખતા. ત્યારે 'કંચનબેન તો લાખ રૂપિયાનું માણસ [illegible] ગણાતાં.

દરેકને ઉપદેશ, સલાહ અને ઉપરથી ધમકી આપવાની મુરબ્બીવટ જેમ જોશી દાક્તરે [illegible] હતી તેમ કંચનબેને પોતાની જાત આખા ગામને માટે ઘસી કાઢ[illegible]

કેળવ્યું હતું. કોઈને ત્યાં કોઈ સાજું માંદું હોય ને કંચનબેન ત્યાં હાજર ન થયાં હોય એવું બને જ નહિ. જ્યારે, દરદી છેલ્લી સ્થિતિએ હોય ત્યારે પણ ગલ્લાંતલ્લાં કરતા દાક્તર દરદીની પાસે પહોંચે તે પહેલાં જ કેસ તો ખલાસ થઈ ગયો હોય! ભલા હોય તો કહી પણ દે કે 'એ તો બચે એમ નથી.' અથવા તો 'એમ કરો ને, દરદીને અહીં જ લઈ આવો ને!'

આમા એમનો એકલાનો જ વાંક નહોતો. પંદર વરસ પહેલાં જ્યારે પહેલવહેલા તાજા જ દાક્તરી પાસ કરીને એ ગામમાં આવ્યા ત્યારે શરૂનાં બેત્રણ વરસ તેમનામાં જે ધગશ હતી તે પૈસા જમા થતાંની સાથે આળસમાં પરિણમી. અને એ આરામપ્રિયતાએ જ તેમના સ્વભાવમાં કડવાશ મૂકી દીધી.

તેમની પાસે કોઈ દરદીને લઈ જતાંય સો વાર વિચાર કરવો પડે એવી ધાક હવે લોકોમાં પેસી ગઈ હતી. નાના બાળકો રમતાં હોય ત્યાંથી પણ, શેરીમાં દાક્તરને આવતા જુએ ત્યાં જ દોડીને જતાં રહે. અને એટલે જ છોકરાંઓને તેમનાં માબાપ 'બાવો આવ્યો', 'સીપાઈ આવ્યો' વગેરે ધમકીભર્યાં શબ્દોને બદલે 'આ જોશી દાક્તર આવ્યા' એટલું જ કહે ને બાળક ચૂપચાપ કહ્યાગરું બની જાય! કેટલીકવાર તો મોટાં સમજતાં થઈ ગયેલાં છોકરાંઓ, પેટ–માથાના દુખાવાને છતો ન થવા દે એ તો સમજાય, પણ તાવથી ધીકતું શરીર હોય તો ય ગણકારતાં નહિ!

અને હતુંય એવું જ ને? જોશી દાક્તરની ધાક મોટેરાંઓમાં એટલી બધી હોય પછી નાનાં છોકરાંઓમાં તો તેનો પડઘો પડે જ ને? ગામ પણ ત્રાસી ગયું હતું. એક બે બીજા દાક્તરો ગામમાં પગપેસારો કરવા મથેલા પણ આ માથાભારે દાક્તરે તેમને ન જ ફાવવા દીધા એટલે એમની શક્તિને વેડફવાને બદલે એ સમજીને જ ગામ છોડી જતા રહેલા.

ગામ નાનું હતું પણ ગંદકી ખૂબ હતી. ચોખ્ખા પાણીના અભાવને લીધે રોગનું ઘર કાયમ રહેતું. નાનાં બાળકોમાં રોગનું પ્રમાણ વધારે રહેતું. અને આમ કેટલાંય બાળકો રોગનો ભોગ બની બેસતાં. એમાં કેટલાંક તો માબાપનાં વહાલસોયાં એકનાં એક પણ માંદગીમાં મરી ગયેલાં. જોશી દાક્તરે થોડીક સાચી સલાહ આપી હોત, દવા કરવા પાછળ થોડીક સચ્ચાઈ દાખવી હોત તો એકનાં એક બાળકોને ગુમાવવાનો વખત તેમને ન આવત.

પૌત્રોમી અને પુરુરવા હવે તો મોટાં થઈ ગયાં. પૌત્રોમીને વધુ ભણાવવા માટે શહેરમાં ન મોકલી પણ પુરુરવાને આગળ અભ્યાસ માટે નજીકના શહેરમાં મોકલ્યો. કંચનબેન આ વિયોગ સહન ન કરી શક્યાં એ અવારનવાર પુરુરવાની ખબર લેવા શહેરમાં જવા લાગ્યાં. પુરુરવા પણ બહુ નજીક હતો એટલે મહિને એકાદવાર ઘેર આવી જતો. ઉંમરલાયક પૌત્રોમીને સારું ઘર અને વર પણ મળી રહ્યા એટલે તેને ધામધૂમથી પરણાવી દીધી. પુરુરવાને ભણવાની હોંશ હતી. જોશી દાક્તર પાસે પૈસો પૂરતો હતો એટલે એકના એક પુત્રને ભણાવી શકાય તેમ હતું. એટલે પુત્રની બધી સગવડ સચવાય ને પ્રમાણે થયું.

પુરુરવા ભણવામાં હોશિયાર હતો. બાપીકો દાક્તરી ધંધો તેને નહોતો ગમતો. નાનપણથી જ એ લલિતકળામાં બધુ પાવરધો હતો. અને એટલે જ એ ચિત્રકળાનો ઊંડો અભ્યાસ કરવા ઇચ્છતો હતો. તેનું ચિત્રકળાનું જ્ઞાન પણ અગાધ હતું. એ જ્ઞાનને શહેરની મોટી ચિત્રશાળામાં ઠીક ઠીક વેગ મળ્યો.

પુરુરવા શહેરમાં ગયાને વરસ થઈ ગયું. હજુ બીજાં ત્રણ વરસ ત્યાં ગાળવાનાં હતાં અને પછી તેની ઇચ્છા મુજબ ચિત્રકળાના વધુ અભ્યાસ માટે એ પરદેશ પણ જવાનો હતો. જોશી દાક્તર પાસે પૈસો ઠીક જમા થયેલો હતો. પોતાના પુત્ર માટે તે વાપરવામાં માનતા હતા એટલે પુરુરવાની પરદેશ જવાની ઇચ્છા ને રોકી નહિ પણ ઉત્તેજન આપ્યું.

એક દિવસ સવારના પહોરમાં દાક્તર ઊંઘમાંથી પૂરા ઊઠ્યા પણ નહિ હોય ત્યાં એક બાઈ હાંફળી ફાંફળી તેમની

પાસે આવી. કંચનબેને તેને કહ્યું કે દાક્તર હજુ ઊઠ્યા નથી. તો ય એ તો દોડતી દાક્તરના પલંગ પાસે પહોંચી ગઈ. અનેક કાકલૂદીઓ અને વિનવણીઓ પછી દાક્તરે થોડીવારમાં તેની સાથે તેને ઘેર જવાની તૈયારી બતાવી ત્યારે એ જે ઊલટતાથી કંચનબેન સાથે વાતે વળગી હતી તેમાં ભલભલાને બીંજવી દે એવી કરુણતા રેલાતી હતી.

ગઈકાલે જ રાતે, એ બાઈનો એકનો એક દીકરો નજીકના શહેરમાં ભણતો હતો. તે, ચારેક દિવસની રજા પડવાથી માતાને મળવા આવ્યો. તેનો પતિ તો દશેક વરસ પહેલાં ગુજરી ગયેલો. આ એક માત્ર દીકરાના આધારે એ બાઈ જીવી રહી હતી. તેમાંય દીકરાનું આ છેલ્લું વરસ હતું. ત્રણેક મહિના પછી તો એ ઈજનેર થઈ જશે એ વાતે એ દિવસો ગણતી હતી. પણ ઘેર આવીને જેવો માને મળે છે ત્યાં જ એનું ગળું અસહ્ય વેદનાથી પીડાવા લાગ્યું. એ દરદ એવું તો વધતું ગયું કે સવાર પડતાંની સાથે તો એ વહાલસોયી માતાનો એકનો એક દીકરો ગળા નીચે થૂંક પણ ઉતારી શકવા અશક્તિમાન બની ગયો. ગળામાં સોજો એટલો બધો વધી ગયો. બહાવરી બનેલી માતાએ જેમ તેમ કરીને રાત તો વીતાવી પણ મળસકું થતાં એ ન રહી શકી. જોશી દાક્તરની ખફગી વહોરી લેવનું નક્કી કરીનેય એ દોડતી ગઈ. દાક્તરે તેને ટાળવા કેટલાંય બહાના કાઢ્યાં પણ છતાંય એ આખરે તેમને પીગળાવી શકી. અને જેવો દાક્તરે ઘેર આવવા પગ ઉપાડ્યો ત્યાં એ દોડતી પોતાના તરફડતા પુત્ર પાસે પહોંચી ગઈ.

વીસ બાવીસ વરસનો જુવાનજોધ પુત્ર શ્વાસ લઈ શકવાને પણ ધીમે ધીમે અસમર્થ બનતો હોય તેવી વેદના અનુભવતો હતો. એ વેદનાની અસહ્યતા એની માતાથી જીરવાતી નહોતી. એ તો અત્યારે દાક્તરને ભગવાન કરતાંય વધારે મહત્ત્વના ગણતી હતી. એક એક ઘડી એક યુગ જેટલી તેને લંબાતી લાગતી હતી. અંતે એની ધીરજ ફળી. દાક્તર આવ્યા. કોઈ અસ્પૃશ્યને સ્પર્શ કરતા હોય તેમ તપાસવાનો ડોળ કર્યો. અને એકના એક દીકરા પ્રત્યેની માતાની લાગણીનો જરાય વિચાર કર્યા વિના જાણે એક જબ્બર થપ્પડ મારી:

'છોકરો બચે તેમ નથી. 'ડીપ્થેરીઆ' છે. શ્વાસનળીમાં સોજો આવી ગયો છે. ઈન્જેક્શન આપવાનું પણ ખૂબ મોડું થઈ ગયું કહેવાય. એટલે ઈન્જેક્શનની અસર થાય તે પહેલાં જ શ્વાસ રૂંધાઈ જશે.'

'તમને રાતે જ બોલાવવા આવવાની હતી પણ તમે રાતે વિઝિટે નથી જતા એની મને ખબર હતી એટલે ન આવી.'

'રાતે તું આવી હોત તો ય ઈન્જેક્શન મારી પાસે હતાં નહિ. ઈન્જેક્શન વગર ડીપ્થેરીઆને શી રીતે કાબૂમાં લાવી શકાય?'

દાક્તરની બેગમાં જ ડીપ્થેરીઆનાં ઈન્જેક્શનો હતાં છતાં આ બાઈ પાસેથી મોંમાગી ફી મળી શકે એવું ખમતીધર એ ઘર નહોતું એ જાણતા હતા એટલે જૂઠાણું ઉચ્ચાર્યું. અને બાઈને આશ્વાસનનો એક શબ્દેય કહ્યા વિના હાથમાં બેગ લઈને ચાલતા થયા. એટલું બોલવાનું ન ચૂક્યા કે: 'વિઝિટ–ફી બપોર સુધીમાં દવાખાને આપી જજે.'

છેલ્લી ઘડીઓ ગણતા એકના એક પુત્રની આવી નાજુક પરિસ્થિતિમાં કઈ માતા આ નિષ્ઠુરતા સહન કરી શકે? જોશી દાક્તરે અનેક કેસોને આવી રીતે વણસાડી દીધા હતા એનું સાક્ષી તો એ નાનું ગામ આખું હતું. છતાં જેનું જીવન સર્વસ્વ જ્યારે હણાઈ જતું હોય ત્યારે પણ એક હરફ સુદ્ધાં ન ઉચ્ચારી શકે એવો મૂક શાપ કોને ન સ્પર્શે?

દાક્તર ઘેર પાછા પહોંચ્યા નહિ હોય ત્યાં તો પેલી બાઈનો વહાલસોયો પુત્ર ઢળી પડ્યો. કંચનબેને પૂછ્યું પણ ખરું કે 'એનો દીકરો સાજો તો થઈ જશે ને?'

'દવા–ઈન્જેક્શનના પૈસા ન ખરચી શકે એને શી રીતે સાજા કરાય?' દાક્તરે બેગ નીચે મૂકતાં સાવ

સહજતાથી કહ્યું.
'તે તમે એને દવા આપ્યા વગર ચાલ્યા આવ્યા? કેટલાક પૈસા એમની પાછળ ખર્ચ થવાના હતા?' કહેતાં જવાબ સાંભળવાની રાહ જોયા વિના જ દોડતાં કંચનબેન પેલી બાઈ પાસે પહોંચ્યાં. પણ બારણામાં જ એ દિલદ્રાવક દૃશ્ય જોઈને થંભી ગયાં. કયા મોંએ એને આશ્વાસનના બે શબ્દો પણ કહેવા જાય? એ બાઈને શાંત કરવાને બદલે બારણામાં જ ફસકાઈને હીબકે ને હીબકે એ રડી પડ્યાં. એમના પુરુરવાને ખોળામાં લઈને જાણે તે બેઠાં હોય એવું અનુભવતાં તેમનું હૈયું ભરાઈ આવ્યું ત્યારે પેલી બાઈ પોતાના પુત્રના શબની પાસેથી ખસીને કંચનબેન પાસે આવીને બોલી: 'બહેન, મારું તો જે થવાનું હતું તે થઈ ગયું. ભગવાન તમારા એકના એક દીકરાને સો વરસનો કરે.'
ધનના મદમાં ચકચૂર હોય એવું કોઈપણ ન બોલી શકે એવું સાચી માણસાઈનું આ વાક્ય સાંભળીને કંચનબેન એ બાઈને, મનની એવી નાજુક અવસ્થામાંય નમી પડ્યાં. તેની પગની રજ માથે ચડાવી. અને આડોશપડોશમાંથી બધાંને બોલાવી લાવવાનો સ્વજનધર્મ બજાવ્યો.
આ બનાવને પૂરા પંદર દિવસ પણ નથી થયા ત્યાં પૌલોમીને સાસરેથી તાર આવ્યો: 'પૌલોમીના પતિની ગંભીર હાલત છે. જલદી આવો.' દાક્તર અને કંચનબેન તરત પહેલી ટ્રેઈનમાં ઊપડ્યાં. ત્યાં પહોંચીને તપાસે તે પહેલાં પાસે બેઠેલા ત્યાંના દાક્તરે જોશી દાક્તરને બધી હકીકત જણાવી: 'શ્વાસનળીનો સોજો અચાનક વધી ગયો છે અને હવે તો શ્વાસ લેતા પણ મુશ્કેલી પડે છે.'
કંચનબેન અને જોશી દાક્તરે એકમેક સામું જોયું. પંદર દિવસ પહેલાનો પેલી બાઈનો પ્રસંગ આંખ સામે તરવર્યો. પેલા દાક્તરે ઇન્જેક્શનો તો આપવાં શરૂ કર્યાં જ હતાં. પણ આ રોગનો ડર ચોવીસ કલાકનો જ હોય છે એમાં હવે એક જ કલાક બાકી હતો. ઈન્જેક્શનની અસરથી એક કલાક હેમખેમ નીકળી જાય તો પૌલોમી અખંડ સૌભાગ્યવતી જ રહે.
ત્યાં અચાનક ડીપ્થેરીઆનો હુમલો એવી જલદ રીતે આવ્યો કે જોશી દાક્તરને પહોંચ્યાંને પૂરી પાંચ મિનિટેય નહોતી થઈ ત્યાં દરદીનું માથું ઢળી પડ્યું. શ્વાસ ત્યાં જ રુંધાઈ ગયો!
બાળરોગ ડીપ્થેરીઆના જવલ્લે જ થતા મોટેરાઓના કેસોમાંથી એકને જાણીને જોશી દાક્તરે બગાડ્યો, બીજો જાણ્યા છતાં સુધારી ન શક્યા. અને ભરજુવાનીમાં પ્રવેશેલી પૌલોમી લગ્નજીવનની શરૂઆતમાં જ વૈધવ્ય પામી. સાસરામાં વધુ સમય સંઘરે તેમ નહોતું એટલે બીજે જ મહિને પિયરમાં આવી.
પુરુરવા માટે કંચનબેનનો અદ્ધર જીવ તો ક્યારનોય થઈ ગયો હતો તેમાં પૌલોમીના આ દિલદ્રાવક પ્રસંગે તેમને અધીરાં બનાવી દીધાં. પુરુરવાનો અભ્યાસ અધૂરો મૂકાવીને પણ હવે તો તેમની પાસે જ રાખવો છે એવી હઠ પકડી. એમ ન બને તો પોતે શહેરમાં જઈને પુરુરવા સાથે રહે એવો આગ્રહ રાખ્યો. જોશી દાક્તરે અને બીજાં બધાંએ કંચનબેનને ખૂબ સમજાવ્યાં પણ કંચનબેન ન માન્યાં તે ન જ માન્યાં. અને પુરુરવાનો અભ્યાસ ન બગડે એ માટે કંચનબેનને શહેરમાં પુરુરવા સાથે રહેવા મોકલવાં એવું નક્કી થયું.

પુરુરવાની બધી સગવડો સાચવવામાં આનંદ માણતાં કંચનબેન શહેરમાં આવીને હવે તો શહેરી જીવનથી ટેવાઈ પણ ગયાં હતાં. હવે પુરુરવા પરદેશ જવા માટે બધી પેરવી કરતો હતો તેને પણ કંચનબેન ઉદારતાથી આવકારતાં હતાં. તેમનો પુરુરવા રાતો રાણ જેવો છે એટલે તેને કોઈ રોગ નહિ સતાવે એવી તેમને જાણે ખાત્રી થઈ ચૂકી હતી. પણ તેમના ગામની પેલી ગરીબ વિધવા બાઈના એકના એક પુત્રનું કરુણ મૃત્યુ તે ભૂલી શકતાં નહોતાં. પૌલોમીના પતિનું મૃત્યુ તેમણે નજરે જોયેલું છતાં એટલું તેમને નહોતું સતાવતું. પણ પેલી બાઈનું હૈયાફાટ રુદન તો હજુય કંચનબેનને એટલું જ સતાવતું હતું.

પુરુરવા માટે નિશ્ચિંત બનીને કંચનબેન હવે તો શહેરમાં પુરુરવાને એકલો મૂકીને ઘેર પાછાં પણ આવી ગયાં હતાં. બે ત્રણ દિવસ માટે પુરુરવા શહેરમાંથી ઘેર આવ્યો હતો. ઘેર આવીને જ્યાં ઉંબરામાં પગ મૂકે છે ત્યાં જ કંચનબેને એને વધાવી લીધો. પણ કંચનબેનના એ ઊમળકાભર્યા સત્કાર ઉપર જાણે પુરુરવાએ બરફ વરસાવી દીધો :

'બા, મારા ગળામાં ખૂબ દુઃખે છે. થૂંક પણ ગળાતું નથી.'

'હેં ?!' કંચનબેનનો અવાજ ફાટી ગયો. દોડતાં જઈને દાક્તરને ડીપ્થેરીઆના ઇન્જેકશન સાથે લેવાનું કહીને દવાખાનેથી બોલાવી લાવ્યાં.

દાક્તરમાં પણ તેમની શરૂઆતની દાક્તરી પ્રેક્ટીસનો તરવરાટ તે દિવસે અચાનક જોઈને રસ્તે જતા માણસો નવાઈ પામ્યા.

પુરુરવાનું ગળું તપાસ્યું. તરત ઇન્જેકશન આપી દીધું. 'ડીપ્થેરીઆ' જ હતો !

પણ વધુ કરુણતાની ઘડી તો જાણે બાકી હતી. ઇન્જેકશન એક જ નીકળ્યું. ઓછામાં ઓછાં છ ઇન્જેકશનો તો જોઈએ જ. આ ગામમાં તો આ ઇન્જેકશનો મળે તેમ નહોતું. નજીકના શહેરમાં તરત જવાની કોઈ સગવડ નહોતી. બીજા દિવસની સાંજ પહેલાં ઇન્જેકશન તેમના હાથમાં આવે તેમ નહોતું. પુરુરવાને શહેરમાં લઈ જવા જેવી તેની હાલત ત્યાં સુધી રહે પણ નહિ. દાક્તર અકળાયા. કંચનબેન તો અવાક જ થઈ ગયાં હતાં. આજે બરોબર પેલી બાઈના દીકરાને મર્યાને એક વરસ થયું હતું ! એ ગોઝારો દિવસ કંચનબેન બરોબર યાદ રાખી શક્યાં હતાં, ભૂલ્યો ભુલાય તેમ જ નહોતું.

ઈશ્વરને ભરોસે પુરુરવાને છોડીને એ ચૂપચાપ ભગવાનનું નામ રટવા લાગ્યાં. પુરુરવા બચશે જ નહિ એ એક વાત એમના મનમાં એવી તો સજ્જડ ઠસી ગઈ હતી કે દાક્તર પણ એ કાઢી શકે તેમ નહોતા. અને દાક્તર કાઢે પણ કઈ રીતે ? જાણે આટલી જિંદગીમાં પહેલી જ વાર પાપનો બોજ તેમના ભારે શરીરને કચડી રહ્યો હતો. શિયાળાની ઢળતી સાંજ હોવા છતાં એ પરસેવાથી રેબઝેબ થઈ ગયા હતા. તેમની આંખ સામે મરતાં અનેક દરદીઓનાં મૃત્યુથી આજ સુધી ન ડરનાર જોશી દાક્તર આજે એ બધી ભૂતાવળોથી જાણે ભડકી ઊઠ્યા. જિંદગીમાં પહેલી જ વાર જાણે પાપનું પ્રાયશ્ચિત કરવાની પળ તેમણે અનુભવી. અને એ જ ઘડીએ મન સાથે નિશ્ચય કર્યો કે પુરુરવા બચે કે ન બચે, પણ જિંદગીનાં હવે પછીનાં વરસો સેવાભાવે દવા કરીને ગાળવાં. કોઈની પાસેથી પાઈની પણ ફી ન લેવી. ભગવાને આપેલો એટલો બધો પૈસો આ સિવાય બીજો કયો સાચો અને સારો ધર્માદો પામે ? અને કંચનબેન માફક એ પણ ભગવાનને યાદ કરીને પોતાના પાપની માફી યાચવા લાગ્યા.

પુરુરવા ઉપરનો હુમલો વધવા જ લાગ્યો. ઇન્જેકશન અસર કરે એવું નહોતું રહ્યું. તેમાંય એક જ ઇન્જેકશન તો આટલા મોટા હુમલા સામે જરાય ટક્કર ઝીલી શકે તેમ નહોતું.

કેટલાય મૂગા શાપો પુરુરવાને ન બચાવી શક્યા. કંચનબેનની પ્રાર્થના કરતાંય તેમના પતિના પાપનો બોજ ખૂબ વધી જતો હતો. પણ એ હાયકારે હેબતાઈ ગયેલા જોશી દાક્તરની જીભ પુરુરવાના અવસાન સાથે ઝલાઈ ગઈ. ત્યારથી દાક્તર એક હરફ પણ ઉચ્ચારી શકતા નહોતા. મૂગા મૂગા દરદીઓની દવા કરતા, હાવભાવથી આશ્વાસન આપતા. અને કપરું પ્રાયશ્ચિત કરતા.



## આટલું સુધારી લેજો

ઊર્મિના ગયા અંકની 'રમત, ભૂલ, એકરાર...' એ વાર્તામાં ૫૬મે પાને બીજી કોલમમાં છેલ્લો ફકરો 'અઠવાડિયામાં પંઢીને સાથે લઈ'થી શરૂ થાય છે તેને બદલે 'આઠેક માસમાં'થી શરૂ કરવો. તે પછી પણ જ્યાં જ્યાં 'અઠવાડિયા'નો ઉલ્લેખ આવે છે ત્યાં આઠેક માસનો ગાળો ગણવો. —સંપાદક

નાથાલાલ દવે

# મદુરાના મીનાક્ષીમંદિરે

પાંચેક વરસ પહેલાં ઊર્મિનાં વાચકોને જેના પ્રવાસ-લેખોએ મુગ્ધ કર્યા હતા તે જ જાણીતા લેખકે ફરી ઊર્મિનાં વાચકો માટે પ્રવાસ લેખો લખવાનું કબૂલ્યું છે અને તેના ફળરૂપે આ પહેલો લેખ પ્રસિદ્ધ થાય છે ...

મદુરા શહેરની પાંચ લાખની વસ્તી છે. શહેરની મધ્ય ભાગમાં મીનાક્ષીનું સુવિખ્યાત મંદિર છે. મદુરા દક્ષિણભારતમાં વેપારનું, ખાસ કરીને તેના કલામય હાથશાળ કાપડઉદ્યોગનું કેન્દ્ર છે. ગુજરાતી વેપારીઓની અહીં સારી એવી વસ્તી છે. તામિલ-તેલુગુ સાંભળી સાંભળીને થાકેલા કાનોને ગુજરાતી મધ જેવી મીઠી લાગે છે, ઘેર આવ્યા જેવો આનંદ થાય છે.

દસમી સદીમાં પાંડવવંશના કોઈ ધર્મપ્રેમી રાજાએ મીનાક્ષીમંદિર બંધાવ્યું છે. પાંડવરાજાઓ પછી ચોલવંશની સત્તા આવી ને તે પછી મ્હૈસુરના હોયશલ. પછી વિજયનગરનું પ્રતાપી સામ્રાજ્ય સ્થપાતાં અહીં સુધી તેની સત્તા પ્રસરી. આમ રાજસત્તાઓ બદલાતી રહી. પણ મંદિરનો તો વિકાસ જ થતો ગયો. એના મંડપો, ગોપુરો, સ્તંભવીથિઓનો અનિયમિત વિસ્તાર એ કાળે કાળે થયેલા ઉમેરાની સાક્ષી પૂરે છે.

દંતકથા એમ છે કે પાર્વતી પોતે પાંડવ રાજાને ત્યાં કુંવરીરૂપે જન્મ્યાં હતાં. તેના રૂપ ને ગુણની ખ્યાતિ દેશવિદેશમાં ચાલી. યોગ્ય વર શોધવા માતાપિતાની ચિંતાનો પાર નહિ ત્યાં ભગવાન સુંદરેશ્વર સ્વયં પધાર્યા અને કન્યાના હાથની માગણી કરી. દેવ આવી પોતાની કન્યાનું પાણિગ્રહણ કરે છે. માતા–પિતા તો ધન્ય થઈ ગયા. ભારે ધામધૂમથી લગ્ન થયાં. આજે પણ પ્રતિ વર્ષ એ લગ્નોત્સવ ઉજવાય છે. આ મીનાક્ષી તથા સુંદરેશ્વરનાં લગ્ન તે લોકોનો ઉત્સવ બની ગયો છે. મંદિરમાં મ્હૈસુરનરેશે જે ચંદનકાષ્ઠનો વિશાળ લગ્નમંડપ બાંધ્યો છે ત્યાં આ ઉત્સવ ઉજવાય છે. હજારોની મેદની ત્યારે મંદિરમાં ઊભરાય છે.

પશ્ચિમ બાજુનું ગોપુરમ્ ૧૫૦ ફીટ ઊંચું છે. ઉપર કોતરેલી પ્રતિમાઓ બેશુમાર છે. દેવો અને દાનવો મળીને સમુદ્રમંથન કરે છે. નંદી પર શિવપાર્વતી બિરાજ્યાં છે. અષ્ટભૂજા મહાશક્તિ અને ચતુર્મુખ બ્રહ્મા—અને એમ કરતાં કરતાં નજર ઉપર જતી જાય છે. વચ્ચેના ગવાક્ષો પરથી ગોપુરમના કેટલા માળ છે તે ગણી શકાય છે. છેવટે બે ખૂણે ચક્રો, વચ્ચે કળશોની હાર અને પછી ખુલ્લું સ્વચ્છ આકાશ. બાજુમાં બોરસલી અને સરુનાં વૃક્ષો છે તે આ ઊંચા ગોપુરમ્ આગળ સાવ નાનાં લાગે છે. પેલી નાળિયેરીઓ પણ નમ્રતાથી નતમસ્તકે ઊભી રહી છે.

ઉત્તર તરફનું ગોપુરમ્ ૧૪૫ ફીટ ઊંચું છે. આ ગોપુરમની બધી શિલ્પસમૃદ્ધિ બહાર હોય છે. અંદરના ભાગમાં તો પથ્થરના પગથિયાં ને સાદી દિવાલો છે. ધૂળ છે. હવા અવાવરૂ છે. ને મધપૂડા જામ્યા છે. એ પીળી માખીઓ ક્યારે દંશ દેશે તેની દહેશત છે. પણ નવ માળ ચડવાનો શ્રમ કરીએ તો સપાકારે વસેલા મદુરા શહેરનું ઉપરથી સુંદર દૃશ્ય જોવા મળે છે. મંદિરનો વિશાળ સુવર્ણકળશ પ્રકાશમાં ચળકે છે. મંદિરનો આખો નકશો ઉપરથી દૃષ્ટિગોચર થાય છે. ચારે બાજુ દુકાનો, બજારો, ગીચ મકાનોનો વિસ્તાર છે. પછી નાળિયેરીનાં ઝાડો, સરુનાં વાવેતર, નજીકની લીલીછમ વાડીઓ, વિશાળ ખેતરો, દૂરની ભૂરા રંગની ટેકરીઓ અને સરોવર, રેલની વાંકી સડક અને રેશમી રીબન જેવા ચમકતા ડામરના રસ્તાઓ—મદુરાનું એ વિહંગદૃશ્ય સુંદર લાગે છે.

ચોગાનમાં પથ્થરના સ્વરસ્થંભ ઊભા છે તેમાંથી સંગીતના જુદા જુદા સૂર નીકળે છે. નાનો પથ્થર લઈ વગાડો એટલે સા...રે...ગ સ્પષ્ટ સંભળાય છે. એક જ પથ્થરમાંથી આ નાજુક સ્થંભો કોતર્યો છે. જલતરંગની જેમ આ પ્રસ્તરતરંગ જોઈ શિલ્પીની કરામત માટે આશ્ચર્ય થાય છે, પણ દક્ષિણમાં મંદિરોમાં આવા સ્થંભો ઘણે સ્થળે મળે છે. ચાલો હવે સુંદરેશ્વર મંદિર

પાસેની ચિત્રસભામાં. તેને સહસ્રસ્થંભ મંડપ કહે છે. થાંભલાઓનું જંગલ. રતિ, કામદેવ, ભીમ, અર્જુન, મોહિની વગેરેની સુંદર પ્રતિમાઓ છે. મયૂરારૂઢ કાર્તિકસ્વામી, હંસવાહિની સરસ્વતી. મીનાક્ષીમંદિરના મુખ્યદ્વાર પાસે અષ્ટશક્તિમંડપ છે. ત્યાં શ્યામલા, મહેશ્વરી, મહાલક્ષ્મી, ષણ્મુખ ગણેશાદિ પ્રતિમાઓ છે. ભૈરવભૈરવી માર્ગનું રક્ષણ કરે છે. બંને બાજુ દુકાનો છે. તેમાં પૂજાપો, રુદ્રાક્ષની માળાઓ, બંગડીઓ, શ્રીફળ. એલ્યુમિનિયમનાં વાસણો, કંકુની શીશીઓ, રમકડાં વગેરે સસ્તી ચીજોના ઢગલા જામેલ છે. દક્ષિણ બાજુના ગોપુરમ્ પાસે જલકુંડ છે. તેના લીલા પાણીમાં ભાવિકો સ્નાન કરે છે. ઉપર વર્તુલોમાં વિવિધરંગી ભીંતચિત્રો છે. તેમાં કલા નથી પણ ખૂલતા રંગોનો ઉઠાવ દિવાલોને આકર્ષક બનાવે છે.'

*

સુંદરેશ્વરના મંદિર આગળ જે વિશાળ મંડપ છે તે તેની પ્રાચીન શિલ્પસમૃદ્ધિ માટે સુવિખ્યાત છે. દ્રવિડદેશની શિલ્પકળા અહીં નિપુણતાની પરાકાષ્ઠાએ પહોંચી છે અને શિલ્પીઓએ પોતાનું સર્વ કૌશલ અહીં ઈશ્વરને સમર્પણ કર્યું છે. વિષ્ણુ જેમાં મીનાક્ષી તથા સુંદરેશ્વરનાં લગ્ન કરાવે છે તે કલ્યાણસુંદરની મૂર્તિ અહીં છે. બ્રહ્મા, વિષ્ણુ, ગરુડ, નટરાજ, કિરાતાર્જુન, સુગ્રીવ, સૈરંધ્રી, કૈલાસરુદ્ર, ભદ્રકાળી, ઊર્ધ્વતાંડવ વગેરે અનુપમ પ્રતિમાઓ છે. તેનું કલાવિધાન ભારે સજીવ અને પ્રભાવપૂર્ણ છે. જુઓ અહીં આ શિવ, નૃત્ય કરતાં કરતાં કાનમાંથી સરી ગયેલું કુંડલ પગના અંગૂઠા વડે ઊંચકીને કેવી છટાથી કાનમાં પાછું પહેરી લે છે! સરસ્વતીની પેલી નમણી પ્રતિમા, તેમના ચરણ પરની નાજુક નસોને ઉપસાવવાનું પણ શિલ્પી ચૂક્યા નથી. પેલા ગજરાજની સૂંઢને પંજાથી પકડતો આ વિકરાળ વનકેસરી, એ કેટલો સજીવ લાગે છે! અહીં વળી આ હાથી મીઠી શેરડીનો સ્વાદ માણી રહ્યો છે. આ પ્રતિમાઓ પરના અલંકારો, કુંડલો, બાજુબંધ, નૂપુર, કટિમેખલાઓ, કંઠના રત્નહાર અજબ બારીક નકશીથી, જાણે કે પથ્થર નહિ પણ સોનું લઈને ઘાટ ઘડ્યા હોય તેટલી માવજતથી કોતરેલા છે.

હવે ચાલો આગળ, મીનાક્ષીદેવીનાં દર્શને. અમારા ભાવિક યજમાને કહ્યું હતું કે 'મંદિરમાં અંધારું હશે. પણ જરા થોભજો. એટલે આંખો ટેવાઈ જશે. પછી બધું સ્પષ્ટ દેખાશે. અંદર મીનાક્ષીદેવી તથા ભગવાન સુંદરેશ્વરનો શયનખંડ છે. તેની સજાવટ જોવા જેવી છે. ધ્યાનથી દર્શન કરજો. અહીં સુધી આવ્યા છો તો ઉતાવળ ન કરતા. જરા ધીરજ રાખજો.' દક્ષિણનાં મંદિરોમાં પ્રવર્તતા અંધકાર વિશે બે દિવસ પહેલાં ગાડીમાં હું વાત કરતો હતો ત્યારે એક આંધ્રવાસી અમલદારે મારી ખબર લઈ નાખી હતી: 'તમારે તો મંદિરમાં વીજળી લાવવી છે! ટ્યૂબલાઈટો ગોઠવવી છે! દેવો પર સર્ચલાઈટો નાખવી છે! હજારો વરસથી લોકો દર્શન કરે છે. તેમને અંધકાર નડતો નથી. અને તમે રુચિહીન નાસ્તિકો, માત્ર કુતૂહલવશ રઝળપાટ કરનારા મુસાફરો, તમારે અમારાં પ્રાચીન પવિત્ર દેવસ્થાનોની વ્યવસ્થાને મનસ્વી રીતે ઊંધીચત્તી કરી નાખવી છે!' તેમનું દૃષ્ટિબિંદુ પણ પૂરા સમભાવથી સમજવા હું પ્રયત્નશીલ હતો.

એટલે તો મંદિરમાં પ્રવેશતાં જ કંઈક ભક્તિથી મન ભીંજાય તે માટે મારી ખાસ મહેનત ચાલતી હતી. શંકરાચાર્યે રચેલું મીનાક્ષીપંચરત્ન સ્તોત્ર હું યાદ કરતો હતો. નાદબ્રહ્મમયી કરુણાવત્સલા સર્વોભિષ્ટ ફલપ્રદા પરાત્પરપરા વીણાવેણુમૃદંગાદિ વાદ્યરસિકા કલ્યાણકારિણી પૂર્ણેન્દુવક્ત્રપ્રભા જગન્મોહિની મીનાક્ષીદેવીની એ મેધાવી સંન્યાસીએ કાવ્યમય વાણીમાં સુંદર સ્તુતિ કરી છે:—

उद्यद्भानुसहस्रकोटि सदृशां केयूर हारोज्ज्वलां
बिम्बोष्ठीं स्मितदंतपंक्तिरुचिरां पीताम्बरालंकृताम् ।
विष्णुब्रह्मसुरेन्द्रसेवितपदां तत्त्वस्वरूपां शिवां
मीनाक्षीं प्रणतोऽस्मि सन्ततमहं कारुण्यवारांनिधिम् ॥

श्रीमत्सुंदरनायिका भयहरां ज्ञानप्रदां निर्मलां
श्यामाभां कमलासनार्चितपदां नारायणस्यानुजाम् ।

वीणावेणुमृदंगवाद्यरसिकां नानाविधामम्बिकाम्
मीनाक्षी प्रणतोऽस्मि सन्ततमहं कारुण्यवारांनिधिम् ॥

પણ અંદર દર્શનાર્થીઓની ભીડ બધા ભક્તિભાવને ભૂલાવી દે તેવી હતી અંધકારમાં, બંધ હવામાં નાનકડા ગર્ભગૃહ આગળ હૈયે હૈયું દબાતું હતું ને શ્વાસ રૂંધાતો હતો ભક્તરાજ તિરૂમલ્લ નાયક અને તેમની બે રાણીઓ અહીં હાથ જોડીને ઊભી હતી તે મારે જોવા મળી. શયનખંડ જોવાની તો વાત જ છોડવી પડી. દીવાનો આછો ઉજાસ, કોપરેલની વાસ, ગરમ હવા ને માણસોની ભીસ. તેમાં ઊંચા થઈને જોયું તો રાજનંદિનીની અદાથી ઊભેલા નમણા મુખવાળા રત્નાભૂષણમંડિત નાનાવસ્ત્રાલંકારસજ્જિત મીનાક્ષીદેવીનું સ્વસ્થ શાંત મુખ જોવા મળ્યું. પૂજારીઓ નિરાંતે નિત્યક્રમમા મશગુલ હતા. રેશમી વસ્ત્રો ગોઠવતા હતા. જબ્બર દીવીઓના દીવાની વાટ સંકોરતા હતા. ધૂપદાનીમા ધૂપ નાખતા હતા. ભાવિકો ઘંટારવ કરતા હતા. એ સર્વ કોલાહલ ગિરદી ને ગરમીમાં ભીંસાઈ અકળાઈ ને મહાપ્રયત્ને હું બહાર નીકળ્યો. જતાં જતાં જોયું તો મંદિરના બીજા ખૂણાઓમાં પણ દેવસ્થાનો હતાં. ભૂદેવો દક્ષિણાની આશાએ દેવોને સજાવીને બેઠા હતા. બે ત્રણ દેવસ્થાનો બંધ હતાં, આડી જાળી વાસેલી હતી. ઉપર મોટાં તાળાં મારેલાં હતાં. અંદર ચક્ર અને ગદા જેવાં આયુધો ધારણ કરીને દેવો લાચાર ઊભા હતા. દેવોને શણગારી સજાવી કારાવાસમાં પૂરી, તાળાં લગાવી, એ અહીંથી ક્યાંય જતા રહેવાના નથી એવા પૂરા વિશ્વાસ સાથે પૂજારીઓ બીજા કામે ચાલ્યા ગયા હતા. પુરાણોના દેવોએ નરકાગાર સરજી અંધશ્રદ્ધાળુ માનવને ભયભીત બનાવેલ છે તો માનવ પણ એ જ ભક્તિભાવથી પ્રેરાઈ દેવોને માટે કારાવાસ સરજી શકે છે. અને આમ તાળાબંધી કરી દેવોને પણ દંડ આપી શકે છે એ નવા સત્યનો અહીં સાક્ષાત્કાર થયો.

મંદિરમાં દેવને નમસ્કાર કરવાની દ્રાવિડી પદ્ધતિનું દર્શન એ પણ નોંધપાત્ર વસ્તુ હતી. પહેલા બે હાથથી કાનની બુટ્ટી પકડી નીચા નમવું. પછી ત્રણ વાર ગાલ બજાવવા. પછી માથા આગળ બે હાથ ઊંચે જોડવા અને છેલ્લે બંને હાથ હવામાં પહોળા કરવા. આ ચારે ક્રિયા ત્વરાથી ઘણા માણસોને કરતા જુઓ તો તેથી એક રસિક દૃશ્ય સરજાય છે.

*

ગામડાંમાંથી ટોળાબંધ દ્રાવિડ સ્ત્રી-પુરુષો મીનાક્ષી મંદિરની ઠંડી છાયામાં આવીને બેઠા છે. આ ચિત્રવિચિત્ર પડાવ ધ્યાનથી જોવા જેવો છે. સૌભાગ્યવતી સ્ત્રીઓએ નાકમા બંને બાજુએ ચૂંકો પહેરી છે. કાનમાં વાળી છે. લાલ રંગેલ દાંત તાંબુલરસ્પર્શથી કાળા બનેલા છે દેહનો શ્યામ વર્ણ, અંબોડે પીળાં ફૂલ, દેહ પર કથ્થાઈ સાડીઓ, પુરુષોએ ધોતી ગોઠણથી બેવડ વાળી કમ્મરે ખોસી છે ટૂંકે કુડતાં પહેર્યાં છે. તેમના કાળા ખુલ્લા પગ વિરૂપ લાગે છે. ખભે કાળી કિનારીવાળું અંગવસ્ત્ર. ટૂંકા કુડતાં. ભાલે ભસ્મત્રિપુંડ, મસ્તક પર શીર્ષાર્ધમાં ગોળ ધારી ને જાડી શિખા. નાગાપુગાં બાળકો સ્ત્રીઓને ઘેરીને બેઠાં છે. બાળકોના પગમાં રૂપાના સાંકળાં છે. કદી કોઈએ નવરાવ્યાં લાગતાં નથી. મુંડાવેલ મસ્તક કઘાટાં ને વરવાં લાગે છે. અહીંના ગ્રામપ્રદેશમાં કેશવપનની કલા હજી આદિમ સ્થિતિમાં છે આ શ્રદ્ધાળુ જનસમાજ મીનાક્ષીમાતા પાસે દર્શનાર્થે આવેલ છે, જેથી તેમની મનોકામના પુરાય, માંદા શિશુઓના રોગ મટે, ધંધામાં બરકત આવે, વરસાદ વરસે, ખેતરોમાં ધાન્ય પાકે. માતાને શ્રીફળ ધર્યાં છે. પરસ્પર શેષ વહેંચે છે. ભારતભરમાં ગ્રામસમાજ એક સરખો છે. અંધશ્રદ્ધા છે, અજ્ઞાન છે, ગરીબી છે. ગુજરાતના દૂબળાઓ, કોંકણના આદિવાસીઓ, નર્મદાતટના ભીલો, આંધ્રના ટોડાઓ, ઓરીસાના ઊડિયાઓ, બંગાળના સાંથાલો; હજારો વરસથી તેમનાં જીવનની એકની એક ઘરેડ ચાલી આવે છે. દિલ્હીથી માહિતીખાતું દેશ બદલાઈ ગયાની થોકબંધ વાર્તાઓ ભલે છાપે, આકાશવાણીનાં કેન્દ્રો ભલે લાખો શબ્દો પ્રસારિત કરે, વિકાસઅધિકારીઓ ભલે અહેવાલોના ગંજ ખડકે, એ



બધા પાણીમાં લીટા થાય છે. એમાંનો એકેય શબ્દ હજી લોકજીવનને સ્પર્શ્યો નથી.

મદુરાની કાપડબજાર જોયા વગર અહીંની યાત્રા અધૂરી રહે. દક્ષિણભારતનું સુવિખ્યાત હાથશાળ કાપડ અહીં વેચાય છે. મદુરા તેમ જ આસપાસનાં અસંખ્ય ગામોમાં એ ઉદ્યોગ પથરાયો છે. સહકારી ધોરણે તેની વ્યવસ્થા થાય છે. કેવાં સુંદર વસ્ત્રો! તેના રંગોની મિલાવટ બહુ જ સુરુચિપૂર્ણ હોય છે. તેનું બારીક પોત જોઈ વણનારના પરિશ્રમ તથા ધીરજથી મુગ્ધ થઈ જવાય છે. તેમાં રંગીન તારોના તાણવાણાથી કેટલીયે વિવિધ ભાતો અને જાતો ઉપજાવેલી હોય છે. તેની નાજુકતા, તેની સફાઈ, તેનું મુલાયમપણું અદ્ભુત હોય છે. તેના રંગો આંખને આનંદ આપે છે; મનને પ્રફુલ્લિત કરે છે. આ વસ્ત્રો આસામનાં રેશમની યાદ આપે છે. આ અસલી ચીજ છે. તેના તારે તારે એના વણનાર કુશળ કસબી કારીગરોના શ્રમનો મહિમા, તેનાં સુખદુઃખ અને તેની લાગણીના તાણાવાણા ગૂંથાયા હોય છે. દક્ષિણભારતની મહિલાઓના આ સંસ્કારી સુરુચિવાળા પહેરવેશની સરખામણીમાં દિલ્હી કે પંજાબમાં બન વટી રેશમમાં સજ્જ થઈ ફરતી વિલાસી લલનાઓનો પહેરવેશ સાવ ગ્રામ્ય અને પ્રાકૃત લાગે છે.

મદુરામાં જૂના સૌરાષ્ટ્રીઓ વસે છે. મહમદ ગઝનીએ જ્યારે સોમનાથ પર ચઢાઈ કરી ત્યારે પ્રજામાં જે ક્ષોભ પેદા થયો હશે અને લોકો પરદેશીઓના ઉપદ્રવથી બચવા ઘરબાર છોડી ચાલી નીકળ્યા હશે તે અહીં દક્ષિણમાં સ્થિર થયા. કાંચીવરમ્, મદુરા, શ્રીરંગમમાં આથી બેએક લાખ સૌરાષ્ટ્રીઓની વસ્તી છે. ૧૯૪૮માં કાઠિયાવાડના ૨૨૨ રાજ્યોનું વિલીનીકરણ થયું અને રાજ્યનું નામ સૌરાષ્ટ્ર પડ્યું ત્યારે અહીંથી કેટલાક ભાઈઓ રાજકોટ ગયા. તેઓ તામીલ કે તેલુગુ ભાષા બોલે છે. તેમનાં લગ્ન વગેરે સામાજિક રિવાજોમાં સૌરાષ્ટ્ર સાથે કંઈસામ્ય નથી. તેમનાં ભજનો, લગ્નગીતો વગેરે અમે સાંભળ્યાં. તેમાં પણ સૌરાષ્ટ્ર સાથે કાંઈ મેળ ન બેઠો. હજાર વરસે તેઓ બધા અહીંની સંસ્કૃતિમાં એકરસ થઈ ગયા છે. કાંચીવરમ્ અને મદુરાના હાથશાળના વસ્ત્રોદ્યોગમાં રોકાયેલા કુશળ કારીગરોમાં તેમની મોટી સંખ્યા કામ કરે છે.

સાંજે મદુરાથી અમારી ગાડી ત્રિચિનાપલ્લી તરફ ચાલી. બીજી દિશાએ જઈ શકાયું હોત તો અહીંથી કુર્તાલમ્, કન્યાકુમારી નજીક છે એનો મનમાં વસવસો રહ્યો. ચાવલનાં ખેતરો તથા સોપારીના બગીચા પસાર થતા હતા. પેલાં નીલવરણાં સરોવર પર ભૂરી ટેકરીઓની લાંબી છાયા પથરાઈ હતી. કોડાઈકેનાલના રમ્ય ગિરિનગર તરફ પહાડો પર ધુમ્મસ જામતું હતું. મોટા ખડકો પાસેથી ગાડી પસાર થઈ શિલાઓ પર સંધ્યાનો પ્રકાશ છંટાતો હતો. સૂર્યાસ્ત થયો ત્યાં ડિંડિગુલ જંકશન આવ્યું. અહીંથી એક બાજુ ઉત્તાકામંડ, મૈસુર બેંગલોર જવાય; બીજી તરફ શ્રીરંગમ્, માયાવરમ્, ચિદંબરમ્, તાંજોર, પોંડિચેરી.

ધીમી ચાલતી ગાડીમાં બિસ્તર પાથરી જ્યારે શરીર લંબાવ્યું ત્યારે દિવસભરમાં જોયેલાં વિવિધ દૃશ્યો મનમાં ફરી વ્યવસ્થિત રીતે ગોઠવાવા લાગ્યાં. મદુરાની એ બજાર, ગોપુરમ્ પરથી શહેરનું દૃશ્ય, એ મૂર્તિઓ, એ ભીડ, એ આરતીદીપ, એ બહુજનસમાજનાં વિવિધ ચિત્રો મનમાં પસાર થયાં. દિવસનો થાક હતો, છતાં આ બધું જોવાનો આનંદ પણ હતો. શ્રી પ્રજારામ રાવળના 'દક્ષિણદેશ' વિષેના કાવ્યનું સ્મરણ થયું. શંકર, રામાનુજ, માધવાચાર્ય જેવા ધર્માચાર્યો, ભારતી અને વલ્લથોલ જેવા કવિઓ, ત્યાગરાજ અને તિરુવલ્લુવર જેવા ભક્તસંતો, મહાન નૃત્યકારો વીણાવાદકો અને સંગીતાચાર્યોની જેણે ભારતદેશને ભેટ આપી છે એ દક્ષિણદેશનો મહિમા કવિએ ગાયો છે અને તેમાં અનેક પ્રવાસીઓના મનોભાવને વાચા આપી છે :—

**જોયો દક્ષિણદેશ**

જોયો દક્ષિણદેશ ઉત્સુક દૃગે કે મુગ્ધ હૈયું ભરી,
હૈયે કાળ તણા કઠોર, કુમળા શિલ્પીકરે આળખી
રૂપાળી લિપિ કૈં ઉકલી, અધથા ઝાંઝરી કાળે ભખી,
ઘાટે ભિન્નવિભિન્ન નેત્રનમણા સૌંદર્યધારા ઝરી.

જોઈ ચોલનરેશ પાંડવકુલની આદી કલાપ્રીતને,
જોઈ કે શતકોની પૂર્વની કલાકારો તણી સાધના
વર્ષો કેરી સુદીર્ઘ ધૈર્યભરી સૌંદર્ય આરાધના,
પહાડોથી ગઢાવિયા કુસુમને કૂણાં ઝીણાં ટાંકણે
એ તાડીવનમર્મરે ઝુલાવતા અંભોધિતીરે ફર્યા,
લીધી ચંદન કેરી ગ્રહેત સુરભિ એના જ ધામે જઈ
કલ્પ્યા રામ જતા જયે રિપુ તણા સુગ્રીવસેના લઈ
આવી નિત્ય વસ્યા અગસ્ત્ય ઋષિને દેદીપ્ત અર્થો ધર્યા
શ્રીમત્ શંકરની અહીં જ ઝબકી મેધા મહોજસ્વતી,
શ્રી રામાનુજકેરી ભાવમધુરી ભક્તિ સ્ફુરી વૈષ્ણવી,

ગંગા જ્ઞાન તણી સનાતન નવા તેજે વહાવી નવી,
હૈયે ભારતના પુરાણ દૃઢતાથી વેદ સંસ્થાપતી
જોયો દેશ જ શેષ, ભારતતણા રૂડા પરાક્રમો
હૈયે બિંદુ અશેષ પૂર્ણ છલક્યું, સંતૃપ્તિમાંહી કર્યું
ચિત્તે કાંઈ પુરાણ સંસ્કૃતિ તણું પીયૂષબિંદુ ગયું
આત્મા ભારતનો લગીર ધમક્યો હૈયા મહીં આકરો।
ખૂંદે ભારતનો વિશાળ નકશો કાંઠે ત્રિકોણાકૃતિ,
ઊભા આ હિમવાન વિંધ્ય, વહતી ગંગ ચ ગોદાવરી
બોલાવે સહુ સ્નિગ્ધ ઇંગિત કરી લે મારું હૈયું હરી,
ઊંડાણો મુજ સપ્ત તાર પર કે ગુંજતી ઝંકૃતિ





નાના ઉદ્યોગોના વિકાસને વેગ આપવા માટે દેશના જુદા જુદા ભાગોમાં ૧૨૦ ઔદ્યોગિક વસાહતો સ્થાપવામાં આવી રહી છે આમાંથી લગભગ અર્ધોઅર્ધ જેટલી વસાહતો પૂર્ણ થઈ છે આમાંથી લગભગ ૪૦ વસાહતોમાં ૫૦૦ કારખાના સંપૂર્ણ પ્રમાણમાં ઉત્પાદન કરી રહ્યા છે એ કારખાનામાં લગભગ ૧૦૦૦૦ માણસો કામ કરે છે અને તેમાં વાર્ષિક રૂ ૧૦ કરોડથી ૧૧ કરોડ જેટલી કિંમતનો માલ પેદા થાય છે.
દિલ્હી નજીકની ઓખલા ઔદ્યોગિક વસાહતમાંના એક કારખાનામાં મહિલા-કારીગરો રેડિયોના ભાગો જોડતી ઉપરના ચિત્રમાં દેખાય છે

'સેવકરામ'

# ગામડાંની પંચાયતોની ચૂંટણી

ચૂંટણીઓ ગામડાંઓમાં કેવાં વેરઝેર વરસાવે છે એનો શહેરી ચૂંટણીઓના પ્રચારથીય ખ્યાલ આવે. છતાં ગામડાંઓની ચૂંટણીના પ્રચારનો એક તબક્કો આ લેખમાં તાદૃશ થાય છે જેથી સાચો ખ્યાલ આવે......

આ બાજુ પંચાયતોની ચૂંટણીઓ ચાલે છે. સવાર પડે અને એકાદ ગામની રાડ તો આવે જ. એક ડાહ્યા કહેવાય એવા એક ગામના વૃદ્ધ આગેવાને આવી હૈયાવરાળ કાઢી :

'સેવકરામ! સરકારે શું કરવા ધાર્યું છે?'

'કેમ, શું છે?'

'શું શું છે? અરે ગામે ગામ આગ લગાડી છે. આ તે પંચાયતરાજ આલવાની વાત છે કે ઝેર રેડવાની. તમે ગમે તે ગામમાં પગ મૂકો, બસ ખેંચતાણ જ દેખાશે.'

'લોકશાહીમાં તો એમ જ ચાલે છે! ચૂંટણી થતી હોય તો સૌ પોતાને મત આપવાનો પ્રચાર કરે કે નહિ?'

'શું ધૂળ પ્રચાર કરે? આ તો લાકડીઓ લેવાની વાતો કરે છે. આ તો પાડા પાડા લડે અને ઝાડનો ધાણ નીકળી જાય એવું થયું છે. બચારાં વસવાયાં અને પરચુરણ કોમોનો આમાં તો મરો થાય છે.'

'એમાં કોઈનોયે મરો શા માટે થાય? ને ગામનું હિત કરી શકે તેવાં હોય, ગામનું કામ સારી રીતે કરે એવો હોય તેને ગામ ચૂંટી મોકલે. એમાં મુશ્કેલી ક્યાં આવે છે તે જ હું સમજી શકતો નથી.'

'સેવકરામ! બીજા તો ઠીક પણ ગામડામાં કેવું તંત્ર ચાલે છે એ તમે ક્યાં નથી જાણતા. અહીં ક્યાં ગામના હિતની પડી છે. દરેકને એમ થાય છે કે અમારા તડાનો એક ઉમેદવાર તો જોઈએ જ. એય ઠીક છે. પણ એમાંયે જૂના કહેશે અમે શું ખોટા છીએ. અમે જ પંચાયતમાં જઈએ. જુવાનિયા કહે છે તમે હવે પગ વાળીને બેસો. અમને કામ કરવા દ્યો. આવી ખેંચતાણમાં કુટુંબ કુટુંબમાં ઝઘડા થયા છે. જે તે પેલી નાની કોમોને દબડાવે છે કે અમને મત આપજો નહિ તો ગામમાં રહેવું ભારે પડશે. એ લોકો ગભરાયા છે. એકને મત આપે તો બીજો ખીજાય છે અને બીજાને મત આપે તો પહેલો ખીજાય છે. એ લોકોને નારાજ કર્યે કેમ ચાલે? આ તો આખું ગામ સવાયું છે. એટલે તો તમને તેડી જવા આવ્યો છું. ચૂંટણી તો કાલે ચાલી જશે, પણ જો ઝેર રેડાશે તો એ કાઢતાં કાઢતાં સાત પાંચ થશે.'

હું એ કાકાની સાથે તેમના ગામ ગયો. ગામનું વાતાવરણ તેમણે કહ્યું એવું જ હતું. એક પ્રકારની ઉગ્રતા હતી. જુવાનો સામે જૂના અને ચાલુ આગેવાનો ધુંકારિયાં કરતા હતા. જૂનાઓને તેમની આગેવાની છોડવી નહોતી. જુવાનિયા પંચાયતમાં ચૂંટાય તો તેમને કોઈ ગણે નહિ એવો તેમને ભય હતો. એટલે તેઓ પંચાયતમાં ચૂંટાવા ધાકધમકી, ગાળાગાળી અને સતામણી કરતા હતા. કેટલાક કુટુંબનું દબાણ લાવતા હતા. એ બધા પહોંચેલા હતા. આજ સુધી દંડાથી રાજ કરેલું હતું. એટલે એ માર્ગે જ તેઓ ચૂંટણીમાં ચૂંટાવા બહાર પડ્યા હતા.

હું કુંભારવાસ બાજુ વળ્યો. એ લોકો તો કરગરી પડ્યા :

'સેવકરામ! તમે આવ્યા તે જાણે પરભુ આયા એવું લાગે છે. આવ્યા છો તો ગામનો ફજો કાઢો. આમાં અમારો કારીગર કોમનો મરો થાય છે.'

'પણ તમારે શા માટે ગભરાવું જોઈએ. તમે કોને મત આપો છો તે કોઈ જાણવાનું નથી.'

'એ ખરું, પણ આ તો નાનું ગામ રહ્યું. કોણ કોને મત આપશે એ તો ચોખ્ખું દેખાય ને! અમારા લોકોના ત્રીસ મત છે. અમે જે બાજુ જઈએ એ જીતે એવું છે.'

'તમારે કોને મત આપવો છે?'



'અમારે તો જુવાનિયાઓને મત આપવો છે. એ ભણેલા છે. કામ કરે એવા છે. એમની ખોટી દબા-મણી નથી.'

'તો એમને મત આપો.'

'તો...તો પેલા અમને મારી જ નાખે ને! એ લોક અમારાં છાશ-પાણી બંધ કરાવે, વારેવારે પજવે, ઈંટવાડો ન કરવા દે, કરીએ તો ઈંટ વેચવા ન દે... ગામમાં રહેવું અને વાઘ સાથે વેર બાંધીએ તો અમારી શી વલે થાય?'

એવું જ દર્શન ઠાકરડાવાસનું થયું. તેમનો બીજો પક્ષ હતો ત્યાં પણ આવી જ ખેંચતાણ હતી. એ લોકોએ તો મને કહ્યું:

'સેવકરામ, જૂનાથી તો ભાઈસા'બ હાથ જોડીએ છીએ. એ લોક તો અમારું લોહી પી ગયા છે. અમે ગરીબ વેણ કેટલા દા'ડા દબાઈ ચંપાઈને રહીએ? બાકી એમની પાસે તો ન્યાય જેવું છે જ નહિ. એ કહે તે ન્યાય. અમે તો નક્કી કર્યું છે. જે થવાનું હશે તે થશે. મત તો જુવાનિયાઓને જ આલીશું.'

પાટીદારના વાસમાં બેઠો તો ત્યાં વળી જુદી જ વાતો સાંભળવા મળી. તેમના એક કુટુંબમાંથી બબ્બે ઉમેદવારો ઊભા થયા હતા. જૂના એક બાજુ ખેંચતા હતા. જુવાનિયા વળી ઉત્સાહથી પ્રચાર કરતા હતા. લોકમત જોતાં સ્પષ્ટ દેખાતું હતું કે લોકો જૂના આગેવાનોથી કંટાળ્યા હતા. એમની સામે જુવાનિયા આક્ષેપ પણ કરતા હતા:

'ઘર બાંધવાની પરવાનગી આપવામાં પૈસા માગે છે. બાવળિયાઓની હરાજીમાં પૈસા ચાઉં કરી ગયા છે. ગામમાં ખેતરોની આવક દેખાડતા નથી. એક બે જણાએ ગામની ગાય, ભેંસ, જમીન પોતાના નામ પર કરી દીધાં છે. ભાઈઓને પણ છોડ્યા નથી. લગ્ન-વ્યવહારમાં પણ પૈસા હોઈયાં કરી ગયા છે. રાંડી-રંડીનાં ઘરનાં ખાતાં પચાવી પાડ્યાં છે. એવાને કેવી રીતે વહીવટ આપી શકાય?'

એટલે જુવાનિયા મક્કમ બન્યા હતા. જૂના હતા તે સરી જતી આગેવાની ટકાવવા હોંકારા કરતા હતા. ગાળો દેતા હતા. હુંકારા કરી વાસને સંભળાવતા હતા, 'જોઉં છું લોકો કોને મત આપે છે તે!'

આ ખેંચાખેંચી અને ગાળાગાળીથી આ કાકા જેવા ડાહ્યા માણસો તંગ આવી ગયા હતા. એ બધા રોજે મળી મને કહે:

'સેવકરામ! સલાહસંપથી ચૂંટણી થાય એવું કરો. અમારે તો ગામમાં કાટો જોઈતો જ નથી. આપણે તો બિનહરીફ ચૂંટણી થાય એવું કરીને જાઓ.'

'બિનહરીફ ચૂંટણી કઈ રીતે થાય? એ તો ઊભા રહેલા ઉમેદવારો ખસી જવાની વાત સ્વીકારે તો થાય ને!'

'સ્વીકારે, શું કરવા ન સ્વીકારે? અડધા એમના આવે, અડધા જુવાનિયા આવે ..એવો કાંઈક મેળો ઉતારો ને?' એક પાઘડીવાળા કાકાએ કહ્યું.

પછી તો બિનહરીફ ચૂંટણીની નવી નવી શક્યતાઓ વિચારાવા લાગી એ બધામાં અમુકને તો લેવો જ પડે, એ ટોળીનો ન આવે તો ન ચાલે, એમનામાંથી આ તો જોઈએ જ નહિ...આવા પૂર્વગ્રહો સામે સામે અથડાવા લાગ્યા. આમાં બિનહરીફ 'ચૂંટણી કઈ રીતે થાય?

બપોર પછી હું જૂના આગેવાનોને મળ્યો. એમનો સૂર આવો હતો:

'અમને પૂછ્યા સિવાય એ લોકો ચૂંટણીમાં શાના ઊભા રહે? એ બધા વહીવટ કરે અને અમે જોઈ રહીએ! એ તો કદીયે નહિ બને.'

એમના બોલવામાંયે એમનો રોષ વ્યક્ત થયા સિવાય રહેતો નહોતો. એ લોકોને હું કહું કે તમે બેસી જાઓ તો એ શાના માને? તો મારે પેલા ઉત્સાહી અને ભણેલા જુવાનોને કહેવું કે તમે બેસી જાઓ?

બિનહરીફ ચૂંટણી એટલે શું?

આ લોકોને મળી જુવાનિયાઓને મળ્યો. તેમણે મારી વાત શાંતિથી સાંભળી. એમના કહેવાનો સૂર આવો હતો:

'સેવકરામ ! અમે તો ગામનું કામ કરવા ઊભા થયા છીએ. તમે ગામમાં આવતા ત્યારે નહોતા કહેતા કે યુવાનોએ ગામના કામમાં રસ લેવો જોઈએ. એટલે અમે મળીને ઊભા રહ્યા. ઊભા રહેનાર બધાએ નક્કી કર્યું છે કે ગાંઠના પૈસા ખર્ચીને ગામનું કામ કરવું. તેમ છતાંયે જો તમને એમ લાગતું હોય કે બિનહરીફ ચૂંટણી કરવી છે કે અમારા ઊભા રહેવાથી ગામમાં કલેશ થાય છે તો અમે બધા બેસી જઈએ. ભલે એ લોકો ચૂંટાઈને આવતા. એમને અમારો ટેકો છે.'

જેમનામાં ગામલોકોનો વિશ્વાસ છે અને જે ગામનું કામ કરી શકે તેવા છે, એ યુવાનોને બેસાડી બિનહરીફ ચૂંટણી કરાવવાનો પણ શો અર્થ ?

તેમ થોડાક આ અને થોડાક પેલા, એવું મિશ્રણ કરવાથી પણ આ પંચાયતમાં 'ટીમ સ્પીરીટ' ઊભો નહિ થાય. એકરાગથી કામ કરવું કદાચ મુશ્કેલ પડે. એટલે એવી બાંધછોડ કરાવવી એ પણ મને ઠીક ન લાગી.

તેમ આ બિનહરીફ ચૂંટણીનો મોહ પણ કાઢી નાખવા જેવો છે. જો ગામના હિતમાં સૌ સમજીને કામ કરે એવાને મોકલતા હોવ તો તો બિનહરીફ ચૂંટણી ઇષ્ટ છે. બાકી આ રીતે જુવાનોને બેસાડી દઈને કે તેમની ટીમ તોડી નાખીને બિનહરીફ ચૂંટણી કરાવીએ તેનો પણ કંઈ અર્થ નથી.

હું તો આ પ્રશ્ન બીજી રીતે પણ વિચારું છું. આપણે લોકશાસન પસંદ કર્યું છે. લોકશાહીમાં ચૂંટણી અનિવાર્ય છે. એ માર્ગે જ લોકો પોતાને કોનું શાસન વિશેષ પસંદ છે એ નક્કી કરે છે. પોતાના પ્રતિનિધિને ચૂંટી શકે છે. પંચાયતરાજ પણ લોકશાહી શાસનનું વિકેન્દ્રિકરણ છે. ગામડાના લોકો પોતાની પંચાયત ચૂંટી ગામનું શાસન કરે. પંચાયત દ્વારા ગામનાં વિકાસનાં કામ થાય. ગામ સ્વાવલંબી બની પોતાનો ઉદય કરી શકે. લોકોનું સત્ત્વ પણ આ માર્ગે જ ખીલે. લોકશાહી માટે આ જ ઉત્તમ માર્ગ છે.

અલબત હજુ ગામડામાં લોકશાહી માનસ ખીલ્યું નથી. એથી લોકો જ્ઞાતિની દૃષ્ટિએ, કુટુંબની દૃષ્ટિએ, ગામની અને ભાયાની દૃષ્ટિએ વિચાર કરે છે. એ રીતે મતદાન પણ કરે છે. પણ જો લોકશાહી સફળ કરવી હોય તો લોકોને તેની તાલીમ પણ આપવી પડશે. પંચાયતોની ચૂંટણી એ રીતે લોકોને મતદાન કરવાની તાલીમ આપે છે અને પંચાયતરાજ લોકશાહી શાસનની તાલીમ આપે છે. એ દૃષ્ટિએ પણ ગામડામાં પંચાયતોની ચૂંટણીને આવકારવી જોઈએ.

એથી તો મેં રાતના ગામની સભા રાખી. સૌને શાંતિથી ચૂંટણી પતાવવાનું કહ્યું. સૌને પોતાની પસંદગીનો ઉમેદવાર ચૂંટવાનો હક્ક છે. મતદાન ગુપ્ત રહેવાનું છે. એટલે જે ઉમેદવાર ગામનું ભલું કરે એવો લાગતો હોય તેવાને ચૂંટી મોકલવો જોઈએ. મત મેળવવા માટે કોઈ દબાણ ન કરવું જોઈએ, ધમકી ન આપવી જોઈએ. શાંતિથી લોકોને સમજાવવા જોઈએ. તેમ આ તો નાનું ગામ છે. એટલે પ્રચારની પણ જરૂર નથી. ચૂંટણીના દિવસે લોકોને ગમશે તેને મત આપશે. એ માટે ગામમાં ઝેર રેડવાનીયે જરૂર નથી અને ઉશ્કેરવાનીયે જરૂર નથી. ચૂંટણીના કારણે ગામમાં ઇતર કોમો અને લઘુમતિ જ્ઞાતિના લોકો ફફડે એ તો ગામની શરમ ગણાવી જોઈએ. સૌને ઊભા રહેવાનો હક્ક છે તેમ ઊભા રહેવાનોયે હક્ક છે. આ કારણે કોઈનીયે દબામણી ન થવી જોઈએ.

કદાચ હું આ ગામમાં રોકાત. પણ બીજે દિવસે તો પાડોશી ગામમાં આવા જ કારણે જવું પડ્યું.

*

દરેક ગામમાં એક યા બીજા પ્રકારે ચૂંટણીએ ઉગ્રતા આણી હતી. જૂનાં વેરઝેર તાજાં થતાં હતાં. અમુક ઉમેદવારો ઊભા રહ્યા. તેમને તોડી પાડવા તેમના વિરોધીઓએ વધુ મત ધરાવતા ઇતર કોમોમાંથી ઉમેદવારો ઊભા રાખ્યા. તેમને ઉશ્કેરીને તૈયાર કર્યા. પૈસાનું પીઠબળ આપવાનીયે બાંહેધરી આપી. જે કોમો કદીયે ગામમાં ઊંચી ડોક કરી શકતી નહોતી એ કોમના

ઉમેદવારોને પક્ષાપક્ષીને કારણે ઉજળિયાત વર્ગનોયે ટેકો મળી રહ્યો હતો. આમાં તો રાગદ્વેષ સિવાય બીજું કંઈ નહોતું. અમુક માણસને હરાવવો છે, ગમે તે ભોગે હરાવવો છે એ દૃષ્ટિ તેની પાછળ કામ કરી રહી હતી. તેમને પંચાયતરાજનીયે નહોતી પડી કે ગામનીયે નહોતી પડી.

તો બીજા આગેવાન વળી તેમની જ વાત કરતા હતા. એ ગામના અગ્રણી હતા. ચૂંટણીમાં ઊભા રહ્યા નહોતા. પણ એક ઉમેદવારના ટેકેદાર હતા. તેમના કુટુંબમાંથી જ બે જણા ઊભા રહ્યા હતા. એક મેટ્રિક ભણેલો શિક્ષક ઊભો થયો તેની સામે તેમણે પોતાનો ટેકેદાર ઊભો કર્યો. તેમને મળવા ગયો એટલે તેમણે તો ગાણું શરૂ કર્યું:

'સેવકરામ! મને બીજું તો કંઈ થતું નથી. આ તમારા ભણેશરીએ મારા ગોળામાં કાણું પાડ્યું. એ મારાથી સહેવાતું નથી.'

'હું કંઈ સમજ્યો નહિ. કઈ રીતે ગોળામાં કાણું પડ્યું!'

'તો બીજું શું? મારા કુટુંબમાં મને પૂછીને સૌ ચાલે. આજ સુધી હું ચૂંટાતો. મારી સામે કોઈ ઊભુંયે રહેતું નહિ. તમારા એ ભણેશરીને ઊભું રહેવું હતું તો મને વાત કરવી જોઈએ કે નહિ? કે ભા મારે ચૂંટણીમાં ઊભા રહેવું છે. તો અમે ના પાડતા. એ અમને પૂછે નહિ, ગણે નહિ ને ઊભો રહે? ગોળીમાં કાણું નહિ તો બીજું શું પાડ્યું કહેવાય! આ છે તમારું ભણતર!'

આ કાકા તો બસ મારા પર, આજના જુવાનો પર, આજના ભણતર પર ઊતરી પડ્યા. તે એમ જ માની બેઠા હતા કે એ તો કુટુંબના આજન્મ વડીલ છે. સૌએ તેમની આમન્યા રાખવી. કંઈ પણ કરવું હોય તો તેમને પૂછવું. ચૂંટણી જેવામાં તો તેમને પૂછ્યા સિવાય કોઈએ ડગ પણ નહિ ભરવું. આ જુનવાણી માનસને આજનો જુવાન કઈ રીતે વશ થાય?

પેલો જુવાન તો ત્યાં, એમની હાજરીમાં જ સંભળાવતો હતો.

'ભા! ચૂંટણીમાં તો સૌને ઊભો રહેવાનો સરખો હક્ક છે. મેં મારા બાપાને પૂછ્યું નથી. પછી તમને પૂછવાની શી જરૂર. લોકોને મારામાં, મારા કામમાં વિશ્વાસ હશે તો ચૂંટશે. નહિ તો ઓછું પરાણે પંચાયતમાં જવાય છે. એમાં તમે આટલા ઉશ્કેરાઓ છો શા માટે? હું પંચાયતમાં જાઉં છું તે કુટુંબનું નહિ, ગામનું કામ કરવા. એમાં કુટુંબને કે કુટુંબના ગોળાને વચ્ચે શીદને લાવો છો?'

આ જુવાને આટલો ખુલાસો કર્યો એટલામાં તો એ વડીલ મારી હાજરીમાં પણ ઉશ્કેરાઈ ગયા. ગાળાગાળી પર પડી ગયા:

'જા તારો વ્યવહાર બંધ. ખાવાપીવાનોયે વ્યવહાર બંધ. જાનમાં જવાઆવવાનોયે વ્યવહાર બંધ. જા તારું ઘર આજથી જુદું.'

આ માનસ ગામડાને ક્યારે લોકશાહીના પંથે લઈ જશે! આ રામ, આ ઉશ્કેરાટ સાંભળી ખિન્ન થયો.

એક બીજો ભાઈ મળ્યો તેણે વળી નવી ફરિયાદ કરી:

'સેવકરામ! હું ચૂંટણીમાં ઊભો રહ્યો છું. એથી મારી સામે ઊભા રહેલા મુખીના ભઈ મારવાની ધમકી આપે છે. મણમણની ગાળો દે છે. એ તો વાસ વચ્ચે બેસી કહે છે. એના ટાંચણિયા ભાગી નાં નાખું તો કહેજે. જો ચૂંટાઈ આવશે તો ગામ વચ્ચે એની લાશ પડશે. અમે જીવતા બેઠા હોય અને એ ચૂંટાઈ આવે, એ તો કદી નહિ બને.'

એ ભાઈ તેના ઘેર લઈ ગયો. એની બા રડારોળ કરવા લાગ્યાં.

'સેવકરામ! તમારા પગે પડું છું. કરપા કરી આને બેસાડી દ્યો, અમારે પંચાયતે જોઈતી નથી ને ચૂંટણીયે જોઈતી નથી. મારે તો આમાં ક્યાંક દીકરો વધેરાઈ જશે. આ લોકનો ભરોસો નહિ. કાલ ઊઠી કોઈને ચડાઈ આને ખલાસ કરી દે તો અમે તો ક્યાંનાયે ન રહીએ. ભઈશાબ કહું છું એને ખુરશીયે

મધુબેન કંચનરાય દેસાઈ

# ગરૂડ કુટુંબનાં બાકીનાં સભ્યો

## નાનો ટપકીવાળો ઝુમસ

સમળી જેવડા કદનો આ નાનો ટપકીવાળો ઝુમસ આગળ જોઈ ગયા તે ટપકીવાળા ઝુમસ જેવો જ હોય છે પણ કદમાં તેના કરતાં નાનો રહે છે. આ ગરૂડના પુખ્ત અને નાની ઉમ્મરના પંખીમાં પૂંછડી ઉપરનાં પીંછાંમાં સફેદ ડાઘ હોતો નથી. અને નાની ઉમ્મરનાં ઝુમસમાં આગળ જોઈ ગયા તે ગરૂડના કરતાં આછા રંગનો રતાશપડતો પટ્ટો રહે છે નર માદા કરતાં ૬૦થી ૬૫ મીલીમીટર નાનો રહે છે પણ બન્નેના રંગમાં જરાપણ તફાવત પડતો નથી. જ્યારે બચ્ચાંમાં તેના રંગમાં રતાશપડતા સફેદ ડાઘા અને લીટીઓ રહે છે.

આ ગરૂડ સામાન્ય રીતે તેના મોટા સગા કરતાં પંખીઓનો શિકાર કરવામાં વધારે ઝડપવાળો અને શક્તિવાળો છે. દૂરથી જોતાં તે સમળી જેવો જ જણાય છે. પણ જ્યારે ઊડે છે ત્યારે તેની ગોળ પાંખો અને ટૂંકી પૂંછડીથી જુદો તારવી શકાય છે. વળી આ ઝુમસ મૂંગો નથી. જો કે આપણે ત્યાં તે સામાન્ય રીતે દુર્લભ ગણાય પણ શિયાળામાં તે જોવા મળી આવે છે.

ટપકીવાળા ઝુમસ માફક તે ઘણા દેશોમાં પથરાએલો છે પણ ભારતની સીમા બહાર તે ખાસ સામાન્ય નથી. અને આપણી બાજુ તો તે દુર્લભ જ મનાય છે. સૌરાષ્ટ્રમાં તે કુટુંબ ઉછેરતાં જોવામ આવ્યો નથી.

આહારમાં નાનાં કર્તનશીલ પ્રાણીઓ અને પંખીઓને મારી ખાય છે.

અંગ્રેજીમાં નાના ટપકીવાળા ઝુમસને The Lesser Spotted Eagle કહેવાય છે અને Aquila pomarina hastata (Lesson) એ પ્રમાણે તેને વિજ્ઞાનિક રીતે ઓળખવો જોઈએ.

## દરીઆઈ ગરૂડ

ખેરા જેવડા કદનું દરીઆઈ ગરૂડ માથે અને છાતીએ ધોળા રંગનું હોય છે. જ્યારે પાંખ અને પીઠ ઘેરા રાખોડી કથ્થાઈ રંગનાં રહે છે અને ધોળા છેડાવાળી ટૂંકી પૂંછડીનો રંગ કાળો હોય છે. આંખો કથ્થાઈ

માંસાહારી પંખીઓનો પરિચય આ લેખથી આપણાં જાણીતા પ્રાણીવિશારદ પૂરો કરે છે. આવતા અંકથી નવા જ પ્રાણીઓના પરિચય શરૂ થશે જેને વાચકો આવકારશે......

---

નથી જોઈતી ને ચૂંટણીયે નથી જોઈતી.'

આ તે કેવી ધાક ધમકી ? પંચાયતમાં કોઈ ઉમેદવારી પણ ન કરી શકે ? બસ જે આગેવાનો છે એમનું જ રાજ ચાલે છે. દંડાનું રાજ હવે કઈ રીતે બરદાસ્ત થાય. ચૂંટણી ભલે થાય. પણ આવી ધમકી શા માટે ! એમાંયે મારવાની કે ખૂન કરવાની ધમકી આપવી એ પોલીસ-ગુનો બને છે એનીયે આ લોકોને ખબર છે ખરી ? આવા લોકો ચૂંટાઈ ને જાય એ ગામનું શું દળદળ ફેડવાના હતા ?

મેં આ ગુંડાગીરીને પડકારવાનું નક્કી કર્યું. ચૂંટણી સુધી આ ગામમાં જ પડાવ નાખવાનો નિર્ણય કર્યો. શાંતિથી ચૂંટણી પતાવવાની ખાત્રી આપે તો જ હું ગામથી હઠીશ, નહિ તો સૌને શાંતિ રાખવાનું સમજાવતો ગામમાં રહીશ એવી જાહેરાત પણ મેં ગામ વચ્ચે કરી.

જોઈએ, આ સેવકરામનું કેટલું ઉપજે છે ?

પંચાયતરાજ આપ્યું તે તે ગામના ભલા માટે કે આવા ઝઘડા માટે ? ગામડાનું લોકમાનસ ક્યારે બદલાશે ? આ લોકોની જાગૃતિ માટે કોણ પ્રયત્ન કરશે ? ગામેગામ ફરીને લોકોને પંચાયતરાજની, લોકશાહી શાસનની, ગામના વિકાસની વાત કરવી પડશે. લોકો જાગૃત થશે ત્યારે જ આ ઝઘડા ઓછા થશે.



રંગની અને પગ પીળાશપડતા ધોળા રહે છે. આ દરીઆઈ ગરૂડ ઊડે છે ત્યારે ખરેખર ગરુડનો ખ્યાલ આપે એટલી તેની ઊડાન ભભકાદાર જણાય છે. વળી આપણે ત્યાં દરીઆકાંઠે જણાતાં તમામ ગરૂડોમાં સૌથી મોટું છે. તેનું ઊડવું પણ ધીમું અને આકર્ષક છે. આ ગરૂડને સામાન્ય રીતે તો પાણીકાંઠો પસંદ છે પણ ક્યારેક તે સૂકા મેદાનમાં ભ્રમણ કરવા નીકળી પડે છે. આપણે ત્યાં આ ગરૂડ દુર્લભ છે.

દરીઆઈ ગરૂડની ઓળખાણ મને અમારા કુમારશ્રી ધર્મકુમારસિંહજીસાહેબે શેત્રુંજી નદીના મુખ ઉપર પાડેલી. તે એક બાવળના ઠુંઠા ઉપર બેઠું હતું. જ્યાં તે માછલાં મારી ખાતું હતું.

ભારતના દરીઆકાંઠા તેનાથી વંચિત નથી. એ જ પ્રમાણે બર્મા, મલાયા અને હિન્દ-ચીનના કાંઠા ઉપર તે જોવામાં આવે છે. સૌરાષ્ટ્રમાં તો તે ઘણું જ દુર્લભ છે. એટલે બહુ ક્યારેક જ તે જોવામાં આવે છે.

અંગ્રેજીમાં દરીઆઈ ગરૂડને The White-bellied Sea-Eagle કહેવામાં આવે છે. આ પંખીને વિજ્ઞાનિકરીતે ઓળખવા માટે Haliaeetus Leucogaster (Gmelin) કહેવું જોઈએ.

### પલાસનો મચ્છીમાર ગરૂડ

સમળી કરતાં સારી રીતે મોટો અને વજનમાં ભારે જણાતો આ મચ્છીમાર ગરૂડ મોટી વળેલી ચાંચવાળો ઘેરા કથ્થાઈ રંગનો આવે છે. તેની પૂંછડી ઉપર આવેલા પહોળા સફેદ પટ્ટા ઉપરથી તે તરત જ વરતાઈ આવે છે અને જ્યારે ઊડે છે ત્યારે તો સાવ ધોળી પૂંછડીવાળો જણાય છે. માત્ર છેડો થોડો કાળા રંગનો દેખાય છે. માથું અને ગરદન પીળાશપડતું ધોળું રહે છે. તેના પગ મોજાકસ નથી પણ તેનો રંગ રતાશપડતો ધોળો હોય છે. તેના પગની નળી માત્ર ઉપરથી થોડી પીંછાથી ઢંકાએલી હોય છે. આંખનો રંગ કથ્થાઈ અથવા લીલાશપડતો પીળો હોય છે. તેની વધારેપડતી વળેલી રાખોડી ચાંચ તેનું વર્તન બતાવે છે. કેટલાક બીનજમ ગરૂડના પેટાળનો રંગ શંકર સમળીને મળતો રાતો કથ્થાઈ આવે છે. જ્યારે યુજ ગરૂડ સામાન્ય રીતે એક સરખા કથ્થાઈ રંગનાં રહે છે. આ મચ્છીમાર ગરૂડ ખાસ કરીને મીઠા પાણીના સરોવર અને નદીઓ ઉપર વસવાટ કરવાવાળો છે. છતાં કોઈક વખત દરીઆકાંઠે દેખાઈ જાય છે.

મચ્છીમાર ગરૂડને બીકણ તો ન જ કહી શકાય. છતાં ઘણી વખત બહુ નજીક જવા દેતો નથી. પણ જ્યારે તે ચારાની શોધમાં હોય છે ત્યારે આપણા માથા ઉપરથી નજીકથી જતાં જોઈ શકાય છે. સામાન્ય રીતે તો તે પાણીકાંઠે ઊગેલાં વૃક્ષો ઉપર બેઠેલો જોવામાં આવે છે. પાણીમાં આવેલા નાના ટાપુ તેની બેઠક માટે બહુ પસંદ કરે છે. માર્ચ એપ્રિલ માસ તેને નીરખવાના દિવસો છે. જેમાં કદાચ નરમાદા એક બીજાને સામસામા બોલાવતાં પણ સાંભળવા મળે છે. અથવા નરમાદા નજીક બેઠેલા જોવામાં આવે છે. તેઓ જે અવાજ કાઢે છે તે ગલુડીઆના ભસવા જેવો હોય છે. અને તે અવાજ ઘણે દૂર સુધી સાંભળવામાં આવે છે.

એશિયામાઈનર, અને ઈરાન તથા ભારતના ઘણા ભાગોમાં તેઓ દેખાય છે. તેમાં સૌરાષ્ટ્ર ગુજરાતનાં વિશાળ સરોવરો અને નદીઓની મુલાકાત લેવા ચૂકતા નથી. સામાન્ય તો ન જ કહી શકાય પણ નિયમિત પ્રવાસી તો કહેવાય. ભારતના કેટલાક ભાગોમાં તે પ્રજોત્પત્તિ કરે છે. સામાન્ય રીતે આ ગરૂડ ઓક્ટોબરથી ડિસેમ્બર અને ફરી ફેબ્રુઆરીથી માર્ચ માસમાં ખાસ જોવા મળે છે.

મીઠા પાણીની માછલીઓ અને પાણીકાંઠે અને પાણી ઉપર વસતાં જળચરો તેનો ખાસ આહાર છે. માછલીને પાણીની સપાટી ઉપર જોતાં જ તે જોરદાર રીતે ઊંચેથી પડતું મૂકે છે અને શિકાર વધારે ઊંડો જાય તે પહેલાં તો તેને પકડી પાડે છે. આમ કરતાં તે કોઈ વખત આખો પાણીમાં ડૂબી જતો નથી. અને





પડે છે ત્યારે પાણી ઊડાડે છે. ઊડતા પંખીની પાછળ આડી અવળી ઊડાન કાઢીને તેને પહોંચવા પ્રયત્ન કરે છે. તેમાં સફળ ન થાય તો પાછળ પડે છે. તેમાં હમેશાં તે શિકાર હાથ કરવામાં ફત્તેહમંદ થાય છે એવું નથી. આ શક્તિશાળી ગરૂડ હિંમત દેખાડવામાં ઢીલું ગણાય અને પાણીનો કાંઠો છોડી ભોંય ઉપર જતું નથી.

અંગ્રેજીમાં પલાસના મચ્છીમાર ગરૂડને The Pallas' Fishing Eagle કહેવામાં આવે છે. અને વિજ્ઞાનિક નામથી ઓળખવા માટે તેને Haliaeetus Leuco Ryphus (Pallas) એમ કહેવું જોઈએ.

### રાખોડી શીર મચ્છીમાર ગરૂડ

આ ગરૂડ પણ આગળ જોઈ ગયા તેના જેવડા જ કદનો રહે છે. આ મોટા ગરૂડનું માથું અને ગળું રાખોડી (કથ્થાઈ રંગનું આવે છે. જ્યારે પીઠ તો કથ્થાઈ રહે છે. અને પેટાળનો રંગ આછો હોય છે. સફેદ પૂંછડીમાં એક કાળાશપડતા કથ્થાઈ રંગનો પટ્ટો આવે છે જ્યારે છેડો ધોળા રંગનો હોય છે. મેલા ધોળા પગ મોજાકસ નથી હોતા. આંખો પીળા રંગની અને નાની ઉમ્મરમાં તે કથ્થાઈ રહે છે. આગળના ગરૂડથી આ ગરૂડને તેની ધોળી જાંગો અને પૂંછડી નીચેનાં ધોળાં પીંછાંથી જુદો તારવી શકાય છે. યુવામાં તેનો રંગ એકસરખો કથ્થાઈ આવે છે પણ માથાની બાજુ અને ગળું રાખોડી રંગનું રહે છે. પૂંછડીમાં અને આખા શરીર ઉપર ધોળાં પીંછાં જણાય છે. અને નખો પહેલા ગરૂડની માફક ખાંચાવાળા હોતા નથી.

આ જાતના ગરૂડ દેખાવાં ઘણાં જ દુર્લભ છે. પણ કોઈક વખત મોટી નદીઓ કે સરોવરો ઉપર દેખાઈ આવે છે. તેની ગોળ પાંખો ઊડતું હોય ત્યારે બરાબર જોઈ શકાય છે. તેનો સામાન્ય નિર્વાહ માછલીઓ ઉપર છે. અને જળચર પણ મારે છે.

ભારતનાં પાણીવાળાં વનોમાં તેનો વસવાટ છે અને અહીં સૌરાષ્ટ્રમાં અને ગુજરાતમાં તે પ્રવાસી ગરૂડ તરીકે ભાગ્યે જ જોવામાં આવે છે.

અંગ્રેજીમાં રાખોડી શીર મચ્છીમાર ગરૂડને The Grey-headed Fishing Eagle કહેવામાં આવે છે અને વૈજ્ઞાનિક નામ છે Ichthyophaga Ichtyaetus (Horsfield).



કપાસના ખેતરમાં કાલાં વીણી લીધા પછી જે છોડની સાંઠીઓ ઊભી હોય છે તેને ખોદી કાઢી ભારા બાંધવા માટેનુ યંત્ર સોવિયેત સંઘના કૃષિયંત્ર કારખાનામાં તૈયાર કરવામાં આવ્યું છે.

આ યંત્રને ટ્રેકટરથી ખેંચવામાં આવે છે અને તે એક કલાકમાં લગભગ ત્રણ ટન સાંઠી ખોદી કાઢી તેના ભારા બાંધે છે.

કપાસની સાંઠીઓ માટે રસાયણ ઉદ્યોગની મોટી માગ હોય છે કેમકે તેમાંથી ફરફયુરલ નામનું એક કિંમતી રસાયણ કાઢવામાં આવે છે.



યુક્રેઈનમાં સુમી ખાતે વીજાણુ સૂક્ષ્મદર્શક-યંત્રો અને સ્વયંચાલિત વીજળીક સાધનો બનાવતા કારખાનાએ વસ્તુને ૨૦૦૦૦૦ ગણી મોટી બનાવતાં વીજાણુ સૂક્ષ્મદર્શક યંત્રોનું ઉત્પાદન શરૂ કર્યું છે.

જો એક સામાન્ય ખડિયાને બે લાખ ગણો મોટો કરવામાં આવે તો એ દુનિયાના ઊંચામાં ઊંચા પર્વત જેવો દેખાશે. આ નવા સૂક્ષ્મદર્શક યંત્રની હેઠળ આકૃતિ એટલી સ્પષ્ટ અને મોટી દેખાય છે કે અત્યાર સુધી ન જોઈ શકાયેલ અણુઓને જોઈ શકાશે. આ સાધનથી પોલિમર એટલે કે પ્લાસ્ટિકનાં અણુઓનો અભ્યાસ થઈ શકશે. આ નવા સાધન સાથે ઝડપી ફોટોગ્રાફીના કેમેરા પણ જોડી શકાશે, જેથી ફિલ્મ પર સૂક્ષ્મ પદાર્થોની મોટી આકૃતિઓ લઈ શકાશે. જીવવિજ્ઞાન, રસાયણશાસ્ત્ર અને વિજ્ઞાન તથા ટેકનોલોજીની અન્ય શાખાઓમાં એ ઘણું ઉપયોગી બનશે.

વિજયકુમાર ત્રિવેદી

# શામળિયો જે કરે તે સારા માટે

માણસની ચડતી અને પડતી એ તો ક્રમ છે ઉત્તર ગુજરાતના જાણીતા ધારાશાસ્ત્રી અને સામાજિક કાર્યકરે લખેલી આ સત્યકથામાં ચડતી પડતીમાં તટસ્થ રહેનાર પાત્રો છે

સૌભાગ્યચંદ શેઠના વિનોદનો વિવાહ બેરિસ્ટર મુકુંદલાલની છોકરી શીના સાથે થયો ત્યારે સહુ જ કહેવા લાગ્યું 'સોના અને સુગંધનો સંયોગ થયો તે સારું થયું' બંને કુટુંબો ધનવાન હતા કુળવાન હતા અને બંનેની પ્રતિષ્ઠા પણ સારી હતી સૌભાગ્યચંદ શેઠ તેમની ધાર્મિક વૃત્તિ માટે તથા દાનેશ્વરીપણા માટે જાણીતા હતા તો બેરિસ્ટરની સમાજસેવા માટે પ્રતિષ્ઠા ઓછી નહોતી

અને છોકરા પણ સોના અને સુગંધ જેવા જ હતા શીના બી એ મા અભ્યાસ કરતી હતી તો વિનોદ એમ બી બી એસના છેલ્લા વર્ષમા હતો બંનેનો સ્વભાવ મળતાવડો અને આનંદી હતો એટલે લોકો સોના અને સુગંધનો સંયોગ થાય છે તેમ કહેતા તે વાત સાવ સાચી હતી

લોકોને જ આ સગપણનો આનંદ હોય તો પછી વરકન્યાના માબાપોને અને ખાસ કરીને વિનોદની મા શાતા તથા શીનાની મા સવિતાને તો હોય જ તેમા પૂછવું જ શુ ? તેમા પણ વળી શાતા અને સવિતા નાનપણની સખિયો હતી અને બાળપણમા લગ્ન થયા પહેલા પણ એવી વાતો કરેલી કે એકને છોકરો અને બીજીને છોકરી થાય તો એના સગપણ કરવા અને આ વાત સાચી પાડવાના કુદરતે જ્યારે સંજોગ ઊભા કર્યા ત્યારે તો શાતા–સવિતાના આનંદની તો અવધિ જ આવી રહી

લગ્ન કેમ કરવા તેના બંનેએ મોટા મનોરથો કર્યા મુબઈમા ભારે ધામધુમથી લગ્ન કરવા મોટો મંડપ બંધાવવો અને ગવર્નરથી માડીને શહેરના તમામ આગેવાનોને આમંત્રણ આપવા આવો બંને પક્ષોએ નિર્ણય કર્યો

વિધિની ગતિ અકળ છે માણસ ધારે છે કઈ અને થાય છે કઈ જો કે છેવટે તો જે કઈ થાય છે તે માટે માણસના કર્મો જ જવાબદાર હોય છે

એક તરફથી બેરિસ્ટર મુકુન્દલાલની પ્રતિષ્ઠા તથા લક્ષ્મી કૂદકે અને ભૂસકે વધતે જતા હતા ત્યારે બીજી તરફથી મુકુન્દલાલના ઉપર એક બીજી જ શક્તિ કામ કરી રહી હતી

આમ તો મુકુન્દલાલને કોઈ વાતની કમીના નહોતી લક્ષ્મી હતી, કીર્તિ વરેલી હતી કુટુંબજીવન સર્વ રીતે સુખી હતુ પરતુ કોણ જાણે કેમ માણસના લોભને કઈ થોભ જ હોતો નથી આટઆટલી આવક હોવા છતા મુકુન્દલાલને વધારે પૈસાદાર થવાનુ મન થયુ જો કે ભોગ ભોગવવા માટે તો આજે પણ તેમને કોઈ જાતની કમીના નહોતી અને તેમની પાસે એવી લક્ષ્મી હતી કે તેમની કોઈ પણ ઇચ્છા લક્ષ્મીના અભાવે પાર પડ્યા સિવાય રહેતી નહિ વધારાની લક્ષ્મીનુ તેમને શુ પ્રયોજન હતુ તેની તેમને જ સમજ નહોતી પણ લક્ષ્મીની પાછળ દોટ મૂકનારા (અને આ જમાનામા આમાના જ ઘણા છે) પોતે શા માટે આ દોટ મૂકે છે તે જાતે જ સમજતા હોતા નથી

વાત એમ હતી કે બેરિસ્ટર મુકુન્દલાલનો એક અસીલ કુન્દનમલ મોટો સટોડિયો હતો આખા મુબાઈના અને ભારતભરના બજારોને એકને હાથે ડોલાવતો રોજના લાખ બે લાખ રૂપિયા ખોવા કે કમાવવા તે તેને મન રમત હતી તેને બેરિસ્ટર મુકુંદલાલ સાથે પોતાના કોઈ કેસ અગે સબંધ થઈ ગયો

કેસ તો મુકુન્દલાલે જીતાડી આપ્યો પરતુ કુન્દનમલે મુકુન્દલાલને સ્વપ્ને પણ ધારી નહોતી તેટલી મોટી ફી આપી વાત આટલેથી જ પતી હોત તો મુકુન્દલાલ સદ્દીસલામત હતા પરતુ કુન્દનમલ આખુ વરસ ગઢા

વિજયકુમાર ત્રિવેદી

# શામળિયો જે કરે તે સારા માટે

માણસની ચડતી અને પડતી એ તો ક્રમ છે. ઉત્તર ગુજરાતના જાણીતા ધારાશાસ્ત્રી અને સામાજિક કાર્યકરે લખેલી આ સત્યકથામાં ચડતી પડતીમાં તટસ્થ રહેનાર પાત્રો છે. ...

સૌભાગ્યચંદ શેઠના વિનોદનો વિવાહ બેરિસ્ટર મુકુન્દલાલની છોકરી શીલા સાથે થયો ત્યારે સહુ જ કહેવા લાગ્યું. 'સોના અને સુગંધનો સંયોગ થયો તે સારુ થયું.' બંને કુટુમ્બો ધનવાન હતાં, કુળવાન હતાં અને બંનેની પ્રતિષ્ઠા પણ સારી હતી. સૌભાગ્યચંદ શેઠ તેમની ધાર્મિક વૃત્તિ માટે તથા દાનેશ્વરીપણા માટે જાણીતા હતા તો બેરિસ્ટરની સમાજસેવા માટે પ્રતિષ્ઠા ઓછી નહોતી.

અને છોકરાં પણ સોના અને સુગંધ જેવાં જ હતાં. શીલા બી એ.માં અભ્યાસ કરતી હતી તો વિનોદ એમ. બી. બી. એસ.ના છેલ્લા વર્ષમાં હતો. બંનેનો સ્વભાવ મળતાવડો અને આનંદી હતો એટલે લોકો સોના અને સુગંધનો સંયોગ થાય છે તેમ કહેતા તે વાત સાવ સાચી હતી.

લોકોને જ આ સગપણનો આનંદ હોય તો પછી વરકન્યાનાં માબાપોને અને ખાસ કરીને વિનોદની મા શાંતા તથા શીલાની મા સવિતાને તો હોય જ તેમાં પૂછવું જ શું? તેમાં પણ વળી શાંતા અને સવિતા નાનપણની સહિયરો હતી અને બાળપણમાં લગ્ન થયા પહેલાં પણ એવી વાતો કરેલી કે એકને છોકરો અને બીજીને છોકરી થાય તો એનાં સગપણ કરવાં. અને આ વાત સાચી પાડવાના કુદરતે જ્યારે સંજોગ ઊભા કર્યાં ત્યારે તો શાંતા–સવિતાના આનંદની તો અવધિ જ આવી રહી.

લગ્ન કેમ કરવાં તેના બંનેએ મોટા મનોરથો કર્યાં. મુંબઈમાં ભારે ધામધુમથી લગ્ન કરવા મોટો મંડપ બંધાવવો અને ગવર્નરથી માંડીને શહેરના તમામ આગેવાનોને આમંત્રણ આપવાં. આવો બંને પક્ષોએ નિર્ણય કર્યો.

વિધિની ગતિ અકળ છે. માણસ ધારે છે કંઈ અને થાય છે કંઈ. જો કે છેવટે તો જે કંઈ થાય છે તે માટે માણસનાં કર્મો જ જવાબદાર હોય છે.

એક તરફથી બેરિસ્ટર મુકુન્દલાલની પ્રતિષ્ઠા તથા લક્ષ્મી કૂદકે અને ભૂસકે વધ્યે જતાં હતાં ત્યારે બીજી તરફથી મુકુન્દલાલના ઉપર એક બીજી જ શક્તિ કામ કરી રહી હતી.

આમ તો મુકુન્દલાલને કોઈ વાતની કમીના નહોતી. લક્ષ્મી હતી, કીર્તિ વરેલી હતી. કુટુંબજીવન સર્વ રીતે સુખી હતું. પરંતુ કોણ જાણે કેમ માણસના લોભને કંઈ થોભ જ હોતો નથી. આટઆટલી આવક હોવા છતા મુકુન્દલાલને વધ રે પૈસાદાર થવાનું મન થયું. જો કે ભોગ ભોગવવા માટે તો આજે પણ તેમને કોઈ જાતની કમીના નહોતી અને તેમની પાસે એટલી લક્ષ્મી હતી કે તેમની કોઈ પણ ઇચ્છા લક્ષ્મીના અભાવે પાર પડ્યા સિવાય રહેતી નહિ. વધારાની લક્ષ્મીનું તેમને શું પ્રયોજન હતું તેની તેમને જ સમજ નહોતી પણ લક્ષ્મીની પાછળ દોટ મૂકનારા (અને આ જમાનામાં આમાંનાં જ ઘણા છે) પોતે શા માટે આ દોટ મૂકે છે તે જાતે જ સમજતા હોતા નથી.

વાત એમ હતી કે બેરિસ્ટર મુકુન્દલાલનો એક અસીલ કુંદનમલ મોટો સટોડિયો હતો. આખા મુંબાઈનાં અને ભારતભરનાં બજારોને એકલે હાથે ડોલાવતો. રોજના લાખ બે લાખ રૂપિયા ખોવા કે કમાવવા તે તેને મન રમત હતી. તેને બેરિસ્ટર મુકુન્દલાલ સાથે પોતાના કોઈ કેસ અંગે સંબંધ થઈ ગયો.

કેસ તો મુકુન્દલાલે જીતાડી આપ્યો પરંતુ કુન્દનમલે મુકુન્દલાલને સ્વપ્ને પણ ધારી નહોતી તેટલી મોટી ફી આપી. વાત આટલેથી જ પતી હોત તો મુકુન્દલાલ સહીસલામત હતા. પરંતુ કુન્દનમલ આખું વરસ સટ્ટા-

વૈતરું કરી વર્ષે બે પાંચ લાખ રૂપિયા કમાવનાર બેરિસ્ટરની દયા ખાવા લાગ્યો. પોતાની આવકનું તેણે એવું ચિત્ર મુકુન્દલાલ સમક્ષ દોર્યું કે વકીલાતનો જે ધંધો બેરિસ્ટરને પ્રિયમાં પ્રિય હતો તે તરફ તેમને ધિક્કાર થવા માંડ્યો અને તેમનું મન પણ સટ્ટા તરફ ખેંચાવા માંડ્યું. તેમાં પણ જ્યારે શરૂઆતના ધંધામાં કુંદનમલે તેમને માસિક પચીસ પચાસ લાખ રળી આપવા માંડ્યા ત્યારે તો મુકુંદલાલને સાચે જ લાગ્યું કે પોતે પોતાનું અત્યાર સુધીનું જીવન એળે જ ગુમાવ્યું છે. અને આજ સુધી બુદ્ધિ અને શક્તિ માત્ર વેડફી જ નાખ્યાં છે.

થોડા દિવસ તો મુકુંદલાલ સ્વર્ગમાં વિચરવા માંડ્યા. હવે વકીલાતના ધંધામાંથી તેમનું મન ઊઠવા માંડ્યું. હવે તો છાપાં, ટેલિફોન અને ભાવ સિવાય તેમને કશામાં રસ ન લાગવા માંડ્યો. તેમનું આવું વર્તન તેમનાં કુટુંબીજનો મિત્રો અને ખાસ કરીને તેમની પત્નીને ખૂબ જ વિચિત્ર લાગ્યું અને કેટલાય લોકોએ તેમને ટોક્યા પણ ખરા. પરંતુ લક્ષ્મીની લગની એવી હતી કે કોઈ વાતની મુકુંદલાલ ઉપર અસર થઈ નહિ. તેમને મન કુંદનમલ અને ટેલિફોન એ બે જ દેવ હતા અને તે સદાયે તેમનું જ રટણ કર્યા કરતા.

જેમ જેમ લક્ષ્મી વધવા માંડી તેમ તેમ મુકુંદલાલનું જીવન ઊલટું દુઃખી થવા માંડ્યું. અત્યાર સુધી તેઓ હરવા ફરવામાં સારો સમય ગાળતા. કુટુંબીજનો સાથે નિરાંતે સાંજ સવાર આનંદમાં ગાળતા, મિત્રો સાથે પણ આનંદ પ્રમોદ કરતા પરંતુ આ બધું જ હવે તેમના જીવનમાંથી અદૃશ્ય થવા માંડ્યું. ચોવીસે કલાક તેમના મગજમાં ભાવતાલ અને નફા તોટાના જ વિચારો આવવા લાગ્યા અને તેમને લક્ષ્મી કમાવા સિવાય જીવનના બીજા કોઈ ક્ષેત્રમાં રસ જ રહ્યો નહિ.

થોડો વખત તો આમ ચાલવા માંડ્યું પરંતુ પૂનમ આવ્યા પછી અમાસને આવતાં વાર ન લાગી. શરૂઆતમાં જેમ પાસા સવળા પડતા હતા તેમ હવે પાસા અવળા પડવા માંડ્યા. રોજની બે પાંચ લાખની ખોટ બેરિસ્ટરને ચોપડે ચડવા લાગી. હજાર બબ્બે હજારની ફી ઉઘરાવનાર બેરિસ્ટર જ્યારે લાખ બે લાખ ખોવા લાગ્યા ત્યારે તો તેમનો જીવ સ્થિર જ ન રહ્યો. નફો થતાં જે આનંદ થતો તેના કરતાં હજારગણો શોક ખોટ આવતાં થવા માંડ્યો. આટલાથી પણ મુકુંદલાલે મન વાળ્યું હોત તો સારું હતું. હજી આટલાથી પણ ધંધો બંધ કરી બેઠે બેઠે ખાય તો પણ ત્રણ પેઢી સુધી ખૂટે નહિ એટલી લક્ષ્મી તો તેમના ભંડારમાં હતી જ પરંતુ વેપાર બંધ કરે તો મુકુંદલાલ શાના? અને કુંદનમલના મિત્ર શાના? કુંદનમલ પોતાના જીવનમાં આવી અનેક અમાસ પૂનમો આવ્યાની વાત કરતો અને આશ્વાસન આપતો કે આ તો ખોટ એક દિવસમાં પૂરાઈ જાય તેવી છે.

કુંદનમલના આશ્વાસનના જોરે મુકુંદલાલે દાવ ચાલુ જ રાખ્યા. હાર્યો જુગારી બમણું રમે તે કહેવત સાચી પડવા માંડી. ધીરે ધીરે તેમની લક્ષ્મી ખેંચાવા માંડી. મકાનોનાં ગીરો વેચાણ શરૂ થઈ ગયાં. દાગીના ચોકસીઓની દુકાન તરફ ઘસડાવા માંડ્યા પણ હજી મુકુંદલાલ છંદ છોડતા નહોતા.

વકીલાત તો હવે તેમને ગમે જ શાની? સટ્ટામાં પડ્યા પછી સાવ જ છૂટી ગઈ હતી પરંતુ હજી જો વકીલાતમાં બેસી જાય તો કમાય એટલી આબરૂ હતી પણ જેણે રોજના લાખ બે લાખનો સ્વાદ ચાખ્યો તેને હવે હજાર બે હજાર નજરમાં જ શાના આવે?

ઘરબાર ગયાં, બંગલા ગયા, મોટર ગઈ, રાચરચીલું ગયું. અને મુકુંદલાલનું સર્વસ્વ સટ્ટામાં ખલાસ થવા માંડ્યું. શીલા કે સવિતાના દાગીના પણ હવે બચી શક્યા નહિ. જેમ જેમ લક્ષ્મી અદૃશ્ય થવા માંડી તેમ તેમ કુંદનમલ પણ દેખાતો બંધ થયો.

આ બધામાં અધૂરું હોય તેમ મુકુંદલાલને બ્લડપ્રેશરનો હુમલો થયો. સવિતાએ ભારે હિંમત રાખી મુકુંદલાલની ચાકરી કરવા માંડી. રહીસહી મિલકત મુકુંદલાલના મંદવાડમાં ખલાસ થઈ. કેટલુંક દેવું પણ થયું.



સૌભાગ્યચંદ મદદ કરવા તૈયાર હતા પરંતુ મુકુંદલાલ કે સવિતા મદદ સ્વીકારે શાના?

છેવટે બધાને માટે જે દિવસ નિર્માણ થયો છે તે મુકુંદલાલને માટે પણ આવી પહોંચ્યો. લગ્ન લગ્નને ઠેકાણે રહ્યાં અને જે અરસામાં મુકુંદલાલે લગ્ન કરવાનો વિચાર કર્યો હતો તે જ અરસામાં મુકુંદલાલનું અવસાન થયું.

સવિતા અને શીલાને માથે આભ તૂટી પડ્યું. વર્ષ પહેલાના બંગલાના વાસી રસ્તાના ભિખારી થઈ ગયા. બંગલો તો ક્યારનોય ગયો હતો અને તેની જગ્યાએ ચાલીની કોટડી આવી ગઈ હતી પરંતુ હવે તો તેનું ભાડું ચુકવવાનાં પણ નાણાં નહોતાં.

શીલાની હિંમત ભારે હતી. આ વર્ષે પિતાની ચાકરીમા પડવાને લીધે તે નપાસ થઈ પરંતુ તેણે તુર્ત જ શિક્ષિકાની નોકરી સ્વીકારી લીધી.

રોટલો તો મળ્યો પણ લગ્નનું શું? આ પરિસ્થિતિમાં વિનોદ સાથેનું સગપણ ચાલુ રહેશે? સવિતા અને શીલાને આનો મોટો વસવસો હતો. મુકુંદલાલની દશા પલટાવા માંડી ત્યારથી જ લોકો સૌભાગ્યચંદના પગથિયા તો વિનોદના વિવાહ માટે ઘસવા માંડ્યા જ હતા. પરંતુ સૌભાગ્યચંદ કોઈને દાદ આપતા નહિ મુકુંદલાલના અવસાન પછી આવા લોકોમાં ભારે હિંમત આવી અને તેઓ ઉઘાડે છોગ વિનોદનો શીલા સાથેનો સંબંધ તોડી પોતાની પુત્રી સાથે કરવા શેઠને કાલાવાલા કરવા લાગ્યા.

શેઠનું મન પણ ડગુમગુ તો થઈ ગયું. જ્યા સુધી મુકુંદલાલ હયાત હતા ત્યાં સુધી તેમને આશા હતી કે કોક દિવસ તે પાછા સાજા થઈ સારી સ્થિતિમાં આવશે. પરંતુ મુકુંદલાલના અવસાન પછી તો હવે તે આશા પણ બંધ થઈ. સવિતાએ તેમની પાસે કોઈ પણ પ્રકારની મદદ સ્વીકારવા ના પાડી હતી તે વાત ખરી પરંતુ દવાખાનાનું બીલ ઘરમાં છેલ્લા રાચરચીલામાંથી ચુકવાયું અને મુકુંદલાલનું કુટુંબ શીલાની નોકરીમાંથી જ પેટ ભરતું, તે વાત તેમના ધ્યાન બહાર નહોતી જ. આવી મોટા ઘરની પુત્રવધૂ સામાન્ય શિક્ષિકા તરીકે નોકરી કરે તે વ્યાજબી નથી તેમ કોઈ કહેતું ત્યારે સૌભાગ્યચંદ શેઠને આ વાત સાવ સાચી લાગતી.

શાંતાની લાગણી જુદા જ પ્રકારની હતી. તેની આગળ જે કોઈ વિનોદના લગ્નની વાત કરતું તેને તે કહેતી કે મેં મારા વિનોદના વિવાહ શીલા સાથે કર્યો છે, નહિ કે મુકુંદલાલની લક્ષ્મી સાથે. આજે મુકુંદલાલ હયાત ન હોય કે તેમની લક્ષ્મી ન હોય તેમાં શું વાંધો? જ્યાં સુધી શીલા સહીસલામત છે ત્યાં સુધી વિનોદનાં લગ્ન તો શીલા સાથે જ થવાનાં. શીલાની નોકરીની કોઈ વાત કરે તો પણ તે બેધડક કહેતી કે મારે તો આવી જ વહુ જોઈએ છે, જે દુઃખના વખતમાં પોતાના પગ ઉપર ઊભી રહે. લક્ષ્મી તો આજે છે ને કાલ નથી અને મુકુંદલાલને ત્યાં ક્યાં લક્ષ્મી નહોતી? પરંતુ તેનું કુટુંબ આજે શીલાને લીધે જ ઊજળું છે. એટલે મારે તો શીલા જ જોઈએ. અને હું પણ એક માતા છું. મારી આવી દશા થાય તો મારી શું લાગણી હોય? લક્ષ્મી ગઈ તેમાં શીલા કે સવિતાનો શું વાંક? મારે તો શીલા એ જ વિનોદની સાચી વહુ. ભલે લગ્ન ન થયાં પણ સારા માણસને તો વાગ્દાન એ જ લગ્ન છે.

શીલા વિનોદના લગ્ન થવાનાં એ હવે સરળ વાત લાગતી પણ આમાં પાછી એક મુસીબત ઊભી થઈ. શીલાનાં લગ્ન વિનોદ સાથે થાય તો સવિતા કરતાં કોણ વધારે ખુશી થાય? પણ સવિતાએ વળી એક નવી વાત મૂકી સવિતાએ લગ્ન કરવાની તો તૈયારી બતાવી પરંતુ એવી શરત કરી કે લગ્ન ભલે ગમે ત્યારે થાય પરંતુ જ્યાં સુધી તેનો નાનો પુત્ર સુરેશ મેટ્રિક પાસ નહિ થાય ત્યાસુધી શીલા નોકરી કરીને તેના કુટુંબનું પૂરું કરશે. મેટ્રિક પાસ થયા પછી શીલા ખુશીથી સાસરે જઈ શકે. અને સુરેશ કુટુંબનું ભરણપોષણ કરે.

સવિતાની શરત વિચિત્ર હતી પરંતુ સવિતા એક સ્વમાનવાળી સાચી સન્નારી હતી. મુકુન્દલાલ માંદા

પડ્યા ત્યારથી તેણે મનમાં એક દૃઢ સંકલ્પ કર્યો હતો: 'જાતે મજૂરી કરીશ. છોકરાં પાસે નોકરી કરાવીશ. પણ મારા કુટુંબનું પૂરું કરવા કોઈની પાસે હાથ નહિ ધરું. અને હાથ નહિ ધરું એટલે કોઈ આવીને કંઈ આપી જશે તો પણ નહિ જ સ્વીકારું. જે હાથે હજારો રૂપિયાનાં દાન દીધાં છે તે હાથ કદી કોઈની મદદ નહિ સ્વીકારે. આ શરીરમાં કદી પરાયા પૈસાનું અન્ન નહિ જાય.'

આ ટેક પણ ભારે હતી. શીલા–વિનોદના લગ્ન થયા પછી પણ શીલા નોકરી કરે તે વાત શેઠને અસહ્ય લાગતી હતી. વિનોદ જાતે તો આ વાતમાં સંમત હતો. તેને તથા તેની માતાને સવિતાની ટેક વ્યાજબી જ લાગતી હતી.

છેવટે શીલા તથા વિનોદ સૌભાગ્યચંદ શેઠને સમજાવી શક્યાં. વાગ્દાનવાળી વાતની તેમના ઉપર ખૂબ જ અસર થઈ. તેઓ ધાર્મિક વૃત્તિના તો હતા જ એટલે તેમનું મન પણ આ વાતમાં સંમત તો હતું જ. સવિતા જેવી ટેકવાળી વેવાણ અને માતાની ટેક સાચવવા લક્ષ્મીનંદનની પત્ની થયા છતાં નોકરી કરવા તૈયાર હોય તેવી શીલા માટે તેમના મનમાં ભારોભાર માન હતું. પરંતુ જે સમાજમાં તે રહેતા હતા તે સમાજ તેમને ખૂબ જ પજવતો હતો. તેમની આસપાસ 'લક્ષ્મીનંદનોનું' એવું વર્તુલ હતું કે તેઓ કદી તેમને સામાન્ય સ્થિતિની શીલા સાથે વિનોદનું લગ્ન કરવા દેવા સંમતિ આપતું જ નહોતું. અને વળી જ્યારથી સવિતાની શીલા પાસે નોકરી કરાવવાની વાત બહાર આવી ત્યારથી તો તેમના ધનિક મિત્રો તેમને એટલા પજવતા હતા કે તેમને માટે આ લગ્નમાં સંમતિ આપવાનું કામ અશક્ય નહિ તો કપરું તો જરૂર હતું જ.

પરંતુ શાંતાનો નિર્ણય અફર હતો. અને તેમ જ સવિતાનો નિર્ણય પણ અફર હતો. બંને સહિયરો સાથે ભણી હતી અને શીલાએ સાવિત્રી, દમયંતી, દ્રૌપદી એવી એવી અનેક સાચી સન્નારીઓની વાતો સહિયરો સાથે જ વાંચી હતી અને નાનપણમાં જેવા તેમને અરસ પરસ વેવાણ થવાના કોડ હતા તેવા જ વખત આવ્યે પોતાનું ચારિત્ર્ય સાબિત કરવાના પણ કોડ હતા. અને કુદરતે જેવી રીતે તેમને અરસપરસ વેવાણો બનવાનો મોકો આપ્યો તેવી જ રીતે તેમને પોતાનું ચારિત્ર્ય સાબિત કરવાનો પણ પ્રસંગ ઊભો કરી દીધો. અને બન્ને સહિયરો તેમના જૂના સંસ્કારને કારણે કુદરતે તેમની લેવા ધારેલી પરીક્ષામાં પાર ઊતરી.

શીલા અને વિનોદનાં લગ્ન થયાં. ન મોટો મંડપ બંધાયો ન ગવર્નર જેવાને આમંત્રણ અપાયાં. સવિતાને ઓછું ન આવે માટે જ શાંતાએ ખાસ પ્રબંધ કર્યો કે સાદામાં સાદી રીતે વિનોદ–શીલાનાં લગ્ન કરવાં. ઓછામાં ઓછા ખરચ અને ઘણી જ સાદાઈથી બંનેના લગ્ન થયાં.

લગ્ન વખતે હોય છે તેવો બાહ્ય ઉમંગ કોઈનામાં બહુ દેખાતો નહિ. ભારે વસ્ત્રો દાગીના બેન્ડ–વાજા આવું કશું આ લગ્નમાં જોવા ન મળ્યું. પરંતુ કોઈ પણ લગ્નમાં કદી જોવા ન મળ્યો હોય તેવો અનેરો આનંદ ચાર જણના હૃદયમાં અને ખરું કહીએ તો પાંચના હૃદયમાં હતો જ.

શાંતા પોતે પરીક્ષામાંથી પાર ઊતરે છે. પોતાના દીકરાને લક્ષ્મીને નહિ પરંતુ એક સાચી આર્યસન્નારીને પરણાવે છે તેનો આનંદ હતો. પોતાનું બોલ્યું ગમે તેવા સંજોગો બદલાતાં પણ પોતે પાળી શકી છે. તથા પોતાના નાનપણનાં સ્વપ્નાં સીતા સાવિત્રી થવાનાં કોડ પોતે અંશતઃ પણ સિદ્ધ કરી શકી છે તેનો ભારે ઉલ્લાસ હતો.

સવિતાના આનંદની તો અવધિ જ નહોતી. ઈશ્વરે તેને માથે દુઃખ નાખવામાં બાકી નહોતી રાખી.

બંગલા ગયા, મોટર ગઈ, લક્ષ્મી ગઈ તે કશાનો તો તેને હિસાબ નહોતો પરંતુ મનમાં એક ઉમેદ હતી કે ઈશ્વરે જો મુકુન્દલાલને માંદા માંદા પણ રાખ્યા હોય તો પોતે અને પોતાની પુત્રી તેમની ગરીબીમાં પણ ચાકરી કરે છે તે દુનિયાને બતાવી દેત. તેમ છતાં પણ



પ્રા. ડૉ. મહેન્દ્ર ન. પંડ્યા

# ગરવી ગુજરાતે હવે શું કરવું ?

ગુજરાતનું નવું અને અલગ રાજ્ય થયું એટલે એના વિકાસની આગવી તક પણ મળી. એ તકને ઝડપી લેવાની ગુજરાતીઓની દૃષ્ટિ વધુ વિશાળ બને તો ! આ લેખમાં એનો જાગીતા અધ્યાપક-લેખક જવાબ આપે છે ..

ગુજરાત રાજ્ય માટે આજે આપણે વીર નર્મદની પ્રેરણાભરી પંક્તિઓ સુખેથી વાપરી શકીએ એમ છીએ :

'શુભ શકુન દીસે, મધ્યાહ્ન શોભશે. વીતી ગઈ છે રાત... દીસે અરુણુ પરભાત.'

જ્યારે આપણે આ વિસ્તારમાં મળેલી સંપત્તિનો વિચાર કરીએ. ખંભાતથી સૂરત સુધીનો પ્રાપ્ત થયેલો વિપુલ તેલભંડાર, લીગ્નાઈટની શક્ય પ્રાપ્તિ, નર્મદા નદી વિષયક પ્રચંડ યોજના, કંડલા બંદરની ખીલવણી, નાના મોટા ઉદ્યોગોની સંભવિત સ્થાપના... આ સર્વે આપણને જરૂર ભાવિ માટે પ્રકાશ અને પ્રેરણા પાથરતાં દીસે છે. આઠેક મહિનાના ટૂંકા ગાળામા આપણે અતિ ઘણું કર્યું છે અને અતિઘણું કરવાને કટિબદ્ધ પણ થયા છીએ. રસ્તાઓ નવા બંધાવાના છે, જૂના પાકા કરવાના છે, જીવનધોરણ વધુ ઊંચું લાવવાનું છે, વગેરે. પણ આ સર્વે ઉપરાંત એક એવો પણ માર્ગ છે કે જે અનુસરવો હવે આવશ્યક બન્યો છે; જેમાં સાહિત્યકારો અને વિશાળ દૃષ્ટિ ધરાવતી વ્યક્તિઓ અસીમ સહાય અર્પી શકે. આ દિશામાં પ્રગતિ કરવાથી આપણી ભાવિ પ્રજા વધુ ચેતનવંતી અને વધુ ઉત્તરદાયિત્વવિહીન થશે. આ પંથે વિચરનારને મનમાં પવિત્ર કાર્ય કર્યાનો સંતોષ પણ મળશે. તે છે બાલ-પુસ્તકાલયોની વધુ સંખ્યામાં સ્થાપના. ગામે ગામ અને નાના મોટાં શહેરોમાં જો આ પ્રમાણે બાલસાહિત્યસમૃદ્ધ પુસ્તકાલયો હોય તો આપણાં બાળકોને વધુ પ્રમાણમાં જીવનનો આનંદ મળે. એટલું જ કે બાલ સાહિત્ય પણ હજુ વધુ આકર્ષક અને વધુ ઉચિત કરી, આપણે તેને બાલજગતને ચરણે ધરીએ. રંગબેરંગી અને અનેક વિષયો સાથે સંબંધ ધરાવતી પુસ્તિકાઓ પ્રસિદ્ધ થાય, સસ્તી કિંમત હોય, તેમની કુતૂહલવૃત્તિને જગાડે, વયના જૂથને અનુરૂપ બને, આ સર્વે અગત્યનું છે. અને આ બાબતમાં શિક્ષકો, અનાથાલયોના પાલકો, શિક્ષિત માતાઓ, કલાકારો, કલ્પનાશક્તિ ધરાવતાં નર-નારીઓ જેટલો સાથ અને સહકાર આપે એટલો ઓછો છે. આપણે પાશ્ચાત્ય દેશોના સાહિત્યનું અંધ અનુકરણ કર્યા સિવાય અનુરૂપ અને ઉચિત એવા સિદ્ધાન્તો જરૂર ગ્રહણ કરી શકીએ અને તેમ કરી બાળકને અને કુમાર–

---

તેની શીલાને વિનોદ મળ્યો અને પોતાની પણ કોઈની મદદ ન સ્વીકારવાની પ્રતિજ્ઞા જાળવી શકાઈ તેનો ઓછો આનંદ નહોતો.

વિનોદ અને શીલા તો એક બીજાને હૃદયથી ચાહતાં જ હતાં. તેમને નહોતી પડી લક્ષ્મીની કે નહોતી પડી ધનિક સમાજની ટીકોની. વિનોદના મનમાં બીક હતી કદાચ તેના પિતાજી આ સંબંધમાં સંમત ન થાય તો ? પરંતુ શાંતાની ટેક એટલી મજબૂત હતી કે ધનિક સમાજનાં બધાં જ બંધનો તેની પાસે તૂટી પડ્યાં અને સૌભાગ્યચંદ શેઠ પણ એ વર્તુળની બહાર નીકળી શક્યા.

સૌભાગ્યચંદ શેઠને પણ આનંદ તો હતો જ. ભલે ઠાઠમાઠથી લગ્ન ન થયાં પણ વિનોદને શીલા જેવી પત્ની મળી, પોતાનું વાગ્દાન ચાલુ રહ્યું તેથી તે પણ હિંમત કરીને તેમની આસપાસના વાતાવરણમાંથી બહાર નીકળી શક્યા અને લગ્ન સંબંધમાં જે કોઈ તેમને કંઈપણ સારું ખોટું કહેતું તેનો તેમની પાસે એક જ જવાબ હતો : 'શામળિયો જે કરે તે સારાને માટે.' અને આમાં તો શામળિયાએ જે કંઈ કર્યું તે ખરેખર સારું જ થયું હતું.



કુમારિકાને ઉલ્લાસમય કરી શકીએ. સાથે સાથે આપણે તેઓને ઉચિત એવી ફિલ્મો પણ ધારીએ તો બતાવી શકાય. વૉલ્ટ ડીઝનીએ વર્ષો પહેલાં આની શુભ શરૂઆત કરી અને આજે તે આ ક્ષેત્રમાં ઘણી પ્રગતિ કરી શક્યા છે. આપણે ત્યાં સિનેમામાં જવાની પ્રવૃત્તિ ઘણી વધી છે—કેટલાંયે કુટુંબો ફિલ્મો જુવે છે. પણ તેઓ અનેક કારણસર તે ફિલ્મો બાળકોને બતાવવા યોગ્ય છે કે નહિ તેનો વિચાર માત્ર પણ કરતાં નથી. પરિણામે, બાળકો ઘણીયે વેળા તેમને ઉચિત નહિ એવી ફિલ્મો જોઈ, બાલમાનસને ન શોભે એવા પ્રશ્નો ચર્ચાતા સાંભળી, ન શોભે એવા વિચારો કરતાં અને ગીતો ગાતાં થઈ જાય છે, અને અન્તમાં ચારિત્ર્ય પર પણ લાંછન લાગે એવી વર્તણુક અનુસરે છે. આ માટે આપણે સાવધ રહીએ અને નવા ઉદ્યોગોમાં બાળકો માટે ચલચિત્રો કાઢવામાં આપણે યશ મેળવી, તેઓના આભારને યોગ્ય બનીએ.

આ ઉપરાંત બીજું કેટલુંક પણ આપણા સાહિત્યકારો કરે એ ઇચ્છનીય છે. અંગ્રેજીમાં પ્રત્યેક પ્રખર લેખક માટે એક નાની પુસ્તિકાદ્વારા તેના લેખન, જીવન, મનન વિષે માહિતી અપાઈ છે. આ ગ્રંથમાળા 'ઇંગ્લીશ મેન ઑફ લેટર્સ'ના નામે પ્રખ્યાત છે. આ ણે હવે આપણી પ્રજાને આ પ્રમાણેની ગ્રન્થમાળા પ્રકાશિત કરી ગુજરાતી સાહિત્યકારોની ગૌરવગાથાથી વિદિત ન કરી શકીએ? પ્રત્યેક વ્યક્તિને પ્રત્યેક પુસ્તક વાંચવાનો સમય, રસ અથવા સાધન ન હોય: પણ ઘણાંયે આ પ્રકારની ગ્રંથમાળા દ્વારા રસ સંતોષી અથવા જગાડી, ગુર્જર સાહિત્ય માટે યોગ્ય એવો ગર્વ લઈ શકે. આ પ્રમાણે જો વ્યવસ્થિત રીતે લખાય તો સાહિત્યરસજ્ઞો ઉપરાંત અન્ય પણ આપણા સાહિત્ય સ્વરૂપથી, લેખકોની મહત્તાથી વિદીત થાય અને એમ તેઓનો સાહિત્યરસ કેળવાય, સંસ્કાર રેડાય અને સંસ્કૃતિનું સીંચન થાય. આપણે ત્યાં સાહિત્યના ઇતિહાસો છે પણ આ પ્રકારની ગ્રન્થાવલિ જાણી નથી. પણ તે હવે, પલટાતા સમયને પરિણામે આવશ્યક બની છે. તદુપરાન્ત આપણે, ધીમે ધીમે, Oxford Companion to English Literature સમો બૃહદ ગ્રન્થ બહાર પાડવો જોઈએ. સમય થશે, સંપત્તિનો વ્યય પણ કરવો રહેશે, પણ હવે ગુજરાતમાં સાહિત્યના વિકાસ માટે સંસ્થાઓ છે અને તેઓ આ કાર્ય ઉપાડી લે તે ઇચ્છનીય છે. આ રીતે સાહિત્યકારો ઉપરાંત અગ્રગણ્ય સાહિત્યકૃતિઓનો આછો પણ સહાયરૂપી પરિચય અપાય અને જેને સર્વે સાધન સંપન્ન બનવાનું શક્ય નથી તેને, ઘણાયે વિદ્યાર્થીઓને, આ ગ્રંથ આવશ્યક જ્ઞાન, પ્રેરણા, ઉત્સાહ, પ્રોત્સાહન આપી શકે.

વળી, આપણા ગુજરાતનો કડીબદ્ધ ઇતિહાસ પ્રાપ્ય નથી. હોય તો જાણ્યો નથી. કિનલૉક ફૉર્બ્સ, ભગવાનલાલ ઇન્દ્રજી, બુલર, જેકસન, કૉમીસેરીયટ વગેરેના પુસ્તકો હોવા છતાં આપણે અતિ ઘણું સંશોધન કરવાનું છે. ઈ. સ. પૂર્વે ચોથા સૈકાના સમયમાં ચન્દ્રગુપ્ત મૌર્યનું શાસન હતું. પછી આવ્યા અશોક અને ત્યાર પછી ગ્રીક રાજાઓ. પણ ત્યાર પછીનો થોડો કાળ અંધકાર અને અજ્ઞાનતામાં સમાયેલો જણાય છે. આવી અન્ય પણ કડીઓ છે કે જે વિષે સંશોધકને રસમય માહિતી પ્રાપ્ત કરવાનો અત્રે પ્રસંગ છે. આપણા પ્રદેશ માટે આપણને સંપૂર્ણ માહિતી ન હોય તો તે શોચનીય કહેવાય. ભારતનો, જગતનો ઇતિહાસ જાણનાર ગુજરાતના ગૌરવવન્તા ઇતિહાસથી કેમ જ વંચિત રહે? માટે આપણે આ માર્ગે પણ પ્રગતિ સાધવી રહી. યુનિવર્સિટી માધ્યમ અને પારિભાષિક કોષો જો અગત્યના છે તો આ કાર્ય પણ એટલું જ ધ્યાન માગી લે છે.

જો આ રીતે ગુજરાત સર્વે દિશાઓમાં ધીમું પણ પ્રયાણ કરે, અને તેણે કરવું જોઈએ, તો વીર નર્મદના શબ્દોનું તથ્ય સાચું પડશે—વધુ પ્રમાણમાં સાચું પડશે—એ પણ નિશ્ચિત છે. નર્મદે 'ઊંચી તુજ સુંદર જાત ભણવ, ભણવ તું' કહીને ગુજરાતને સંબોધી છે. અન્ય કવિઓએ ગુજરાતને 'ગુણવંતી' 'ગરવી', ગુજરાત કહી છે. આ ગુજરાતે આજે અને આજથી

રતિલાલ 'અનિલ'

# વસમો નેહરુ યુગ

હળવાં લખાણોના અચ્છા આલેખક અને જાણીતા ગઝલકારનો આ લેખ પણ તેમની રમતી-રસળતી શૈલીનો આબેહૂબ નમૂનો છે. કોઈપણ ગંભીર અને વિચારણીય પ્રશ્નને આવી સહજતાથી છણાય ત્યારે અની છાપ વાચકો ઉપર ઘેરી પડે છે......

દાદાનો યુગ વહી જવા પછી દાદાના પુત્રનો યુગ આવવાને બદલે પૌત્રનો યુગ શરૂ થઈ જાય છે અને એમાં પૌત્રના પિતાની હાલત માન–મોભ્ભા વિનાની થઈ જાય છે. દાદા જીવે ત્યાં સુધી દાદાનો યુગ, પણ દાદા જીવે એટલું લાબું કે એમની છેલ્લે ઘડીએ પૌત્ર જુવાન થઈ ગયો હોય અને પુત્ર આધેડ બની ચૂક્યો હોય. આથી દાદાના યુગ પછી સીધો પૌત્રયુગ જ શરૂ થઈ જાય છે !

ગાંધીયુગ પૂરો થયા પછી શરૂ થવો જોઈતો હતો ગાંધી આશ્રમ યુગ એને બદલે સીધેસીધો નેહરુ યુગ જ શરૂ થઈ ગયો, ગાડી પૂલ પરથી જવાને બદલે ખાઈ કુદાવીને સામે પાર પહોંચી ગઈ! આથી ગાંધી આશ્રમવાળાઓની સ્થિતિ માન મોભ્ભો જાળવવા કપરા થઈ પડે એવી થઈ ગઈ જણાય છે.

દાદાની પરંપરા પિતા ચાલુ રાખી લંબાવે પણ પૌત્રના પિતાની તો કોઈ પરંપરા જ શરૂ થઈ ન હોવાથી અને પૌત્રના હાથમાં જ બધો કારભાર, ને કૂંચીનો ઝૂમખો આવી જાય એટલે વચલી પેઢીને તો જાણે આયખું ઉજ્જડ થવા જેવું થઈ જાય છે. દાદાની પરંપરા તેનો પુત્ર આગળ વધારી શકતો નથી, અને પૌત્રની પરંપરામાં પોતે બંધબેસતા થતા નથી એમાં વળી પૌત્ર લાગણીવાળો હોય ને પિતાને કશોક કારભાર સોંપે એટલે તેઓ આથમેલા યુગની પરંપરાને આગળ વધારવા હોંશે ઉજમે મંડી પડે, પણ બીજા કારભારીઓ તો પૌત્રની પેઢીના હોય અને લેવડ દેવડ માટે તેમની સાથે કામ પાડવું જ પડે અને અહીં જ બે ઘોડે સવારી કરતાં કફોડી હાલત થઈ જાય એવું બને છે.

એક ગર્ભશ્રીમંત કુટુંબ, દાદાએ વાડી-વજીફા વિસ્તારેલા, પથારો ભારે, દાદા સો વર્ષ જીવ્યા, દાદાનો દીકરો પિતૃ-વત્સલ, દાદા કહે એને અનુસરે. અગિયારસ કરવી હોય તો ફરાળમાં ચેવડો ખાવો કે કેળાં ખાવાં? સિંધવ મીઠાવાળી વેફર ખાઈ શકાય કે નહીં? પારણામાં લીલા મગ ખાવા કે કાળા મગ ખાવા? આવા આવા પ્રશ્નો પૂછી પૂછીને દાદા જે કહે એમ કરે. અને દાદા પણ એવા કે હજાર કામ હોય તોયે વખત કાઢીને અણીથી પણી સુધી બધું સમજાવે. અને તેમનો પુત્ર દાદાના કહ્યા પ્રમાણે અમલમાં મૂકે. આમાં દાદા પ્રવર્તક અને પુત્ર માત્ર વર્તક (વર્તનમાં મૂકનાર) બની રહ્યો. એને પોતાની એવી કશી આગવી પ્રતિભા કે પ્રણાલિ મળે નહિ.

દાદા ખૂબ લાંબુ જીવ્યા અને જિંદગીના છેલ્લા શ્વાસ સુધી એમણે કામ કર્યું અને કરાવ્યું. દરમ્યાન પૌત્ર ભણતો ભણતો ઈંગ્લન્ડ પહોંચી ગયેલો અને ત્યાંની હવામાં જ ઊછરેલો અને ભારે પ્રતિભાશાળી, તે દાદાના અચાનક વિલોક થયે, તેના હાથમાં જ બધો કારભાર આવી ગયો! દાદા જૂની પેઢીના પણ ચાલુ અને આવતી પેઢીનેયે પહોંચી વળે એવા કાબેલ. પણ પિતાની હાલત કફોડી થઈ! પૌત્રે તો કારભાર હાથમાં લેવાની સાથે વાડી-વજીફામા વિદેશના બગીચા-નિષ્ણાતો બોલાવીને આંતરરાષ્ટ્રીય પરંપરાએ ઊથલપાથલ શરૂ કરી દીધી. પિતાનો જીવ તો પહોર પહોર બળે: આ બધું શું થવા બેઠું છે! પણ કરે શું? પૌત્રની

આ નિરીક્ષણને વધુ યોગ્ય બનવું ઘટે. આપણી પાસે આ શક્ય બનાવવા સાધનો છે, સમય પણ છે. જો આ નેમને પહોંચવાનો પવિત્ર સંકલ્પ ગુજરાત કરે તો આગામી વર્ષોમાં તેને યશકલશ પ્રાપ્ત થશે એમ સૌની માન્યતા છે. ગુજરાતની આ એક પવિત્ર ફરજ છે. તેનાથી તે કેમ જ દૂર રહેશે? રહી શકશે?

*





ઈશ્વરભાઈ પટેલ

# મોચ અને મસિંગો

ખજાનાની ખાણુ શોધવા માટે એક જર્મન સાહસવીર આફ્રિકાનાં જંગલમાં જાનને જોખમે કેટ કેટલાં સાહસો ખેડે છે એની દિલ ધ્રૂજાવતી કથા અંગ્રેજી ઉપરથી ઊર્મિનાં વાચકોને જાણીતા લેખકે અહીં ઉતારી છે જે કિશોરો સહિત બધાંને રસપ્રદ થશે...

ત્રીસ વરસનો એ જુવાન પંચ્યાસી ઉપરના ડોસાનો પીછો પકડી ચાલતો હતો. સવારથી શરૂ થયેલી એમની મજલનો હજુ અંત નહોતો. પેલો ડોસો તો સ્ફૂર્તિપૂર્વક ખડક ને ટેકરા આંબ્યે જતો હતો જ્યારે આ નવજુવાનના પગ લથડતા હતા. એને એમ લાગતું હતું કે હવે તો ગબડી જ પડાશે. મલેરિયાના વારંવારના હુમલા કાળજ્વરની પશ્ચાદ્ અસર એ બધાએ આ ભૂસ્તરશાસ્ત્રીની તાકાતના ચૂરેચૂરા ઉડાવી દીધા હતા. છતાં એણે પગ દબાવ્યે જ રાખ્યા કારણ એ જાણતો હતો કે ફળીભૂત થવાશે તો 'શોના' ટોળીના વિપુલ સુવર્ણભંડારનાં દ્વાર ખૂલી જશે.

પેલો વૃદ્ધ બસો વાર આગળ એક ખડક ચડી રહ્યો હતો. મથાળે પહોંચી એણે પાછળ નજર કરી—પોતાને કોઈ જોઈ જતું તો નથી ને! એની ખાત્રી કરવા તરત જ આ જુવાન યુરોપિયન ભૂસ્તરશાસ્ત્રી પાસેની ગાઢ ઝાડીમાં ધસી પડયો - લપાવા છૂપાવા. કારણ ડોસો જો એની હાજરી પામી જાય તો અઢાર મહિનાની એની જહેમત પર પાણી ફરી વળે!

પોતાની કેડી સંતાડવા મથતા એ વૃદ્ધ આદિવાસીનું નામ હતું મસિંગો. એના સિવાય કોઈ પેલી સોનાની ખાણનો રસ્તો જાણતું નહીં ને એની પાછળ પડેલ ભૂસ્તરશાસ્ત્રી હતો જુવાન જર્મન કાર્લ મોચ. અઢાર માસથી આ કેડી પ્રાપ્ત કરવા મોચ મસિંગાની પાછળ ખડકોમાં ભૂતની જેમ ભમતો–આથડતો હતો પણ અમુક સમયે મસિંગો ક્યારે કોઈ ખડક કે ટેકરી પાછળ અદૃશ્ય થઈ જતો તેની મોચને ખબર સુદ્ધાં પડતી નહીં. આજે તો એ ઘણે દૂર આવ્યો હતો એટલે મસિંગાની નજરથી દૂર રહેવા એણે ઝાડીમાં પડતું નાખ્યું.

અને સિત્તેર રતલ વજનનો એનો દેહ પેલી વૃક્ષરાજી પર લચકાયો તેવો જ એક તીક્ષ્ણ સીસકારો એના કાન પર અથડાયો! આફ્રિકાનો સૌથી ભયંકર એવો છ–ફૂટિયો નાગ, પોતાના રહેઠાણ પરના આક્રમણનું વેર વાળવા છંછેડાઈ ફેણ માંડી રહ્યો હતો! એ ઝડપથી બાજુએ ખસવા ગયો ત્યાં તો જમણા હાથમાં કારમા દુઃખની એક ઝણઝણાટી વ્યાપી ઊઠી. ભારે હિંમતપૂર્વક એણે ડાબો હાથ લંબાવ્યો ને પેલા નાગનું માથું એક પોલાદી પકડમાં જકડી લઈ એના દાંત હાથમાંથી બહાર ખેંચી કાઢ્યા.

નાગનું માથું એણે ઝડપથી ભોંય ભેગું કર્યું ને ઝેરથી ગુંગળાઈ જતાં એના જમણા હાથની આંગળીઓથી એણે પોતાની રિવોલ્વર ખેંચી કાઢી અને ચાંપ દબાવી

---

ઇજ્જત ઘર ને બહાર બધે જ ભારે. આખી દુનિયા વાહવાહ કરે. એને કંઈ કહેવાય પણ કેમ? પિતા અંદર ને અંદર કોચવાયા કરે ને ધૂંધવાયા કરે. એમાં થોડોઘણો કારભાર એમને સોંપાતા દાદાની પરંપરાને આગળ વધારવા નિષ્ઠાપૂર્વક એમણે પ્રયાસો શરૂ કર્યા, પણ એમાં કારભારીઓ સાથે અથડામણ જાગી અને હિન્દુધર્મશાસ્ત્ર તો કહે છે કે પાછલી અવસ્થાએ સંન્યાસ આશ્રમમાં સ્થાન લેવું, પણ દાદા તો છેલ્લી ઘડી સુધી કર્મયોગી હતા, નિવૃત્તિ કેમ લેવાય? કંઈ ને કંઈ કામ કરવું જ જોઈએ. એથી કંઈ ને કંઈ કરતા જ રહે છે અને એમ કરતાં 'કંઈનું કંઈ થઈ બેસે છે!

ગાંધી યુગના વારસને નેહરુ યુગમાં જીવવું બહુ કપરું થઈ પડયું છે.



ઉપરા છાપરી બે ગોળી પેલા નાગના માથામાં દઈ દીધી. બરાબર તે જ ક્ષણે લાકડું બની ગયેલી એની આંગળીઓમાંથી રિવોલ્વર પડી ગઈ!

એણે કમરપટામાંથી શિકારી છરી કાઢવા હાથ ફંફોસવા માંડ્યા પણ ત્યાં તો એની આંખે અંધાર છાવા લાગ્યો. અતિ ધીમી ગતિથી એ છરી ખેંચતો હતો ત્યાં તો ઝાડીમાં માર્ગ થયો અને એના શરીર પર મસિંગાની ઊંચી દેહયષ્ટિ ઝૂકી રહી.

એક ક્ષણમાં પરિસ્થિતિનો ક્યાસ મસિંગાને આવી ગયો અને મોચના હાથમાંથી છરી પડાવી લીધી, અને એની બાંયમાંથી એક લાંબો પટ્ટી પાટા માટે કાપી લીધી. એકાદ સેકન્ડ ધ્યાને ઝીણી દૃષ્ટિએ જોઈ એણે સર્પદંશવાળી ચામડી આરપાર ચીરી કાઢી ફરીને સામી બાજુથી એણે છરી ફેરવી ત્યાં તો મોચ દુઃખથી બરાડી ઊઠ્યો.

મસિંગો તાત્કાલિક ઘૂંટણિયે પડી ગયો અને મોચના હાથને મોંમાં મૂકી ધાને ચૂસવા લાગ્યો, ને થોડી થોડી ક્ષણે લોહીના કોગળા કરવા લાગ્યો. પૂરી પાંચ મિનિટ આમ ચાલ્યું તો પેલા જર્મનને શાતા વળી ને સાવ મંદ અવાજે એ બોલ્યો, 'મારી બેગમાં રાતા કણ.'

મસિંગાએ એ ભૂસ્તરશાસ્ત્રીની સાધનથેલી ફંફોળી તો અંદરના એક વૉટરપ્રૂફ પડીકામાંથી પોટાશ પરમેન્ગેનેટના કણ જડ્યા. લોહી નીકળતા દંશ પર એને ભભરાવી થોડીવારમાં પાટાથી ઘાને એણે બાંધી દીધો. છેવટે એની થેલીમાંથી નેપકીન લઈ મસિંગાએ મોચના કપાળનો પરસેવો લૂછ્યો અને કહેવા લાગ્યો, 'બાના (મહાશય), હવે કશો વાંધો નથી.'

મહાપરાણે, હાંફતાં હાંફતાં મોચ બેઠો થયો અને મસિંગાનો આભાર માન્યો, ત્યાં તો મસિંગા બોલ્યો, 'આ સાપ તો મહા ઝેરી હોય છે. એક બે મિનિટમાં જ માણસના રામ રમી જાય.'

ત્યાં તો દૂર પડેલી પાણીની શીશી તરફ અંગૂલિનિર્દેશ કરતાં મોચે પાણી માગ્યું અને એક આજ્ઞાધારી સેવકની અદાથી મસિંગાએ એના હોઠે પાણી ધર્યું. અને એ પીતાં પીતાં બોલ્યો: 'બાના અમારે રહેઠાણે ચાલો.' અને એના જવાબની રાહ જોયા સિવાય મોચને ઊંચકીને પગ પર ઊભો કરી દીધો. મોચને લાગ્યું કે સોનાની ખાણ માટેની શોધનો પીછો હવે પકડી શકાશે નહીં પણ એ જીવતો રહ્યો એ જ સારું થયું.

મસિંગાના ટેકા સહ એ પર્વત ઓળંગી પેલી પારની ખીણમાં આ લોકોના રહેઠાણે પહોંચ્યો ત્યારે એને કૅમ્પ ગયેલા અઢાર માઈલનું દુઃખ ના રહ્યું. ત્યાં પેલી આદિવાસી બહેનોએ કેટલીક વનસ્પતિ લગાડી એના હાથની માવજત કરી.

આમ તો બર્લિનથી ટ્રાન્સવાલ આવેલા મોચને લગભગ ચાર વરસ વીતી ગયાં હતાં. આ વિસ્તારમાં ત્યારે ઠેર ઠેર સોનું ને ખાણો હાથ લાગતા હતાં એટલે એની શોધમાં આવીને પણ અહીં આવી ક્રુગર્સડ્રીપ્સ આગળ પડાવ નાખેલો ને ત્યાંથી મોચે સ્ટુમ પહોંચી, શોધખોળનો પ્રવાસ આદરેલો.

ટ્રાન્સવાલ પહોંચે એને થોડા જ માસ થયા હતા ત્યાં તો એને કાને વાત આવી કે ટ્રાન્સવાલ ને પોર્ટુગીઝ પૂર્વ આફ્રિકાની સરહદે ન માની શકાય તેવી શોધો થઈ છે.

પારકિન નામનો એક ખાણિયો એક જંગલમાં ખોદતો હતો ત્યાં સપાટીથી સત્તર ફૂટ નીચે એના હાથમાં એક ચળકતી ચીજ આવી. એને પ્રથમ તો લાગ્યું કે આ સોનાની લગડી હશે પણ સાફ કરતાં જણાયું કે એ તો આદિજમાનામાં ફીનીશીયન પહેરતા એ જાતનું એક જાદુઈ લૉકીટ હતું. એની એક બાજુ લખાણ હતું જે કોઈ ઉકેલી શક્યું નહીં ને બીજી બાજુ લાખના સીલ નીચે, મનુષ્યવાળનો એક ગુચ્છો હતો. એના બહારના ઢાંકણ પર આકૃતિઓ હતી જે મૅમૉનિક પ્રતીક તરીકે મોચ ઓળખી શક્યો.

મોચે એના એક મિત્રને ત્યાં જઈ પારકિનની આ શોધ તપાસી જોઈ ત્યાં તો પારકિનને બીજી એક પૌરાણિક

ચીજ હાથ લાગી. એ હતો એક લીસો કાળો પથ્થર. એના પર અક્ષરો કોતરેલા હતા ને એ અક્ષર આકૃતિઓ સોનાથી પૂરેલી હતી. જ્યારે આ સમાચાર મોચને કાને પહોંચ્યા ત્યારે એક જિજ્ઞાસુ ઇતિહાસકાર અને ભૂસ્તરશાસ્ત્રી તરીકે એણે જાતે આ વિસ્તાર નિરખવાનું નક્કી કર્યું.

એણે ખાનગી શોધખોળ આદરી ત્યાં તો એક અતિ રસપ્રદ અવશેષ એની નજરે ચઢ્યું. એ હતી હજાર ફૂટ ઊંચા ચાર ફૂટ પહોળા એક એકલવડિયા પર્વતની ટોચના ખડકમાં કંડારેલી શબવાહિની આકારની એક કબર. પોતાના ખાણિયા મિત્રની મદદથી એણે એ કબર પરનું સોનેરી શિલાલેખવાળું પથ્થરનું ઢાંકણુ ઊઘાડ્યું તો એમાં માણેક, હીરા ને અન્ય સુવર્ણાલંકાર વચ્ચે વેરાયેલાં માનવઅસ્થિ હાથ લાગ્યાં. પેલા લેખને તો એ કળી શક્યો નહીં પણ આ બધાં કીમતી અવશેષો ટ્રાન્સવાલની સરકાર જપ્ત કરે એ હેતુસર એણે એક મિત્રને ત્યાં છાનામાનાં મોકલી આપ્યાં.

એને હવે પાકી ખાત્રી થઈ કે દક્ષિણ આફ્રિકામાં આજ દિન સુધી થયેલી શોધમાં સૌથી મહત્ત્વની શોધ પ્રતિ એ ડગ માંડી રહ્યો હતો અને ત્યારથી પેલા કબરમાંના રત્નનું મૂળ હાથ કરવા લાગી ગયો.

આજુ બાજુના ડ્રેકન્સબર્ગ પર્વતોમાં ખોદાખોદ કરતાં એને માલૂમ પડ્યું કે આ વિસ્તારમાં જમાનાઓ પહેલાં એક સુસંસ્કૃત પુરાણપ્રજા રહેતી હતી જેમણે આ ગુફાઓને હંગામી નિવાસ તરીકે સ્વીકારી હશે.

એના હાથમાં આવી આફ્રિકાના લોકોને સાવ અજાણ એવાં હથિયારોવાળી મૂર્તિઓ ને માનવાકૃતિઓ. એની નજરે પડી એક સાંકેતિક લિપિ જે પાકી ઇજિપ્શિયન કે ફોનીશિયન મૂળની હતી. અને આ શોધખોળમાં એ મચ્યો હતો ત્યારે એને કાને પડી, શૌના ટોળકીના સુવર્ણ પર્વતની કહાણી.

સૌ પ્રથમ તો આ વખતે એણે એ હિસાબે અવગણી કે આફ્રિકનોની ટેવ મુજબ આ એક ભારે ગપગોળો હશે. પણ એને પેલો નાગ કરડ્યો તે અગાઉ બે વરસે, એક દિવસ એ દ કાપના ખાણકેન્દ્રમાં હતો ત્યારે એક વૃદ્ધ આદિવાસીને એણે જોયો. એ આવ્યો હતો શુદ્ધ સો ટચની સોનાની છ લગડીઓ વેચવા ને એમાંથી પ્રાપ્ત થયેલ નાણામાંથી જરૂરી ચીજ-વસ્તુ ને છરી ખરીદવા.

મોચના મિત્ર બર્ને આ વૃદ્ધ જંગલવાસીને બતાવતાં કહ્યું, 'તારે ભાઈબંધી કરવા જેવો આ માણસ છે. એનું મૂળ નામ છે મસિંગા પણ બધાં એને જોન કહે છે. રોડેશિયાની શૌના ટોળકીનો એ વયોવૃદ્ધ સભ્ય છે. આમ તો એ શુદ્ધ શૌના નથી પણ એની જાત મૃતપ્રાય થયેલી છે. શૌના લોકોએ એને દત્તક લીધેલો હતો. આ પર્વત વિસ્તારમાં ક્યાંક સુવર્ણ-ભંડાર છે ને એની માહિતી આ દુનિયા પર કોઈ એક જણને હોય તો તે આ મસિંગાને.'

મોચ હસ્યો. એણે આવી વાતો બીજા વિસ્તારોમાંય સાંભળેલી છતાં એણે વિચાર્યું : 'વાત સાવ સહેલી છે. લપાતા છૂપાતા આ ડોસા પાછળ જવાનું ને એના ભંડારની કેડી પકડી પાડવાની. એ કેમ કોઈ કરતું નથી?'

ટાણો મારતાં બર્ને કહ્યું, 'ત્યારે તું જ એ કરી જોને એટલે સમજાણ પડશે! ઘણાએ એ કરી જોયું પણ ભાગ્યે જ કોઈ જીવતું પાછું ફર્યું છે. ત્યાં નથી પાણી, નથી કેડી, ને નથી ખોરાક. ત્યાં છે માત્ર સાપ ને સિંહ, ક્ષણમાં યમસદન પહોંચાડે તેવા પીંછી અને અન્ય ઝેરી પ્રાણીઓ.'

વાત પડતી મૂકી, મોચ પહોંચી ગયો જ્યાં મસિંગા એના સોનાનો સોદો કરતો હતો ત્યાં, અને કુતૂહલતાથી અમસ્થો પકડતો હોય તેવો દેખાવ કરી એણે એક લગડી નીરખી જોઈ તો ખાત્રી થઈ કે આ ખાણમાંથી હાથ લાગેલું સોનું ન હોય. આ તો ક્યાંક સંગ્રહાયેલ સુવર્ણ છે.

મોચને ખાત્રી થઈ કે બર્નનું કહેવું સાવ સાચું છે. આ ડોસો એક એવા સુવર્ણભંડારની જાણમાં છે જેમાંથી એને ખપ પૂરતું એ લઈ આવી શકે છે.

એનો સંપૂર્ણ પીછો પકડવાનો નિશ્ચય સહ એ એની

પૂરું કે વળતે દિવસે પડ્યો. ને બે દિવસ સુધી એની છાયારૂપ ભટક્યો પણ ત્રીજી સાંજે પર્વતોના એક દૂરના હિસ્સામાં મસિંગો ક્યાં ગયો તેની એને ભાળ જડી નહીં.

મોચ બીન્યો નહીં. એની પાસેનું પાણી ખૂટી જવા આવ્યું હતું છતાં રાત્રિ ત્યાં ગાળી, વળતી સવારે પામેના ત્રણ હજાર ફૂટ ઊંચા શિખર પર એ ચઢ્યો ને ચારેકોર નજર ફેંકી તો એને માલૂમ પડ્યું કે એ સારોય વિસ્તાર સાવ નિર્જન અને સૂકો ભઠ હતો. ઉપરાંત એ બિહામણો, અને ખાવા ધાય એવો લાગતો હતો. એની વિશેષ ખાત્રી એને વળતાંની મુસાફરીમાં થઈ. રસ્તામાં એની અડફેટે તરસ કે સર્પદંશથી રામ-શરણ થયેલાં ત્રણ માનવશબ ચઢ્યાં. મહાપરાણે મોચ છાવણી ભેગો થયો. ને બીજી મુસાફરી માટે અતિ કાળજીપૂર્વક તૈયારીઓ કરવા લાગ્યો.

પેલો વૃદ્ધ દર છ માસે એક વખત શહેરમાં આવતો એટલે એ ફરી દેખાયો ત્યારે મોચ તૈયાર જ હતો. આ વખતે એ સાત માઈલ સુધી પર્વતમાં એની પાછળ પાછળ ગયો પણ પુનઃ એ નિષ્ફળ ગયો. ઘેર આવી બર્નને એણે કહ્યું, 'આ તો માન્યામાં ન આવે એવું છે. એ વૃદ્ધ મારાથી ભાગ્યે બસો વાર આગળ હશે. એક નાની ટેકરીએ ચઢ્યો અને ગાયબ થઈ ગયો. હું એની પાછળ પાછળ ગયો ને ચારેય બાજુ ઢૂંઢી વળ્યો પણ ન હાથ લાગી કોઈ ગુફા કે ન હાથ લાગ્યો એ ડોસો.'

છતાં કૃતનિશ્ચયી એવો મોચ ફરીના છ માસ પછી પેલા ડોસા પાછળ લાગ્યો. પણ પેલો નાગ કરડ્યો ત્યારે એના સાહસનો અંત આવ્યો ને જે માણસનો પીછો એણે પકડ્યો હતો તેણે જ એની સારવાર કરી એને પુનર્જીવન બક્ષ્યું.

મોચ જુવાન, દેખાવડો ને ગમી જાય તેવો હતો. તેમાં વળી એણે આ સોના ટોળીનાં સંસ્કૃતિ ને રીતરિવાજોમાં ઊંડો રસ દાખવ્યો એટલે એ લોકોએ એને પોતાની ટોળીમાં અપનાવી લીધો. મસિંગા સાથે ભળવાની એને પૂરી તક પ્રાપ્ત થઈ. પણ હવે મોચનું દિલ મસિંગાની પાછળ પાછળ છાના-માના જવા ના પાડતું હતું. એને થતું 'મસિંગા આદિવાસી હોય તો પણ એ મારો તારણહાર છે. મારી જિંદગી એણે બચાવી છે. એનાથી છૂપું કશું મારાથી થાય નહીં. હું તો કદાચ એને એમ જણાવી શકું કે એની ટોળીના સોનાના વેચાણ–દલાલ તરીકે કામ કરવા હું તૈયાર છું. અને એ કમીશન મારે માટે પૂરતું થાય.'

મોચ એનો પીછો પકડતો હતો એની મસિંગાને જાણ હતી કે કેમ એ તો ભગવાન જાણે. કદીય-એ વાતનો ઉલ્લેખ મોચને કે બીજા કોઈને મોઢે કર્યો નથી પણ એ બન્ને ગાઢ દોસ્તો બની ગયા ને જર્મની ને અન્ય યુરોપીય દેશોની મહત્તાની વાતો સાંભળતાં મસિંગા કદી થાકતો નહીં.

મોચને આ ટોળી સાથે વસ્યાં દસેક મહિના થયા હશે તે પછી એક દિવસ મસિંગાએ મોચને જણાવ્યું, 'આ પર્વતોમાં અનેક રહસ્યો છૂપાયેલાં પડ્યાં છે. વરસો પહેલાં એક દિવસ હું પર્વતોમાં ઘૂમતો હતો ત્યાં એક ગુફામાં મેં ઘણાં હાડકાં—ઘણી વ્યક્તિઓનાં હાડકાં—બંદૂકો અને બીજી ચીજો જોઈ. એ ક્યાંથી આવી તે તો અમારામાંથી કોઈ કહી શક્યું નહીં પણ મારા પિતાજીએ જણાવ્યું કે વરસો પહેલાં ગોરા લોક અહીં આવેલા ને પછી એમનો પત્તો લાગેલો નહીં.'

આ વાતચીત પછી થોડા દિવસે મસિંગો એક વખત મોચને પર્વતોમાં રખડવા લઈ ગયો. ત્યાં પંદરસો ફૂટ ઊંચા ચઢી એ એને ખીણમાંથી ન દેખાય તેવી એક ગુફા ભણી દોરી ગયો.

ગુફાના પ્રવેશદ્વારે જ મોચે નવ હાડપિંજર જોયાં. એમના પરનાં કપડાના અવશેષ પણ હજુ સાબૂત હતા. જૂના જમાનાની બકુનાળવાળી બંદૂકો અને ખવાઈ જવા આવેલી પાણીની બોટ'સ, એ અસ્થિ આજુબાજુ વેરવિખેર પડી હતી. પાસે જ બકરાના ચામડામા વીંટાળેલ એક ચર્મપત્ર હતું. જેવો એ એને અડક્યો તેવું જ રજોટીયમ બની ગયું.

મોચ જેવો ગુફાની ભીતર તપાસવા ગયો તેવો જ એક સાપ તેના પગ આગળથી સરકયો. એક હાથે રિવૉલ્વર ખેંચી એણે બીજાથી પેલા સાપને લાકડી મારી ત્યાં એ સહેજ પાછો હઠયો ને એના પગ નીચે કશુંક ચળકવા–ચમકવા લાગ્યું.

સાપને એક ગોળીથી પૂરો કરી એ પગ નીચેની પેલી ચમકતી ચીજને જોવા ઘૂંટણિયે પડયો તો બે ફૂટ લાંબો, અઢાર ઇંચ પહોળો ને બે ફૂટ ઊંડો ખાડો એણે એ રેતાળ ભોંયતળિયામાં જોયો. અને એ ખાડામાં ભરેલા પડયા હતા અસંખ્ય હીરા, માણેક, નીલમ અને સોનાની લગડીઓ.

મસિંગાની સહાયથી લેવાય તેટલો રત્નભંડાર લઈ તે નિવાસસ્થાને પહોંચ્યો અને મસિંગા તથા ટોળીના વડાને તેણે એ ત્રણ ભાગે હિસ્સા પાડવા જણાવ્યું.

ટોળી–આગેવાને તેને વેચવાની સૂચના કરી એટલે એ વેચી આવ્યો ત્યારે એને પાંચ હજાર પાઉન્ડ ઉપરાંતની રકમ મળી જે તેણે પેલા લોકો સાથે વહેંચી લીધી. આ બનાવ પછી એકાદેય માસ નહીં વીત્યો હોય ને બંને જોડીદારો એક દિવસ પર્વતોમાં રખડતા હતા ત્યાં કશાય વાતવિચાર કે ઇશારા સિવાય મસિંગો મોચને એક સાંકડી કેડી પર લઈ ચાલ્યો ને પર્વતની તળેટીએ પહોંચી એને એક સીધા ઊંડા કોતરમાં દોરી ગયો. સાવચેતીથી એ આગળ વધવા લાગ્યા ત્યાં જ મોચને સમજ પડી ગઈ કે એ ખજાનાની ખાણ ભણી ડગ માંડી રહ્યો છે. ખડક ને જમીનની જાત જોવા એ નીચો નમ્યો, એનાથી પચાસ વાર આગળ મસિંગો ટેકરી ચઢતો હતો ત્યાં તો મોચના હૃદયમાં હરખ માતો નહોતો. એક આખોય પર્વત નર્યું સોનું જ હતો—ખાસ્સો સુવર્ણટેકરો !

મસિંગો આગળ ચઢતો હતો તે એક છજા ઘાટના ખડકે અટક્યો. આ ખડકની બીજી બાજુએ સીધું બે હજાર ફૂટ ઊંડું ઉતરાણ હતું. અચાનક એ પર્વત રૂપી દિવાલમાં એક બાકોરું આવ્યું ને મોચ મસિંગાની નજદીક પહોંચ્યો ત્યાં તો એણે જોયું તો મસિંગો એક મોટી બખોલના મુખ પાસે ઊભો હતો. એને પાસે આવેલો જોઈ મસિંગાએ ચલાવ્યું, ‘મારા સદ્‌ગત થયેલા પૂર્વજોની આ ગુફા. મારે કોઈ અનુજ નથી કારણ મારી ટોળીનો અંતિમ-વંશજ હું છું. બાના મોચ, તમે મારી સાથે ભલમનસાઈથી વર્ત્યા છો એટલે હું આ ગુફા બતાવું છું. જરૂર હોય તેટલું તમે દરિયાપાર લઈ જઈ શકો છો.’ મોચ ગુફામાં પ્રવેશ્યો તો એને સમજાયું કે પર્વતની ધાર ગુફાના પ્રવેશદ્વાર પર એવી છજાની જેમ તોળાઈ રહી હતી કે આ ખજાનાની જાણ ઉપર કે નીચેથી જોનાર કોઈનેય ન થાય. એ જડે માત્ર એને જ કે જેણે એને પહોંચવાનો ભૂલભુલામણો રસ્તો જોયો હોય.

નક્કર સોનાની લગડીઓથી ભરેલી આ ગુફા પર્વતમાં છસો વાર ઊંડી હતી, ત્રીસેક ફૂટ પહોળી હતી ને આઠ ફૂટ ઊંચી હતી. પાછળ જતાં એ સાંકડી ને નીચી બનતી જતી હતી.

આ ગુફામાં માત્ર ચારસો વાર અંદર જઈ શકાતું કારણ એથી આગળ તો આખી ગુફા ખીચોખીચ લગડીઓથી ભરેલી હતી !

આ લગડીઓ ને બુગદા આકારની આ ગુફાની પશ્ચિમ દિવાલ વચ્ચે થોડી જગા હતી પણ એમાંથી પસાર થવું મોચ માટે અશકય હતું. ત્યાંથી ગુફાના મુખ સુધી બંને બાજુ હજારો લગડીઓની હારની હાર ગોઠવેલી હતી, વચ્ચે માત્ર જગા હતી એક માણસ ઊભો ઊભો ફરી શકે તેટલી.

મોચે આ ગુફાની દિવાલો અને બહારનું ભૂતળ તપાસ્યું અને એ નિર્ણય પર આવ્યો કે સોનાનો ભંડાર કરવા આ પર્વતને કોર્યો હશે ! આમ એના હાથમાં દુનિયાની સર્વશ્રેષ્ઠ સુવર્ણખાણ આવી પડી હતી !

પણ વિચાર કરતાં મોચને સમજાયું કે હજુ તો આમાં ઠીકઠીક મુશ્કેલીઓ પાર કરવાની હતી. એક તો પર્વતની ચોક્કસ જગા. એનું સ્પષ્ટ સ્થાન એણે બરાબર નોંધી લેવાનું હતું. વળી જો આ જગા સરકારી નીકળશે તો તો એને એ ખોદવાની પરવાનગી હરગીજ

નહીં મળે. તેમાં વળી જો આ મોઝામ્બીક સરહદ પર નીકળશે તો પાછી પોર્ટુગલ સરકાર ભાગ માગશે. વિકલ્પે જો એ આખો પર્વત રજિસ્ટર કરાવવા મથશે ને આવા મોટા ખજાનાની ટ્રાન્સવાલની સરકારને જાણ થશે તો એય પરવાનો રદ બાતલ કરશે.

વિશેષ વિચારતાં એને એ પણ લાગ્યું કે એને મોટી મૂડીની જરૂર પડશે ને એ મૂડી પાછળ જર્મન સરકારનું પીઠબળ હશે તો અહીંની બોઅર સરકાર ઠીક પ્રભાવિત થશે.

મૉચને એક વાતની તો ખાત્રી હતી કે મસિંગો આમાંનું કશું કોઈનેય કહેશે નહીં ને એસી વરસ જેમ આને પોતાના પેટમાં સમાવ્યું તેમ થોડો વધુ વખત પણ રાખશે. એટલે એણે વેળાસર જર્મની પહોંચી, ત્યાંના વગદાર માણસોને આ શોધની વાત કાને નાખી, જર્મન સરકારને વિશ્વાસમા લેવાનું વિચાર્યું જેથી મુશ્કેલીના સમયમાં એ એની વહારે ધાઈ શકે. અને આ શોધના પુરાવા તરીકે આમાંની થોડીક જર્મની લઈ જવી.

પાછા ફરતાં એ રસ્તાની ગરમી અને મેલેરિયાના હુમલાથી કેટલીય વખત બેભાન થઈ ગયો ને પેલા ટોળીનિવાસે પહોંચી ત્રણ અઠવાડિયાં બેભાનાવસ્થામાં ખાટલાવશ રહ્યો.

જ્યારે એ ભાનમાં આવ્યો ત્યારે એણે પોતાની પથારી પાસે બેસી, એના કપાળનો પરસેવો ભીના કપડાથી લૂછતા બે આદિવાસી આગેવાન જોયા. એને સભાન જોતાં જ એ બોલી ઊઠ્યા, "બાના, તમારો દોસ્ત મસિંગા મરણશરણ થયો છે.'

આ શબ્દો કાને અથડાતાં તેણે પોતાની સમગ્ર બુદ્ધિશક્તિ એકત્રિત કરી પૂછ્યું, 'હેં!—મસિંગા મરણ...?' વાક્ય પૂરું કરવા એણે ઘણોય પ્રયત્ન કર્યો પણ શબ્દો એના ગળામાં જ ચોંટી રહ્યા!

'દ કાપથી એ પાછો ફરતો હતો ત્યારે એનું ખૂન થયું.' વિશેષ માહિતી આપતાં પેલા આદિવાસીએ 'અમારાં ઢોર ખરીદવા એ પૈસા લઈ આવતો હતો ત્યાં ચોર એને ઘેરી વળ્યા ને ખતમ કર્યો.'

ધીરે ધીરે કરીને મૉચને આખી વાતની કડીઓ મળી. એ તાવથી ફફડતો હતો ત્યારે મસિંગા એની છમાસિક મુસાફરીએ સોનું વેચવા ગયેલો. સપ્તાહભર એ પાછો ન ફર્યો એટલે ટોળીના જુવાન ગેંડાઓ એની તલાશમાં ઊપડ્યા તો દ કાપથી બે માઈલ દૂર એક કોતરમાં ધડથી વેગળું પડેલું એનું શબ હાથ લાગ્યું હતું. આ વિસ્તારમાં એ સમયે ખૂન સામાન્ય બિના હતી કે આનો ખૂની કોણ એ કળવું જ મુશ્કેલ હતું.

એવામાં ટોળીનો વડો મૉચ પાસે આવી હૃદય ઠાલવવા લાગ્યો : 'મસિંગાએ એના છૂપા ખજાનાની ભાળ અમને આપી નથી. બાનાને કદાચ બતાવ્યું હશે!'

જવાબ મેળવવા આતુરકર્ણે પેલો વડો રાહ જોતો હતો ત્યા મૉચે આખી વાતની યોગ્યાયોગ્યતા મનમાં ઊથલાવી જોઈ જણાવ્યું, 'ના, ના, મસિંગાએ મને કશું રહસ્ય બતાવ્યું નથી!'

એના મનમાં વિચારસાંકળ ગબડતી જ રહી. આ રહસ્યના જાણકાર અમે બે જ લાગીએ છીએ. જો એ રહસ્ય આ ટોળીને હાથ જાય તો એ છતું થઈ જવાનો પૂરો સંભવ એટલે જર્મની જઈ આની ત્યાંની સહાયની ખાત્રી કર્યા પછી રફેટ કરવો સલાહમતીભર્યું લેખાય.

થોડા દિવસ પછી જરા આરામ થતાં એ દ કાપ પહોચ્યો. ત્યાં એણે આ અંગે આછી નોંધ કરી એ પોતાના મિત્ર બર્નને સોંપી અને જર્મની જતા વહાણ પર ચડી બેઠો. રસ્તામાં એ ભયંકર મેલેરિયામાં સપડાઈ ગયો. પણ બર્લિન પહોંચતાં એને કળ વળી ગઈ. ત્યાં આવતાં જ સમય બગાડયા સિવાય એણે કેટલાક અમલદારોનો સંપર્ક સાધ્યો અને ચોક્કસ સ્થાન નિર્દેશ કર્યા સિવાય એણે એમને એટલા ઉત્સુક બનાવ્યા કે જર્મનીના મહાન કૈઝરે એને અંગત મુલાકાત માટે તેડું મોકલ્યું.

મૉચની ખુશીનો પાર ન રહ્યો. એને ખાત્રી થઈ કે

એને શાહી સહાય મળવાની. કૈઝરને ખાત્રી થાય એટલા માટે એ પાંચ લગડી સાથે લાવ્યો હતો તે એણે ભેટ ધરવા વિચાર્યું. મોચને પોતાને પૈસાની એટલી પડી નહોતી. જેટલી ઇતિહાસ ને ભૂસ્તરશાત્રના સંશોધનની લગની હતી.

કૈઝરને મળવાની આગલી સાંજે એની બાએ જોયું તો મોચ પરસેવાથી રેબઝેબ થઈ ગયો હતો. જર્મનીની ગ્રીષ્મ ઋતુની ગરમીમાં એનો કાળજ્વર એના પર સવાર થઈ ગયો હતો!

એના પુત્રે ભાન ગુમાવ્યું છે એ જાણતી નહીં હોવાથી માતા પુત્રને એકલો મૂકી ડૉક્ટરને બોલાવવા દોડી. ડૉક્ટરને બોલાવી એ પાછી ફરી તે પહેલાં ઘેર શું બન્યું એ તો સામાન્ય અનુમાનનો વિષય છે. લવરી કરતો, ભાન ભૂલેલો મોચ પથારીમાંથી ઊઠી ચાલવા લાગ્યો. ને સીધો પહેલા માળની બારીએથી બહાર પગ દેવા જતાં ઊંધા મસ્તકે શેરીમાં પડ્યો. કોઈએ એને પડતાં જોયેલો નહીં પણ અર્ધા કલાકે મા પાછી ફરી ત્યારે એણે પોતાના પુત્રને પગથી પર લોચો થઈ પડેલો જોયો.

નાડી પકડતાં જ ડૉક્ટરે જાહેર કર્યું કે એનો જીવ ઊડી ગયો છે. નીચે પડતાં જ એની ડોક મરડાઈ ગઈ હતી!

એના મૃત્યુની ખબર મળતાં જ કૈઝરે એના ઉચ્ચ અમલદારોને મોચની સર્વ ચીજ વસ્તુઓ તપાસવા મોકલી આપ્યા. સુક્ષ્મદર્શક કાચથી એમણે એની તમામ મિલ્કત તપાસી જોઈ પણ પેલા સુવર્ણપર્વતના સ્થાનની કોઈ કડી એમને પ્રાપ્ત થઈ નહીં.

થોડા દિવસ પછી દ કાપ રહેતા મોચના મિત્ર બર્નને એના કરુણ મૃત્યુના સમાચાર મળ્યા પછી બે જર્મન ભૂસ્તરશાસ્ત્રી સરકારી હુકમાનુસાર એને મળ્યા ત્યારે એણે મોચની સઘળી નોંધો વગેરે એમની ખિદમતમાં પેશ કર્યાં. ઘણીય મથામણ કરી છતાં બર્ન કે પેલી ટોળીમાંનો કોઈ આ લોકોને સુવર્ણટેકરે લઈ જઈ શક્યો નહીં.

આજેય મોચ ને માસિંગાનો આ સુવર્ણખજાનો ને સોનપર્વત માનવજાતને એક મહાન પડકારરૂપ અંધારિયા ખંડના રહસ્ય તરીકે, છુપાયેલ પડમાં છે.

આજુબાજુની શોધખોળમાં ઠેકઠેકાણે સુવર્ણરજ પ્રાપ્ત થઈ છે. તાજેતરનાં વર્ષોમાં તો સૌ અદ્યતન સાધન સામગ્રી સહિત વિજ્ઞાનીઓ આ પ્રદેશને ખૂંદી વળ્યા છે છતાંય એ જોડીના મૃત્યુ સાથે દટાયેલ એ ખજાનાની ભાળ પ્રાપ્ત થઈ નથી.

કદાચ એમ પણ લાગે કે આ લોકવાયકા હશે! પણ મોચે કૈઝરને ભેટ ધરવા આણેલ સુવર્ણલગડીનો મૂળ ભેદ પ્રાપ્ત થયો નથી. એટલે માનવજાતને પડકારરૂપ રહસ્ય સાહસવાંચ્છુઓને આહ્વાહન દે છે.



રેસીંગ-કારોના જાણીતા સોવિયેત ડિઝાઈનર એલેક્સી સ્મોલિને તાજેતરમાં એક અદ્ભુત ઊડતી ગાડી બનાવી છે, જે નદી નાળાં વગેરે વિઘ્નોને ઊડીને પાર કરે છે.

આ ગાડી આમ તો સામાન્ય મોટર જેવી છે અને તે રસ્તા પર દોડે છે. પરંતુ એ નદી, નાળું કે નાના ખાડા ટેકરા રસ્તામાં આવે તો તેના છાપરા પર એક હેલીકોપ્ટરના જેવું રોટર ગોઠવી તેની મદદથી ગાડીને ઉડાડી શકાય છે. આ હેલીકોપ્ટર રોટર ગોઠવતાં ફક્ત થોડીક મિનિટો લાગે છે અને નીચા ઉડ્ડયનો માટે તેને માટે મોટરના એન્જિનનો પાવર પૂરતો છે.

સ્મોલિને ભૂસ્તરશાસ્ત્રીઓ માટે પણ એક નાનકડી ઊડતી મોટરનો નમૂનો તૈયાર કર્યો છે, જે રણ, જંગલો અને ટેકરાળ પ્રદેશમાં ઘણી ઉપયોગી બને છે.



ચુનીલાલ મડિયા

# સંસ્કારસ્થંભ વિષ્ણુભાઈ

ગુજરાતના સંસ્કારસ્થંભ સમા વિદ્વાન પ્રાધ્યાપક-વિવેચક શ્રી વિષ્ણુપ્રસાદ ત્રિવેદીની ગયે મહિને ષષ્ટિપૂર્તિ ઉજવાઈ એ બહુમાનના સાચા અધિકારીને બિરદાવતો આ લેખ છે...

એક વિદ્વાન અમેરિકન અધ્યાપક વિષે એમના મિત્રને મોઢેથી સાંભળવા મળેલું કે તેઓ તો ઘરમાં ટેલિવિઝન તો શું, રેડિયો સુદ્ધાં નથી રાખતા. 'એટલો બધો રેડિયોદ્વેષ શા માટે?' મેં પૂછેલું.

'અધ્યયનમાં ખલેલ થાય, તેથી.'

૧૯૫૪માં જાણીતા કવિ અને વિવેચક એલન ટેટ મુંબઈ આવેલા. એમણે વાતવાતમાં કહેલું કે અમારે ત્યાં કેટલાક અધ્યાપકો તો, દેશમાં પ્રમુખપદે કોણ છે એ જાણવાનીયે દરકાર કરતા નથી.

સ્ટિફન ઝ્વાએગ વિશે એમનાં આગલાં પત્નીએ લખેલી જીવનકથામાં જણાયું છે કે ઝ્વાએગ ઘરમા અખબારોને પેસવા ન દેતા. પણ બેચાર દિવસ સુધી એક જ બેઠકે કલાકો સુધી લેખન-વાચન કરી પરવારીને પછી શેરીને નાકે રેસ્ટોરાંમાં જઈને અખબારો પર સામટી નજર નાખી આવતા.

આવા કિસ્સાઓમાંથી અભ્યાસીઓ અને સર્જકો વિષે જીવનના એકાંગીપણાની નહિ પણ એકોપાસનાની છાપ ઊઠે છે. ગયે મહિને ગુજરાતે હોંશેહોંશે જેમનો ષષ્ટિપૂર્તિ ઉત્સવ ઉજવ્યો એ અધ્યાપક વિષ્ણુપ્રસાદ ર. ત્રિવેદી આવી એકોપાસનાની યાદ તાજી કરાવે છે. એક જ શહેરને પોતાની કર્મભૂમિ બનાવીને એક જ સ્થાન પર 'આસન સે મત ડોલ' જેવી અડગ વિદ્યોપાસના કરવી એ કાંઈ સહેલી વાત નથી. પણ જેને જ્ઞાનપ્રાપ્તિની લેહ લાગી એને માટે આ દુનિયામા કશું જ દુષ્કર શાનું હોય?

નર્મદનગરી સુરતનો સામ્પ્રત ઇતિહાસ વિષ્ણુભાઈ સાથે આપોઆપ જ વણાઈ ગયો છે. સંસ્કારક્ષેત્રના માણસો માટે તો સુરત અને વિષ્ણુભાઈ એકબીજાના પર્યાય જેવાં નામો બની ગયાં છે. અગાઉ આગ્રા શહેર સાથે સદ્ગત કાન્તિલાલ છગનલાલ પંડ્યાનું નામ આ રીતે જ જોડાઈ ગયેલું. લડાઈ પૂર્વે કલકત્તા યાદ કરનારને સત્વર ચાંપશી ઉદ્દેશીનું સ્મરણ થતું. અગાઉ પૂના જનારને પ્રોફેસર જે. પી. ત્રિવેદી અચૂક યાદ આવતા. અને આજે વાલજીભાઈ દેસાઈ યાદ આવે છે, એમ સુરત સાથે વિષ્ણુપ્રસાદ ત્રિવેદી ઓતપ્રોત થઈ ગયા છે. એકલદોકલ વ્યક્તિ વડે આખું શહેર ઓળખાય એમાં એ વ્યક્તિની સંસ્કારસાધના અને સુવાસની જ બલિહારી સમજવી.

એક રીતે જોઈએ તો, વિષ્ણુપ્રસાદભાઈ એટલે સુરતની એમ. ટી. બી. કૉલેજે ગુજરાતને ચરણે ધરેલું સંસ્કારપુષ્પ. વિષ્ણુભાઈએ કૉલેજનું ઘડતર કર્યું, એમ કૉલેજે પણ વિષ્ણુભાઈને ઘડયા એમ કહી શકાય. એ કૉલેજનું સંચાલન કરનારી વિદ્યાસંસ્થાના નિયમ અનુસાર આપણા આ તેજસ્વી અધ્યાપક ત્યાં આજીવન સભ્ય બની રહેલા, અને એ રીતે આજીવન અધ્યાપનવ્રતનો અંગીકાર કરેલો. પૂનાની ડેક્કન એજ્યુકેશન સોસાયટીમાં પણ આવી જ રસમ છે, અને મહર્ષિ ગોખલે જેવા ઘણાયે સરસ્વતીસેવકો અને મનીષીઓ આ પ્રકારની આજીવન સેવાપ્રથાની નીપજ છે એ એક સૂચક વિગત વિષ્ણુભાઈની સેવાઓના મૂલ્યાંકનમાં મહત્ત્વની ગણાશે. વિષ્ણુભાઈને, કૉલેજમાં ભણાવતાં ભણાવતાં ભણવાનો લહાવો મળ્યો હતો, કોઈ પણ પ્રામાણિક અધ્યાપક વિદ્યાર્થીઓને ભણાવવા દરમિયાન પોતે પણ વિદ્યાર્થી જ બની રહે. આચાર્ય આનંદશંકર જીવનની આખર સુધી આવા એક આદર્શ વિદ્યા-અર્થી બની રહેલા. વિષ્ણુભાઈની વિદ્યોપાસના પણ એ જ ખરની છે.

વિવેચન આમ તો એક પરોપજીવી જેવો વ્યવસાય છે પણ માણસમાં પોતામાં હીર હોય, પોતે આંતરિક શ્રી વડે સભર હોય અને નિ:શ્ર તથા ધીરજ હોય તો વિવેચનપ્રવૃત્તિમાં પણ સર્જકતાની- ગુણસમૃદ્ધિ લાવી





શકે, વિષ્ણુભાઈનાં વિવેચનમાં 'શ્રી' સભર છે. અને એ સમૃદ્ધિમાં બે બળોએ ફાળો આપ્યો જણાય છે. એક તો, એમની વિચારણા ભારતીય રસશાસ્ત્રમાં દૃઢમૂલ થઈ છે, એ. અને બીજું તે પશ્ચિમનાં પ્રશિષ્ટ ગ્રંથોનું અને રસમીમાંસાનું પરિશીલન. આ વિદ્વાનની વિદ્યોપાસના કેવળ પૂર્વાભિમુખ રહી હોત તો એમાં આટલી સમૃદ્ધિ અને સમતુલા કદાચ ન આવત. વિષ્ણુભાઈ અંગ્રેજીના અધ્યાપક હતા એ હકીકત આજે કેટલાક સાહિત્યરસિકો જાણતા નહિ હોય. તેથી જ કદાચ એમના સાક્ષરજીવનમાં એકોપાસનાનો ગુણ હોવા છતાં એકાંગીપણું કે કૂપમંડુકતા નથી પ્રવેશ્યાં. સન્માનનો ઉત્તર આપતાં એમણે શિક્ષણની બોધભાષા તરીકે માતૃભાષાની હિમાયત કરતી વેળા એકાદી યુરોપી ભાષાના જ્ઞાન વિના નહિ ચાલે એમ આગ્રહપૂર્વક જાહેરાત કરી છે એ બહુ સૂચક બની રહે છે. સરસ્વતીના ઉપાસકને કશાની આભડછેટ ન પોસાય. જ્ઞાનના ગરજુએ તો પોતાનાં આંખ–કાન—અંતરનાં પણ સદૈવ ને સઘળી દિશાઓમાં ખુલ્લાં રાખવાં રહ્યાં.

વિષ્ણુભાઈની ત્રણ તપ જેટલી પ્રબળ સાહિત્યસાધનામાં એમની દૃષ્ટિ અને સૃષ્ટિની એક સુરેખ ઉત્ક્રાન્તિ પણ એક અભ્યાસયોગ્ય વિષય બની રહે છે. આરંભની કૌતુકરાગી દૃષ્ટિ ધીમે ધીમે સૌષ્ઠવપ્રેમી બનતી સુરેખ કળાય છે. ત્રણ દાયકાની નીરક્ષીરપરીક્ષણની ઉગ્ર રિયાઝનાં સુભગ ફળ સરસ્વતીચન્દ્ર વિષેનાં એમનાં તાજેતરનાં યુનિવર્સીટી–વ્યાખ્યાનોમાં જોવા મળે છે. એ વ્યાખ્યાનોના પરિણામે ગોવર્ધનરામ પણ એક મનસપુત્રની પ્રાપ્તિ જેટલો આનંદ અનુભવી રહે એવી એ વિવેચનોની પારગામિતા છે.

સૂરતના મેળાવડામાં એક વક્તાએ વિષ્ણુભાઈને સંસ્કારસ્થંભ કહીને શિક્ષણપ્રવૃત્તિની ઉચ્ચ પ્રતિષ્ઠા કરી આપી છે. ભલે કૉલેજના અધ્યાપક પણ શિક્ષક તો ખરા જ. અને ગુજરાત જેવા વાણિજ્યોપાસક મુલકમાં શિક્ષક એટલે તો પંતુજી, કે બહુબહુ તો માસ્તર, કે મહેતાજી. પણ આ જ ગુજરાતના સદ્‌ભાગ્યે, મહેતાજી શબ્દ 'મહત્તમ'માંથી આવ્યો છે. અને આપણે સદ્‌ભાગ્યે આ ભૂમિમાં દુર્ગારામ, ગાંધીજી અને આનંદશંકર જેવી મહત્તમ વિભૂતિઓ મહેતાજી બનીને પ્રજાનું સંસ્કારસીંચન કરી ગઈ છે. વિષ્ણુભાઈનું સ્થાન આવા મહત્તમ મહેતાજીઓની હરોળમાં છે. એમ ન હોય તો આજે ગુજરાતભરમાં એમનું અભિવાદન કરવાની એક સ્વયંભૂ સ્ફુરણા જાગી ન હોત.

આદર્શ શિક્ષકોનું કામ આંબા વાવવા જેવું હોય છે. એ વાવણીની તત્કાલ લણણી ન થઈ શકે. એ તો એકાદ બે પેઢી પછી જ જવાબ દે. અને ત્યારે પેલો રોપણી કરનાર માળી એ પરિપાક નિહાળવા હાજર ન પણ હોય. આપણા સદ્‌ભાગ્યે વિષ્ણુભાઈ પોતાના સુશિષ્યોની બીજી પેઢી તો નજરે નિહાળી રહ્યા છે. એ વિશાળ શિષ્યવૃંદમાંથી ઘણાએ તો સારા સર્જકો અને વિવેચકો તરીકે પણ નામ કાઢ્યું છે. એ સિદ્ધિઓ નિહાળીને વિષ્ણુભાઈને કૃત્યકૃત્યતા સાથે મગરૂરી અનુભવવાનો પણ અધિકાર છે.

પણ આજે ષષ્ઠિપૂર્તિના ઉજમાળા અવસરે ગુજરાતભરમાં ફેલાયેલી આ નિષ્ઠાવાન અધ્યાપકની સુવાસનો અનુભવ થતાં, સહેજે અચરજ અનુભવાય છે : વિષ્ણુભાઈ માત્ર શિક્ષક નથી, શિક્ષણ કે અધ્યાપન–પ્રવૃત્તિ વડે માણસ પ્રજાજીવનમાં આટલે ઊંડે સુધી મૂળિયાં નાખી શકે ? અને જો એમ થઈ શકતું હોય, તો સમાજમાં શિક્ષકની કામગીરી તો કેવી ઈર્ષ્યાપાત્ર ગણાય ! શિક્ષણકાર્ય વડે સમાજના સંસ્કારસ્થંભ બની રહેવાની સાધના મૂલ્યવાન ગણાય. રાજપુરુષો જે કીર્તિ અને આદરસત્કાર માટે આકાશપાતાળ એક કરતા હોય છે એ વસ્તુઓનો અનુભવ વિષ્ણુભાઈ જેવા મનીષી 'કોઈક વિષ્ણુપ્રસાદ નામના માણસનો આ ઉત્સવ નિહાળવા તટસ્થભાવે જાઉં છું,' એ ઢબે કરી શકે એ ઘટના સમાજને યોગ્ય મૂલ્યોની ઘણીઘણી સમજ આપી જાય એવી છે.

વિશ્વયુદ્ધ વેળા ઑક્સફર્ડ યુનિવર્સિટીના પ્રાંગણમાં પ્રોફેસર ગિલ્બર્ટ મરે ટહેલી રહ્યા હતા ત્યારે કોઈએ એમને પૂછેલું : 'આજે આખી સંસ્કૃતિનું અસ્તિત્વ

નવનીત સેવક

# ડીસ્પોઝલનું પાટલૂન

પરદેશનો એવો કેટલોય આકર્ષક અને શોભામણો માલ આપણે ખરીદીએ છીએ. એ વખતે એ વિચાર પણ નથી કરતાં કે આ સસ્તો છે તેટલો જ મોંઘો પડશે. ત્યાંથી નકામો ગણાઈને કાઢી નાખેલો માલ આપણે મોજ-શોખનાં વાપરીએ તેના એક ગરમ પાટલૂનની આ રસકહાણી છે...

'આ વખતે તો તમે એક ગરમ પાટલૂન લાવો જ !' એમણે કહ્યું.

આપણા સંસારના ગ્રામોફોનમાં આ 'લાવો, લાવો'ની રેકર્ડ કાયમ વાગ્યા કરતી હોય છે, એટલે મેં એ તરફ જરાય ધ્યાન ન દીધું. શ્રીમતીજી જરા ગુસ્સે થઈને બોલ્યાં, 'મેં શું કહ્યું ?'

'પાટલૂન લાવો.' મેં કહ્યું.

'ના, એમ નહીં, ગરમ પાટલૂન લાવો.' એમણે સુધાર્યું.

'પણ લાવું કેવી રીતે ? ગાંધી, મોદી, દૂધવાળો, ભાડાવાળો, એ બધા સવારથી સાંજ સુધી 'લાવો લાવો' કરે છે ત્યાં હું ગરમ પાટલૂન કેવી રીતે લાવું ?'

'અરે એ તો બધા બૂમો પાડતા રહેશે. શરીરની સંભાળ તો રાખવી જોઈએ ને ? જાત હશે તો બધું જ છે.' એમણે પાઠ શીખવાડ્યો.

મને શ્રીમતીજીની વાત સાચી લાગી. 'ऋणं कृत्वा घृतं पीबेत्' એમ આપણા વડીલો કહી ગયા છે. અલબત્ત, આપણે એમના કથનને યથાશક્તિ અનુસરીને દેવું કરીનેય વેજીટેબલ ઘી આરોગીએ છીએ. એટલે કળિયુગમાં માગતાવાળાઓને માગતા જ રહેવા દઈને ગરમ પાટલૂન લાવવામાં મને વધુ વાંધો ના દેખાયો.

આપણે ત્યાં ગરમ પાટલૂન સીવડાવીને પહેરનારની સંખ્યા ઓછી રહે છે. મેં શ્રીમતીજી પાસે શંકા વ્યક્ત કરતાં કહ્યું, 'પણ ગરમ પાટલૂન ઓછામાં ઓછું ત્રીસેક રૂપિયાનું તો પડશે જ. હવે એટલા બધા...'

'તે નવું લાવવાની શી જરૂર છે ? આપણા માસા લાવ્યા છે એવું જ લાવો ને !' એ બોલ્યાં.

'એ તો ડીસ્પોઝલનું પાટલૂન લાવ્યા છે !' મેં કહ્યું. 'માસા જ્યારે 'એટેન્શન'માં હોય છે ત્યારે પાટલૂન 'સ્ટેન્ડ એટ ઈઝ'માં હોય છે ! સાવ કોથળા જેવું લાગે છે.'

પણ મારો વાંધો એમણે ગણકાર્યો નહિ. 'એ તો જોઈને લાવીએ એટલે એવું ન થાય.'

અને એમ અમે ડીસ્પોઝલનું પાટલૂન લાવ્યા.

ડીસ્પોઝલનાં આ કપડાં કહે છે કે અમેરિકાથી અહીં આવે છે. ત્યાં એ કપડાં ઊતરી જાય છે એટલે એમની આપણા દેશમાં આયાત કરવામાં આવે છે અને બજારમાં મૂકવામાં આવે છે. અલબત્ત, એ જૂનાં કપડાં પણ અહીં તો વૈભવમાં જ ગણાય છે. એકાદ ઊતરી ગયેલું પાટલૂન કે એકાદ સાંધાવાળો કોટ લેતાં પહેલાંય આપણે હજારવાર વિચાર કરવો પડે છે.

મેં લાંબી વિચારણાને અંતે જે પાટલૂન ખરીદ્યું એ લેતી વખતે મૂળ ધ્યાન રાખ્યું હતું. માસાનું પાટલૂન એમના કદ કરતાં મોટું હતું જ્યારે મારું પાટલૂન જરા નાનું નીકળ્યું. એટલે થયું એવું કે હું ગમે તે પોઝીશનમાં ઊભો હોઉં પણ પાટલૂન તો કાયમ 'એટેન્શન'ની સ્થિતિમાં જ રહેતું.

પણ એટલુંય નસીબમાં ક્યાંથી એમ માનીને મેં

---

ખતરામાં છે ત્યારે તમે રણમેરચે લડવા જવાને બદલે અહીં રહેલા છો ?'

...ત્યારે એ અધ્યાપકે કહેલું કે 'તમે જે સંસ્કૃતિની રક્ષા ખાતર લડી રહ્યા છો એ સંસ્કૃતિ ખુદ હું જ છું.' વિષ્ણુભાઈ જેવા અધ્યાપકો આપણાં સંસ્કૃતિ-પ્રતીકો છે. અને એ અમૂલ્ય રાચ છે. તેથી જ, એમની ષષ્ઠિપૂર્તિની પર્વણી વેળા તેઓ શતાયુ બની રહે એવી અભ્યર્થના કરીએ.







સંતોષથી એને પહેરવા માંડ્યું.

ગરમ પાટલૂનમાં એક દુઃખ હતું. એને ઘેર ધોવા જતાં ફાટી જવાની બીક હતી એટલે ધોબીને આપવું પડતું ને એકવારની ધોલાઈનો ચાર્જ દોઢ રૂપિયો પડતો. મેં એકાદ મહિનો પાટલૂન પહેર્યું ને પછી એ ધોવા આપ્યું, પણ ધોબીને ત્યાંથી આવેલું પાટલૂન તો લખપતિ શેઠના છોકરા જેવું, એટલે કે ફાટીને ધૂમાડે પહોંચી ગયા જેવું બની ગયું હોય એમ લાગ્યું.

એને પહેરીને ઑફિસે જવું કે ન જવું એના વિચારમાં હું પડ્યો.

આપણા જીવનમાં દગો દેવાના પ્રસંગો ઘણા બને છે. પ્રિયતમા પ્રેમીને દગો દેતી દેખાય છે, મતદારો ચૂંટણીના ઉમેદવારોને દગો દેવાની વાતો જાણવા મળે છે, રસ્તામાં ઘણીવાર સાયકલ એના સવારને દગો દેતી નજરે ચડે છે ને નેતાઓ પ્રજાને કે પ્રજા નેતાઓને દગો આપે છે. આજના જમાનામાં દગો દેવાની વાત જરાય નવાઈ નથી પમાડતી.

આ બધાય દગાઓ દુઃખ પમાડે છે, પણ જૂનું થઈ ગયેલું પાટલૂન કોઈવાર દગો દઈ જાય છે ત્યારે એ દુઃખ તો અસહ્ય જ બની રહે છે. મારું એ ડીસ્પોઝલનું પાટલૂન હાથમાં લઈને હું કેટલીયવાર સુધી ઊભો રહ્યો. મોહ જ માર ખવડાવે છે એ જ્ઞાનવાક્યની જાણ હોવા છતાં મારાથી પાટલૂનનો મોહ મૂકી શકાયો નહીં. મરણિયા થઈને આખરે મેં પાટલૂન પહેર્યું.

ઑફિસ જવા દ્વિચક્રી પર સવાર થયો ત્યારે મોડું થયું હોવા છતાં મેં પેડલ ધીમેથી માર્યાં. સાયકલમાં ક્યારેય પણ 'ખરરર...' એવો અવાજ થતો ત્યારે મનમાં ફફડાટ થવા લાગતો. પાટલૂન સામે મોંએથી દગો દેતું નથી પણ પીઠ પાછળ દગો દે છે એટલે આવો અવાજ થતાં જ એક હાથ પાટલૂનની પીઠ પંપાળી લેતો.

ઑફિસ પહોંચ્યો ત્યાં ઘડિયાળે મને પા કલાક મોડો બતાવ્યો. છાનોમાનો જઈને ટેબલ પર બેસી ગયો પણ ઑફિસમાં બધાની નજર મારા તરફ હતી એટલે મનમાં અકળામણ થવા લાગી. છેવટે મારાથી ન રહેવાયું. બાજુવાળા મી. ભટ્ટને પૂછ્યું, 'આજે શું છે તે બધા મારી સામે જુએ છે?'

'મેનેજર સાહેબ હમણાં જ અહીં તપાસ કરી ગયા.' મી. ભટ્ટે કહ્યું, 'તમે એકલા જ નહોતા એટલે થોડી પૂછપરછ પણ કરી.'

મારા પેટમાં તેલ રેડાયું. મેનેજર ઘણો કડક માણસ હતો. એની આંખે ચઢ્યા તો હેરાન થઈ જવાય એવું હતું.

ઑફિસમાં બધા મારા તરફ સહાનુભૂતિ ભરેલી નજર નાખી રહ્યા હતા ત્યારે હું પાટલૂન તરફ સહાનુભૂતિથી જોતો હતો. એણે બિચારાએ કેટલું દુઃખ સહન કર્યું! આખી જિંદગી માનવજાતની સેવા કરી અને પેન્શન પર ઊતરવા વખત આવ્યો ત્યારે સ્વામી બદલાયો! એનુંય ખોળિયું છે ને!

આમ વિચારમાં હતો એવામાં જ પટાવાળાએ આવીને કહ્યું, 'મહેતા સાબ! આપકો બડે સાબ બુલાતે હૈં!'

હું એકદમ ગભરાઈને ઊભો થયો.

એ સાથે જ પાછળથી 'ચરરર' અવાજ આવ્યો. અવાજની સાથે જ મારા હૈયામાં પણ ચીરાડો પડ્યો. પાછળ હાથ ફેરવીને જોયું તો પાટલૂને છેવટે દગો દીધો હતો. એનું જર્જરિત ખોળિયું વધારે આઘાત નહોતું જીરવી શક્યું.

ઑફિસમાં જેણે જેણે એ પાટલૂન ચીરાવાનો અવાજ સાંભળ્યો એ બધા ખડખડાટ હસ્યા. મારી સ્થિતિ કફોડી થઈ. કુરુક્ષેત્રના મેદાનમાં મરજી ન હોવા છતાં અર્જુનને જેમ યુદ્ધમાં જવું પડ્યું હતું એમ મારી મરજી નહોતી છતાં સાહેબ પાસે જવાનું હતું ને છેલ્લી ઘડીએ પાટલૂને દગો દીધો હતો!

એ પળે જ મને યુક્તિ સૂઝી.

બેઉ હાથને પીઠ પાછળ ઝૂલતા રાખવા ને આરામથી

ટહેલતા હોઈએ એમ સાહેબની ઓફિસમાં ઘૂસી જવું. એમ કરવામાં આવે તો જ મારી ને પાટલૂનની આબરૂ રહે એમ હતી.

હું હિંમત કરીને આગળ વધ્યો. મારી પૂંઠ પાછળ ઓફિસના એકેએક માણસની નજર ચોંટી હોય એમ મને લાગ્યું. લેડી ટાયપીસ્ટ મીસ ડી–સોઝા પણ હાસ્ય દબાવીને ત્રાંસી આંખે મારા પાટલૂનની કમનસીબીને નિહાળી રહી હોય એવો આભાસ થયો.

હું સાહેબની કેબિનમાં દાખલ થયો ત્યારે પણ મારા હાથ તો પાછળ જ હતા. ડાબા હાથને પાછળ જ રહેવા દઈને મેં સાહેબને જમણા હાથે સલામ ભરી. મારો એક હાથ પાછળ હતો એ વાત સાહેબના ખ્યાલ બહાર ન ગઈ. એમણે જરા કડકાઈથી કહ્યું, 'મી. મહેતા! થોડી શિસ્ત શીખો.'

'જી!' મેં ડરતાં ડરતાં કહ્યું ને જમણો હાથ પણ એ જ ઘડીએ પાછળ પહોંચી ગયો.

'હાથ આગળ રાખો.'

'જી...?'

'સાંભળ્યું નહીં?' સાહેબ ગર્જ્યા ને મારા બેઉ હાથ આગળની બાજુએ આવી ગયા.

'તમે આજે પંદર મિનિટ મોડા આવ્યા.' સાહેબ બોલ્યા.

'જી સાહેબ પણ...'

'સાંભળો! જો ઓફિસનો દરેક માણસ પંદર મિનિટ મોડો આવે તો ત્રીસ નોકરોની થઈને ચારસો પચાસ મિનિટ થાય. એટલે કે મહિને બસો પચીસ કલાક થયા.'

'પણ સાહેબ આ પાટલૂન......' મારા મનમાંથી પાટલૂન હજીય ખસતું નહોતું.

'દલીલ નહીં. હવેથી ધ્યાન રાખજો, જાવ.'

શૂળીનો ઘા સોયે સર્યો હતો. એકદમ રાજી થઈને મેં જોરથી સાહેબને સલામ ભરી એ સાથે જ પાછળ 'ચરરર' અવાજ થયો.

'એ શાનો અવાજ આવ્યો!' સાહેબે પૂછ્યું.

મારું મોં ધોળું પૂણી જેવું થઈ ગયું હતું. પાટલૂને આજે ડબલ દગો દીધો હતો. અને એ કમબખ્ત પાછળથી બેઉ બાજુએ ફાટ્યું હતું. હું મૂંગો રહ્યો એટલે સાહેબે ફરી પૂછ્યું, 'એ શાનો અવાજ થયો મી. મહેતા?'

'શી ખબર સાહેબ!' મેં ગભરાતાં ગભરાતાં કહ્યું.

'અચ્છા, તમે જાવ.' સાહેબે શંકાશીલ અવાજે કહ્યું.

સાહેબે તો જાવ કહ્યું, પણ જવું શી રીતે! જે રીતે સાહેબે ગણતરી મૂકી એમ મેંય મૂકી. પાટલૂનની એક ચિરાડને સંતાડવા બે હાથ જોઈએ તો બે ચિરાડને સંતાડવા ચાર હાથ જોઈએ, જે મારી પાસે નહોતા જ! અવળો ફરું કે સાહેબની નજર પાટલૂન પર પડે એમ હતી.

મેં પાછે પગે બારણા તરફ જવા માંડ્યું. સાહેબ મારી આ વિચિત્ર ચાલને ફાટી આંખે જોઈ રહ્યા હતા, પણ બારણા પાસે જઈને છેવટે હું અવળો ફર્યો એ સાથે જ સાહેબ ખડખડાટ હસી પડ્યા!

સાહેબની ઓફિસમાંથી બહાર આવતાં મારે માથે નવી આફત આવેલી દેખાઈ. કેબિનમાં તો સાહેબ એકલા હતા એટલે પાછે પગે ચાલું તો આબરૂ રહે એમ હતી પણ અહીંથી મારા ટેબલ તરફ જતાં રસ્તામાં મારે બીજા ઓગણત્રીસ ટેબલ વટાવવાનાં હતાં એટલે ગમે તે રીતે ચાલું તોય મુસીબત મટવાની નહોતી.'

ઓફિસની બહાર નીકળતાં જ સત્તાવન આંખો મારી તરફ મંડાઈ, તે એટલા માટે કે હરજીવન હેડકલાર્કને માત્ર એક જ આંખ હતી. હું ક્યારે આગળ વધું એની જ બધા રાહ જોતા હતા.

દ્રૌપદીની લાજ જતી હતી એ વખતે કૃષ્ણ ભગવાને ૯૯૯ ઓઢણીઓ પૂરી હતી મેં મનોમન ભગવાનને પ્રાર્થના કરી કે, 'હે પ્રભુ, મને ૯૯૯ તો નહીં પણ એક પાટલૂન તો પૂરી આપ!'

અને ખરેખર પ્રભુએ મારી લાજ રાખી હોય એમ કેબિનમાંથી સાહેબનો અવાજ આવ્યો, 'અરે મી.

મહેતા, અહીં આવજો !'

હું પાછે પગે કેબિન તરફ ચાલ્યો. કેબિનનું બારણું સ્પ્રીંગવાળું હતું. નજીક જઈને મેં પાછળ હાથ રાખ્યા, માથાનો ધક્કો મારીને બારણું ખોલ્યું ને અંદર દાખલ થયો.

અંદર હાસ્યને દબાવી રાખવાનો મરણિયો પ્રયત્ન કરતા સાહેબે મને જોયો કે એ ફરીથી ખડખડાટ હસ્યા. હું ઝંખવાણે મોંએ જોઈ રહ્યો હતો. થોડીવારે હસવાની શક્તિ ખલાસ જઈ જતાં સાહેબે ગંભીર થઈને કહ્યું : 'મી. મહેતા તમને ડીસમીસ કરવામાં આવે છે !'

'હેં... ?' મારા ઉપર જાણે આભ તૂટયું.

'હા, પણ એક જ શરતે તમારી નોકરી ચાલુ રાખી શકાશે.'

'તમે કહો તે શરત કબૂલ છે સાહેબ. પણ મને બચરવાળને...'

'શરત એ છે મી. મહેતા, હવેથી તમારે ઓફિસમાં કોઈ દિવસ ગરમ પાટલૂન પહેરીને આવવું નહીં ને પહેરો તો એ ડીસ્પોઝલનું ના હોવું જોઈએ.' સાહેબે કહ્યું ને ફરીથી હસ્યા.

'જી...જી સાહેબ !'

'હવે તમે એમ કરો, આ કેબીનને પાછલે બારણેથી બહાર જાવ. પાછલે દાદરે થઈને સીડી ઊતરી જજો. એટલે ડરવાનું નહીં રહે. અહીંથી સીધા ઘેર પહોંચી જાવ. આજે તમારા પાટલૂનના માનમાં હું તમને રજા આપું છું.'

મેં સાહેબનો આભાર માનવા હાથ ઊંચો કર્યો ને એ હાથને તરત પાછો પાછળ લઈ ગયો. સાહેબ તરફ મોં રાખીને ધાસિયા પતંગની જેમ ત્રાંસી ચાલે ચાલતો હું કેબિનના પાછળના બારણા તરફ ચાલવા લાગ્યો. એ જોતાં જ સાહેબે 'હા...હા...હા...હા !' કરીને પ્રચંડ હાસ્ય કર્યું.

એ જ ઘડીએ વળી 'ચરરર' અવાજ થયો. હું ચમક્યો. પણ આ વેળા તો સાહેબ પણ ચમક્યા. હસવું બંધ કરીને એમણે એમના પાટલૂનની હાલત તપાસી જોઈ ને એમના મોં પરથી પણ લોહી ઊડી ગયું. મોંમાંથી લાચારીભર્યો અવાજ નીકળ્યો. 'અરરર··· ! મારું પાટલૂન પણ...'

પણ હું તો તે વેળાએ ઝડપથી દાદર ઊતરી રહ્યો હતો.



સોવિયેત સંઘની ખેતી માટે ગિબરેલિન નામનું એક ચમત્કારી રસાયણ અદ્ભુત ભાવિ ખુલ્લું કરે છે. આ પ્રવાહીની અસરથી છોડ અને ફળ અનેકગણી વૃદ્ધિ પામે છે. એ છોડના વિકાસને ખૂબ ઉત્તેજે છે. દાખલા તરીકે ગિબરેલિનની માવજતવાળા તમાકુના છોડ છ મિટર એટલે કે લગભગ ૨૦ ફૂટ ઊંચા ઊગે છે, દ્રાક્ષના ઝૂમખાનું વજન બમણું થાય છે અને ચાનો પાક ૭૦ ગણો વધુ ઊતરે છે. ગિબરેલિનની અસરવાળા છોડ પર ઝડપથી ફૂલ અને ફળ આવે છે.

ગિબરેલિન તૈયાર કરવા માટે કુરગાનમાં એક કારખાનું બાંધવામાં આવનાર છે. અત્યાર સુધી સોવિયેત સંઘમાં માત્ર થોડાક ગ્રામ ગિબરેલિન બનતું હતું. આવતી સાલમાં આ નવા કારખાનામાં ૨૦ કિલોગ્રામ ગિબરેલિન તૈયાર કરવામાં આવશે.

[ભાવલહરી—૧૪ મા પાનાંથી ચાલુ]

પૂછ્યુ 'કેમ માથુ દુખે છે?' ને મને એકદમ યાદ આવ્યુ ને હુ ઊઠી તેલની શીશી લાવી 'ચાલો આમ સરખુ માથુ રખો કેટલા દિવસથી માથામા તેલ નથી નાખ્યુ? કેમ નાખતા નથી!'

'નથી નાખતો ' તેમણે હમેશનો જવાબ આપ્યો ને હુ ચીડાઈ ન મનમા બબડી 'નથી નાખતો' કહ્યુ એટલે પત્યુ 'કેમ ને' માથે ધમીને પગના તળીયા ઘસવા બેઠી ધીમે ધીમે મારા વિચાર–વાદળ વેરાવા લાગ્યા ને હુ બીજી દુનિયામા આવી "કેમ રસ્તો કેવો હતો?' મે તેમને પૂછ્યુ 'ઠીક' ભ્રી એક દમ જ તેમણે મને વાત કહેવા માડી 'પેલો છોકરો નહિ ઈના તે દિવસે મારી સાથે આવ્યો હતો ' ને તેમણે મારા બોલવાની અપેક્ષા કરી મે કહ્યુ 'હા તેનુ શુ?' 'તેનો બાપ મને રસ્તામા મળ્યો ' ને આ સાભળતા મારા વિચારના ઘોડા ભડક્યા ને પૂર વેગે દોડવા મડ્યા ને મનમા હુ બોલી મૂકો ને તમારી વાત, મને મારો વિચાર કરવા દો પણ હુ બોલી 'હ પછી?'

'તેનો બાપ મને રસ્તામા મળ્યો હતો' સાભળતા હુ છેડાઈ ગઈ હતી હુ કહેવાની હતી 'તેમા મારે શુ? ઝટ કહી દો ને શી વાત છે?' પણ મે કશુ જ ના કહ્યુ

'તેનુ એમ થયુ કે અમે સાથે ચાલતા હતા ને વરસાદ પાણીની વાત કરતા હતા ' આ સાભળતા હુ ચીડાતી હતી આ તે કઈ મોટી વાત છે! પણ હુ કઈ બોલી નહિ તેઓ કેવા દડે કલેજે વાત કરતા હતા! ને તેનો સૂર જાણે મને કહેતો ન હોય! તારી મૂઝવણ શી વિસાતમા છે?' છતા હુ મનમા ચીડાઈ હતી આ વાતમા શુ સાભળવાનુ? એક છોકરો–તેનો બાપ 'તેમને' રસ્તામા મળ્યો ને બેનીની–વર સાદ પાણીની તેઓ વાત કરતા હતા તેમા મને શુ કહેવાનુ હતુ?—મારી મૂઝવણ કઈ તેનાથી ઓછી થવાની છે? સાભળવા નથી ને સૂવા દેતા નથી કે નથી નીરાતે વિચાર કરવા દેતા આમ મનમા વિચારી આખરે મે કહ્યુ 'હવે ઊઘવા દો '

તેમણે આગળ ચલાવ્યુ

'હવે સાભળ તો ખરી પછી મે કહ્યુ કે વરસાદ ખરે વખતસર થયો કેમ પટેલ? ત્યારે પેલા પટેલે કહ્યુ

વરસાદ સારો! બહુ સારો થયો સાહેબ! આ તો રૂપિયા વરસ્યા ' આ સાભળતા મારી ઊઘ ઊડી ગઈ ને હુ બબડી 'હ રૂપિયા વરસ્યા' એક અભણ હરિજન ખેડૂત તેના ભાવ કેવી રીતે વ્યક્ત કરે છે! ને કેવા ભાવથી એ શબ્દો 'તેમણે' બોલી બતાવ્યા તેમની સાદી વાતોની સાદી વાણીએ સાદ બદલ્યો ને ભાવપૂર્ણ શબ્દો બોલી બતાવ્યા 'એ તો રૂપિયા વરસ્યા ને તેના સૂરના ભાવ નાદ, સાદ' સ્વાદ હુ માણી રહી—એ શબ્દોને આખા જ હુ ગળી ગઈ ને પછી વાગોળી રહી 'રૂપિયા વરસ્યા 'રૂપિયા વરસ્યા' સત્ય, સુદર જીવત રંજન મને મળ્યુ તેમની સાદી સીધી સરળ વાતમાથી રસરજન જડ્યુ સત્ય મળ્યુ તે શબ્દો કેટલુ બધુ વ્યક્ત કરતા હતા! —જીવત જીવન જીવત સાહિત્ય હાલતુ, ચાલતુ, થનગનતુ!! નાના બાળકને જેમ વાર્તા સાભળી આનદ થાય તેમ મનેય આ વાત સાભળી ખૂબ ખૂબ આનદ થયો

મારો ખોવાયેલો આનદ મળ્યો ભાવલહરી પર હીલોળા ખાતી મારી નાવને એક હલેસુ મારી આનદ પ્રદેશને કિનારે મારા નાવિકે બરાબર પહોંચાડ્યુ ને મને કહ્યુ – આ રહ્યો તારો પ્રદેશ અહી બધુ જ આનદ મય ને જીવત હોય છે સત્ય હોય છે દુખ પણ આનદમય બની રહે છે રુદન પણ અહી તો સુખ કર લાગે છે

મે કહ્યુ 'હા હુ અહી રહીશ ને અહી જ જીવીશ સાહિત્યને આ પ્રદેશમા દેખીશ, સાભળીશ, ખાઈશ ને પીશ તેના સતત સગાથથી અનત આનદ મેળવીશ

' ને ભાવલહરીએ લહેરાતી મારા નાવિકની સંગાથે પેલા પ્રદેશના સાગરતીરે 'સાચા મોતી' લેવા હુ નીકળી પડી








બાળક ગર્ભમાં હોય છે ત્યારથી જ તેનામાં સંસ્કારનું ઘડતર શરૂ થાય છે. ઘણાની માન્યતા એવી હોય છે કે તે સમજણું ન થાય ત્યાં સુધી તેના ઉપર કોઈ એવી અસર થતી નથી. પરંતુ માનસશાસ્ત્રીય હકીકતની રીતે વાત કરીએ અને એવા દાખલા જોઈએ તો ખ્યાલ આવે છે કે બાળક જન્મથી સંસ્કાર અને વારસો લઈને જ અહીં આવ્યું હોય છે.

જેમ દિવસો પસાર થતા જાય તેમ તેની જિજ્ઞાસાવૃત્તિ ખીલતી જાય છે. એકની એક વસ્તુ તેને ગમતી નથી. નવી વસ્તુ મેળવવા તે તલસાટ કરે છે. બોલતું થાય છે ત્યાં તો નવા નવા પ્રશ્નો પૂછયા કરે છે. પ્રશ્નોની પરંપરાથી એનાં માતા-પિતાને કયારેક કંટાળો આપી દે છે. બાળકના ઘડતરની એ નિશાની છે. એ સમયે તેને જેવી તાલીમ આપી હશે તેનો પ્રત્યાઘાત મોટી ઉંમરે પડશે. બાળકની કુશાગ્રબુદ્ધિ બધું જ નવું જાણવાની ખ્વાહીશ રાખે છે. સમજુ મા-બાપ તેને સાચા અને વ્યવસ્થિત જવાબ આપી તેની વૃત્તિને સંતોષે છે પરંતુ અણસમજુ—કયારેક શિક્ષિત માબાપ પણ—બાળકના પ્રશ્નોથી કંટાળીને તેને ધમકાવે છે, જવાબ આપતાં નથી, કયારેક ખોટા જવાબ આપે છે. કહે શું અને કરે શું એમ વર્તનમાં તફાવત જોતાં બાળકના મન ઉપર વિપરીત છાપ પડે છે. આપણા સમાજમાં જાતીય બાબત એ બાળકોને માટે ન જાણવા જેવી કંઈક શરમજનક વસ્તુ છે એમ માની બાળકનો જન્મ કઈ રીતે થયો કે બાબો કયાંથી આવે એવા પ્રશ્નોનો જવાબ બિલકુલ ખોટો આપે છે. મોટું થશે અને સમજણું થશે ત્યારે એની મેળે સમજશે એમ માનીને સંતોષ માને છે. પરંતુ બાળકની જિજ્ઞાસાવૃત્તિ એટલી તીવ્ર હોય છે કે ગમે ત્યાંથી ફાંફા મારીને તે શોધી કાઢવા પ્રયત્ન કરે છે. નિશાળે જતું બાળક પોતાના સહવિદ્યાર્થી કે બીજા સાથે રમનારા મિત્રો પાસેથી જુદું જુદું 'તત્ત્વજ્ઞાન' ભેગું કરે છે. નરસું છૂપાવવા જેવું સમજીને ખરાબ થઈ છાનું કાર્ય કરતાં તે શીખે છે. જેમ જેમ ઉંમર વધતી જાય તેમ તેમ તેની કામવૃત્તિ તીવ્ર બનતી જાય છે. તેમાં તેની જિજ્ઞાસા જ મહત્ત્વનો ભાગ ભજવે છે. એટલે બાળકને નાનપણથી સાચું જ્ઞાન આપવામાં આવે તો તે દરેક વસ્તુને શાંતિથી સમજવા પ્રયત્ન કરે છે. અને એ સાચી સમજણ પામવાથી તેનામાં અસંતોષ પણ રહેવા પામતો નથી.

# નૈતિક હિંમતવાળી નીતા

નીતા નવમી ચોપડીમાં ભણતી હતી. એનાં ત્રણ ભાઈ–બેનોમાં એ સૌથી મોટી હતી. તેનાં બા–બાપુ ભણેલાં, સંસ્કારી ખાનદાન હતાં. તેના બાપુ નોકરી કરતા હતા. સામાન્ય રીતે સુખી કુટુંબ કહી શકાય. કુટુંબનું ભરણપોષણ થતું હતું અને સાદાઈથી રહેતાં હતાં. કમાય એટલું ખાય એવી પરિસ્થિતિ હતી. કાંઈ બચત થતી નહિ તેમ જ કોઈની પાસે હાથ પસારવો ન પડે એટલાં તેઓ સુખી હતાં.

નીતા હોશિયાર હતી એટલે આગળ નંબર રાખતી. તેની બેનપણીઓ પૈસાદાર વર્ગની હતી. તેઓ મહિનામાં ચાર પાંચ ફિલ્મો જુએ, ફરવા જાય અને એમણે કરેલી લહેરની વાતો બીજે દિવસે નિશાળે આવી નીતાને કરે. અને નીતાને પૂછે પણ ખરાં કે તું કઈ ફિલ્મ જોઈ આવી? નીતા કહેતી, 'મારા ભાઈ તો ખૂબ સારી, નાનાં છોકરાંઓને જોવા જેવી ફિલ્મ હોય તો જ જોવા લઈ જાય. નાનાં બાળકોથી ફિલ્મ ન જોવાય.' અને ક્યારેક નજીકના બાગમાં કે કોઈ સગાંને ત્યાં ગઈ હોય તેની વાત કરે. નીતાનો વધુ આનંદ તો પડોશમાં રહેતાં મિત્રો સાથે રમવાનો હતો. તેને ખૂબ મજા પડતી.

નીતાની નિશાળની બેનપણીઓએ તેને વિચારવંતી કરી મૂકી: 'એના પપ્પા એને કેમ ફિલ્મ બતાવે અને મને ભાઈ ના પાડે એનું શું કારણ હશે? એ લોકો પૈસાદાર છે એટલે ગમે તેટલો ખર્ચ કરે તો પણ વાંધો નહિ. અમે એવા પૈસાવાળા ક્યાં છીએ!' આવા વિચારો કરી ક્યારેક શાંત થઈ જતી પરંતુ આ દ્વંદ્વ એના અજ્ઞાત મનમાં ચાલી જ રહ્યું હતું. નિશાળે આવે અને નવાં કપડાંમાં સજ્જ થયેલી સખીઓને જુએ એટલે પાછું યાદ આવે. નીતા વિચારમગ્ન થઈ જતી. ત્યારે વર્ગમાં શું લેસન ચાલી રહ્યું છે તેનો તેને ખ્યાલ જ ન રહેતો. શિક્ષક ક્યારેક ટકોર કરે અને પૂછે કે પહેલાં કરતાં હમણાં નીતાબેન બેધ્યાન કેમ રહો છો? ત્યારે નીતાને તેની ભૂલ સમજાતી.

એક વખત નીતા નિશાળે જતી હતી ત્યાં એક નજીકના મહોલ્લાનો છોકરો તેની સામું જોઈને હસ્યો. આમ તો તેને તે ઓળખતી નહોતી પણ એ સામે હસી. આમ બે ત્રણ દિવસ ચાલ્યું પછી તો છોકરાએ વાત કરવા માંડી: તું શું ભણે છે, ભણવું ગમે છે? ધીમે ધીમે એણે એની સાથે સિનેમા જોવા આવવા કહ્યું. નીતાને નિશાળ તો છોડવી જ નહોતી એટલે એણે ના પાડી, અને વિચારમાં પડી ગઈ કે આને કેમ ભણવું ગમતું નથી? મને તે સિનેમામાં કેમ લઈ જવા માગે છે? વગેરે વિચારો પછી તેની બાને પૂછવું એમ નક્કી કર્યું.

ઘેર આવી સાંજે પરવારી મા–દીકરી થોડીવાર બેઠાં હતાં ત્યારે એણે બનેલી હકીકત વિગતે કહી અને સાથે સાથે ઘણા સમયથી સિનેમાનો પ્રશ્ન પણ મા સામે મૂક્યો: 'મારી બધી જ બેનપણીઓ સિનેમા જોવા જાય છે. તેમને તેમના પપ્પા લઈ જાય છે. અને તમે મને

જોવાની ના પાડો છો ?'

ખૂબ જ વિચારવાળો આ પ્રશ્ન હતો. બાએ નીતાને પોતાની પાસે બેસાડી અને કહ્યું: "નીતા, તને ભણવું ગમે છે, તારો આદર્શ તો ડાક્તર થવાનો છે જ્યારે પેલો છોકરો તો એક રખડુ છે. એના જીવનનો કોઈ આદર્શ નથી. માત્ર મોજ શોખ અને હરવું ફરવું એ જ એનું ધ્યેય છે. બાપાના પૈસા છે તે વાપરે છે. તેને ઘેર તો કોઈને ખબર પણ નહિ હોય કે તે ભણવા નથી જતો. પણ જો આપણે સારા થવું હોય તો મેં તને પહેલાં પણ કહ્યું છે ને આજે ફરીથી કહું છું કે આવા છોકરાઓથી ચેતતા રહેવાનું. આવા લોકો ખૂબ સ્વાર્થી હોય છે. તેઓ માત્ર 'કંપની' ઇચ્છતા હોય છે. આપણે સ્ત્રીઓએ તો નાનપણથી જ ચેતતા રહેવાનું હોય છે. તમે સામો પ્રત્યુત્તર આપો એટલે પુરુષો તો માની લે કે તમને એની સાથેની દોસ્તી ગમશે. તેમની સાથે બોલવું. પણ તેમનો કયો ઈરાદો છે તે સમજી લેવું જોઈએ. તું નાની છે પણ તને મેં એટલે જ પહેલેથી જાતીય વૃત્તિ શું છે, સ્ત્રી-પુરુષના સહવાસનું પરિણામ, પુરુષની બદદાનત વગેરે દાખલા આપીને સમજાવ્યું છે. એટલે જ નીતા, એવા છોકરાઓથી દૂર રહેવું જોઈએ. સિનેમા જોવા જવાની તને ના પાડું છું તેનું પણ આવું જ કારણ છે. જેમાંથી જ્ઞાન મળે તેવી ફિલ્મો તને જરૂર બતાવું છું. તારી બેનપણીના પપ્પા પૈસાદાર છે એટલું જ બસ નથી, તેઓ જુદા વાતાવરણમાં ઉછર્યાં છે, મોજશોખ એ એમનું સર્વસ્વ છે. જ્યારે આપણે ખરાબ ને હાનિકર્તા છે તેવી ફિલ્મો નહિ જોઈએ તો જ સારું ઘડતર થઈ શકશે અને સમાજને ઉપયોગી થઈ શકીશું. મને કે તારા ભાઈને પૈસા એવા ખરાબ કાર્યમાં બગાડવા નથી ગમતા. એના કરતાં તમારા સૌના ભણતરમાં વાપરીશું તો આપણને લાભ જ થવાનો છે.'

નીતાને ખૂબ જ ધ્યાનપૂર્વક સમજ આપી, જે એના કુમળા મગજમાં ઊતરી ગઈ અને ફરીવાર તેનું ધ્યાન બીજે દોરાયું નહિ. બેનપણીઓ સાથે પણ તે ચર્ચા કરી શકતી અને પોતાને 'મૉડર્ન' ન માને તો પણ તે ગણકારતી નહિ.

આમ સાદી, સંસ્કારી નીતા માતા-પિતાના સહવાસથી નૈતિક હિંમત કેળવી હિંમતવાન બની.

## સેવાની સચ્ચાઈ

સુનયનની ગામમાં ખૂબ આબરૂ હતી. ગામમાં જ માત્ર નહિ પણ આખા જિલ્લામાં તેની બોલબાલા હતી. અઢાર વર્ષની ઉંમરે તેણે આટલી ખ્યાતિ મેળવી હતી. એ જે બાજુ દોરે તે બાજુ લોકો દોરાતા હતા. એના એક બોલ ઉપર બધો આધાર હતો. આટલી નાની ઉંમરે નાનાં મોટાં સૌને તેનામાં વિશ્વાસ હતો.

સોળ વર્ષે મેટ્રિક પાસ થયેલા સુનયનની ડૉકટર થવાની ઇચ્છા હતી. ડૉકટરી લાઈનમાં જવાનું પગરણ શરૂ કરે તે પહેલાં વચ્ચે એક મોટું વિઘ્ન આવ્યું અને તેને રાજકારણમાં ઘસડાવું પડયું. સીધો સાદો સુનયન રાજકારણની આંટીઘૂંટી શું સમજે ! દેશસેવા કરવાના ઈરાદાથી પોતાના મનની મુરાદ પડતી મૂકીને

તેમાં દાખલ થયો. લોકસેવા તેને ગમતી હતી એટલે તેમાં જ પોતાનું સર્વસ્વ હોમી મન દઈને કામ કરવાનું શરૂ કર્યું.

નાના છોકરા પાસે સલાહ લેવા આવતાં કોઈને સંકોચ થતો નહિ. નવાઈની વાત તો એ હતી કે સુનયન એ બધાં માટે પરાયો થયો હતો. જઈને લોકો સુધી પહોંચવા પ્રયત્ન કરતો.

આમ છતાં સુનયન રાજકારણથી દૂર હતો. એને રાજકારણનો અનુભવ થઈ ગયો હતો. એ તો સડેલું ગંદું રાજકારણ કહીને તેનાથી ચેતતો જ રહ્યો. કારણ એ અનુભવે ઘડાયેલો હતો. દરેક રાજકીય પક્ષના સંપર્કમાં હતો અને ચાલી રહેલા સડા તે નજરે જોતો હતો અને એટલે જ એ બધાથી પર રહેવા તે તત્પર રહેતો. દરેક પક્ષને સુનયનની ગરજ હતી. એના હાથમાં બધા જ મત હતા. ધારે ત્યારે મોટી મેદની ભરી શકતો. તે લોકોનો હતો,- લોકો તેના હતા.

જ્યાં જુઓ ત્યાં કાગડા કાળા. જે પક્ષ તરફ હમદર્દી દાખવી થોડું પણ કાર્ય કરતો એ દરેક પક્ષની ગરજ મટી જાય; અરે, એમ ને એમ પણ અંદરથી તપાસે તો ઉપરથી મોટા –સુંદર દેખાતા અંદર તો પોલંપોલ જ હોય. મોટી મોટી વાતો કરી ગાંધીજીનું નામ વાપરવામાં જ શૂરા.

સુનયન બે વર્ષમાં જ એ ગંદા રાજકારણથી કંટાળી ગયો. ગમે તેવા સંજોગોમાં પણ રાજકારણમાં નહિ ભળવું એવો નિશ્ચય કરી બેઠો. માત્ર સેવાનું—લોકસેવાનું કાર્ય જ કરવું તેમ નક્કી કરી જિલ્લાને વિકસાવવા પાછળ પડ્યો. સૌ સ્વાર્થના સગા છે. અને એ સ્વાર્થી સડામાં પોતાનું કામ નથી. તેનાથી દૂર રહીને આદર્શ ધ્યેય સુધી પહોંચવું કેટલું કપરું છે તે પણ તે રોજ અનુભવવા લાગ્યો. કંટાળેલો સુનયન હવે કુટુંબના—ઘરના વિકાસ માટે શું કરવું તે વિચારવા લાગ્યો અને પોતાના બાપીકા ધંધામાં મન મૂકી કામ કરવાનો નિશ્ચય કરી બેઠો.

ગાંઠનું ગોપીચંદન ખરચવા છતાં જો મન ખરડાયેલું રહેવાનું હોય તો એ મનદુઃખ શાને!

## સહન કરાવતો સ્વભાવદોષ

લીલાબેનનો મૂળ સ્વભાવ ખૂબ કચકચીયો. શરીરે માંદલાં એટલે જાતે કામ થાય નહિ અને માણસોનું કરેલું કામ ગમે નહિ. કોણ જાણે એમને માણસો પણ એવા મળે જે શીખવવા છતાં બરોબર કરે નહિ અને વારંવાર મગજમારી કરાવે. આમ એમનો સ્વભાવ જ એવો થઈ ગયો કે જ્યારે જોઈએ ત્યારે તેમના મનને શાંતિ જ ન હોય. એ સ્વભાવે એમને બિલકુલ બીજો સમય પણ ન મળે. આખો સમય ઘરમાંથી ઊંચાં જ ન આવે.

રસોઈઓ, નોકર બન્ને હવે તેમના સ્વભાવથી ટેવાઈ ગયેલા. એમનું ધાર્યું કર્યા કરે. એમને તો ટેવ પડી છે એમ કરી ક્યારેક ગણકારે પણ નહિ. લીલાબેન હમેશાં પહેલાના માણસો સાથે સરખાવે. આજે જમાનો જુદો છે એ ખ્યાલ એ ભૂલી જાય. પહેલાં તો માણસને ગરજ હતી. આજે નોકરો વગર શેઠાણીઓને નથી ચાલવાનું તેનો તેમને ખ્યાલ હતો.



પહેલાં કરતાં જરૂરિયાત વધી ગઈ છે. એટલે ગરજ શેઠને હોય છે, નોકરને નહિ. એવું વાતાવરણ સર્જાયું છે.

બધાંનાં મંડળોની જેમ નોકરોનું પણ મંડળ રચાયું અને બધા જ હક્ક સ્થાપિત કર્યા. લીલાબેનને આ બધો જ ખ્યાલ એમના નોકરો દ્વારા જ મળે. છતાંય નોકરે કરેલું કામ ન ગમે તો ફરીથી કરીને બતાવે. પોતે કરેલા ઉપરચોટિયા કામ પર ફરીવાર મહેનત કરવી પડે તે બેચાર દિવસ ચલાવી લે. પછી તો તેમને સામા જવાબ આપવા માંડે. પૈસા આપીને કામ કરાવવું અને એના દબાયેલા રહેવું એ તો કેમ પાલવે ? એટલે ક્યાં તો તે ચાલ્યો જાય અગર રજા આપવી પડે એટલી હદ સુધીનું તેનું વર્તન હોય.

લીલાબેન નોકરોથી ખરેખર ત્રાસી ગયાં હતાં. એમના પતિ વારંવાર એમને ટોકતા કે હવે તું બોલવાનું બંધ કર અને થોડું ચલાવી લેતાં શીખ. પણ એમને ગળે એ વાત ઊતરે જ નહિ. સ્વભાવ મુજબ નોકરો ઉપર બંધી જ સખ્તાઈ રાખી જાણે અને માંડ ઘરથી ટેવાવા માંડે ત્યાં તો જતા રહે.

## વાળ અને તેલ

'હું તો તમારી પાસે માથામાં નાખવાનું તેલ લઈને આવી છું.'

'તે બા, તું જ તારા માથામાં નાખ ને. તારા વાળ ફરફર ઊડયા કરે છે અને અમારા તો જો ખાસા ચોંટેલા છે. તારે જરૂર છે એટલે તારા માથામાં નાખ.'

'એમ નહિ, પણ તમે કયું તેલ માથામાં નાખો છો ?'

'અમે તો જે મળે તે નાખીએ. પણ બુન, તારે ઈનું શું કામ છે ?'

'તમે કોપરેલ વાપરો છો ?'

'ઈ કોપરેલ શું વળી ?'

'પેલા ખાવાના કોપરામાંથી નીકળે ને તેનું તેલ.'

'હા, ઈ જ વાપરીએ છીએ.'

'એ તમે કઈ કંપનીનું ખરીદો છો ?'

'કંપની બંપની કાંય ન સમજીએ. અમે તો ઘાણીએથી લઈ આઈએ, ઘાણીએથી.'

'તો પછી તમે સ્વસ્તિકનું ચોખ્ખું કોપરેલ કેમ નથી વાપરતાં ? એ બહુ ચોખ્ખું આવે છે. તમારા માથામાં એ તેલ નાખશો તો વાળ સુંવાળા ને સરસ મઝાના થશે.'

'તું ઈ લાવી દઈશ તો ઈ નાખીશું, ઈમાં શું વળી.'

તદ્દન કોરા 'બોબ્ડ'વાળવાળી આ બહેન એક ગામડામાં સ્વસ્તિક તેલનો પ્રચાર કરવા નીકળી હતી તે વખતની આ વાત છે. કોઈ પણ કાર્ય માટે બીજાને કહીએ ત્યારે તેનો આપણે પહેલો અમલ કરવો જોઈએ. આપણે વર્તનમાં ન મૂકીએ અને બીજાને કહીએ તો તે સામી વ્યક્તિના ગળે ઊતારી જ ન શકાય. તરત જ સંભળાવે કે પહેલાં તમે કરો પછી અમે કરીશું. અને કોણે ક્યાં જવું અને કોની સાથે કેવી વાત કરવી તે પણ સાથે ધ્યાનમાં રાખવું જોઈએ.

આ બહેન એ ભૂલી ગયેલી કે પોતે ગામડાની અજ્ઞાત બહેનો સાથે વાત કરી રહી છે જેને માટે બધું જ નવું હતું. જો એ ખ્યાલ રાખ્યા વગર કામ કરીએ તો એવી બહેનોને સફળતા ન જ મળે.

*

પ્રો ઈન્દ્રવદન કા દવે

# ગ્રંથાવલોકન

## સાહિત્યનિકષ

[લે૰ અનંતરાય રાવળ, પ્રકાશક ભારતી સાહિત્ય સંઘ (પ્રા ) લિ૰, અમદાવાદ, કિં રૂ ૪/૨૫]

આપણા સન્માન્ય વિવેચક શ્રી અનંતરાય રાવળના વિવેચનલેખોનો આ ચોથો સંગ્રહ છે એમાં મુખ્યત્વે સિદ્ધ ગ્રંથકારો, સાહિત્યના કેટલાક પ્રકારોના પ્રવાહો અને ઉત્તમ કૃતિઓ પરના તેમના વિસ્તૃત અભ્યાસલેખો તથા કેટલાક નવોદિત સર્જકો તેમ જ પીઢ ચિંતકોની રચનાઓના અવલોકનો સંગ્રહાયા છે મધ્યકાલીન ગુજરાતી વાર્તા, અર્ધી સદીનું સરવૈયું, અર્વાચીન કવિતામાં ધર્મભાવના, ગોવર્ધનરામનું યુગદર્શન અને તેમનું ગદ્ય સાહિત્ય, બોટાદકરની કાવ્યસરિતા, બટુભાઈનાં નાટકો, નરસિંહ મહેતાનાં કાવ્યો શામળ અને તેની શ્રેષ્ઠ પદ્યવાર્તા 'મદનમોહના', ગોવર્ધનરામ-નાનાલાલનું દર્શનસામ્ય આમ યુગ, કર્તા, પ્રવાહ, કૃતિ આદિનું વિષયવૈવિધ્ય પુસ્તકમાં ધ્યાનપાત્ર છે કૃતિનાં અવલોકનોમાં 'સમૂળી ક્રાંતિ,' 'યુદ્ધ અને શાંતિ' જેવા સમય અને મનની નિરાંત માગી લે તેવા પ્રશિષ્ટ ગંભીર પુસ્તકો તથા પન્નાલાલની વાર્તાઓ, 'પરિહાસ,' નવોદિત લેખકોની નવલકથાઓ કે વાર્તાસંગ્રહો જેવા મનોરંજક પુસ્તકોની સમીક્ષાઓ પ્રિન્સિપાલ રાવળના દૃષ્ટિ, રુચિ અને અભ્યાસવિષયો કેવા વિશાળ છે તે સૂચવે છે સંગ્રહમાં મુકાયેલો પ્રથમ લેખ રણજિતરામ સુવર્ણચંદ્રક પ્રદાન વિધિ વેળા તેમણે વાંચેલું વ્યાખ્યાન છે, જે ગુજરાતી વિવેચનસાહિત્યના પ્રવાહનું સુંદર નખચિત્ર રજૂ કરે છે અને વિવેચકના ધર્મો અને વિવેચન-પ્રવૃત્તિના મૂલ્યો મિતાક્ષરિતાથી દર્શાવે છે

આ બધા લેખો ઉપરથી ઉપલક છાપ એવી પડે છે કે એના લેખક એક વિદ્વાન પ્રોફેસર છે અને એક સમતોલ સમીક્ષક છે વિદ્યાર્થીઓ સમક્ષ કૃતિ, કર્તા કે સાહિત્યપ્રકાર વિશે પ્રાપ્ય બધી જ વિગતો, ચર્ચાઓ એકઠી કરીને મૂકવાનો અને તેમાંથી યોગ્ય મૂલ્યો તારવી તેમની શક્તિ-મર્યાદાઓ ચીંધી બતાવવાનો પ્રોફેસરનો ધર્મ પ્રિ રાવળે તેમના લેખોમાં બજાવ્યો છે વસ્તુનો પરિચય સંક્ષેપમાં કે થોડાક સૂચનો દ્વારા કરાવી, એની રજૂઆતના ઉત્તમ, મધ્યમ તત્ત્વો ઉપર આંગળી મૂકતા જઈ, એમાંના કનિષ્ઠ લક્ષણો ઉપર જરાશી આંખ ફેરવી દઈ તેનું એકંદર મૂલ્ય સાહિત્ય, જીવન અને શિક્ષણની દૃષ્ટિએ નિર્દેશવું એ હંસદૃષ્ટિ સમીક્ષકનો ધર્મ પણ તેમાં બજાવાતો જોવા મળે છે લેખકની નિરૂપણ પદ્ધતિ અને શૈલી પણ તેમના ધર્મને દૃષ્ટિને યોગ્ય ઋજુતાભરી છે

સામાન્યતઃ અવલોકનો બે પ્રકારના બને છે એક પ્રકાર, કૃતિ ન વાંચી હોય યા કર્તાની સમગ્ર સૃષ્ટિનો અભ્યાસ ન હોય તેવી વ્યક્તિને એ કૃતિ કે કર્તાના સર્જકગુણોનો આસ્વાદ કરાવી તેમનો ચેપ લગાડી તેમની અભિમુખ થવા માટે જોઈતી માનસિક તૈયારી કરી આપે બીજો પ્રકાર, કૃતિ વાંચી રહ્યા પછી એમાં શા સરસ-નબળાં તત્ત્વો હતાં તે જણાવી, ચિત્ત પર તેની જે છાપ પડી તેના કારણ-કાર્યો શોધી, તેમનું પૃથક્કરણ કરી એનો અભ્યાસ કરાવે પ્રિ રાવળનાં અવલોકનો બીજા પ્રકારના છે કૃતિથી અનભિજ્ઞ વાચકને એમાં રસ નહિ પડે, કદાચ તે વાચનાય કંટાળો ઉપજાવે પણ એક વાર મૂળ કૃતિ જેમણે વાંચી છે તેમને તો એ અવલોકનો કૃતિનાં મર્મ તત્ત્વો અને રસસૌન્દર્યપોષક લક્ષણોની ઝીણવટભરી પીછાન કરાવશે સહૃદયતા, વિવેક, રસજ્ઞતા, વ્યાપકતા, તટસ્થતા અને સમતોલતાના ગુણો પ્રિ રાવળને આ યુગના એક આદર્શ સમીક્ષક તરીકે સ્થાપે છે સમઆલોચના, વીગતપ્રચુરતા, રચનાની એકસૂત્રતા અને નિરૂપણની અશેષતા તેમના અભ્યાસલેખોના વિશિષ્ટ ગુણો છે સાહિત્યના ઇતિહાસકાર સમીક્ષક લેખે, આ પુસ્તકમાંના લેખો પ્રિ રાવળનું ઊંચું સ્થાન ટકાવી રાખે તેવા સમર્થ છે



**પ્રેમપંથ–ભા. ૧-૨ :**

[ લે૦ ઈશ્વર પેટલીકર; પ્રકાશક : આર. આર. શેઠની કંપની, મુંબઈ, ૨. બંને ભાગના રૂ. ૧૧/૫૦ ]

આપણા સુપ્રસિદ્ધ વાર્તાકાર અને સમાજસુધારક શ્રી પેટલીકર લગભગ સાતસો પાનાંની આ લાંબી નવલકથામાં અમદાવાદના ભદ્ર સમાજના એક કુટુંબની અને સ્ત્રી જગતની સેવા–સહાય કરતી એક સામાજિક સંસ્થાની કથા લઈને આવ્યા છે. કથાની નાયિકા જ્યુથિકા એક વિખ્યાત ડૉક્ટરની નૂતન વિચારો ધરાવતી, કાયદાની ગ્રેજ્યુએટ, કુંવારી, લગ્ન વિશે વિશિષ્ટ સિદ્ધાંતોનો આગ્રહ રાખનારી આધુનિક યુગના પરિપાકરૂપ પુત્રી હોઈ અને માતૃસંસ્થામાં નોકરી કરતી હોવાથી એ કુટુંબ અને એ સંસ્થાની આસપાસ લેખકે પોતાનું વસ્તુ બિછાવ્યું છે. લેખકનું ધ્યેય કથા દ્વારા લગ્નના સ્વરૂપ રહસ્ય અને તેની ઉપયોગિતા વિશે, યુવાન સ્ત્રી-પુરુષના બિનઅનુભવી, તરંગી મનોરાજ્ય વિશે તેમનાં અભિલાષ અને તે સિદ્ધ કરવા માટેની તેમની મક્કમતા વિશે તથા મનુષ્યના દાંપત્યજીવનના આંતર્બાહ્ય સ્વરૂપ વિશે પોતાનાં મંતવ્યો સ્પષ્ટ કરવાનું હોવાથી કથા એકંદરે ચર્ચાપ્રધાન અને ઉદ્દેશલક્ષી બની છે. માત્ર વયસહજ તરંગથી, વૃત્તિના આવેગથી, ઊર્મિના ઊભરાથી કે દેખાદેખીથી પ્રેમના પંથે ચઢી જતાં યુવાનો જીવનમાં નિષ્ફળતા મેળવે છે. વળી, પોતાનું વ્યક્તિત્વ—અંતર અસ્પૃષ્ટ રાખી પોતાના અંગત વિકાસને જ મહત્ત્વ આપી, પોતાનાં રુચિ કે કેળવેલા વિચારો ઉપર મુસ્તાક રહેનાર જિદ્દી યુવાનો પણ તેમના પ્રેમ–જીવનમાં સફળતા પ્રાપ્ત કરી શકતાં નથી. લગ્ન પોતાની ઉગ્ર સ્વભાવજીદ, ઉન્મત્ત ધૂનો કે અહંપોષક માનસને પોષવા માટેની સગવડ નથી, પણ કોઈના વ્યક્તિત્વમાં પોતાનું વ્યક્તિત્વ પ્રેમથી, આનંદથી, લીલાથી ભેળવી દઈ તેના ભાંગતા હૃદયને મહોરાવવા કે પોતાના હૃદયને તેના દ્વારા ટેકો આપી મજબૂત કરવા અને એમ કરી રસઐક્ય સાધી પરસ્પરના વિકાસમાં સમર્પણ અને ત્યાગનો આનંદ અનુભવી જીવનને ચૈતન્યમય કરવાનો અમૂલ્ય ઉપાય છે, એવું વિચારબિંદુ કથાનાં વસ્તુ અને પાત્રોના ઝોક ઉપરથી તારવી શકાય તેમ છે. કથાનું દરેક યુવાન પાત્ર પ્રેમને પંથે શાથી ચઢ્યું, કેવી રીતે ચઢ્યું, કેવુંક ચઢ્યું તે બતાવવાનો લેખકનો હેતુ છે. એ રીતે શીર્ષક યથાર્થ છે. અનેક સોહામણાં યુવાનોનાં માગાંનો ઈન્કાર કરતી જ્યુથિકા છેવટે પ્રૌઢ વયના ઠરેલ, વિધુર, માતૃભક્ત, સ્વસ્થ જીવનદષ્ટિવાળા ગંભીર પ્રકૃતિના નરહરિપ્રસાદ સાથે પરણી જાય છે! ચબરાક, શ્રીમંત, આધુનિક યુવતીને ગમે તેવા રસીલા જયંતને છોડી ધૂની, અનાકર્ષક દેખાવવાળા, જેનું જીવન કંઈક રહસ્યમય છે તેવા અવ્યવસ્થિત જીવન જીવતા મેલાઘેલા કલાકાર અવિનાશને મીનળ પરણીને જ રહે છે! જ્યુથિકાનો ભાઈ કુમાર એક અંધ યુવતી સાથે ઈંગ્લૅન્ડમાં પ્રેમલગ્ન કરી લે છે! આ ઉપરાંત લેખકે લગ્નજીવનનાં રહસ્યોત્તેજક ચિત્રો બતાવ્યાં છે. પ્રેમના પંથે ચઢેલી કોઈ યુવતી એક ગઝલમાં વાંચવા મળે છે તેમ ' મને ગાળો હજારો દે, તે સો સો વાર મારો છે.'ની માફક પ્રેમી માર્ઈ મારે છે, ભીરુતા બતાવે છે તો પણ તેની સાથે લગ્ન કરીને જ રહે છે! લગ્નજીવનમાં વિશાખા જેવી પ્રેમપંથી કામવાસના પ્રત્યે બિલકુલ ઉદાસીન ( Frigid ) છે, તો બીજા એક પ્રેમલગ્નમાં પુરુષ સાવ ઠંડી પ્રકૃતિનો હોય છે. આમ જાતીય જીવન, પ્રેમજીવન અને લગ્નજીવનનાં અનેકવિધ પાસાં લેખકે ઝીણવટથી બતાવ્યાં છે અને તેનાં રહસ્યો તેમાંનાં કારણો શોધી ઊઘાડ્યાં છે. (જ્યુથિકાનાં માતા-પિતા પણ સંસારલગ્નનો એક કોયડો છે.) આ નવલકથાની પાત્રસૃષ્ટિ લેખકે કરવા ધારેલી પ્રેમ અને લગ્નની ચર્ચાનું પક્ષ યા વિપક્ષથી સમર્થન કરે છે. કેટલાંક પાત્રોનું આગવું સ્વતંત્ર વ્યક્તિત્વ છે, જેમકે ભાઈસાહેબ, પ્રતિભા અને મીનળનું વ્યક્તિત્વ કથામાં સૌથી વધુ આકર્ષક છે. નરહરિપ્રસાદ, રાધાબાઈ અને અવિનાશ કથાનાં મંગલ પાત્રો છે. જ્યુથિકા, સમર્થલક્ષ્મી, જયંત વગેરે પ્રથમ ભાગમાં જેટલું આકર્ષે છે તેટલું બીજા ભાગમાં આકર્ષણ નથી કરી શકતાં. આમ છતાં

બધા પાત્રો દ્વારા લેખક ક્રિયા નહિ, પણ ચર્ચા-વિચારણા કરાવવા માગતા હોય એમ સ્પષ્ટ જણાય છે એથી આપણને કથામાના પાત્રો-પ્રસંગોની પ્રવૃત્તિઓમા રસ નથી પડતો પણ તેમણે ઊભી કરેલી બુદ્ધિરસિક ચર્ચાઓમાં જિજ્ઞાસા થાય છે લેખકનુ મનનશીલ, વિચારરસિક, અમુક હેતુઓનુ આગ્રહી માનસ કથામા વારવાર દેખાય છે આથી આવી સામાજિક કથાઓમા આપણા નિકટના નવીન બુદ્ધિજીવી સમાજનો ચિતાર તેના સ્ત્રી-પુરુષોના વિચારવલણો અને રહેણીકરણી આપણો જિજ્ઞાસારસ તોષે છે આ નવલ પણ આધુનિક રીતભાતવાળા સુખી શ્રીમત વિચારનિષ્ઠ આગેવાન ઉપલા વર્ગના કુટુબોના ઘરસસારમા, દીવાનખાનામા શયનગૃહોમા અને નાસ્તા-ટેબલો ઉપર થતી ચર્ચાઓ દ્વારા વ્યક્ત થતા તેમના કૌટુબિક, સામાજિક તથા અગત જીવનના પ્રશ્નોમા અને પ્રવૃત્તિઓમા આપણને ડોકિયુ કરાવે છે આ કારણે અવેતન નાટ્યસસ્થા, સ્ત્રી સેવાની સસ્થા, વકીલોની ક્લબ, અરવિંદ આશ્રમ વગેરેનુ વાતાવરણ કથામા દાખલ થાય છે વર્તમાનપત્રોમા કેટલાક કૌતુકપોષક, રહસ્યગર્ભ સમસ્યાજનક બનાવોના હેવાલો વાચવા મળે છે તેમાથી આ લેખકે કથામા ઘણો બધો સભાર ઊપાડ્યો હોય તેવી પ્રતીતિ વાર્તા કરાવે છે આધુનિક શિક્ષિતોનુ માનસ, વર્તન અને સત્યકથાઓની રહસ્યસૂચકતા લેખકના અભ્યાસનો વિષય છે

એનો વાધો નહિ પણ લેખક પોતાની તાર્કિકતા અને સસારસમીક્ષાથી વાર્તામા ગોઠવેલા સભવિત બનાવો રહસ્યપોષક આકૃતિનુ સુદૃઢ કલેવર કથાને આપી શક્યા નથી કથામા કલાના મૂલ્યો ઉપર લેખકની સામાજિક દૃષ્ટિના મૂલ્યો સવાર થઈ જાય છે અને કથાના મુખ્ય નિરર્થક ગૌણ પ્રસંગો, પાત્રો, ભાષણો કથાની ધરતીને ભારે મારે છે લાંબા પટ ઉપર પથરાએલી આ કથાનો કલાદોર તદ્દન શિથિલ છે

જે સમાજનુ લેખકને આલેખન કરવુ છે તેના અભ્યાસ-અવલોકન તેમણે સારા કરી લીધા હોય છે પાત્રોની ગૂથણીમા અને તેમના વૃત્તિવર્તનોના આધારરૂપ પ્રસંગો ઊપજાવવામા તેમની સભવાસભવની તર્કશક્તિ ઘણુ ખરુ સારુ કામ આપે છે, પણ એકદરે જોતા કથાનો વસ્તુદોર પાતળો પડી ગયો છે, કલ્પનાશક્તિના વિસ્તૃત પટ ઉપર કલાના દોરને ખેલાવવો તેમને જાણે ફાવતો જ ન હોય એવુ આ કથા કહી રહી છે એમ પણ બને કે દોઢસો-બસો પાનામા સમાઈ જાય તેવી કથાને સાતસો પાના લગી પાથરવા જતા આ શિથિલતા ઊભી પડી ગઈ હોય શ્રી પેટલીકર પ્રકૃતિએ સર્જક કરતા સુધારક, શિક્ષક અને સસાર-શાસ્ત્રી હોવાથી નવલકથામા પ્રશ્નચર્ચા, બોધકતા, કાર્યકારણનો સબધ જોડવાની તર્કિકતા, વર્તમાનપત્રોના આશ્ચર્યપ્રેરક હેવાલોની સયુક્તિક ગોઠવણી વગેરે લક્ષણો આગળ તરી આવે તેના ઉત્કટ રહે છે તેઓ જીવનચિત્રણમાથી વિચાર ઊપસાવતા નથી, પણ વિચારચર્ચાની રજૂઆતમાથી પાત્રાલેખન કરે છે જાણે કે વર્તમાનપત્રોમા વચાતી કેટલીક ઘટનાઓનુ રહસ્ય સમજાવવા જ તેમણે આ કથા લખી હોય એવી પ્રતીતિ થયા કરે છે જીવનના ઊડા, સનાતન મર્મનુ સુસકલિત અખડ દર્શન આ કથામાથી થતુ નથી, પણ આધુનિક વિચાર, રહેણીકરણી ને સામાજિક સમસ્યાઓની સપાટીનો ખ્યાલ તેમાથી આપણને મળે છે કુશળ કારીગરીની ત્રેવડમાથી નવલકથાની જે સુરેખ, સુશ્લિષ્ટ અને દૃઢ ગુફનવાળી આકૃતિ રચાવી જોઈએ તે શ્રી પેટલીકરની ઘણી નવલોમા નથી, અહી પણ નથી જે કુશળતા અને કલાથી તેઓ વસ્તુને પાથરે છે તે શક્તિ વસ્તુને સહજ લીલાથી સમેટી લેવામા બતાવી શકતા નથી આ નવલમા પણ આરભના પ્રકરણોમા વસ્તુ પાત્રો અને વાર્તાતત્ત્વને જાણવાનુ જે કુતૂહલ વાચકમા જાગે છે તે પ્રથમ ભાગના મધ્ય ભાગ પછી ટકી રહેતુ નથી પહેલા ભાગના મધ્યમા જ આપણે પામી જઈએ છીએ કે જ્યુથિકા નરહરિપ્રસાદને પરણવાની અને લેખક છેક તેને બીજા ભાગના અત સુધી અદ્ધર લટકાવે! નાયિકા કરતા

તો વાર્તાની ઉપનાયિકા મીનળ વાર્તાનું જાળું ઠીક પાથરે છે.

ચર્ચા અને વાર્તાલાપોથી વસ્તુ વિકસાવતી આ નવલકથા સોપાન અને ચુનીલાલ શાહની સામાજિક નવલોના પ્રકારની છે. એમાંની વસ્તુસામગ્રી સુગ્રાહ્ય છે અને તે બૌદ્ધિક આનંદ પૂરો પાડે છે. શ્રી પેટલીકરની કથનશૈલીમાં પ્રસાદ અને પ્રૌઢિ છે, પણ લાઘવ અને વેગ નથી. કથનની દીર્ઘસૂત્રિતા, ટાઢાશ અને નિરૂપણની એકવિધતા તેમની શૈલીનાં અંગભૂત બની ગયાં છે. જયુથિકાનાં વિચારવર્તન અને નરહરિપ્રસાદની માનસભૂમિકા સમજાવવામાં કથનનું લંબાણ ને પુનરાવર્તન સુભગ ન જ બની શકે. કેટલીક વિગતો અને વિવરણ કથામાં નિરર્થક છે, ક્યાંક પાત્રોનાં નામોમાં સરતચૂક જણાય છે. ( પૃ. ૨૫, ૪૦ ) લેખકની ભાષા શિષ્ટ અને સંસ્કારી છે, પણ કેટલેક ઠેકાણે વ્યાકરણની, વાક્યરચનાની, ચરોતરી પ્રયોગની અશુદ્ધિઓ રહી જવા પામી છે. ( પૃ. ૨૮, ૩૨, ૩૪, ૩૫, ૪૨, ૪૩, ૯૩, ૧૭૮ વગેરે. )

આમ છતાં, એક સામાજિક દસ્તાવેજ લેખે આ નવલકથાનું મૂલ્ય છે. 'પ્રેમપંથ' તેના લેખકના વર્તમાન સમાજના બહોળા અનુભવ સંસ્કાર અને મનનસમીક્ષાની છાપ યથાર્થપણે ઝીલી બતાવે છે. યુવાનોના પ્રશ્નો રજૂ કરવામાં, તેમને પરસ્પર સાંકળવામાં અને પાત્રોનાં વિધવિધ વૃત્તિસંસ્કારો તથા સમાજવ્યવહારોનું આલેખન કરવામાં લેખકની કુશળતા રહેલી છે. પ્રશ્નચર્ચાનો રસ જમાવવામાં તેમની હથોટી સરસ છે. એકંદરે નવલકથા આધુનિક ભદ્ર સમાજના વિચારપ્રવાહોનું પ્રતિબિંબ પાડતી આરસી જેવી છે, જેમાં પોતાનાં રૂપ કે ખોડ જોઈ જોઈ સમાજ આત્મજાગૃતિ કેળવી શકે.

**અજંપો :**

[લે૦ શેખાદમ આબુવાલા. પ્રકાશક: ભારતી સાહિત્ય સંઘ લિ., અમદાવાદ, ૧. રૂ. ૨/૨૫. ]

આપણા જુવાન રંગીન ગઝલકાર તેમના 'ચાંદની' અને 'સોનેરી લટ' પછીનો ત્રીજો કાવ્યસંગ્રહ લઈ ને આવે છે. આમાં 'ચાંદની'માંથી કેટલાંક ચૂંટેલા કાવ્યોનો પણ સમાવેશ કરવામાં આવ્યો છે. ભાઈ આબુવાલા માત્ર ગઝલો જ લખતા નથી, વૃત્તબદ્ધ રચનાઓ અને ગીતોમાં પણ નિપુણતા બતાવે છે. એમની કવિતાનું મુખ્ય લક્ષણ છે હૃદયસ્થ ચિંતન અને મુલાયમ ભાવોની મર્મસ્પર્શી કલ્પનારમ્ય રજૂઆત. એમની ઊર્મિ, કલ્પના અને તેની વ્યક્તિમાં એક પ્રકારની હૃદયનિકટતા અનુભવાય છે. એકાદ ઉક્તિમાં જીવનના કે અનુભવના મર્મને ઠાલવી દેવાની તેમની હથોટી પ્રશસ્ય છે, એકાદ શબ્દના પરિવર્તન વડે તે આખા ભાવનું પરિવર્તન કરી દે છે. પહેલું જ કાવ્ય 'જીવનરાગ' 'મારે અંતર ભરવા રાગ'-માંથી 'મારે અંતર લાગી આગ'નું ચિત્ર સહજતાથી બદલી દે છે. શબ્દો પાસેથી કવિની કુશળતાથી કામ કઢાવનાર આ કવિ જ્યારે તેની સાચી અનુભૂતિદિશાએ હોય છે ત્યારે તો બે ચાર શબ્દોની પીંછીમાં સમસ્ત જીવનનો કોઈ અદ્‌ભુત રંગ છાંટી દે છે. 'સિતારાઓ ગયા ત્યારે તમે સૂરજ બની બેઠાં!', 'હોય તિમિર ને આંખને લાગે તેજની રેલંછેલ!' 'કિનારા બાંધી લે છે તો ય હું તોફાની સાગર છું.' પ્રણય, યૌવનનો ઉલ્લાસ ને ખુમારી, વેદના ને ખુવારીની મસ્તી, પરાક્રમ ઝંખના અને જીવનસંઘર્ષ કે જગતની જડતા કવિનાં કાવ્યોના મુખ્ય વિષય છે. એનું નિરૂપણ પછી ભલે તે છંદમાં, રાગમાં કે ગઝલમાં થતું હોય પણ કવિનાં રંગીન મિજાજ અને ગુલાબી વ્યક્તિત્વના મનોહર રંગો ધારણ કરે છે. એમનાં મુક્તકો અને છૂટા શેરમાંનાં કેટલાંક પણ હૃદયંગમ છે. 'થોડુંક ગાશું, થોડુંક રોશું: શું છે જુદાઈ તે આજ જોશું.' 'હું મારી જીત પાસેથી જ મારી હાર માંગુ છું', વગેરે. ક્લાપી પદ્ય રચનામાં ઉક્તિનો એક 'ડીંભો' આમ ઊડે અને બીજો તેમ ઊડે તેને ગઝલનું ખરું હાર્દ ગણતા. ભાઈ આબુવાલાની ગઝલોમાં પણ કલ્પના કે વિચારની ચમત્કૃતિના 'ડીંભા' પરસ્પર વિરોધી

નિશામા ઊડતા રહી કાવ્યમા વેધકતા અસરકારકતા અને મર્મપૂર્ણ યોગ અનયાસે સર્જી દે છે 'ઝૂકી જવુ' 'આદમથી શેખાદમ સુધી', 'એ તુ તો ભાન છે', 'જિંદગીના જખ્મ', નેહરુને વગરે ગઝનો એના સરસ દૃષ્ટાતરૂપ છે મુક્ત ગુનામી જીવ માટે જીવનના બધનો, જગતની રીતરસમો કે વિધિની વિચિત્રતા મર્શાતરૂપ કે મારુષ્યરૂપ છે એવા તાત્પર્યના રેશમી ચિત્રો આ કવિની ગઝનોમા ઠેર ઠેર મળે છે

'પણી પાણી થઈ ગયો સાગર છતા ક્યા છે અસર ?
મૂર્ખને ચાવી જશે છે કેવી પથ્થર ચાંદની !

જેવી પક્તિઓ તો કવિના ચિતન અને કપનાનુ અદ્ભુત રસાયણ છે આશુવાના મુખ્યવે જુવાનીના રગના—તેની ખુમારીના અને તેના આસુના—કવિ છે એમની કપનામા જેમ પ્રણયનુ અત્તર છે તેમ કુદરતના નૈસર્ગિક રગોનુ માધુર્ય છે એમના ચિત નમા દુનિયાનો અનુભવ છે વેદના અને કટાક્ષના તણખા છે તેમણે ટૂકી ગઝનોમા મુક્ત અને ઊર્મિ ગીતના પ્રાણનુ સિચન કર્યુ છે પરિચિત વિચાર અને લાગણીને સુવાળા પ્રતીકો અને વિરોધાભાસી પદાવનીઓમા ગૂથવાની ફાવટ તેમને આવી ગઈ છે જો કે કવિતામા તેઓ જ્યારે આયાસથી પ્રાસ સાધવાની, તર્કની રમતો કરવાની અને સભાનુ રજન કરવાની ચેષ્ટામા સરી પડે છે ત્યારે તેમની મુલમ રેશમી કાપડના ચીથરા ફાડતી હોય તેવો 'ચરડ' અવાજ કરતી સભળાય છે 'અમારા હાનને' 'મરવુ ભલુ' 'ધરો ધીરજ', 'વાયદો', 'પ્રેમની મ્હાની છે', 'બેવફાઈ', 'હુ ગુનામી આદમી છુ', 'હસતા રહીને' વગેરેમા એવા યાત્રિક ને રૂઢ અવા જે પ્રગટે છે વૃત્તબદ્ધ રચના ઓમા કાવ્યરૂપનો દઢ બધ શિથિલ પડી જાય છે અને જીદોનય ને વાણીની તદ્રૂપતા ગઝનોમા તેવી પ્રગટતી નથી તો પણ 'નિરાશ થઈ', 'રુધિર ને રુદન' વગેરે નોધપાત્ર કૃતિઓ ગણાય

શ્રી આશુવાના આપણી કવિતામા ઉર્દૂ કવિતામા છે તેવો મિજાજ, મસાનો ન દર્દભરી હવા ભરવાનો પ્રયત્ન સફળતાથી કરી રહ્યા છે, તે આજે જ્યારે કવિતા બૌદ્ધિક વૈભવના દર્શન તરફ વિશેષે વળી રહી છે, તવે સમયે એક આનદની વાત છે એમની એક ઉત્તમ ગઝલ એટનુ તો ભાન છે'ની કેટલીક પક્તિ ઓનો આસ્વાદ કરીએ તો એની સત્યતા સમજાશે

'મારી પડતીનુ મને હા, એટલુ તો ભાન છે !
ગાળ માનુ છુ કહે જ્યા કોઈ આ ઇ સાન છો !
*
ચાર દિનની ચાંદની ને કેટલા અરમાન છે !
*
કોણ કહે છે જિદગી માટે પ્રભુને માન છે ?
મોત શુ છે ? જિદગીનુ જીવતુ અપમાન છે !
*
રાત ઝરમર ગીત ને એકાતમા એનુ મિલન
જિદગી બોલી કે મુજ પર આ ખરુ અહેસાન છે !
*
ગમ નિરાશા, દર્દ, બેચેની, વ્યથા ને આસુઓ
જીવવા માટે જુઓ, કેવો સરસ સામાન છે !
*
હાથની રેખા પ્રમાણે ચાલનારા છે ઘણા
ચાલ ત રાઓની બદલે એ જ શક્તિમાન છે !'

**વસાઈનો ઘેરો :**

[ લે० ચુનીલાલ વ શાહ પ્ર० ગાડીવ સાહિત્ય મદિર સૂરત રૂ ૪/- ]

આજથી બસો વર્ષ પહેલાના, ફિરગીની પોર્તુગીઝ સત્તા અને મહારાષ્ટ્રીય રાજ્ય વચ્ચેના યુદ્ધ પ્રસગને લગતી ઈ ૧૯૧૬મા લખાયેલી ઈતિહાસકથાની આ બીજી આવૃત્તિ છે બાજીરાવ પેશ્વાના કારભારમા વસાઈનો કિલ્લો કેવા પરાક્રમોથી સર કરવામા આવ્યો, તેના ભાઈ ચીમણાજીએ શત્રુ પ્રત્યે ઉદાત્ત વર્તન બતાવી બ્રાહ્મણની વીરતાનો કેવો આદર્શ બતાવ્યો કોકણસ્થો અને દેશસ્થો વચ્ચે સત્તા મેળવવા કેવી ખટપટો ચાલતી હતી અને પોર્તુગીઝોનુ વર્તન અન્ય ધર્મીઓ તથા પ્રજા પ્રત્યે કેવુ અમાનુષી હતુ તેનો ચિતાર લેખકે કથામા આપ્યો છે કથા ઘણા જૂના





સમયમાં લખાઈ હોવાથી તેનો વાર્તારસ હવે વાસી લાગે છે. કથા કરતાં લેખક ઇતિહાસ લખતા હોય એવું વિશેષ જણાય છે. એમનાં વર્ણનોમાં હકીકતો ને માહિતીની પુનરુક્તિઓ વારંવાર થયા કરે છે. પહેલા પ્રકરણમાં આવતું મેળાનું વર્ણન એટલું સચોટ ને રસમય હવે લાગતું નથી. એના જમાનામાં કૃતિ કદાચ પ્રિય બની હશે, પણ આજે તેમાંની ઐતિહાસિક પાર્શ્વભૂમિ સિવાય કશું આકર્ષક એમાં દેખાતું નથી. યુદ્ધના અને પ્રેમના પ્રસંગો ચાલુ ચીલાના છે: સંવાદો આડંબરી છે. લેખકની શૈલી ને ભાષા પણ ટાઢીબોળ ને શિથિલતાવાળી છે. આ બીજી આવૃત્તિ વખતે લેખકે તેમની વિકાસ પામેલી ભાષા–શૈલીનો લાભ કૃતિને આપ્યો હોત તો સારું થાત એમ સૌને લાગશે. પૃ. ૭૦મે 'મૃત્યુની અપેક્ષા' નહિ, પણ 'મૃત્યુની પ્રતીક્ષા' લેખકના વક્તવ્યને અભિપ્રેત છે. આખું પુસ્તક ભાષાંતરિયા શૈલીની કૃત્રિમતા દેખાડે છે. એમાંના ઇતિહાસ અને ગોવા પ્રકરણને લીધે તેના વિષયમાં જાગતા રસ સિવાય પુસ્તકનું કશું મહત્ત્વ હવે રહ્યું નથી.

**રાગવૈરાગ :**

[ લે૰ સારંગ બારોટ. પ્ર૰ આર. આર. શેઠની કંપની, મુંબઈ, ૨. રૂ. ૪/– ]

શ્રી. સારંગ બારોટ આપણા પ્રસિદ્ધ વાર્તાકાર છે અને આ તેમનો છઠ્ઠો વાર્તાસંગ્રહ છે. લેખકની સમભાવી અને ચકોર નજર આપણા રોજિંદા જીવન અને દૃષ્ટિએ ચઢતી આસપાસની દુનિયામાંથી ચોટદાર, કૌતુકપ્રેરક, રહસ્યજનક અને રસક્ષમ પ્રસંગો અને પાત્રો શોધી લાવે છે. શ્રીમંત ખેડૂ, મધ્યમ અને શ્રમજીવી—એ ત્રણે વર્ગોના જીવનનું, તેમની કેટલીક આકુલ સમસ્યાઓનું અને તેમના લાક્ષણિક રંગરાગોનું વાસ્તવદર્શી ચિત્ર વાર્તાઓ પૂરું પાડે છે. માનવસ્વભાવ, વૃત્તિના આવેગો, મનોવ્યાપારોનીની ચિત્રવિચિત્રતાઓ અને હૃદયનાં આંદોલનોનું નિરૂપણ કરી તે તરફ આપણા હૃદયના સમભાવને જગાડવાનું કે તેના પર ટકોરો લગાવી તેને આશ્ચર્યમુગ્ધ કરવાનું કામ સંગ્રહની ઘણી ખરી વાર્તાઓ કરે છે. આજના જીવનમાં ને સમાજવ્યવહારમાં પ્રવર્તતાં દંભ, અન્યાય, જૂઠાણાં, ક્રૂરતા, ખોટાં મૂલ્યો અને નકલીપણા સામે લેખકે વાર્તાઓમાં યોગ્ય રીતે આંગળી ચીંધી છે. પ્રસંગ કે પાત્રને પલટો આપી નવલિકાના હાર્દને ઉચિત મમરો મૂકી જવાનો કસબ લેખકને હાથ બેસી ગયો છે. બ્રહ્મદ્વારનો પંથી જોગી, ગાવાવાળી જહાનઆરા બેગમ, કર્તવ્યપાલન કરવા અપંગને પરણી પછી ગાવાવાળીની દીકરી સાથે છૂપો સંબંધ રાખનાર શિક્ષિત ધનિક શ્રીકાંત, સીધો ઘા કરનારા હલ્લાલકારો, સંયુક્ત મહારાષ્ટ્રનો ઝનૂની પ્રચારક છતાં એક ગરીબ ગુજરાતીને ભીડમાં આર્થિક મદદ કરનાર સતારાનો દાદો બાબુરાવ, નમાઝપ્રેમી કલ્લુમિયાં, ફિલસૂફ જેવો પાગલ મંજુ મસ્તાનો એમ વિધવિધ સંસ્કારો, વૃત્તિ આવેશો, વિચારો અને મનોભાવો કે વર્તનો બતાવતી પાત્રસૃષ્ટિ 'રાગવૈરાગ'માં ખડી થાય છે. વાર્તાના સ્વરૂપની જાણકારી પણ લેખકની સારી છે. પરિસ્થિતિ, વૃત્તિ, ઘટના કે મનોવ્યાપારના વિકસતા પ્રવાહમાં તે સયુક્તિક અને સ્વાભાવિક પરિવર્તનો બતાવી વાર્તાના અંતની ચોટ સ્વાભાવિકતાથી સાધે છે. 'નમાઝ', 'ભણકાર', 'પરિવર્તન', 'નશો' જેવી વાર્તાઓ એમાંની પ્રસંગયોજના, વસ્તુનિરૂપણ તથા રહસ્ય પ્રકાશની કલાથી અને તેના અંતની સ્વભાવિકતાથી સંગ્રહની સરસ વાર્તાઓ બની છે. લેખક સ્થાન, સ્થિતિનું વાતાવરણ તાદૃશતાથી આલેખે છે. વર્તમાન સમયનાં કેટલાંક કૌટુંબિક અને સામાજિક દૃશ્યોની પાર્શ્વભૂમિ તેમણે વીગતો ને કથનસામગ્રીની યોગ્ય પસંદગીથી ચિત્રિત કરી છે. 'છરી અને ગુલાબ'માં તેમણે તિરસ્કૃતોના માનસતલમાં ડોકિયું કરાવ્યું છે. 'સથવારો'માં વૃદ્ધ દેરિયાની વાતમાં બેકાર ઊભેલાઓ સામે સચોટ કટાક્ષ અને પિતૃહૃદય પ્રત્યે ઊંડી સહાનુભૂતિ નિષ્પન્ન કર્યાં છે. ચિત્રસર્જનને જરૂરી યોગ્ય વિગતોના ને ઘટનાઓના

પ્રમાણસરના નિરૂપણથી તેમની શૈલી સીધી, મુદ્દાસરની લક્ષ્યવેધી બની છે. હળવો કટાક્ષ, લાગણીનો સમભાવ, ગળચટ્ટાં વર્ણનચિત્રો, કથનરસની ખીલાવટ, આલેખન-આયોજનના વિવિધ પ્રયોગો, અને રંગ તથા રૂપની સાધના શ્રી. સારંગ બારોટની વાર્તાશૈલીનાં લાક્ષણિક તત્ત્વો છે.

સંગ્રહમાં બધી જ વાર્તાઓ એક સરખું આકર્ષણ કરે તેવી નથી.

'રેન પોલીસ'માં ચમત્કૃતિનો આભાસ આપની માત્ર ચાલાકી છે. 'અરક્ષિત ઇમારત'મા વાર્તાનો મર્મ પામતાં ઘણી શુષ્ક, નિરર્થક વિગતોના વનમાંથી પસાર થવું પડે છે. 'પાંચસો રૂપિયા'માં નિરૂપણ અને અંત આયોજનની કૃત્રિમતા છતી કરી દે છે. 'એસતે વર્ષે'માં પણ નાયકને જે અનુભવો થાય છે તેનો સ્વાંગ ભલે જુદો હોય છતાં એના તથ્યમાં એકવિધ યાંત્રિકતા ખડકાઈ છે. 'ધોળી ટોપી' કે 'નહિ પુરુષ બળવાન' જેવી નબળી વાર્તાઓ સંગ્રહમાં ન મુકાઈ હોત તો ઇષ્ટ જ થાત. તો પણ એકંદરે, 'રાગવૈરાગ'ની ઘણી વાર્તાઓ આપણા રહસ્યશોધુ, કૌતુકઝંખુ, વાર્તારસિયા હૃદયને રોચક થાય તેવી આકર્ષક બની છે.



# ઊર્મિ નવરચના

વાર્ષિક લવાજમ : રૂ. ૭/૫૦ : વિદેશમાં : શિ. ૧૫.
૭ વર્ષનું સામટું લવાજમ રૂ. ૩૭/૫૦ : વિદેશમાં : શિ. ૭૫.

અમદાવાદમાં રૂબરૂ લવાજમ ભરવાનું અને મ. ઓ. થી મોકલવાનું મુખ્ય સ્થળ :

**ઊર્મિ–નવરચના કાર્યાલય**

ભારતી સાહિત્ય સંઘ (પ્રા.) લિ. : ૬૪, ગાંધીરોડ : ફર્નાન્ડીઝ બ્રિજ : અમદાવાદ, ૧

આ ઉપરાંત નીચેનાં સ્થળોએ પણ 'ઊર્મિ નવરચના'નું લવાજમ ભરી શકાય છે :—

| | | |
|---|---|---|
| ૧ | એન. એમ. ત્રિપાઠી પ્રાયવેટ લિમિટેડ, | પ્રિન્સેસ સ્ટ્રીટ, મુંબઈ, ૨. |
| ૨ | આર. આર. શેઠની કંપની, | કેશવબાગ, પ્રિન્સેસ સ્ટ્રીટ, મુંબઈ, ૨. |
| ૩ | એન. એમ. ઠક્કરની કંપની, | ૧૪૦, પ્રિન્સેસ સ્ટ્રીટ, મુંબઈ, ૨. |
| ૪ | આરોગ્યધામ, | અચુબ મેન્શન, વિન્સેન્ટ રોડ, કિંગ સર્કલ પાસે, માટુંગા, મુંબઈ, ૧૯ |
| ૫ | પુસ્તકાલય સહાયક સહકારી મંડળ લિમિટેડ, | રાવપુરા, વડોદરા. |
| ૬ | ચરોતર પુસ્તકાલય પ્રવૃત્તિ, ચરોતર એજ્યુકેશન સોસાયટી, | આણંદ. |
| ૭ | વિજય સ્ટોર્સ, | સ્ટેશન રોડ, આણંદ. |
| ૮ | લોકમિલાપ કાર્યાલય, | જિલ્લા કોર્ટ રસ્તો, ભાવનગર. |
| ૯ | નવયુગ પુસ્તક ભંડાર, | રાજકોટ. |
| ૧૦ | સાહિત્ય ભંડાર | ૧૪, અમરતલ્લા સ્ટ્રીટ, કલકત્તા, ૧. |
| ૧૧ | ગાંડીવ સાહિત્ય મંદિર, | હવાડિયા ચકલા, સૂરત. |
| ૧૨ | સૌરભ પુસ્તક ભંડાર, | રિલીફ રોડ, પાદશાહની પોળ સામે, અમદાવાદ, ૧ |
| ૧૩ | રવાણી બંધુ | વલ્લભવિદ્યાનગર (આણંદ–ખેડા) |
| ૧૪ | સીટી બૂક શૉપ. | પો. ઑ. નં ૧૪૬૦, મોંબાસા. (કેન્યા) |
| ૧૫ | જે. એસ. કાનાબાર લિ૦, | પો. ઑ. નં. ૧૦, બ્લેન્ટાયર. (ન્યાસાલૅન્ડ) |
| ૧૬ | જનરલ બૂકસેલર્સ, | પો. ઑ. નં. ૧૨૭૮, દારેસલામ. (ટાંગાનિકા) |
| ૧૭ | પૉપ્યુલર બૂક સપ્લાય, | પો. ઑ. નં. ૭૬૯, કંપાલા. (યુગાંડા) |
| ૧૮ | કે. સી. આચાર્ય એન્ડ સન્સ, | પો. ઑ. નં. ૨૪૬, જિન્જા. (યુગાંડા) |
| ૧૯ | નિર્મળાબેન ભટ્ટ, | પો. ઑ. નં. ૧૨૧, જિન્જા. (યુગાંડા) |
| ૨૦ | કે સી. આચાર્ય એન્ડ સન્સ, | પો. ઑ. નં. ૪૦૬, મ્બાલે. (યુગાંડા) |
| ૨૧ | રાવળ બ્રધર્સ. | પો. ઑ. નં. ૪૬, નકુરુ. (કેન્યા) |
| ૨૨ | વાલંભીઆ બ્રધર્સ, | પો. ઑ. નં. ૮૯. ઝાંઝીબાર (પૂ. આફ્રિકા) |
| ૨૩ | છોટુભાઈ પટેલ. સેંટ્રલ પ્રિ. પ્રેસ લિ., | પો. ઑ. ૪૨૬, બ્રોકનહિલ. (નૉર્થ રોડેશિયા) |
| ૨૪ | રામભાઈ પટેલ, પ્રીમિયર બ્રધર્સ, | પો. ઑ. નં. ૨૯૩. એનડોલા. (નૉર્થ રોડેશિયા) |
| ૨૫ | આપાભાઈ પટેલ, | પો. ઑ. નં. ૭૯, લુઆન્સ્યા. (નૉર્થ રોડેશિયા) |
| ૨૬ | સાકરચંદભાઈ નાઈ. નાઈ બ્રધર્સ. | પો. ઑ. નં. ૩૪. લિવિંગ્સ્ટોન. (નૉર્થ રોડેશિયા) |
| ૨૭ | મોરારજીભાઈ એલ. પટેલ, | પો. ઑ. નં. ૧૫૧૭, સેલિસબરી (દ. રોડેશિયા) |
| ૨૮ | ઠાકોરભાઈ દેસાઈ. દેસાઈ એન્ડ કંપની, | પો. ઑ. નં. ૧૦૮, લુસાકા. (નૉ. રો.) |

મુદ્રક: દીપક પ્રિન્ટરી અમદાવાદ

અંક ૧૧ : ફેબ્રુઆ '૬૧
સળંગ અંક ૩૭૧

'ઊર્મિ' : વર્ષ ૩૧
'નવરચના' : વર્ષ ૨૫



સમાજમાં સંસ્કાર અને સાહિત્ય પ્રેરતું સામયિક

## ક્રમ





## સૂચના

* લવાજમ વરસનું : સાડાસાત રૂપિયા પરદેશમાં દશ રૂપિયા (શિ ૧૫)
* દર માસની ૧લી તારીખે નિયમિત પ્રગટ થાય છે.
* વરસમાં એપ્રિલ, જુલાઈ, ઑક્ટોબર અને જાન્યુઆરી એ ચાર માસમાંથી કોઈપણ માસથી ગ્રાહક થઈ શકાય છે
* વી પી થી લવાજમ વસૂલ કરવામાં જે વધારાનો ખર્ચ થાય છે એ ગ્રાહકે જ ભોગવવાનો હોય છે એટલે લવાજમ પૂરું થયાની નોટિસ મળે ત્યારે ગ્રા. નં. અને પૂરા સરનામા સાથે કૃપા કરીને મનીઑર્ડરથી જ લવાજમ મોકલી આપવું.
* નમૂનાનો અંક મંગાવતી વખતે ૭૫ નયા પૈસાની ટિકિટો બીડવી જરૂરી છે મફત અંક કોઈને મોકલાતો નથી
* દરેક જાતના પત્રવ્યવહારમાં ગ્રા. નં. લખવો ખાસ જરૂરી છે.
* અસ્વીકૃત લખાણ પાછું મેળવવા જોઈતી ટિકિટો બીડવી જરૂરી છે એ સિવાયનાં અસ્વીકૃત લખાણો ૫ દર દિવસ પછી રદ કરાય છે.
* જાહેરખબર માટેનું, લવાજમ મોકલવાનું, લખાણો મોકલવાનું અને બીજા દરેક જાતના પત્રવ્યવહારનું સરનામું :–

'ઊર્મિ–નવરચના'
ભારતી સાહિત્ય સંઘ (પ્રાયવેટ) લિ.,
૬૪, ગાંધીરોડ : ફર્નાન્ડીઝ બ્રિજ
અમદાવાદ, ૧

પ્રકાશક ઈશ્વરલાલ મો દવેએ અને મુદ્રક કાંતિલાલ ડાહ્યાભાઈ પટેલે માલિક ભારતી સાહિત્ય સંઘ (પ્રાયવેટ) લિમિટેડ વતી ૬૪, ગાંધીરોડ, ફર્નાન્ડીઝ બ્રિજ, અમદાવાદથી પ્રસિદ્ધ કર્યું અને મંગલ મુદ્રણાલય, રતનપોળ, અમદાવાદમાં છાપ્યું.
તંત્રી : ઈશ્વરલાલ મો૦ દવે અને સંપાદક : જયન્ત પરમાર.



# ગદ્યરચના

## ........ માણસની મહત્તા

માણસનું કામ, સ્થાન અને હાજરી એટલાં બધાં મહત્ત્વનાં હોય છે કે તેની જ સાચા અર્થમાં ગણના થાય છે, બીજા કશાંની નહિ. કાંઈક કામ માટે માણસ પ્રેરાય કે ઈચ્છા કરે ત્યારે એ કામની કામિયાબી તેની વહારે ધાય છે; એટલું જ નહિ પણ એની ઇચ્છાશક્તિની પ્રબળતા પણ તેને યારી આપે છે. ધગશ અને દૃઢ ઈચ્છાશક્તિનું આ મહત્ત્વ દરેક કામને માટે જરૂરી છે. કોઈપણ કામમાંથી પાછા હટવાનો વખત ત્યારે જ ન આવે કે જ્યારે માણસની ધગશે દૃઢ ઇચ્છાશક્તિનું સ્વરૂપ લીધું હોય. કામના સાથે સાથે માણસનું સ્થાન પણ એટલું જ મહત્ત્વનું છે. જે સ્થાન ઉપર બેઠાં બેઠાં ક્યારેક એટલું કે એવું વલણ પણ માણસ દાખવી બેસે છે કે જે વલણ ક્યારેય કોઈએ અંગીકાર ન કર્યું હોય. એવા વલણ તરફ કોઈપણ જાતની હમદર્દી ન મેળવી શકાય ત્યારે એ સ્થાનની કશી ઉપયોગિતા જ ન રહે. સ્થાનની સાથે જ કામની પણ સાચી પરિસ્થિતિને અનુરૂપ રહેવા, અનુકૂળ થવાના બધા પ્રયત્નો જો કામ ન લાગે તો કામની સાથે જ સ્થાનનું મહત્ત્વ ડગી ઊઠે છે. એ એટલે સુધી કે સ્થાનભ્રષ્ટતા પણ ત્યાં જ નિર્માઈ ચૂકે છે. દૃઢ ઈચ્છાશક્તિવાળું કામ જ સ્થાનની ચોકસાઈ નક્કી કરે છે અને એ ચોકસાઈ સાથે જ માણસની હાજરી પણ આવી જાય છે. માણસ એનું ગમે તેવું મહત્ત્વનું કામ કે સ્થાન ધરાવે છતાં એની હાજરી, એની ઉપસ્થિતિ જ મોટી વાત ગણાતી હોય છે. એ ઉપસ્થિતિને કોઈ અવગણી ન શકે, કોઈ ટાળી ન શકે કે કોઈ ખાળી ન શકે. એટલે જ 'આપ મુઆ વિના સ્વર્ગે ન જવાય' જેવી કહેવતને આપણે સાચી ઠરાવીએ છીએ ને? ગમે તેટલું સારું કામ હોય ગમે તેટલું મહત્ત્વનું સ્થાન હોય પણ એ બન્નેનું સાચું મૂલ્યાંકન તો માણસની હાજરીથી જ નક્કી થાય છે. એ મૂલ્યાંકન કરવાની કોઈને વાત કહેવાની ન હોય. મૂલ્યાંકન જાતે જ પોતાનું મૂલ્ય આંકી દે છે. એમાંથી જ માણસ દીપી ઊઠે છે. માણસ પરખાય છે, માણસને સમજી શકાય છે એ જ એની સાચી અને મોટી મહત્તા હોઈ શકે.

લેખક: ઈશ્વરલાલ મો. દવે
સંપાદક: જેઠાલાલ પરમાર



'મિત્રા'

## જિંદગી

સાંભળ્યું 'તું,
મથ્યા છે ઘણા બાંધવા
આપણા શબ્દોની જાળમાં
ને તોયે જે બંધાઈ નહીં
તે છે આ જિંદગી !
વળી લખ્યું 'તું
હાથતાળી દઈ દઈ
જાય છે જે સરી
ને ગઈ તે આવી નહીં
તે છે આપણી જિંદગી.
આજે અનુભવ્યું
જે સમજી કદી ના સમજાઈ
છતાંયે જે શક્યા જીવી
ઠોકરો ખાધા છતાં ન છોડાઈ
તે છે હા ! આપણી જિંદગી.

★

પ્રા. ગોવિન્દભાઈ પટેલ

## ગોરી

ગોરી, જાણે ડાંગરની તું ક્યારી,
મેઘની મોતનધાર થાતાં શી ખીલતી કલા તારી !
ગોરી, જાણે ડાંગરની તું ક્યારી.
રૂસણાં ઊંચે આભનાં, બીજી
મીઠી દખણ લ્હેરો,
કામણ કેવાં સીમને દેતો,
જોવનાઈનો ઘેરો !
માણતો ખેડુ મીઠડાં ખાંતે પરસેવો નિતારી.
ગોરી, જાણે ડાંગરની તું ક્યારી.
મેઘની મ્હેરે રોપણી ચાલે
ગીતને તાલે તાલે,
ચોપાઈ ધરુ ખંજન જેવું
અખિલાઈમાં મ્હાલે;
ધરવી થાતી રઢિયાળી શી સુહાગ ધણના ધારી !
ગોરી, જાણે ડાંગરની તું ક્યારી.
પલટે મોસમ, લ્હેરિયાં લેતી
પલટી જાય રૈવાટી,
'શેઢા' કેરી' હદમાં ત્યારે
રૂપનાં મ્હેકે મટી;
જીરવી તાપો ભોમકા થાતી અન્નપૂરણા સારી.
ગોરી, એવી ડાંગરનાં તું ક્યારી.

★

'મધુરમ્'

## શિશિર

શિશિરની શી શીતળતા.
સમસમ સિસકારા સૃષ્ટિભર
ચિત્ર સમાં છે ચતુર્દિશ,
મીણ સમ ઠર્યા આ દિનનિશાકર
ઘી સમ થીજ્યું શું થરથર નગર
વિશ્વ તણી શી વિકળતા
શિશિરની શી શીતળતા.
વનવન શોભા સ્તબ્ધ ઘડીભર
સ્થિર દિસે નભ કુમકુમ સૂર
તારક છૂપ્યા પંખી ક્ષણભર
વ્યોમ ધરા ને સ્થિર ઝરણુ
સૃષ્ટિ સારી શી શિશિર શરણુ.
વિધુ શી વિરલ વિમળતા
શિશિરની શી શીતળતા.

★



૨૪૦ નાથાલાલ દવાણી

## મેંદીનાં પાન

**નેહનાં નેણ**

હોઠ રહે પણ નેણ રહે ના ચૂપ,
નેહનાં નટખટ, નેણ રહે ના ચૂપ !

**પ્રેમ**

પ્રેમ તો પામી શકે છે સર્વને,
પ્રેમ કેવળ જોઈએ બસ, પામવાને પ્રેમને !

**તું નથી**

પ્યાસ તો છે ને તું નથી સાકી,
મારી મહેફિલમાં તું જ છે બાકી !

**નયને સમાઓ !**

રાખો, અમારું આ વેણ રાખો,
આવો, અમારાં નયને સમાઓ,
એમાંય સહેજે આવે શરમ તો–
ઘૂંઘટ શા પાંપણના પરદા છે, ઢાળો !

**સધિયારો**

મિલનમાં આપ, જુદાઈમાં યાદનો વારો,
અમારે આમ રહ્યો આપનો જ સધિયારો !

**સુરાહી રાખજો**

સુરા પીઓ જ પીઓ, છો તમે રસિકતાની,
સુરાહી રાખજો હંમેશ ધીર સંયમની !

**યાદ કરે છે**

મિત્રો જ જ્યારે મિત્ર થઈ બાદ કરે છે,
હૈયું દિલેર દુશ્મનોને યાદ કરે છે.

**ના થશે**

દુષ્ટનું કરશો તમે નિત્ય દમન—
દુષ્ટતાનું ના થશે એથી શમન !

**મહત્તાની નમ્રતા**

ક્ષમા શું છે ? મહત્તા નમ્રતાની,
નમ્રતા માત છે એ મહત્તાની !

**પૂનમ અમાસ**

આ અમાસી આભ જાણે મોરલો મીઠો કળાયેલ,
ને પૂનમ તો દીસતી જાણે ઢળકતી ઢેલ !

☆

હેમજી શ૦ સોઢા

## હે રવિ !

અસ્તાચલે જઈ રહેલ રવિ, તને હે !
શો અર્ધ્ય હા, અરપીને બનવું કૃતજ્ઞ ?
તું તેજ–આત્મ, તુજ અંગ ઘડેલ તેજે;
ત્યાં દીપથી તવ ઉતારું હું આરતી કાં ?
ને વારિથીય તુજને દઉં અંજલિ શી,
જ્યાં અન્ન–પાણી દઈ તું જગને જિવાડે ?
ને તું જ જ્યાં વનતણી વનરા ઉગાડે,
ત્યાં અર્પવી ક્યમ તને તુલસીની પત્તી ?

હે સૂર્ય ! તું જરીક જો મુજ વેણ રાખે,
તો ભિક્ષુ તુજ કનેથી હું આજ માગું;
કે, તૃપ્તિની ઝલક જે તું–મુખે સુહાતી,
તેવી રહે મુજ મુખેય સુહાઈ, એવા
કર્તવ્યપંથ પર, જીવનશેષકાલે,
પ્રેરી રહે સતત, અસ્ત થતા રવિ હે !

## હે ચંદ્ર !

હે ચંદ્ર ! કૌમુદીતણા રસને ઝમી તું
આ પૃથ્વીની સૂરતને પલટાવી નાખે;
ને જે પ્રગાઢ તિમિરે તરબોળ ગૂઢ,
વ્યક્તિત્વ તેહ પુર, ગ્રામ, વનો ધરન્ત !

હે ચંદ્ર ! શીતલ કરો મૃદુ ફેરવીને
ઉત્તાપ શાંત જલધિ–તનુના કરે તું;
ને સિંધુ–હાર્દ ઊછળે નભ આંબવાને,
સંચાર જે મહીં થયો તવ ચેતનાનો !

તો ચંદ્ર હે ! વિતર ચાંદની સારુ તારી
આ દેહના અણુ અણુ મહીં, રોમ–રોમે;
કે જીવું હું મરણપ્રાય અવસ્થ, તે હું
જીવું જરા સભર–જીવન–માનવી શો !
હે રોહિણી–દયિત ! ઔષધિનાથ ! કાપ
આ જાડ્ય મારું, નવ ચેતન આપ ! આપ !

☆







'રાજહંસ'

# સમયનાં શોર-બોર

**સ્વતંત્રતાની જ્યોત નવી પેઢીના હાથમાં**

'જુલમનો સામનો કરવો છે, ગરીબી નિવારવી છે, રોગ દૂર કરવા છે, દુઃખ બધું નાબૂદ કરવું છે' અમેરિકાનું પ્રમુખપદ સ્વીકારતી વેળા અમેરિકન પ્રમુખ કેનેડીએ દુનિયા આખીનું ધ્યાન ખેંચે એવાં પ્રેરક વચનો કહ્યાં છે એ વાણીમાં ગર્જતું પુરુષોને ભાવતી ડંફાસો ને મોટી પણ પોકળ વાતો હાંકવાનો પ્રયાસ થયો હોય એમ જણાતું નથી એના દિલની નિખાલસતાનો રણકો એમાં સંભળાય છે

એણે કહ્યું છે કે સત્તાની સમતુલા જાળવી રાખવાની ઘડીઓ વીતી ગઈ છે હવે સ્વાધીનતા તરફ એક પછી એક દેશ વળી રહ્યા છે ત્યારે પરતંત્રતાની જંજીરો તૂટે ને જૂના વખતના અત્યાચારો અને જુલમો આરંભાય એ સ્થિતિ અસહ્ય છે એટલે જ્યાં સ્વતંત્રતા જોખમમાં આવશે ત્યાં એની વહારે જવું પડશે

એણે એ પણ કહ્યું છે કે અમેરિકા કેટલી મદદ આપશે ને શું કરશે એની અટકળો કરવાના દિવસો પણ પૂરા થયા, આપણે સહુ એકઠા મળી શું કરી શકીએ તે જોવાનું છે સહુની સાથે મળીને સહકારથી રાષ્ટ્ર સંસ્થા દ્વારા સક્રિય કામ કરવાની ધગશ હોય એમ નવા પ્રમુખે કહ્યું છે

વિજ્ઞાનનું સુંહારકારી ભીષણ સ્વરૂપ જોતાં જગતે એમણે વિજ્ઞાનનું કલ્યાણકારી સ્વરૂપ ઓળખવાની ઘોષણા કરી છે રાષ્ટ્રો શસ્ત્રસંન્યાસ લઈ શકે તે માટે ચોક્કસ સૂચનો કરવાની હાકલ પણ એમણે કરી છે અને ઠંડા યુદ્ધથી થાકેલી પ્રજાને મહાન હેતુઓના સમર્થન કાજે સમર્પણ કરવાની હાકલ પણ એમણે જ હિંમતપૂર્વક દીધી છે

અમેરિકાનું પ્રમુખપદ (ખ્રુશ્ચેવને બાદ કરતાં) જગતમાં અજોડ ગણાય એવું છે પણ નવા પ્રમુખની અદેખાઈ કોઈ કરતું નથી એણે જે જવાબદારીના ભાન સાથે એ સ્થાન સ્વીકાર્યું છે તે જોઈને હરકોઈ ચકિત થયા છે કંઈક અવનવું થવાની આગાહીઓ સમજાઈ રહી છે કેનેડીએ જાતે જ કહ્યું છે કે હવે નવી પેઢીના હાથમાં સ્વતંત્રતાની જ્યોત સોંપવામાં આવી છે આ બોલ ઘણા સૂચક છે અને એના ગર્ભમાં નવસર્જનની શક્યતાઓ રહેલી છે

**હશે શું એ કુદરતનું નિમિત્ત ?**

ગાંધીજીના નિર્વાણ વખતે જે દિન વાયરા દેશભરમાં વાયા હતા અને જગતભરમાં ફેલાયા હતા માનવીએ ચિંતવેલાં ઉત્તમ મૂલ્યોના સમર્થન કાજે એ દેહ પડ્યો ત્યારે એનો આઘાત સર્વત્ર ઝીલાયો હતો ચિંતન, વિચારનું પ્રકટ થવું, એનો ઉછેર થવો ને એનું સમર્થન કરવું—માનવ પુરુષાર્થની સીમામાં આવેલા આ ધન્ય ચાર પ્રકારોમાં રહેલું સામર્થ્ય આપણે ભૂલવા જેવું નથી

સંભવ છે કે કેનેડીમાં આધ્યાત્મિક સાધના કે બળ ઓછાં હોય પણ ઉદારમતવાદીની ધાર્મિક શ્રદ્ધા તો હશે જ તે વિના એમની વાણી આવી પ્રગલ્ભ ના બને એમની કને ઝબકારો કે સ્વપ્ન આવ્યું હોય એમ જણાય છે ભલે આજે એનો આકાર સ્પષ્ટ ના હોય પણ જે સમયે દુનિયાને મહાન હેતુઓ અને એ જાગવા નીડરતાની ખાસ જરૂર હતી ત્યારે કેનેડીની વાણી સ્ફુરી થઈ છે

એમ બને કે આપણે અગર બીજો કોઈ દેશ એમની સાથે સંપૂર્ણ રીતે સંમત ના થઈએ અથવા એવું





પણ બને કે કેનેડીના માર્ગમાં ઘણી મુશીબતો ઊભી થાય અને પ્રગતિ કરતાં ગૂંચવાડો વધવા પામે એમની નિકટના માણસોનો વિશ્વાસ પણ કદાચ એ ગુમાવી બેસે. અગર એમની કે એમના સાથીઓની આકરી કસોટી પણ થાય, ને વેઠવું પણ પડે. એવું કૈં ને કૈં બનવાનું, ના બને તો જ નવાઈ લાગવી જોઈએ. ને એમ છતાં, કેનેડી આ જગતને નવા માર્ગે લઈ જનાર પુરુષાર્થીઓમાંનો એક છે એવી સંભાવના વધારે જણાય છે. એના જ ભાગ્યમાં જય છે કે બીજાના એ તે કોણ કહી શકે. પણ એનાં સ્વપ્નાં પાર પડો એવી દુઆઓ જગતના ઘણા ખૂણાઓમાંથી અચૂક થવાની. કેટલાક માણસો કુદરતના નિમિત્ત બનીને આવે છે ત્યારે એવી હવા જ પેદા થાય છે, વાણી જ એવી નીકળે છે, ને વિચારો પણ એવા જ વેગથી ફેલાય છે, સ્વીકારાય છે.

### પ્રકાશ પાડનારો જીલાસ

કેનેડી પ્રમુખ થયા ત્યારે એક બીજો સૂચક બનાવ પણ થયો. પૂર્વ યૂરોપનાં નાનાં રાજ્યો વિશ્વયુદ્ધમાં સંડોવાયાં, યુદ્ધ પૂરું થયું, પણ એમની ઉપર તો 'લોખંડી પડદો' પડી ગયો તે હજુ ખસતો નથી. સામ્યવાદીઓ પાસે બે પ્રકારનાં બળ છે: પ્રચાર–ઝૂંબેશ-શિસ્ત ને ઘર્ષણો ઊભાં કરવાનું બળ બધા દેશમાં પૂરા જોર-શોરથી વપરાય છે. બીજું બળ છે ખુલ્લી લશ્કરી તાકાત. જે દેશ એમની સત્તા હેઠળ આવ્યો ત્યાંથી પહેલું બળ બિનજરૂરી ઠરી અદૃશ્ય થાય છે, ને બીજું નિર્દય રીતે અમલમાં આવે છે. યુગોસ્લાવિયામાં સામ્યવાદી સરકાર આવી ત્યાર પછી જીલાસ નામનો એ જ પક્ષનો આગેવાન જેલમાં પુરાયો હતો, તેની હમણાં મુક્તિ થઈ.

કારાવાસમાં રહીને જીલાસે એક પુસ્તક લખ્યું–'ધી ન્યૂ કલાસ.' એમાં એણે જે જોયું ને અનુભવ્યું તે જણાવી દીધું કે જનતાને નામે સામ્યવાદીઓ એક નવો ખાસ વર્ગ ઊભો કરી રહ્યા છે. એ વર્ગ દેશનો શાસક થયા પછી ક્યારેય ખસવાનો નથી. એમને ઊંચા હેતુઓનો વાણી-વિલાસ જ કરવો છે, એનો અમલ કરતા વખતે સત્તાને આંચ ના આવે તેની પૂરેપૂરી તકેદારી રાખવી છે. મતલબ કે લૂંટ કરવા ને વહેંચી લેવા કોઈ વિશાળ કાવતરું ચાલી રહ્યું છે.

આ પુસ્તક છૂપી રીતે બહાર આવ્યું ને ઘણા દેશોમાં પહોંચ્યું એ પછી લોકો પોતાના દેશની સારી મનાતી સરકારોથી પણ ચેત્યા છે. અને કાયદો, શિસ્ત, પક્ષની સ્થિરતા, કટોકટીને પહોંચી વળવાની જરૂરીઆત આવા ઘણા બહાના હેઠળ માનવ-સ્વતંત્રતા કેમ રૂંધાય છે જકડાય છે તે વિશે વિચાર કરતા થયા છે. સામ્યવાદીઓને તો જવાબ જ જડતો નથી.

જીલાસની મુક્તિ અને કેનેડીનું પ્રમુખપદે આવવું બંને ઘટનાઓ એક સાથે બની છે. ભલે એ આકસ્મિક મનાય, પણ એમાય સંકેત છે. એકે અંધારું કેવુંક ભીષણ છે તે બતાવવા દીવો પેટાવ્યો છે, બીજાએ કયા પ્રકાશ તરફ આપણે જવું છે એની હાકલ કરી છે. બંનેએ જગતના વિકાસમાં બળ સીંચ્યું છે.

### કરોડોનો વ્યય કે દુર્વ્યય?

કેનેડીના સમયમાં હિંદને પૂરતી આર્થિક મદદ મળે એવા સંજોગો વહેલા જ છે, વૈજ્ઞાનિક સહાય પણ મળશે. આપણી ત્રીજી યોજનામાં કરોડોની જરૂર જણાઈ છે, એ જરૂર મોટે અંશે પૂરાશે એમ જણાય છે. ત્રીજી યોજના વિના આપણું કામ આગળ ચાલે એમ નથી, ને એ યોજનાને બહારની મબલખ સહાય વિના ચાલે એવું નથી.

કરોડો ડોલરની મદદ એકલા હિંદને જ નથી મળી, બીજા ઘણા દેશોને મળી છે. પણ એ નાણું લેખે લગાડયું હોય તો જર્મની ને જાપાન એ બે દેશમાં. યુદ્ધમાં ભાંગી ગયેલાં આ રાષ્ટ્રો આપણી આઝાદીના કાળમાં જ પાછાં આબાદ થઈ ગયાં છે. જાણે કોઈ કીમિયો હાથ લાગ્યો હોય એમ વીજળીવેગે પ્રગતિ કરી એમણે દુનિયાને ચકિત કરી મૂકી છે. સામ્યવાદ ના હોય છતાંય દેશની પ્રગતિ ઝડપી થઈ શકે તેની પ્રતીતિ કરાવી છે. દેખીતું છે કે ડોલરની જંગી મદદ



'રાજહંસ'

# સમયનાં શોર-બોર

### સ્વતંત્રતાની જ્યોત નવી પેઢીના હાથમાં

'જુલમનો સામનો કરવો છે ગરીબી નિવારવી છે, રોગ દૂર કરવા છે, દુઃખ બધું નાબૂદ કરવું છે.' અમેરિકાનું પ્રમુખપદ સ્વીકારતી વેળા અમેરિકન પ્રમુખ કેનેડીએ દુનિયા આખીનું ધ્યાન ખેંચે એવા પ્રેરક વચનો કહ્યાં છે. એ વાણીમાં રાજ-પુરુષોને ભાવતી ડંફાસો ને મોટી પણ પોકળ વાતો હાંકવાનો પ્રયાસ થયો હોય એમ જણાતું નથી. એના દિલની નિખાલસતાનો રણકો એમાં સંભળાય છે.

એણે કહ્યું છે કે સત્તાની સમતુલા જાળવી રાખવાની ઘડીઓ વીતી ગઈ છે. હવે સ્વાધીનતના તરફ એક પછી એક દેશ પહોંચવા લાગ્યા છે ત્યારે પરતંત્રતાની જંજીરો તૂટે તે જ વખતે અત્યાચારો અને જુલમો આરંભાય એ સ્થિતિ અસહ્ય છે એટલે જ્યાં સ્વતંત્રતા જોખમમાં આવશે ત્યાં એની વહારે જવું પડશે.

એણે એ પણ કહ્યું છે કે અમેરિકા કેટલી મદદ આપશે ને શું કરશે એની અટકળો કરવાના દિવસો પણ પૂરા થયા, આપણે સહુ એકઠા મળી શું કરી શકીએ તે જોવાનું છે. સહુની સાથે મળીને સહકારથી રાષ્ટ્ર-સંસ્થા દ્વારા સક્રિય કામ કરવાની ધગશ હોય એમ નવા પ્રમુખે કહ્યું છે.

વિજ્ઞાનનું યુદ્ધતરફી ભીષણ રૂપ જોયા પછી એમણે વિજ્ઞાનનું કલ્યાણકારી સ્વરૂપ ઓળખવાની ઘોષણા કરી છે. રાષ્ટ્રો શસ્ત્રસંન્યાસ લઈ શકે તે માટે ચોક્કસ સૂચનો કરવાની હાકલ પણ એમણે કરી છે. અને ઠંડા યુદ્ધથી થાકેલી પ્રજાને મહાન હેતુઓના સમર્થન કાજે સર્વાર્પણ કરવાની હાકલ પણ એમણે જ હિંમતપૂર્વક દીધી છે.

અમેરિકાનું પ્રમુખપદ (ખ્રુશ્ચેવને બાદ કરતાં) જગતમાં અજોડ ગણાય એવું છે. પણ નવા પ્રમુખની અદેખાઈ કોઈ કરતું નથી. એણે જે જવાબદારીના ભાન સાથે એ સ્થાન સ્વીકાર્યું છે તે જોઈને હરકોઈ ચકિત થયા છે. કૈંક અવનવું થવાની આગાહીઓ સમજાઈ રહી છે. કેનેડીએ જાતે જ કહ્યું છે કે હવે નવી પેઢીના હાથમાં સ્વતંત્રતાની જ્યોત સોંપવામાં આવી છે. આ બોલ ઘણા સૂચક છે અને એના ગર્ભમાં નવસર્જનની શક્યતાઓ પણ રહેલી છે.

### હશે શું એ કુદરતનું નિમિત્ત ?

ગાંધીજીના નિર્વાણ વખતે ગમગીન વાયરા દેશભરમાં વાયા હતા અને જગતભરમાં ફેલાયા હતા. મનીષીઓએ ચિંતવેલાં ઉત્તમ મૂલ્યોના સમર્થન કાજે એ દેહ પડ્યો ત્યારે એનો આઘાત સર્વત્ર ઝીલાયો હતો. ચિંતન, વિચારનું પ્રકટ થવું, એનો ઉછેર થવો ને એનું સમર્થન કરવું—માનવ પુરુષાર્થની સીમામાં આવેલા આ ધન્ય ચાર પ્રકારોમાં રહેલું સામર્થ્ય આપણે ભૂલવા જેવું નથી.

સંભવ છે કે કેનેડીમાં આધ્યાત્મિક સાધના કે બળ ઓછાં હોય. પણ ઉદારમતવાદીની ધાર્મિક શ્રદ્ધા તો હશે જ. તે વિના એમની વાણી આવી પ્રગલ્ભ ના બને. એમની કને ઝંખના કે સ્વપ્ન આવ્યું હોય એમ જણાય છે. ભલે આજે એનો આકાર સ્પષ્ટ ના હોય પણ જે સમયે દુનિયાને મહાન હેતુઓ અને એ જાળવવા નીડરતાની ખાસ જરૂર હતી ત્યારે કેનેડીની વાણી સ્ફુટ થઈ છે.

એમ બને કે આપણે અગર બીજો કોઈ દેશ એમની સાથે સંપૂર્ણ રીતે સહમત ના થઈએ. અથવા એવું





પણ બને કે કેનેડીના માર્ગમાં ઘણી મુશીબતો ઊભી થાય અને પ્રગતિ કરતાં ગૂંચવાડો વધવા પામે એમની નિકટના માણસોનો વિશ્વાસ પણ કદાચ એ ગુમાવી બેસે. અગર એમની કે એમના સાથીઓની આકરી કસોટી પણ થાય, ને વેઠવું પણ પડે. એવું કૈં ને કૈં બનવાનું, ના બને તો જ નવાઈ લાગવી જોઈએ. ને એમ છતાં, કેનેડી આ જગતને નવા માર્ગે લઈ જનાર પુરુષાર્થીઓમાંનો એક છે એવી સંભાવના વધારે જણાય છે. એના જ ભાગ્યમાં જય છે કે બીજાના એ તે કોણ કહી શકે. પણ એનાં સ્વપ્નાં પાર પડો એવી દુઆઓ જગતના ઘણા ખૂણાઓમાંથી અચૂક થવાની. કેટલાક માણસો કુદરતના નિમિત્ત બનીને આવે છે ત્યારે એવી હવા જ પેદા થાય છે, વાણી જ એવી નીકળે છે, ને વિચારો પણ એવા જ વેગથી ફેલાય છે, સ્વીકારાય છે.

### પ્રકાશ પાડનારો જીલાસ

કેનેડી પ્રમુખ થયા ત્યારે એક બીજો સૂચક બનાવ પણ થયો. પૂર્વ યૂરોપનાં નાનાં રાજ્યો વિશ્વયુદ્ધમાં સંડોવાયાં, યુદ્ધ પૂરું થયું, પણ એમની ઉપર તો 'લોખંડી પડદો' પડી ગયો તે હજુ ખસતો નથી. સામ્યવાદીઓ પાસે બે પ્રકારનાં બળ છે: પ્રચાર-ઝૂંબેશ-શિસ્ત ને ઘર્ષણો ઊભાં કરવાનું બળ બધા દેશમાં પૂરા જોર-શોરથી વપરાય છે. બીજું બળ છે ખુલ્લી લશ્કરી તાકાત. જે દેશ એમની સત્તા હેઠળ આવ્યો ત્યાંથી પહેલું બળ બિનજરૂરી ઠરી અદશ્ય થાય છે, ને બીજું નિર્દય રીતે અમલમાં આવે છે. યુગોસ્લાવિયામાં સામ્યવાદી સરકાર આવી ત્યાર પછી જીલાસ નામનો એ જ પક્ષનો આગેવાન જેલમાં પુરાયો હતો, તેની હમણાં મુક્તિ થઈ.

કારાવાસમાં રહીને જીલાસે એક પુસ્તક લખ્યું-'ધી ન્યૂ કલાસ.' એમાં એણે જે જોયું ને અનુભવ્યું તે જણાવી દીધું કે જનતાને નામે સામ્યવાદીઓ એક નવો ખાસ વર્ગ ઊભો કરી રહ્યા છે. એ વર્ગ દેશનો શાસક થયા પછી ક્યારેય ખસવાનો નથી. એમને ઊંચા હેતુઓનો વાણી-વિલાસ જ કરવો છે, એનો અમલ કરતાં વખતે સત્તાને આંચ ના આવે તેની પૂરેપૂરી તકેદારી રાખવી છે. મતલબ કે લૂંટ કરવા ને વહેંચી લેવા કોઈ વિશાળ કાવતરું ચાલી રહ્યું છે. આ પુસ્તક છૂપી રીતે બહાર આવ્યું ને ઘણા દેશોમાં પહોંચ્યું એ પછી લોકો પોતાના દેશની સારી મનાતી સરકારોથી પણ ચેત્યા છે. અને કાયદો, શિસ્ત, પક્ષની સ્થિરતા, કટોકટીને પહોંચી વળવાની જરૂરીઆત આવા ઘણા બહાના હેઠળ માનવ-સ્વતંત્રતા કેમ રૂંધાય છે જકડાય છે તે વિશે વિચાર કરતા થયા છે. સામ્યવાદીઓને તો જવાબ જ જડતો નથી.

જીલાસની મુક્તિ અને કેનેડીનું પ્રમુખપદે આવવું બંને ઘટનાઓ એક સાથે બની છે. ભલે એ આકસ્મિક મનાય, પણ એમાય સંકેત છે. એકે અંધારું કેવુંક ભીષણ છે તે બતાવવા દીવો પેટાવ્યો છે, બીજાએ કયા પ્રકાશ તરફ આપણે જવું છે એની હાકલ કરી છે. બંનેએ જગતના વિકાસમાં બળ સીંચ્યું છે.

### કરોડોનો વ્યય કે દુર્વ્યય?

કેનેડીના સમયમાં હિંદને પૂરતી આર્થિક મદદ મળે એવા સંજોગો વહેલા જ છે, વૈજ્ઞાનિક સહાય પણ મળશે. આપણી ત્રીજી યોજનામાં કરોડોની જરૂર જણાઈ છે, એ જરૂર મોટે અંશે પૂરાશે એમ જણાય છે. ત્રીજી યોજના વિના આપણું કામ આગળ ચાલે એમ નથી, ને એ યોજનાને બહારની મબલખ સહાય વિના ચાલે એવું નથી.

કરોડો ડોલરની મદદ એકલા હિંદને જ નથી મળી, બીજા ઘણા દેશોને મળી છે. પણ એ નાણું લેખે લગાડયું હોય તો જર્મની ને જાપાન એ બે દેશમાં. યુદ્ધમાં ભાંગી ગયેલાં આ રાષ્ટ્રો આપણી આઝાદીના કાળમાં જ પાછાં આબાદ થઈ ગયાં છે. જાણે કોઈ કીમિયો હાથ લાગ્યો હોય એમ વીજળીવેગે પ્રગતિ કરી એમણે દુનિયાને ચકિત કરી મૂકી છે. સામ્યવાદ ના હોય છતાંય દેશની પ્રગતિ ઝડપી થઈ શકે તેની પ્રતીતિ કરાવી છે. દેખીતું છે કે ડોલરની જંગી મદદ

જગતના પ્રશ્નો ઉપર આપણે નવો વિચાર જાહેર કરવા માગીએ કે માર્ગદર્શન કરી વ્યાજબી વલણ કેવી હોઈ શકે તે જણાવીએ પણ એથી કેટલા પ્રશ્નો ઉકલે છે, માનવતાની કેટલી રક્ષા થાય છે અને છેલ્લે દેશનું હિત શી રીતે જળવાય છે એ વાત ફરી ફરી તપાસવા જેવી જણાય છે.

લંકામાં તામીલ ભાષાનું ભાવિ હતું તેથીય વધારે અસ્થિર થયું એટલે ત્યાં જન્મેલા ઉછરેલા વસેલા લાખો દક્ષિણ ભારતવાસીઓનાં હિત જોખમમાં મુકાવાનાં. 'આટલું અમથું લંકા' એમ કહીને નેહરુ એની ગણતરી કોઈવાર ઓછી આંકી શકે, પણ ત્યાંના ભારતવાસીઓ વિશે એમનું કશું ચલણ જ નથી. ને જે લંકાને વિશે આવા લાચાર છે તે ફોર્મોસાના ટાપુ ઉપર ચીનનો પક્ષ લઈ દુનિયામાં ફર્યા એ કેવી નવાઈ?

ને એ ચીનની દોસ્તી તોયે ના જ ટકી. એશિયામાં જેને લશ્કરી સત્તા વડે અને અખૂટ માનવ વસતીના ભંડાર વડે પ્રભાવ પાડવો છે, સ્વતંત્રતા નાબૂદ કરવી છે, ઘર્ષણો વધારવાં છે એનો શાથી આપણે વિશ્વાસ કર્યો તેની નવાઈ છે. હજારો હિંદીઓને ચીનમાંથી પાછા ફરવું પડ્યું એ હકીકત છે. એવાં વળતાં પગલાં આપણે ભલે ના લીધાં પણ ચીનની મેલી મુરાદની ગંધ કેમ ના પારખી? શાથી સિદ્ધાંતના મુખપાઠ ઉપર વારી ગયા!

એ ચીને દુશ્મની બાંધી એટલું જ નહિ પણ દુશ્મન તેને દોસ્ત બનાવ્યા. ચીને પાકિસ્તાન સાથે ભારતની સરહદ નક્કી કરવાનું અટકચાળું કર્યું. જ્યારે પચાવી પાડેલા પ્રદેશો સંબંધી વાટાઘાટો ચાલુ હતી ત્યારે જ ચીને ભારતનું અપમાન કરવાનું પગલું ભર્યું. કોને ખબર કે બ્રહ્મદેશ સાથે ચીને સરહદ નક્કી કરી તેમાંય એની જ ચાલાકી નહિ રમાઈ હોય અને ભારતની સરહદને લાગેવળગે તેનોય ફેંસલો એમણે બે જણે કરી લીધો હોય!

પાકિસ્તાનને તો ભારતની મૈત્રી ખપતી જ નથી. ત્યાંનો કોઈ પણ પક્ષ ભારત તરફી છે જ નહિ, થઈ શકવાની હિંમત પણ નહિ કરે. પોતાના દેશને કેન્દ્ર તરીકે સ્થાપીને દુનિયાભરમાં ભારતની નાલેશી કરવાનો એણે નિરધાર કર્યો છે. નદીઓનાં પાણીની વહેંચણીના કરાર કર્યા પછી આ દેશમાં કોઈ એમ નથી બોલતું કે એથી આ દેશને લાભ થયો છે. ઘણાને એમ લાગ્યું છે કે સંબંધો જાળવી રાખવા આપણે ઘસાઈ છૂટવું પડે તો ભલે એમ. સ્વરાજ પછી પંચાવન કરોડની રકમ ચૂકતે કરવાની ગાંધીજીએ હઠ લીધી ત્યારે પણ આવી વલણ હતી. છતાં નવાઈની વાત એ છે કે એની એવી રીતે કદર થતી નથી. ઊલટું ભારતવિરોધી વલણ આવા પ્રસંગો પછી જોર પકડી લે છે!

આફ્રિકામાં આપણી પરદેશનીતિ ઉપયોગી નીવડી હોય એમ જણાયું નથી, ભારત તરફનો પ્રેમ હતો તે વપરાતો ઘસાતો ઉણો થતો લાગે છે. એને પરિણામે એ ખંડના કાંઠે કાંઠે અને અંતરિયાળ વસેલા ભારતવાસીઓને અપાર ચિંતામાં મૂકયા છે. અને નજદીકના સમયમાં પાકિસ્તાને હિંદુઓને પરેશાન કર્યા એમ આફ્રિકામાં હિંદીઓને—પાકિસ્તાનીઓને નહિ—થવાનું. એ ખંડમાં વસાહત પોર્ટુગલ ફ્રાન્સ બ્રિટન બેલ્જીયમ વગેરે કોઈ પણ દેશની હોય, એની મુક્તિ ટાણે ભારતના વતનીને સહન કરવાની ઘડી આવવાની. આ સ્થિતિ પરદેશનીતિથી સરજાય છે એમાં શંકા શી? કબૂલ કરીએ કે હેતુઓ સારા છે, પણ એનો આગ્રહ કવખતનો હોય કે એનો અમલ કુનેહ વિનાનો હોય, હિંદી પ્રજાના મિત્રો કમી કરવામાં એનો અંત આવે ત્યારે મૂંઝવણ થાય છે. આપણા દેશની જે કોઈ પરદેશનીતિ હોય તે આપણા દેશને લક્ષમાં રાખીને ઘડેલી હોવી જોઈએ. આ દેશના હેતુઓ અને હિતો બંને બર આવવાનો સંભવ ઓછો હોય ત્યારે ઝાઝો ઉહાપોહ કરવો આપણને શોભતો નથી.

તિબેટની સ્વાધીનતા લુંટાઈ ગઈ એમાં આપણે ચીનના મદદગાર રહ્યા, એ શું શરમની વાત નથી? નેપાળમાં ત્યાંના રાજાએ લોકશાહીને થોડા સમય માટે મુલતવી

[ અનુસંધાન માટે જુઓ પાનું ૫૬ ]



**ડૉ. સુમન્ત મહેતા**

# ફીરંગી જંગલીયાત

માનવીની ગલામી દશા માટે દોઢ બે સદી પહેલાનુ સાંભળીએ તો માનવા તયાર થઈએ. પણ આજેય એક એવી સુધરેલી' કહેવાય તેવી પ્રજા પ્રવર્તતુ ગુલામી માનસ ગુજરાતના પીઢ વિચારકે આ મહત્ત્વના લેખમા રજૂ કર્યું છે જે દરેકને વિચારતા કરી મૂકે

આપણા પોતાના દેશ સિવાયના બીજા દેશોના ભૂગોળ તથા ઇતિહાસ વિશે આપણુ જ્ઞાન ઓછુ હોય છે, ઘણુ ઓછુ

આ લેખમા પોર્તુગાલ દેશ વિશે કેટલીક મહત્વની હકીકતો આપી છે

યુરોપ ખડના છેક પશ્ચિમ કિનારાના છેક દક્ષિણના ભાગનો થોડો પ્રદેશ પોર્તુગલ દેશ કહેવાય છે એની ઉત્તરે અને પૂર્વમા આવેલા અનેક દેશો—ફ્રાન્સ, ગ્રેટબ્રિટન, જર્મની વગેરેની સરખામણીમા આ નાના રમકડા જેવડા દેશની પ્રજા ઘણી પછાત, કઈક આળસુ અને પ્રગતિહીન કહી શકાય પોર્તુગી અથવા ફીરંગી પ્રજાને એક નબળા અને અતિ વૃદ્ધ માણસની સાથે સરખાવી શકાય આજથી ૫૦૦—૬૦૦ વર્ષ પહેલા પોર્તુગી લોકો ઘણા ભણેલા, બાહોશ, અને પ્રગતિશીલ હતા અને તેમણે પગરસ્તે તેમ જ જળમાર્ગે પરદેશ સાથે વેપાર વધારી મૂક્યો હતો ઉત્તમ પ્રકારના વહાણો બાધીને દરિયાપારના દૂર દૂર દેશો તેમણે શોધી કાઢયા હતા તે જમાનામા હિંદ દેશ તેના સરકાર, વેપાર, કળા કૌશલ્ય ધર્મ, તથા સમૃદ્ધિ માટે મશહૂર હતો હિંદ એટલે ઇંડ અથવા ઇન્ડિસ જવાનો માર્ગ શોધવાના પ્રયાસોમાથી ફીરંગીઓએ આખો અમેરિકા ખડ શોધી કાઢયો કોલબસ પોર્તુગી હતો અને એણે અમેરિકામા પગ મૂક્યો ત્યારે પોતે હિંદ પહોચ્યો છે એવુ માની લીધેલુ અને તેથી જ અમેરિકાના લોકોને 'ઇન્ડિયન' કહ્યા હતા હવે એ લોકો રેડ ઇન્ડિયન અગર લાલ હિંદીઓ કહેવાય છે—અમેરિકાની પાસેના કેટલાક ટાપુઓ વેસ્ટ ઇન્ડિઝ એટલે પશ્ચિમનુ હિંદ કહેવાય છે—ફેરો એ લોકો આફ્રિકા પહોચ્યા અને ત્યાના અભણ લોકો જે માત્ર તીરકામઠાથી જ પોતાનુ રક્ષણ કરી શકતા હતા તેમને તલવાર બદૂક તથા તોપથી સજ્જ થયેલા સૈનિકોએ હરાવીને તેમના દેશો જીતી લીધા આવી લૂટમા અમાનુષી ક્રૂરતા, આગ, ખૂન વગેરેમા કાઈ બાકી રાખ્યુ નહોતુ જે દેશો, તેમણે જીત્યા ત્યાના પ્રજાજનોને મારી ઠોકીને માત્ર રોટલાની બદલીમા તેમની પાસેથી સખત મજૂરી મફત મેળવી, આવી રીતે પોર્તુગીઓ ધનવાન બન્યા હતા આવી રીતે બ્રિટિશરો અને અન્ય યુરોપી પ્રજાઓએ પોતાના દેશોને ખીલવ્યા કર્યા છે, અજ્ઞાન પ્રજાઓનુ લોહી પીને

આજે આફ્રિકાના વિશાળ ખડની અદર નીચે જણાવેલા પ્રદેશો પોર્તુગીઓના કબજામા છે —

(૧) પૂર્વ આફ્રિકામા મોઝામ્બીક (૨) પશ્ચિમ દિશામા આંગોલા, (૩) પશ્ચિમ આફ્રિકામા પોર્તુગીઝ ગીની (૪ વેર્દે ભૂશિરના બેટોનુ જૂથ અને (૫) સાઓ—ટોમે બેટોનુ જૂથ

પોર્તુગી સરકાર કોઈ પણ પરદેશીઓને આ પ્રદેશોમા પગ મૂકવા દેતી નથી વર્ષો પહેલા એમ કહેવાતુ હતુ કે રૂસની ભૂમિની આસપાસ એવો સજ્જડ લોખડી પડદો છે કે કોઈ પણ રૂસી જન તેની બહાર ની ળી શકે નહિ અને કોઈ બિન-રૂસી રશિયામા પ્રવેશી શકે નહી ફીરંગીઓનો પડદો એવો મજબૂત છે આસપાસના પડોશી રાજ્યના આફ્રિકનો પણ ફીરંગી પ્રદેશોમા ઘૂસી ન શકે ત્યા પ્રજામત કેળવી શકાય તેવુ એક પણ સાધન અસ્તિત્વમા નથી નથી મતાધિકાર, નથી સારી કેળવણી નથી છાપા, બહારથી છાપા આવી શકતા નથી, અને જો કોઈ ભણેલાઓ રાજકીય ચળવળ કરે તો તેમને જેલમા પૂરી રાખવામા આવે છે અથવા તેમના પર કેસ માંડયા વિના તેવા ચળવળીયા ગૂમ થઈ જાય છે એવુ પણ છાપામા વાચ્યુ છે કે તેમને એરોપ્લેનમા ઉપાડીને દરિયામા ફેકી દેવામા આવે છે

આ ફીરંગી પ્રદેશો કેટલા વિશાળ છે તેનો ખ્યાલ એની



સરખામણીથી આવશે કે આંગોલા અને મોઝેંબીક આખા પોર્તુગાલ દેશના કરતાં વીસ કરતાં પણ વધારે ગણા મોટા છે. એ પ્રદેશો વધારે ફળદ્રુપ પણ છે, અને તેમાં મબલખ પાક ઉત્પન્ન થાય છે. આખા આફ્રિકામાં જે સારાં બંદરો છે તેમાંથી ઘણાં આ પ્રદેશોમાં આવ્યાં છે અને પૂર્વના એક બંદરથી આખા આફ્રિકા ખંડને પૂર્વથી પશ્ચિમ ઓળંગીને પશ્ચિમ કિનારે પહોંચી શકાય એવી રેલ્વે ત્યાં છે.

હવે આપણે દરેક પ્રદેશનો ટૂંકો ઇતિહાસ જોઈએ.

(૧) આફ્રિકાના પશ્ચિમ કિનારા પર પોર્તુગી ગીનીનો નાનો પ્રદેશ છે. તેનો વિસ્તાર આશરે ૩૬૦૦૦ ચો. કિલોમીટરનો છે અને વસતિ માત્ર પાંચ લાખની છે. ત્યાં ૨૨૦૦ પોર્તુગીઓ પણ છે. આ પ્રદેશ ફીરંગીઓએ ૧૪૪૬માં પોતાને કબજે કરી લીધો હતો. પાંચસો (૫૦૦)થી વધારે વર્ષો સુધી ફીરંગીઓએ રાજ્યશાસન કર્યું છે અને તે છતાં તે દેશમાં નિરક્ષરતા **આખા જગતની અંદર સૌથી** વધારેમાં વધારે—૯૯ ટકા છે. આ આંકડા યૂનાઈટેડ-નેશન્સ સ્ટેટિસ્ટીકલ બૂકના છે.

(૨) બીજા પંદરેક બેટો કેઈપ વેર્દ (એટલે લીલી ભૂશિર) બેટોનું જૂથ કહેવાય છે. જેમાના કેટલાક નિર્જન છે. આ બેટો ૧૪૬૦માં પોર્તુગીઓએ હાથ કર્યા હતા. તેમાં માત્ર પોણા બે લાખ માણસોની વસતિ છે. તેમાંના એક સાલ નામના બેટમાં મોટું આંતરરાષ્ટ્રિય હવાઈ મથક (સાઓ વિસેંટ)-અમેરિકનોએ બાંધ્યું છે.

(૩) સાં ટોમ-અને પ્રિન્સેસના બેટો બહુ નાના છે, અને વસતિ ૬૦,૦૦૦ની છે. અહીં બીજાં ફીરંગી સંસ્થાનોમાંથી બળજબરીથી આણેલા ગુલામો વસાવ્યા છે અને તેમને સખતમાં સખત ઘાતકી માર મારીને કોકો અને કોફીનાં ખેતરોમાં તેમની પાસેથી કામ લેવામાં આવે છે.

(૪) મોસાંબીકનો પ્રાંત ૭,૭૧૦૦૦ ચો. કિલોમીટરનો છે અને વસતિ છે લગભગ ૬૦ લાખ માણસોની. આ આખા ૬૦ લાખની વસતિવાળા સંસ્થાનમાં માત્ર એક હાયસ્કૂલ છે. (માની ન શકાય એવી હકીકત છે.) ફીરંગીઓએ ૧૪૪૬થી રાજ્ય શરૂ કર્યું છે. આખા જગતમાં સૌથી વધારે મોટાં નાળિયેરીનાં વન અહીં છે. ખાંડ, કપાસ અને અનેક જાતનાં ફળોની પેદાશ અહીં થાય છે. મોસંબીનાં ફળ મોટા જથ્થામાં થાય છે, અને વખતે તેનાં બી આપણા દેશમાં આવ્યાં હશે. (મોસાંબીક દેશ પરથી મોસંબી શબ્દ યોજાયો હશે.)

આપણું મગજ માનવાની ના પાડે છે કે ૧૯૬૧ના વર્ષમાં પણ આ મોસાંબીક દેશની મોટી આવક ત્યાંની પ્રજાને ગુલામ તરીકે વેચવામાંથી આવે છે. એ ગુલામો દક્ષિણ આફ્રિકા અને બીજા દેશોની ખાણમાં વેચાય છે.

જ્યારે રહોડેશિયાના ગોરા કિસાનોની માસિક આવક રૂ. ૧૫૦૦ છે ત્યારે આફ્રિકન કિસાનને રૂ ૧૫૦ મળે છે, પણ મોસાંબીકના ખેડૂતને પૂરા રૂ. ૧૫ પણ મળતા નથી.

(૫) આફ્રિકાના પશ્ચિમ ભાગમાં ઈકવેટરની આસપાસ આંગોલાનું સંસ્થાન છે. એ બેલ્જીયમ, ફ્રાંસ, સ્પેઈન અને ઈટાલીને ભેગાં કર્યાં હોય તેવડો અને પોર્તુગાલથી ૧૪ ગણો મોટો છે. તેમાં ૪૨ લાખ દેશી લોકો અને ૮૦,૦૦૦ ગોરાઓનો વસવાટ છે.

ત્યાં જૂની ઢબે ખેતી કરીને લોકો પોતાનું પૂરતું અનાજ પકાવે છે. પણ ગોરાઓની માલિકીની અનેક ખાણોમાં હજારો આફ્રિકનો સોંઘી મજૂરી કરે છે. આ આંગોલા પ્રાંતમાં હીરા, આસ્ફાલ્ટ, બીટુમેન, કાંસુ અને સોનાની ખાણો છે. અમેરિકન કંપનીઓ સોનાની અને મેંગેનીસની ખાણો ચલાવે છે અને તે છતાં પ્રખ્યાત અમેરિકન લેખક જોન ગંથર એમના પુસ્તકમાં લખે છે કે આંગોલાના દેશી લોકો ભૂખે મરે છે; અને ૪૨ લાખ માણસોની વસતિમાં કેવળ ૬૮ હાયસ્કૂલના વિદ્યાર્થીઓ છે. એ પુસ્તકનું નામ છે 'ઈન્સાઈડ આફ્રિકા—આફ્રિકાની અંદર.' કહેવાય છે કે દરેક વર્ષે, ૮૦,૦૦૦ ગુલામો દક્ષિણ આફ્રિકાની

ખાણોમા વેચવામા આવે છે રાષ્ટ્રસંઘ એ ને ગુનામ ૨૬ નેશ સે જગતભરમાથી ગુનામીનો વેપાર બંધ કરવાના આટઆટના ફાંફા માર્યા હોવા છતા ઈસસ ક્રાઈસ્ટની વીસમી સદીના ૬૧મા વર્ષમા એ ગોરી પ્રજા ગુનામોનો વેપાર કરે છે આગોનામા લગભગ ૪ લાખ આફ્રિકનોને જોરજુલમીથી વેઠે કામ કરવુ પડે છે અને તદ્દન કગાન હાનતની અદર ઝૂપડા ઓમા તેમને રહેવુ પડે છે બળ૦ સારી મજૂરી કરે તેટલા માટે તેને ઠીક ખવડાવવુ પડે છે પણ એક વેઠીઓ મજૂર મરી જાય તો સરકાર તેમને બીજો મેળવી આપે છે

પોર્તુગી આફ્રિકામા પ્રજાજનોને કોઈ પણ જાતના હક્કો નથી જ્યા જાન માન કે માનિકીના હક નથી ત્યા જાહેરમા બોનવાના છાપા કાઢવાના, સભાઓ ભરવાના કે કોઈ પ્રકારની રાજકીય હીનચાન કરવાના હક અસભવિત છે જે છૂપી રીતે ચળવળ કરતા માણસો પકડાય છે તો તને જીવતો રખાતો નથી અથવા તેને ખાણમા જ પૂરી દેવામા આવે છે તે છતા છે ના થોડા વર્ષોથી આફ્રિકામા બ્રિટિશ મુખ્ય પ્રધાન મેકમિનનના કહેવા પ્રમાણે નવો પવન ફુકાઈ રહ્યો છે અને તેના પરિણામે આ ફીરગી આફ્રિકાના રાજકીય નેતાઓ પાસેના રાજ્યોમા (કોગો રૂહોડેશિયા વગેરે) વસીને ત્યાથી છાની ઝુબેશ ચનાવી રહ્યા છે સ્વાતત્ર્યને માટે કામ કરી રહેના નેતાઓને થોડા સમયથી ગોરાઓનો સાથ મળી રહ્યો છે બીજી આફ્રિકન પ્રજાઓનો સાથ મળશે જ

આ લેખ પૂરો કર્યા પછી વિચાર આવે છે કે ફીરગીઓના આફ્રિકાના અનેક સરવાળોમા નીચે પ્રમાણેના વિક્રમો નોંધાયા છે —

(૧) આખા જગતમા સૌથી મોટા નદિ ગેરીના વા આગોલામા છે અને તેનો મોટો વેપાર છે એ પ્રાતમા અનેક ખનીજોની ખાણ છે છતા હજારો નોકો ત્યા ભૂખે મરે છે

(૨) ફીરગી ગીનીમા ૯૯ ટકા જેટલી નિરક્ષરતા છે (યુનાયટેડ નેશન્સના આંકડા)

(૩) આગોલાની ૪૨ લાખ માણસોની વસતિમા એક માત્ર હાયસ્કૂલ છે અને તેમા ૬૮ વિદ્યાર્થીઓ છે (જેન ગથર) ૬૦ લાખ આફ્રિકનો માટે એક જ હાયસ્કૂલ છે

(૪) દર વર્ષે ૮૦ ૦૦૦ આફ્રિકનોને ગુનામ તરીકે વેચવામા આવે છે

(૫) અને સરકાર ૭ લાખ વેઠીઆ મજૂર પૂરા પાડે છે



સામાન્ય રીતે 'ભડકે બળતી પેન્સિલ' તરીકે ઓળખાતા 'બ્રિસ્ટોલ ૧૮૮' વિમાનના નવા વર્ષમા ઉડ્ડયન પ્રયોગો હાથ ધરવામાં આવનાર છે

ડી હેવિલેન્ડના નાયરોન જુનિયર શક્તિયન્ત્રો બેસાડેલુ આ વિમાન કલાકના ૨ ૦૦૦ માઈલની ગતિથી ઊડે તેવી અપેક્ષા છે અને ત્યારે તેના ખોખાનુ પતરૂ ૩૫૦° ફે જેટલુ ગરમ બની જશે પરિણામ આ નવા વિમાનના વિમાનીની નાનકડી ઓરડી ખૂબ ઠડી રાખવામા આવશે. કેવળ સ્ટેનલેસ સ્ટીલ તથા પેચ લાકડાની માગી જ આટલી બધી ગરમી સામે ટકી રહી શકે તમ હોવાથી બ્રિસ્ટોલ ૧૮૮નુ ખાખુ આ બે પદાર્થોનુ જ બનાવવામા આવ્યુ છે હાલના એલ્યુમિનિયમના ખોખાવાળાં વિમાનો તો ૧૪, ૦ માઈલની ગતિ પ્રાપ્ત થતા જ પીગળવા માડે છે

લાગે કે ભયાનક દાવાનળમાં પ્રવેશ કરતા અને અવાજની ગતિ કરતા ત્રણગણી ગતિથી ઊડતા આ વિમાનની સ્થિતિ તથા કામગીરી અગેની તમામ માહિતી રેડિયો દ્વારા જમીન પર પહોચાડવામા આવશે પરંતુ એ વિમાનીને ખૂબ ઝડપથી પલટાતી જતી પરિસ્થિતિને લીધે જે જે બાબતોનો ખ્યાલ ન આવે અને તે અજાણ રહે તે વિશે તેને તત્કાળ મા હતગાર કરવામા આવશે.





ઈશ્વર પેટલીકર

# બાળકોના સંસ્કાર

બાળકો પાસેથી સારા સંસ્કારોની અપેક્ષા રાખનાર વડીલો બાળકોને અનુરૂપ થવા, અનુકૂળ થવા કેટલાક પ્રયત્નશીલ રહે છે? અને છતાં બાળકો પાસેથી તેમની માન્યતાના સારા સંસ્કારોની અપેક્ષા રાખે એ શી રીતે સંતોષાય? બે પેઢીનાં એ અંતર આ લેખમાં ચર્ચાય છે......

એક સ્નેહીને ઘેર ગયો હતો. નવાજૂની કહેતાં એમણે કહ્યું: 'રજની સાવ બગડી ગયો છે. નાનપણથી એ વરણાગી હતો એટલે મેં ટોકવામાં બાકી રાખ્યું નથી; પરન્તુ એ મોટો થયો એટલે ટોકવું એ પણ સારું નહિ. મેં માન્યું કે એ મોટો થતાં વરણાગીવેડા ભૂલી જશે; પરન્તુ એનું નામ કંઈ નહિ. પરણ્યો, માથે જવાબદારી વધી છતાં એ સુધરવાને બદલે બગડ્યો, દસ દિવસ ઉપર એણે દસ રૂપિયા સિલકમાંથી ઉઠાવ્યા ..'

રજનીના વરણાગીવેડાની ફરિયાદ તો આ અગાઉ હું સાંભળી ચૂક્યો હતો. પરન્તુ વાત એથી આગળ વધી ચોરી સુધી પહોંચી હતી એ જાણી મને પણ દુઃખ થયું. હું વચ્ચે બોલી ઊઠ્યો: 'એણે શું કહ્યું?'

સ્નેહી: 'હું તો છેલ્લા છ માસથી એની સાથે બોલતો જ નથી. એવા દીકરાને કહીને પણ હું થાકી ગયો.'

હું: 'તો પછી એણે જ રકમ લીધી એમ કેમ માની લીધું?'

સ્નેહી: 'અમારા ઘરમાં બીજાં ચાર દીકરા-દીકરી રહ્યાં, પણ કોઈ અડે નહિ તેનો અમને વિશ્વાસ.'

હું: 'છતાં કોઈ બહારનું હોય...'

સ્નેહી: 'એ જ છે. એની બાએ એને કહ્યું ત્યારે એ બોલ્યો નહિ.'

મેં તે પછી રજનીને ખાનગીમાં પૂછ્યું: 'રજની! શી વાત છે?'

રજની કંઈ જવાબ આપવાને બદલે નાના બાળકની માફક રડી પડ્યો. મેં એને ખભે હાથ મૂકતાં કહ્યું: 'રડવાનું કોઈ કારણ નથી. તેં ગુનો કર્યો હશે તો પણ હું તને કારણ જાણ્યા વગર દોષિત નહિ ગણું. તારું દુઃખ મને કહે તો હું બાપુજીને કહી એનો ઉપાય કરીશ.'

રજની શાન્ત થયો પણ કંઈ બોલ્યો નહિ. મેં કહ્યું: 'રોગ હોય તો વૈદ્યથી છુપાવ્યે મટે શી રીતે?'

રજની બોલ્યો: 'શું કહું? બાપુજી તો એમ માને છે કે હું બદમાશ છું. કહીશ તોય એમને મારું નહિ ગમે.'

હું: 'તારી ઇચ્છા નહિ હોય તો હું બાપુજીને નહિ કહું. હું તને બદમાશ નથી માનતો એની તો તને ખાતરી છે ને? હું જાણીશ તો કંઈ રસ્તો કરીશ. તને સંકોચ થતો હોય તો લખીને આપ.'

રજની; 'કહેવું જ હોય તો પછી સંકોચ રાખ્યે કેમ પાલવે?' અને તેણે શરૂ કર્યું: 'મને ચા કે બીડીનું વ્યસન નથી એ બાપુજી જાણે છે. પાન પણ ખાતો નથી. મને જો વ્યસન હોય તો સિનેમા જોવાનું, ક્રિકેટની મેચ જોવાનું; અને શોખ હોય તો સારાં કપડાં પહેરવાનો. સિનેમાય મહિનામાં બે જોઉં છું. ક્રિકેટની મેચ જોવાની તો વરસમાં ભાગ્યે બે વખત તક મળતી હોય તો. થોડું ખરચ રહ્યું કપડાંનું. આ મારો દોષ કે જે ગણો તે.'

હુ: 'આ બધું તો હું જાણું છું. પણ તેં દસ રૂપિયા ચોર્યા તેનું?'

રજની નીચું જોઈ ગયો. બોલ્યો: 'મને પરણ્યાં છ મહિના થયા. મિત્રો એ અંગે ચાપાણી માગ્યા કરતા હતા. જમણવારના કાયદાને લીધે એ બધાને જાનમાં બહારગામ લઈ જવાયું નહોતું. એમનો આગ્રહ હું સમજી શકતો હતો. મારી પાસે પૈસા નથી એમ કહેતાં મને નાનમ આવતી હતી. બાપુજી સારી સ્થિતિના છે એમ બધા જાણતા હતા. હું પણ એનું ગૌરવ લેતો હતો. એ સંજોગોમાં એ પૈસા નથી આપતા એમ કહેવું તેમાં એમના સ્વભાવનું અને

મારુ ઘરમા શુ સ્થાન છે, એમ બેઉ રીતે ખોટુ દેખાતુ હતુ '

વચ્ચે હુ બોલ્યો 'વાત સમજી ગયો લગ્નની બાકી રહેલી ફીસ્ટ અંગે, ચાપાણી કરવા તે બે રૂપિયા લીધા પણ એ પહેલા તારે બાપુજી પાસે માગવા હતા ને?'

રજની 'મે એક બે વખત માગ્યા પણ એ કહે કે, એવા ચાપાણી તારે શાના કરવાના હોય? તુ બોઠો કમાય છે? કહેજે કે હુ કમાઉ ત્યારે માગજે!'

મે કહ્યુ. બાપુજીને તારે દલીલ કરવી હતી ને કે જો કમાવાનુ કારણ હોય તો હુ નથી કમાતો અને પર ણાવ્યો શુ કામ?'

રજની 'મનમા તો એવુ આવ્યુ હતુ પણ એવુ કહુ ત્યારે તો થઈ રહ્યુ મને ઊધડો જ લઈ નાખે સામુ બોલવા લાગ્યો! ઉદ્ધત બની ગયો! ખોટા ખરચા કરવાનુ જ સૂઝે છે!

આ પ્રસગમા જોઈશુ તો લાગશે કે બંને એકબીજાની નજીક ન આવ્યા તેનુ કારણ છે પિતાપુત્ર વચ્ચે માતા દીકરા વચ્ચે પૂજ્યભાવ, વડીલભાવ સતાનપ્રેમ વગેરે રહે તે બરાબર છે, પરન્તુ એ ભાવ બને વચ્ચે દીવાલ ઊભી કરે તે બરાબર નથી પ્રેમભાવે કે પૂજ્ય ભાવે સાચી સ્થિતિ એવી સર્જવી જોઈએ કે બને ખુલ્લા દિલથી મનની વાત કરી શકે તેવુ વસ્તુ વાતાવરણ હોવુ જોઈએ આપણા શાસ્ત્રોએ તો પુત્રને પણ સોળમે વર્ષે મિત્ર માનવો એટલા સુધીનુ કહ્યુ છે પરતુ આપણુ માનસ ૧૬ વર્ષનો તો શુ પણ એ આકડા ઊલટા થઈ જાય તેટલી ઉમર વધે અને પિતા હયાત હોય તો એને મિત્ર માને નહિ! અને ૬૧ વર્ષનો દીકરો પણ શિખામણ આપવા જેટલો કાચો દેખાય!

સ્યુગર કોટેડ શિખામણ આપવા ઇચ્છનારે પ્રથમ વ્ય ક્તિનો પ્રેમ સપાદન કરવો જોઈએ મોટે ભાગે એ પ્રેમ માબાપ ગુમાવે છે વારે વારે બાળકને ટોકવાથી એને અડ બધેઈ જાય છે કે મા કે બાપને અમુક કહેવાની ટેવ પડી છે! માબાપે સમજવુ જોઈએ કે બાળક જેમ આપણુ સતાન છે તેમ એ જમાનાનુ પણ સર્જન છે આપણા સસ્કાર એનામા જેટલા ઊતરે છે તેટલા જમાનના સસ્કાર પણ એના ઉપર પડે છે બાળક એના જમાનામા જીવવા ઝખે છે માબાપ પોતે બાળપણ ગાળેલુ તે ભૂતકાળના જમા નામા જિવાડવાની મહેચ્છા રાખે છે પરિણામે માબાપ વારવાર અમારા વખતમા અમે આમ કરેલુ ને તેમ કરેલુ એનુ ગાણુ ગાઈને બાળકને અપ્રિય થઈ પડે છે માબાપે પોતાના બાળપણનો જમાનો યાદ ન કરતા પોતે આ જમાનામા હોત તો કેમ જીવત એનો આદર્શ નક્કી કરી એ પ્રમાણે બાળક સાથે કૂચ કરવી જોઈએ

માબાપની ફરજ કેવળ સતાનોનુ ભરણપોષણ કરવુ એટલી જ નથી એમની મહેચ્છાઓ સમજવી એમની રુચિ જાણવી એનો કુદરતી શોખ પિછાણવો એનુ સ્વમાન જાળવવુ અને એનો યોગ્ય વિકાસ કરવો આ માટે જ માબાપે ઉમરલાયક સતાનોના મિત્ર બની રહેવાનુ છે બંને વચ્ચે મતભેદ હોય માટે અબોલા લેવાથી તો અતર વધે જાય અને પરિણામ ઉપરના દાખલામા આવ્યુ તે આવે વળી બીજી વસ્તુ પણ ધ્યાનમા રાખવાની છે ધારો કે એવા દબાણથી યુવક અવળે રસ્તે ન ગયો અને એ માબાપની ઇચ્છાને તાબે થયો તોય નુકસાન તો છે જ આપણે આપણી ભાવિ પ્રજાને સ્વતત્ર નાગરિક બનાવવા માગીએ છીએ જો એ માબાપના વિચારોમા, વ્યક્તિ ત્વમા ઇચ્છાઓમા ફરજિયાત રીતે દબાઈ જશે તો એ પ્રજામા ભવિષ્યમા સ્વતત્ર રીતે સામનો કરવાની શક્તિ નહિ હોય એનામા સસ્કાર પડ્યા છે બીજાથી દબાઈ જવાના પરિણામે જે આજે માબાપથી દબાઈ જાય છે તે આવતી કાલે બહારની વ્યક્તિથી દબાઈ જશે પરિણામે માબાપ જ પોતાની પ્રજાને ગુલામીનુ અફીણ પાય છે

આપણે કેવળ સામાજિક કુરિવાજોની રૂઢિઓમા જ ફસાયેલા નથી, પરન્તુ અનેક રીતે આપણો વિકાસ

રૂંધાઈ રહ્યો છે. ઘરમાં એકબીજાની આમન્યા જાળવવી એ સંસ્કાર તરીકે સારી વસ્તુ છે. પણ એ સંસ્કાર આપણે એવી કઢંગી રીતે અમલમાં મૂકીએ છીએ કે એ સંસ્કાર આપણા જીવનનો વિકાસ સાધતો નથી, પણ વિકાસ રુંધે છે. ઘરમાં વહુ થઈને આવનાર યુવતી પાસે આમન્યા ખ તર લાજ કઢાવવી, જાણે ખુલ્લે મોંએ આમન્યા જાળવી શકાય જ નહિ એમ આપણે માની લીધું. દીકરો થયો તેનાથી દલીલ ન કરી શકાય; દલીલ કરે તો એ ઉદ્ધત ગણાય. વડીલ હોય એટલે એને વગર વિચાર્યે કે મનસ્વીપણે ગમે તે હુકમ કરવાનો સગીર ઉપર અધિકાર. એકબીજા પ્રત્યે વિવેક જાળવવો એ સંસ્કાર છે, પરન્તુ એ વિવેક માટેના વર્તનના નિયમો કઢંગા હોય તો એ પ્રમાણે વર્તવામાં શોભા નથી, સંસ્કાર નથી.

બાળકો સાથેની આપણી તકરાર કેવળ પૈસાના ખરચ પૂરતી જ નથી હોતી. એની રમતગમતમાં આપણે આપણાં સ્વપ્નાં લાદીએ છીએ, પહેરવેશ અને રહેણી-કરણીમાં આપણે માથું મારીએ છીએ. ટૂંકમાં આપણે એને આપણી આબેહૂબ નકલ બનાવવા માગીએ છીએ અગર આપણી સુધારેલીવધારેલી આવૃત્તિ બનાવવા ઝંખીએ છીએ જ્યારે બાળક આપણે ત્યાં જન્મ્યું છે, આપણું લોહી એનામાં વહે છે છતાં એ આપણી જ નકલ નથી, સ્વતંત્ર વ્યક્તિત્વ સાથે એ જન્મ્યું છે. જેમ આપણને આપણાં સ્વપ્ન છે તેમ એને એનાં પોતાનાં સ્વપ્ન છે. આ વાત આપણે ભૂલી જઈએ છીએ અને આપણે એનાં સ્વપ્નાં સિદ્ધ થાય તેવી પરિસ્થિતિ સર્જવાની ફરજ ભૂલી, આપણાં સ્વપ્ન એના ઉપર લાદવા પ્રયત્ન કરીએ છીએ. પરિણામે દીકરો બગડી ગયાની ફરિયાદ કાયમ આપણે કરવાની રહે છે.

માબાપે બાળકમાં જે કેળવવાનાં છે તે નીતિપરાયણતા, શ્રમજીવનનું ગૌરવ, નિયમિતતા, ખંત, વ્યવસ્થા, ચીવટ વગેરે મનુષ્યજીવનના વિકાસમાં ફાળો આપતા ગુણો. એ ગુણો કેળવવા માટે બાળકોને એ જે વાતા-વરણમાં ઊછરતાં હોય તેમાંથી ઉઠાવીને જંગલમાં કે પુરાણા વાતાવરણમાં લઈ જવામાં નથી—શક્ય પણ નથી. એટલે જે સામાજિક પરિસ્થિતિ હોય તેના સંસ્કાર એનામાં પડે તેથી બીવાની કે એથી એ બગડી ગયો એમ પોકારી ઊઠવાની જરૂર નથી. માબાપ જો બાળ-કના મિત્ર થઈ શકશે તો એ વાતાવરણના અંશોની એનામાં સારી અસર થાય તેટલી એની પાસે મર્યાદા સ્વેચ્છાએ—પ્રેમથી પળાવી શકશે. બાકી મિત્ર બનવાની તાકાત નહિ હોય તો, એમને યોગ્ય સ્વતંત્રતા આપ-વાની દૃષ્ટિ નહિ હોય તો, બાળકો માબાપથી ચોરી-છૂપીનું વર્તન કરશે. અને તેમા એ બગડશે તો ય એનો દોષ માબાપનો જ કહેવાશે !

માબાપને આપણાં શાસ્ત્રોએ પરમેશ્વર જેવાં કહ્યાં છે. માબાપ એનો અર્થ એકતરફી જ કરે છે કે સંતાનોએ અમને પરમેશ્વરની જેમ પૂજવાં જોઈએ. પરન્તુ એમણે પરમેશ્વર જેવા, બાળકોનો સમગ્ર રીતે વિકાસ કરી શકે તેવા ગુણ ધરાવવા જોઈએ તે સાવ ભૂલી જાય છે. માબાપ સકળગુણસંપન્ન થવા પ્રયત્ન કરતાં કરતાં જ બાળકોને સારા સંસ્કાર પાડી શકશે, એમનો યોગ્ય વિકાસ કરી શકશે. એવો પુરુષાર્થ જે માબાપો કરતાં નથી એમને માટે બાળકોના બગડી ગયાની ફરિયાદ ઓછી વત્તી રહ્યા કરવાની !



એક યહૂદી અને એક અંગ્રેજ પોતપોતાની જાતિની વિશિષ્ટતાઓ બાબત ચર્ચામાં પડ્યા હતા. યહૂદીએ કહ્યું, 'જુઓને, તમારા લોકોએ અમારી પાસેથી હજાર હજાર વર્ષ થયાં અમુક વસ્તુઓ લીધેલી છે, જેમ કે, 'દસ આજ્ઞાઓ' ('ટેન કમાન્ડમેન્ટ્સ')

પેલા અંગ્રેજે જવાબ આપ્યો 'અમે તમારી પાસેથી તે આજ્ઞાઓ લીધી હતી, તે વાત સાચી છે. પરંતુ અમે તે અમારી પાસે રાખી મૂકી છે. એમ તમે નહિ કહી શકો.

( અંગ્રેજીમાં 'કીપ' શબ્દનો અર્થ 'રાખી મૂકવું,' તેમ જ 'પાળવું' એમ બંને થય છે. )



jitubhāī pra0 mahetā

જિતુભાઈ પ્ર૦ મહેતા

# જમીન સાથે જડેલી

કાશ્મીરની ધરતી સ્વર્ગની ઉપમાને લાયક કુદરતે બનાવી છે. પણ ત્યાંય, માનવીએ જઈને એને કેવી બદસૂરત કરી નાખી ! એ ધરતી પરના સ્વર્ગ ઉપરની વાર્તા અહીં જાણીતા શબ્દશિલ્પી એમની અનોખી શૈલીમાં રજૂ કરે છે જે વાચકને અંત લગી પકડી રાખે

નકશીની નગરી કારીગરોના આંગળાં શાંતની અંદર હીરના મોરલાઓ નચાવે શેતરંજી ઉપર આખો એક બગીચો ગૂંથે વાસણ ઉપર રંગીન આકારો આંકે કુદરત પણ નકશીદાર ! આકાશના રંગો આંખને અદ્ધર ઉપાડી લે ! ડાલ સરોવરના કમળ કારીગરોએ જ હાથથી બનાવ્યા હોય એવા દેખાય

કાશ્મીર જોયા પછી મરી જવુ એવો જિંદગી ઉપરનો ચુકાદો મે કોઈ પાસેથી સાભળ્યો હતો કેટલાક સાહિત્યકારો ભૂતકાળમા ત્યા ગયા હતા, અને કાશ્મીરની ખૂબી કાગળ ઉપર મૂકી તેઓ જીવનમા રાજીરાજી થઈ ગયા હતા મારી પાસે કલમ હતી પણ હુ કાશ્મીરને કાગળ ઉપર ઉતારવાના આશયથી ત્યા જવા માગતો નહોતો જેઓ પરદેશ જઈ આવ્યા હતા એમાનો કોઈ કાશ્મીર અને સ્વીટ્ઝરલેન્ડની સરખામણી કરતો અને આ અંગેના થોડા શબ્દો છાટી જિંદગીમા એમણે અનેરો ભાગ ભજવ્યો છે એવો સંતોષ રાખી દેતો કવિઓએ એ કુદરતને 'કલમ સલામ' ભરી હતી દર દિવાળી અંકમા જેઓ નિયમિત કાવ્યો લખે છે, એવા વાર્ષિક કવિએ કાશ્મીરના કમળ ઉપર કાવ્ય લખી, મને કહ્યુ હતુ 'મારા જીવનની ધન્ય ક્ષણ એટલે મારુ આ કાવ્ય '

કવિતા કે સાહિત્યની આવી કોઈ ભભૂત લગાડ્યા વિના હુ કાશ્મીર ગયો અને ત્યાની એક હોટેલમા રહ્યો એ હોટેલમા જાતજાતના મહેમાનો હતા એક રાતના અમે જમતા હતા ત્યા એક માણસે વિચિત્ર વાત ઉપાડી 'રૂપના સતત મોબત ત્રાસ આપે છે નજર નાખો ત્યા આંખને ચોરનારુ કમળ હોય બીજે નજર ફેરો સરસ સરોવર હોય ત્યાથી ઊંચકી લો ને રંગીન પંખી દેખાતુ હોય ઉપર આકાશમા નજર ઉડાડો, ત્યાય કેસરી રંગો જામેલા હોય ! આ રૂપ ! હુ આ ખાતર થોડો વખત કાશ્મીર છોડી દેવાનો છુ '

મારે એ બોલનારા સાથે આંખની ઓળખાણ હતી પણ અમે ક્યારેય એકબીજા સાથે હળ્યામળ્યા નહોતા મને એ બોલનારાની વાતમા મોજ આવી એટલે મે એને વિષેની થોડી વાતો મેળવી પણ એ વાતો એટલી ચિત્રવિચિત્ર હતી કે હુ એ માણસનુ એક સ્વરૂપ હાથ કરી શક્યો નહિ

કોઈએ કહ્યુ કે એ ચીતારો હતો બીજાએ સમજાવ્યુ કે એ કાશ્મીરની શાલનો વેપાર કરનારો હતો ત્રીજે અહેવાલ એ આપ્યો કે એ પાગલ થઈ ગયો હતો માટે કાશ્મીરમા હવાફેર કરવા આવ્યો હતો ચોથા બાતમીદારે એમ જણાવ્યુ કે હોટેલના મહેમાનોને ખુશ રાખવા માટે એને હોટેલે નોકરીમા રાખ્યો હતો એવી પણ વાત કાન પર આવી કે લવનાનો એ શિકારી હતો

એક વહેલી સવારે બરફ પડતો હતો અને બજાર અમારો ભેટો થઈ ગયો સાથે હોટેલમા જવા અમે નીકળ્યા મે પૂછ્યુ 'તમારુ નામ તો એક છે ને? તમારે વિષે એટલી જુદી જુદી વાતો મે સાભળી છે કે તમારા નામો પણ અનેક હોવા જોઈએ એમ મને લાગે છે વાંધો ન હોય તો તમારુ છેલામા છેલ્લુ નામ મને કહો '

એણે હસીને કાશ્મીરનુ પ્રભાતિયુ ગાતો હોય એવા અવાજે કહ્યુ સાચ સાચ્ચુ મારી અંદર અનેક જણાનો વાસ છે હુ જો એક જ હોત તો હુ ઘણો સુખી હોત ! પણ મારે તો એકથી વધારેને સાભળવા પડે છે સાભળો ! મને સંગીતનો શોખ છે હુ ગાઉ છુ ચીતારો છુ હુ નાજુક તબિયતનો માણસ છુ આ કેસરના ખેતરમા ચાલતા ચાલતા મને એક વાર મરવાનું આવ્યું જાત વધુ પતી સુગંધ ભરી બેશુદ્ધ

કરે છે...હું આશક છું. આફતનો કોઈ પાર છે, બોલો !'

પછી તો અમે સાથે હરવા ફરવા માંડ્યા. મને એ મિત્રે ખૂબ ફેરવ્યો. અમે એક કિશ્તી રાખી લીધી અને થોડા દિવસો એમાં જ રહ્યા. એક સ્ત્રી ઉપર મારી નજર ઢોળવાની મને એક વાર એણે સલાહ આપી. ડાલ સરોવરનાં કમળમાં ટાઢું રૂપ હતું, આ મુખમાં ગરમ રૂપ હતું. એ રૂપવતી ચાલી ગઈ, મિત્રે ખલેલ પાડી : 'મહેરબાની કરીને મને અત્યારે નીતિ અનીતિની વાત પૂછીશ મા. આ લલનાને હું કાશ્મીર કહું છું. તું એમ માને છે કે એ સૌભાગ્યવતી તરીકે જીવન જીવે છે ? રૂપ છે એની આગળ, પણ રૂપ તો અહીં કોને નથી ? કુદરતે આપેલું એ સૌંદર્ય છે. ડાલ સરોવરનાં કમળ માટે કુદરત સિવાય બીજું કોણ જવાબદાર છે ? એ કમળને તો ખીલવા માટે પાણી મળે છે અને પછી એ કરમાય છે. માણસ એ રીતે ક્યાં જીવે છે ? હું તને ચોખ્ખું કહું ! આ રૂપાળી રાણી અવારનવાર શરીર વેચી એનાં રૂપનું પૂરું કરે છે. એટલે હું એને કાશ્મીર કહું છું.'

હું સમજી ગયો. કાશ્મીરનું પ્રતીક બનતી એ લલના. રૂપ ઘણું પણ ગરીબાઈ એટલી ! મારી કલ્પનામાં કાશ્મીરના અનેક કારીગરો ઝબકી ગયા. એક સાથે ભરત ભરતા, એક સાથે કલા રચતા ને એક સાથે જીવન નભાવવાની ચિંતા કરતા ! એ કલ્પનામાં બધું સામસામું અફળાતું. બરફ વરસ્યા જ કરતો. રંગીન પંખીઓ ઊડયાં જ કરતાં. સરોવરનાં પાણી ચળક્યા જ કરતાં, ગુલાબ હસ્યા જ કરતું અને કાશ્મીરની નારીને કોઈ ને કોઈ ખેંચી જતું દેખાતું.

મિત્રનો બોલ ઊપસી આવ્યો : 'આ આંહી આવે છે એ બહાર જઈને કાશ્મીરની કલાના ચાસકા પાડે છે પણ આ કારીગરો આ કલાને એક નરી મજૂરી જ સમજે છે. કારકુન ચોપડા લખે એમ આ કારીગર મખમલ ઉપર ભાત દોરે છે. સુથાર લાકડું કાપે એ હિસાબે આ કારીગરો હાથીદાંત વેરે છે. કારીગરોને પોતાને ખ્યાલ પણ નથી કે તેઓ મશહૂર છે.'

મારાથી આ સહન ન થયું 'ના, સાવ એમ ન હોય ! કોઈનામાં આ કલા માટે જરૂર ઉમળકો હશે. જરૂર એની ખુમારી હશે.'

એને સહેજ હસવું આવ્યું પણ મારી વાતને એ ટાળી દઈ શક્યો નહિ. ફરતા ફરતા અમે બગીચા આગળ આવ્યા. એક જગ્યાએ બેઠા...અને અમારી સામે બે જણાં આવ્યાં. બેઠાં. મિત્રથી રહેવાયું નહિ. 'મને દૌલતની વાસ આવે છે. ધરતી અંદર હિસાબકિતાબ ને બહાર આવીને આ દિલનો દેખાવ !...અને આ બે જણાં 'કાશ્મીર જઈ આવ્યાં' એટલું એમના દેશની કલબમાં કહેવા માટે આ ઉપાધિ વેઠી રહ્યાં છે. આ નંદનવન આને કારણે એક દિવસ મારા જેવા માટે કરમાઈ જશે. જો, જરા જો સામે લાલ ફૂલ છે તે જરા જો ! બાઈ એના ગાલ ઉપર પાવડર છાંટે છે. દોસ્ત, હું તને કહું છું ને કે આ જાત જો આંહી વધુ ને વધુ આવશે તો કાશ્મીરનાં ગુલાબને ગુલાબી બનાવવા માટે મેક્ષફેક્ટરનો રંગ છાંટવો પડશે. કલમને વધુ શ્વેત બનાવવા માટે કોટીનો પાવડર એના પર ભભરાવવો પડશે. કલિઓના હોઠને હોઠસળીથી રંગવા પડશે. કુદરત સામે આ શણગાર માટેની બનાવટ ! જો, જો, આરસીમાં મુખ જુવે છે. હાય, કાશ્મીર.'

હું આવાં દશ્યોથી ગુસ્સે થવાનું ભૂલી ગયો હતો. અમે હોટેલમાં ગયા અને પહેલી જ વાર મેં કાશ્મીરની થોડી વરવી વાતો સાંભળી.

તે રાતે ઊંઘવા હું બિછાનામાં પડયો પણ મને ઊંઘ ન આવી. આગલી રાતે કિશ્તીમાં સૂતો હતો એ યાદ કર્યું. સહેલાણીઓ ઉપર કાશ્મીર જીવતું હતું ! દુકાનો સરસ હતી, મુસાફરો માટે સામગ્રી સરસ મળતી હતી, સહેલાણીઓ માટે કાશ્મીરનો આનંદ લૂંટનારાં પરાયાં હતાં.

લાંબા વખત પછી હું આવા સ્થળ પર આવ્યો હતો એટલે હું આ કુદરતના હીંચોળે હીંચકવામાં આનંદ



અનુભવતો હતો પણ કાશ્મીરના આ ગુનાબની વચ્ચે એક કાંટો મારા ાળજાને કોઈ કોઈવાર મારી જતો હતો એની કાશ્મીરાનુ મુખ! એની ખરીદી! એની આંખનુ દર્દ! પણ હુ એમ સતોષ માનતો કે એ સ્ત્રીને એવી લાગણી જ રહી નહિ હોય પછી મારે શીદને એ કાંટાથી હેરાન થયા કરવુ?

પણ મારુ મન વિચિત્ર છે ને! અને મને જે મિત્ર મળ્યો એ પણ અનગારી જ ને! એ કેસરી કાશ્મીરની વચ્ચે પણ એની વસમી વાતો મૂકતો ગયો 'આ સ્ત્રી જ નથી આ કાશ્મીર છે રૂપ રૂપની ખરીદી સહેલગાહ! સહેલગાહ પૂરી અને ફરી સહેલાણીઓની એમના વતન તરફ વિદાય

એ મુખ સાથે મારે શુ નિસ્બત? મે તો વાતેય એની સાથે કરી નથી દીઠી એને! એણે મને દીઠો ચાર આંખો વચ્ચે એક નજર બધાણી! એમા શુ? ઘડિયાળમા રાત પડી હતી તોય દિવસના જેવુ અજવાળુ રોકાણુ હતુ ઘુનઘુનો રાતનો અણુ સાબૂત કરવા માટે બોલતા હતા ને ઊડતાય હતા એક સરોવરનુ પાડોશી ખજન પક્ષી એક એક ઘર—બીજા પક્ષીઓની બોલી—બાર વાર સભળાવતુ હતુ

શરીર ઉઘાડુ રાખો તો ઠંડી ઘા કરી જાય એવી હતી રાતના હોટેલમા બધા બેઠા હતા અચાનક અવાજો ફરવા લાગ્યા અને માહિતી મળી કે કાશ્મીર ઉપર હુમલો થયો હતો ખતરનાક હુમલો

સહેલાણીઓ દોડ મૂકી ટેલિફોન અને તાર કરવા પાછળ રોકાઈ ગયાં અને થોડા સમય પછી મને જાણવા મળ્યુ કે આખી હોટેલ ખાલી થવાની હતી બીજી જ સવારે બે વિમાનોમા આ સહેલાણીઓ ચાલી જવાના હતા

આરતેથી મિત્ર મારી બાજુમા આવી ગયો 'કેમ આપની સવારી મને ઊપડે છે ને?

મે ના પાડી એણે મને સલાહ આપી 'હવે આ ડાલ સરોવરના કમળ ઉપર ખતમ થવાનો સમય નથી હવે તો ખતરો છે ખૂનખૂરની અને ખતરાો કયા બધુ બને છે!'

મે સાભળ્યા કર્યુ 'તને મે કહ્યુ હતુ ને?' એની કાશ્મીરની લલના સનામ્તી સહેલગાહ ત્યા સુધી એનો પાશ આ મુસાફરોએ કાશ્મીરનો આનદ લૂટયો! હવે કાશ્મીરમા કાટાઓ ફૂટે છે એટલે તેઓ પલાયન! ફૂલના ચૂસનારા'

મે મારો નિર્ણય જણાવી દીધો 'હુ તો હમણા રહેવાનો જ છુ'

સહેલાણીઓ ચીજો ખરીદી હતી એના પૈસા ચૂકવવાના કામે લાગ્યા કોઈ કાશ્મીરની શાલ લઈ જતુ હતુ કોઈ એની કલામય શેતરજી! કોઈ નકશીવાળા વાસણો!

મિત્રે મશ્કરીમા મને સભળાવ્યુ, 'તારા આ ઓળખીતાઓને કાશ્મીરના કાટાઓ પણ લઈ જવા જેવા છે એમાય સુવાસ છે ને તારા આ સહેલાણીઓને કહે ને કે કાશ્મીરની લલનાને સાથે લેતા જાય'

ત્યા તો એ સ્ત્રી હોટેલમા આવી હવે એને ઓળખવા કોઈ તૈયાર નહોતુ

ગુસ્સો કરીને અમે બેઠા હતા ત્યા એ આવી મારા મિત્રને એ કાઈ કહેવા માડી હુ એ વાતો સમજ્યો નહિ

પણ એ સ્ત્રીની એક ઇચ્છા હુ બરાબર સમજ્યો કાશ્મીર છોડવા એ રાજી નહોતી એ બોલતી હતી, 'હવે છોડુ? ક્યા અહીની સહેલાણી છુ? હુ તો આ જમીન સાથે જડેલી છુ'

મારી કલ્પના પતગિયાનુ રૂપ લઈને ઊડી મારામા એક અનેરી બોલી ગૂજવા લાગી 'હુ કમળની રક્ષા કરીશ, હુ ભ્રમરને બચાવીશ હુ ગુલાબોને હસતા રાખીશ પખીઓને ગાતા રાખીશ આકાશના રગોને હુ જરાય ઠપકો આપીશ નહિ ખજનના ગીતને હુ કયારેય રોકીશ નહિ તારલાના તેજને હુ ટોકીશ નહિ કેસરને હુ મહેકવાની મના નહિ કરુ કાશ્મીરને હુ રગદોળાવા નહિ દઉ'

આ બોલી કોણ ઉપાડતુ હતુ? કાશ્મીરની એ લલના? એ ને કાશ્મીર? કાશ્મીરના દીકરા દીકરી?

શશુ પંડિત

# નાયગરા નિહાળ્યો

શીકાગોથી અમેરિકાના પૂર્વ કિનારાભણી આગળ વધતો આ પ્રવાસ-લેખ નાયગરા સુધી પહોંચે છે. નાયગરા ધોધની ભવ્યતાનો ખ્યાલ તો નજરે નિહાળીને જ આવે ને ? વાચકોને અતિપ્રિય થઈ પડતા આ પ્રવાસ-લેખોમાં પ્રવાસવર્ણન ઉપરાંત પણ ઘણું હોય છે...

વરસાદથી તાજાંછમ થયેલાં શીકાગોનાં પરાંમાંથી પસાર થતી અમારી કાર ખાસ્સી ૪૫ મિનિટ પછી એરપોર્ટ પર પહોંચી ત્યારે સવારના ૮ વાગ્યા હતા. સૂર્યનો પ્રકાશ રિસામણાં-મનામણાં કરતો પથરાતો હતો. ઠૂંઠવાતી ઠંડીમાં ઓવરકોટમાં સજ્જ પ્રવાસીઓ કાળી ગરમ કૉફી પીને ગરમી મેળવતા હતા, કોઈ કોઈનાં મોં છાપાંમાં દટાયાં હતાં તો કોઈ વળી 'શૂ શાઈન' —બૂટપૉલિશ—કરાવતા હતા. મી. વોરનીકીને છેલ્લી વાર ભેટી લીધું ને ઉમળકાભર્યું હસ્તધૂનન કરી એ વિદાય થયા. કાંઈ ન સૂઝવાથી હું પણ 'શૂ શાઈન' માટે બેસી ગયો. અલમસ્ત તબિયતવાળો એક હબસી બત્રીસી પહોળી કરી બૂટ પર પૉલિશ ચોપડવા મંડી પડ્યો. મેં છાપામાંથી મોં ઊંચું કર્યું કે તુરત એણે પૂછ્યું. 'From India, Sir?'[1] મેં સામું પૂછ્યું : 'How do you know?'[2]

'I was in your country during the second world war, sir. Very nice, you Indian people are '[3]

'Thank you.'[4] હું વદ્યો.

વળી પાછું થોડીવાર મૌન જળવાયું. પૉલિશ ચોપડવાની ક્રિયા પૂરી થઈ હતી ને હવે એ કપડા વડે બૂટ ચકચકાટ કરતો હતો. એક બૂટ પતાવીને બીજા બૂટ ભણી વળતાં વળી એણે મારી સામે જોયું.

'Did you like Gandhi, sir?'[5]

'Of course, which Indian would not? He was the Father of our Nation.'[6]

૧. 'હિંદથી આવો છો ?'
૨. 'તમે શાથી જાણ્યું ?'
૩. 'બીજા વિશ્વયુદ્ધ દરમિયાન હું તમારા દેશમાં હતો. તમે હિંદી લોકો અચ્છા માનવી છો.'
૪. 'આભાર'
૫. 'તમને ગાંધી ગમતો હતો ?'
૬. 'જરૂર, કયા હિંદીને (ગાંધી) ન ગમે ? એ અમારો રાષ્ટ્રપિતા હતો.'

---

અને સવાર પડી. સહેલાણીઓ વિમાનમાં બેસી ઊપડી ગયાં.

નંદનવનમાં અમે રોકાઈ રહ્યાં. પંખીઓના કિલકિલાટને ઓળંગીને બંદૂકોની ગોળીઓનો ધ્વનિ નંદનવનમાં પેઠો. મારા મિત્રને માટે મેં એક ટકોર કરી : 'તને સૌંદર્યનો જરા કંટાળો આવતો હતો ને! હવે કાશ્મીરમાં થોડી બદસૂરત પેસી રહી છે. આ સૂરજમુખી ફૂલોની પાંખડીઓને ફફડાવીને બંદૂકની ગોળી આંહીં આવશે. ગીત ગાતાં પંખીઓના કંઠને ઉથલાવીને રાઈફલોની ગોળી માણસને વીંધવા આવશે. ભ્રમરોના પ્રણયમાં જરા ખલેલ પડશે. કવિની દુનિયામાં ચીરો પડશે. હવે તો...'

મારું વાક્ય એણે પૂરું થવા દીધું નહિ.

હું નહિ કરમાઉં. મારો શણગાર કોઈ ઉતારી લેશે નહિ. સૂરજ સામે હું હસીશ...કાશ્મીરની પેલી લલનાનું રૂપ લઈ કાશ્મીરનું પ્રભાત મારા મન ઉપર આવો વરસાદ વરસાવી ગયું. ઝાકળનાં ટીપાં પાંદડાં પરથી ચળકાટની લીટી કરી આંખને આંજી ગયાં. ઝાકળનાં બિન્દુ, ગણ્યાં ગણાય નહિ એટલાં હતાં! હુમલાખોરોની ગોળીઓ કરતાં ઘણાં વધારે હતાં. એ ઝાકળ ગોળી સામે આવું રૂપ કેમ ધરતી હતી ?

કાશ્મીરના આકાશમાંથી ઝાકળ વરસી હતી! મને એ ચમત્કારમાં રક્ષણ કરવાની કાંઈ અજબ શક્તિનાં દર્શન થયાં.



'Wasn't he a real great man? I don't know nothing about his role in Indian independence movement But I know he was a great saint You know, we Negroes d-rive lot of inspiration from his philosophy I am from Alabama White people there are red rough But we resist them in a Gandhian way Someday we will succeed '૭

પ્લેન ઊપડવાને હવે દસ જ મિનિટની વાર હતી એની વાતોમા મને રસ પડ્યો હતો, પરંતુ એ માટે પ્લેન થોડુ ચૂકાય? હબસીઓના સમાન હક્ક માટેના યત્નોમા હિંદની સંપૂર્ણ સહાનુભૂતિ છે એમ કહી મે એની રજા માગી હાથમા પહેરેલુ રબરનુ મોજુ કાઢી એણે હાથ લંબાવ્યો ખડબચડા ને અત્યંત શક્તિશાળી એ હાથની ઉષ્મા થોડી અનુભવી ત્યા એણે જોરથી હથેળી દાબીને કહ્યુ 'Have a nice journy, sir '૮ આભાર માની હુ પ્લેનની સીડી ભણી દોડ્યો ને કમરપટો બાધી એ મહાકાય હબસીની આખોમા તરવરતી માનવતાને મનમા વાગોળતો રહ્યો

શીકાગો વિસ્તાર છોડીને પ્લેન હવે ઉત્તર ભણી ઊડતુ હતુ કાઈક મુક્તિ અનુભવતા મે કમરપટો છોડી નાખ્યો ને એક સામયિકમા ચિત્ત પરોવવા યત્ન કર્યો પરતુ પેલા હબસીની મૂર્તિ દૃષ્ટિપટ પરથી ખસી નહી એના જેવા કેટલાય માયાળુ હબસીઓનો પરિચય મને કેલિફોર્નિયામા થયો હતો બધે મોથી પેલો જેક? બિચારો કેવી દયામણી જિંદગી જીવતો હતો?

*

સાતેક વર્ષ પહેલા જ્યારે હુ અમેરિકા પહોચ્યો ત્યારે અમેરિકામા આર્થિક મંદી (*recession*) પ્રવર્તતી હતી ચાર-પાચ કલાકની પાર્ટ-ટાઈમ નોકરી શોધવી પણ મુશ્કેલ હતી એવામા નસીબજોગે યુનિવર્સિટી પાસે જ રેસ્ટોરામા એક વેઈટરની નોકરી મળી ગઈ થો। દિવસ પછી એ જ રેસ્ટોરાના પાર્કીંગ લોટ ઉપર એટેન્ડન્ટની નોકરી પણ મળી પાર્કીંગ લોટના એક ખૂણે જેકે પોતાનો સ્ટેન્ડ નાખ્યો હતો યુનિવર્સિટીના ઘણા વિદ્યાર્થીઓ જેકને ચાહતા રોજ એની પાસે પૉલિશ કરાવવા આવતા ને બીજી લડાઈમા પગ ભાગી બેઠેલા જેકને પ્રમાણિકપણે પેટિયુ રળવામા સહાય કરતા જેક યુનિવર્સિટીનો વફાદાર ચાહક જ્યારે ફૂટબોલ મેચ રમાતી હોય ત્યારે એ પોતાના સ્ટેન્ડ ઉપર સતત રેડિયો ચાલુ રાખી યુનિવર્સિટી ટીમના સ્કોરના સમાચાર સાભળ્યા કરે જો ટીમ જીતમા હોય તો લગડે પગે પણ કૂદાકૂદ કરે ને આનંદની બૂમો પાડે એનુ જીવન બૂટ પૉલિશમા ને આ રમતોના સ્કોર સાભળવામા એવુ વ્યસ્ત લાગતુ હતુ કે એના હૃદયમા બીજો કોઈ વિચાર કદી આવતો હશે કે કેમ એ વિષે પણ શંકા ઉદ્ભવે જુવાન ઉમરે આવેલી શારીરિક ખોડને કારણે કદાચ જેકને પરણનારી કોઈ છોકરી નહિ મળેલી એ એકલો અટૂલો રહેતો હતો બપોરે ને રાત્રે રેસ્ટોરામાથી કાઈ ખરીદીને જમી લેતો ને રાત પડે એટલે એનો થાક હળવો કરવા પાસેના જ 'બાર'માથી બીઅરના કેન લાવીને ગટગટાવતો રાત્રે ૧૦-૧૦॥ વાગ્યે પણ બત્તીના અજવાળા નીચે એનુ 'શૂ શાઈન'નુ કામ ચાલુ જ હોય ગ્રાહક એને બૂટ આપી ગયા હોય તેને રાત્રે સાફ કરે, ધૂએ, પૉલિશ ચોપડે ને પછી આખી રાત એમ ને એમ રાખી મૂકે બીજે દિવસે સવારે એના ઉપર ફરી પૉલિશનો હાથ મારી એ

---

૭. 'એ કેવા ખરેખરા મહામાનવ હતો? હિંદની આઝાદીની લડતમા એનો ફાળો શુ હતો એની મને ખબર નથી. પણ એ મહાસંત હતો એ હુ જાણુ છુ તમને ખબર છે કે અમે હબસીઓ એની ફિલસૂફીમાથી ખૂબ પ્રેરણા મેળવીએ છીએ? હુ એલાબામા રાજ્યમાથી આવુ છુ ત્યા ગોરાઓ રંગભેદના જબરા હિમાયતી છે પણ અમે એમનો સામનો ગાધીની રીતે કરીએ છીએ. કોક દી અમે જરૂર સફળ થઈશુ '

૮ 'તમારો પ્રવાસ સરસ નીવડજો, સાહેબ '





ખૂટમાં મોઢું દેખાય એવા ચકચકાટ બનાવે.

એક દિવસ મોડી રાતે હું રેસ્ટોરાંમાંથી કામ કરી ઘર તરફ જતો હતો ત્યાં જેકે દારૂથી ઘેરાયેલી આંખો ઊંચકીને મારી સામે જોયું. છત્તા નીચે બેસીને પૉલિશ ચોપડતાં જાઝ સંગીતના તાનમાં એ ડોલતો હતો.

'કેમ, જેક ! જિંદગી મઝાની છે ને ?' મેં પૂછ્યું.

'હા, મઝાની તો છે, પણ કોઈવાર એવો કંટાળો આવે છે !'

'શા માટે ?'

'એક તો મારું જીવન એકલવાયું છે, મારું અહીં કોઈ કહેતાં કોઈ નથી. મારાં માબાપ ટેક્સસમાં રહે છે. ત્યાંનો રંગભેદ મને ગમતો નથી. આથી હું અહીં રહેવાનું વધુ પસંદ કરું છું. હું અપંગ છું, મને કોણ પરણે ? દિવસ આખો તો કામની ધમાલમાં ક્યાં વીતી જાય છે એ ખબર પડતી નથી, પણ સાંજ પડે છે ને મને બેચેની જન્મે છે. હું ખરાબ માણસ નથી હોં ! પણ શું કરું ? આ એકલવાયાપણું નથી સહેવાતું એટલે ઢીંચું છું. સમજ્યા ને ?

'ઘણીવાર મને એમ થાય છે કે જાત માટે કાંઈક કરું એના કરતાં મારી જાતિ માટે કાંઈક કરવું જોઈએ. અમે હબસી લોકો નાલાયક છીએ, અમારામાં સંપ નથી. આગળ વધવાની ધગશ નથી, ગોરાઓની ફૅશન, એમનાં કપડાં, એમના પફ-પાવડર ને લીપસ્ટીકનું અમે આંધળું અનુકરણ કરીએ છીએ પણ અમે લોકો અમારું ઈલાયદું વ્યક્તિત્વ સ્થાપી શક્યા નથી. અમારી આતમવેદના ગુલામીના દિવસોમાં અમારા બાપદાદાઓએ ભજનોમાં ગાઈ એ ભજન સંભળાવું ?'

.. અને જેકે ચકચૂર દશામાં કાંઈક બેસૂરા અવાજે એક હબસી લોકગીત (Negro Spiritual) લલકારી માર્યું. આ 'સ્પીરીટ્યુઅલ' એની જાતિનું અમેરિકન સંસ્કૃતિને દાન હતું. એના અનામી દાતા તો ગીતો રચીને ને ગાઈ ગાઈને કાળી મજૂરી કરતા ગુલામીમાં જ મરી ગયા; પરંતુ મેરિયન એંડરસન, મહેલિયા જેક્સન, નેર કીંગ કોલ, હેરી બેલાફોન્ટે વગેરે સુંદર હબસી ગાયકો આજે પૂર્વજોની સંગીત પ્રણાલિકાને ટકાવી-સંવર્ધી રહ્યા છે. હબસી લોકગીતોમાં જે દર્દ છે એ સંગીત ન સમજનારનું હૃદય પણ હલાવી નાખે.

હૈયાની આહ ગીતોમાં ઢાલવવા જેટલી જ સંગીતની સેવા હબસીઓએ નથી કરી. શુદ્ધપણે અમેરિકન કહી શકાય એવું 'જાઝ' સંગીત પણ હબસીઓએ જન્માવ્યું. ઢોલ, નગારાં, ક્લેરીનેટ, વાંસળી, ટ્રોમ્બોન, ટ્રમ્પેટ વગેરેના શંભુમેળા સમું લાગતું આ ઉત્તેજક સંગીત ગોરા સંગીતજ્ઞોની મદદથી ઘણું વ્યવસ્થિત રૂપ પામ્યું છે; પરંતુ એ જન્માવનાર તો હબસીઓ જ. પહેલાં આ પ્રકારના સંગીતને ગૌરવભર્યું સ્થાન ન હતું; પરંતુ આજે અમેરિકાના અત્યંત ઝડપી જીવનનો ધબકાર માત્ર જાઝ સંગીત જ વ્યક્ત કરી શકે છે એમ ઘણા સંગીતપ્રેમીઓ માને છે.

જેકે ગીત પૂરું કર્યું ન કર્યું ત્યાં તો રાત્રિની શાંતિને ભેદતી એક કાર સડસડાટ ચાલી ગઈ. હબસી યુવક-યુવતીઓથી ભરેલી એ કારમાં ખિલખિલાટ હસવાનો ને માદક રેડિયો-સંગીતનો અવાજ જરાક ખલેલ પમાડી ગયો.

'ક્યાંથી આગળ આવે, અમારી હબસી પ્રજા ! લઘુતા-ગ્રંથિને કારણે એ ગજા ઉપરાંતનાં ખર્ચ કરી મોટી કારે લાવે છે ને બસ મજામાં જ મશગુલ રહે છે. એમને ઉન્નતિની પડી નથી, માત્ર પેટની પડી છે. અમને એક તમારા ગાંધી જેવો નેતા મળે તો ! સાચું કહું છું અમે ગધેડે ચડી રહ્યા છીએ.'

લાગણીના આવેશમાં જેકનો કંઠ ગળગળો થઈ ગયો, વાત વધુ લંબાવવામાં સાર ન હતો; આથી મેં 'દિલગીર છું. સવારે વહેલા ઊઠવાનું છે જેક ! ગુડ નાઈટ' કહી ચાલવા માંડ્યું, પણ ઘેર આવ્યા પછી ક્યાંય સુધી આંખ મીંચાઈ નહીં.

*

અમેરિકાના પૂર્વ પ્રદેશની લીલીછમ ભૂમિ ને સરોવરોનું દર્શન આકાશમાંથી પણ કરી શકાય એટલું નીચું પ્લેન ઊડતું હતું. ૧૧ાા વાગે અમે બફેલો આવી



પહોંચ્યા. પરિચારિકાએ ચેતવણી આપી કે કમરપટા બાંધી દો, પ્લેન ઊતરવાની તૈયારીમાં છે. ઝટપટ ફાઈલમાંથી મારા યજમાન શ્રીમતી બ્રાઉન વિષે થોડી માહિતી વાંચી લીધી. પ્લેનમાં હું એકલો જ પરદેશી હતો એટલે એ મને ઝટ ઓળખી શકશે. એ વિચારે રાહત અનુભવતો સીડીનાં પગથિયાં ઊતરી આગંતુકોના ટોળા ભણી ચાલ્યો.

ઊંચા કદની એક વ્યક્તિત્વશાળી બાઈ ટોળામાંથી આગળ આવી ને 'Welcome to Niagara Falls, Mr. Pandit' કહીને હાથ લંબાવ્યો. પાંસઠેક વર્ષની આ વૃદ્ધ બાઈ તરફ લોકો ખૂબ માનની નજરે જોતા હતા. 'Good morning Mrs. Brown' કહેનારાની સંખ્યા ત્યાં એટલી મોટી હતી કે અમને વાત કરવાની તક જ ઝટ ન મળી. એ મને એરપોર્ટ પરના સુંદર રેસ્ટોરાંમાં લંચ માટે લઈ ગયાં. એક ખૂણો શોધી ચડતાં-ઊતરતાં પ્લેનને જોતાં અમે વાતો શરૂ કરી. તાજેતરમાં જ એ હિંદ જઈ આવ્યાં હતાં. એમના સ્વર્ગસ્થ ઈજનેર-પતિ સાથે એ વર્ષો સુધી ચીનમાં રહ્યાં હોવાથી પૌર્વાત્ય સંસ્કૃતિ તરફ એમને સહાનુભૂતિની લાગણી હતી. હબસીઓ માટે સમાન હક્કના એ ચુસ્ત હિમાયતી હતાં.

અમે બેઠાં હતાં એની પાછળ જ એક રૂમમાં કાંઈક 'લંચન મીટીંગ' હોય એવું લાગ્યું. શ્રીમતી બ્રાઉને જણાવ્યું કે બફેલો શહેરની બે યુવતીઓ આફ્રિકા એક વર્ષના સેવાકાર્ય માટે જતી હતી— ધર્મ પ્રચારના સેવાકાર્ય માટે નહિ પણ માનવો સરખા જ છે એ ભાવના સંવર્ધે એવા સેવાકાર્ય માટે—એમને સન્માનવા માટે આ હબસી-ગોરાં શહેરીઓનો મેળાવડો યોજાયો હતો. તાળીઓના વારંવાર થતા ગડગડાટ છતાં અમારી વાતો સારી રીતે ગળાઈ. હિંદનાં એ સાચાં સહાનુભૂતક હતાં ને ચીનમાં સામ્યવાદ સફળ નીવડ્યો એ વખતની પરિસ્થિતિનું હિંદમા પુનરાવર્તન થાય એવી શક્યતા એમને નહિવત્ લાગતી હતી.

શ્રીમતી બ્રાઉનનો કંઠ મધુર હતો ને ઉચ્ચાર અત્યંત 'બોસ્ટોનિયન' હતા. બોસ્ટનવાસીઓના અંગ્રેજી ઉચ્ચાર ઉપર ઇંગ્લેંડની અસર સૌથી વધારે છે. બીજી કોઈ બાબતમાં નહિ તો ઉચ્ચારની બાબતમાં તો અમેરિકાનો પૂર્વ પ્રદેશ પશ્ચિમ પ્રદેશ કરતાં કાંઈક જુદો પડે જ છે એમ મને લાગ્યું. ભોજન પતાવી અમે શ્રીમતી બ્રાઉનની કાર ભણી વળ્યાં. નાનકડા જર્મન 'ફોક્સ વેગન'માં મારી પેટી મૂકી. હું આગળ ગોઠવાઈ ગયો ને એમણે ગાડી ચલાવતાં ચલાવતા આ પ્રદેશનો પરિચય આપવા માંડ્યો.

બફેલોથી વિશ્વવિખ્યાત નાયગરા ફૉલ્સ લગભગ ૧૫ માઈલ દૂર છે ને ન્યૂ યૉર્ક રાજ્યના ઉત્તર છેડે કેનેડાની સરહદે એ આવેલો છે. નાયગરા નદીને કાંઠે આવેલું આ સુંદર ગામ ૧૮૯૨માં વસેલું. કેટલાય ઉદ્યોગો ત્યાં વિકસ્યા છે ને વસ્તી લાખ ઉપર છે. ગામમાં એક નાનકડી નાયગરા યુનિવર્સિટી છે, ગામનું પોતાનું આગવું છાપું પણ છે.

નાયગરા નદી વહે છે અમેરિકન પ્રદેશમાંથી, ધોધ પણ અમેરિકન પ્રદેશમાં જ સુંદર છે, પરંતુ એ ધવલ ધોધને ધરાઈને નીરખવા માટે પૂલ ઓળંગી કેનેડિયન સરહદમાં જવું અનિવાર્ય છે. ૧૬૭ ફૂટની ઊંચાઈએથી પડતા ધોધની નજીક નાવડામાં જવું અને ચારે બાજુ ઊડતાં સીકરોથી ભીંજાવું એ પણ લહાવો છે. ધોધની આજુબાજુ સુંદર બાગબગીચા છે, હોટેલો છે ને પ્રવાસીઓને આકર્ષે એવી અન્ય સુવિધાઓ પણ છે. દર વર્ષે હજારો કોડીલા યુગલો અહીં મધુરજની માટે આવે છે ને સ્વર્ગસમ વાતાવરણની મસ્તીમાં થોડા દિન મહાલે છે.

કેનેડિયન બાજુથી ધોધનો આકાર ઘોડાની ખરી જેવો લાગે છે; આથી એને Horse-shoe Falls કહે છે. ધોધની કેનેડિયન બાજુ એવી રળિયામણી બનાવી છે કે હજારો અમેરિકન સહેલાણીઓ સરહદ ઓળંગી કેનેડામાં મહાલવા જાય છે. અમેરિકન બાજુ સુંદર

રીતે વિકસેલી નથી એ હકીકત નાયગરા ફોલ્સવાસીઓને એવી ડંખે છે કે એ બાજુ વિકસાવવા અંગે જબરો પ્રચાર ચાલી રહ્યો છે. ગયે વર્ષે જ ન્યૂ યૉર્ક રાજ્યે મોટી લોન નાયગરા ફૉલ્સના કિનારાના પ્રદેશના સૌંદર્ય સંવર્ધન માટે આપી છે ને હાલ નદીની મધ્યમાં જ એક જબરદસ્ત ટાવર ( Observation Tower ) બંધાય છે. એ ટાવર બંધાઈ રહેશે ત્યારે ધોધના ખરી-આકારનું સમગ્ર દર્શન કરવા માટે સહેલાણીઓને કેનેડિયન હદમાં નહીં જવું પડે. લીફ્ટ વડે સૌને ઠેઠ ટોચ ઉપર લઈ જવાશે ને નીચે નાવડામાં પણ ઉતારી શકાશે.

શ્રીમતી બ્રાઉનને ત્યાં સામાન મૂકી અમે જરા સંગીત સાંભળવાં બેઠાં કે તુરત વરસાદનું એક ઝાપટું પડી ગયું. મારી મહેચ્છા તો નાયગરા ધોધના સૌંદર્યને રંગીન ફિલ્મમાં ઉતારવાની હતી; વરસાદે મારો ઉત્સાહ ભાંજવી માર્યો; પરંતુ કલાકેક પછી અમે જ્યારે ધોધનાં દર્શનાર્થે જવા ગાડીમાં બેઠાં ત્યારે સૂરજ આળસ મરડતો મરડતો બહાર આવવા માંડ્યો ને અમે ધોધ ઉપર પહોંચ્યાં ત્યારે કૅમેરાની કળ દાબી શકાય એટલો ઉજાશ તો ભાસતો જ હતો. શ્રીમતી બ્રાઉન એક શાંત સ્થળ શોધી બેસી ગયાં ને હું કૅમેરા સાથે લગભગ માઈલ-દોઢ માઈલ રખડીને ત્રીસેક ચિત્રો ને પચાસેક ફૂટનું રંગીન ફિલ્મનું ફીંડલું વાપરી આવ્યો. વિવિધરંગી પુષ્પોનું સૌંદર્ય પણ છબીમાં મઢી લીધું.

ચારે બાજુ ધરતી ટ્રૅક્ટરો ને જમીન ખોદવાનાં સાધનોથી ધમધમતી હતી. ઉનાળો શરૂ થાય ને સહેલાણીઓ ઊમટી પડે એ પહેલાં તો રાજ્ય સરકાર આ સ્થળની રોનક ફેરવી નાખવા ઉત્સુક હતી. કાન બહેરા કરી નાખે એવા અવાજ વચ્ચેથી રસ્તો કાપતાં અમે અમેરિકન સરહદના ઈમીગ્રેશન ખાતે પહોંચ્યા. હું પરદેશી હતો ને હિંદથી અમેરિકા માત્ર એક-પ્રવેશ-પરવાના ( Single entry visa ) ઉપર આવ્યો હતો; આથી હું એકવાર અમેરિકન પ્રવેશ છોડું તો મારાથી ફરી બીજો પરવાનો ( visa ) કઢાવ્યા વિના અમેરિકામાં પાછા ન પ્રવેશાય. આ નિયમોમાં થોડી છટકબારીઓ છે પરંતુ એ છટકબારીમાંથી કોઈને નીકળવા દેવો કે કેમ એ નક્કી કરવાનું ફરજ પરના ઈમીગ્રેશન અમલદારને માથે છે. શ્રીમતી બ્રાઉન શહેરનાં પ્રતિષ્ઠિત નાગરિક અને મ્યુનિસિપાલિટીનાં પ્રમુખ હોવાથી એ ઑફિસમાં દાખલ થયાં કે તુરત એમની સુંદર સરભરા કરવામાં આવી ને એમની જવાબદારી ઉપર મને સાંજે અમેરિકન સરહદ ઓળંગી ૬ કલાક માટે કેનેડામાં પ્રવેશવાની લેખિત મંજૂરી મળી. કેનેડિયન વિસ્તારમાં પ્રવેશવા માટે તો મારે મંજૂરીની જરૂર નહોતી કારણ કે એ દેશ રાષ્ટ્રસમૂહ( Commonwealth of Nations )નો સભ્ય છે.

કેનેડાની સરહદમાંથી નાયગરા ધોધનું દર્શન કરવાની તક મળશે એ વિચારે હું રાજીરેડ થઈ ગયો. સાંજે એલ્બર્ટ હેથૅમ્ડનાં ભત્રીજી શ્રીમતી વૉકરે મને શ્રીમતી બ્રાઉન સાથે નાયગરા નદીના મુખે આવેલા એક અત્યંત રમ્ય રેસ્ટોરાંમાં જમવા નિમંત્ર્યો હતો. અમેરિકાની પરદેશનીતિ, નેહરુની નેતાગીરી, પ્રમુખપદ માટેની નજીક આવતી ચૂંટણી, રંગભેદની સમસ્યા વગેરે અમે દોઢ કલાકમાં જ છણી નાખી ને ભર્યા પેટે ઊભા થઈ બહાર નીકળ્યાં. શ્રીમતી બ્રાઉન થાકી ગયાં હોવાથી ઘેર ગયાં ને શ્રીમાન ને શ્રીમતી વૉકર મને સ્ટેશનવૅગનમાં બેસાડી કેનેડાનાં કિનારાનો પ્રદેશ જોવા લઈ ગયાં.

પૂલ આગળ ઇમીગ્રેશનની વિધિમાંથી પસાર થઈ અમે કેનેડિયન સરહદમાં પ્રવેશ્યાં ત્યારે ઝરમર વરસાદ શરૂ થઈ ગયો હતો શ્રીયુત્ વૉકરે મને થોડી સુંદર હોટલમાં ફેરવ્યો ને પછી કેનેડિયનો જેને માટે વિખ્યાત છે એ બાગબગીચા જોવા લઈ ગયા. અનેકરંગી પુષ્પો ને એની યોગ્ય માવજત જોઈ ને હું તાજુબ થઈ ગયો. એક બાગમાં તો રંગબેરંગી ફૂલોથી જ ઘડિયાળનું મોટું ડાયલ બનાવ્યું હતું ને સોનેરી મોટા કાંટા એના ઉપર ફરતા હતા. વીજળીના પ્રકાશના યોગ્ય મિશ્રણ

વડે ખૂબ આહ્લાદક વાતાવરણ ત્યાં ખડું કર્યું હતું.

નાયગરા નદીને કિનારે કિનારે અમે માઈલો સુધી ગાડી હંકાર્યે રાખી. કેટલો મોટો વેપાર આ નદી દ્વારા થાય છે એનો ખ્યાલ અંદર ઘૂમતાં પેટ્રોલિયમ અને લાકડાં ભરેલાં મોટાં વહાણો જોઈને આવ્યો. પાણીની સપાટી સરખી જાળવવા ને મોટા વાહનો ઠેઠ અંદરના પ્રદેશો સુધી લઈ જવા માટે કૃત્રિમ 'લૉક્સ' (Locks) બનાવવામાં આવ્યાં છે. આ 'લૉક્સ' બે જુદીજુદી પાણીની સપાટી સાચવી રાખીને પણ એક વહાણને પાણીની નીચી સપાટીવાળા પ્રદેશમાંથી ઊંચી સપાટીવાળા પ્રદેશમાં પહોંચાડે છે. ક્રિયા માત્ર પાણી પંપ વડે 'લૉક'માં ભરવાની ને કાઢવાની છે, પરંતુ એ ક્રિયા નજરે જોવી એ એક લહાવો છે; વર્ષો પહેલા આવા 'લૉક્સ' વૉશીંગ્ટન રાજ્યના સીઆટલ શહેરમાં જોયાં હતાં. ઘણાં વર્ષે એ ફરી જોવા મળ્યાં એથી આનંદ થયો. રાતના નવ વાગી ગયા હતા ને વૉકર દંપતી નોકરી કરતા હોવાથી બીજે દિવસે સવારે એમને વહેલાં ઊઠવાનું હતું, આથી અમે ઝડપથી પાછાં વળ્યાં. રસ્તામાં શ્રીયુત્ વૉકર મને નદી ઉપરનાં હાઈડ્રો ઇલિકટ્રીસીટીનાં લગભગ ૧,૩૮૮,૦૦૦ હૉર્સ પાવર વીજળી ઉત્પન્ન કરી અમેરિકા અને કૅનેડાનાં કારખાનાને પૂરી પાડતાં કારખાના બતાવવાનો લોભ ખાળી શક્યા નહિ.

પૂલ ઉપર અમે પાછાં પહોંચ્યાં ત્યારે મેઘધનુષના સાત રંગોથી ઓપતો નાયગરાનો ધોધ એવો સોહામણો લાગતો હતો! કૅનેડાના એક પાવરહાઉસમાંથી વિવિધ-રંગી ફ્લડ લાઈટો ધોધ પર ફેંકી રોજ રાતે આવું સુંદર વાતાવરણ ખડું કરવામાં આવે છે એમ શ્રી વૉકરે કહ્યું. દર પંદર મિનિટે રંગોનો ક્રમ બદલાતો હતો. અમે પંદરેક મિનિટ માંડ આ દૃશ્ય પચાવ્યું હશે ત્યાં રંગો બદલાઈ ગયા ને ચાંદનીના પ્રકાશમાં કોઈ શ્વેતવસ્ત્રી સુંદરીનો પાલવ હવામાં ફરફરતો હોય એવો આભાસ થયો.

રાતના દસ વાગી ગયા હતા; આ રમ્ય દૃશ્ય છોડવાનું જરાય મન ન હતું; પરંતુ હું ક્યાં સ્વતંત્ર હતો? મારાં યજમાનની ભલમનસાઈનો વધુ પડતો લાભ તો કઈ રીતે લેવાય? થોડું રખડી અમે ગાડીમાં પાછા ગોઠવાઈ ગયા, શ્રીયુત્ વૉકરે કારનું હીટર ચાલુ કર્યું ને વાતાવરણ હુંફાળું થયું. કે તુરત એમણે ગાડી હાંકી મૂકી. પૂલને નાકે ઊતરીને મેં કૅનેડિયન ઈમીગ્રેશન ખાતાના કાગળો ઉપર સહી કરી આભારની લાગણી વ્યક્ત કરી ને પાછો ઠૂંઠવાતી ઠંડીમાંથી બચવા કારમાં ભરાઈ ગયો. અમેરિકન સરહદે અમે પહોંચ્યા કે તુરત મારો પાસપૉર્ટ પાછો મેળવ્યો ને પાંચ-૭ કલાક કૅનેડામાં સહેલ કરવાની પરવાનગી આપવા માટે આભાર માન્યો.

શ્રીમતી બ્રાઉનને ઘેર મને વૉકર દંપતીએ ઉતાર્યો ત્યારે રાતના ૧૧ વાગી ગયા હતા. બિલ્લીપગે હું મારા શયનખંડમાં પહોંચ્યો ને કપડાં બદલી, હીટર ચાલુ કરી પથારીમાં પડ્યો. હૈયાનો થનગનાટ હજુ શમ્યો ન હતો, વર્ષો પહેલાં શાળાની ભૂગોળમાં વર્ણન વાંચી જે નાયગરા ધોધના દર્શન કરવાનાં ગાંઠેલાં સ્વપ્નો સેવ્યાં હતાં એ નાયગરા ધોધ આજે મેં સગી આંખે નિહાળ્યો હતો.



ઘરમાં દાખલ થયેલો ચોર સહેજ પણ હીલચાલ કરતાં તેની હાજરીની નક્કીપણે જાણ કરીને તેને સપડાવી શકે તેવી અવાજની ગતિ કરતાં વધારે ઝડપી સ્વરોના મોજાંવાળા ચેતવણી આપતા સાધનના તાજેતરમાં લંડનમાં પ્રયોગો કરી દેખાડવામાં આવ્યા હતા. આ નાનકડું સાધન ૬,૦૦૦થી માંડીને ૪૦,૦૦૦ ચો. ફૂટ જેટલી જગ્યાની સફળ ચોકી કરી શકે છે.

આ સાધન તે વિસ્તારમાં અશ્રાવ્ય મોજાંઓનું કાયમ એક નિશ્ચિત સ્વરૂપ ચાલુ રાખે છે. પરિણામે ઘરમાં ચોર આડમાર્ગે દાખલ થતાં જ તે સ્વરૂપમાં ભંગાણ પડે છે અને ચેતવણીનો ઘંટ વાગતાં ચોર સપડાઈને ઝડપાઈ જાય છે. આ સાધનને બરાબર આ જ રીતે આગ હોલવવા માટે પણ ઉપયોગમાં લઈ શકાય છે.





ત્રિભુવન વીરજીભાઈ હેમાણી

# વા મો શાહનો ઉપયોગી પત્ર

સદ્‌ગત ચિંતક તેમ જ ફિલસૂફ વા. મો. શાહનો પરિચય સંસ્કારપ્રિય ગુજરાતીઓને કરાવવાની દરે ભાગ્યે જ જરૂર રહે છે. એ વિચારકનો પત્ર-વ્યવહાર અનેકવિધ પ્રશ્નોને છેડનારો તેમ જ ગુજરાતી સાહિત્યમાં કંઈક અનોખી ભાત પાડનારો હોઈ તેને જનસમાજ સમક્ષ ધરી દેવાની સમયે સમયે યોજના કરવામાં આવે છે. ધ્યાનમાં રહે કે પત્રસાહિત્યના ભંડોળમાં વધારો કરવા માટે અગર તો જેવા તેવા વાચકો માટે તેમ જ પ્રકાશન અર્થે એ પત્રો લખાયા નહોતા. સાચી વાત એટલી જ છે કે કોઈ કોઈ અધિકારી સજ્જનને અમુક પ્રસંગ નિમિત્તે કેટલાક સિદ્ધાંતની સમજણ આપવા પૂરતા જ એ પત્રો યોજાયા હતા. છતાં પણ એવા પત્રોનાં પ્રકાશનથી વિકાસને પંથે મળેલી કોઈ કોઈ વ્યક્તિને તેમાંથી અનન્ય પ્રકારનો 'આનંદ' તેમ જ 'તાજગી'નો અનુભવ થાય એમ લાગવાથી તેમાંનો એક ઉપયોગી પત્ર અહીં પ્રગટ કરવામાં આવે છે. સાચી વાત તો એ છે કે આ પત્ર સ્પષ્ટપણે એ ફિલસૂફની આત્મકથાના એક પ્રકરણની ગરજ સારી રહે છે. અને એ વાતની ખાતરી એનાં મનનપૂર્વકનાં વાચનથી જ થઈ શકે તેમ છે. —ત્રિ. વી. હેમાણી

ઘાટકોપર, મુંબઈ
તા. ૧૦-૮-૩૦

પ્રિય ડાહ્યાલાલભાઈ,[1]

તા. ૨૩ જુલાઈનો તમારો પ્રથમ પરિચય કરાવતો પત્ર મળ્યો. જ્ઞાનપીપાસા જ્યાં પણ નજરે પડે ત્યાં સ્વભાવિક 'સદ્‌ધર્મી' સંગનો સંતોષ થાય છે.

તમે પણ કોઈ અદ્‌ભુત મનુષ્ય લાગો છો : કચરાપટ્ટી રફ પેપર પર છપાતા 'જૈનહિતેચ્છુ' જેવા Sectarian (સેક્ટેરિયન—સાંપ્રદાયિક) નામવાળા પત્રના અંકો તમને વૈષ્ણવ જન્મેલાને વાંચવા—વાંચ્યા કરવાનું તૂત લાગ્યું! 'નાસ્તિક' કે 'મિથ્યાત્વી' અમેરિકન સ્ત્રીની ડાયરી તત્ત્વજ્ઞાન મેળવવાની દૃષ્ટિથી વાંચવાનું તમને રુચ્યું! નિંદક, મિજાજી, ખટપટી વાડીલાલને ચાહવામાં તમને આનંદ થયો!...સંભાળજો, રખે ઊંડા અગોચર કૂવામાં પડવાની નજદીકમાં ન હો! શું તમને સમાજનો ડર નથી? અથવા શું નૂતન સમાજ રચવાનો ઈરાદો રાખી રહ્યા છો?

જે હો તે હો, મારું જીવન જે એળે ગુમાવ્યું હોવાનું હું આજે માનું છું તેનાથી અણધારી રીતે તમારી માફક અહીં તહીં કેટલીક વ્યક્તિઓ કંઈક પ્રકાશ, હૂંફ, શક્તિ કે આશ્વાસન પામી શકી છે એ જ્યારે જ્યારે હું જાણવા પામું છું ત્યારે ત્યારે મારા હૃદયની બળતરા ક્ષણભર શાન્ત થાય છે.

જેમ જેમ જરાતરા મેળવતો ગયો તેમ તેમ તે બધાંને આપવાનો અખતરો થતો રહ્યો, જેથી 'મેળવવા' માટે જરૂરની 'ફુરસદ'નો સ્ટોક ખવાતો ગયો અને 'મેળવવા'ની સ્થિતિ ચાલુ રાખવા માટે જરૂરનાં આર્થિક સાધનો કે જે મારી આખી જિંદગી સુધી પૂરતાં થાય તેમ હતાં તે બધાં જાહેર સેવામાં ખર્ચી નાખી 'ફુરસદ'ની સગવડ પણ ગુમાવી : આ 'આત્મહત્યા' માટે હું આજે ઘણો અફસોસ કરું છું. શોધક, જિજ્ઞાસુ, તત્ત્વજ્ઞાની : એઓએ લૌકિક 'દયાબુદ્ધિ'થી છૂટવું જોઈએ એવું મને એ વખતે ભાન ન હતું. હું ગુરુ વગરનો હતો અને જે થોડું ઘણું પામ્યો હોઉં તે અંગત અખતરા અને આત્મમંથનથી જ પામ્યો હોઈ મને કોઈ શાસ્ત્રકારોની પણ મદદ નહોતી, કે જેથી ઉક્ત ભૂલથી બચવા પામું.

1. એ ડાહ્યાલાલભાઈ કોણ અને ક્યાંના વતની તે બાબત કંઈ ચોક્કસપણે જાણી શકાયું નથી; છતાં પણ પ્રસ્તુત પત્રના ઉત્તરના ભાગમાં આવતી હકીકત પરથી અનુમાન થઈ શકે છે કે તેઓ પાલણપુરના વતની હોય. એ પરિસ્થિતિમાં એ સંબંધી કોઈ જાણકાર બંધુ આ લખનારને C/o ઊર્મિ-નવરચના નામે સરનામે પત્ર લખી માહિતી આપે એવી જાહેર વિનંતિ કરવાનું અસ્થાને નહિ ગણાય.

ખેડૂત, વ્યાપારી, શિક્ષક, રાજા, શોધક અથવા ફિલસૂફ એ સઘળા માટે જુદા જુદા 'નીતિશાસ્ત્ર' હોય છે તમાના એકા ને બીજા સાથે અસ્તવ્યસ્ત રીતે ભેગાં દઈને 'સંકરતા' ઊભી ન કરવી જોઈએ 'જૈન'[૨]ની તો આ પરતંત્ર ભૂમિમા વાતેય શુ કરવી, પણ મને તો 'શ્રાવક'[૩] પણ કોઈ મળ્યા નથી 'શ્રાવક' 'શ્રાવક'નો પ્રેમી હોય અને 'જૈન'નો admirer (પ્રશસક) હોય પણ પ્રેમ અને admiration (પ્રશસાભાવ) સમર્થમા જ હોઈ શકે એમ તો મારી તારીફના ૨૫ પૃષ્ઠ ભરીને પત્રો લખનાર મારી 'જય' પોકારનાર કાંઈ નહિ તોયે દશ હજાર માણસો મળ્યા હશે પણ અખિલ ભારત વર્ષીય શ્વે સ્થાનકવાસી જૈન કોન્ફરન્સનુ પ્રમુખપદ છોડતા એ કોન્ફરન્સના મુખપત્ર—'જૈનપ્રકાશ'મા મે લખેલ 'નગ્ન સત્ય'મા જણાવ્યા મુજબ સઘનાઓનો પ્રેમ માત્ર ભાષા સાથે છે ભાષાથી મોહે છે આત્માથી નહિ એક સ્ત્રીના પણ આત્માથી મોહનાર તેની ખાતર મિલ્કત ગુમાવે છે, સમાજ ગુમાવે છે, શાન્તિ ગુમાવે છે, કદાચ પ્રાણ પણ ગુમાવે છે—અને તે પણ વગર વિનતિએ, સ્વેચ્છાથી, મારા શિષ્ય તરીકે પત્રો લખી પ્રશ્નો પૂછનારા 'ઓર્થોડોક્ષ' (Orthodox પુરાણપ્રેમી) તેમ જ કેળવાયેલા વર્ગના યુવાનો, વૃદ્ધો, સ્ત્રીઓ, સાધુઓને એમના પ્રશ્નોના ઉત્તર આપતા મે સેકડો પૃષ્ઠો ભર્યાં છે અને એવા તો સેકડો પત્રો લખ્યા હશે આજે હુ શક્તિના એવા દુરુપયોગ માટે પસ્તાઉ છુ

બે વર્ષ પહેલા કોન્ફરન્સના કામથી મરણપથારીએ આવ્યો ત્યારે ડૉક્ટરોની સલાહથી જર્મની ગયો ત્યા, મને ભણનારા દશ વીસ લાખ હિંદીઓ પૈકીનો—મારી 'પ્રશંસા' કરનારા હજારો મનુષ્યો પૈકીના કોઈ નો કુશળ સમાચાર પૂછાવનારો પણ પત્ર ન હતો મારી આર્થિક સ્થિતિ—જે તે વખતે અસાધારણ ખરાબ હતી તે—બાબતમા દરકાર કરવાની તો વાતેય શુ કરવી? મારી તે ગેરહાજરી દરમ્યાન મારી પત્ની એકાએક અત્રે બીમાર પડી એક પણ સ્નેહી, એક પણ 'પ્રશંસક', એક પણ માણસ ખબર પૂછવાયે ગયો નહિ! તેણી મરણ પામી બાળનાર પણ અજાણ્યાઓ હતા! હુ, મારો પુત્ર (જે સાત વર્ષથી જર્મનીમા હતો તે) તથા તેની ઇટાલિયન પત્ની અને બાળક અત્રે આવ્યા એક પણ સ્નેહી ખબર અંતર પૂછવા આવ્યો નથી વધુ શુ કહુ? મુબઈના એક જૈન વકીલ જે મને વંદન કર્યા વગર કોર્ટમા જતા નહિ અને પૂજ્યશ્રી કહીને સબોધન કરતા તેનુ મો જોયા—ગામમા જ છતા—ત્રણ વર્ષ થયા, કે જે ત્રણ વર્ષમા મારી જિંદગીના ૩૦૦ વર્ષ જેટલી ઘટ નાઓ બની ગઈ છે અને તે તે જાણે છે જેઓને, કાંઈ પણ સંબંધ વગર જ, જેલમા જતા અને મરતા બચાવવા મે હજારો રૂપિયા દેવુ કરીને આપેલા તેવાઓ પૈકીનો પણ કોઈ દિલસોજી બતાવવા પૂરતો પણ આવ્યો નથી, કે પત્ર લખવા પણ નવરો થયો નથી

આવી આ દુનિયા છે, જેને માટે હુ કાંઈક લખુ એમ તમે ઇચ્છો છો—સમય, શક્તિ અને ધનનો જે જથ્થો મારી પાસે હતો તે મે વગરવિચાર્યે વાપરી નાખી ખતમ કર્યો છે તે સમય, શક્તિ અને ધનને ભોગે પણ—ઊછીના લઈને પણ—મારે હજુ

૨ વા મો શાહના 'જૈન'ને સમજવા જેવો છે એમના 'જૈન' શબ્દના પેટાળમા આજના 'કહેવાતા' ધર્મ અને કહેવાતી નીતિ' નામની કોઇ ચીજનો ઉપદેશ કે મર્મ છે જ નહિ અમનો જૈન એટલે તો પ્રતિષ્ઠી—ગુણથી જનમાત્ર નહિ, પણ જૈન હોય એવો મનુષ્ય. એ 'જન 'સામાન્ય મનુષ્ય' નહિ, પરન્તુ મનુષ્યવિશેષ' હોય, એ જૈન એટલે જ્ઞાન અને ક્રિયારૂપી બબ્બે 'માત્રા'ઓ જેના ઉપર ચડી ચૂકી હોય એવો 'જન' અથવા મનુષ્ય એઓ જૈન' શબ્દનો ઉપયોગ સમૂહસૂચક અર્થમા નહિ, પણ ભાવસૂચક અર્થમા કરતા હતા ['વા મો. શાહનો જીવન સદેશ' પ્રથમ ખડ પૃષ્ઠ ૩૧]

૩. 'એ શ્રાવક એટલે ફળદાયક થઇ પડે એવી રીતે શ્રવણ તેમજ વાચન કરવાની તાલીમ પામેલી વ્યક્તિ' [એજન પૃષ્ઠ ૨૦]

પણ લખવું એમ તમે ઇચ્છો છો. પણ નહિ; જો હું લખું તો 'જૈનદીક્ષા 'નો પ્રથમ ખંડ મેં લખ્યો તેમ જ લખું. હું મહાનમાં મહાન સંકટમાં હોઉં ત્યારે કોઈ ક્રિયા કરવાની મારી જરૂરિયાતથી જ પ્રેરાઈ ને—નહિ કે કોઈની દોરવણીથી કે કોઈના કહેવા મુજબ—હું લખી રહું છું. સદરહુ ગ્રંથ પણ એ પ્રકારનાં સંકટો વચ્ચે લખાયો હતો : હું માંદગીમાં સપડાયેલો અને શારીરિક નબળાઈથી ઘેરાયેલો હતો : મારી પુત્રવધૂ મોતને બિછાને પડી હતી અને મારી એકલાની જ સંભાળની જરૂર પડતી હતી : મારાં ખિસ્સાં ખાલી હતાં : મારા પુત્રના સિદ્ધાંત વગરના હિંદી ગ્રાહકોથી જોખમાયેલી તેની શાખને જાળવી રાખવા માટે તનતોડ મહેનત કરી રહેલા એ પુત્રનો હું અયોગ્ય પિતા હોવાની લાગણીથી માનસિક રીતે સતત રીતે સતાવાયેલો હતો : આહ, જીવનનું એ નરક હતું અને મારે તે ઓળંગવાનું હતું. મારે 'ક્રિયા' જોઈતી હતી અને કુદરતી રીતે જ એ ક્રિયાએ 'જૈન દીક્ષા 'નાં લેખનનું સ્વરૂપ ધારણ કર્યું. 'મુંબઈ સમાચારે ' એ 'જૈન દીક્ષા 'ને હફતે હફતે તેનાં રોજિંદા અંકમાં પ્રગટ કરવાની હું પરવાનગી આપું તેના બદલામાં કંઈ પણ ખર્ચ લીધા વગર એક હજાર નકલ છાપી આપવાની 'ઓફર' કરી હતી. પરંતુ મારાં સ્વાભિમાને—તમને ગમે તો કહું કે મારા 'સિદ્ધાંતે—ખાસ કરીને...પત્રકારો સાથે મારાં લખાણના બદલામાં એવો સોદો થવા દીધો નહિ. દેણું કરીને પણ મેં મારે ખરચે એ પુસ્તકની બે હજાર પ્રતો છપાવી. હજારો મનુષ્યોમાં મારું લેખક તરીકેનું નામ જાણીતું છે છતાં, 'મુંબઈ સમાચાર 'ના અંકોમાં એ પુસ્તકનાં સળંગ પ્રકરણો એક પછી એક પ્રગટ થઈ રહ્યાં હોવા છતાં, હજારો મનુષ્યો મને તેમના 'ગુરુ' તરીકે ઓળખાવે છે છતાં—એક વર્ષમાં એ પુસ્તકની ૩૫ નકલો વેચાવા પામી છે અને ૩૫૦ નકલોને ભેટ તરીકે ટપાલ દ્વારા મોકલાઈ છે. (મારાં પુસ્તકો માટેની, જાહેરાત આપવાની વાતને જ હું ધિક્કારું છું. કોઈ મને મદદ કરે અગર કોઈ મારો 'દાતા' બને એ વિચારથી જ મને નાનમ લાગે છે. હું રાહ જોઈ શકું છું અને ભલે સમષ્ટિ તેનું કામ કરી રહે.

અરવિંદ ઘોષની પાછળ બાબુ ચિત્તરંજનદાસ હતા, જેઓ તેમનું તથા તેમની પ્રવૃત્તિઓનું ખર્ચ સહન કરતા હતા. ફ્રેડરિક નિત્શેની પાછળ તો એક સરકાર હતી, જે સરકાર, એ નિત્શેએ માત્ર થોડા મહિનાઓ સુધી પ્રાધ્યાપક તરીકે નોકરી કરી હોવા છતાં તેને 'પેન્શન' આપતી હતી અને વળી પત્નીનું કે કુટુંબનું ભારણ તેના પર ન હતું. પ્રાચીન ભારતમાં યોગીઓ, સત્યશોધકો, સંતો—એ સઘળાંઓનો રાજાઓ આદર કરતા હતા—એ રાજાઓ એવા મહાપુરુષોની શોધ કરી રહીને પૂરતા આદરપૂર્વક તેમની ખિદમતમાં રહીને સેવા પણ આપતા હતા. આજના અધોગતિને આરે પહોંચેલા ગુલામ હિંદના એકાંતપ્રિય સત્યશોધકોને માટે તો સારો કહો કે નરસો કહો પણ એક જ રસ્તો ખૂલ્યો છે : તેણે તેની જરૂરિયાતોને માટે આમદાનીની યોજના કરી લેવી જોઈએ અને એ રીતે જ 'સત્યશોધન 'ની પ્રવૃત્તિ ચાલુ રાખવી જોઈએ. અને તેની પરમપ્રિયા 'સત્યસુંદરી 'ની વિચારણામાં જ લીન રહેતા હોવાથી એવા પુરુષો કમાવાનાં કાર્ય માટે તો સ્વાભાવિક રીતે પૂરેપૂરા 'અયોગ્ય' હોય છે. આ રીતે એક દિવસે મારી પોતાની ઇચ્છા ન હોવા છતાં પણ આશ્ચર્યભરી રીતે મેં મને પોતાને 'વૈશ્ય 'નો પાઠ ભજવતો જોયો. એવું બનવા પામ્યું કે મહાયુદ્ધના અકસ્માતને પરિણામે વ્યાપારમાં મોટો નફો મને મળવા પામ્યો. અને જે સમાજને હું પૂરેપૂરી રીતે ધિક્કારું છું તે સમાજ ખાતર મારી સઘળી આમદાની અદ્‌ભુતરીતે મેં વેડફી નાખી. શું આવું જીવન પોતે મૂર્ખાઈભરી વસ્તુ નથી લાગતી ? અને વિચિત્ર તો એ દેખાય છે કે જેઓએ જીવનને મૂર્ખામીભરી વસ્તુ તરીકે ઓળખી છે તેઓ જ સૌથી વધુ અદ્‌ભુત વસ્તુ કરી શકયા હોય છે અગર લખી શકયા હોય છે.



હવે તમારા પત્રનો જવાબ નિત્શેના પુસ્તકો વાચવા ઇચ્છા હોય તો, વેદાન્તમા પ્રવેશ કરી ચૂકેલા હોઈ, હુ તમને મના કરુ નહિ 'બિયોન્ડ ગુડ એન્ડ ઇવિલ' (Beyond Good and Evil) જિનિઓલોજી ઓફ મોરલ્સ' (Geneology of Morals) 'વિલ-ટુ-પાવર' (Will to-Power) એટલુ વાચી રહ્યા પછી તેનુ 'ધસ સ્પેક ઝરથુસ્ટ્ર' (Thus spake Zarathustra) વાચવા સલાહ છે—એટલી ચેતવણી સાથે કે એને પૂરા વાચ્યા પહેલા કશો પણ 'જજમેન્ટ' ન બાધતા બીજો એક જર્મન 'મેક્ષ સ્ટર્નર' (Max Sterner) છે જેની 'ધી ઈગો એન્ડ ઈટ્સ ઓઉન (The Ego and its own) ખાસ વાચજો

કર્મગ્રથનો અભ્યાસ કરવા ઇચ્છા હોય તો ગાધીજીના અમદાવાદ ખાતેના પુરાતત્ત્વસશોધક ખાતામા અધ્યાપક સુખલાલજી છે તે એ વિષયમા નિષ્ણાત છે તેની પાસે એકાદ મહિનો રહી શીખશો તો ઠીક પડશે બીજા પણ કોઈ રડ્યાખડ્યા હશે પણ મે કોઈને શોધી શીખવાની દરકાર કદાપિ કરી નથી આને તો હુ જાણુ છુ

મારા વિશે પૂછતા હો તો હુ કાઈ શીખવી શકુ તેમ નથી ખરુ કહુ છુ મારી પાસેથી તો પ્રેરણા અને 'વિઝન' (Vision-દૃષ્ટિ) કદાચ પામો—પણ તેય રૂબરૂમા મળવાનુ બને તો જ શીખવા-શીખવવાના ખ્યાલોથી સ્વતંત્ર રીતે બેઠા હોઈએ અને વાત કોઈ પણ 'ટૉપિક' (વિષય) પર ખીલવા પામે ત્યારે સહજાસહજ પ્રકૃતિ જે બોલાવે તે જ પ્રેરણા આપનાર થઈ પડે મારા શબ્દોમા 'સખતાઈ' (Sternness) છે મારા હૃદયમા Weakness (નબળાઈ, કહેવાય એટલી હદની કોમળતા છે મારા કાર્યો 'મેટર' (Matter)ને 'સ્પિરિચ્યુઆલાઈઝ' (Spiritualize) કરીને કરાતા હોય છે મારા લખાણો 'સ્પિરિચ્યુઆન મેન્સ'ને પણ 'મેટર' (Matter) સુધી ખેચી લાવવા રૂપે હોય છે હુ નથી જાણતો કે હુ 'મટી રિયાલિસ્ટ' છુ કે 'સ્પિરિચ્યુઆલિસ્ટ' છુ બન્નેમાં મને ભિન્નતા જ લાગતી નથી, અને તે છતા સામાન્ય જનસમૂહ (Masses) અને પડિતોના 'મટિરિયાલિઝમ' તેમ જ 'સ્પિરિચ્યુઆલિઝમ' તરફ મને અસહ્ય સૂગ છે

બધુ! તમે જૈનાદિ ધર્મશાસ્ત્રોમાથી પસદગી કરીને નામો સૂચવવા કહો છો ખરેખર એ ક્ષેત્રનુ મારુ વાચન અતિ અલ્પ છે મે જે કાઈ કર્યું છે તે એટલુ જ કે વાચેલા કે સાભળેલા થોડાક શબ્દો અને 'ભાવનાઓ' (Concepts)ના મૂળ સુધી ઊડાણમા જઈ એ બધાળા મૂળનો પરસ્પરનો સબધ વિચાર્યો છે મને મારા હિત માટે જૈનશાસ્ત્રો કે વેદો વાચવાની હવે ઇચ્છા થતી નથી પણ જૈનોને કે બ્રાહ્મણોને એમની પરિચિત પરિભાષા દ્વારા 'ટ્રુથ (સત્ય)ના પ્રેમી કરવાનુ મારે 'મિશન' ઉપાડવુ હોય તો હુ આ શાસ્ત્રો વાચુ અવશ્ય પણ તે એમનો 'સાયન્ટિફિક વેલ્યુ' (શાસ્ત્રીય કિંમત) શોધવા પૂરતા જ આ દુનિયાના સઘળા શાસ્ત્રો તો 'જમાનાના કળાકારો'ની રચના છે જે લોકોને માટે તેઓ લખતા હતા તે લોકોના સ્વભાવને અનુકૂળ થઈ પડે એવા પ્રકારની ઉચ્ચ કે અનુચ્ચ પ્રકારની કળાનો ઉપયોગ કરતા હતા તેમના લખાણોનો મોટો ભાગ આજે ત્યજી દેવા જેવો છે અને આજના માનસને અનુકૂળ થઈ પડે એવી નૂતન કળાનો ઉપયોગ કરી લેવો જોઈએ આજના માનસથી વિભૂષિત થયેલા સત્યશોધકને અથવા જિજ્ઞાસુને તદ્દન જુદી જ જાતના માનસને અનુકૂળ એવા લખાણો પર સપૂર્ણપણે આધાર રાખવો પડે એ ખરેખર દયાજનક છે સમયના ફરવા સાથે એકલી ભાષા જ ફરતી નથી, પરતુ ભાવના પણ ફરે છે માનસમા પણ પલટો આવે છે, જરૂરિયાતો પણ પલટાય છે કોઈ પણ વિષયની—ખાસ કરીને આધ્યાત્મિક બાબતોની શાસ્ત્રીય બાજુ રટથી એ લોકો પરિચિત નહોતા, કારણ કે એ સમયે એ જરૂરનુ નહોતુ





મને સાયન્સ કે ધર્મ એ બેમાંથી એકેયમાં શ્રદ્ધા નથી પણ મારાં માનસને શાસ્ત્રીય તેમ જ ધાર્મિક બનાવવાની ખાસ કરીને કાળજી રાખું છું, કે જેથી કરીને હું 'જિંદગી'નો વધારે સારી રીતે અનુભવ લઈ શકું અને તેને જોઈ શકું. વારુ, આ રીતે આડું-અવળું વિવેચન લખવાનું ચાલુ રાખવાનો શો અર્થ છે? આપણે એક દિવસ મળીશું; હા. મને તે બાબતની ખાત્રી છે અને તે વખતે આ 'વસ્તુ'ને આપણે પૂરેપૂરી માણી લઈશું—એટલે સુધી કે કાં તો તમે મને ધિક્કારવા અગર નિંદવા લાગી પડશો અગર તો મારે તમને બહાર ધકેલી દેવા પડશે.

મહેસાણા વટાવીને પાલનપુર જવાના પ્રસંગ મને ત્રણ વર્ષ પર ૩-૪ ઉપરાઉપરી પ્રાપ્ત થયા હતા,—હું કે જે વ્યાપાર, જાહેર જીવન સર્વ છોડીને ઘરને ખૂણે જ ભરાઈ રહું છું તેને! It was an invitation of Jain admirers of mine! (મારા જૈન પ્રશંસકો તરફનું એ આમંત્રણ હતું.) હું જવા પહેલાં જ જાણતો હતો. જાણવા માટે કેવળ જ્ઞાનની, બ્રહ્મજ્ઞાનની મદદ શોધવાની જરૂર નહોતી—અને મેં તેમને પહેલી જ મુલાકાતે કહી દીધું હતું કે તેમને "મોહ" હતો, 'પ્રેમ' કે 'ભક્તિ' કે Admiration (પ્રશંસા) નહિ. કાંઈ કાંઈ ધામધૂમો થઈ. આખો દિવસ અને આખી રાત્રિ પ્રશ્નોત્તર ચાલુ રહ્યા. પહેલાં કરતાં પણ Devotion(ભક્તિ)નાં પૂર વધવા લાગ્યાં. ત્રણ ત્રણ મુલાકાતો એવી ગઈ. પછી કોન્ફરન્સ (અખિલ ભારતવર્ષીય શ્વે. સ્થાનકવાસી જૈન કોન્ફરંસ) થઈ......આગેવાનોને મૂંગા મૂંગા જ મેં ખુલ્લા કર્યા: એમાંની એક વ્યક્તિ આ Admirers(પ્રશંસકો)માંના એકનો સંબંધી હોઈ હવે બાજી બદલાઈ ગઈ. પછી તો હું વગર આમંત્રણે ત્યાં ગયો. એ 'ટ્રીટમેન્ટ' (Treatment) કહી બતાવવાની જરૂર છે? This, I say, is present Jain community. (આ છે આજનો જૈન સમાજ)...અને બીજાં પેપરો એ નિર્માલ્ય કોમને 'એક્સ્પ્લોઇટ' (Exploit) કરવાની પૂરી તક સાધે છે...! 'યુવક સંઘ' નામની જૈન સંસ્થા નીકળવાથી, અજાણ્યા જૈનેતર હિંદીઓ—ખાસ કરીને કેળવાયેલાઓ—માનતા હશે કે જૈન કોમમાં કાંઈક જાગૃતિ આવશે. એ સઘળું 'હમ્બગ' છે—સ્વાર્થ સાધુઓના તોફાન છે. સાચી વાત એ છે કે શ્રીમંત વર્ગમાં અથવા સાધુ વર્ગમાં અથવા તો કેળવાયેલા વર્ગમાં ઊંચો શોખ નથી, કુલીનતાભરી પ્રવૃત્તિ નથી. બાદશાહી ઉદારતા નથી. એ સઘળું આત્માનું દારિદ્ર્ય છે. એક પણ ઊંચા શોખવાળો શ્રીમંત ("વૈશ્ય") અને એક જ ઊંચા શોખવાળો કેળવાયેલો ('ક્ષત્રિય') એ બે ચીજો મારી સામે હોત તો હું આખું જૈન સમાજનું રાજ્ય પલટાવી નાખું. પણ એ બે ચીજો જ ક્યાં છે?

રાણો પ્રતાપ બાર વર્ષ જંગલમાં જઈ રહ્યો અને રાજદ્વારી હિલચાલ મુદ્દલ છોડી તે શું ધર્મીઓ જેને 'વિરાગ' કહે છે તે હતું? Men of higher list will never be interested in children's play. (ઊંચા શોખને વરેલા મનુષ્યો કદી પણ 'બાળકોની રમત'માં રસ લઈ શકશે નહિ.) એ જ પ્રતાપ, જ્યારે ભામાશાહ સોનાના ચરુ સાથે ભેટણું ધરવા આવ્યો ત્યારે, તુરત કટિબદ્ધ થયો અને અસાધારણ યુદ્ધ કરી બતાવ્યું. આજે ભામાશાહની જગ્યાએ ભામટાઓ છે, અને પ્રતાપની જગ્યાએ કુટિલ કાયરો છે. જ્યાં સુધી હું નજર નાખી શકું છું ત્યાં સુધી હિંદ અંગ્રેજોના પંજામાં હજુ લાંબો વખત સડ્યા કરવાનું છે. શ્રીમંતો છેક જ ભિક્ષુક અને અંગ્રેજોના ભડિયારા બનશે. અર્ધા હિંદીઓ ત્રાસ અને ભૂખથી મરણ પામશે ત્યાર પછી જ સ્વરાજ્ય આવવાનું છે. We deserve that. (આપણે તેને લાયક છીએ.) એ સંહારમાંથી જ નવું ભારત જન્મશે અને નવા 'વૈશ્ય' નવા 'ક્ષત્રિય' નવા 'શૂદ્ર' આપોઆપ થવા પામશે. સંકટ સિવાય બીજી કોઈ વસ્તુ ક્રાંતિ કરી શકે નહિ અને મનુષ્યનાં માનસનો

માનુભાઈ દવે

# સર્ટિફિકેટ

ડાક્તરી જીવનમાં અનુભવવા મળતા કેટલાક પ્રસંગો વાર્તામાં ગૂંથાય તો આમોદ વાર્તા થઈ શકે એવા જ એક ડાક્તરી-અનુભવને આધારે લખેલી લેખકની આ વાર્તા લગ્નેચ્છુક યુવક-યુવતીઓની ડાક્તરી પરીક્ષા માટે પણ એક નવો રાહ ચીંધે છે

સાંજે પોણાસાત વાગ્યે અમદાવાદ સ્ટેશને ગાડી પહોંચી ત્યારે ટિકિટ-ચેકર દરવાજે ઊભો હતો. એની આજે નાઈટ હતી પણ રાતના નવને બદલે દોઢ કલાક એ વહેલો કામ ઉપર ચડ્યો હતો ને એનો કચવાટ એના મોં ઉપર દેખાતો હતો. ગાડી ઊભી રહે તે પહેલાં ઉતારુઓ ઝાંપા તરફ [illegible] હતા પણ એની ઉતાવળ ચેકરને જરાય ગમતી નહોતી. એ તો પાન ચાવતા ધીરે ધીરે ઝાંપો ખોલતો હતો.

'જરા જલદી કરો ને, મિસ્ટર' એક ઉતારુએ ઝાંપાને ધક્કો મારતાં કહ્યું. પણ ઉતાવળ કરવાને બદલે ચેકરે એની સામે કતરાતી આંખે જોયું ને મિજાજ [illegible]

પણ આ ઉતારુ તો ઓળખીતો નીકળ્યો. એટલે ગમ ખાઈને એણે ઝટપટ મોં ઉપર સ્મિત પાથરી દીધું.

'ગોરધનમામા, તમે? કેમ કે બહુ ઉતાવળ છે?'

'હોને ભાઈ, છે ત્યારે સ્તો.' ઝાંપામાંથી બહાર નીકળતા નીકળતાં એમણે ચેકરને ઓળખ્યો. 'અ યા[illegible]ક તો નહિ!' [illegible] જવાબની રાહ જોયા વિના એ ભદ્રની બસ પકડવા દોડ્યા. ત્યારે બકુ વિચારમાં પડ્યો કે આ નિરાંત જીવવાળા ગોરધનમામાને આવી ઉતાવળ તો ક્યારેય દીઠી નહોતી. એને થયું કે એમની પાછળ દોડીને એ મોતીની ખબર પૂછી આવે. મોતી એનો ખાસ દોસ્ત ને બાપ ગુજરી ગયા પછી મામાને ત્યાં જ એ ઉછરીને મોટો થયેલો. મોતી

---

ફરી નવો 'ઘાટ' ઘડી શકે નહિ.

તમે ભાઈ કંચનલાલનો ઉલ્લેખ પત્રમાં કર્યો છે તેઓ કોણ છે? મારા પુસ્તકના વેચાણ સંબંધી એમને ક્યાંથી ખબર? શું તેઓ મારા સહવાસમાં આવેલા છે? મારી 'પૉલિટિકલ [illegible]તા' (અંગ્રેજી ગ્રન્થ), 'મગ્ન વિશ્વાસ' (વેદાંત ગ્રન્થ), 'પ્રગતિનાં પાંચ ચિહ્નો' ('પ્રગતિ' સાપ્તાહિકમાં ચાલુ રહેલો મનનીય લાંબો લેખ), 'અમૃતલાલનું અડવાળિયું' (હાલની રાજદ્વારી સ્થિતિનું ભવિષ્ય પંદર વર્ષ પહેલાં જણાવનારી મારી નવલકથા), 'મુંબઈ પડેલી દુનિયા' (૪-૫ વર્ષ પર 'મુંબઈ સમાચાર'માં ચાલુ રહેલી લેખમાળા), તથા 'મુંબઈ સમાચાર'માં ૩ વર્ષ પર કેસરિયાજીમાં હત્યાકાંડ નિમિત્તે લખાયેલું ન્યાયપદ્ધતિનું પૃથક્કરણ તથા નવું ન્યાયશાસ્ત્ર આ સર્વ વાંચવામાં આવ્યું છે? મારી પાસે આમના એક સિવાય કશાની 'ઑફિસ કૉપી' પણ નથી. જે એક છે તે આ સાથે મોકલું છું. એની વધુ કૉપીઓ પણ છે માટે પાછી મોકલવાની જરૂર નથી.

આ તરફ આવવા સ્થિર થાય તો સીધા ઘાટકોપર (જી. આઈ. પી.નું 'સમર્થ') કામા ગલી પૂછતા મારે ત્યાં જ ચાલ્યા આવવું અને અહીં જ ઉતારો રાખવો. અગાઉ જણાવેલથી ગમે ત્યાં બદલો કરવા સ્વતંત્ર છો.

સત્-ચિદ્-આનંદ એ 'ચિહ્નો' ક્યા અનુભવોનો ખ્યાલ આવતા યોજાયા હશે?

મિરેનું સૂત્ર A Yea, A Nay, A mark of Interrogation and a Straight Line' વિચારી જોતાં જે 'સૂઝે' તે કોઈ વખત લખવા ખાતર નહિ, પણ લખ્યા વગર ન રહેવાય ત્યારે— લખજો.

નિ૦

તમારો અને સર્વનો— અને કોઈનો નહિ—વાડીલાલ

*



આગળ કૉલેજમાં ગયો ને બંકુએ બે વરસ રવડી-રખડીને રેલ્વેની નોકરી મેળવી.

'આ કોનો સામાન છે?' એણે એક મજૂરને રોક્યો. બાઈએ ટિકિટ બતાવી, બંકુએ નજર વડે સામાનનો તોલ કાઢી જોયો, બાઈની તરફ નજર કરી ને કાંટા તરફ જઈ થોભવાનું જણાવ્યું. પેલી બાઈ બોલતી રહી ને એ ટિકિટો એકઠી કરતાં સાંભળતો રહ્યો. વચમાં એના તરફ જોઈ લેતો પણ જવાબ આપવાની જરૂર એને લાગી નહિ. ઉતાવળ તો શેનો જ કરે.

આવી જ એક છોકરી જોડે એણે પ્હેલાં દમદાટી કરેલી તે એને યાદ આવી. ત્યારે મોતી પણ એની જોડે હતો. એમ તો એમની છ જણાની ટોળી હતી ને છકડી તરીકે નામના કાઢી હતી. પણ એ બધામાં મોતી હોશિયાર પણ ખરો ને બહાદુર પણ ખરો. એ મોતી હવે ક્યાં હશે? શાં શાં પરાક્રમ કર્યાં હશે? એક વાર મળે તો નિરાંતે વાતો કરવાની કેવી મઝા પડે?

અને એની આખ આગળ પોતાનાં એ ચાર પરાક્રમ તરી આવ્યાં. મોતી સાંભળશે તો દિંગ થઈ જશે. એમ માની બંકુ હરખાયો ને ગાલ આડો હાથ રાખી તારમાં પાછળ પાનની પિચકારી ફેંકી. મામા ઉતાવળ કરી જતા રહ્યા તે એને ના ગમ્યું.

પણ મામાને આજે એવી તે શી ઉતાવળ હતી કે બસ સુધી પહોંચ્યા છતાં સામે ખાલી ટેક્સી જોઈ એમાં જઈ બેસી ગયા. ને ભદ્ર ભણી ઝડપ કરવા કહ્યું. પહોંચતાં પહોંચતાં ત્રણ ચાર વખત એમણે ઘડિયાળ જોઈ ને ડ્રાઈવરને વારે વારે 'ફાસ' જવા દેવા આજીજી કરી.

'ક્યાં રાખું?' ભદ્ર આવ્યું એટલે ડ્રાઈવરે પૂછ્યું.

'ક્યાં આગળ તે—' એમ કહેતાં ગોરધનભાઈએ ગજવામાંથી ભારો જેટલાં કાગળિયાં કાઢ્યાં ને એમાંથી એક કાર્ડ વીણી કાઢ્યું. 'જો ભાઈ, આ દવાખાનું ક્યાં આગળ—ભદ્ર લખ્યું છે. ને ટેક્સી ઊભી રાખી મામા દાક્તરને મળ્યા.

'કોને તપાસવાના છે? તમને?' દાક્તરે જરા નવાઈ બતાવી.

'મને શું થવાનું છે!' કહી મામા ખુરશી પર બેઠા. તપાસવાનું કશું નથી. પણ દાક્તરસાહેબ, લ્યો આ કાર્ડ. છે ને તમારું?'

'બરાબર છે, હું જ દાક્તર. બોલો.'

'પણ વાત ખાનગી છે. પરગામથી અહીં સીધો તમારી કને આવું છું.' ગોરધનભાઈ ટેબલ ઉપર ઝૂક્યા. ને ધીરેથી પૂછ્યું,

'તમે આફ્રિકાવાળા ડાહ્યાભાઈ ને ઓળખો છો ને?'

'ડી. સી.? હાસ્તો, એમને કેમ ના ઓળખું? અહીં અદ્દાવાડિયું કે દસ દહાડા પહેલાં મળવા પણ આવ્યા હતા. એમનું શું છે?'

'આ કાર્ડ એમણે મને આપ્યું છે. કહ્યું છે કે જઈને એમને મળો.'

દાક્તર એમની ખુરશીમાં પાછળ નિરાંતે બેઠા. ડી. સી.એ કોઈને ભરોસો આપ્યો હશે. કશીક ખાનગી વાત હશે. પણ આ માણસ તો દરદી નથી જણાતો ત્યારે એમનું કોઈક સગું હશે. એની કોઈ કથની હશે ને એ વાત લાંબી પણ હશે એમ દાક્તરે પગથિયાં ગોઠવી દીધાં ને ગોરધનભાઈને વાત શરૂ કરવાની તક આપી.

'શી વાત છે? બોલો.'

'મારે એક સર્ટિફિકેટ જોઈએ.'

'કોર્ટમાં રજૂ કરવાનું છે?'

'ના. એટલા માટે અહીં સુધી ના આવું. એ તો મને ગમે તે આપે.'

'ત્યારે? શેનું સર્ટિફિકેટ જોઈએ? કોઈના મરણની વાત છે? એવું કાંઈ હોય તો તમે વખત બગાડશો નહિ.'

'મરણની વાત નથી. પરણની છે!' મામાએ હસીને એમની બે આંગળીઓ છૂટી કરી. મારા ભાણાનું લગન લેવું છે. પણ આ ડાહ્યાભાઈ કહે છે કે અમદાવાદ જઈ સર્ટિફિકેટ લઈ આવો તો માનું.'

'ડી. સી. દીકરીનું લગન લેવા આવ્યા છે તે તો હું



જાણું છું. શું એમને ત્યાં તમારા ભાણાની વાત થઈ છે ?'

'હા, એમ જ છે.'

'ને એમણે તમને અહીં મોકલ્યા છે ?' પણ આડી વાત ટૂંકાવવા એમણે ફરીથી મુદ્દાની વાત કરી. 'કોનું સર્ટિફિકેટ ને કોને તપાસવાના છે, તમને ?'

'ના ના, મને શું ધૂળ તપાસવાનો છે?' કહેતાં મામા ખુરશીમાં ટટાર થયા.

'મને તો નખમાયે રોગ નથી પણ વાત એમ છે કે મારો ભાણો છે મોતીલાલ. કૉલેજમાં ભણે છે. ડાહ્યાભાઈએ જોયો છે એને. એમને એ છોકરો ગમ્યો પણ છે.'

'ત્યારે હવે ? તમે મોઢું મોઢું કર્યું હશે ?'

'ના ભાઈ. હું તો રાજી છું. છોકરાના બાપ તો નાનો મૂકીને ગુજરી ગયા. પણ એ હોશિયાર નીકળ્યો ને ભણ્યો ત્યારે વળી કોઈ સારો માણસ પૂછતો આવ્યો. એનું તગદીર હશે તો આફ્રિકા જશે ને રળશે. પણ તમે તો જાણો છો ને. આ નબાપા છોકરાનું ઠેકાણે પડતું હોય તે કાંઈ બધાને ગમે? એટલે પથરા નાખનારા નીકળી આવ્યા. ને ખોટી ખોટી વાતો ઉડાડી કે તોફાની છે, ભણીનેય શું ઉકાળવાનો છે, એનાં લક્ષણ સારાં નથી, એને તો રોગ છે—'

મામાને શિયાળાની સાંજેય કપાળે પરસેવો વળી ગયો. મોં ઉપર ચિંતાનું વાદળું ઘેરાઈ વળ્યું. હાથ પાણી પાણી થઈ ગયા. મનમાં ગુસ્સો હતો તે દબાવીને ધીરજપૂર્વક વાત કહેતાં એ ખૂબ અકળાયા હતા.

'રોગ છે ખરો ?' દાક્તરે મામાની આંખમાં આંખ પરોવી કહ્યું. 'જો હોય તો ચોખ્ખું કહેજો, હાકરો નહિ.'

'ના રે ના. શેનો રોગ. તમે મોતીલાલને જોયો નથી. આમ છ ફૂટ ઊંચો ને થાંભલા જેવો ટટાર છે. ત્યાં વિદ્યાનગરમાં કુસ્તીઓ લડે ને ઇનામો લાવે. છોકરાને કશું નથી. એ તો હીરા જેવો છે. પણ લોકો નવરા એવા—' ગોરધનભાઈએ વળી હથેળીની ધાર વડે પરસેવો લૂછ્યો.

'મોતીલાલ ક્યાં છે ?'

'ઘેર છે. મેં એને બે દહાડાની રજા લેવડાવી ઘેર તેડાવી રાખ્યો છે. આજે સાંજે ગાડીએ બેઠો ત્યારે પણ ચૌટા સુધી મારી જોડે હતો. એને હું ના જાણું મહેરબાન !' ગોરધનભાઈએ વિશ્વાસ આપ્યો. ને એ ઓછું પડતું હોય એમ ઉમેર્યું, 'બધી રીતે એક નંબર છે પરીક્ષામાં ફસ્ટક્લાસ, કુસ્તીમાં પહેલે નંબર, ભાપણ તો કડકડાટ કરે ને દેખાવે એના બાપથીયે ચડે એવો પંજાબી જ જોઈ લો. તમારે એની વાતમાં કશું પૂછવા જેવું જ નથી. હવે તમે એક સર્ટિફિકેટ લખી આપો ને, એટલે બધું પત્યું.' એમણે જરા હસવાનો યત્ન કર્યો.

'શું લખાવવું છે ?' દાક્તરે પૂછ્યું, એમનો અવાજ જરા કડક લાગ્યો.

'એટલું જ કે છોકરામાં કશી એબ નથી, કશો રોગ નથી. સાધારણ બીજા જેવો જ છે.' સાવ નજીવી નાખી દેવા જેવી વાત હોય એમ મામા બોલ્યા.

'તો એને તપાસવો જોઈએ. તપાસ્યા પછી સર્ટિફિકેટ આપીશ.' દાક્તરે ખુરશી ઉપરથી ઊભા થતાં કહ્યું.

આવી ચાંપતાશ, આવી ઢીલ, આવી ઠંડક મામાને પાલવે એવી નહોતી. એમણે દાક્તરનો હાથ પકડ્યો. બીજા હાથે ખિસ્સામાંથી દસની નોટ કાઢી. 'હું નથી સમજતો કંઈ? ફી તો આપવી જ પડે ડાહ્યાભાઈનું ઓળખાણ ખરું, પણ વહેવારની વાત કાંઈ હું નથી જાણતો? લ્યો ચાલો, પાછું મારે મોડું થાય છે. નીચે ટેક્સી ઊભી રાખી છે. આ મેલમાં મારે પાછા જવું છે. રાતે જ જઈને ડાહ્યાભાઈને જગાડીને તમારું સર્ટિફિકેટ વંચાવી દઉં એટલે થયું.'

એક શ્વાસે એ આવું કેટલું બધું બોલી ગયા. પણ દાક્તર ન તો ખુરશી પર પાછા બેઠા કે ન તો સર્ટિફિકેટ લખવા કાગળ હાથમાં લીધો. એ તો ઊલટા દરવાજા તરફ જવા લાગ્યા. નોટ ભણી તો એમણે



જોયું પણ નહિ.

'ઓછા છે, મહેરબાન!' કહી મામા પાછા વળગ્યા. 'પાંચ બીજા લો, પણ વહેલું કરો. શું કરીએ, મારે ગરજ છે. અત્યારે પૈસા સામું જોવાય એવું છે?'

'મેં તમને કહ્યું ને કે મોતીલાલને તપાસવા જોઈએ. એમનું લોહી લેવું પડશે – તે વિના એમ ને એમ મારાથી ના લખી અપાય.' દાક્તરે હળવેથી ખુલાસો કર્યો. વગર પૂછ્યે મામાએ પંદરના પચીસ કરી એમની મૂઠી વાળી તોયે દાક્તર કબૂલ ના થયા. 'મોતીલાલને તપાસું પછી વાત.' એમ વાત ટૂંકાવી.

'પણ ત્યાં સુધીમાં તો પેલા બીજા મૂરતિયો આગળ કરી મેલશે. તમે તો ભાઈ સાવ એકમાર્ગી રહ્યા; પણ મારે તો બધી બાજુનું જોવાનું, આ છોકરાનું સાચવવાનું કોને—મારે. બીજો કોણ છે હવે એનું જોનારો? છે કોઈ?' આમ મામા ઘણું મથ્યા પણ દાક્તર મક્કમ રહ્યા. 'ડી. સી.'ને બે દિવસ રોકવા હોય તો ચિઠ્ઠી લખી આપવા જણાવ્યું. પણ મામાને એવી ચિઠ્ઠીથી કામ સરે એવું ના જણાયું. સર્ટિફિકેટ વિના પાછા ફરવું એટલે તો વાત હાથથી ગઈ જ એમ એ જાણતા હતા. ચેલેન્જ આવી પડે ત્યારે એ ઉપાડી લીધા વિના કોઈનુંય ચાલે છે?

'હશે ત્યારે, દાક્તરો તો ઘણાય છે.' ગોરધનભાઈએ ઉગ્ર થતાં કહ્યું. એમની માંડ ટકાવી રાખેલી સ્વસ્થતા હવે સરી જતી હતી. 'રૂપિયા આલીને લખાવવું છે ને! અને મારે ક્યાં ખોટું લખાવવું છે? તમારાથીયે મોટા દાક્તર કને જઈશ, હોં કે મહેરબાન. અને જોજો તમે કે સર્ટિફિકેટ લઈ ને જ પાછો જવાનો.' એમણે ટેબલ ઉપર મુક્કો અફાળ્યો.

દાક્તરે એમને જવા માટે દરવાજો ખોલ્યો—એમ કે બીજા દરદી રાહ જોતા હોય એમને બોલાવી શકાય. એમને મન ગોરધનભાઈનો કેસ પતી ગયેલો હતો.

પણ મામા એમ શેના જાય! એ પાછા ખુરશીમાં બેઠા. ગજવામાંથી રૂમાલ કાઢી આંખો લૂછી, હાથ લૂછ્યા, ને આગળ હવે શું કરવું તે ખોળવા પગ ભણી જોયું. પછી એમને સૂઝ્યું, 'સારું એમ કરું છું. સવારની પહેલી ગાડીએ પાછો આવું છું, તમે ક્યારે તપાસશો?'

'અગિયાર વાગે'

'એમ નહિ, મહેરબાન એ તો બહુ મોડું થઈ જાય. પાછું તમે લોહી લેશો એમાં વાર લાગશે. વહેલું નહિ કરો?'

'તમે માનો છો એવું તાકીદનું આ કામ નથી, સમજ્યા ને?'

'નથી કેમ?' મામા ઉકળ્યા. 'જિંદગીની હારજીતનો સવાલ છે, ને તમે કહો છો તાકીદ નથી! એના બાપ હોત તો હું શું કરવા આમ માથું ફોડત? પણ આ તો મારે માથે તમે સમજ્યા ને, સાહેબ? મળસ્કે તમારે ઘેર આવું તો?'

અને એમ નક્કી કરી દાક્તરના ઘરનું સરનામું લઈ ગોરધનભાઈ દાદરો ઊતર્યા ત્યારે એમની બીજી ચિંતા શરૂ થતી હતી. 'નડિયાદ તો જઈશ: પણ મોતીઓ માનશે? એની જગ્યાએ હું હોઉં તો આવી તપાસ કરાવવા દઉં? જે કહેતો આવે એની સાત પેઢીને મણમણની સંભળાવું નહિ! કાલે ઊઠીને મારા વા'લા લોક તો આળ મૂકે કે પુરુષાતન જ નથી, એમનું શું પૂછવું?'

એવા અનેક વિચારમાં સપડાયેલા મામા રાતે સાડા દસ વાગે નડિયાદ પહોંચ્યા. ઘરમાં બીજાં બધાં જાગતાં હતાં. એક મોતીલાલ બારી ઉઘાડી રાખી છતોપાટ ઊંઘતો હતો. કોઈ કશું પૂછે કરે તે પહેલાં મામાએ એને જગાડ્યો.

'આપણે ચારની ગાડીમાં અમદાવાદ જવાનું છે. તારે લૂગડાં તૈયાર કરી રાખવાં હોય તો હમણાં જ પરવારી લે.' મામાએ વરદી આપી.

'કાંઈ ખાસ?'

'તે તો હું તને રસ્તામાં કહીશ. ને તારી કૉલેજનાં મેગેઝીન જોડે લઈ લેજે, કામ પડશે. છે ખરાં ને?'

'પાછા ક્યારે આવવાનું છે? કે રોકાવું પડે કદાચ–?'



આવ્યું છું. શું એમને ત્યાં તમારા ભાણાની વાત થઈ છે?'

'હા, એમ જ છે.'

'ને એમણે તમને અહીં મોકલ્યા છે?' પણ આડી વાત ટૂંકાવવા એમણે ફરીથી મુદ્દાની વાત કરી. 'કોનું સર્ટિફિકેટ ને કોને તપાસવાના છે, તમને?'

'ના ના, મને શું ધૂળ તપાસવાનો છે?' કહેતાં મામા ખુરશીમાં ટટાર થયા.

'મને તો નખમાયે રોગ નથી પણ વાત એમ છે કે મારો ભાણો છે મોતીલાલ. કૉલેજમાં ભણે છે. ડાહ્યાભાઈએ જોયો છે એને. એમને એ છોકરો ગમ્યો પણ છે.'

'ત્યારે હવે? તમે મોઢું મોડું કર્યું હશે?'

'ના ભાઈ. હું તો રાજી છું. છોકરાના બાપ તો નાનો મૂકીને ગુજરી ગયા. પણ એ હોશિયાર નીકળ્યો ને ભણ્યો ત્યારે વળી કોઈ સારો માણસ પૂછતો આવ્યો. એનું તગદીર હશે તો આફ્રિકા જશે ને રળશે. પણ તમે તો જાણો છો ને. આ નબાપા છોકરાનું ઠેકાણે પડતું હોય તે કાંઈ બધાને ગમે? એટલે પથરા નાખનારા નીકળી આવ્યા. ને ખોટી ખોટી વાતો ઉડાડી કે તોફાની છે, ભણીનેય શું ઉકાળવાનો છે, એનાં લક્ષણ સારાં નથી, એને તો રોગ છે—'

મામાને શિયાળાની સાંજેય કપાળે પરસેવો વળી ગયો. મો ઉપર ચિંતાનું વાદળું ઘેરાઈ વળ્યું. હાથ પાણી પાણી થઈ ગયા. મનમાં ગુસ્સો હતો તે દબાવીને ધીરજપૂર્વક વાત કહેતાં એ ખૂબ અકળાયા હતા.

'રોગ છે ખરો?' દાક્તરે મામાની આંખમાં આંખ પરોવી કહ્યું. 'જો હોય તો ચોખ્ખું કહેજો, ઢાંકશો નહિ.'

'ના રે ના. શેનો રોગ. તમે મોતીલાલને જોયો નથી. આમ છ ફૂટ ઊંચો ને થાંભલા જેવો ટટાર છે. ત્યાં વિદ્યાનગરમાં કુસ્તીઓ લડે ને ઇનામો લાવે. છોકરાને કશું નથી. એ તો હીરા જેવો છે. પણ લોકો નવરા એવા—' ગોરધનભાઈએ વળી હથેળીની ધાર વડે પરસેવો લૂછ્યો.

'મોતીલાલ ક્યાં છે?'

'ઘેર છે. મેં એને બે દહાડાની રજા લેવડાવી ઘેર તેડાવી રાખ્યો છે. આજે સાંજે ગાડીએ બેઠો ત્યારે પણ ચૌટા સુધી મારી જોડે હતો. એને હું ના જાણું મહેરબાન!' ગોરધનભાઈએ વિશ્વાસ આપ્યો. ને એ ઓછું પડતું હોય એમ ઉમેર્યું, 'બધી રીતે એક નંબર છે પરીક્ષામાં ફર્સ્ટક્લાસ, કુસ્તીમાં પહેલે નંબર, ભાષણ તો કડકડાટ કરે ને દેખાવે એના બાપથીયે ચઢે એવો પંજાબી જ જોઈ લો. તમારે એની વાતમાં કશું પૂછવા જેવું જ નથી. હવે તમે એક સર્ટિફિકેટ લખી આપો ને, એટલે બધું પત્યું.' એમણે જરા હસવાનો યત્ન કર્યો.

'શું લખાવવું છે?' દાક્તરે પૂછ્યું, એમનો અવાજ જરા કડક લાગ્યો.

'એટલું જ કે છોકરામાં કશી એબ નથી, કશો રોગ નથી. સાધારણ બીજા જેવો જ છે.' સાવ નજીવી નાખી દેવા જેવી વાત હોય એમ મામા બોલ્યા.

'તો એને તપાસવો જોઈએ. તપાસ્યા પછી સર્ટિફિકેટ આપીશ.' દાક્તરે ખુરશી ઉપરથી ઊભા થતાં કહ્યું.

આવી ચાંપલાશ, આવી ઢીલ, આવી ઠંડક મામાને પાલવે એવી નહોતી. એમણે દાક્તરનો હાથ પકડ્યો. બીજા હાથે ખિસ્સામાથી દસની નોટ કાઢી. 'હું નથી સમજતો કંઈ? ફી તો આપવી જ પડે ડાહ્યાભાઈનુ ઓળખાણ ખરું, પણ વહેવારની વાત કાંઈ હું નથી જાણતો? લ્યો ચાલો, પાછું મારે મોડું થાય છે. નીચે ટેક્સી ઊભી રાખી છે. આ મેલમાં મારે પાછા જવું છે. રાતે જ જઈને ડાહ્યાભાઈને જગાડીને તમારું સર્ટિફિકેટ વંચાવી દઉં એટલે થયું.'

એક શ્વાસે એ આવું કેટલું બધું બોલી ગયા. પણ દાક્તર ન તો ખુરશી પર પાછા બેઠા કે ન તો સર્ટિ-ફિકેટ લખવા કાગળ હાથમાં લીધો. એ તો ઉલટા દરવાજા તરફ જવા લાગ્યા. નોટ ભણી તો એમણે



જોયું પણ નહિ.

'ઓછા છે, મહેરબાન!' કહી મામા પાછા વળગ્યા. 'પાંચ બીજા લો, પણ વહેલું કરો. શું કરીએ, મારે ગરજ છે. અત્યારે પૈસા સામું જોવાય એવું છે?'

'મેં તમને કહ્યું ને કે મોતીલાલને તપાસવા જોઈએ. એમનું લોહી લેવું પડશે – તે વિના એમ ને એમ મારાથી ના લખી અપાય.' દાક્તરે હળવેથી ખુલાસો કર્યો. વગર પૂછ્યે મામાએ પંદરના પચીસ કરી એમની મૂઠી વાળી તોયે દાક્તર કબૂલ ના થયા. 'મોતીલાલને તપાસું પછી વાત.' એમ વાત ટૂંકાવી.

'પણ ત્યાં સુધીમાં તો પેલા બીજા સૂરતિયો આગળ કરી મેલશે. તમે તો ભાઈ સાવ એકમાર્ગી રહ્યા; પણ મારે તો બધી બાજુનું જોવાનું, આ છોકરાનું સાચવવાનું કોને—મારે. બીજો કોણ છે હવે એનું જોનારો? છે કોઈ?' આમ મામા ઘણું મથ્યા પણ દાક્તર મક્કમ રહ્યા. 'ડી. સી.'ને બે દિવસ રોકવા હોય તો ચિઠ્ઠી લખી આપવા જણાવ્યું. પણ મામાને એવી ચિઠ્ઠીથી કામ સરે એવું ના જણાયું. સર્ટિફિકેટ વિના પાછા ફરવું એટલે તો વાત હાથથી ગઈ જ એમ એ જાણતા હતા. ચેલેન્જ આવી પડે ત્યારે એ ઉપાડી લીધા વિના કોઈનુંય ચાલે છે?

'હશે ત્યારે, દાક્તરો તો ઘણાય છે.' ગોરધનભાઈએ ઉગ્ર થતાં કહ્યું. એમની માંડ ટકાવી રાખેલી સ્વસ્થતા હવે સરી જતી હતી. 'રૂપિયા આલીને લખાવવું છે ને! અને મારે ક્યાં ખોટું લખાવવું છે? તમારાથીયે મોટા દાક્તર કને જઈશ, હોં કે મહેરબાન. અને જોજો તમે કે સર્ટિફિકેટ લઈ ને જ પાછો જવાનો.' એમણે ટેબલ ઉપર મુક્કો અફાળ્યો.

દાક્તરે એમને જવા માટે દરવાજો ખોલ્યો—એમ કે બીજા દરદી રાહ જોતા હોય એમને બોલાવી શકાય. એમને મન ગોરધનભાઈનો કેસ પતી ગયેલો હતો.

પણ મામા એમ શેના જાય! એ પાછા ખુરશીમાં બેઠા. ગજવામાંથી રૂમાલ કાઢી આંખો લૂછી, હાથ લૂછ્યા, ને આગળ હવે શું કરવું તે ખોળવા પગ ભણી જોયું. પછી એમને સૂઝ્યું, 'સારું એમ કરું છું. સવારની પહેલી ગાડીએ પાછો આવું છું, તમે ક્યારે તપાસશો?'

'અગિયાર વાગે'

'એમ નહિ, મહેરબાન એ તો બહુ મોડું થઈ જાય. પાછું તમે લોહી લેશો એમાં વાર લાગશે. વહેલું નહિ કરો?'

'તમે માનો છો એવું તાકીદનું આ કામ નથી, સમજ્યા ને?'

'નથી કેમ?' મામા ઉકળ્યા. 'જિંદગીની હારજીતનો સવાલ છે, ને તમે કહો છો તાકીદ નથી! એના બાપ હોત તો હું શું કરવા આમ માથું ફોડત? પણ આ તો મારે માથે તમે સમજ્યા ને, સાહેબ? મળસ્કે તમારે ઘેર આવું તો?'

અને એમ નક્કી કરી દાક્તરના ઘરનું સરનામું લઈ ગોરધનભાઈ દાદરો ઊતર્યા ત્યારે એમની બીજી ચિંતા શરૂ થતી હતી. 'નડિયાદ તો જઈશ: પણ મોતીઓ માનશે? એની જગ્યાએ હું હોઉં તો આવી તપાસ કરાવવા દઉં? જે કહેતો આવે એની સાત પેઢીને મણમણની સંભળાવું નહિ! કાલે ઊઠીને મારા વા'લા લોક તો આળ મૂકે કે પુરુષાતન જ નથી, એમનું શું પૂછવું?'

એવા અનેક વિચારમાં સપડાયેલા મામા રાતે સાડા દસ વાગે નડિયાદ પહોંચ્યા. ઘરમાં બીજાં બધાં જાગતાં હતાં. એક મોતીલાલ બારી ઉઘાડી રાખી છતોપાટ ઊંઘતો હતો. કોઈ કશું પૂછે કરે તે પહેલાં મામાએ એને જગાડ્યો.

'આપણે ચારની ગાડીમાં અમદાવાદ જવાનું છે. તારે લૂગડાં તૈયાર કરી રાખવાં હોય તો હમણાં જ પરવારી લે.' મામાએ વરદી આપી.

'કાંઈ ખાસ?'

'તે તો હું તને રસ્તામાં કહીશ. ને તારી કૉલેજનાં મેગેઝીન જોડે લઈ લેજે, કામ પડશે. છે ખરાં ને?'

'પાછા ક્યારે આવવાનું છે? કે રોકાવું પડે કદાચ–?'

'ના રે, અગિયારની ગાડીમાં તો પાછા. મારે અહીંનુંયે પતાવવું પડશે ને. કલનો દહાડો આપણે બધાએ સાચવી લેવાનો છે, હો ભાઈ. હું કાંઈ બોલું કરું તો કોઈ મનમા ના લાવશો.' એમ કહી મામા આડે પડખે થયા.

મોતીલાલ ફરી પથારીમાં સૂઈ ગયો. મામા ગયા શું, આવ્યા શું, ફરી એમની સાથે જવાનું તે શું? વિવાહની વાત ચાલતી હતી તે તો એની જાણમાં હતું. એ લોકોએ એને જોવા બોલાવ્યો હતો. છોકરી પણ એણે જોઈ હતી. એના દોસ્તારો ને બીજાં સગાંઓએ આ સંબંધ આવકાર્યો હતો. આમ બધી રીતે ઠીક હતું ત્યારે મામાને આવી ફિકર શેની? કે પછી કોઈ બીજી જ વાત હશે?

મળસ્કાની ગાડીમા મામા ભાણેજ બંને બેઠા ત્યારે ઘણાખરા લોકો ઊંઘતા હતા. જે નવા આવ્યા હતા કે વહેલા જાગી ગયા હતા તે બીડીઓ તાણતા હતા. ઠંડીને લીધે બારીના કાચ ચઢાવેલા હતા ને ધુમાડો અંદર ગોટાતો હતો. થોડી વારે મામાએ હળવે હળવે બધી વાત કરી.

'તારા બાપના દુશ્મન હજી આટલા વર્ષે છાલ છોડતા નથી તે તને બદનામ કરવા નીકળ્યા છે શું કરીએ? ના પાડી દઉં તો સારું ઘર હાથમાંથી જાય છે. ને ઉપરથી બદનામી ચોંટે છે. એ રહ્યા મોટા માણસ, એટલે એમની સાથે ઝઘડો કરાતો નથી. બાકી આ તે કાંઈ રીત છે?' બળાપો કાઢતાં કાઢતાં એમણે બધી પરિસ્થિતિ જણાવી દીધી ડાક્તર ભલા છે પણ કહ્યું ને ખરાખરી છે—અગડંબગડં ત્યાં નહિ ચાલે એ પણ જણાવ્યું.

અન્તો ભાર હળવો કરી મામાએ મળસ્કાનાં ઝોકાં ખાવા માંડ્યાં. ત્યારે મોતીલાલની જુદી જ સ્થિતિ હતી. એના જીગરમાં ખૂન ઉકળી રહ્યું હતું. શું એને વિશે આવી શંકા? ને લાલચને વશ થઈ આગ ચઢાવે તેનું નિવારણ કરવા દોડાદોડી કરવાની? એ મોટા આફ્રિકાના લખેશરી રહ્યા તો છો ધર્યાં રહ્યા, અહીં કેને?

પછી એને યાદ આવ્યું કે સવાર પડશે ને ડાક્તર એને તપાસશે. એ ડાક્તરને એ ધપ્પા જ માર્યા હોય તો? પણ ના, એમનો શો દોષ! એ ત્યાં જાય છે તે તો પોતાની જ ગરજે ને! આ ડાક્તર શું પૂછશે ને કેમ કેમ તપાસશે એના વિચારે એને ક્ષોભ થયો. ને એ સર્ટિફિકેટ લખશે ત્યારે મામાને મન કેવી જીત ગણાશે એ વિચારથી એને હરખ પણ થયો.

'પણ ડાક્તરે કાંઈ તૃતીયં કાઢ્યું તો? મોતીલાલ તું શું કરવાનો?' એના મગજમાં તુક્કો ઊઠ્યો. 'વખત છે એની જ પિચકારી સાફ ના હોય, એના કાચની પ્લેટ ચોખ્ખી ના હોય, એનું માઈક્રોસ્કોપ યંત્ર બરોબર કામ ના કરતું હોય, તો? અને કદાચ એમની તપાસમાં ખરેખાત કાંઈ આડું અવળું જણાયું, એવો વહેમ ગયો તો?'

આ વિચાર જેવો મનમાં ઊગ્યો કે એને વળગી જ પડ્યો. એણે ખંખેરી નાખવા યત્ન કર્યો તેમ તેમ એ વધારે ચીટક્યા. ઘડીભર એને એમ જ લાગ્યું કે એની તપાસમાં સીધું ઊતર્યું નથી, ડાક્તરને કશોક વહેમ જરૂર ગયો છે ને એવું જાણે ખરેખાત બન્યું હોય એમ એ મનમાં ચોંક્યો એ વખતે એક ગાડી સામેથી સડસડાટ કરતી પડખેના પાટેથી ચાલી ગઈ. ને એની પાછળ એનું મન એના ગામની ભાગોળ સુધી પહોંચી ગયું. ને લાગ્યો એ પાંચ સાત વર્ષ નાનો પણ થઈ ગયો. સ્થળ ને કાળ બંનેએ ભેગા મળી એને જાણે પાછો ખેંચ્યો.

નડિયાદના સંતરામ મંદિર તરફ એના ચાર પાંચ દોસ્તો ફરવા જતા. રસ્તો રોકીને વાતોએ વળગતા. પાણી ભરીને જતી સ્ત્રીઓમાથી કોઈ કોઈ નાની વયની દેખાય ત્યારે ઈશારા થતા, હસી દેવાતું, તાળી લેવાતી આવું એને યાદ આવવા માંડ્યું. 'સાંજ પડ્યે ફૂવા તળાવ આગળ ફિલ્મી ગીતો લલકારતા ને એમાંય પ્યારની કડીઓ ઉથલાવી એનું દરદ માણી લેતા, તે ય એને સાંભર્યું. જાગનાથ મહાદેવ જતા એ ટોળી ગરનાળું રોકીને બેસતી કે સયુણની ભાગોળે મોટા મોટા વડ પથરાયેલા હતા ત્યાં ધમાચકડી મચાવતા ત્યારે ગામમાથી પાછી ફરતી પાધરણો કોળણોની ક્યારે

મશ્કરી થતી તે પણ હવે એને દેખાયું.

એને નવાઈ લાગી કે આટલા દિવસ એને આ વાતો કેમ ના દેખાઈ, કેમ ના ખટકી? પણ વાત આટલી જ નહોતી, વધારે હતી.

એનો એક ગોઠિયો બંકુ ભારે ગઠિયો હતો. એ રસપૂર્વક એનાં રંગીન પરાક્રમો બહેલાવીને કહેતો. એક વાર છારાંના પડાવ તરફ ભર બપોરે લઈ જઈ એણે પોતાની ચાલાકી ને હિંમત પણ દેખાડેલાં. 'એ તો બંદાનું કામ!' કહી બંકુ ખાણુ ખાતો અને બીજા ચકિત થઈ જતા. પણ ગામમાં તો એક નહિ પણ આખી ટોળી જ પંકાઈ ગઈ હતી.

એક વાર એ ઘર તરફ પાછો ફરતો હતો ત્યારે અંધારું થઈ ગયું હતું. ખડકીથી થોડે દૂર હશે ત્યાં એનો મારગ રોકીને એક બાઈ આવી ઊભી રહી.

'ભાઈ, મારું કામ ના કરો?' એણે આજીજીપૂર્વક કહ્યું.

'શું છે?'

'મારી બબલી ખોવાઈ ગઈ છે. એની હારનાં બધા કહે છે તળાવ ભણી કોઈની પાછળ પાછળ જતી 'તી. મારો જીવ તો અદ્ધર થઈ ગયો છે. પણ એની તપાસ કરવા કેવી રીતે જાઉં? તમે આવશો જોડે—'

ને એની જોડે મોતીઓ ગયો. ગયો એટલું જ નહિ, પણ કલાકેક આ ભાગોળથી પેલી ભાગોળ ફરતાં રડતી બબલીને ખોળી આપી એને ઘેર પહોંચાડી આવેલો. જે બાઈની સાથે એ ફરેલો તે ગ-બ, એકલી, વિધવા ને વધારામાં વગોવાયલીય ખની બીજે દિવસે બંકુ મળ્યો ત્યારે એણે તાળી દઈ વાંસો દપકારેલો.

'કેમ, જામ્યો ને રંગ!' એણે ગામ આખું સાંભળે એમ હસીને કહ્યું હતું. પણ ત્યારે જે એ નહોતો સમજ્યો તે હવે આજે એને જુદા રૂપે જણાતું હતું, 'એને ત્યાં મારે ના જવું પડે, હું કહું ત્યાં એ સામી આવે!' એમ બંકુએ જ કહેલું ને.

અને પેલી મેટ્રિકમાં આવેલી લીલાવતી! આ ટોળીને બદનામ કરતી ફરતી હતી. 'મારા ઉપર ચિઠ્ઠી નાખી, અને રૂમાલ આપવા આવ્યા, મારા ઉપર કવિતા બનાવી,' એમ ભાતભાતનાં વાંકાં પાડતી એ આ ટોળીને ખીજવતી હતી. એક વાર એ વરઘોડામાં જવા બની ઠનીને નીકળી ત્યારે ભેંસનો પોદળો ઉઠાવી એના ઉપર નહોતો નાખ્યો શું?

આ સોબતે, આ ટીખળોએ ને રઝળપાટે એની ટોળી છેલબટાઉ ગણાઈ ગઈ હતી. એમાં બંકુએ તો હદ કરી હતી. એ રોજ કોઈની પોલ જાણી લાવતો, રોજ પોતાનું નવું પરાક્રમ જણાવતો ને આખી ટોળ'ની કલ્પનાને ઉત્તેજિત કરી મૂકતો. ક્યારેક કોઈના ઉપર આળ ચઢાવી પોતાને દરદ-નુકશાન થયાની ફરિયાદ કરતો ને દાક્તરને ઝાંસવા માટે દોસ્તદારો કને ફાળો ઉઘરાવતો.

એ વેળાની, અણસમજની, ઉશ્કેરાટની, ધસી આવતા પૌરુષને છતું કરવાની ઉતાવળની, ટેસી કરતાં કરતાં જે બદનામી વળગી તે આટલે વખતે આમ ગળું દબાવતી આવશે એ કોણે જાણ્યું હતું?

એમ કરતાં અમદાવાદ આવી પહોંચ્યું. દૂધનાં હાંડા ઉતારી રબારીઓ ખસ્યા ત્યાં સુધી મામા ભાણેજ ગાડીમાં બેસી રહ્યા દાક્તરને પા કલાક જે વધારે મળ્યો તે ખરો એવી ગણતરીથી એ મોડું કરતા હતા. મામાને એમ પણ હતું કે કોઈ ઓળખીતા ભેટી ના પડે તો સારુ. પણ ઝાંપે પેલો બંકુ જ ઊભો હતો.

'હલ્લો' કહીને બંકુ મોતીલાલને વળગી પડ્યો. મામાને આ લપ નહોતી ગમતી પણ શું કરે? 'મામા, તમે તો આવ્યા શું, ગયા શું ને પાછા—!' એ ખડખડ હસ્યો. એની વાત ટાળવા મામા ખસ્યા. 'હું ગાડીનું ગોઠવું, મોતીલાલ તું આવી પહોંચજે.' એમ જતાં જતાં કહેતા ગયા.

મોતીલાલના મગજમાં બંકુનાં ઘણાં 'શરાતનો' ક્યારનાં અથડાતાં હતાં, તેમાં એ જ અહીં સામો મળ્યો. એટલે તક મળી છે તો ખાતરી જ કરી લેવી એમ ધારી મોતીલાલે એને પૂછી નાખ્યું.

'યાદ છે ને બંકુ. દાક્તર કને ઈંજેકશન લેવા તેં

ફાળો માગેલો—'

'તે પાછા માગવા છે હવે?' બંકુએ વધરે જોરથી હસીને કહ્યું એનો એન શરમ નહોતી 'કે નવો ફાળો આપવો છે!'

'હવે પાછા કોણ માગે છે પણ એવું હતું તો ખરું ને!' મોતીલાલથી વધારે ચેખવટ ના થઈ

'કેમ વળી? એક વાર નહિ, બે વાર હું તો બપ-ડાયેલો! અલ્યા તારોય નજર લાગો કે શું? કોણ મળી ગયું?' એણે નફટ બની પૂછ્યું આંખ માચ-કાવી ને નામ જાણવા તલપાપડ થઈ ગયો

'ખરું કહે છે? ચેપી રોગ?' મેતીલાલ ચોંક્યો

'હાસ્તો વળી! પણ એથી બહુ ડરવું નહિ, હો કે. એ તો થય ને મટે. જોઈએ તો અહીં ડાક્તર કને હું લઈ જાઉં છે એવું?' એણે કમર કસી

'એકને થાય તેથી બીજાને પણ થાય—હેં!' મોતીલાલને પડેલી ફાળ વધતી હતી

'થાય સ્તો આ તો બહુ ચેપી પણ હુ એવો ઉસ્તાદ—' એની ઉસ્તાદી ત્યા જ રહેવા દઈ મોતીલાલ દોડતો મામાને શોધવા દોડ્યો ટેક્સી પકડી બને જણે દાક્તરનું ઘર ખોળી કાઢ્યું ને એમને સાથે લઈ દવાખાને પહોચ્યા એ આખે રસ્તે પેલા ચેપી રોગનો ભડકો એના મનમા ચેપ લગાડી રહ્યો હતો. રખે એનો-બંકુનો ચેપ પોતાને ત્યારે લાગ્યો હોય! અરે બીજે થીયે લાગ્યો હોય! હોસ્ટેલમા કોનો ટુવાલ, કોની-ચાદર, કોનું ઉશીકુ—શી ખબર પડે!

ને હવે આ દાક્તર જોશે—તપાસશે, ત્યારે શું નું શું થઈ જશે! આમના બોલ ઉપર મામા વિશ્વાસ કરશે, સગાં વિશ્વાસ કરશે, એ ફજેત ફજેત થઈ જવાનો કે શું? એની છાતી ધડક ધડક થઈ ઊઠી. શકાનો કીડો પેઠો કે કોરવા જ મંડે

'માથામા દુખાવો રહે છે ખરો કે?' દાક્તરે એને પૂછ્યું.

'ના જી.'

'જીરણ તાવ જેવું લાગે છે?'

'આંખે બળતરા થાય છે કે? કોઈ વાર હતાશ—'

'ઉજાગરો કર્યો હોય તો થાય'

'સાધા દુખે છે કે?'

'તો તો ફુસી થઈ રહી!' એણે મહામહેનતે જરા હસતા દેખાવા યત્ન કર્યો.

'ગળામા બળતરા થતી હોય, ઉભ આવતી હોય—એવુ કાઈ?'

એમ દાક્તર પૂછતા ગયા, જોતા ગયા, પેશાબ લીધો લોહી લીધુ, અંદરની રૂમમા લઈ જઈ તપાસ કરી ને એ બધો વખત બહુ ઝીણા ઝીણા સવાલો કર્યો એ બધો વખત મોતીલાલને હૈયે ફાળ પડી; દાક્તર કશુ બોલ્યા વિના ભારેખમ થઈને કલમ લઈ લખવા બેઠા ત્યારે તો એના મોતીઆ જ મરી ગયા લખતા લખતા દાક્તરે મોતીલાલ ભણી ઊંચુ જોયુ

'કેમ મિસ્ટર, બહુ ગભરાઈ ગયા છો!' થઈ રહ્યુ એ જ રહસ્ય મામાએ દાક્તરના પડખામા ડોકું ઘાલી પૂછ્યું, 'કશુ છે તો નહિ ને, દાક્તર જે હોય તે કહી દો ને લખવાનું પછી કરજો' એમણે દાક્તરની કલમ જ પકડી લીધી.

'કહું છુ હમણા' કહી દાક્તરે ચૂપચાપ લખવા માડ્યું. બે વાર ફરી ફરીને એમણે મોતીલાલ તરફ જોયુ. એક વાર તો માર્મિક હસ્યા પણ ખરા. ને છેવટે સહી કરી કાગળ બીડીને મામાના હાથમાં આપ્યો.

'આ કાગળ તમારા માટે નથી. ડી સી.ને આપજો એમણે કહ્યું.

'પણ છે શું? કહેતા કેમ નથી?' કહી મામાએ ગુસ્સામાં ત્યાં જ પરબીડિયુ ખોલી નાખ્યું. 'તમેય શું મારા ભાઈ! મારા હાથે તો હું મારી ફજેતી નહિ કરાવુ ને! આ મૂરખના ધધા હું જાણતો હતો, પણ આટલે સુધી વાત ગઈ હશે એની કોને ખબર! હરામખોર, પાજી—' એમ શબ્દોના લોચા વાળતાં એમણે દાક્તરનો કાગળ વાચ્યા વિના મોતીલાલ ઉપર ક્રોધ કરી ફેંક્યો મામા નિરાશ થઈ ગયા.

જીવને અંદરથી ખેચીને ઠેઠ આંખોમાં લાવી મોતીલાલે





એકી સાથે બબ્બે શબ્દો ને બબ્બે લીટીઓ વાંચવા માંડી. પણ એમ ઉતાવળ કર્યે શું વળે? એટલે ફરીથી વાંચવું પડ્યું. ધીરજ ના રહી ને છેલ્લું પહેલું વાંચ્યું ને ઉપલું છેલ્લે વાંચ્યું. એમ વાંચી રહ્યો ત્યારે એણે ઊઠીને દાક્તરનો હાથ પકડી લીધો, ખૂબ હેતથી દબાવ્યો. એણે મામાને કાગળ પાછો આપ્યો.

'એક વાર તમે વાંચી તો જુવો, મામા.' હરખથી એની છાતી ફાટતી હતી.

'પ્રિય ભાઈ ડી. સી.,

તમારી દીકરી મંજુ માટે જે યુવકને તમે મારી કને તપાસ કરાવવા મોકલ્યા છે તેની મેં સંપૂર્ણ તપાસ કરી લીધી છે. પેશાબ તપાસ્યો છે ને લોહી પણ તપાસ્યું છે અને એનાં બધાં અંગોની પણ તપાસ કરી છે. એ પછી જ હું આ અહેવાલ લખું છું.

સામાન્ય રીતે કોઈના તરફ શંકાથી જોવાની મને ટેવ નથી. લોકો કહે તેના ઉપર હું વિશ્વાસ કરું છું પણ તમે કામ સોંપેલું એટલે જરૂર કરતાં હું વધારે ઊંડો ઊતર્યો છું. પૂછપરછ પણ ઘણી કરી છે. અને કેટલીક વાર યુવાનીમાં આવતા છોકરાઓ અવળે પાટે અથડાયા કૂટાયા હોય તો એની ભાળ કાઢવા મેં મારાથી બનતું કર્યું છે. શારીરિક તપાસ અને મારાથી બને એવી માનસિક સ્થિતિની તપાસ પણ મેં કરી લીધી છે. મને જણાવતાં આનંદ થાય છે કે મોતીલાલ તંદુરસ્ત છે, નીરોગી છે, સ્વભાવનો મળતાવડો છે, દિલનો સાફ છે. એના જવાબો સંકોચ વિનાના સ્પષ્ટ અને સહજ હતા. એવું જ એના શરીર વિષે છે. તમે મંજુનો સંબંધ આ ભાઈ સાથે બાંધશો તો મને આનંદ થશે. તમને બાપ-દીકરીને તો લાભ છે જ.

આવી દાક્તરી તપાસ આપણા સમાજમાં નવી ગણાય. એથી કોઈને રોષ ઉપજે પણ ખરો. સ્વમાનની લાગણી વરપક્ષે કેવી ઉગ્ર રહે છે તે તમે ક્યાં નથી જાણતા. એમ છતાં, આ ભાઈએ એ પરીક્ષા આપી તેના બદલામાં હું એક ઉપયોગી સૂચન કરું છું. તમે પણ સ્વેચ્છાથી કોઈ અનુભવી દાક્તર બાઈ પાસે મંજુની પણ આવી તપાસ કરાવી એમને પહોંચાડશો. મને કહેશો તો હું પણ એ કામ કરી આપીશ. મારે ત્યાં સ્ત્રી-પુરુષો સહુ તપાસ સલાહ કે ઉપચાર માટે આવે જ છે, તેમ મંજુ પણ આવી શકશે. એક રીતે અમે દાક્તરો માબાપોના સંબંધ કરતાં પણ નિકટની કક્ષામાં આવીએ છીએ!

મને તમે લીધેલો માર્ગ વાજબી લાગ્યો છે. શંકા પડે ત્યારે તો માણસ સ્વાર્થની ખાતર પણ આવી તપાસની માગણી કરે. પરંતુ આવો શિષ્ટાચાર આપણા સભ્ય સમાજમાં હવે પ્રચલિત થવો જોઈએ. દેશમાં ઔદ્યોગિક સમૃદ્ધિ આવે તેની સાથે એના કેટલાક ગુણ દોષ પણ પેસવાના જ. ને ત્યારે એક જ નહિ પણ વિવિધ કારણોસર આવી તપાસ અનિવાર્ય ઠેરવી બધી શંકાઓને નિર્મૂળ કરવી એ જ વાજબી ગણાશે.

લિ૦

આપનો ડૉ૦...'



યુક્રેનની વિજ્ઞાન અકાદમીની રેડિયો-ટેકનીકલ પ્રશ્નોના અભ્યાસ માટે નવી સ્થપાયેલી સંસ્થા રેડિયો-કિરણો દ્વારા વીજળીના પ્રવાહને દૂર મોકલવાના પ્રશ્નનો અભ્યાસ કરી રહી છે. આ પ્રશ્નનો ઉકેલ થતાં વીજળીનો પ્રવાહ તાર વગર મોકલી શકાશે અને તેથી તાર અને થાંભલાઓમા વપરાતી લાખો ટન લોહ અને બિનલોહ ધાતુઓનો તથા બાંધકામના ખર્ચાઓનો બચાવ થશે. આથી ખેતરોમાં, ખાસ કરીને નવા વિકસી રહેલા વણખેડી જમીનના વિસ્તારોમાં ટ્રેક્ટરો અને બીજા કૃષિયંત્રો બિનતારી વીજળી પ્રવાહ દ્વારા ચલાવી શકાશે.

હાઈ ફ્રિકવન્સી રેડિયો-મોજાંઓ દ્વારા પથ્થર તોડવાનો પ્રશ્ન પણ અમે ઉકલી રહ્યો છે. આ મોજાંઓનો ઉપયોગ માત્ર તોડવાનો નહિ પરંતુ બાંધવામાં પણ થઈ શકે એમ છે. દાખલા તરીકે, હાઈ ફ્રિકવન્સી રેડિયો-મોજાં આથી કેટલીક રાસાયણિક પ્રક્રિયાઓ ઉત્તેજીત બને છે. આથી, પ્લાસ્ટીકની બનાવટમાં એનો ઉપયોગ થઈ શકે.

મધુરેન કંચનરાય દેસાઈ

# આપણે ત્યાં દેખાતી ટીટોડીઓ

આ અંકે શરૂ થતી આ નવી પંખી-જાત વિષેની સંપૂર્ણ માહિતી દરેક વાચકને રસપ્રદ અને જ્ઞાન સભર નીવડશે. ગુજરાતના એક માત્ર પ્રાણી-પંખી વિશારદ લેખકના આ લેખો એકલા ઊર્મિમાં જ આવે છે...

આ પંખીઓ ભૂમિવાસી છે અને તે ઉપરાન્ત પાણીશેરડે તેઓ ચરતાં ફરતાં જોવામાં આવે છે તેમાં કેટલીક સ્થાનિક છે અને કેટલીક શિયાળામાં પ્રવાસ ખેડીને અહીં આવે છે. તેમાં હવે આપણે તેઓની ખાસીયત અને પ્રવાસ વિષે જોઈશું.

### મળતાવડી ટીટોડી

તેતરના કદની આ મળતાવડી ટીટોડીનાં કપાળ અને આંખ ઉપરનો રંગ ધોળો અને આંખથી શરૂ થતો કાળો લીટો ઠેઠ ઓડ સુધી જાય છે. તાલકું કાળા રંગનું, દાઢી ધોળા રંગની અને પીઠ ઉપરનો રગ રાખોડી કથ્થાઈ, છાતી રાખોડી રંગની અને પૂંછડી ધોળાશ ઉપર જેમા એક કાળો પટ્ટો આવે છે. જ્યારે અહીં શિયાળામાં આવે છે ત્યારે તેના તાલકાનો અને છાતીનો રંગ પીળો કથ્થાઈ રહે છે.

આ ટીટોડી તેના નામ પ્રમાણે ટોળામાં વસવાવાળી છે. જે બનતા સુધી ખેડેલાં ખેતર અને ગૌચરમાં ચરતાં ફરતાં દેખાય છે. આ મળતાવડી ટીટોડી બહુ અચોક્કસ મુલાકાતી ગણાય છે જેથી તે આપણે ત્યાં બહુ સામાન્ય પ્રવાસી પંખી નથી. તેઓ શિયાળામાં જોવામા આવે છે. સ્વભાવે બહુ તરવરાટવાળી નથી જણાતી. આ ટીટોડીના પગનો રંગ કાળો હોવાથી અને પેલા પૂછડીમાં આવતા કાળા પટ્ટાથી તેનાં બીજાં સગાંથી તરત જ જુદી તારવી શકાય છે તે ઉપરાન્ત પાંખમા આવતો સફેદ પટ્ટો, જ્યારે ઊડે છે ત્યારે સાફ જોવામાં આવે છે.

તેઓ દક્ષિણ પૂર્વ રશિયામાં પ્રજનન કરે છે અને શિયાળાની ઠંડીથી બચવા તેઓ દક્ષિણનો પ્રવાસ ખેડે છે જે સમયે તેઓ ઉત્તર આફ્રિકા અને ભારતમાં આવી પહોચે છે જેમાં ગુજરાત સૌરાષ્ટ્ર અને કચ્છમાં પણ તેઓ જણાય છે છતાં એટલું કહ્યા વગર ચાલે નહિ કે સૌરાષ્ટ્રમાં તે સામાન્ય નથી. તેઓનો આહાર જીવાત અને દાણાનો છે.

મળતાવડી ટીટોડીને અંગ્રેજીમાં The Sociable Lap-wing કહેવાય છે અને વૈજ્ઞાનિક રીતે ઓળખવા માટે Chettusia Grewarira (Pallas) એમ કહેવું જોઈએ.

### સફેદ પુચ્છ ટીટોડી

આ ટીટોડી પણ ઉપર બતાવેલી મળતાવડી ટીટોડીના કદની હોય છે. તેની ઓળખાણ તેની સફેદ પૂંછડી ઉપરથી તરત જ પડે છે. એ ઉપરાન્ત તેની આંખ ઉપર લોળીયા હોતાં નથી અને જ્યારે તે ઊડે છે ત્યારે કાળો લીટો પાંખમા દેખાય છે. ચાંચનો રંગ કાળો અને પગનો રગ પીળો રહે છે. વળી તેનું તાલકું કાળા રંગનું નથી આવતુ અને જ્યારે બોલે છે ત્યારે આછી સીટી મારે છે.

સ્વભાવે આ ટીટોડી ગીલા અને તળાવકાંઠે વસે છે. વળી થોડી બીકણ પણ ગણાય અને બહુ તરવરાટવાળી પણ નથી. તેની ખાસિયત એકાકી વસવાની છે એટલે ટોળામાં બહુ ભાગ્યે જ જોવામા આવે છે.

તેઓ મેસોપોટેમીયા, ઈરાન અને તુર્કસ્તાનમા પ્રજોત્પત્તિ કરે છે અને શિયાળામાં ઉત્તર આફ્રિકા અને ભારતનો પ્રવાસ ખેડે છે. જેમાં કચ્છ, સૌરાષ્ટ્ર અને ગુજરાતમા પણ તેઓ જોવામા આવે છે. છતા સામાન્ય તો ન જ કહી શકાય. અહીં તેઓ જીવાત, દાણાનો આહાર કરે છે.

સફેદ પુચ્છ ટીટોડીને અંગ્રેજીમાં The white tailed lap-wing કહેવામાં આવે છે અને વૈજ્ઞાનિક રીતે ઓળખવા માટે Chehusia leucura (Lichtenstein) એમ કહેવું જોઈએ.

## ટીટોડી

કદમાં લગભગ બધી ટીટોડીઓ બહુ જુજ ફરકવાળી દેખાય છે. પણ પગ કંઈક લાંબા હોય છે. આ પંખીનો સામાન્ય રંગ કથ્થાઈ, પાંખમાં સફેદ પટ્ટો, તાલકું કાળું, પેટાળ ધોળું અને છાતી કાળા રંગની હોય છે. ચાંચ ઉપર રાતા રંગનાં લોળીઆં રહે છે. બાકી તો આ પંખી આપણા પ્રદેશનું એટલું બધું સામાન્ય પંખી છે કે તેની વધારે ઓળખાણ આપવાની જરૂર જણાતી નથી. ટીટોડીનો વસવાટ ખેતર, વાડી, બગીચા, ખીડકાં, પાણીકાંઠા વગેરે ઉપર હોય છે. કેટલેક ઠેકાણે તો ટીટોડી એટલી બધી નીડર બની ગયેલી હોય છે કે આપણાથી બહુ થોડા ફૂટના અંતરે બેઠી રહે છે. અને આપણા તરફ પોતાની બારીક નજર રાખે છે. એમાં ચારો જોઈ જતાં થોડું દોડીને વળી રોકાય છે. એવી રીતે તે પોતાના ચારા શોધતાં કરે છે. બનતાં સુધી તો જોડીમાં રહેવાનું પસંદ કરે છે પણ કેટલીક વખત તેની મોટી સંખ્યા અમુક જગ્યાએ એકત્ર થયેલી પણ જોવામાં આવે છે.

ખાસ કરીને ઉનાળાની શરૂઆતમાં ચાંદની રાતે તે પોતાની ટી...ટી...ટી...હટ્ અથવા 'કરતી'તી વ્રત' એમ બોલતાં ઊડતી નીકળે છે અને અંધારી રાતે પણ તે ફરતી જોવામાં આવે છે. કારણ કે પોતે પસંદ કરેલી જગ્યાએ તે અંધારામાં પણ ઊડી આવી ત્યાં ફરે છે. ટીટોડી ખેતીને ફાયદો કરતાં પંખીની ગણતરીમાં લઈ શકાય છે.

ટીટોડીની વસ્તી આખા ભારતમાં છે અને જ્યાં વસ્તી હોય ત્યાં કાયમી વસવાટ કરવાવાળી છે.

ટીટોડી પોતાનો માળો એપ્રિલથી ઓગસ્ટ માસ સુધી બનાવે છે અને બચ્ચાં ઉછેરે છે. આ માળો સપાટ ભોંય ઉપર કંકર ગોઠવીને બનાવેલો હોય છે જેમાં વચ્ચે ઈંડાં મૂકવાની અલગ હોય છે અને તે આસપાસની ભોંય સાથે એવો આબાદ મળી જાય છે કે એક વખત જોયો હોય તો બીજી વખત તે તરત જ જોવામાં આવતો નથી. આવા માળામાં ટીટોડી બનતાં સુધી ચાર લીલાશ પડતા રાખોડી રંગ ઉપર કાળાં ટીલાં અને ધાબાનાં ચિત્રામણવાળાં ઈંડાં મૂકે છે. એ ઈંડાં પણ તે કંકર અને પાંચીકા સાથે એવાં એકમેક થઈ જાય છે કે તરત ધ્યાન ઉપર આવતાં નથી. વળી જ્યારે ટીટોડી આ ઈંડાં સેવતી હોય ત્યારે કોઈ અજાણી વ્યક્તિ નીકળે તો એવી તેના માળા ઉપરથી સરી જાય છે કે આપણને ખબર પડવા દેતી નથી કે ત્યાં તે ઈંડાં સેવે છે. અને નર પણ એટલો જ પોતાનાં ઈંડાં સાચવવા સાવધાન રહે છે એટલે તરત જ ઊંચી ભયસૂચક ચડાવો કરવા લાગી જાય છે અને પોતાના શત્રુને પોતાની ચાંચથી અને પાંખમાં આવેલા ખુરથી ચોટો મારવા લાગી જાય છે. અને બચ્ચાં હોય ત્યારે તો આપણું ધ્યાન બીજે દોરવા ઘાયલ થયાનો ઢોંગ કરે છે જેથી આપણે બચ્ચાં તરફ ન જતાં તેનાં તરફ આકર્ષાઈએ. જે વખત બચ્ચાં પણ ભોંય ઉપર લાંબાં થઈ એવાં દબાય છે કે વરતાતાં જ નથી. એ ઉપરાંત ટીટોડીની ગણવાની શક્તિ મારા અનુભવમાં ચારથી વધારે નથી એટલે જો તેના માળાની છબી લેવામાં એક બે માણસો કરતાં વધારે માણસો સાથે જઈ જેને છબી ખેંચવી હોય તે હાઈડમાં બેસી જાય તો તેનું ધ્યાન નથી રહેતું. અને તરત જ માળા ઉપર પાછી ફરે છે. તેનાં બચ્ચાંનો રંગ રાખોડી અને ધોળો તથા તાલકું કાળાશપડતું રાખોડી હોય છે. તેની બોલીનો અભ્યાસ કર્યો હોય તો તરત જ ખબર પડે છે કે તે શા માટે અવાજ કરે છે. ટીટોડીનો ચારો જીવાત અને દાણાનો છે. તેનો સેવણનો વખત ૨૮ દિવસનો ગણાય છે.

અંગ્રેજીમાં ટીટોડીને The Red-wahled lapwing કહેવાય છે અને Hoplopterus indicus indicus (Boddaert) એ એનું વિજ્ઞાનિક નામ છે.

## પારસન ટીટોડી

કદમાં સહેજ નાની પારસન ટીટોડી. આગળ જોઈ ગયા તે ટીટોડી સાથે ઘણી રીતે મળતી આવે છે. માત્ર તેને પીળા રંગનાં લોળીઆં રહે છે અને છાતી

ઊપર કાળો રંગ ન હોવાથી તે જરા જલદી જોઈ શકાતી નથી તાલકુ અને ચાચ કાળા રંગના આખો ઝાખા પીળા રંગની અને પગો પણ પીળા રહે છે પીઠનો રંગ રેતીઓ કથ્થાઈ, પેટાળ ધોળુ અને છાતી આછી કથ્થાઈ અથવા તપખોરીઓ પૂછડી ધોળી પણ કાળો પટ્ટો આવે છે

આ પારસન ટીટોડી પણ આપણુ સામાન્ય પખી છે પણ ટીટોડી જેટલુ જોવામા કદાચ નથી આવતુ કારણ કે રેતાળ પ્રદેશ તેને વસવા માટે વધારે ગમે છે વળી ઝાડીમા ખુલ્લી જગ્યામા પણ જોવામા આવે છે સ્થાનિક પ્રવાસ કરતી વખતે તે ઊચે ઊડતા અને બોલતા સાભળવામા આવે છે અને શિયાળામા તેઓ એકત્ર થાય છે અને સાથે વસે છે પારસન ટીટોડી રાતી ટીટોડી કરતા પોતાના શત્રુને હરાવવામા વધારે હિમત રાખે છ કારણ કે ટીટોડી જેમ પાણીનો બચાવ માટે આશરો લેવામા ઉતાવળ કરે છે તેમ આ પારસન ટીટોડી તો પોતાની ઉડ્ડાન ઉપર વિશ્વાસ રાખી અદ્ધર ચઢવા જ લાગે છે તેનો અવાજ ટી–ટી–ટી–ટીવીય એવો હોય છે

આખા ભારતમા તેની વસ્તી છે અને જ્યા વસે છે ત્યા થોડા સ્થાનિક પ્રવાસ સિવાય ભાગ્યે જ જગ્યા બદલી કરે છે

તેના માળા માર્ચથી ઓગસ્ટ માસ સુધી જોવા મળે છે અને તેની બનાવટમા તે ટીટોડી જેવો જ માલૂમ પડે છે દરીઆકાઠાના મેદાન તેના માળા બાધવાની ખાસ જગ્યા છે એ પણ ચાર ઈંડા મૂકે છે અને રગમા લગભગ ટીટોડીને મળતા હોય છે અને પોતાની પ્રજાને સભાળવા માટે નરમાદા તનતોડ જહેમત ઉઠાવે છે બન્ને ટીટોડીમા નરો બપોર વચાળનો થોડો વખત પોતાના ઈંડા સેવતા માલૂમ પડ્યા છે પણ આખો વખત તો માદા જ તે કામ સભાળે છે આહારમા દાણા અને જીવાત લે છે

પારસન ટીટોડીને અંગ્રેજીમા The Yellow-wahled lap-wing કહેવાય છે અને Lobi pluvia malabarieus (Boddaert) એ એનુ વિજ્ઞાનિક નામ છે



ગ્વાલિયર–ભિંડ રોડ ઉપર જગલમા ૧૧ માઈલ અદરની બાજુ 'શનિશ્ચર' મદિર છે ત્યા શનિવારે ઉત્સવ થાય છે એક ખાસ હજામ પાસે લોકો આગલે દિવસે હજામત કરાવે છે, મદિરની પ્રદક્ષિણા કરે છે અને તેલ ભરેલી શીશીઓ ત્યાંના તળાવમા ઠાલવે છે ઉપરાત પોતાના પહેરેલા જોડા મદિર બહાર કાઢયા પછી પાછા લઈ જવાતા નથી, ત્યા જ મૂકતા જવના હોય છે

આ બધા જોડા હજારોની સખ્યામા એકઠા થઈ ગયા પરિણામે મધ્ય પ્રદેશની સરકારે તે જોડા ત્યથી હટાવવામા ૨૭,૦૦૦ રૂપિયા ખર્ચ કર્યું ! સરસવના તેલથી ભરેલુ તળાવ હજી ખાલી કરવાનુ છે એ તેલનો કશો ઉપયોગ કરી કઈ પૈસા ઉપજાવાશે કે નહિ તે ન કહી શકાય કારણ કે ભક્તોના જૂના–ફાટેલા જોડા ઉપાડવામા જ ૨૭ હજાર રૂપિયા ખર્ચ જે સરકારને થાય તે સરકારની બુદ્ધિનુ શુ ઠેકાણુ ?

એક ગરીબ દેશ એક તીર્થસ્થાન પાસેના પડી રહેલા જોડા હટાવવામા જ ૨૭,૦૦૦ રૂપિયા ખર્ચે એ ઘટના પર દેશીઓ આગળ કેવી દેખાય ?

[ વિશાલ ભારત ]

'ઊર્મિ–નવરચના' અગે કોઈપણ જાતનો પત્રવ્યવહાર કરતી વખતે કે લવાજમ મોકલતી વખતે, વ્યવસ્થામા સુગમતા પડે તે માટે, આપના રેપર ઉપર દર મહિને આવતો આપનો આ નં અને આપનુ પૂરુ સરનામુ લખવુ કયારેય ભૂલશો નહિ

'સેવકરામ'

# વહેમનું ઓસડ

વહેમો ભણેલા ગણેલામાં પણ આજે અનોખી રીતે ઘૂસેલા પડયા છે તો અભણ ગામડાંઓમાંથી તો તે તરત જ દૂર શાના થાય ? છતાં આ લેખના લેખક એવા પાત્રને અહીં ર કરે છે કે જેનો આદર્શ ગામડાંઓને તો ઠીક, શહેરીઓનેય માન્ય ગણાય...

કહેનારે તો કહ્યું છે : 'વહેમનું કંઈ ઓસડ નહિ.' પણ ભલભલા રોગનાં ઓસડ નીકળ્યાં તો વહેમનું ઓસડ ન હોય એવું તે બને ખરું. વહેમનું ઓસડ જ્ઞાન છે. વહેમનું બળ જ અજ્ઞાનતા અને જડતા છે. જ્ઞાનનો પ્રકાશ મળતાં જેમ અંધકાર ઓગળી જાય છે તેમ જ્ઞાન આવતાં જડતા. અજ્ઞાનતા અને વહેમ પણ ઓસરી જાય છે. એવો અનુભવ એક ગામમાં થયો.

એમનું નામ રામજીભાઈ.

ભારે હિંમતવાળા માણસ. આમ ઝાઝું ભણેલા નથી. કોઠાસૂઝ ભારે. દરેક વસ્તુને પોતાની બુદ્ધિની સરાણે ચડાવે. લોકો કહે છે માટે સાચું કે ચાલુ ચીલાનું છે એમ માનીને સ્વીકારી ન લે.

એથી તો તેમણે ગામમાં સૌથી પહેલાં મરણ પાછળનું જમણ બંધ કર્યું. તેમનાં માતુશ્રીનું અવસાન થયું ત્યારે તેમણે નાતના રિવાજ પ્રમાણે બારમા દિવસે 'શીરો' ન કર્યો. ઘણાંએ ટીકા કરી. ઘૈડીઆએ મહેણાં માર્યાં, સ્ત્રીઓએ રોકકળ કરી. પણ રામજીભાઈએ તો એક જ સવાલ કર્યો :

'આ રિવાજનો મને તો કંઈ અર્થ દેખાતો નથી. આ તો સાપ ગયા અને લીસોટા રહ્યા એના જેવું છે. તમે કહેતા હો તો હું ગામના સારા કામમાં એ ખર્ચ જેટલા પૈસા આપું. પણ ઘૈડા કરતા આવ્યા છે માટે હુંયે એ ચીલે ચાલું એમ તો નહિ બને.'

ટીકા કરનારા ટીકા કરતા રહ્યા અને રામજીભાઈએ ગામની શાળાના મકાન-ફંડમાં એક હજારની મદદ કરી. એની અસર સારી પડી. તે પછી તો બીજાઓને પણ થયું:

'પહોંચવાળા રામજીભાઈએ બારમું ન કર્યું તો આપણે શીદને ખેંચાઈ મરીએ ?'

ને ગામમાંથી મરણ પાછળનું જમણ ગયું તે ગયું જ.

એ રીતે રામજીભાઈએ લગ્ન પ્રસંગે મોટર દોડાવવાની વાત આવી ત્યારે તો સૌને ચોંકાવેલા.

તેમના દીકરાનું લગ્ન હતું. જાન ચારેક ગાઉ જેટલે લઈ જવાની હતી. રિવાજ એવો પડી ગયેલો કે સૌ મોટાઈના મોહમાં વાહવાહ કહેવડાવવા મોટર લાવે. પણ રામજીભાઈએ તો સૌને કહ્યું:

'હું તો વહેલ જોડવાનો છું. જરૂર પડયે બે ગાડાં જોડાવીશ. પણ હું મોટર લાવવાનો નથી.'

'અરે, એ તે ચાલતું હશે ? તો...તો વેવાઈને ત્યાં આપણું નાક કપાય ! સૌ મોટર લઈને જાય અને આપણે ગાડામાં જઈએ તો કેવું દેખાય ?' પણ રામજીભાઈના ઘરમાંથી જ વિરોધ થયો.

પણ રામજીભાઈ મક્કમ હતા, એ કહે :

'દૂર જવાનું હોય તો મોટર કરવી પડે એ વાત હું સમજી શકું છું. પણ આ તો ચાર ગાઉ જવાનું છે. આડે દિવસે આપણે ક્યાં મોટર દોડાવીએ છીએ ? એ માર્ગે એસ. ટી. જતી હોય તો તો ઠીક છે. આ તો સ્પેશીઅલ મોટર મંગાવવાની. એવું બિનજરૂરી ખર્ચ કરવાની શી જરૂર ?'

રામજીભાઈની મક્કમતાની અસર સારી પડી. તે પછી બીજા પણ ગાડું જોડીને જાન લઈ જવા માંડયા.

પણ આ તો થઈ નાતના રિવાજોની વાત. પણ રામજીભાઈએ વહેમ સામે પડકાર કર્યો એ વાત જ્યારે મારા સાંભળવામાં આવી ત્યારે તેમની હિંમત માટે માન થયેલું. તે દિવસે જ તેમને બિરદાવતો પત્ર તો લખી દીધો હતો. રૂબરૂ મળવાનું હમણાં જ થયું.

રામજીભાઈને ભૂવા, જતિ અને દોરાધાગા કરનારા કે માતાજીના નામે લૂંટનારાઓ સામે ભારે ચીડ હતી.



ગામમાં કોઈના ઘેર ટેકલાં વાગે એટલે તે ચિડાય. પણ સામાવાળો જ ટેકલાવાળાને બોલાવી લાવતો હોય ત્યાં રામજીભાઈ શું કરે !

એકવાર તેમના પર કોઈ નો પત્ર આવ્યો. તમે સો વાર માતાજીનું નામ લખી આ વેલ ચાલુ રાખવા બીજા સાત જણાને લખી જણાવજો. રામજીભાઈ એ પત્ર સામે જોઈ હસી પડયા. તેમાં ધમકી પણ આપેલી હતી જો તમે એ પ્રમાણે નહિ કરો તો માતાજી કોપશે.

'પણ આમા માતાજી શીદને કોપે ? માતાજીના નામનો પ્રચાર તે કંઈ ધાકધમકીથી થાય ખરો ? દેવદેવી તો પ્રેમનું સ્વરૂપ છે. તે પોતાનાં સંતાનો પર પ્રેમ વર્ષાવે કે રોષ ?'

રામજીભાઈએ એ વેલ ત્યાં જ કાપી નાખી.

એવા નાના તો ત્રણચાર પ્રસંગો બની ગયેલા. લોકોની વાતોના વિષય બનેલા

પણ આ ફેરા તો તેમણે ભારે કરી.

નવરાત્રિના દિવસોમાં માતાજીનો ભૂવો ગામમાં આવ્યો. માતાજીના નામે ઉઘરાણું શરૂ કર્યું. ઘેરદીઠ પાકું સીધું, માતાજીની ચૂંદડીના નામે નવી નકોર સાડી અને કબજા માટેનો અતલસનો કકડો માગવા માંડયો. આ તો માતાજીનો ભૂવો છે. ન આપીએ તો માતાજી કોપે. લોકો તો પહોય હતી ન હતી તો યે આપવા માંડયા.

રામજીભાઈથી આ જોયું ન ગયું. તેમણે ભૂવાને ગામ વચ્ચે ઉધડો લીધો.

'ગામમા આ ઘણું ધતીંગ શરૂ કર્યું છે. કેમ, માતાજીના નામનો તેં ઇજારો લીધો છે ? આ બધી સાડીઓ માતાજી પહેરવાની ? આ પાકાં સીધા કંઈ માતાજી ખાવાની છે ?'

ભૂવો પણ કંઈ પાછો પડે એવો ન હતો. તે તો લોકમાનસ જાણતો હતો. એટલે તેણે માતાજીની ઢાલ આગળ ધરી કહેવા માંડયું :

ગામને ન આપવું હોય તો ન આપે. આ તો માતાજીનો હુકમ છે તે મારે કહેવો જોઈએ. માતાજીએ સ્વપ્નામાં આવીને કહ્યુ કે લોકો ધર્મધ્યાન ઓછું કરી સ્વાર્થમાં પડી ગયા છે. જો તે મને ભૂલી જશે તો ગામ પર કોપ ઊતરશે તો ગામ રફેદફે થઈ જશે.'

'માતાજીએ બીજું શું કહ્યું છે ?' રામજીભાઈ તાડૂકતા હતા.

'માતાજીએ નૈવેદ્ય કરવાનું, તેની રથયાત્રા કાઢવાનું કહ્યું છે. દર વર્ષે માનો રથ નીકળશે તો મા સૌનું કલ્યાણ કરશે.'

'અને જ્યાં રથ નીકળતો ત્યાં શું થાય છે ? આજ સુધી આ ગામમાં આમાનો એકે રિવાજ ન હતો. તારે ગામમાં આ લફરું ઘાલવું છે ખરું ? જા... છાનોમાનો ભાગી છૂટ, નહિ તો માર્યા વિના નહિ મૂકું.'

'તમે સંભાળીને બોલો હો.' ભૂવો ગરમ થયો, 'નહિ તો જોવા જેવી થશે. માતાજીનો કોપ ઊતરશે તો લાંબા હોટ થઈ જશો.'

'મારે તારું એ જ પારખું લેવું છે. તારામા હોય એટલી શક્તિ અજમાવી મને લાંબો હોટ કર.'

'આમાંથી તમે સાર નહિ કાઢો હોં. ભૂવા સામે બાથ ભીડવામાં કોઈ ફાવ્યો નથી.'

'મારે પણ જોવું છે કે તું ફાવે છે કે હું ફાવું છું. તું ઉઘાડે છોગે ગામમાં માતાજીના નામે લૂંટ ચલાવે તે મારે જોઈ રહેવાનું કેમ ? તું માતાજીનો ભૂવો હોય તો તેનું પારખું આપ.'

ભૂવો અંદરથી તો સમજી ગયો કે આ ભડ આદમી પાછો પડે એમ નથી. એટલે તે બીજાને કરગરવા લાગ્યો.

'બાપા, તમે આમને કંઈ કહો ને ? આમાં તો પાડા પાડા લડે અને ઝાડનો ધાણ નીકળે એવું થશે. અમારી તકરારમાં ગામ પાયમાલ થઈ જશે. માતાજીના કોપ સામે કોઈ પહોંચ્યું છે કે આ પહોંચશે. માતાજીના કામમાં શીદને આડે આવે છે ?'

જુનવાણી વિચારના અને ડરપોક લોકો તો ક્યારનાયે રામજીભાઈને કહી રહ્યા હતા :

'ભાઈ ! તમે બધે ફાવ્યા હશો. પણ ભૂવા સામે

ખાખડશો નહિ. એ મેલી વિદ્યાના જાણનારા રહ્યા. મૂઠ મારે તોયે ઊભા ને ઊભા સૂકવી નાખે. અરે વંશવેલોયે બાળી નાખે. જેણે જોગણીયોને સાધી હોય તે શું ન કરે!'

'કાકા! એ તો ખાલી વહેમ છે આ લોકો આ રીતે લૂંટી ખાવા મેલી વિદ્યાની વાતો કરે છે. દુનિયામાં એવી કોઈ વિદ્યા નથી કે માણસને ઊભો ને ઊભો મારી શકે. એ વાતમાં હું માનતો નથી. મારે દુનિયાને એ દેખાડવું છે કે આવી મેલી વિદ્યાની વાત ખોટી છે. ભૂવાની ધમકીઓ પોલી હોય છે અને માતાજી પણ એ રીતે કોઈનાં પર ખોટો કોપ કરતાં નથી.'

એટલે તો તેમણે ગામ વચ્ચે ભૂવાને ચેલેન્જ ફેંકી:

'તું બીજાની સાથે વાતો કર્યા વિના મારી સાથે વાત કર. તું મેલી કે ધોયેલી ભૂતપલિતની કે જોગણિયોની કે શીકોતરની કે મેલડીની જે વિદ્યા જાણતો હોય તે મારા પર અજમાવ. જો અજમાવી શકે તો તો માનું કે તું ભૂવો સાચો છે. નહિ તો ગામમાંથી ચાલતી પકડ. તને ગામમાંથી કશું જ લઈ જવા દઈશ નહિ. ઉપરથી પોલીસને હવાલે કરાવીશ.'

ગામમાં એવા માતા ભક્તો હતા કે ભૂવાને ચડાવી રહ્યા હતા:

'એને આટલું બધું અભિમાન ચડ્યું છે તો બતાવીએ પરચો એટલે એની બોલતી બંધ થાય.'

'ખરી વાત છે. હું પણ ભૂવાને એ જ કહું છું કે એનામાં પાણી હોય તો મારી બોલતી બંધ કરે.'

'એમ જ છે ને...તો મારેયે ચમત્કાર દેખાડવો પડશે. ભાઈ...આ દુનિયામાં હવે ચમત્કાર વગર નમસ્કાર નથી.' અને તેણે તેની પોટલી ખોલી. અંદરથી ત્રિશુળ કાઢી ઊભું કર્યું. તેના પર સિંદૂર લગાડ્યું. પછી નરાસળી બાંધી. મંત્ર બોલતો હોય તેમ તે બબડી રહ્યો.

પછી તેણે લીંબુ કાઢ્યું. હાથમાં ધારદાર ચપ્પુ લઈ તે બોલ્યો,

'જુઓ...આપને કંઈ થયું તો હું જવાબદાર નથી. પછી કોઈ કહેતા નહિ કે ગામને કહ્યું નહોતું.'

'અરે રહેવા દે...ક્યાંક કંઈ થશે તો ભારે આપદા થશે.' રામજીભાઈના કુટુંબી વચ્ચે બોલી ઊઠ્યા.

ત્યાં તો રામજીભાઈ વચ્ચે તાડૂકી ઊઠ્યા:

'તું તારે જે કરવું હોય તે કર. કહેતો હોય તો તને લખી આપું કે મને કંઈ પણ થાય તેની જવાબદારી મારી છે. હવે જો પાછો પડ્યો છે તો આ બધું ઉપાડીને કૂવામાં પધરાવી દઈશ.'

ભૂવો શું કરે? એણે ધાકધમકી તો ઘણી આપી. ભય પણ ઘણો દેખાડ્યો. પણ રામજીભાઈ ડગે તો ને! ઊલટું તેમને તો બળ મળતું હતું. તેમને તો દૃઢ શ્રદ્ધા હતી કે એવી કોઈ મેલી વિદ્યા હોઈ શકે જ નહિ કે જે માણસને ઊભો ને ઊભો મારી શકે!

આખરે ભૂવાએ નમતું જોખ્યું:

'માતાજીનો હુકમ નથી એટલે જવા દઉં છું. નહિ તો આ લીંબુની ફાડ થાય એ સાથે તેને લોહીની ઊલટીઓ થાય અને અંદરથી આંતરડાં ખરડાઈ જાય. તમારી નજર સામે જ તે ઢળી પડે.'

રામજીભાઈથી આ સાંભળ્યું જતું ન હતું. તે ઉશ્કેરાઈ ગયા. જતાંક ને પેલાની ગળચી પકડી.

'ચલાવ હાથ, કર લીંબુની બે ફાડ...નહિ તો તને જ લોહીની ઊલટીઓ કરાવી દઈશ. લોકોને ધૂતવા નીકળ્યો છે?'

અને તેનું ગળું પકડી તેની પાસે પરાણે લીંબુની ફાડ કરાવી.

લોકો તો આંખો ફાડીને જોઈ રહ્યા.

ભૂવો ગાય જેવો થઈ ગયો. ઊલટો તે રામજીભાઈના પગે પડ્યો. તે કરગરી પડ્યો.

'ભઈસાબ...તમારી ગાય છું. મને જવા દો...'

'એક શરતે જ જવા દઉં...તું ગામ આગળ કબૂલ કર કે તારી પાસે એવી કોઈ મેલી વિદ્યા નથી.'

'મારી પાસે એવી કોઈ મેલી વિદ્યા નથી.'

'સાચું કહી દે કે માતાજીએ સ્વપ્નમાં આવીને સીધાની

રવિશંકર રાવળ

# રાણકપુરની શિલ્પકલા

ભારતમા જૈન મંદિરો એમની શિલ્પ-સ્થાપત્ય કલા માટે વિખ્યાત છે ગુજરાતના કલાસ્વામીએ એક અપરિચિત પરન્તુ કલાદ્રષ્ટિએ ઉત્કૃષ્ટ કહી શકાય એવા જૈન મંદિરની શિલ્પ સ્થાપત્ય કલાનો અહી આસ્વાદ કરાવ્યો છે

બૌદ્ધ અને જૈન ધર્મના આદ્ય સંસ્થાપકોના જન્મસ્થાનો બિહાર પ્રાન્તમા હતા પરન્તુ બૌદ્ધ ધર્મને તેના મૂળ સ્થાનમા જેટલી પ્રતિષ્ઠા મળી એટલી જૈન ધર્મને પશ્ચિમ ભારતમા મળી છે બિહાર એ કાળમા ધર્મ, સંસ્કૃતિ અને વિદ્યાવૃદ્ધિનુ મહત્વનુ કેન્દ્ર હતુ છતા જૈન ધર્મનો પ્રભાવ ત્યા વિસ્તર્યો નથી નહી તો પશ્ચિમ ભારતમા ગીરનાર શેત્રુંજય, આબુ, કુંભારિયા, રાણકપુર જેવા સ્થાનો બિહારમા આવેલા તીર્થ પ્રાચીન મુક્તાગિરિ પર્વત પરના પાર્શ્વનાથના ધામ કરતા વધારે વૈભવ અને પ્રસિદ્ધિ ધરાવતા થયા ન હોત

બૌદ્ધ અને જૈન ધર્મે બ્રાહ્મણ સંપ્રદાયની પરંપરા રાખીને ગિરિશિખરો કે ગિરિકંદરાઓમા તીર્થો સ્થાપ્યા છે એ રીતે બિહારમા પાર્શ્વનાથના મંદિરથી મુક્તાગિરિ અને પશ્ચિમ ભારતમા રાજસ્થાન અને ગુજરાત સૌરાષ્ટ્રના ગિરિશિખરો જૈનોના દેવ-મંદિરોથી શોભાયમાન અને આકર્ષક બન્યા છે

મુસ્લિમ રાજ્ય ગુજરાતમા સ્થપાયુ તે પહેલા ગુજરાતના સોમપુરા શિલ્પીઓના જૂથ મેવાડ મારવાડ સુધી સોલંકી યુગનુ સ્થાપત્ય વિસ્તારી રહ્યા હતા ચૌદમા સૈકામા રાણા કુંભાના સમયમા મંદિર અને મહેલોનુ સ્થાપત્ય ખૂબ વિકાસ પામ્યુ હતુ ગુજરાતમા મુસ્લિમ શાસનને લીધે દેવમંદિરો અને શિલ્પગ્રામની પરંપરા તૂટવા માંડી હતી પણ કારીગરોના પરિવારોને રાજસ્થાનમા આશ્રય મળ્યો હતો તેથી ત્યા ઉત્કૃષ્ટ પ્રકારના દેવ-મંદિરો રચાયા

મેવાડ અને મારવાડની હદ ઉપર જ્યા અરવલ્લીના પશ્ચિમ પાંખના ડુંગરો આવેલ છે અને નજીકમા રાણા કુંભાનો કુંભમેરનો ગઢ છે ત્યા સાદડી ગામની પાસે એક સુંદર પહાડી ખીણમા રાણકપુરનુ મંદિર

---

કે ચૂંદડીની કંઈ વાત કરી નથી

ભૂવાએ તેનો પણ એકરાર કર્યો

પછી લોકો કઈ રીતે ભૂવાનો પક્ષ કરે? સૌનો ભ્રમ ભાગી ગયો સાચી વાત સૌને સમજાઈ ગઈ

જે સીધુ એકઠુ થયુ હતુ તે ગામે કબજે લીધુ સાડીઓ પણ કબજે લીધી સાડીઓ તો જેને પરત જોઈતી હોય તેમને પરત આપી દીધી જે માતાજીની બીકથી પરત ન લઈ ગયા તે વધેલી સાડીઓ ગરીબોને વહેંચી દેવાનુ નક્કી થયુ સીધુ ગામના મંદિરને આપ્યુ અને કોઈ અભ્યાગત આવે તો જમાડવા એવો તોડ કાઢ્યો

માત્ર એ ગામમા જ નહિ, ચોમેર પણ આ વાત ફેલાઈ રામજીભાઈએ ભૂવાને ભગાડ્યો એ વાત સૌના કાને પહોંચી ગઈ એથી લોકો પણ વિચારતા થયા કે ભૂવા આ રીતે જ ગામડાને ફોલી ખાતા હોય છે

રામજીભાઈ પાસે આ બધી વાત સાંભળી હુ હરખાયો રામજીભાઈએ સાચે જ ભારે હિંમત બતાવી હતી તેમણે તો પોતાની જાતને હોડમા મૂકી હતી તે સુધારાને નવા વિચારને જીવનમા ઉતારી રહ્યા હતા તેમના આચરણની અસર આખા ગામ પર પડેલી દેખાતી હતી તેમના લીધે ગામમા કેળવણી વધી હતી, વિકાસના કામ થતા હતા અને લોકજાગૃતિ પણ સારી આવી હતી આ બધી વાત કરી રામજીભાઈએ કહ્યુ

'સેવકરામ! હુ તો એટલુ જાણુ કે ગળામા ઊતરે એટલી વાત જ સાચી માનવી કોઈ ઊંધી ભણાવે તે કેમ મનાય?'





છે. તેના નીચાણના ભાગમાં એક સુંદર નાની નદી વહે છે. આ સ્થાન પર પહોંચવાને આજના પ્રવાસીઓ આબુની ઉત્તરે ફાલના સ્ટેશને ઊતરીને વીસ કે પચીસ માઈલ સાદડીની મોટરબસમાં બેસી ત્યાં પહોંચે છે. બીજી રીતે, પગરસ્તે અમદાવાદથી ૧૬૦ માઈલને અંતરે તે આવેલું છે.

ઘણાં વર્ષો સુધી આ મંદિર ઘણું ભગ્ન દશામાં હતું. પરન્તુ આણંદજી કલ્યાણજીની પેઢી તરફથી એ મંદિરના જીર્ણોદ્ધારનું કામ હાથમાં લેવાયું અને નિપુણાત સોમપુરા શિલ્પશાસ્ત્રીઓને તેનું સમારકામ સોંપાયું છે. તેથી તેનો ખૂણેખૂણો ફરીવાર અસલનું હોય એવી રચના અને ઘાટ પામ્યો છે. તે ઉપરાંત ત્યાં જનારા યાત્રીઓ માટે નજીકમાં આજની સગવડોવાળું વિશ્રાન્તિભવન બાંધવામાં આવ્યું છે. તેથી ઘણાં જૈન કુટુંબો અને વ્યક્તિઓ શાંતિ માટે ત્યાં જઈ ઠરાવેલ દિવસો સુધી રહી શકે છે અને રહેવા તથા જમવાની સગવડ બહુ જ કિફાયત દરથી મેળવી શકે છે. મુંબઈના રહેવાસીઓને પણ ગમી જાય એવું એ મકાન છે. આ રીતે જીર્ણોદ્ધાર થતાં એ સ્થાન ઘણું રમણીય બન્યું છે.

રાણકપુરનું મન્દિર ઈ. સ. ૧૪૪૦માં ધરણક નામના શ્રીમાને અઢળક દ્રવ્ય ખર્ચીને કરાવ્યુ હતું, તેવો એક શિલાલેખ ભાવનગરના સંગ્રહસ્થાનમાં છે.

મન્દિરની બહારની બાજુએ ઊંચા કોટ જેવી દિવાલ બાંધી છે. પણ મન્દિર ઊંચા પરથાર પર લીધું હોવાથી ઉપરના માળબંધ શિખરનો દેખાવ, કોઈ મહાલય જેવો લાગે છે.

તેમા ભોં-તળથી મુખ્ય દ્વારમાં દાખલ થતાં, ઊંચી પહેલી સીડી ઉપરની માંડણી પર પહોંચીએ છીએ, ત્યારે કોઈ દેવતાઈ આવાસમા ગયા હોઈએ એવું લાગે છે. ૧૯૮ ફૂટ અને ૨૦૫ ફૂટ જેટલા ચોરસ ઊંચા પરથાર પર તેની માંડણી થઈ છે. મધ્યસ્થ મુખ્ય મન્દિર ચોમુખ દ્વારવાળું છે અને તેની મધ્યમાં આદિનાથની ચાર પ્રતિમા છે. એક એકની પૂંઠે અડેલી દ્વાર સન્મુખ થયેલી બેસાડી છે. આદિનાથ એટલે જૈન સંપ્રદાયના પ્રથમ તીર્થંકર ઋષભદેવજી.

આ મન્દિરની બરોબર ઉપરના માળમાં પણ એ જ પ્રમાણે ચોમુખ પ્રતિમા છે. ત્યાં ઉપર જવાને ચારે બાજુ ધાબા પર જતી સીડીઓ મૂકેલી છે.

મન્દિરને ચારે ખૂણે ચાર ચોક છે. તે દરેકને ફરતાં વીસ ઘૂમટો, ચારસો વીસ (૪૨૦) થાંભલા પર ટકાવેલ છે.

આ ઘૂમટો થકી ચારે તરફના બીજા ઉપ-મન્દિરોના ઘૂમટો વચ્ચે મુખ્ય મન્દિરનો ઘૂમટ ઘણો ઊંચો જાય છે અને તેની જ સામે આગળ જણાવ્યું તે પ્રવેશદ્વાર છે. ત્યાં વળી અન્દરના ઘૂમટ ઉપર બીજો ઘૂમટ છે. અને તેને સોળ સ્તંભો છે. તેનો આડો ઉભો પટ ૩૪ ફૂટનો છે અને બીજી બાજુના ૨૦ ફૂટના છે આ ઘૂમટોની વચ્ચે ચારે ખૂણે ખુલ્લા ચોક છે. તેનાથી અંદરના ભાગોને અજવાળું મળે છે. ખૂણાના ઘૂમટોની નીચેનાં મન્દિરો વચ્ચેનું અંતર પશ્ચિમનું ૧૦૫ ફૂટ છે અને પૂર્વ બાજૂનું ૯૫ ફૂટ છે. તેની ફરતાં બાર નાના ઘૂમટો અને દરેકમાં ચાર નાનાં મન્દિરો છે. તેમ જ સમગ્ર વિસ્તારમાં બહારની દિવાલને અડતી, ભમતી એટલે પ્રતિમાવાળી નાની શિખરબંધ દેરીઓ છે.

આ બધા ચોક અને મંડપોથી રચાતી સ્તંભાવલિઓથી અંદર જે દશ્ય બને છે, તેનું વર્ણન કે ચિત્ર પૂરો ખ્યાલ આપી શકશે નહિ. તેનાથી રચાતું દષ્ટિસંધાન (પરસ્પેકટિવ) ઘૂમટો અને સ્તંભો વચ્ચે બદલાતી છાયા-પ્રકાશની રોનક તેમ જ ઉપર નીચે હવા પ્રકાશ આપવાની યોજનાઓનો બધો અનુભવ ત્યાં જઈ ઊભા રહેવાથી જ મળી શકે એમ છે.

જ્યાં ત્યાંથી નજરે પડતી તીર્થંકરોની નાની નાની દેરીઓનું દર્શન પણ એક નવી જ ચિત્રલીલા ઊભી કરે છે. અંદરના ભાગમાં બાર શિખરો ઉપરાંત ૮૬ જેટલાં દેરી-દેરાં, જ્યાં ત્યાં જવાના છતવાળા માર્ગો અંદર ને અંદર રચેલા છે. વળી દરેક દેરા કે દેરીના અગ્ર ભાગે શિલ્પકલાના શણગાર ઓર લાગે છે.



'ઉમાકાન્ત'

# જાપાનમાં 'સાકે'

જાપાનમા અવાર નવાર જઈ ને રહેનાર આ લેખના જાણીતા નવલકાર-લેખક અહી જાપાનના એક પીણા વિષે વિગત સભર વાતો કહે છે જે જાપાન વિષે સાવ અજાણ એવા દરેક વાચકને વાચવી ગમે અને લેખ પૂરો કરતી છેલ્લી લીટી લખકના ભારતીયતા સાચા અર્થમા પૂરવાર કરે છે

આજથી લગભગ આઠેક વર્ષ પહેલા જાપાનની સરકારે પણ દારૂબધી કરવાનો અફળ પ્રય ન કર્યો હતો જો કે આ તુક્કો ઉઠાવનારની આ મૂળભૂત ભૂન જ હતી અને પાછળથી દારૂબધીના કાયદાઓને સ કેલી લેવામા આવ્યા હતા 'સાકે' (Sake) એ જાપ નનો ઘણો જ વિખ્યાત અને લોકપ્રિય દારૂ છે ચાવલમાથી તે બનાવવામા આવે છે લગ્ન જેવી મહત્ત્વની વિધિમા આ સાકેના ઘૂટડા એક ભાગ છે એ લે સરકારે દારૂબધીના કરેલા કાયદાને પાળવો એ લગભગ અશકય હતો દેવળો અને મઠોને આ સાકેના બાટલા ભેટ ધરવામા આવતા એટલે ધર્મ જેવા વિષયમા પણ આ દારૂએ પોતાનુ સ્થાન જમાવ્યુ હતુ પછી એને શી રીતે ફેકી દઈ શકે? આજે એ જ સરકાર 'વધારે સાકે પીવો' ના સૂત્રોની જાહેરાત કરે છે કારણ કે એ પીણામાથી સરકારને કર દ્વારા મોટી આવક થાય છે આપણા દેશમા પણ વિરોધાભાસી આવા કેટનાક પ્રસગો છે ચા નહી પીવાનો, ચાને ત્યજવાની પ્રતિજ્ઞાઓ લેવડાવનાર આપણા ખાદીધારીઓ સરકારની ખુરશીએથી આજે 'વધુ ચા પીવો' ની જાહેરાતો છાપામા આપે છે! હાસ્યાસ્પદ નથી?

સાકે આજે પણ જાપાનમા આગળના જેટલુ જ મહત્ત્વનુ સ્થાન ધરાવે છે કોઈ પણ ઉત્સવ, જલસો કે આનદ પ્રમોદ સાકે સિવાય પૂર્ણ ન જ ગણાય આ પીણુ જાપાનનુ પરાપૂર્વનુ પીણુ છે એમ જાપાનીઓ માને છે અને આ પીણાથી માણસ પૂરા

---

આ મદિરની સમગ્ર આકૃતિમા તેની ઊચી માડણી અને મુખ્ય ઘૂમટની ઊંચાઈ હોવાથી તે બીજા જૈન મન્દિરો કરતા મન પર વધુ પ્રબળ છાપ પાડી શકે છે ખોટ લાગતી હોય તો એટલી જ કે આવા મોટા સ્થાપત્ય નિર્માણના બહારના ભાગમા કોઈપણ પ્રકારનુ અલકરણ થયુ નથી જ્યારે બીજા બધા નવા જૂના સ્થાનોમા અદર બહાર શિલ્પ વિસ્તાર કરવામા મણા રાખવામા આવી નથી

આ મન્દિરના અગ ઉપાંગોની સખ્યા અપાર છે તેમા કેટલાક ઘણા નાના છે તે કારણે તેમા એકાગ્ર સ્થાપત્ય જેવુ કશુ નથી પણ તેમાની વિવિધતા અને વિગતેથી તે સ્થાન રમણીય બન્યુ છે મન્દિરના તમામ સ્તભોમા કોઈ બે એકસરખા નથી તેમ જ જે ભૂમીથી તે ગેઠવણ થઈ છે અને ઘૂમટો તેમ જ સપાટ છતો સાથે મેળ કરવામા આવ્યો છે, પ્રકાશ ઉપરથી લેવામા આવ્યો છે, એ બધુ અદ્‌ભુત અસર પેદા કરે છે આ મન્દિરના મુખ્ય મડપને મેઘનાદ મડપ એવુ નામ શિલ્પમા આપ્યુ છે અને કહેવાય છે કે કે તેની નકલ અમદાવાદની જુમ્મા મસ્જિદમા ઉતારવામા આવી છે એટલુ જ નહિ પણ સ્તભો વગેરેનુ ઘોરણ પણ ત્યાની અસરવાળુ છે ફર્ગ્યુસને લખ્યુ છે કે ભારતમા બીજુ કોઈ મદિર આના જેટલી પ્રસન્નતા આપતુ તેણે જોયુ નથી તેમ જ અદરના સ્તભોની સુરમ્ય રચનાનો આવો ખ્યાલ મળ્યો નથી

એની રચનામા રહેલા આવા ગુણો ઉપરાંત તેનુ પ્રમાણ પણ વિચાર કરવા જેવુ છે ૪૮૦૦ ચોરસ ફૂટ ઉપર તે રચાયું છે યૂરોપના મધ્ય યુગના કેથેડ્રલ મદિર જેટલો જ એનો વિસ્તાર છે અને તેની માડણીનો વિચાર કરીએ તો કોઈથી તે નાનુ નથી, એટલુ જ નહિ પણ તેના ઉપરની સ્થાપત્ય અને શિલ્પની શોભામા તે બધા કરતા ચડી જાય છે

* -

'પીધેલી' હાલતમાં થઈ જાય છે ત્યારે એના તરફ કોઈ ઘૃણા બતાવતું નથી. ઊલટાના સાકે પીને 'ચઢ્યું નથી' એમ કહેનારા કંઈક તુચ્છતા અનુભવે છે. કોઈ પણ જલસામાં આજે પણ યજમાનની એ ફરજ ગણાય છે કે આવનાર દરેક મહેમાને 'ચઢતાં સુધી' સાકે પીધું છે કે નહીં તે તેણે જોવું જોઈએ. ચઢતાં સુધી સાકે પીવું એ યજમાનનું બહુમાન કર્યું ગણાય. ઓછું પીવું એ યજમાનનું અપમાન લેખાય. જલસામાં આવેલા બધા જ માણસો પૂરા ચઢેલા છે– અથવા પૂરું ચઢે ત્યાં સુધી પીવે છે એ જોવાની યજમાનની પ્રથમ ફરજ ગણાય છે. અને તે માટે આગ્રહ ન કરનાર યજમાન જરા અવિવેકીમાં લેખાય છે. પરંતુ અત્યારના જમાનામાં તો યજમાન જ મોટે ભાગે પીને એવો ચકચૂર બની જાય છે કે મહેમાનોએ પૂરું પીધું કે નહીં એ જોવાના હોશ જ રહેતા નથી.

અને સાકે પીધા પછી માણસને ચઢે, અને એના ઘેનમાં એ કંઈ બોલે–કરે એ બધું જ માફ ગણાય છે. જલસામાં પીને એમ વર્તનાર માણસનો દોષ નથી કઢાતો. ત્યાં સાકે દોષિત ઠરે છે! પરંતુ આમાં સ્ત્રીઓને અપવાદ રાખવામાં આવી છે. સાકે પીને સ્ત્રી ગમે તેમ બોલે–કરે તે બધું જ માફમાં ગણવામાં આવતું નથી! પીધેલો જાપાની પોતાને, પીધેલા યૂરોપીયન જેટલો સંભાળી શકતો નથી એ તેની મોટી નિર્બળતા છે.

'સાકે' એ માત્ર જાપાનની જ ખાસિયત છે. જગતમાં બીજા દેશોમાં આ પીણું નથી. કેટલાક એવી જાતના સાકે પણ બનાવાય છે કે માણસને થોડી માત્રામાં જ તે 'પીધેલો' બનાવી મૂકે છે. જ્યારે કેટલાક બહુ ઓછી અસરવાળા પણ હોય છે. શંકુ આકારની નાનકડી (એક–બે રૂપિયાભાર સમાય તેવી) કટોરીઓમાં લઈને તે પીવામાં આવે છે. મોટે ભાગે ચીનાઈ માટીના નાનકડા સીસામાં લઈને, સહેજ ગરમ કરીને આ પીણું લેવાય છે.

ખાસ કરીને ગેઈશા પાર્ટીઓમાં આ પીણાનું આજે ખૂબ જ મહત્વ છે. પુરુષ મહેમાનને બધી જ રીતે આનંદ આપવા, બાજુમાં બેઠેલી ગેઈશા છોકરી, મહેમાનનું એ ખાસ ધ્યાન રાખે છે કે સાકે પીને તે બરાબર ચકચૂર બને. વચ્ચે વચ્ચે પુરુષ, પોતાને પાવામાં વપરાતી એ નાની કટોરીમાં, પોતાને હાથે સાકે નાખી, પોતાની ખીજમત કરતી ગેઈશાને, અથવા સમૂહમાંથી પોતાને ગમતી ગેઈશાને સાકે પાય છે. બીજા અર્થમાં આ ક્રિયાને 'અદ્રશ્ય ચૂંબન' ગણવામાં આવે છે. જે ગેઈશાને એ કટોરી ધરવામાં આવે તે ગેઈશા છોકરી તે પીવાની ના પાડતી જ નથી. ના પાડે એ ધરનારનું અપમાન ગણાય છે!

પાશ્ચાત્ય દેશો પેઠે જાપાનમાં પણ આજે સાકે કે કોઈ માદક પીણું પીવું એ જરાયે નવાઈની વાત ગણાતી નથી. ઊલટાની ન પીનાર પ્રત્યે કુતૂહલતાથી જોવાય છે. છતાં જગતમાં એવો એકે દેશ નથી કે બિલકુલ ન પીનાર તરફ અંતરથી માનની લાગણીએ ન જોવાતું હોય!



અમેરિકામાં કેલિફોર્નિયાના સાન ફ્રાન્સિસ્કો શહેરે એક લાખે ૨૫ના હિસાબે ૨૦૭ આપઘાતોની કુલ સંખ્યા નોંધાવીને વિક્રમ સ્થાપ્યો છે. મિઆમી [ ફ્લોરિડા ] બીજા નંબરે આવ્યું: એક લાખે ૧૯.૪ના હિસાબે ૧૪૭. સાનફ્રાન્સિસ્કોના જાણીતા ગોલ્ડન બ્રિજ ઉપરથી કૂદીને જ ૧૨ જણે આપઘાત કર્યો હતો. આ પુલ ૨૩ વર્ષ ઉપર ખુલ્લો મુકાયો ત્યારથી માંડીને ૧૦૬ જણે તેના ઉપરથી કૂદીને આત્મહત્યા કરી છે.

સાનફ્રાન્સિસ્કો શહેરે દર બે લગ્નોએ એક કરતાં વધુ છૂટાછેડાના કેસો ગયા વરસે નોંધાવ્યા છે. આખા અમેરિકામાં દર ૧૨ લગ્નોએ પાંચ છૂટાછેડા નોંધાયા છે.

કરતી હતી તે ડરામણી, અભિમાની અને ક્ષુદ્ર અહં-તાનો નાશ તો તેણે વારે વરે ઝંખ્યો હતો પણ લેખક સમજાવે છે તેમ બ્રહ્મણ તરીકે, સાધુ તરીકે આ અહંતા સામેનો સંગ્રામ નિરર્થક હતો. વધારે પડતા જ્ઞાને વધારે પડતા મંત્રોચ્ચારણે, યજ્ઞયાગાદિ વિધિઓએ, અતિશય દેહદમને, અતિશય કાર્યે, અતિશય પ્રયત્ને માર્ગમાં અવરોધો ઊભા કર્યાં હતા. તે અભિમાનથી છલકાતો હતો. તે સૌથી એક એક ડગ આગળ જવા, સૌથી વધારે ચતુર, જિજ્ઞાસુ, પંડિત, સાધુ, પુરોહિત બનવા ઝંખતો હતો.' ઉપવાસ અને તપ દ્વારા એ અહંતાનો નાશ કરવામાં સિદ્ધાર્થ સફળ ન થયો. આખરે, 'મુક્તિ કોઈ ગુરુ દ્વારા શક્ય નહોતી.' એ વાત એને સમજાઈ.

પણ આ સાવ સાદી સીધી વાત એને સહેલાઈથી સમજાઈ હતી ? ના, એ માટે જ એને પેલી ઘડિયાળનો કાંટો પાછો મૂકવાની ફરજ પડી હતી. એ સમજણ પ્રાપ્ત કરવા માટે એને સાધુમાંથી સંસારી બનવું પડયું હતું, એ માટે તો ફરીવાર દુનિયામાં જઈને સત્તા, સ્ત્રી, સંપત્તિમાં જાતને ખોઈ દેવાનું, અંતરમાં રહેલા શ્રમણ અને પુરોહિતનો અંત આવે એ માટે શ્રેષ્ઠી, જુગારી, શરાબી અને ધનવાન બનવાનું તેને માટે આવશ્યક થઈ પડયું હતું. એટલે તો પેલો વિલાસી સિદ્ધાર્થ, ધનિક સિદ્ધાર્થ નાશ પામે એ માટે આટલાં બધા ત્રાસજનક વર્ષો એને વિતાવવાં પડયાં હતા. નિરર્થક શૂન્ય સમા જીવનનો, ગાંડપણનો પાઠ અંત સુધી શીખવો પડ્યો હતો.

કથાએ ચીંધેલો આ 'ગાંડપણનો પાઠ' દુનિયાના ડાહ્યાઓને બહુ કપરો લાગવા સંભવ છે. ધર્મ શી ચીજ છે. એ જાણવા માટે અધર્મના અનુભવનો આદેશ પણ 'ધર્મ'ના રખેવાળ ખેરખાંઓને 'અધર્મ્ય' જેટલો અસહ્ય લાગે તો નવાઈ નહિ. કોઈ ગુરુ દ્વારા મોક્ષપ્રાપ્તિ શક્ય નથી, એ વિચાર પણ ગુરુશાહીની શોખીન ભારતીય પ્રજાને અરુચિકર લાગવાનો ભય છે.

પણ તથાગત જેવાનું શરણું સ્વીકારવાનું માંડી વાળીને કમલા જેવી કામિનીને સંગે ગયેલો સિદ્ધાર્થ ખરેખર પોતાની મેળે જ મુક્તિ મેળવે છે ? આ પ્રશ્નનો ઉત્તર સહેલાઈથી હકારમાં નહિ આપી શકાય. સિદ્ધાર્થની જાણ બહાર પેલી મૂંગી સરિતા અને એથીય અદકો મૂગો એવો નાવિક વાસુદેવ સિદ્ધાર્થનાં ગુરુ બની રહે છે. અભણ અજ્ઞાની વાસુદેવના વ્યવસાયસહજ વ્યવહારજ્ઞાનમાંથી સિદ્ધાર્થને ઘણું ઘણું શીખવાનું મળે છે. અલબત્ત, એ નાવિકને રૂઢ અર્થમાં કોઈ 'ગુરુ' નહોતા સાંપડ્યા. એ અબુધ માણસે સઘળું શિક્ષણ સરિતા પાસેથી જ પ્રાપ્ત કર્યું હતું આ નદી પણ કલાત્મક રીતે કથાનું એક મૂક પાત્ર બની રહે છે. વાસુદેવ એને આ રીતે વર્ણવે છે: 'નદી સર્વજ્ઞતા છે તેની પાસેથી બધું પામી શકાય છે ..તમારી કોઈ ચીજ જતી નથી. તમે જે આપો છો તે પાછું આવે જ છે...આ પણ હું આ નદી પાસેથી જ શીખ્યો છું—'

સમગ્ર કથામાં પ્રવર્તી રહેલો સિદ્ધાર્થનો પુરુષાર્થ કાળનો ખ્યાલ દૂર કરવા માટેનો, નિર્વાણ અને સંસારને એકરૂપ કલ્પવા માટેનો લાગે છે સમય જેવી કોઈ વસ્તુ નથી, તેવું રહસ્ય એને નદી પાસેથી મળે છે. સરિતા સર્વત્ર સર્વ સમયે છે. તેના મુખ આગળ, તેના ધોધ આગળ, સર્વ સ્થળે એક જ સમયે એ છે. તેને માટે ભૂત નથી, ભાવિ નથી, છે માત્ર વર્તમાન ...વાસુદેવે નદી પાસેથી પ્રાપ્ત કરેલ આ જ્ઞાન પરથી સિદ્ધાર્થ પોતાના અનુભવનો તાળો મેળવે છે. શોક, યાતના, ભય બધું સમયજન્ય નહોતું ? માણસ કાળ પર વિજય મેળવે, કાલાતીત બને એટલે દુનિયાનાં સર્વ અનિષ્ટો પર, અગવડો પર એ વિજય નથી મેળવતો શું ?

જીવનની પરિપૂર્ણતા—ઓમનો અનુભવ—પણ સિદ્ધાર્થને વાસુદેવ આ સરિતાના પ્રતીક વડે જ સમજાવી શકે છે. સરિતાને સહસ્રવિધ કંઠ છે—રાજાનો, સૈનિકનો, આખલાનો, પંખીનો, ગર્ભવતી સ્ત્રીનો, શોકાર્ત માનવીનો.. આ દસ હજાર જેટલા અવાજ એક જ સમયે સાંભળવામાં કોઈ સફળ થાય ત્યારે એ કયો





શબ્દ ઉચ્ચારે છે ? ઓમ્ નદીના પ્રતિધ્વનિત થતા બહુભાષી ગીતમાંથી વાસુદેવ સિદ્ધાર્થને એક પરમ જ્ઞાનની પ્રાપ્તિ કરાવે છે. નદીનાં ગાનમાં સિદ્ધાર્થે પિતાનું, પોતાનું અને પુત્રનું ચિત્ર એકબીજામાં સંમિલિત થઈ જતું જોયું. સહુ નદીનાં અંગરૂપ બન્યાં હતાં. ઝંખવું, ઇચ્છવું અને સહેવું—સહુનું આ સમાન ધ્યેય હતું. ઝંખનાનું રૂદન, પ્રજ્ઞાનું હાસ્ય, રોષનો અવાજ, મૃત્યુનાં ડુસકાં, આ સમે પરસ્પર સંકળાયેલાં હતાં, હજાર રીતે એકબીજા સાથે વણાઈ ગયેલાં હતાં. આ સર્વ અવાજો, સર્વ ધ્યેયો, સર્વ ઝંખનાઓ, સર્વ શોક, સર્વ આનંદ, સદ્–અસદ્ તેમાંથી જ આ જગત્ બન્યું હતું...તેમાં રહેલા પૂર્ણ સ્વરૂપનું ધ્યાન એ ધરતો હતો ત્યાં હજારો અવાજનું મહાગીત એક શબ્દમાં ઉચ્ચારાતું એણે સાંભળ્યું. એ શબ્દ હતો ઓમ્–પૂર્ણતા...આમ, સિદ્ધાર્થના કિસ્સામાં, તથાગત પણ જે ન કરી શક્યા એ દુષ્કર કાર્ય એક અભણ હોડીવાળાએ કરી આપ્યું : સિદ્ધાર્થને નદીની પેલી પાર લઈ જવાનું—વાચ્યાર્થમાં તેમ જ રૂપકાર્થમાં.

આરંભમ, શ્રમણસંઘમાં રહેતી વેળા સિદ્ધાર્થે એના સહપાન્થ ગોવિંદને કહેલું : 'જે જ્ઞાન છે તે સર્વત્ર છે. આ જ્ઞાન છે આત્મા, જે મારામાં તારામાં, સર્વ પ્રાણીમાં છે. આવા જ્ઞાનના સૌથી મોટા દુશ્મનો હોય તો તે આ પંડિતજનો છે, આ પાંડિત્ય છે. તથાગતને જે રાતે બોધિજ્ઞાન થયું, એ રીતે સર્વ માનવીઓ માટે શક્ય ન હોય. હેસની આ કથાના નાયકને એવું જ્ઞાન એક સામાન્ય સરિતાને કાંઠે થાય છે દીનહીન માછીમારની ઝૂંપડી જ એને માટે બોધિવૃક્ષ બની રહે છે. આમ કરીને કર્તાએ જાણે કે બેવડું મૂર્તિખંડન કર્યું છે. સિદ્ધાર્થને મોઢે એ કહેવડાવે છે કે દરેક માનવી બુદ્ધ બની શકે છે. પણ એ બુદ્ધના અનુયાયી થઈને નહિ, સત્યના પારિવ્રાજક બનીને.

રોજ ઊઠીને નવીનોખી સંતશાહી, નવાનવા પલાયનપંથો, આશ્રમો, વિહારો, અર્વાચીનતાનો ઓપ પામેલ પણ વાસ્તવમાં તો પુરાણા ધોકાપંથી હઠયોગીઓનો ફાલ આજકાલ ફૂટી રહ્યો છે ત્યારે હરમાન હેસની આ નવલકથા બીજું કાંઈ નહિ તો ય એક આશ્વાસન તો આપી જ રહે છે કે કોઈ કોઈનો ઉદ્ધાર કરી શકતું નથી. દરેક માણસે, ખ્રિસ્તી પરિભાષામાં કહીએ તો, પોતાનો ક્રોસ પોતાને જ ખભે ઊંચકવાનો છે. મુક્તિ કે મોક્ષપ્રાપ્તિ કોઈ સંત, ઋષિ કે ગુરુની કરુણાકૃપા, કે દયા ઉપર જ અવલંબિત નથી, દરેક મનુષ્યના અંતરની અનુભૂતિ ઉપર આધાર રાખનારી છે. જ્યાં શૂદ્રો પણ મોક્ષના અધિકારી બની શક્યા છે એવી ઉદારદિલ ભારતીય પરંપરામાં આજે આ વાત ફરીવાર સમજાવવી પડે છે એ પણ વિધિની એક બલિહારી જ ગણવી ને ? નહિતર, કરુણામૂર્તિ બુદ્ધને પડછે કથાકારે માછીમારને અદકેરો મોટો મુક્તિદાતા શા કારણે બતાવવો પડ્યો હશે ?

આધ્યાત્મિકતા જેવા માલના વેચાણને બુવાશાહીના ઇજારા વિભાગમાંથી મુક્ત કરીને લોકશાહીના ખુલ્લા અનિયંત્રિત ક્ષેત્રમાં મૂકી આપવાની આ કથાની કામગીરી પણ ઓછી મહત્ત્વની નથી.

કથાનો ધ્વનિ, ઉપરની ઉક્તિમાં દેખાય છે એટલો સ્થૂલ નથી, પણ સૂક્ષ્મ છે. આખી કૃતિ મહદંશે સિદ્ધાર્થના આંતરમનની કથા છે. એના અલ્પસંખ્ય અન્ય પાત્રો અને ઘટનાઓ પણ સંજ્ઞાત્મક છે. ઘણાખરા પ્રસંગો પ્રતીકરૂપે જ યોજાયા છે. કથાવસ્તુ સાથે સમવેત સાધતી એની મિતભાષી લખાવટનું ગદ્ય એટલું તો અર્થઘન છે કે કોઈ પણ પરભાષામાં એને ઉતારવું કઠિન થઈ પડે. (સદ્ભાગ્યે એમાં ભારતીય જીવન અને ફિલસૂફીની જ વાત હોવાથી ભારતીય ભાષાઓ માટે આ અનુવાદ વધારે સુકર બની રહે છે, અને ગુજરાતીમાં એ વિશેષ પ્રાસાદિક અને આસ્વાદ્ય બની શક્યો છે.)

ઊઘડતી કથાએ દેખાતો ક્રિયાકાંડી, તરુણ, સિદ્ધાર્થ, ગૌતમ, કમલા, કામશ્રેષ્ઠી અને વાસુદેવના સંસર્ગ પછી જીવનની ઉત્તરાવસ્થામાં શ્વેતકેશી બનીને એના બાલમિત્ર ગોવિંદને કોઈક દિવ્ય શરના ઊંડા જખમ-

માથી વહેતા આનદનો અનુભવ કરાવી રહે છે એ આખીય પ્રક્રિયા કથાના બહિરગ કરતાય વિશેષ તો અતરગની જ બની રહે છે સિદ્ધાર્થના સ્મિતસતા વદનમા ગોવિદે પ્રવાહના રમતી એકતા જેવુ હજારો જન્મ-મરણમા વ્યાપી રહેતી એકસૂત્રતા જેવુ દર્શન કર્યું અને એમાથી એને કોઈક દિવ્ય શરતના ઊંડા જખમમાથી વહેતા નિરવધિ આનદનો જે અનુભવ થયો એ અનુભવ સહૃદય વાચકોનો પણ બની રહે છે એક કૃતિ માટે આ સફળતા ઓછી ન કહેવાય

વિશ્વસાહિત્યની આવી એક માતબર કૃતિ આપણી ભાષામા સુલભ કરી આપવા બદલ અનુવાદક તેમજ પ્રકાશક બને અભિનદનના અધિકારી છે.

★

['સમયના ક્ષીર-નીર'—૧૩ ના પાનાથી ચાલુ]

રાખી તેમા ઉકળાટ કરવાનુ આપણે માટે શુ વ્યાજબી હતુ ? અગ્નિ એશિયામા આપણે શી રીતે સહાયભૂત થઈએ છીએ તે ભગવાન જાણે ! છાપ તો એવી પડે છે કે સામ્યવાદી વલણ ધરાવનારાઓને રસ્તો કરી આપવા આપણે એમનુ ઓઠુ બની રહીએ છીએ એ પક્ષ વાચાળ વધારે છે સગઠન સારુ કરી શકે છે, અને ધમસાણ મચાવી જનતાનુ નામ લઈ આક્રમણો કરે છે શુ ભારત એ રીતોથી દોરવાય છે ? તો આપણે સમજવુ જોઈએ કે ક્રિમ્સ માત્ર લાલ રગનો ઝભ્ભો પહેરીને જ આવી જતો નથી દરેક દેશની ભૂગી લાક્ષણિકતાવાળી સસ્કૃતિ પણ એનો આધાર બની શકે છે

**નવા સાસ્કૃતિક શિરસ્તાનો અભાવ**

યાત્રિક ઉદ્યોગો અને રાજ્યની બહોળી સત્તા એ બે બાબતો પાછળ લશ્કરી બળ રાખીને જ કોઈપણ દેશમા સમૃદ્ધિ લાવી શકાય એવી આપણી દૃઢ માન્યતા થઈ ગઈ છે શુ ? આવા ખ્યાનથી સામ્યવાદી પદ્ધતિ કે સામ્યવાદી દેશો તરફ આપણે મમતા રાખતા થઈશુ તો કુદરતની થપ્પડ જરૂર વાગવાની છે સભવ છે કે આપણે વિકાસ કાજે અધીરા છીએ અને કદાચ એમ પણ હોય કે એમના બળને પિછાની એમને રીઝવવા માગતા હોઈએ પણ એ રસ્તો ડહાપણનો છે દાક્ષિણ્યનો માર્ગ નથી અને એવા મતથી બીજા દેશો સાથેના સબધો કલુષિત કરવાનુ ઉચિત નથી

સમૃદ્ધિ આવ્યા પછીયે આપણે કે બીજા કોઈ દેશને સસ્કૃતિનો ખ્યાલ તો કરવો જ પડવાનો સસ્કૃતિનુ દેવાળુ થોડો સમય નભી જાય પણ એનો ખ્યાલ વહોરી લઈને દેશ કદી ટટાર થઈ ના શકે પ્રજા કયારેય વિશ્વમાનવ ના બની શકે

આ સસ્કૃતિ એ કઈ ભૂતકાળને જીવત રાખવાની જ બાબત નથી ભૂતકાળમા જે કાઈ ચિતને અનુભવે, કુદરતના પરિબળોએ એકઠુ થયુ હોય એમાથી શુભ તારવી લઈને વર્તમાન સાથે મેળ બેસાડવો અને આગળના જીવન માટે સરક્ષણ અને સવર્ધન થાય તેવી પ્રણાલીઓ ચાલુ કરવી તે સસ્કૃતિ દરેક દેશને એના સજોગો અને એના પુરુષાર્થ વડે અમુક લાક્ષણિકતા પ્રાપ્ત થાય છે એ એની વિશિષ્ટતા થઈ દેશે દેશે એ જુદી પડવાની ને એવા વૈવિધ્યને લઈને સસ્કૃતિ રમણીય રહેવાની

પ્રાતે પ્રાતે અને દેશેદેશે સસ્કૃતિનુ ઘડતરકામ અણદીઠુ ચાલી રહ્યુ હોય છે સનાતની જાળવી રહેતી હોવાથી ભૂતકાળને વળગી રહેવાની વૃત્તિ સામાન્ય રીતે પ્રબળ હોય પણ કુદરતને એટલુ જ મજૂર નથી એના ક્રમમા નવીનતા રહેતી હોવાથી ફેરફાર આવશ્યક બને છે જે સસ્કૃતિ ભૂતકાળનુ ડહાપણ સ્વીકારી ભવિષ્યના સ્વપ્ના કાજે સાનુકૂળ કરી શકે તે સારી.

એ સસ્કૃતિને વિસારે પાડે એવી સમૃદ્ધિ ઝડપી હોય તોયે શુ ? આપણે એવા કયા નવા શિરસ્તા દેશના કારોબારના પાડયા છે કે સસ્કૃતિ વપરાશયોગ્ય રહે ને લોક એમાથી આધાર મેળવવાનો વિશ્વાસ રાખે ? પણ ચૂટણીના જગમા આવી કોઈ વાત પૂછાતી નથી!

★

# સાભાર પ્રાપ્તિ-સ્વીકાર

**શ્રીમદ્ભગવદ્ગીતા :** પાનાં ૧૦૪. ન. પૈ. -/૪૦. **ગીતાપદાર્થકોષ :** ગાંધીજી. પાનાં ૨૬૧. ન. પૈ. -/૫૦. **શ્રીમદ્ભગવદ્ગીતા : ગીતાપદાર્થકોષ :** પાનાં ૨૬૧. રૂ. ૧/-. **ગીતા-ત્રિપુટી :** પાનાં ૨૬૧. રૂ. ૧/૫૦. **અનાસક્તિ યોગ :** ગાંધીજી. પાનાં ૧૪૩. રૂ. ૧/-. **ગીતાબોધ :** ગાંધીજી. પાનાં ૭૫. ન. પૈ. -/૩૦. **પ્રેમપંથ-૨૦ :** દેસાઈ વાલજી ગોવિન્દજી. પાનાં ૧૫૬. ન. પૈ. -/૬૦. **બાપુના પત્રો ગંગાબહેનને :** સં. કાકા કાલેલકર. પાનાં ૯૬. રૂ. ૧/-. **વાલીપણાનો સિદ્ધાંત :** ગાંધીજી. પાનાં ૩૯. ન. પૈ. -/૩૦.—નવેયના પ્રકાશક : નવજીવન પ્રકાશન મંદિર, અમદાવાદ, ૧૪. **સર્વેશ્વર :** ગુણવંતરાય આચાર્ય. પાનાં ૩૦૪. રૂ. ૫/-. **કન્યારત્ન ૧-૨ :** 'સોપાન'. પાનાં ૩૮૨+૩૭૮. રૂ. ૧૨/-. **મીનપિયાસી :** ઈશ્વર પેટલીકર. પાનાં ૨૪૩. રૂ. ૪/-. **ભાઈબીજ :** 'ડોલક'. પાનાં ૫૧૪. રૂ. ૮/-. **નારી નમણું ફૂલ :** સારંગ બારોટ. પાનાં ૨૪૨. રૂ. ૪/-.—પાંચેયના પ્રકાશક : આર. આર. શેઠની કંપની, મુંબઈ, ૨. **વિચારરત્નો અને જ્યોતિ-ઝાંખી :** શ્રી અરવિંદ. અનુ૦ અંબાલાલ પુરાણી. પાનાં ૭૧. રૂ. ૧/૫૦. **રાષ્ટ્ર જીવનમાં કળા :** શ્રી અરવિંદ. અનુ૦ 'સુન્દરમ્'. પાનાં ૫૬. રૂ. -/૨૫.—બન્નેના પ્રકાશક : શ્રી અરવિંદ કાર્યાલય, પોંડીચેરી. **બાળક સાથે વાતો કેમ કરશો ? :** હરભાઈ ત્રિવેદી. **પબ્લિક સર્વિસ કમિશન :** જ્યોતીન્દ્ર મહેતા. **સમાચાર સંસ્થામાં :** જી. આર. પોદ્દાર. **સિંધી સાહિત્યમાં ડોકિયું :** મોહનદાસ ખિલનાણી. **આપણું અજાયબ શરીર :** ડૉ. જે. ડી. પાઠક. **ભાવો કેમ ઊંચા રહે છે ? :** નરોત્તમ શાહ. **ચામડીની સંભાળ :** ડૉ. જે. સી. શ્રોફ. **આપણાં ભજનો :** મુકુલભાઈ કલાર્થી. દરેકનાં પાનાં ૩૨, મૂલ્ય ન. પૈ. -/૪૦. **રવીન્દ્રનાથ ટાગોર :** ચિત્રકાર વી. એન. ઓક. ન. પૈ. -/૫૦.—નવેયના પ્રકાશક : પરિચય ટ્રસ્ટ, મુંબઈ, ૧. **એસ. એસ. સી. પરીક્ષા માટેની માર્ગદર્શિકા :** સં. ચંદ્રકાન્ત ર. શાહ. પાનાં ૧૩૪. રૂ. ૩/-. **સુલ્કી ખાતાના હિસાબો :** સં. એસ. સી. શેઠ. પાનાં ૯૬. રૂ. ૩/૫૦.—બંનેના પ્રકાશક ચંદ્રકાન્ત ચી. વોરા, અમદાવાદ, ૧. **માનવસૂત્ર :** રાવજીભાઈ મ. પટેલ. પાનાં ૨૬૮. રૂ. ૩/-. ભારત સેવક સમાજ, અમદાવાદ, ૧. **પ્રકૃતિ, સંસ્કૃતિ અને માનવ :** મગનભાઈ પ્ર. દેસાઈ. પાનાં ૫૮. ન. પૈ. -/૬૫. ગૂજરાત વિદ્યાપીઠ, અમદાવાદ, ૧૪. **આપણું ગુજરાત :** પ્રહ્લાદ પટેલ. પાનાં ૩૨. ન. પૈ. -/૦૭. જ્ઞાન કૌશલ્ય પ્રચાર સમિતિ, ચાણસ્મા. **પિતૃવંદના :** લે૦ પ્ર૦ ગોવિન્દભાઈ પટેલ. પાનાં ૩૬. ખાલસા કૉલેજ, મુંબઈ, ૧૯. **સ્મૃતિ :** લે૦ પ્ર૦ મંગળદાસ જ. ગોરધનદાસ. પાનાં ૫૫, મુંબઈ, ૪. **સંવેદન :** જીવણલાલ કવિ. પાનાં ૧૧૦. શિ. ૫/-. પંડ્યા પ્રિન્ટિંગ વર્ક્સ, મોંબાસા. **ગૃહસંચાલન :** ડૉ. લીલા શાહ. પાનાં ૨૯૬. રૂ. ૫/૭૫. ગૂર્જર ગ્રંથરત્ન કાર્યાલય, અમદાવાદ, ૧. **સદાચાર :** સી. જી. વાલેસ. પાનાં ૧૪૪. ન. પૈ. -/૭૫. સેંટ ઝેવિયર્સ કૉલેજ, અમદાવાદ, ૯. **સોહમ્ :** લે૦ પ્ર૦ 'સુધાંશુ'. પાનાં ૧૫૧. રૂ. ૧/૨૫. રામટેકરી પોરબંદર. **વા. મો. શાહનો સંસાર સુધારો :** સં. ત્રિભુવન વી. હેમાણી. પાનાં ૩૧૮. રૂ. ૪/૫૦. દેવચંદજી પ્રકાશન મંદિર, લીંબડી. **સરી જતું સુરત : ગરીબની ઝૂંપડી :** ધનસુખલાલ મહેતા. પાનાં ૨૧૬. રૂ. ૩/૨૫. **મનની માયા : જેવી છું તેવી :** પ્રાગજી ડોસા. પાનાં ૧૮૪. રૂ. ૨/૫૦.—બંનેના પ્રકાશક : એન. એમ. ત્રિપાઠી પ્રા. લિ., મુંબઈ, ૨. **એકલતાના કિનારા :** ચંદ્રકાન્ત બક્ષી. પાનાં ૨૦૦. રૂ. ૪/-. સ્વાતિ પ્રકાશન, મુંબઈ, ૩. **જીવનની પારાશીશી :** ડેરોથી કારનેગી. પાનાં ૩૦૮. રૂ. ૫/૭૫. ભાયાણી બૂક ડીપો, મુંબઈ, ૨. **મનોયાત્રા :** મધુકર રાંદેરિયા. પાનાં ૧૮૪. રૂ. ૪/-. વિજયા પ્રકાશન, મુંબઈ, ૬. **કાવ્યગંગ : દ્રુમછાયા :** પુરુષોત્તમ જો. ભટ્ટ. પાનાં ૧૦૪. રૂ. ૨/-. રવાણી પ્રકાશન ગૃહ, અમદાવાદ, ૧.



વી. માશોવ

# તાંબડીઓ ભરીને દૂધ દેતી ગાવડીઓ

સોવિયેત સંઘે શ્રી નેહરુને આપેલી ગાય રોજનું પાકો મણ દૂધ આપે છે. આટલું દૂધ આપતી ગાયની સંભાળ કઈ રીતે લેવાતી ..

મોસ્કોની ઉત્તરે કાલીનીન વિસ્તારમાં એક ખીણમાં થઈને મોલોગા નદી વહે છે. સમૂહખેતર આ ખીણમાં વસેલું છે. એ ફાર્મને હસ્તક અનેક ખેતરો છે. અને જંગલો પણ ત્યાં ઘણાં છે. આજુબાજુનાં ૨૩ ગામડાંઓના ખેડૂતો આ સમૂહખેતરમાં કામ કરે છે. તેમની સંખ્યા એક હજારથી પણ વધારે છે. એ સમૂહખેતરમાં આધુનિક યંત્રો વડે ખેતી કરવામાં આવે છે. ખેતી ઉપરાંત ફાર્મના ખેડૂતો પશુપાલન પણ કરે છે.

સાડાસત્તર હજાર એકર જમીનમાં વિસ્તરેલા આ સમૂહખેતરના અડધા ઉપરાંત ભાગમાં લીલા ઘાસના ચરા આવેલા છે. એટલે અહીં ડેરી—પશુપાલનનો ઉદ્યોગ સારો ખીલ્યો છે. આ ફાર્મમાં ૧૨૦૦ જેટલી ગાયો છે તેમાંની લગભગ બધી જ ગાય ઘણું દૂધ આપે છે.

બીજા વિશ્વયુદ્ધ દરમ્યાન આ સ્થળે જબ્બર લડાઈ જામી હતી નાઝી આક્રમણકારોએ આ સમૂહખેતરને એવું તો તારાજ કરી નાખ્યું હતું કે લડાઈ બાદ ખેડૂતોએ એકડે એકથી શરૂઆત કરવી પડેલી.

તે વખતે સારા પ્રમાણમાં દૂધ દેતા ઢોર ઘણી મુશ્કેલીએ મળતા. એટલે જે કંઈ ઢોર તેઓ પાસે ત્યારે હતાં તેમાંથી સુદૃઢ બાંધાની, ભારે વજનવાળી અને ઘણા વેતર આપી શકે તેવી ગાયો પસંદ કરી તે વડે નવાં ઢોર ઉત્પન્ન કરવા પ્રયાસ કરતા. વાછડાની પસંદગી કરતી વખતે તેની મા ઝાઝું દૂધ આપે છે કે નહીં તે તથા તે દૂધમાં ચરબીનું પ્રમાણ વધારેમાં વધારે છે કે નહિ તે ખાસ જોતા.

નવાં ઢોર ઉત્પન્ન કરવા માટે કઈ ગાય સાથે કયા આખલાનો સંયોગ કરવામાં આવ્યો, તેમનું વેતર કેવું આવ્યું, વેતર આવ્યા બાદ ગાયનું દૂધ કેવું અને કેટલું આવ્યું વગેરે બાબતોની આ સમૂહખેતરમાં વિગતે અને વ્યવસ્થિત રીતે નોંધ રાખવામાં આવે છે. આને લીધે ઢોરોનો ઉછેર તથા તેમને ખવડાવવા–પીવડાવવામાં સારો સુધારો થયો છે. ખેડૂતોએ ઢોરો માટે શક્તિપ્રદ ગોતાનો તથા શિયાળામાં બરફ પડે અને લીલું ઘાસ ન મળે ત્યારે ઢોરો સૂકું ઘાસ ચરી શકે તે અંગેનો પ્રબંધ કરેલ છે. આ સૂકા ઘાસચારાને કારણે અહીં દરેક ગાય વર્ષે ૩૦૦૦ લીટર—૧૬૫ મણથી પણ વધારે દૂધ આપે છે.

અન્ય પશુઓની માફક ગાય પણ એક ખોરાકથી કંટાળે છે એટલે આ સમૂહખેતરમાં તેમને માટે વિધવિધ પ્રકારનો, અજીવક તત્ત્વો, ખનિજ દ્રવ્યો તથા પ્રોટીનયુક્ત આહાર તૈયાર કરવામાં આવે છે. એમાં ૭ કીલોગ્રામ સૂકું ઘાસ, ત્રણ કીલોગ્રામ ઘાસના તણખલાં, દોઢ કીલોગ્રામ પોષક તત્ત્વોથી ભરપૂર ગોતું અને ત્રીસ કીલોગ્રામ ખાડામાં નાખીને સડવેલું ઘાસ પ્રત્યેક ગાયને આપવામાં આવે છે.

ઉનાળામાં રોજ ૧૫થી ૧૬ કલાક સુધી ઢોર બહાર ખુલ્લામાં ચરે છે. તદુપરાંત જરૂર પડ્યે તેમને લીલું ઘાસ પણ નીરવામાં આવે છે.

ગાય કેટલું દૂધ આપશે તથા તેનું વેતર કેવું બલિષ્ઠ થશે તેનો આધાર ગાય વસુકી જાય ત્યારે તેને અપાતા ખોરાક ઉપર બહુ આધાર રાખે છે. સમૂહખેતરમાં ગાયો દોહવાનું કામ કરતી છોકરીઓનું એમ માનવું હોય છે કે દૂધાળી ગાયની ખાવાપીવાની બાબતમાં જેટલી કાળજી રખાય તેટલી જ કાળજી ગાભણી ગાયની રખાવી જોઈએ કે જેથી તેનું વાછરું તંદુરસ્ત આવે, ગાય પોતે પણ સાજીતાજી રહે અને યોગ્ય સમયે ઘણું દૂધ આપે.

વેતર આવ્યા બાદ ગાય ઘણીવાર બરોબર દૂધ આપતી નથી. તેવા સંજોગોમાં ગાય દોહનારીઓ ગાયના

આંચળને ગરમ પાણીથી ધોઈ તેને કોરા કરે છે અને પછી આંચળને માલિશ કરે છે, માલિશની આ ક્રિયા ગાયને દોહતી વખતે એથી ત્રણ વાર કરવામાં આવે છે. આમ કરવાનો હેતુ એ હોય છે કે ગાયના આંચળ સુંવાળા, મોટા અને સ્થિતિસ્થાપક રહે કે જેથી તેમાંથી ઘણું દૂધ દોહી શકાય.

ગાયો દોહનાર છોકરીઓના જૂથમાં લીડીઆ વોલ્કોવા સહુની ઉપરી છે. તેનું કહેવું એમ છે કે ગાય વધારે દૂધ આપે તે માટે પ્રત્યેક ગાયની શું ખાસિયત છે તે જાણવું જરૂરી છે. તેને કયારે, કયો ખોરાક માફક આવશે અને કયારે તે કેટલું અને અને શું ખાશે-પીશે તે જાણવું જોઈએ. એના હાથ નીચે કામ કરતી બધી છોકરીઓ આવી રીતનું ધ્યાન આપે છે. ગાય જેટલા કીલોગ્રામ દૂધ આપે તે દરેક કીલોગ્રામ દીઠ ૨૦૦ ગ્રામ પોષક તત્ત્વોથી સભર એવું ગોતું ગાયને આપવાનો તેઓએ નિયમ જ રાખ્યો છે. જુદી જુદી ગાયોને તેમની વિશિષ્ટતા પ્રમાણે એક જ જાતનો ખોરાક પણ વિવિધ પ્રમાણમાં પૂરો પાડવામાં આવે છે. અને આથી ગાયો ઘણું દૂધ આપતી થઈ છે.

સમૂહ ખેતરમાંની દરેકે દરેક ગાયની ખાસિયત વગેરેનો અભ્યાસ કરવાનું કેટલું જરૂરી છે તેની વાત કરતાં લીડીયા વોલ્કોવાએ એકાદ બે દાખલા આપ્યા હતા. તે કહે છે કે 'પ્યોરસ્થા' નામની એક ગાય, જ્યારે વધારેમાં વધારે દૂધ આપવું જોઈએ તે વખતે પણ રોજનું ૫થી ૭ કીલોગ્રામ જેટલું દૂધ આપતી હતી. મને થયું કે આમ કેમ ? મેં એ ગાયનો અભ્યાસ કર્યો તો માલૂમ પડ્યું કે તે બરોબર ખાતી ન હતી. તેની ભૂખ ઊઘડે એ માટે મેં બટાકાના બારીક ટુકડા કરી તેને ખવડાવી જોયા. એકવાર તેને તે ભાવ્યાં એટલે બીજીવાર આપ્યાં. ત્યારથી તેના ખોરાકમાં મેં બટાકા આપ્યા જ કર્યાં. એનાથી તેનો ખોરાક વધ્યો. મને એ પણ જણાયું કે એ ગાયને દોહતી વખતે તેના આંચળ એકાદ બે વાર માલિશ કરીએ તો જ તે સારા પ્રમાણમાં દૂધ આપે છે એટલે મેં તેમ કરવા માંડ્યું. અત્યારે હવે એ ગાય શિયાળામાં રોજનું ૧૬થી અઢાર કીલોગ્રામ જેટલું દૂધ આપે છે.

'મુબ્બોક્તા' નામની એક બીજી ગાયને એવી ટેવ કે એક સાથે તે પૂરતું ખાઈ શકે નહિ. તેને દિવસ દરમ્યાન પાંચથી ૭ વાર થોડું થોડું નીરણ આપવા માંડ્યું. એટલે તે બમણું દૂધ આપતી થઈ ગઈ. હાલ તે દરરોજ ૨૨થી ૨૫ કીલોગ્રામ જેટલું દૂધ આપે છે. દરેક ગાય કેટલું દૂધ આપે છે તેના દૈનિક નોંધ ઘણી ઉપયોગી થઈ પડે છે. જો કોઈ દિવસે ગાય ઓછું દૂધ આપે તો દોહનારી તરત જ તેનું કારણ શોધી કાઢે છે અને તે દૂર કરવા ચાંપતા ઉપાયો અજમાવે છે.

ડેરીમાં કામ કરતા લોકો ખરા દિલથી ઢોરની માવજત કરે છે. તેમના એ પ્રયાસોની સારી કદર કરવામાં આવે છે. તેઓને સમૂહખેતરના સભ્યોએ નક્કી કરેલો પગાર તો મળે જ છે પણ તે ઉપરાંત ગાય દોહનારીઓ જેટલું વધારે દૂધ દોહવે તે પ્રમાણમાં તેમને વધારાનું વેતન અપાય છે. વાછડાની કાળજી લઈ તેને સારી રીતે ઉછેરનાર છોકરીઓને પણ અમુક વધારે રકમ પગાર તરીકે અપાય છે. આમ ગાય દોહનાર છોકરીઓ શહેરના કામગારો જેટલું સારું કમાય છે. લીડીયા વોલ્કોવા મહિને હજાર રૂબલ પાડે છે. તેની બેનપણીઓ સરેરાશ ૮૦૦થી ૯૦૦ રૂબલ કમાય છે.

સમૂહખેતરોને ડેરી ઉદ્યોગથી સારો નફો પ્રાપ્ત થાય છે જે રકમ ગ્રામ્યસુધારણા માટે તથા ગામડાના લોકોના જીવનધોરણ અને તેમનું સાંસ્કૃતિક સ્તર ઊંચું લાવવા માટે વપરાય છે.



અમેરિકામાં મોટરોની સંખ્યા છેલ્લાં ૫૦ વર્ષમાં ૧,૦૦૦થી વધીને ૭ કરોડ થઈ છે. પરિણામે હવાનો બગાડ અતિશય વધી ગયો છે. લોસ એન્જેલસ [ કેલિફો૦ ]માં ગણતરી છે કે, દરરોજ ૩૪ લાખ રતલ હાઈડ્રોકાર્બન તત્ત્વ હવામાં ફેંકાય છે.



જીવન એ જ સંઘર્ષ છે. એ સંઘર્ષમાંથી પસાર થઈ સુખી જીવન જીવી જાણવું એ જ જીવન જીવવાની ખરી કળા છે. સંઘર્ષ વગરનું જીવન સંભવી જ ન શકે. કોઈને કંઈ ને કોઈને કંઈ એમ નાની મોટી મુશ્કેલીમાથી પસાર થવાનું હોય જ છે. ક્યારેક એવા નાના નાના પ્રશ્નો મૂંઝવી નાખે છે ત્યારે તેનું નિરાકરણ આપણી પાસે નથી હોતું. એનું પણ કારણ છે અમુક બંધાઈ ગયેલી દૃષ્ટિથી જ જોવા આપણે પ્રયત્ન કરીએ છીએ.

લગ્ન જીવન એટલે સંપૂર્ણ સુખમય અવસ્થા એવી માન્યતા લગભગ આપણામાં પ્રવર્તતી હોય છે સાચી વાત છે. લગ્નમય જીવનમા જેટલો આનંદ છે એટલું દુખ પણ છે અને દુઃખ બન્નેને એક જ સાથે જીરવવાના છે તેનાથી જો ગભરાયાં કે વધુ પડતાં પ્રભાવિત થયાં તો અંતે તે જીરવી શકાવાતું નથી. સંઘર્ષને સંઘર્ષ માત્ર ન બનાવવો અને પુરુષાર્થ કરી જીવી બતાવવું તે જ જીવન છે એમ માનીશું તો ક્યારે પણ મનની જુદાઈનો અનુભવ નહિ થાય.

આજે તો લગ્નજીવનના આનંદની કલ્પના, એ સુખમય અવસ્થાની કલ્પનાની આડે કોઈ પણ વસ્તુ આવે છે ત્યાં 'તું તારે રસ્તે, હું મારે રસ્તે'ની ભાવના જાગૃત થાય છે. ત્યાં બાંધછોડની વૃત્તિ જ નથી હોતી. આ બનવાનું કારણ પણ સ્વભાવનો અને અભિરુચિનો ભેદ છે. બન્ને ભિન્ન ભિન્ન વાતાવરણમાથી આવતી વ્યક્તિઓ વચ્ચે આ પ્રશ્ન તો ઉદ્‌ભવવાનો જ. અને એવાં વિઘ્નોમાંથી પસાર પણ થવાનું જ છે તો જ બન્ને વ્યક્તિઓને લાંબે ગાળે એક થવાનો, વિકાસ સાધવાનો હેતુ સફળ થશે. એ હેતુને સિદ્ધ કરવાનું, સફળ બનાવવાનું આપણા પોતાના જ હાથમાં છે. એકમેકના વિચારોને અનુકૂળ થવાનો, બન્ને તેટલી બાંધછોડ કરીને એકમેકને અનુરૂપ થવાનો સાચો રાહ લગ્નજીવનમાં જ ડગલે ને પગલે લેવાવો જોઈએ, ત્યારે જ લગ્ન સાચું જીવન ગણાશે. સંઘર્ષ ત્યાં એવો વહેતો રહેશે કે તે વહેતા જીવનને ક્યારેય રોકી નહિ શકે.

બે ભિન્ન ભિન્ન મત ધરાવતી વ્યક્તિઓનો ગમે તેવો મનમેળ હોય તો ય વ્યક્તિત્વનો તેજોવધ હંમેશ થવાનો જ. અને તે પણ લગ્નજીવનમાં સંઘર્ષ ઊભો કરે. એ સંઘર્ષ ઊભો થતાં જ ડામવાની વૃત્તિ કેળવવી રહી



## ધીરજમાં ધરણીધર

નીલમ એના પતિના આકરા સ્વભાવની હમેશાં ફરિયાદ કરતી : 'એમનો સ્વભાવ ગુસ્સાવાળો છે એટલે વાત વાતમાં તે ચીડાઈ જાય એ તો જાણે સમજી શકાય છે. કારણ કે કોઈનું સહેજ પણ તે સાંખી શકતા નથી એ હું જાણું છું. પણ સ્વભાવ સ્વભાવ કરીને હવે ક્યાં સુધી છાવરવું ? બોલવા બેસે ત્યારે ભાન જ ન રહે. ક્યારેક હસી કાઢીએ પણ બાળકો ઘરમાં હોય ત્યારે તેમ કરીએ એ પણ ખરાબ. એ ગુસ્સાને કારણે બાળકો તો એવાં થથરે કે એ જ્યારે ઘરમાં હોય ત્યારે દસ ગાઉ દૂર ભાગે. ક્યારેય સાથે જમવા ન બેસે. અરે, એમના રૂમમાં કારણ વગર જાય જ નહિ. કોઈ વાર તો હું પણ સામી થઈ જાઉં છું. અને જાણે એવું ભયંકર દૃશ્ય થઈ જાય છે કે ન પૂછો વાત. આવા સ્વભાવ માટેનો કોઈ રસ્તો બતાવો ને ?'

સ્વભાવને માટે તો આપણે શું કરી શકીએ ? નીલમે પોતે જ મક્કમ થવું જોઈએ. બીજું એ કે એવું કારણ એમને ન આપવું જોઈએ. અને બાળકો ખાતર પણ એમણે શાંતિથી પતાવટ કરવી જોઈએ. નહિતર બાળકો ઉપર આની વિપરિત અસર થાય. એમની ખામી ઘરમાં બધાંને નડે છે, તે વિચારીને પણ બાળકોના ભાવિનો ખ્યાલ કરવો જોઈએ.

નીલમની વાતોને અંતે એમ લાગ્યું કે બન્ને પતિ-પત્નીને સારું બનતું હતું. બીજો કોઈ ખાસ પ્રશ્ન નહોતો. પરંતુ તેમના પતિના સ્વભાવમાં બાંધછોડ વૃત્તિ તેમજ જીરવવાની વૃત્તિ નહોતી. એટલે તે નાનામાં નાની વાત ઉપર ગુસ્સે થઈને જ જવાબ વાળતા. ઘણીવાર તેમને પસ્તાવો થતો પણ પોતાની ભૂલ કબૂલ કરીને નહિ. તેમની જીદ સંતોષવા નીલમને નમતું જોખવું જ પડે.

નાનપણથી પોષાયેલો સ્વભાવ એકદમ બદલાય તે તો અસંભવિત હતું. પરંતુ થોડા સમય પછી નીલમે કહ્યું કે, 'મારા મત વિરુદ્ધ થઈને પણ ક્યારેક તો ખૂબ નમતુ આપ્યું છે. પરિણામે તેમના મન ઉપર ખૂબ અસર થઈ છે અને હવે ગુસ્સો નહિ કરવા કબૂલે છે, એટલું જ નહિ પણ પહેલાં જેવો ગુસ્સાનો પ્રકાર રહ્યો નથી. બાળકો સાથે જરા વધારે હળે છે. એટલે બાળકોનો ડર પણ કાઢી શકાયો છે. અને બાળકો પણ પોતાના પિતા સાથે આનંદથી વાતો કરે છે. મને લાગે છે કે ધીમે ધીમે તેમનો સ્વભાવ બિલકુલ શાંત થઈ જશે.'

નીલમની ધીરજ અને દૃઢતા દ્વારા મળેલી સફળતા જોઈ મને ખૂબ આનંદ થયો.

નીલમ જેવી અસંખ્ય બહેનોને આજે શોષાવું પડતું હોય છે. પુરુષ એટલે સ્ત્રી ઉપર હક જમાવનાર જ એવી આપણી સામાજિક માન્યતા થઈ ચૂકી છે. એ માન્યતામાં ફેરફાર કરવાનો આપણો સુધરેલો કહેવાતો સમાજ પણ કેમ વિચારી ન શકે ?

એટલે જ નીલમ જેવી સંતોષી બહેનો ગમે તેટલી સહનશીલતા કેળવીને અને પોતાના મનને પણ મારીને પણ સાચો દાખલો પૂરો પાડે છે એ દાખલો બધા અંગીકારે તો ?

## માંદગીમાં રાહત

માંદગી દરમિયાન સગાંસંબંધીને ત્યાં ખબર કાઢવા જવાનો એક સામાજિક રિવાજ છે દરેક વસ્તુની બે બાજુ હોય છે તેમ આ રિવાજની પણ બે બાજુ છે એના સારાં નરસાં બન્ને પરિણામો અનુભવાય છે.

રમેશભાઈને અચાનક હાર્ટ ઉપર અસર થઈ ગઈ. તાત્કાલિક ડૉક્ટરને બોલાવી સારવાર આપી ડૉક્ટરની સલાહ મુજબ દર્દીએ કોઈની પણ સાથે વાત ન કરવી અને માત્ર સારવાર કરનાર સિવાય બીજી કોઈ પણ વ્યક્તિને દર્દીના રૂમમાં ન આવવા દેવી તેવી કડક સૂચના આપવામાં આવેલી.

રમેશભાઈની રહેવાની જગ્યા ઘણી નાની હતી એટલે તેમને માટે અલગ રૂમની વ્યવસ્થા થઈ શકે તેમ નહોતું. તેમનાં પત્ની અને બાળકોના મન ઉપર ચિંતાનો બોજો હતો અને દર્દીની સારવારની જવાબદારી તો હતી જ. સગાંવહાલાંમાં ખબર પડતાંવેંત એક પછી એક ખબર કાઢનારાંઓની કતાર શરૂ થઈ.

રમેશભાઈનાં પત્ની દર્દી પાસે રહે કે આવનારા સાથે બેસે એ પ્રશ્ન ઉપસ્થિત થતાં પહેલાં તેમનાં કાકીએ એ જવાબદારી શિર પર લઈ લીધી. અને કહ્યું કે નાની કોઠારની રૂમ છે તેમાં બધું સરખું કરીને જગ્યા કરીએ એટલે આવનારને ત્યાં બેસાડાશે. એ રૂમ દર્દીના રૂમથી જરા દૂર પણ હતી એટલે બીજો ઘોંઘાટ કે કંઈ જ ત્યાંસુધી પહોંચી શકે તેમ નથી.

અને રેખાબેનનાં કાકીએ તો સરસ સગવડ કરી નાખી. જે આવે તેની સાથે રમેશભાઈની તબિયતની વાત કરે અને સાથે સાથે કહી પણ દે કે ડૉક્ટરે તેમની પાસે જવાની ના પાડી છે એટલે કોઈ દર્દી પાસે જવાનો આગ્રહ જ ન કરે એથી વિશેષ અમુક પ્રકારનાં સગાં પાસે તો ઘરનું કામ પણ—જેવું કે ઘઉં વગેરે સાથે રહીને સાફ પણ કરાવી નાખે. આમ તેઓ થોડા કલાક આવે તે કલાકો દરમિયાન ઘરનાંને મદદરૂપ થાય અને રેખા-બેનને રમેશભાઈને બરોબર સાચવવા સૂચવે અને શકય મદદ કરી રાહતરૂપ બને.

રમેશભાઈની અઠવાડિયુ લંબાયેલી માંદગીની ખૂબ જ વ્યવસ્થાપૂર્વક, સાવચેતીપૂર્વક દરકાર લેવાઈ અને જલદી સારા થઈ ગયા. પછી એક મહિનો આરામ લીધો એટલે બિલકુલ સારા થઈ ગયા આમ ખબર કાઢવા આવનારાઓને બીજી કોઈ તક ન મળી.

## રિવાજની ઊંધી બાજુ

કેતકી બાળ–બચ્ચાંવાળી હતી કુટુંબમાં કોઈ મદદ કરનાર હતું નહિ. માંદે સાજે તેને ઠીક ઠીક મુશ્કેલીઓ પડતી હતી. બાળકોમાંથી કોઈ માંદું પડે તો પણ ઘરની જવાબદારી અને બાળક પાસે સતત બેસી રહેવાનું, પણ કેતકી ક્યારેય કંટાળતી નહિ સતત શ્રમ ઉઠાવી ઘર અને માંદગી બન્નેને સાચવતી.

એક વખત કેતકી માંદી પડી ડૉક્ટરે ટાઈ-ફોડ તાવ કહ્યો. એની સૌથી મોટી બેબી ૯ વર્ષની હતી. અને તેના પતિ સિવાય બીજું કોઈ હતું નહિ. તેના પતિ નોકરીમાંથી રજા

લઈને ઘેર રહ્યા. પણ માંદગી અને ઘર બન્ને સાચવવા તેમને માટે અઘરાં હતાં. મદદ માટે તેમની બેનને બહારગામથી તાત્કાલિક બોલાવી લીધી. એમને મુશ્કેલી ખબર કાઢવા આવનારાઓની પડવા માંડી. જે આવે તે જાત જાતની વાતો કરીને ચાલ્યા જાય. 'ટાઈફોઈડ છે એટલે સંભાળજો. મારાં ફલાણા ....ને થયો હતો ત્યારે આ દવા આપી હતી ને તે આપી. મોટા ડૉકટરને બોલાવ્યા પણ કેસ બગડી ગયો.' વગેરે જુદાં જુદાં દર્દીઓની વાતો દર્દીની પાસે થવા લાગી. પણ કોઈ ઘરમાં મદદ કરવાનું નામ ન દે. બહુ બહુ તો ઊઠતાં ઊઠતાં એમ કહી જાય કે મારી જરૂર હોય તો બોલાવજો. પણ એક ટાંપુ કરવાનું સૂઝે નહિ.

કેટલીક વ્યક્તિઓ એવી હોય છે કે માંદગીની ખબર આપી ન હોય તો તેમને ખોટું લાગે. અને ખબર આપીએ ત્યારે એવી મુશ્કેલી ઊભી કરે કે ન પૂછો વાત. સગાં હોય એટલે ન છૂટકે આવીને હાજર રહે. પરંતુ એમની હાજરી પણ દુઃખદ નીવડે.

એક વખત નાનો આસુ માંદો પડ્યો. ન્યુમોનીઆ પર તાવ ગયો. તાવ અને કફનું જોર ઘણું. આસુ એની માને બિલકુલ ખસવા દે નહિ. એ જો ઊઠે તો તરત રડવા માંડે. કેતકી ખૂબ ચિંતાતુર બની હતી. ઘરમાં બીજું કોઈ કરનાર નહિ અને રસોડાની જવાબદારી એટલે કરવું શું? એકાદ વસ્તુ કરીને ચલાવી લેવા માંડયાં.

આસુની ફોઈ અને કાકી આવ્યાં. આવ્યાં એવાં જ ગરજવા લાગ્યાં: 'આટલી બધી ખરાબ તબિયત થઈ અને અમને કેમ કહેવરાવ્યું નહિ?' પણ ખબર પડી ને આવ્યાં પછી એમને ત્યાં રહેવાનું કે મદદ કરવાનું સૂઝયું નહિ. થોડીવાર બેસીને ઘેર ચાલ્યાં ગયાં. બીજાં એક સંબંધી બહેન આવી પહોંચ્યાં અને ઘરનો બધો ભાર ઊપાડી લીધો અને સૂઈ પણ રહ્યાં જેથી કેતકીને ઘણી રાહત થઈ. સહારો અને આશ્વાસન પણ મળ્યાં. બીજે દિવસે સવારે કાકી આવ્યાં અને પેલાં બહેનને જોયાં એટલે પૂછયું: 'તમે હજુ અહીંઆ જ છો?' જ્યારે તેમને ખબર પડી કે એ તો રાત્રે પણ ત્યાં જ સૂઈ રહ્યાં હતાં, ત્યારે તેમની આંખ ઊઘડી.

## સ્વભાવની વિચિત્રતા

સંયુક્ત કુટુંબમાં રહેતાં કમળાબેનને જોતાં જ તેમનો અસંતોષ પરખાઈ આવતો. કુટુંબ બહુ મોટું નહોતું પરંતુ અમુક રીતભાત અને સ્વતંત્રતાને અભાવે ક્યારેક ખૂબ નારાજ રહેતાં. તેમના પતિ રાજુભાઈની આવક ઓછી હતી જ્યારે મોટાભાઈની આવક વધુ હતી. એટલે પણ કેટલેક અંશે એમને દબાયેલા રહેવું પડતું.

રાજુભાઈ આ બધું સમજતા હતા. પરંતુ બન્ને ભાઈઓને સારું બનતું હતું એટલે જુદા થવાનું કહેવું વ્યાજબી નહોતું લાગતું. જ્યારે કમળાબહેનનો ઝઘડો એક જ હતો કે જુદા રહીને આપણે આપણી શક્તિ પ્રમાણે ચલાવીશું. પણ કોઈના ઓશિયાળાં તો નહિ. હવે કયાં સુધી રોજ સાંભળવું!



કમળાબેન સ્વભાવે મળતાવડાં ખૂબ અને વાતોડિયાં પણ એવાં જ. ઈર્ષાળુ સ્વભાવ તો મનુષ્યજાતને વરેલો છે તેમાથી તે પણ બકાત કેમ રહી શકે ! અધૂરામાં પૂરુ એમને એકેય બાળક 'નહિ. એમને બાળક નહોતાં થતાં એવુ નહોતું. અધૂરે ,જન્મેલાં બેઉ બાળક આ ફાની દુનિયામાં રહી ન શકયાં હવે દુઃખ તો મનમાં હતું જ. તેમાં દેરાણી જેઠાણીને બને નહિ. કમળાબેનનો વટ જરા જબરો, સમાધાન કે શાતિની તેમની પાસે વાત જ ન હોય. કંઈ થાય એટલે પતિથી માંડીને ઘરની દરેક વ્યક્તિ સાથે થોડા દિવસનાં અબોલા મોઢું તો ચઢાવેલુ જ રાખીને ફર્યા કરે.

કમળાબેન એમની બેનપણી પાસે જઈ ઊભરો ઠાલવી આવે. અને સાંત્વન મેળવે. એ વચ્ચે રહીને સમાધાન પણ કયારેક કરાવી આપે બેનપણી આટલુ લાગણીથી કરે છતાં એની પણ ઈર્ષા કરે. બીજાની પાસે તો ઠીક પણ ખુદ એની પાસે પણ એનું ખરાબ બોલે એ કંઈ જાણતાં હોય તેની શિખામણ બાધા જ બેઠા હોય ત્યારે આપવા બેસી જાય : 'તું તો ભારે જિદ્દી. 'એમને' ન ગમતું ન કરવુ જો અમે પણ આ છોડી જ દીધુ ને ?'

પહેલા અનુભવે જ ખ્યાલ આવી ગયો કે કમળાબેનને કંઈ કહેવા જેવું નથી. એ બધું બોકી જ નાખે છે. એમના મનમાં કંઈક એવું પણ ખરું. પોતાનું સારું હોય ત્યારે બીજાનું સહેજ ખરાબ હોય તો તે રાજી થાય. એક બેનપણી બીજીનું બગાડવામાં રાજી હોય એને બેનપણી કહેવાય જ કેમ ?

આમ કમળાબહેનની સ્વભાવ–વિચિત્રતા વધતી ગઈ અને આખરે તે શારીરિક અને માનસિક એવી બેવડી વિકૃતિમાં પરિણમી કમળાબહેન કયારેય શાત અને સ્વસ્થ ન દેખાતાં. હમેશાં દરેકની ખોડખાંપણ જ કાઢ્યા કરે. હમેશાં દરેકની કાળી બાજુ જ જોયા કરે કોઈનું સારુ તેમને દેખાય જ નહિ

અચાનક મારે તેમની સાથે એકવાર ગાડીમાં ભેટો થઈ ગયો. વાતમાં ખબર પડી કે એમની બહેનપણીને જે શિખામણો આપતા હતા તેમાંની એકેય તે પાળી શકતાં નહોતાં. મેં તે જ દિવસે તેમને સમજાવ્યું કે કોઈના દિલને દુભવવામા તો તમે વધુ હેરાન થશો. કેટલાય દાખલાઓ આપ્યા. તેમને એ બધી વાત ગળે ઊતરી કે નહિ એ તો મન ખબર ન પડી.

પણ તેમની બહેનપણીએ એક દિવસ મારી પાસે આવીને એ જ જૂની ફરિયાદ કરી. કમળાબહેનને ઊલટી એને ધમકાવી નાખેલી મેં તેના વિષે જાણેલી બધી વાતો જ કમળાબહેને એ સંભળાવી હતી અને એ કમળાબહેનની તાબેદાર હોય એમ તેને ધમકાવી હતી એ તો વધારામા.

★

# ગ્રંથસમીક્ષા



**પડઘા અને પડછાયા : ૧-૨ :**

[ લે. પન્નાલાલ પટેલ; પ્રકાશક, રવાણી પ્રકાશન ગૃહ, ટિળક માર્ગ, અમદાવાદ, ૧; મૂલ્ય : બેઉ ભાગનું મળીને રૂ. ૧૧/- ]

પ્રથમ 'જન્મભૂમિ–પ્રવાસી'માં હપ્તાથી ચાલુ નવલકથા તરીકે પ્રગટ થયેલી શ્રી પન્નાલાલ પટેલની આ સામાજિક નવલકથા તેના લેખકની ઘણી પુરોગામી નવલકથાઓની માફક એક પ્રણયકથા છે. પ્રણયકથા રસજમાવટ કરીને માંડીને કહેવાની શ્રી પન્નાલાલને અણુવી ફાવટ છે. એ ફાવટ હજુ એમને છોડી નથી ગઈ એની ખાતરી આ કથા પણ કરાવે છે; પછી ભલે એમના પ્રશંસકો કહેવા માંડે કે ઊંહું, આ કંઈ 'મળેલા જીવ' કે 'માનવીની ભવાઈ' જેવી તો નહિ, તો ય. (આ 'તો ય' વાળી રચના પન્નાલાલનો ચેપ!).

વસ્તુદષ્ટિએ વિચારતાં આ નવલકથામાંની પ્રણયકથાના બે કાંડ પડી જાય છે: એક આગલી પેઢીને સ્પર્શે છે, બીજો નવીને. આજની પેઢીના કથાનાયકના પિતા અને નાયિકાની માતાનો પરિણય સુધી ન પહોંચી શકેલો પ્રણય કથામાં પ્રસ્તુત નથી એટલે ભૂતકાળની ઘટના તરીકે, સરલાબેનના હૈયામાં ક્યારેક ક્યારેક સ્મૃતિક્ષોભ જગાવતી ઘટના તરીકે, તેનું યથાવશ્યક સૂચન જ કથામાં કરવામાં આવ્યું છે. નાયકનાયિકાની પિતૃપેઢીને સ્પર્શતો આ પ્રણયકથાનો એ પૂર્વકાંડ આમ કથામાં સૂચિત જ રહે છે, અને પીઠ-ઝબકાર તરીકે સરલાબેનના અંતરની મથામણ તથા એમનો ભૂતકાળ અને જીવતકારુણ્ય રજૂ કરતી વેળા વાર્તાકાર એનો ઉલ્લેખ કરે છે. કથાની પ્રત્યક્ષ રંગભૂમિ પર તો વણિકપુત્રી ઉમા અને ડ્રાઇવરી કરતા તાલુકદાર-પુત્ર કિશોરના પ્રણયનું નાટક, પ્રણયના આરંભથી માંડી આ પ્રકારના પ્રણયને નડતાં વિઘ્નોથી એની ઉત્કટતા વધારી એના સુખદ અન્ત સુધી ભજવાય છે.

શ્રીમંત વિધવા સરલાબેનને ત્યાં મોટર–ડ્રાઇવર તરીકે નોકરી કરવા આવતા કિશોરસિંહના—પૌરુષભર્યાં દેહ અને મુખકાન્તિથી સરલાબેનની કોલેજમાં ભણતી પુત્રી ઉમા પ્રથમ દર્શને જ તેના પ્રત્યે આકર્ષાય છે અને પછી આધુનિક યુવતીની પ્રગલ્ભતાથી પોતાના તેના પ્રત્યેના આકર્ષણને ક્રમશઃ વ્યક્ત પણ કરતી જતાં કિશોરસિંહમાં પણ તેવા જ પ્રતિભાવ જગાડે છે. શહેરી કોલેજિયન શ્રીમંત પુત્રી ડ્રાઇવરના પ્રેમમાં પડે એ પોલપત્રિકાનો કોઈ કિસ્સો ન લાગે એવી ગોઠવણ, શ્રી પન્નાલાલે કિશોરસિંહને સંસ્કારી રાજભાયાત વજેસિંહનો મેટ્રિક થયેલો અને મોટર–મિકેનિકના કામની થોડી જાણકારીવાળો પુત્ર બનાવીને તેમ જ વખાના માર્યાં આ નોકરી સ્વીકારવા છતાં વર્તનમાં રજવાડી સંસ્કાર દેખાડતા ડ્રાઇવર તરીકે આલેખીને, કરી છે. ઉમા અને કિશોરને બદ્ધાનુરાગ બનાવ્યા પછી વાર્તાકારે એમના પ્રણયની ઉત્તરોત્તર થતી રહેલી વૃદ્ધિની સાથોસાથ એને તાવે અને આડે આવે એવાં જે વિઘ્નો ગોઠવ્યાં છે તેમાં સરલાબેન યાત્રાએ ગયાં ત્યારે બંગલાનો વહીવટ જેને બોલાવીને સોંપતાં ગયાં એ એમની મોટી દીકરી અને ઉમાની બેન ચિત્રાની તથા તેનાં કરતૂતમાં સહાયક બનતાં તેનાં કોઈની લગભગ ખલપાત્રો જેવી અને કથાને થોડીક નાટક સિનેમાશાઈ ઘટનાઓ પૂરી પાડતી

કારવાઈનું સ્થાન બાહ્ય દૃષ્ટિએ એટલે કે કથાને જરૂરી બાહ્ય સંઘર્ષ તરીકે ઓછું નથી. પણ મોટું વિઘ્ન છે સરલાબેનના જ અંતરનો આવા પ્રણયના લગ્નમાં પરિણમવા સામેનો વિરોધ.

અહીં વાર્તાકારે કુશળતાથી નાટ્યહ્રાસનો ઉપયોગ કર્યો છે. જે સરલાબેનને એમની યુવાનીમાં ઊગેલા વજેસિંહજી પ્રત્યેના પ્રેમ સામે એમના પિતાના વિરોધને લીધે જીવન સાવ બીજે જ પાટે ચડી ગયાનો નિત્યનો દાહક અસંતોષ વેઠવો પડે છે એ પોતે પણ પોતાના પિતાના જ રાહે ચાલી સામાજિક પ્રતિષ્ઠાના ખ્યાલે ઉમાના પ્રેમને અનુમતિ આપતાં નથી! વાર્તાકારને કથાનું શીર્ષક સાર્થ કરાવવું છે, એટલે એમણે મા પોતાની જુવાનીમાં ક્ષત્રિય રાજકુમારના પ્રેમમાં પડી હતી તેમ દીકરી પણ એ જ પ્રકારના પ્રેમમાં પડી, અને માતામહે જેમ પોતાની પુત્રીના એવા પ્રેમને લગ્ન સુધી પહોંચવા દીધો નહિ તેમ એ પુત્રી તેની પુત્રીના એવા જ પ્રેમને લગ્નમાં પરિણમવા દેવાની આનાકાની કરે છે, એમ યોજ્યું છે. આમ પિતૃપેઢીના જ પડધા ને પડછાયા સંતાનપેઢીમાં લેખક દેખાડે તો છે, પણ જમાનો આગળ વધ્યો છે એનુંય ચિત્ર એણે આપવાનું તો છે જ તેથી સરલાબેને પિતાએ તેને પરણાવ્યાં તેમ પરણી લીધેલું એમ ઉમા કરતી નથી, એ તો કિશોર સાથે જ જોડાવા મક્કમ રહે છે, એમ એમણે બતાવ્યું છે. સરલાબેનનો વિરોધ પણ કિશોરના રજપૂતપણા સામે નથી—એ રીતે એના પિતાશ્રી એ જમાના પ્રમાણે આગળ છે—પણ એ મામૂલી ડ્રાઇવર છે એટલા માટે છે. કેમ કે જ્ઞાતિ પરથી વાત શેઠ અને નોકરના સામાજિક દરજ્જા પર આવી છે. એ ડ્રાઇવર ગામધણી વજેસિંહનો પુત્ર છે એ અભિજ્ઞાન થતાં એ વિરોધ સાવ છૂ થઈ જાય છે. આમ નિરૂપીને નવી પેઢી આગલીના પડઘા ને પડછાયારૂપ હોય તો યે તેનાથી થોડી આગળ ગઈ છે, નવા જમાનાએ એનાં માનસિક વલણો ને સામાજિક ખ્યાલોમાં ઘટતું પરિવર્તન આણ્યું છે, એવું શ્રી પન્નાલાલે સૂચવ્યું ગણાય. પણ એ તો બેગાબેગું થઈ ગયેલું કામ. શ્રી પન્નાલાલે સભાનતાથી આમ સાધ્યું નયે હોય. એમનું લક્ષ્ય તો દુનિયાની ને દુનિયાદારીની રૂકાવટો સામે અણબુઝાયેલા અને અણનમ રહેના પ્રેમની એક વધુ —પહેલાંની એમની કથાઓમાં ગામડાંની હતી તો આ શહેરી—કથા રજૂ કરીને પ્રેમનું જ ગૌરવ કરવાનું હતું. ને એ કામ તો એમની નવલકથા તરીકેની ખાસ આવડત છે. સરલાબેન કુમાર વજેસિંહજીનાં સહચારિણી જીવનમાં ન થઈ શક્યાં તો નમાલા શ્રીમંતને પરણી તેનાં સંતાનોની માતા થઈ, અકાળે વિધવા બની, પછી બાબુભાઈ જોડે કામસંબંધ બાંધી, એથીય અંતરમતો કંટાળો ને જીવનશૂન્યતા અનુભવે છે, એવું આલેખન કરીને શ્રી પન્નાલાલે શુદ્ધ પ્રણયનો કેસ જ રજૂ કર્યો ગણાય. ઉમા અને કિશોરના સુખાન્ત લગ્નાન્ત પ્રણયના આલેખનથી તો એમ સ્પષ્ટ રીતે કર્યું છે જ.

વાર્તાતત્ત્વ તપાસતાં કથામાં એ પૂરતા પ્રમાણમાં છે. કિશોરની ડ્રાઇવરીના આરંભથી થતી કથાની શરૂઆત, એ સાથે જ શરૂ થતી ઉમા–કિશોરના પ્રણયની કથા, નાના મોટા પ્રસંગો વચ્ચે નાયક–નાયિકાનાં અંતરની ગડમથલો અને તેને વ્યક્ત કરતાં બાહ્ય વર્તન સાથે આગળ ધપતો એ પ્રણય, વચ્ચે આવતી સરલા અને બાબુભાઈના વર્તમાન સંબંધ અને તેની ભૂમિકા સરલાના જીવનના પ્રણયની કથા, ચિત્રા અને તેની ફોઈનાં પાત્રો દ્વારા નાયક–નાયિકાનાં પ્રણયને થતો મોટો અવરોધ, રૂપકુંવરને લગતા પ્રસંગ દ્વારા કિશોરની ઉદાત્તતાના પ્રકટીકરણ સાથે મુખ્ય પ્રણયકથાને ચડતો નાયક–નાયિકાના માર્ગમાં એક મુંઝવણભરી મુશ્કેલી ઊભી કરતો એક વધુ વળ, વાચકોના શ્વાસ અદ્ધર કરી મૂકે એવી નાયક–નાયિકાની સંભવિત પ્રાણહાનિ સુધી પહોંચતી ઘટનાઓ, વજેસિંહજીના જમૈયાનો સુખદ અભિજ્ઞાન અર્થે થયેલો કુશળ ઉપયોગ, શરૂઆતમાં આ ખરાબ પાત્ર હશે કે શું એવો

વહેમ ઉપજાવે એવા પણ પછી તો એક આપ-ઘડ્યા સમજદાર પુરુષ તરીકે છાપ પાડી નાયક–નાયિકાને સમજી તેમનો માર્ગ સાફ કરનાર તરીકે વાચકોની સહાનુભૂતિ છતી જતા બાબુભાઈના પાત્રનો કથામાં થયેલો વણાટ, કથાન્તે થતા ભેદસ્ફોટનની રજૂઆત— આ સર્વ શ્રી પન્નાલાલના વસ્તુસંકલનાકૌશલ અને તેથી વાર્તાકૌશલના પુરાવારૂપ બની રહે છે. વાર્તા રસવાહી બની છે તે જેમ નાયક–નાયિકાનાં તથા સરલાબેનનાં વૃત્તિનિરૂપણને લીધે તેમ આ વાર્તાતત્ત્વને પણ લીધે.

તેમ છતાં કથાવસ્તુમાં ઘણું બધું વાર્તાકારે ધંધાદારી કારીગરીથી 'ગોઠવેલું' જણાય એવું, એટલે કે પહેલો પ્રતિભાવ જેની સ્વાભાવિકતાને શંકવાનો થાય એવું, પણ છે. પુત્રી માતાના જ પૂર્વજીવનના પ્રેમપાત્રના પુત્રના પ્રેમમાં બરાબર માતાની જ માફક પડે, અને જેમનો પ્રેમ અસફળ રહ્યો એવાં સરલા–વજેસિંહજી વર્ષો પછી તેમનાં સંતાનોની પ્રણયસિદ્ધિને ટાણે અચાનક ભેગાં થઈ જાય, અથવા તો એમ ભેગાં થઈ જવાથી જ સંતાનોની પ્રણયસિદ્ધિને શક્ય બનાવે, એ વસ્તુ જ મકાનના નકશાની પેઠે પૂર્વનિર્ધારિત ને એમ ગોઠવેલું નથી લાગતું? પણ નટખટ વિધિ ઘણીવાર માણસ કલ્પે એના કરતાંય અઘટિત–ઘટનાનિર્માણપટુતા દાખવે છે એટલે આવું ક્યારેક બનેય તે. પણ ઉમા પોતાને ત્યાં ડ્રાઇવરની નોકરીએ આવતા જુવાનથી પહેલે જ દિવસે આકર્ષાવા માંડે, તેની જ મા–જણી બેન ચિત્રા નાટક–સિનેમાના પાત્ર જેમ તેની અને કિશોરની પ્રત્યે વર્તવા માંડી જે હદે જાય છે તે હદ સુધી જાય, તેનાં કોઈ અચાનક ફૂટી નીકળી તેની ખલ–કારવાઈ એમાં સાથ ને આગળ વધી માર્ગદર્શન આપે—જેમાંથી નાયકના મોતની તેમ નાયિકાના આપઘાતની બાજી ઊભી થાય, ફસાયેલી રૂપકુંવરનો કિસ્સો ઊભો થઈ નાયક–નાયિકાના લાભાર્થે ઊભો થયો તેવો જ એના આપઘાતથી શમી જાય; સરલાને વજેસિંહે એની ભેટ—જમૈયાની—આપી હોય જે નાટ્યાત્મક રીતે ઉમા ને કિશોરના પ્રણયસાફલ્યમાં નિમિત્ત બને, અને વાચકોની સહાનુભૂતિ ખોઈ બેઠેલી ચિત્રાને અંતે એ ઘડીકમાં પાછી મળે—આ બધું લેખકે 'વાર્તા' જમાવવા 'ગોઠવેલું' જ લાગે તેમ છે. પોતાના જ દાખલાથી દાઝેલાં સરલાબેન જે પ્રમાણમાં, લગભગ છેલ્લી ઘડી સુધી, અને પન્નાલાલનો શબ્દપ્રયોગ વાપરીએ તો 'જિસકદર', ઉમાના પ્રેમનો વિરોધ કરે છે તે પણ સ્વાભાવિક નહિ તેટલું પ્રણયકથાને વાર્તા કે નાટકની માફક તેના અણધાર્યા અંત સુધી જમાવવા સારુ જ યોજ્યું હોય એવી છાપ પડશે. પણ વાર્તા આખરે તો વાર્તાકારે પોતાના હેતુ માટે કરેલ સર્જન, એટલે બનાવટ છે એમ સૂચવતા લેખકને સહેજ લુચ્ચાઈભર્યા સ્મિત સાથે 'એટલી તો બનાવટ કરવી પડે જ ને ભાઈ!' એમ બોલતા કલ્પી શકીએ.

તો ય આ કારણે આ નવલકથા શ્રી પન્નાલાલની વધુ સાહજિક ને સ્વાભાવિક ને વસ્તુવાળી લાગતી બીજી કથાઓને મુકાબલે પાછી પડતી લાગે તો લાગે. 'મળેલા જીવ' અને 'માનવીની ભવાઈ'નો સ્વાદ જેમની (મનની) દાઢમાં હશે તેવા શ્રી પન્નાલાલના પ્રશંસકોને આ કથા એ બેઉ કથાઓને મુકાબલે ફીકીય લાગવાની. પણ કોઈ કલાકારનાં બધાં સર્જન એનાં આગલાં યશોદાયી સર્જનના જ જેવાં થવાં જોઈએ એવું ઓછું જ છે? શ્રી પન્નાલાલની જાણીતી વાર્તાકળા તેમની ફાવટનાં રસજમાવટ, અને મનોનિરૂપણ સાથે ક્યારેક તેમજ મિતાક્ષરી પણ ચમત્કૃતિવાળાં પ્રકૃતિવર્ણન ને નવા જ અલંકારો વેરતી અને 'ઇસિકદર'– 'જીસકદર,' 'બલકે,' 'અરે,' જેવા શબ્દો, 'તો ય અને...તો ય' જેવા વાક્યપ્રયોગો અને 'બોલ્યો હોત તો તેણે આમ કર્યું હોત' એ લઢણવાળાં પાત્રોનાં મનોગતના નિરૂપણવાળી લખાવટ સાથે આ નવલકથા પણ એવી દેખાડે છે કે એણે કોઈ નવો વિક્રમ અહીં સ્થાપ્યો ન ગણાય પણ જૂની

સિદ્ધિ તો એ જાળવી રાખે છે એટલું તો કહેવું જ પડશે એ સિદ્ધિય એવી છે, જે આ બે ભાગમા વહેચાયેલી નવલકથાને ગત વરસમા પ્રગટ થયેલી પાચ, પદર ધ્યાન ખેચતી નવલકથાઓ કરતા આગળ મૂકાવે

**મહાભારતની કથાઓ :**

[ લેખક 'ધૂમકેતુ , પ્રકા૦ ભારતી સાહિત્ય સઘ, ગાધીરોડ, અમદાવાદ, ૧, મૂલ્ય, રૂ ૪/– ]

આપણા પ્રસિદ્ધ વાર્તા–નવલકથાકાર 'ધૂમકેતુ'એ કેટલાક વરસથી નવશિક્ષિત પ્રૌઢોને લક્ષમા રાખી લોકશિક્ષણાત્મક સાહિત્ય લખવુ શરૂ કર્યું છે આ પુસ્તક એમના એવા પુસ્તકો—'ઉપનિષદકથાઓ,' 'બોધ કથાઓ 'સસ્કારકથાઓ' વગેરેમા એકનો ઉમેરો કરે છે મહાભારત જેવા ભારતીય સસ્કૃતિના આકરગ્રથમાથી થોડા પ્રસગો વીણીને એમા પોતે જોરેલો જીવનબોધ તેમાથી ઉપસાવીને સીધી લોકભોગ્ય ગદ્યશૈલી જેવી એમને સાહજિક ફાવટ છે તેમા એમણે આ પુસ્તકમા રજૂ કર્યા છે પ્રસગોની ચૂટણી અને તે તે પ્રસગો પરના 'ધૂમકેતુ'ના વક્તવ્ય પરત્વે પૂરી સમતિ બધા વાચકો આપે એવુ સ્વાભાવિક રીતે જ નહિ બને પણ જે સામગ્રી અત્ર સમાવિષ્ટ થઈ છે તેની રજૂઆત વાચકોને ગમશે 'કુતીનો ત્યાગ' અને 'દ્રૌપદીવસ્ત્રાહરણ' એ બે પ્રસગોનુ નિરૂપણ નોધ પાત્ર છે

**વિદેહી :**

[ લે રમણલાલ વ દેસાઈ પ્રકાશક, આર આર શેઠની કપની મુબઈ, ૨ મૂલ્ય, રૂ ૩/– ]

સ્વ રમણલાલ દેસાઈના નવ ટચુકડી નાટ્યાત્મક રચનાઓનો આ મરણોત્તર સગ્રહ છે 'શ્રાવણ'મા વૈષ્ણવ હવેલીઓનો હિંડોળા–ઉત્સવ બ્રાહ્મણોનો ઉપવિત બદલવાનો ઉત્સવ અને બહેનોનો રક્ષાબધનનો ઉત્સવ નાટ્યદૃશ્યો દ્વારા ઉ લેખાયા ને રજૂ થયા છે 'સુહાસિનીમ્' એ સ્વાતત્ર્યદિનની ઉજવણીની નાટિકામા હિંદમાતાને મુખે સ્મિત ફરકાવતા ગૌરવાકિત પ્રસગો ને વ્યક્તિઓના દૃશ્ય મૂક્યા છે 'સ્વર્ગ—તરણાને તોલે' એ દેવોને પરમ સત્તાએ નમ્રતાનો પાઠ ભણાવ્યાના ઉપનિષદમાના કથાનકનુ નાટ્યરૂપાતર છે 'ભાઈબહેન' એ આકાશવાણીને માટે લખેલી લાગે એવી ગીતિકા છે ભાઈબેનના પરસ્પર માટેના ભાવ એમા કાવ્યોચિત ઝનકાર પામ્યા છે 'પાવાગઢ' એ પાવાગઢનો ઈતિહાસલક્ષી તેમ સ્થળલક્ષી રેડિયો–લાયક નાટચાત્મક પરિચય છે 'દારૂની દુનિયામા' મદ્યપાનના અનિષ્ટ બતાવતા લખેલી નાટિકા છે 'સર્પદંશ' પરીક્ષિત–મૃત્યુ અને જન્મેજયની સર્પયજ્ઞની પ્રતિજ્ઞાને નાટ્યવિષય બનાવતી રચના છે 'સૌભાગ્ય પ્રતીક' સ્ત્રીઓના સૌભાગ્યશણગાર પાછળની ભાવનાને ઉપસાવે છે છેલ્લી રચના 'વિદેહી' મિથિલાના જ્ઞાની રાજર્ષિ જનકનુ ગૌરવ કરે છે

બધી રચનાઓ વાચવે સાધારણ રસ આપે છે સ્વ રમણલાલ દેસાઈની નાટ્યરસ અને એમનુ કવિત્વ મોટા સર્જનો વચ્ચેના અલ્પ વિરામોના સમયે આ રીતે અભિવ્યક્ત થયુ લાગે છે બધી રચનાઓ કઈક ઉતાવળે લખાઈ હોવાની છાપ પાડે છે સસ્કૃત શ્લોકોમા મુદ્રણની અશુદ્ધિઓ ઘણી છે



હોટલોમા કે બેન્કોમા ૧૩ નબરની ઓરડી કે ટેબલ અમેરિકામા હોય જ નહિ ! ભલે સખ્યાની દૃષ્ટિએ એ ૧૩મે ઠેકાણે જ હોય પણ જો તે નબર તેના ઉપર લખ્યો હોય તો કોઈ તેની સામુ નહિ જાય ! એટલે સખ્યામાથી એ નબર લોપ કરી દેવાય છે



અમેરિકામા આજે પણ ૧ કરોડ જેટલા સસલાના પજા ( Rabits Paws ) લોકો રાખે છે, દરેકની કિમત ૧૦ સેટથી માંડીને ૫ ડોલર હોય છે મજો પાસે હોય તો સારૂ નસીબ પોતાની સાથે રહે, એમ મનાય છે ન્યૂયોર્ક શહેરમા આજે પણ એક દુકાન આનો ખીલતો ધધો કરી રહી છે





# ઊર્મિ નવરચના

વાર્ષિક લવાજમ : રૂ. ૬/૫૦. : વિદેશમાં : શિ. ૧૫.
૭ વર્ષનું સામટું લવાજમ રૂ. ૩૬/૫૦ : વિદેશમાં : શિ. ૬૫.

અમદાવાદમાં રૂબરૂ લવાજમ ભરવાનું અને મ. ઑ. થી મોકલવાનું મુખ્ય સ્થળ :

**ઊર્મિ-નવરચના કાર્યાલય**

ભારતી સાહિત્ય સંઘ (પ્રા.) લિ. : ૬૪, ગાંધીરોડ : ફર્નાન્ડીઝ બ્રિજ : અમદાવાદ, ૧

આ ઉપરાંત નીચેનાં સ્થળોએ પણ 'ઊર્મિ-નવરચના'નું લવાજમ ભરી શકાય છે :—

| | | |
|---|---|---|
| ૧ | એન. એમ. ત્રિપાઠી પ્રાયવેટ લિમિટેડ, | પ્રિન્સેસ સ્ટ્રીટ, મુંબઈ, ૨. |
| ૨ | આર. આર. શેઠની કંપની, | કેશવબાગ, પ્રિન્સેસ સ્ટ્રીટ, મુંબઈ, ૨. |
| ૩ | એન. એમ. ઠક્કરની કંપની, | ૧૪૦, પ્રિન્સેસ સ્ટ્રીટ, મુંબઈ, ૨. |
| ૪ | આરોગ્યધામ, | અચુબ મૅન્શન, વિન્સેન્ટ રોડ, કિંગ સર્કલ પાસે, માટુંગા, મુંબઈ, ૧૯ |
| ૫ | પુસ્તકાલય સહાયક સહકારી મંડળ લિમિટેડ, | રાવપુરા, વડોદરા. |
| ૬ | ચરોતર પુસ્તકાલય પ્રવૃત્તિ, ચરોતર એજ્યુકેશન સોસાયટી, | આણંદ. |
| ૭ | વિજય સ્ટોર્સ, | સ્ટેશન રોડ, આણંદ. |
| ૮ | લોકમિલાપ કાર્યાલય, | જિલ્લા કોર્ટ રસ્તો, ભાવનગર. |
| ૯ | સાહિત્ય ભંડાર | ૧૪, અમરતલ્લા સ્ટ્રીટ, કલકત્તા, ૧. |
| ૧૦ | ગાંડીવ સાહિત્ય મંદિર, | હવાડિયા ચકલા, સૂરત. |
| ૧૧ | સૌરભ પુસ્તક ભંડાર, | રિલીફ રોડ, પાદશાહની પોળ સામે, અમદાવાદ, ૧ |
| ૧૨ | રવાણી બંધુ | વલ્લભવિદ્યાનગર (આણંદ-ખેડા) |
| ૧૩ | સીટી બૂક શૉપ, | પો. ઑ. નં ૧૪૬૦, મોંબાસા. (કેન્યા) |
| ૧૪ | જે. એસ. કાનાબાર લિ૦, | પો. ઑ. નં. ૧૦, બ્લેન્ટાયર. (ન્યાસાલૅન્ડ) |
| ૧૫ | જનરલ બૂકસેલર્સ, | પો. ઑ. નં. ૧૨૭૮, દારેસલામ. (ટાંગાનિકા) |
| ૧૬ | પૉપ્યુલર બૂક સપ્લાય, | પો. ઑ. નં. ૭૬૯, કંપાલા. (યુગાંડા) |
| ૧૭ | કે. સી. આચાર્ય એન્ડ સન્સ, | પો. ઑ. નં. ૨૪૬, જિન્જા. (યુગાંડા) |
| ૧૮ | નિર્મળાબેન ભટ્ટ. | પો. ઑ. નં. ૧૨૧, જિન્જા. (યુગાંડા) |
| ૧૯ | કે સી. આચાર્ય એન્ડ સન્સ, | પો. ઑ. નં. ૪૦૬, મ્બાલે. (યુગાંડા) |
| ૨૦ | રાવળ બ્રધર્સ, | પો. ઑ. નં. ૪૬, નકુરુ. (કેન્યા) |
| ૨૧ | વાલંભીઆ બ્રધર્સ, | પો. ઑ. નં. ૮૯, ઝાંઝીબાર (પૂ. આફ્રિકા) |
| ૨૨ | છોટુભાઈ પટેલ, સેંટ્રલ પ્રિ. પ્રેસ લિ., | પો. ઑ. ૪૨૬, બ્રોકનહિલ. (નૉર્થ રોડેશિયા) |
| ૨૩ | રામભાઈ પટેલ, પ્રીમિયર બ્રધર્સ, | પો. ઑ. નં. ૨૯૩, એનડોલા. (નૉર્થ રોડેશિયા) |
| ૨૪ | આપાભાઈ પટેલ, | પો. ઑ. નં. ૭૯, લુઆન્શ્યા. (નૉર્થ રોડેશિયા) |
| ૨૫ | સાકરચંદભાઈ નાઈ, નાઈ બ્રધર્સ, | પો. ઑ. નં. ૩૪, લિવિંગ્સ્ટોન. (નૉર્થ રોડેશિયા) |
| ૨૬ | મોરારજીભાઈ એલ. પટેલ, | પો. ઑ. નં. ૧૫૧૭, સેલિસબરી (દ. રોડેશિયા) |
| ૨૭ | ઠાકોરભાઈ દેસાઈ, દેસાઈ એન્ડ કંપની, | પો. ઑ. નં. ૧૦૮, લુસાકા. (નૉ. રો.) |

દીપક પ્રિન્ટરી - અમદાવાદ

સાહિત્ય-સમાજ અને સંસ્કારનું માસિક

# ઊર્મિ નવરચના

તંત્રી : ઈશ્વરલાલ મો. દવે
સંપાદક : જયન્ત પરમાર

## ૧૯૬૧ના એપ્રિલથી બત્રીસમા વરસમાં પ્રવેશે છે

* ગુજરાત કે બૃહદ ગુજરાતની વાત તો બાજુએ રહી, પણ વિશ્વને ખૂણે ખૂણે ગુજરાતી ભાષા જાણતી જનતાને એક સરખું પ્રિય બની ચૂકેલું આ માસિક છે.
* વિશ્વની ડામાડોળ પરિસ્થિતિમાં છેલ્લાં કેટલાંક વરસોની કપરી કસોટીના કાળમાં પણ જે માસિક અડગતાથી એકધારું બધાનું વધુ ને વધુ આકર્ષણ બન્યું છે.

## બત્રીસમે વરસે એનાં શુભેચ્છકો અને વાચકોને 'ઊર્મિ—નવરચના' ટહેલ નાખે છે

* ઊર્મિ—નવરચના નિયમિત વાંચવા માટે લાયબ્રેરી કે શાળા-કૉલેજમાં પડતી હાડમારીમાંથી બચવા દર મહિને ઘેર બેઠાં નિયમિત મેળવવા માટે વાર્ષિક ગ્રાહક બની જાવ.
* આપ ઊર્મિ—નવરચનાના ગ્રાહક હો તો એની ઉપયોગિતા આપના સંબંધીઓને જણાવી તેમને ગ્રાહક થવા ભલામણ કરો.
* કાગળના અને છાપકામના આસમાને ચડેલા ભાવ-ઉછાળા વખતે પણ લવાજમનો વધારો કર્યો વિના કે પાનાંનો ઘટાડો કર્યો વિના ઉત્તરોત્તર વિશિષ્ટ સામગ્રી પીરસતું **ઊર્મિ—નવરચના** દરેકનું એટલું જ પ્રિય થઈ રહેલ છે.
* દૂરદૂરના દેશાવરોથી પણ જેને વાંચવાની તાલાવેલીવાળાં ગ્રાહકો, વાચકો અને ચાહકો એને તાકીદે મેળવવા ગમે તેટલું ખર્ચ કરતાં પણ અચકાતાં નથી.
* દરેક અંકે આકર્ષક મુખ-ચિત્ર સાથે વરસનું ૧૦૦૦ પાનાનું નક્કર વાંચન આપે છે.

**માર્ચની આખરે જે ગ્રાહકોનું લવાજમ પૂરું થાય છે એ બધાંને જુદા પરિપત્ર થી ખબર આપેલી છે જ. એ બધાં એમનું લવાજમ માર્ચની ૨૫મી પહેલાં મ. ઑ. થી અમને મોકલી આપે જેથી બન્ને પક્ષે થતા નાહકના વી. પી. ખર્ચનો દુર્વ્યય થતો અટકે.**

વાર્ષિક લવાજમ : **સાડાસાત રૂપિયા** : પરદેશમાં : **પંદર શિલીંગ**
છ વર્ષનું સામટું લવાજમ : **રૂ. ૩૭/૫૦** : વિદેશમાં : **પંચોતેર શિલીંગ**

ભારતી સાહિત્ય સંઘ (પ્રાયવેટ) લિમિટેડ ૬૪, ગાંધીરોડ ફ્રીન્ડીઝ બ્રિજ અમદાવાદ, ૧

**ખાસ લાભ** એકી સાથે બે લવાજમ મોકલનારને મનીઓર્ડર ખર્ચ મજરે અપાશે. ત્રણ લવાજમ ઉપર 'કુમાર કથાઓ' અને પાંચ કે વધુ લવાજમ મોકલનારને, નેહરુ-ચાચાની આર્ટ પેપર ઉપર છપાયેલી ૬૫ તસવીરોની અથવા પૂ. ગાંધીજીની ૬૫ તસવીરોની પુસ્તિકા ભેટનાં મળશે.

★ અમારે ત્યાં આ ઉપરાંત હિંદભરનાં તથા પરદેશનાં તમામ શિષ્ટ અને સંસ્કારી, મેગેઝીનોનાં લવાજમ સ્વીકારાય છે. લવાજમના દર પ્રકાશકોના ફેરફારને આધીન છે.

★ પત્ર-વહેવારમાં બિલ નંબર અવશ્ય લખવો નહીં તો જવાબ આપવામાં વિલંબ થશે.

**: વિશેષ વિગત માટે રૂબરૂ મળો યા લખો :**

| | |
|---|---|
| ઊર્મિ–નવરચના | ૭-૫૦ |
| તંદુરસ્તી | ૫-૫૦ |
| કુમાર | ૯-૦૦ |
| મિલાપ | ૯-૦૦ |
| સંસાર | ૫-૦૦ |
| શ્રીરંગ | ૮-૦૦ |
| યુવક | ૫-૦૦ |
| ક્ષિતિજ | ૧૦-૦૦ |
| જીવનપ્રકાશ | ૯-૦૦ |
| આરસી | ૯-૦૦ |
| ગાંડીવ | ૭ ૨૫ |
| ચાંદની | ૬-૦૦ |
| બીજ | ૬-૦૦ |
| આરામ | ૬-૦૦ |
| દક્ષિણા | ૫-૦૦ |
| જીવનમાધુરી | ૭-૫૦ |
| અભિનવભારત | ૬-૦૦ |
| બાલમાધુરી | ૭-૫૦ |
| નવચેતન | ૭-૫૦ |
| સ્ત્રીજીવન | ૭-૦૦ |
| શિક્ષણ ભારતી | ૬-૫૦ |
| નૂતન શિક્ષણ | ૫-૦૦ |
| વિશ્વમંગલ | ૭-૨૫ |
| વિશ્વમાનવ | ૯-૦૦ |
| વિજ્ઞાન-જીવન | ૬-૦૦ |
| ચિત્રલેખા | ૧૫-૦૦ |
| જી | ૮-૦૦ |
| રસરંજન | ૮-૫૦ |
| બાલસંદેશ | ૮-૫૦ |
| ઝગમગ | ૮-૫૦ |
| વિકાસ | ૩ ૦૦ |
| ગુજરાત | ૨-૦૦ |
| બાલજીવન | ૪-૦૦ |
| રમકડું | ૯-૦૦ |
| બાલમિત્ર | ૫-૦૦ |
| ચાંદામામા | ૬-૦૦ |
| અખંડ આનંદ | ૮-૧૦ |
| પ્યારાબાપુ | ૬-૦૦ |
| સમર્પણ | ૫-૦૦ |
| સોવિયેત દેશ | ૫-૦૦ |
| વ્યાયામ | ૩-૫૦ |
| પરિચય પુ. પ્રવૃત્તિ | ૮-૦૦ |

**— હિંદી —**

| | |
|---|---|
| નવનીત | ૧૦-૦૦ |
| ધર્મયુગ | ૨૮-૦૦ |
| કહાની | ૬-૦૦ |
| બાલક | ૪-૫૦ |
| ચુન્નુમુન્નુ | ૪ ૫૦ |
| યુવક હેરલ્ડ | ૩-૦૦ |
| વિજ્ઞાનલોક | ૯-૦૦ |
| હિંદી ગ્રામનંદન | ૪-૮૦ |
| વિજ્ઞાન-પ્રગતિ | ૫-૦૦ |
| આરોગ્ય | ૫-૦૦ |
| જ્ઞાનોદય | ૧૦-૦૦ |
| આજકલ | ૫-૦૦ |
| ઉદ્યમ | ૭-૦૦ |
| પરાગ | ૫-૦૦ |
| ત્રિપથગા | ૭-૦૦ |
| ભારતીયસમાચાર | ૯-૦૦ |
| બાલભારતી | ૪-૦૦ |
| સરિતા | ૧૨-૦૦ |
| હિંદી શિક્ષક | ૫-૦૦ |
| આર્થિક સમીક્ષા | ૭-૦૦ |
| આપકા સ્વાસ્થ્ય | ૬-૦૦ |
| ગાંધીમાર્ગ | ૩-૦૦ |

**— અંગ્રેજી —**

| | |
|---|---|
| મૉડર્ન રિવ્યૂ | ૧૫-૦૦ |
| સનશાઈન | ૫-૦૦ |
| રીડર્સ ડાયજેસ્ટ | ૧૮-૦૦ |
| કેરાઅર્સ એન્ડ માર્કેટ્સ | ૯-૦૦ |
| સાયન્સ એન્ડ કલ્ચર | ૧૨-૦૦ |
| ટ્રેઝર ચેસ્ટ | ૨-૫૦ |
| રીડર્સ મેગેઝીન | ૬-૦ |
| ફિલ્ટ્રસ | ૧૪-૫૦ |
| ફેમિના | ૧૪-૫૦ |
| કરન્ટ | ૧૨-૦૦ |
| લીન્ક | ૨૫-૦૦ |
| કોમર્સ | ૬૫-૦૦ |
| શંકર્સ વીકલી | ૨૫ ૦૦ |
| ઈકોનોમિક રિવ્યૂ | ૮-૦૦ |
| ઈલસ્ટ્રેટેડ વીકલી | ૪૧-૦૦ |
| કેરેવાન | ૭-૫૦ |
| સ્પોર્ટ્સ એન્ડ પાસ્ટાઇમ | ૧૯-૭૬ |
| ડિઝાઈન | ૮-૦૦ |
| સોવિયેત લેન્ડ | ૬-૦૦ |
| કેપિટલ | ૬૪-૦૦ |
| ઈકોનોમિક વીકલી | ૨૪-૦૦ |
| ફિલ્મફેર | ૨૦-૩૦ |
| કરન્ટ સાયન્સ | ૧૨-૦૦ |
| એજ્યુકેશનલ રિવ્યૂ | ૫-૦૦ |
| એજ્યુકેશનલ ઇન્ડિયા | ૫-૫૦ |

**— અમેરિકન —**

| | |
|---|---|
| લાઈફ (૩૯ અંક) | ૨૪-૫૦ |
| લાઈફ (૧૯ અંક) | ૧૨-૦૦ |
| ટાઈમ (૭૮ અંક) | ૫૫-૦૦ |
| ટાઇમ (૪૦ અંક) | ૩૦-૦૦ |
| સાયન્સ ડાયજેસ્ટ | ૨૧-૬૦ |
| સાયન્સ મિકેનિક્સ | ૧૬-૮૦ |
| પોપ્યુલર સાયન્સ | ૨૮-૮૦ |
| પોપ્યુલર મિકેનિક્સ | ૨૬-૪૦ |
| નેશનલ જ્યોગ્રોફિકલ | ૪૬-૭૦ |
| આરગોસી | ૨૪-૦૦ |
| કોરોનેટ | ૧૪ ૪૦ |
| લુક | ૪૦-૮૦ |
| હાઉસ બ્યુટિફુલ | ૪૮-૦૦ |
| હાઉસ એન્ડ ગાર્ડન | ૩૩-૬૦ |
| બોયઝ લાઈફ | ૧૯-૨૦ |
| ચિલ્ડ્રન્સ ડાયજેસ્ટ | ૧૯-૨૦ |
| ગુડ હાઉસકીપિંગ | ૩૧-૨૦ |
| લેડીઝ હોમ જર્નલ | ૩૩-૬૦ |
| પેરેન્ટસ મેગેઝીન | ૧૯-૨૦ |
| સ્ટ્રેન્જ મેગેઝીન | ૧૬-૮૦ |
| પેજન્ટ | ૨૯-૦૦ |
| એડ્યુકેશન | ૨૬-૪૦ |

**— બ્રિટિશ —**

| | |
|---|---|
| જ્યોગ્રોફિકલ મેગેઝીન | ૨૪-૫૦ |
| સાયકોલોજી | ૧૨-૮૫ |
| હાઉસ એન્ડ ગાર્ડન | ૩૨-૧૫ |
| મેન ફાઉન્ટર | ૧૨-૦૦ |
| ગુડ હાઉસ કીપિંગ | ૨૫-૪૦ |
| આઈડિયલ હોમ | ૨૬-૧૦ |
| લિલિપટ | ૧૯-૦૦ |
| મેન ઓન્લી | ૧૭ ૬૦ |
| જી. ટી. આર રિવ્યૂ (જર્મની) | ૫-૦૦ |

ગુજરાતની સદ્ધર, સુવ્યવસ્થિત અને ખ્યાતનામ અગ્રગણ્ય મેગેઝીન લવાજમ એજન્સી :

**સૌરભ પુસ્તક ભંડાર**

પાદશાહના પોળ સામે. મેડા ઉપર

૬૬૫, રિલીફ રોડ, અમદાવાદ

સંચાલક : જયકાન્ત કામદાર

[આ પાનું કાપીને સાચવી રાખજો]

ખાસ નોંધ : પરદેશના ગ્રાહકોએ છાપેલા લવાજમ કરતાં દોઢું લવાજમ મોકલવું. વધઘટ મજરે અપાશે. નમૂનાની નકલ કે છૂટક નકલ અમારે ત્યાંથી મોકલવામાં આવતી નથી.

**Statement about ownership and other particulars about newspaper 'Oormi-Navrchana'**

FORM IV (**See Rule 8**)

| | | |
|---|---|---|
| 1 | Place of Publication ... ... ... | Ahmedabad. |
| 2. | Periodicity of its publication ... ... | Monthly. |
| 3. | Printer's Name ... ... ... ... | Kantilal Dahyabhai Patel, |
| | Nationality ... ... ... ... | Indian |
| | Address ... ... ... ... | Mangal Mudranalaya, Ratanpole, Ahmedabad. |
| 4-5. | Publisher's & Editor's Name ... ... | Ishwarlal M. Dave |
| | *Nationality* ... ... ... ... | *Indian* |
| | Address ... ... ... ... ... | Bharati Sahitya Sangh (Pvt.) Ltd., 64, Gandhi Rd., Fernandez Bridge, Ahmedabad, 1. |
| 6. | Name and addresses of individuals who own the newspaper and partners or shareholders holding more than one per cent of the total capital. | Bharati Sahitya Sangh (Pvt) Ltd., 64, Gandhi Rd, Fernandez Bridge, Ahmedabnd, 1. |

I, Ishwarlal M. Dave, hereby declare that the particulars given above are true to the best of my knowledge and belief.

Dated 28-2-'61 Signature of publisher : I. M. Dave

અંક ૧૨ : માર્ચ '૬૧
સળંગ અંક ૩૭૨

'ઊર્મિ' : વર્ષ ૩૧
'નવરચના' : વર્ષ ૨૫



સમાજમાં સંસ્કાર અને સાહિત્ય પ્રેરતું સામયિક

२४२८

## ક્રમ





## સૂચના

* લવાજમ વરસનું : સાડાસાત રૂપિયા પરદેશમાં દશ રૂપિયા (શિ. ૧૫).
* દર માસની ૧લી તારીખે નિયમિત પ્રગટ થાય છે.
* વરસમાં એપ્રિલ, જુલાઈ, ઑક્ટોબર અને જાન્યુઆરી એ ચાર માસમાંથી કોઈપણ માસથી ગ્રાહક થઈ શકાય છે
* વી પી.થી લવાજમ વસૂલ કરવામાં જે વધારાનો ખર્ચ થાય છે એ ગ્રાહકે જ ભોગવવાનો હોય છે એટલે, લવાજમ પૂરું થયાની નોટિસ મળે ત્યારે ગ્રા ન. અને પૂરા સરનામા સાથે કૃપા કરીને મનીઑર્ડરથી જ લવાજમ મોકલી આપવું.
* નમૂનાનો અંક મંગાવતી વખતે ૭૫ નવા પૈસાની ટિકિટો બીડવી જરૂરી છે મફત અંક કોઈને મોકલાતો નથી.
* દરેક જાતના પત્રવ્યવહારમાં ગ્રા નં. લખવો ખાસ જરૂરી છે.
* અસ્વીકૃત લખાણ પાછું મેળવવા જોઈતી ટિકિટો બીડવી જરૂરી છે. એ સિવાયનાં અસ્વીકૃત લખાણો પંદર દિવસ પછી રદ કરાય છે.
* જાહેરખબર માટેનું, લવાજમ મોકલવાનું, લખાણો મોકલવાનું અને બીજા દરેક જાતના પત્રવ્યવહારનું સરનામું :–

'ઊર્મિ-નવરચના'
ભારતી સાહિત્ય સંઘ (પ્રાયવેટ) લિ.,
૬૪, ગાંધીરોડ : ફર્નાન્ડીઝ બ્રિજ
અમદાવાદ, ૧

પ્રકાશક ઈશ્વરલાલ મો. દવેએ અને મુદ્રક કાંતિલાલ ડાહ્યાભાઈ પટેલે માલિક ભારતી સાહિત્ય સંઘ (પ્રાયવેટ) લિમિટેડ વતી ૬૪, ગાંધીરોડ, ફર્નાન્ડીઝ બ્રિજ, અમદાવાદથી પ્રસિદ્ધ કર્યું અને મંગલ મુદ્રણાલય, રતનપોળ, અમદાવાદમાં છાપ્યું.
તંત્રી : ઈશ્વરલાલ મો૦ દવે અને સંપાદક : જયન્ત પરમાર

## ✱ . . . . . . . . માનવતાનું ખૂન

જીસસ ક્રાઈસ્ટ અને સોક્રેટીસ, લિંકન અને ગાંધી, મુસોલિની અને લુમુમ્બા—મૃત્યુ જાણે એમને સ્પર્શવાનું જ ન હોય એમ સમજીને માણસોએ તેમને મોતની ખીણમાં પરાણે ધકેલી દીધા. માનવ-મૃત્યુ આટલું બધું સસ્તું. માનવદેહ આટલો બધો ફેંકી દેવા જેવો, માનવતા આટલી બધી ઠેબાં ખાતી આદિકાળથી જાણે ચાલી જ આવે છે માનવ-માનવ વચ્ચેનાં વેરઝેરનો ભોગ કોઈક મોંઘી માનવતાને જયારે બનાવે છે ત્યારે જીવન અને મૃત્યુ કરતાંય વિશેષ વિચારણીય માનવનું ડગલે ને પગલે થતું ખૂન સાચું કારણ બને છે. અને તેમાંય મુસોલિની જેવા ઈટલીના માવડીની હત્યા કે એના શબની બેહાલીથી જગત કયારેય નહિ કંપે—એના અસ્તીત્વથી જ જગતને કંપારી છૂટતી. પણ ભગવાન ઈસુ, ડાહ્યો સોક્રેટીસ, ગુલામોના જડ કાઢનાર લિંકન, લોહીનું ટીપુંય પાડયા વિના ક્રાન્તિની સાચી ઝાલર વગાડનાર ગાંધીજી કે સામ્રાજયશાહી સામે લોકશાહી માથું ઊંચું કરતાં શીખી રહી છે એવી આફ્રિકન પ્રજાનો માનતો લુમુમ્બા—આમને જયારે હિચકારી રીતે મારવામાં આવે ત્યારે માનવતા ઝણ-ઝણી ઊઠે છે. એમ તો કરોડો મૃત્યુ આખું વિશ્વ રોજેરોજ અનુભવે છે. વેર ઝેર અને વિજ્ઞાન-શોધો ઘડીના છઠ્ઠા ભાગમાં નગરનાં નગર પણ સાફ કરી શકે છે. છતાં માણસોનો એક પણ માણસ, દેવ નહિ પણ સાચો માણસ જયારે મરે, તેને મારી નાખવામાં આવે ત્યારે મરી પરવારેલી માનવતા પાછી કેમ આવી શકે એ પ્રશ્ન દરેક વિચારકને મુંઝવે સ્વાતંત્ર્ય માટે માણસ દેશોદેશમાં જાગૃત છે ત્યારે માનવને ગુલામ રાખતો સામ્રાજયવાદનો પગપેસારો કેમ અટકતો નથી? કે મૃત્યુને આધીન બની ચૂકેલો માનવી માનવતાને પણ મર્ત્ય બનાવવા બેઠો છે?—માનવતાનું ખૂન જ કર્યા કરવાનો છે? જે ખૂનો માનવીમાંથી માનવતા જ ભૂંસી નાખશે, માનવીને સાનરો બનતોય અટકાવી દેશે, પછી માનવને દેવ તો બનવાની શકયતા જ કયાં રહી? આ બધું આપણા આ યુગનું, વિજ્ઞાન યુગનું મોટું ભૂષણ ગણાશે?



'શીનપિયાસી'

## ફાગણુ ખેલે ફાગ

આ ફાગણુ ખેલે ફાગ,
વસંતનો વરણાગી રેલે,
રીમઝીમ તાલે રાગ—આ ફાગણુ૦

ટાઢ કહે કે 'હવે રજા લઉં,
ખોટ્યું ચાટ્યું માફ'
પાન ખરે પણ વનરાજીને,
કરવા માંડી સાફ.
શીતલતાને સ્નેહ કરે છે,
આતુર થઈ ને આગ—આ ફાગણુ૦

શિશિર સુષુપ્તિ છોડી સઘળું,
તન ચેતન સળવળતું
થીજેલું ઊર્મિઝરણું તે,
ઉરમોમે ખળભળતું;
નીંદર ઘેને ઘેરા સઘળા,
અણુ અણુ થાય સજાગ—આ ફાગણુ૦

લીમડાની મંજરીઓ જાણે
ફોરમ કેરી કુંવારી,
પીંપળની કૂંપળ સૌ જાણે,
નવવધૂ રંગ દુલારી
પૃથ્વી પ્રાણ તણો આ પ્રગટે,
પલપલ રંગ-પરાગ—આ ફાગણુ૦

★

ગની દહીં વાળા

## મેળો

પુરુષ છોરી ! કીયા રે રંગારે રંગી ચૂંદલડી—
કે તુને મેળે મનખ બધું જોતુ રે. મેળે

સ્ત્રી • છોરા ! આ ચૂંદડીનો રંગ કાચો રે,
હું ! રુદિયાનો રંગારો ગોતુ, ગોતુ રે રુદિ૦

પુરુષ - છોરી ! નેહ નીતરતા નેણું કસુમન—
ભીજવતા અંગે અંગ જી રે,
મારા ભીજવતા અંગે અંગ જી રે

સ્ત્રી છોરા ! પથરાણા પૂરવ ને પચ્છમ —
પાનેતરના રંગ જી રે, મારા પાનેતરના રંગ જી રે,
શુ નદરણુ, ને કોણુ બીજાણુ—
એનુ ભાન મુને કંઈ નો'તુ રે
હુ તો રદિયાનો રંગારો ગોતુ, ગોતુ રે

પુરુષ છોરી ! ફૂલગુનાની ફાગણિયો—
તારી ઓઢણીએ ભાગ કેગનિ,
તારી ઓઢણીએ, મારા કેગનિ

સ્ત્રી છોરા ! નોકરીયો, જાણે મોતી રીસ –
મારા ઝાંઝરીયે તારી વાસળીએ,
મારા ઝાંઝરીએ તારી વાસળીએ

પુરુષ તારા કામણગારા નયણામા—
દેખુ ગામને આખો પ્રોતુ રે,
છોરી ! મેળે મનમ બધુ જોતુ, જોતું રે –

સ્ત્રી રુદિયાનો રંગારો ગોતુ, ગોતુ રે

પુરુષ મેળે મનખ બધુ જોતુ, જોતુ રે

★

'પારાશર્ય'

## પહોંચ્યો બાગ વિષે

પહોંચ્યો બાગ મહીં, હતો સમય ના, પુષ્પો હતા ચૂંટવા,
ચૂંટ્યા કેંક ફૂલો ઉતાવળ કરી મે કંટકોને સહી.
વાસી, કૈંક કળી, અપૂર્ણ વિકસ્યા, ને ફુલની પાંદડી
પીખાયેલ, અખંડ પૂર્ણ વિકસ્યું ના એક પામી શક્યો
સાથે કે હળવે રહી, મહુ નહીં, એકાદ પૂરુ ખીલ્યું
લીધુ હોત અખંડ પુષ્પ ઉ ને કેવી મઝા હેત તો !

★





'સાલિક' પોપટિયા

## વિરહની વાતો

કદી બેચૈન નજરોમાં સિતારાને નચાવ્યા છે,
કદી પાગલ સમા થઈ ચાંદથી વાતો કરી લીધી;
કદી વીનવી છે રજનીને તમારી કંઈ ખબર દેવા,
કદી આંસુ વહાવ્યાં ને કદી આહો ભરી લીધી;
અતિ વ્યાકૂળ થઈ જઈ ને તમારું નામ લીધું છે.

કદી આ ફૂલને પૂછી તમારા રૂપની વાતો,
પૂછ્યું છે રાતરાણીને છે તારામાં મહક કોની ?
નિશા ! કાજળ તું કોના નેણનું ચોરીને આવી છે,
પૂછ્યું બુલબુલને તારા કંઠમાં છે આ ચહક કોની;
પૂછ્યું ચંદાને કોના નેણનું તેં તેજ લીધું છે.

હું બેઠો છું ઘણી વેળા ઉષાની વાટ નિરખીને,
તમારા પ્રેમનો એ કોઈનો સંદેશ લઈ આવે;
નસીબે ના લખાયા હોય જો પુનઃ એ સુખદ સ્વપ્નાં,
પુરાણા એ સ્વપનના કૈંક તો અવશેષ લઈ આવે.
તમારા ગુલસિતાંનું એને ઠેકાણું મેં દીધું છે.

શીતળ હું ચાંદની રાતોને સમજ્યો આગની જેવી,
વસંતોમાં વિચારો મેં કર્યા છે પાનખર કેરા;
અને રજનીના પાલવ પર જે ટાંકયા છે સિતારાઓ,
મને લાગ્યા છે જાણે દાગ એ મારા જીગર કેરા.
અમીના કૂપ ઢોળીને હળાહળ ઝેર પીધું છે.

કદી મેં કલ્પનાઓમાં તમારા ચિત્ર આલેખ્યા,
નથી છૂટી શકી કો'દી તમારા રૂપની માયા;
કદી ઘેલા થઈ મેં દોટ મૂકી છે પકડવાને,
અરે અંધારમાં જોયા તમારા ફરતા પરછાયા.
અને એમ જ મેં ભીતો સાથ પણ ટકરાઈ લીધું છે.



'પ્રવાત'

## પ્રભુતા પામવા

આંગણાં આથડી જ્યારે આવ્યો તારે દ્વાર હું
પ્રતાભુ કૈંક મેં દીઠી, પ્રભુત્વ વરવા ચહું.
પ્રભુત્વની બધી ત્યારે દેખાતી ઊડેલ એ
મારે ત્યાં ફેંકવી એવી પ્રભુતા તુજ દ્વારમાં
દ્વારને ઊંબરે મારે રાહ જોવી પડી હતી,
દ્વારથી હું વળું પાછો રુચિ રોકાયે જતી.
મારે તો એકલી તારી પ્રભુતા વરવી કરી
પ્રભુતા પામવા મારી, તારી પૂજાને ધરી.
સમર્પાયે અનોખું જ્યાં ઘોરતમ પ્રભુત્વ એ
પ્રભુતા પામવા માટે.



'ઉશનસ્'

## શ્રીને

સહસ્રદલ સૃષ્ટિના કમલનું કરી આસન
વિરાજિત થયેલ રમ્ય તમને નમું હું નમું,
અને કમલસૃષ્ટિનું તવ પદો કરી ધારણ
દલેદલ પ્રતષ્ટ કેવું ! અદકું જ તેથી ગમ્યું;
મુખે ગગનતેજના વલય શું ઝગે ઉજ્જવલ,
ઋતૂત્થ વનફૂલમાળ ધરી કંઠ, અંગાંગપે
ધર્યાં કુસુમમંડનો, નપુ ધરંત ઋત્વંબર,
ગિરીન્દ્ર શિખરો તણો મુકુટ ઉત્તમાંગે તપે.
વિભૂતિમય હે પ્રસન્ન કમલા, હવે ઊતરો
અધઃસ્થ દલનાં સ્તરો ઉપર, પ્રકૃતિનાં પડો
કૃપાળુ, તમ ધન્ય પાદસ્મિતની પ્રભાથી મઢો,
સુ દીન કૃતિચિત્તવાગી અમ ગૌરવે ઉદ્ધરો;
તમારી રમણીય મૂર્તિ ધરી ધન્યતા પદ્મને,
ચહું હું : તમ પાદપીઠ સમ ખીલવી દો મને.





ત્રણ કાવ્ય : ૯



'રાજહંસ'

# સમયનાં શોર-તોર

## ગુણોનાં બંધનમુક્તિ

કેટલીક વાર માણસનો ઘણો મોટો ગુણ એ એનો બોજ બની રહે છે, એને ડુબાડે છે ને બીજાને નડતર થઈ રહે છે. એનાં કારણો શોધીએ તો જડતાં નથી, ઈલાજ પણ સૂઝતા નથી. ગુણની આવી કરુણ ઘટના પાછળ વિધિના સંકેત માની મન મનાવવાનું રહે છે.

પહેલાં કોઈક રાજા એવા થતા કે કોટ કિલ્લા કે એના દરવાજા બનાવરાવી એના ઉસ્તાદ કારીગરને પૂરો કરી નાખતા. કારીગરીની કળા, પ્રાણ રેડીને સુંદર કૃતિ કરવાની તમન્ના, દેશ દેશાવરમાં થતી. એની નામના એ જ એનો પ્રાણ હરી લેતી. કવિઓ, મલ્લો, સંગીતકારો, પંડિતો એક રાજ્યમાંથી બીજે વસવા જઈ શકતા નથી; એમના ગુણ એમનાં બંધન થઈ રહેતા. કેટલાક લક્ષ્મીવાનોને એમની લક્ષ્મી જકડી રાખતી, રાત દિવસ ફિકર કરાવતી આ બંધન માયાનાં નથી, કાળનાં હોય છે. જાણે તોયે ત્યારે માણસ ઘણીવાર લાચાર બની રહે છે.

આપણા નેહરુને એમના ગુણ બંધન જેવા નીવડયા છે, એમાથી છૂટવું છે પણ છૂટાતું નથી. નેહરુ કયારેય સત્તા છોડી શકે એમ નથી. ને એ બંધનો અનિવાર્ય છે એમ દિવસે દિવસે એમને જ વધારે લગશે, એની રૂચિ પણ થશે ને નશો પણ ચડશે. મુક્ત થવાનો અવાજ ધીરેધીરે ક્ષીણ થતો જશે. એ જોશે કે એમનું ધાર્યું થતું નથી. એમનું ચલણ રહેતું નથી, એમના વિચારો ઊગે છે પણ એમને આકાર સાંપડતા નથી. જીવન અધૂરું ને ઊણું લાગે છે એવું જાણ્યા પછીયે એ જ જીવનને વળગી રહેવું પડે એ કરુણતા છે. એવે વખતે ગુણો ગરદન દબાવી બેસી જાય છે, બોજ બની રહે છે.

ચૂંટણીઓ વખતે નેહરુની જરૂર પક્ષને હજુ રહેવાની, પણ તે પછીયે નેહરુ મુક્ત થઈ શકવાના નથી પક્ષને એમની જરૂર તો છે જ, પણ હવે તો એમનેય આ પક્ષ વિના ચાલે એમ નથી, એનું વ્યસન પડી ચૂકયું છે. ભલે દેશહિત, શિસ્ત, કર્તવ્યની પરાકાષ્ઠા, સ્વાર્પણ—એવાં સોહામણાં નામો વડે એ બંધનને બિરદાવવામાં આવે, પણ એ સોનાનાં પાંજરાં છે, મુક્તિ નથી.

## નેહરુ—દેશના પ્રેરક ?

નેહરુને કયારેય પક્ષની રચના કરતાં આવડી નથી, ઉત્તર પ્રદેશમા પણ એમનો પક્ષ તો હતો જ નહિ. એ તંત્ર વિનાના તંત્રી છે. એમનું તંત્ર કોઈક સાચવે તો ઠીક, તો એમાથી સૂર કાઢી શકે. એ તંત્ર કાબૂ બહાર જાય તો નેહરુ લાચાર છે. ઉમદા સ્વભાવની આવી કમજોરી છે.

એમણે વિચારો તો ઘણા આપ્યા છે. એ વિચારો સુંદર છે. મહત્વના છે, વૈજ્ઞાનિક છે. એ વિચારોની રજુઆત છટાદાર થઈ છે. ઘણી પ્રતિભા મેળવ્યા પછી એ પ્રગટ થયા છે ને બહોળા પ્રમાણમાં ફેલાઈ શકયા છે. પણ એ વિચારો પાંગરતા નથી. એનું કોઈ આંદોલન ચાલતું નથી, દેશની નવી પેઢી એથી ખાસ પ્રભાવિત થઈ નથી. ઘણા માણસો તેમને સાંભળે છે, સાંભળવાનો લહાવો લે છે, ખુશ થાય છે, વખાણ કરે છે, કદીક ચર્ચા કરે છે અને પછી એના મુદ્દા વિસારે પાડે છે.

દેશમાં બીજાયે વિચારકો છે, જુદા જુદા ક્ષેત્રમાં નાની મોટી ઝૂંબેશો ચલાવી શકે એટલી શક્તિવાળા કાર્યકરો

છે, એમને પ્રતિષ્ઠા છે, ઉમંગ છે. પણ નેહરુના પ્રલાપોમાં એમનું કોઈ સાંભળતું નથી. પ્રતિષ્ઠિત નિષ્ફળતા આગળ બીજા પ્રવાહો મંદ પડી જાય છે. સુકાઈ જાય છે. દેશમાં પક્ષાપક્ષી સિવાયની એટલે કે સામાજિક હિતની ઝુંબેશોમાં મન દેખાતું નથી. વેગ આવતો નથી, ફળ બેસતાં નથી.

એક ભવ્ય સવારે જુદાં જુદાં રાષ્ટ્રો નેહરુને નિમંત્રણ મોકલે અને રાષ્ટ્રસમૂહનો કારોબાર આ બુદ્ધિશાળી તટસ્થ નિખાલસ માણસને સોંપવાનું જણાવે તો કોંગ્રેસના સહુ આગેવાનો ખરા અંતરથી એમને વિદાય આપે, (અલબત્ત, મોઢાની વાણી તો જુદી જ હોય.) પક્ષથી દૂર હોય તો વાંધો નહિ. નેહરુ અલગ ના થવા જોઈએ. એ જુદો પક્ષ રચે નહિ એટલું એમના પક્ષને જોઈએ છે. નેહરુ જુદા પક્ષની રચના નથી ઇચ્છતા, નથી કરી શકતા. એ એમની શક્તિની બહાર છે. ને એમનો પક્ષ એમને વિદાય દઈ આનંદ લઈ શકે છે.

### અછત—હુંડિયામણની કે વસ્તુઓની?

નેહરુને કોંગો કોરીઆ ને લાઓસ એલ્જીરીઆની ફિકર થાય છે એવી જ લોકશાહી, સમાજવાદ ને ઉદ્યોગીકરણની રહે છે. સત્તાનુકંપાવાળું હૃદય અને વૈજ્ઞાનિક બુદ્ધિ એ બંને વચ્ચે સમતુલા જાળવવા જતાં નેહરુને ઢીલા, પરાવલંબી, પ્રવાહગત રહેવું પડે છે, કોઈ દૃઢતા આવતી નથી, કોઈ સખ્તાઈ થતી નથી.

એમના કારોબારમાં બધું જ નભી શકે છે. પરદેશી હુંડિયામણની ખરી કટોકટી વેળાએ દેશની અંદર પ્રતિબંધવાળી અવનવી વસ્તુઓ પરદેશથી આવતી જ રહે છે, દરેક વિદેશયાત્રી ત્યાંથી પાછા ફરતાં કેટકેટલી વસ્તુઓ લાવે છે. એને ભળેલી રકમમાં એ આવું કેમ ખરીદી શકે તેની પૂછપરછ થતી નથી, સજાની બીક રહેતી નથી. નવામાં નવી ભારે મોટરો જોઈએ તેટલી દોડે છે. પોકેટ રેડિયો લઈ કેટલાયે ફરે છે. સેન્ટ, કૅમેરા, ઘડિયાળો આવતાં જ રહે છે. સોનું ને હીરામોતી રોજ રોજ ઘૂસતાં જાય છે. એ શું હુંડિયામણ મેળવ્યા વિના આવે છે? એના ઘરાકોને છૂટો દોર છે ત્યાં સુધી પરદેશી હુંડિયામણની અછત કોઈ માનવાનું નથી.

શું આ દેશના સાધનસંપન્ન સમૃદ્ધ માણસો પરદેશમાં નાણાંનો સંચય કરવો જરૂરી માને છે? આવો છૂપો સંચય શી રીતે થયો કે થતો રહે છે? એની જરૂર શાથી મનાય છે? એ નાણું કેવી રીતે વપરાય છે? લોકોને મન આ કોયડા છે, પણ નેહરુ ઘણું ચલાવી લે છે એટલે લોકો પણ હસી કાઢે છે. એમ જ કે આવું તો ચાલવાનું, એની નવાઈ નથી ને હવે એનું દુઃખ પણ નથી. પ્રજાએ આ પ્રકારનું શિક્ષણ નેહરુની સરકાર કનેથી મેળવ્યું છે.

અને યોજનાઓના અઢળક ખરચ વિશે પણ લોકોમાં એ જ વિચાર રહ્યો છે કે વરો થાય ત્યારે કેટલુંક બગડે પણ ખરું. એથી જે થઈ રહ્યું છે તે પેટે પાટા બાંધીને દુઃખ વેઠીને કરવાનું નથી. પણ વરાની ઉડાઉ રીતે કરવાનું છે એમ ઠરે છે! મોરારજીએ કહ્યું કે કોંગ્રેસની બહાર બીજા લોકો દેવ છે એમ માનવાને હું તૈયાર નથી. એટલું સમજવાની તાકાત તો લોકોમાં છે જ, પણ કોન્ગ્રેસમાં દેવ કેમ નથી, કેમ મરી ગયા એ મુઝવણ તો છે જ. દેવ નથી એવી કબુલત સાચી ભલે હોય, મનને રાજી કરે એવી તો નથી. અને વરાની ઉડાઉ પદ્ધતિ રાખવી હોય તો લોકોનો સાથ માગવાની કે અગવડો વેઠી લેવાની સલાહ પણ બંધ બેસતી નથી.

નેહરુની સરકાર કરોડો ખરચ કર્યાની કે કરવાની યોજનાઓ ઘડે છે. એ રૂપિયાથી યોજનાઓ ક્યારેય નહિ માપી શકાય. યોજનાઓનું સરવૈયું ખરચથી નહિ, ઉત્પાદનથી નીકળશે. પણ કમનસીબે ખરચ કરવાની તક મળી છે તે તરફ ઘણાનું ધ્યાન વધારે ગયું છે, નશો પણ એનો જ ચડ્યો છે. એ નશામાં રાજ્યોએ કેન્દ્રને હરાવ્યું છે ને કેન્દ્ર નબળું જણાયું છે. વધારે કરોડો રૂપિયાની માગણી રાજ્યોએ કરી તે કેન્દ્રને ઉચિત ના લાગી, પણ પાછળથી નમતું જોખી લીધું



ને વધારાના કરોડો મંજૂર રાખ્યા. એથી કેન્દ્રની કમજોરી જણાઈ તે ઉપરાંત રાષ્ટ્રીય એકતા પણ જોખમાઈ ગણાય.

### વરાની સમાજ ઉપર અસર

લોકોએ હમણાં ઘણા વરા કર્યા પણ એમને ઓછા ખર્ચાળ થવાની વાત કોઈએ કરી નથી. જે રીતે આપણાં શહેરોમાં લગ્નની ઉજવણી થાય છે તે રીતે આપણે ગરીબ નથી, તંગીઓ જાણે ભોગવતા નથી, કોઈ સંસ્થા એ ઉડાઉપણું નિવારવા રાજી નથી, કોઈ એવો ઉપાય કારગત થનો નથી કે એ વ્યય નિવારી શકાય. જેવી સરકારની ખરચ કરવા સંબંધી નીતિ છે, બરાબર તેવી નીતિ પ્રજા પાસે આવી છે. જે થાય તે દમામભેર કરવાનું સૂઝે છે. લોકોને અગર ઉત્સવ કરવા ગમે છે તો સરકારને પણ એમ જ છે. ત્યારે તંગીઓ સામે આંગળી ચીંધવાની પણ કોઈની હિંમત નથી.

ચીજ વસ્તુઓની તંગી નથી રહી પણ એમના ભાવ એવા વધ્યા છે કે એ દુષ્પ્રાપ્ય બને. ઊંચા ભાવ ઊંચે જ જવાના એની પણ સહુને ખાતરી થઈ ચૂકી છે. કોઈ ખોરાક પ્રધાનની છાતી નથી કે સારો ખોરાક વિપુલ ખોરાક અને સસ્તો ખોરાક ક્યારેય મળશે એમ કહી શકે. એક વાર પાકિસ્તાનની મશ્કરી થતી હતી કે અમેરિકા જીવાડે તો જીવે એવા એના હાલ થયા છે, હવે આપણો વારો આવ્યો છે. યોજનાઓના આધાર તો ત્યાં ગયો જ છે, અને સાથે ખોરાકનો આધાર પણ ત્યાં જ રહ્યો છે. એનાં વહાણ આવતાં બંધ થાય ત્યારે શું? પણ એવો વિચાર કરવાની હિંમત દેશમાં રહી નથી.

આ સ્થિતિ ચાલતી હોય ત્યારે દેશના ગવર્નરો ને મુખ્ય પ્રધાનો રોનકદાર સમારંભોમા પધરામણીએ જાય, ને તાલેવંતોના રંગરાગની કદર કરે, ત્યારે એમની ગરીબ-દાઝ કેટલી છીછરી છે તે જણાઈ આવે છે. ત્યારે એમ લાગે છે કે જે ચાલી રહ્યું છે એમા ગરીબોને તો પરસેવો જ રળવાનો છે. સાહ્યબી અને ભોગ બીજાનાં વધે એ માટે. એમના હોય તો ભોગસાહ્યબી-વાળાં પ્રદર્શનો, લગ્ન સત્કારો શી રીતે સંભવી શકે? શી રીતે એ પરંપરા લંબાતી જાય? સાત્વિક આનંદોની પ્રથા કેમ જોર પકડતી નથી?

### આનંદો—વ્યક્તિના ને સમાજના

લગ્ન-મરણના પગથાર મોટા ફેલાતા જાય છે ને એનો હરખ કરી લોકો ખૂબ મહાલે છે પણ એથી વ્યક્તિના કે સમાજના કયા ગુણ ખીલે છે? આપણે આધુનિક સમાજે કઈ સમજથી આ નવો રિવાજ વધાવ્યો છે? કે પછી જે આવી પડે, જેની સામે ઇલાજ નથી, એ ભલે પધાર્યો! આપણી પસંદ આ ઢાળની થઈ છે કે એને આપણે અનિવાર્ય દૂષણ ગણી લઈએ છીએ? પેટલીકરનું સૂચન છે કે લગ્નમા શું આપવું લેવું ને કેટલાને નોતરવા એના નિયમ ના હોઈ શકે, એ ચર્ચાની જરૂર નથી. આપણે યત્ન કરવો હોય તો એટલો કે આ બાબતને રિવાજ કે વ્યવહાર ના માનવો, પણ ઉત્સવ ગણી પોતાની શક્તિ અનુસાર ચાલવું. આ સૂચનથી ચાલુ વ્યવસ્થાને સમર્થન મળે છે, સુખી અને સમૃદ્ધોને છૂટો દોર મળે છે. પણ એમને એવો હક આપી એનો બચાવ કરવાની ગુજરાતમાંયે જરૂર છે ખરી?

ના, ગુજરાતે વિવેક જાળવવો જોઈએ. ગુજરાતે એના સમાજને છિન્નભિન્ન -અસમાનતાવાળો કે ભોગપ્રધાન બનાવવાની જરૂર નથી, એનું સમર્થન તો ના જ થઈ શકે. મોટા પરિધમાં ઓળખાવાથી લાગવગનું જોર વધે છે, ને લાગવગ એ આ જમાનાનું મોટું દૂષણ છે. એનું જોર વધારે એવી પ્રથાઓ આપણે પ્રયત્નપૂર્વક દૂર કરવી રહી.

લગ્નના ઉત્સવમાંથી-કહે છે કે લોકો ઘણો આનંદ મેળવે છે. આ હકીકત આપણે સમજવા, વિચારવા જેવી છે મોટા સમૂહમાં શા પરિચય થવાના, શા વાર્તાલાપ થવાના, સંબંધો શી રીતે કેળવવાના? એમા કોઈનો 'ટેસ્ટ' તો સમજાતો નથી, શિષ્ટાચારથી બધું ચાલે છે. એના રિવાજ પડતા જાય છે, ને દેખાદેખી વધે છે. તવંગરો જો સમાજના આગેવાન થવાના હોય તો

આવી દેખાદેખી ભલે વધે. પણ ગુજરાત એમનાથી શું એટલું બધું અંજાઈ જશે?

આપણે સમજી લેવું જોઈએ કે આનંદો કેળવવા જેવા છે. સમૂહના આનંદો જુદા છે, વ્યક્તિના જુદા છે, અને વ્યક્તિના હર્ષશોક જાહેરમાં ઘસડી જવાની કશી જરૂર નથી. એથી સામાજિક અસમાનતા ફેલાય તે આપણે ખપતી નથી.

### ગુજરાતી મોટી બેન રહે

ગુજરાત યુનિવર્સિટિએ એક ચર્ચાસ્પદ મુદ્દાનો સારો નિકાલ આણ્યો. સાત વર્ષ પછી માધ્યમ ગુજરાતીનું રાખે તે વાજબી છે. ત્યાં સુધીમાં પાઠ્ય પુસ્તકો તૈયાર કરી શકાશે, ને ગુજરાતી ભાષા વધારે ખેડાયલી સમૃદ્ધ થઈ હશે, એનાં વ્યાકરણ સુધર્યાં હશે, જોડણી શુદ્ધ ને એક સરખી થઈ હશે, લેખકો વધારે આદરપાત્ર ગણાયા હશે.

ગુજરાતીને માનભર્યું સ્થાન આપતાં આપણે હિત તો વિદ્યાર્થીનું જોવાનું છે. ગુજરાતીમાં શિક્ષણ લેતાં ને પરીક્ષા આપતાં એને સગવડ તો થશે જ. પણ જે પારિભાષિક શબ્દો તૈયાર થાય તે બહુધા ગુજરાતીને બદલે હિંદી રહેશે તો ઉચિત ગણાશે. એમ કરવાથી હિન્દી ભાષા સાથે આપણો વધારે મેળ રહેશે. હિંદી પારિભાષિક શબ્દો કૃત્રિમ ના બને એમ આપણે ઇચ્છીએ. અર્થ પૂરેપૂરો વ્યક્ત કરવાની શબ્દ ઉચ્ચારમાં સગવડ રહેવી જોઈએ તેમ એ ક્લિષ્ટ પણ ના થવા જોઈએ. કેટલેક અંશે આંતરરાષ્ટ્રીય પારિભાષિક શબ્દભંડોળને ગુજરાતીએ અપનાવવાની જરૂર રહેશે.

અને આપણે આ વ્યવસ્થા સ્થાપીએ તે વેળા અંગ્રેજીને માનભંગ કરવાનીયે જરૂર નથી. એ ભાષા આપણને વારસામાં મળી છે, એ વારસો ખોટો નથી પણ ખપ લાગે તેવો છે, અને ના કહીશું તો પણ જે લાગવગ ધરાવતો વર્ગ છે તે તો એમના સંતાનોને અંગ્રેજી શીખવવાથી વંચિત નહિ જ રાખે. ત્યારે શું સામાન્ય જનો કાજે લઘુગ્રંથિ થવા દેવી વાજબી ગણાશે? ગુજરાતી મોટી બેન ભલે રહે. અંગ્રેજીને રૂખસદ તો નહિ જ દેવાય.

### પ્રતિભા સાથે જનતાનું મિલન

હમણાં આપણે નાનાભાઈની, વિષ્ણુપ્રસાદ ત્રિવેદીની, ટૉલ્સ્ટૉયની ને ટાગોરની જયંતિઓ ઉજવી, ત્યારે જીવંત કે સદ્‌ગતના ભેદ ભૂંસ્યા, પ્રાંત અને દેશની સીમાઓ અવગણી. આપણે વિદ્યા, સંસ્કાર, અને માનનીનું તેજ પારખ્યું. આ એક શુભ પરંપરા છે. સંભવ છે કે કોઈ મોટા માણસની જયંતિ ઉજવ્યા વિના રહી જશે તો વળી કોઈ નાના માણસની ઉજવાઈ રહેશે. એનાં પ્રમાણ ના હોય. સૂર્ય મોટો છતાં નભબિંદુ હોય તો ઘરદીવડાં કેમ વિસારાય? જે કોઈ એ માનના અધિકારી છે તેમને યાદ કરીશું તો એમના ગુણો પ્રજામાં ઊતરશે, કૃતજ્ઞતાની ભાવના કેળવાશે, અને જ્ઞાન, અભ્યાસ, સાત્વિક પુરુષાર્થ, સમાજમિત્રતા, નિર્બળની ભેરુબંધી, અન્યાયનો સામનો —આવાં મૂલ્યો પ્રતિષ્ઠિત થશે.

ગામેગામ આ પ્રવૃત્તિ તરફ કાર્યકર્તાઓનું ધ્યાન જવું ઘટે છે. અને પ્રકાશમાં ના આવી હોય એવી લોકોત્તર વ્યક્તિઓને છતી કરી એમના ગુણ આદર પામે તેવા પ્રયાસ કરવા ઘટે છે. એવી દુર્લભ વ્યક્તિઓ ગામેગામ છે જેમની કદર એ જ ગામમાં કે તાલુકામાં નથી થઈ, પૂરો પરિચય પણ નથી થયો.

એમને શોધીને વિવેકપુરઃસર જનતા સાથે એમનું જાહેર મિલન કરાવવાથી એ વ્યક્તિની પ્રતિભા ઓર પ્રકાશી ઊઠશે, જનતાને તો પારાવારનો લાભ છે જ.

### ચંદ્રહાસ ગજગ્રાહ

મ્હૈસુર રાજ્યે હમણાં હાથીને પકડવાનો ખેડા કર્યો. કહે છે કે આ છેલ્લો ખેડો છે, અને હવે પછી હાથીને પકડી એને પાલતુ જાનવર બનાવવાની પદ્ધતિ તજી દેવામાં આવશે. હાથીની કદર હતી ત્યારે રાજદરબારે હતી, હવે એની જગ્યા કેટલીક મોટરગાડીએ લીધી છે. હાથી ઉપયોગી પ્રાણી હતું, હવે એ ખર્ચાળ ગણાયું છે.

હાથીનાં બળ ને શાણપણ બંને આપણે વખાણ્યાં

છે. એથી તો એ ચિત્રોમાં—શિલ્પમાં—કાવ્યમાં માન-ભર્યું સ્થાન પામ્યો છે. એનું કદ વિશાળ હોવાથી એનું ગૌરવ પણ ઘણું થયું. હવે એ હાથી વિસારે પડવા લાગ્યો છે. એના ગુણ એનો બોજ બની ગયા છે. અને હાથી એમાંથી છૂટી શકવાનો નથી એ નથી જંગલનો રહી શકતો કે નથી વસતીનો. એણે હવે મર્યે જ છૂટકો !

કહે છે કે એના દાંત લૂંટી લેવા આફ્રિકામાં હાથીની બેફામ કતલ ચાલી છે પણ એ ભલા શાણા પ્રાણીની વહારે કોઈ જઈ શકવાનું નથી. ઘોડો માણસનું પ્રિય પશુ રહ્યું, એણે ઘણી સેવા બજાવી, હવે એની જરૂર ઘટી ગઈ. ને ઘોડો ઘટી જવાનો. ને હાથી તો કદાચ નિર્મૂળ પણ થઈ જાય.

યંત્રનો દૈત્ય હાથીનોય હરીફ થઈ, એમાં હાર તો હાથીની જ થવાની !

શોભા, ગૌરવ, ઉપયોગ, ગુણ, એની છત હોય તો શું, સમય પૂરો થાય એટલે કાળના મોમાં એ વિલી થઈ જવાનું ! ને એની જગ્યાએ નવું શું દેખાશે કેક પંખીઓ ને પશુઓ ને સમુદ્રની અજાયબીઓ ગરક થતી જાય છે, ઉમેરો થતો હોય તો—જંતુઓનો



'રસન્નવા'

## રસ–ભરતી

રંગના, રસના અને મસ્તીના એ દિવસોમાં હું તો શું, મારા જેવી કેટલીય યુવતીઓ દેહનાં તો ઠીક, દિલનાંયે ભાન ભૂલી જાય છે ત્યાં મારું શું ગજું ? શહેરોએ વસંતના એ ફાગ ખેલવાનું મહત્ત્વ ઘટાડી દીધું છે એટલે એ નિર્બંધ ઉત્સવનું રૂપ કેમે કર્યું શહેરીઓને નહિ સમજાય. પણ મારી એ નિર્બંધ ઉત્સવ–ઈચ્છા સંતોષવા, જીવનમાં મુક્તિ અનુભવવા હું, ફાગણ મહિનો આવતાં જ મારા ગામડે દોડી ગઈ. નિર્દોષ એવા આનંદ માટે યોજા-યેલા ઉત્સવોમાં ફાલ્ગુનીનું જબરું મહત્ત્વ છે રસભરતીમાં નવડાવતી એ ફાગણી પૂર્ણિમાની હું કેટલી બધી આતુરતાથી રાહ જોતી હતી ? આપણા લોકકવિઓની રચનાઓ પણ એ ઉત્સવ માટે કેવી નિર્બંધ વહી ગઈ છે ! એ ગીતોની રસમસ્તીથી છલકાતી મારી યુવાની ફાગણના ફાગ ખેલવામાં મસ્ત બની ગઈ. સરખી સહિયરો સાથે મન ભરીને મસ્તી માણતી હું એવી તો ખોવાઈ ગઈ કે મારી જાતનું પણ મને ભાન ન રહ્યું સહિયરોએ મને રંગી નાખવા, રસતરબોળ કરી દેવાનું જાણે કાવતરું જ કર્યું હતું. અને હું એ રંગમાં, એ રસમાં ભીંજાતી, ખોવાતી, સમરંગ થતી વધુ ને વધુ ખેંચાતી જ ગઈ. મન મૂકીને જીવનનો નિર્બંધ આનંદ અનુભવતી ફાગણના એ ફાગ ખેલવામાં પરોવાઈ ગઈ. સમોવડી સખીઓની મારી અકલી ઉંમરની એ સહિયારી ચડાઈ હું જાણે ન સહી શકી અને મને મારી અશક્તિનું ભાન થયું જાણે હું ગૂંગળાઈ ગઈ હોઉં તેમ અબીલ–ગુલાલે મારા શ્વાસને રૂંધી દીધો. ફાગણની એ માદક અને ઉત્તેજનાપ્રેરક બપોરે રંગથી ભીંજાયેલી મારી કાયા જાણે થથરવા લાગી. અને છતાંય હું એ રંગોત્સવમાં એટલી એકરૂપ બની રહી. એ હોરીખેલનમાં મારાં ભીંજાયેલા કપડાંનું તો ભાન નહોતું જ રહ્યું. પણ બધી સખીઓએ મારાં કપડાંના લીરે લીરા કરી નાખ્યા હતા એનુંય ભાન મને ન રહ્યું. હું તો મસ્ત હતી: રંગના ખેલમાં અને ખેલની મસ્તીમાં. અને એકએક સખીઓ એમના કપડા સંકોરતી, લજ્જા અનુભવતી, શરીરનાં અંગોને હાથ વતી ઢાંકવાનો નિષ્ફળ પ્રયાસ કરતી જુદી જુદી દિશાઓમાં દોડી ગઈ ત્યારે હું ચમકી. મારી એકલતાએ મને વધુ ચમકાવી. અબીલ–ગુલાલે ઉડવાથી બળતી મારી આંખો પૂરું જોઈ પણ નહોતી શકતી તોય કંઈક ઝાંખું મને જે દેખાયું એ હું જાણે માનવા તૈયાર નહોતી મારી તદ્દન નજીક આવીને મારો પ્રિયતમ ઊભો હતો અને હું મો વંકાસી રહી હતી ! જાણે એનાથી એ ન સહેવાયું. મને એ ભેટી પડ્યો. રસ-ભરતીનું એ મોજું સૌથી વિરાટ હતું. કંપતી કાયાના કંપારી મટાડવા માટે એના જ મારે જરૂર હતી...







'ધૂમકેતુ'

# ભીખુદાસ

ઇતિહાસમાં મહામાનવોનાં નામો નોંધાય છે, પણ જે નામો ઇતિહાસમાં શોધ્યાય ન જડે તેવાં વણનોંધ્યાં નામો તો અમર હોય છે. ઇતિહાસ જાણનાર કોઈએ જે નામ ક્યારેય જાણ્યું નથી એવા એક અમર પાત્રનું આલેખન જાણીતા વાર્તાકારે એમની આગવી શૈલીમાં વાચકો માટે કર્યું છે...

ભીખુદાસ એક પળભર તો વિચારમાં પડી ગયો. પછી તે આંખો મીંચી ગયો. જાણે અંતરમાં ઊંડે ઊંડે કાંઈ ખોજ કરવા માટે ચાલ્યો ગયો લાગ્યો. એમ ને એમ પા કલાક વીતી ગયો. એને સંદેશો આપનારો એની સામે જ બેઠો હતો. એ પણ આ દૃશ્ય જોઈને ગભરાઈ ગયો.

એને થયું કે એણે આંહીં આવવામાં ભારે ભૂલ કરી હતી. આ સંદેશો સાંભળીને ભીખુદાસને એવો ભારે આઘાત લાગ્યો જણાતો હતો કે, એ આઘાત છુપાવવા માટે જ એ મૂગો થઈને આંખો મીંચી ગયો હશે.

તેણે થોડીવાર રાહ જોઈ, પણ ભીખુદાસ તો જડ પથ્થરની મૂર્તિ જેમ અચળ બેઠો હતો. ન આમ ચાલે કે તેમ ચાલે. અંતે એણે થાકીને કહ્યું: 'ભીખુદાસજી! આ તમે શું કરી રહ્યા છો? તમને શું થયું છે?'

'હું ખોજ કરી રહ્યો છું રઘુવીર! આંહીં એક પાંદડું પણ નિરર્થક હાલતું નથી. ગૂઢ હેતુ વિના કાંઈ બનતું નથી. આવો પ્રસંગ બની ગયો અને તેય અમારા કુટુંબમાં એટલે હું અમારો આગલો પાછલો ઇતિહાસ તપાસી રહ્યો છું.' ભીખુદાસે આંખો ઉઘાડ્યા વિના બેઠાં બેઠાં જ જવાબ વાળ્યો. જે સ્થિતિમાં પોતે હતો તે સ્થિતિમાં એ એમ ને એમ શાંત બેઠો જ રહ્યો. થોડી પળો એમ ને એમ વીતી ગઈ. અંતે તેણે આંખો ઉઘાડી. રઘુવીર સામે જોયું. રઘુવીર નવાઈ પામી ગયો. એ આંખમાં હવે ક્યાંય વેદના ન હતી. શોક ન હતો. કાંઈક ખોવાઈ ગયાનો અફસોસ પણ ન હતો. પોતાનો સંદેશો સાંભળીને જે આઘાત એને લાગ્યો હતો, એની લેશ પણ નિશાની હવે ત્યાં ન હતી. સ્વસ્થ, શાંત, પોતાના જીવનકાર્યમાં પાછો પોતે તલ્લીન થઈ જવા માગતો હોય તેમ, કાંઈ પણ બોલ્યા વિના 'હરિઃ ૐ, હરિઃ ૐ, તવ ચરણ, મમ પરમ જેમ' એમ મન-સમાધાન મેળવવા માટે મોટેથી બોલતો ભીખુદાસ, રઘુવીર સામે શાંતિથી થોડી વાર જોઈ રહ્યો. પછી તે કાંઈ ન હોય તેમ બોલ્યો: 'તમે રઘુવીર, ક્યાં પુષ્કરજી ઊપડ્યા?'

'હા દેવ! હું જાઉં છું તો પુષ્કરજી. કાંઈ કામ હોય તો મને કહો. આ તો આંહીંથી નીકળ્યો એટલે થયું, વચ્ચે તમને મળતો જાઉં ..ને આ સમાચાર બધે ચર્ચાય છે, તે પણ આપતો જાઉં. તાનસેનજીએ ભારે કરી!'

'આપણામાં જે બીજ સૂતેલું પડ્યું હોય, રઘુવીર, તેની આપણને ખબર પણ ન હોય એમ બને. વર્ષો પહેલાં કોઈ ઇચ્છાબીજ વવાઈ ગયું હોય, એને માટે ભારે મનલાગણી પણ હોય, તો વર્ષો પછી પણ, એ ઇચ્છાબીજ એક કે બીજે રૂપે ફળે ને ફળે એવી આ વાત છે. અમારો ધંધો કથાનકોનો. જ્ઞાતિ બ્રાહ્મણની. શુદ્ધ બીજાંકુર વર્ષોથી વહેતા આવે. કુટુંબમાં કથાનકો થતા આવે. પણ જમાનો પલટાયો હતો. હવા પલટાઈ હતી. દેશવેશ બધું જ પલટાયું હતું. કથાનકો કંગાલ જણાતા હતા. એમનું સ્થાન શું?

'સૌને આગળ વધવાની તાલાવેલી લાગી હતી. માન, અકરામ, કીર્તિ, અશરફી બધાંને એની લગની લાગી હતી. એટલે ભાષા, વેશ, ધંધા, બધું બદલાવ્યા વિના છૂટકો જ ન હતો. 'યથા રાજા તથા પ્રજા' જેવી વાત ચાલી હતી. 'દિલ્હીશ્વરો વા જગદીશ્વરો વા' એવી પ્રખ્યાત ઉક્તિ, પંડિત જગન્નાથ જેવાએ જેના વિષે કહી તે મહાન અકબર બાદશાહના દરબારમાં આવું મહાન માન મળે અને માણસ પોતાપણું ન રાખી શકે, તો એમાં નવાઈ જેવું શું છે? તાનસે-

નનું એમ જ બન્યું છે. મને એનો અફસોસ નથી. શોક નથી. વેદના નથી મોહ પણ નથી. કેવળ હરિદાસ જેવા સંત આ વાત જાણશે, તો એમને આઘાત લાગી જશે. સંગીતવિદ્યા જેવી દેવવિદ્યા પણ વ્યક્તિત્વનો લોપ કરે પછી તો આહીં બધે 'અત્ર લુપ્તા સરસ્વતી' એવી જ અવસ્થા થઈ જાય. વિદ્યાનો વારસો કોઈ કોઈને આપે નહિ એવી હવા થઈ જાય અફસોસ હોય તો માત્ર એ વાતનો છે. પણ ચાલો, માણસ હવા સામે ભાગ્યે જ ટકી શકે. જે થયુ તે સારું થયું. હવે એનો કીર્તિધ્વજ ભારતવર્ષમા લહેરાશે એ જોઈને મને તો શેર શેર લોહી ચડશે!'

રઘુવીર કાંઈ બોલ્યો નહિ પણ તે વાત સમજી ગયો. ભીખુદાસનો પોતાનો સગો ભાઈ, તાનસેન, મહાન ગવૈયાની કીર્તિ પ્રાપ્ત કરી ચૂક્યો હતો. પોતે તો જે હતો તે જ રહ્યો હતો. કથાકાર, મહાભારતનો કથાકાર. પોતે વિનમ્ર એવો કે ભીખુદાસ નામથી જ પોતાની જાતને ઓળખાવે. ભાઈને દિલ્હીશ્વર જેવા માન આપે છે એ સાંભળીને આનંદ પામે. પણ દિલ્હીને પથે જવાની કોઈ દિવસ વાત નહિ કે મહાન ગવૈયા થવાની આકાંક્ષા પણ નહિ. ભલો પોતે, ભલું પોતાનું કામ, ભલું આ ગામ, અને ભલી લોકને ડોલાવી નાખનારી પોતાની કથાઓ પોતે પોતાને કથાનક કહે. ને જે કાંઈ સીધુસામાન મળે તેમા બ્રાહ્મણિયા જીવન ગાળે. કોઈ કહેશે, 'અરે! ભીખુદાસ! તમે તે શું આંહીં પડી રહ્યા છો? દિલ્હી પહોંચો. તમારા જેવાના કંઠ ઉપર તો દિલ્હીશ્વર જગદીશ્વરનો દરબાર વારી જશે. જોતજોતામાં ભારતવિખ્યાત થઈ જશો. આ તમારા જ સગા ભાઈ તાનસેનની વાત જોતા નથી? દિલ્હીમાં ઊપડ્યા ઊપડતા નથી!'

ભીખુદાસ બે હાથ જોડીને જવાબ વાળે· 'ભાઈ! વાત તો તમારી સોળ વાલ ને એક રતી છે પણ હું રહ્યો અકિંચન બ્રાહ્મણ. મારો ધંધો વર્ષોથી—બાપદાદાથી, આ મહાભારતની કથા કરવાનો. મારા પિતાજી કહેતા: "બેટા! ચારે તરફ આ દેશમાં દાવાનળ લાગ્યો છે. આપણે ક્યાં લોહન પાણી પીધાં છે તે સમે સામે લડીને મરી શકીએ, ને સમય આવ્યે પ્રજાના પ્રાણતંતુને કાંઈ ને કાંઈ વેગ આપતા રહીએ. કે જેથી આ દાવાનળમાથી પ્રજા પસાર થઈને પોતાના વ્યક્તિત્વને જાળવી રાખે? આપણે ક્યા કોઈ એવા અમર કૂપનાં લોહ પાણી પીધ છે તે એવું કરી શકીએ? આપણે તો આપણી રીતે, આ મહાભારતની કથાને સજીવન રાખીને, લોકના દિલમા કોઈ ને કોઈ અભિમન્યુ જીવતો રાખીએ, કે જેથી પ્રજા સાવ નિર્માલ્ય, નિરાશ, હતાશ થઈને પોતાના પ્રાણતંતુને ખોઈ ન બેસે! *કોઈક પ્રાણ જાગતો હશે તો આ દાવાનળ,* પાંચે, પંદરે, પચાસે, સોએ વર્ષે જ્યારે પણ ચાલ્યો જશે, ત્યારે પાછી પુનર્જીવનની વેલ પ્રગટશે. પ્રજાનું વ્યક્તિત્વ રહેશે. એનો સંસ્કારવારસો જળવાશે એમાંથી કોઈ ને કોઈ સાત કોઠે વીંધાઈ જનાર નીકળશે માટે આપણે મૂકી દાળ ને ચપટી લોટ ઉપર જીવીને પણ, કાર્ય જાગતું રાખો દીકરા! મોટા ગણાતા માણસોનાં ઘૃણા ને તિરસ્કારને, એની ઉપેક્ષાને, એના ઉપહાસને, નભાવી લ્યો દીકરા! પણ આ યુગયુગની પ્રાણ જ્યોતને જીવતી રાખો!" હું તો ભાઈ! આટલા માટે આહીં બેઠો છું. મારું કથાનકનું કામ ચલાવું છું. દિલ્હી ઘણું મોટું હશે, દિલ્હીશ્વર જગદીશ્વર જેવો હશે—એ બધું જ હશે, પણ ખૂણે ખૂણે જો તમારી સંસ્કાર વાર્તાઓનો વાહક કોઈક નહિ પડ્યો હોય, તો એક દી પ્રજાનું દેવાળું ફૂંકાઈ જશે. મને તો આહીં જ જીવવા દ્યો. આહી ઠીક છે!'

તાનસેન મહાન ગવૈયો થઈ ગયો હતો. એનો સગો ભાઈ ભીખુદાસ સાદો કથાનક (ભજનિક) રહ્યો હતો. ભાઈની કીર્તિ સાંભળીને એને આનંદ થયો. પણ આજે રઘુવીરે જે સમાચાર આપ્યા તે ચોંકાવનારા પણ હતા. હવાની સામે ટકી નહિ શકવાથી તાનસેન ધીમે ધીમે પરધર્મ તરફ પણ વળી ગયો હતો!

એ સમાચાર સાંભળીને એક ઘડીભર ભીખુદાસ સ્તબ્ધ થઈ ગયો હતો. પણ એણે મનખોજ કરી. જ્યાં અશરફીઓનાં માન વધ્યાં હતાં, રાજદ્વારે સ્થાન મેળવવું હોય તો બધા જ નવા રંગપલટા લેવા પડે તેમ હતા, ત્યાં હવે કોણ ગમારની પેઠે ગામડામાં પડ્યો રહેવાનો હતો? જેની જેની પાસે શક્તિ, એ બધાની દિલ્હી તરફ ભક્તિ. આ એક જ વ્યાપક સત્ય હતું. પણ ભીખુદાસને આઘાત લાગ્યો. પોતાનો સગો ભાઈ આમ પરધર્મ તરફ ઢળી જાય?

પણ થાય શું? હવા જ એવી હતી કે તમે રાજદ્વારે પગ મૂકો, એટલે તમે વધારે ને વધારે નમતા-ભજતા રહો.

એક રાણા પ્રતાપ સિવાય, આખા ભારતવર્ષમાં બીજું કોણ રહ્યું હતું, જે દિલ્હીશ્વરની પ્રશંસા કરતું ન હતું?

પોતે એકલો થઈ ગયો. વર્ષોજૂની પોતાની કથાકારની ગાદી આજ લોકનજરે એક રીતે નીચે પડી. એણે ગમે તેમ મન વાળ્યું. અને ધીમે ધીમે એ પાછો પોતાના કામમાં તલ્લીન થવા લાગ્યો.

*

પણ એ વખતે તો જે કોઈ શક્તિશાળી હોય, તેને દિલ્હીદરબારનું આમંત્રણ વહેલે મોડે મળતું જ રહેતું. માન, અકરામ, અશરફી, હોદ્દો, ઇજ્જત બધાં ત્યાં હતાં. રાજશાસનની વસ્તુ જ જુદી હતી. એટલે જે કોઈની પાસે કાંઈ કારીગરી હોય, કોઈ નકશી હોય, કોઈ અસાધારણ શક્તિ હોય, કોઈ કુદરતી વસ્તુ હોય એ તમામ દિલમાં એક વાત રહેતી: એ વસ્તુ વટાવી ખાવાની. એક વખત જે દિલ્હી પહોંચતા તે મહાન થઈ જતા. પછી એ પોતાની ભૂમિમાં એ વાતનું બીજ રોપી શકે, એ વાતમાં કાંઈ માલ ન હતો. એ સંસ્કાર છેવટે ભૂંસાઈ જાય. ઘણી વાતો આમ મરી જતી હતી. ભીખુદાસ એ સમજતો હતો. એને પણ કંઈક મળ્યો હતો અદ્ભુત. પણ એણે એને સંસ્કારઓપ આપીને રાજદરબાર માટે તૈયાર ન કર્યો.

એ તો જ્યાંનો હતો ત્યાંનો રહ્યો. સેંકડો હજારો પ્રજાજનોને મહાભારતની કથાનો રસ એ પાતો રહ્યો. એમાં નવી નવી વાતો પણ આપતો રહ્યો. એના સ્થાનમાંથી કેટલાયે દિલ્હીનો પંથ લીધો હતો. કોઈ અદ્ભુત લેખક બની ગયા હતા. કોઈ ચિત્રકાર થયા હતા. કોઈ ગવૈયા હતા. શિલ્પી પણ હતા. મહાભારતનાં, રામાયણનાં ચિત્રો ચાલતાં એમાં પણ ઘણા ગયા હતા. એક માત્ર ભીખુદાસ પોતાની જાતને અસલ ભીખુ મનાવતો, જે આસન ઉપર બેઠો હતો એ જ આસન ઉપર, બેઠો રહ્યો.

પણ તનમનને લીધે એની કીર્તિ પણ દિલ્હીમાં ગવાતી હતી.

એક દિવસ પ્રભાતે બાદશાહી રુક્કા સાથે એક સવાર આવીને ઊભો રહ્યો. તેણે ગામના મુખીને શોધી કાઢ્યો. છેક દિલ્હીથી જેને ત્યાં બાદશાહી સવાર આવે એ માણસનું ભાગ્ય કાંઈ જેવું તેવું ન ગણાતું. એટલે એ વાત સાંભળતામાં તો સેંકડો માણસો ત્યાં ભેગાં થઈ ગયાં.

સૌને લાગ્યું કે ભીખુદાસના નસીબનું પાંદડું હવે ફરી ગયું છે. હવે એ પણ એના ભાઈની જેમ બાદશાહી સિંહાસન પાસે બેસવાનો અધિકારી થઈ જશે. બધા એના તરફ શેહથી જોવા લાગ્યા. બાદશાહી રુક્કો વાંચીને ભીખુદાસ વિચારમાં પડી ગયો.

એમાં દિલ્હી આવવાની વાત હતી. માનપાન સહિત સોનેરી મ્યાનો એને લાવવા માટે મોકલાઈ ગયો હતો. સાથે પંદર પચીસ તો સવારો હતા. રાજ્યના હાથી ભીખુદાસને દિલ્હી જવાનું આમંત્રણ મળ્યું હતું.

રુક્કો વાંચીને શું કરવું તેની ચિંતામાં ભીખુદાસ પડી ગયો.

ચોખ્ખી 'ના' કહે છે તો બાદશાહનું અપમાન થાય છે. 'હા' કહે છે તો પોતાની વંશપરંપરાની કથાનકની ગાદીનું ગૌરવ હણાય છે. ગમે તેમ, પણ એની ગાદી, છેલ્લાં સો સો વર્ષથી પ્રજાને પ્રાણ ટકાવવાનું બળ આપી રહી હતી. એણે રાજા ધર્મને, અર્જુનને,

દ્રૌપદીને, ભીમને, અભિમન્યુને જીવતા રાખ્યા હતા; અને એમણે—નામશેષ થઈ ગયેલા એમણે પ્રજાને જીવતી રાખી હતી.

હજારો જીતનારા ભલે આવે. હિંદની આ વાતો જીવે ત્યાં સુધી પ્રજા જીવે. ત્યાં સુધી એને કોઈ હતાશાના અગ્નિકુંડમાં ફેંકી દઈ ન શકે !

ભીખુદાસને પોતાનું આ કામ હતું. દિલ્હીશ્વરો તો અનેક આવ્યા, અનેક ગયા. પ્રજાની આ શ્રદ્ધા તો રહી તો રહી, ને ગઈ તો ગઈ, એટલે બધું જ ખલાસ !

ભીખુદાસ હજી તો વિચાર કરે છે ત્યાં સોનેરી મ્યાનો દેખાયો; દસ–પંદર મોટા સવારો દેખાયા એવડા નાનકડા સ્થળને મોટી પ્રતિષ્ઠા મળી ગઈ.

ભીખુદાસે તત્કાળ નિર્ણય લેવાનો હતો. તે બે હાથ જોડીને આગળ વધ્યો. તેણે સવારને કહ્યું :

'ભાઈ ! તમે ખાખરાની ખિસકોલી પાસે સાકરના ગંજ આણ્યા છે. હું તો ભિખારી છું. અમારા કુળમાં વ્રત છે કે એક માણસ ભિખારી રહે. ને જે કાંઈ ભીખમાં મળે, કથા કરતા લોક આપે, તેના ઉપર જીવે ! હું હવે આ થાનક છોડી શકતો નથી !'

'અરે, પણ તુમ ગંડુ જૈસી બાત કરતે હો—ફિર ઈધર આ જાના ! કૌન રુકાવટ કરતા હૈ ?'

'એ બધુંય સાચું બાપજી ! પણ હું તો જંગલનો ઢોર. મને આંહીં ગમે. ત્યાં મારું કામ નહિ !'

'અરે ! પણ બાદશાહી રુક્કા ..'

'બાદશાહી રુક્કો મેં માથે ચડાવ્યો—જમાદાર સા'બ !' ભીખુદાસે માથે હાથ અડાડ્યો. 'પણ હું ભિખારી. રાજદરબારમાં મારું કામ નહિ. મને ત્યાં બોલતાં આવડે નહિ.'

'અરે ! તુમારા દિમાગ ફિર જાયગા. નસીબ પલટ જાયગા !'

'એ બધુંય ખરું જમાદાર સા'બ ! પણ હું તો શેર બાજરી ક્ષખારીને આવ્યો છું. દોઢ શેર મારે જોતી નથી ! મને માફ કરો !'

ભીખુદાસને બધાએ બહુ સમજાવ્યો. છેવટે તો ભય પણ બતાવ્યો. પણ એણે તો એક જ વાત પકડી. હું તો કથાકાર. મારું સ્થાન આંહીં. મારું સ્થાન લોક વચ્ચે. મને દરબારમાં ફાવે નહિ. દરબારમાં હું કુતૂહલનું પ્રાણી ગણાઉં. મારે ત્યાં આવવું નથી !'

જ્યારે બધાને ખાતરી થઈ કે ભીખુદાસ કોઈ રીતે દિલ્હીને પથે વળે તેમ નથી, ત્યારે બધા આવ્યા હતા તેવા પાછા ફર્યા. પછી શું થયું એની કોઈ આગળની વાત ક્યાંય જડતી નથી.

પણ કહે છે કે ભીખુદાસને એવી શંકા થઈ કે કદાચ હજી પણ એને કોઈ લેવા આવે.

એટલે એણે પોતાનું એ સ્થાનક જ છોડી દીધું. પછી એ ગામેગામ ફરવા માંડયો, ને એક ઠેકાણે બેસીને જે મહાભારતની કથા બધાને સંભળાવતો, તે હવે ઠેકાણે ઠેકાણે ફરીને, ગામડે ગામડે સંભળાવવા માંડયો. આજ આખી દુનિયા જાણે છે, તાનસેન મહાન હતો, એની પાસે ગાંધર્વ લોકની વિદ્યા હતી. એનું નામ ઈતિહાસમાં બાદશાહ અકબર સાથે હમેશને માટે જોડાઈ ગયું છે.

પણ ભીખુદાસે ગામડે ગામડે કથા કરીને લોકજીવનની જે જ્યોતિ અખંડ રાખી, એ એની શાંત ઉપાસનાને બિરદાવતો એક પથ્થર પણ આજે ક્યાંય ઊભો નથી. ભીખુદાસ કોણ હતો, એ પણ કોઈને જાણ નથી. પણ ઈતિહાસ કહે છે, ભૂલતા નહિ, મને વાંચનારાઓ ! મારે ત્યાં નોંધાયેલાં નામો મહાન હશે; પણ મારે ત્યાં નહિ નોંધાયેલાં નામો તો અમર છે !

*

ચીનાઓ પોતે બિલાડીની આંખ જોઈને દિવસે ચોક્કસ સમય કહી શકે છે. બપોરે બિલાડીની આંખ સંકોચાઈને તદ્દન નાની થઈ ગઈ હોય છે. દિવસ જેમ જેમ ચડે છે તેમ તેમ આંખ મોટી થતી જાય છે. અને અંધારું થતાં સંપૂર્ણ વિકસી રહે છે. અને પાછો દિવસ થતાં ધીમે ધીમે સંકોચાવા માંડે છે.

ચુનીલાલ વ૦ શાહ

# નિજત્વ–પોતાપણું

આપણા જાણીતા પીઢ નવલકથાકાર અચ્છા અભ્યાસુ અને વિચારક પણ છે તેની પ્રતીતિ કરાવતો આ ચિંતનાત્મક—વધુ તો વિચારણીય લેખ છે જેને વાચકો વિચારપૂર્વક આવકારશે. ઊંડું ચિંતન કરવાની આપણી વૃત્તિ જ ઓછી થવા લાગી છે ત્યારે આવા વિચાર-લેખો જરૂરી પણ બને છે...

એક એવી વ્યક્તિના વ્યક્તિત્વ વિષે મેં કેટલુંક જાણ્યું છે કે જેનો પ્રત્યક્ષ પરિચય મને થયો નથી. એ વ્યક્તિત્વની વાત એવી છે કે તે એક પ્રતિષ્ઠિત માણસ છે, બુદ્ધિમાન છે, જવાબદારીનો ખ્યાલ ધરાવનાર છે અને જાહેર કાર્યમાં પણ ભાગ લે છે. જ્યારે કોઈ વસ્તુની કિંમત તેને આપવાની હોય છે, મજૂરીના દામ ચૂકવવાના હોય છે કે ગાડીવાનને ગાડીભાડું આપવાનું હોય છે, ત્યારે તે હમેશાં પોતાની રીતે વર્તે છે, અર્થાત બજારુ મૂલ્ય કે ચાલુ ભાવથી કાંઈક વધારે આપે છે. કોઈ વાર દોઢા–બમણા પૈસા પણ આપી દે છે. આમ કરવાનું કારણ શું? સામાન્ય રીતે તો તેને ઘણા ખરા મૂર્ખ કહે, અને કોઈક જ ઉદાર કહે; પણ ઉદારતા જ્યારે કોઈની દષ્ટિને ઉડાઉગીરીનું સ્વરૂપ ધારણ કરનારી લાગે ત્યારે તે પોતાનો પહેલાંનો અભિપ્રાય બદલાવીને તેને મૂર્ખ જ કહે.

ગાંધીજીના આશ્રમમાં જ્યારે શાક-તરકારી ઉગાડીને બજારમાં વેચવામાં આવતાં હતાં, ત્યારે વખતોવખત તેનો ભાવ ઠરાવવામાં આવતો હતો. એ ભાવ શાક વેચવાનો હતો અને બજારમાંથી શાક ખરીદવાનો પણ હતો. એટલે કે આશ્રમમાં ઉગાડેલી કોબીજ જો ત્રણ આને શેર વેચવામાં આવતી હોય તો બજારમાંથી આશ્રમ માટે કોબીજ ખરીદ કરતી વખતે તેનો ભાવ ત્રણ આના શેર મુજબ જ આપવાનો હોય, પછી ભલે બજારભાવ એક આને શેરનો હોય. વસ્તુ વેચવા–ખરીદવાનો ગાંધીજીનો ગજ આ પ્રકારનો હતો. ગાંધીજીનું નામ આવ્યું એટલે તેમને કોઈ મૂર્ખ કહેવાની હિંમત તો ન કરે. પણ એવું તો જરૂર કહે કે સંત મહાત્મા અર્થશાસ્ત્રના કાચા અભ્યાસી જ હોવા જોઈએ.

આ બેઉ દાખલામાં વ્યક્તિનું વ્યક્તિત્વ જોવા મળે છે. બે વ્યક્તિઓનું વર્તન વિશિષ્ટ દર્શનના પરિણામરૂપ છે. બજારમાં વેચાતી વસ્તુઓ, મજૂરીનો ઠરાવવામાં આવતો ભાવ, ઘોડાગાડીના ભાડાનો દર વગેરેને સામાન્ય રીતે જે અર્થશાસ્ત્રીય નિયમ લાગુ પડે છે તે માગણી અને પુરવઠાના ધોરણ પર રચાયેલો હોય છે. બજારમાં કોઈ વસ્તુની ખેંચ હોય તો તેનો બજારભાવ બમણો થાય; કોઈ વેપારીએ બજારમાં એકદમ પુષ્કળ માલ લાવી ખડક્યો હોય તો તેનો ભાવ ઊતરી જાય, વેપારીને ખોટ જાય અને ઉત્પાદકે બજારમાં જંગડ માલ બજારમાં વેચવા મૂક્યો હોય તો તેને પૂરી પડતર કિંમત પણ કદાચ મળવા ન પામે. એ જ રીતે કોઈ તહેવારને દિવસે વાહનભાડાના દર વધી જાય અને ઠંડી મોસમમાં વાહનમાં બેસનારા ઘટી જવાથી દર ઊતરી જાય. કોઈ મજૂર કામ શોધતો હોય તો તે વાજબી કરતાં અડધે દામે કામ કરી આપે અને કામનો ભરાવો હોય ત્યારે બેવડા દામ પણ માગે.

ગાંધીજી જેવી વ્યક્તિ તેવા અર્થશાસ્ત્રને આદર્શ ન માને. તેમનો ગજ માનવતાનો જ હોય. પૂરેપૂરી મજૂરીના દામ એક વસ્તુના ઉત્પાદકને, મજૂરી કે કામ કરનારને અને વાહન ફેરવનારને મળે, એ જ એમનું ધોરણ હોય. એ એક એવું દર્શન છે કે જે કોઈ કોઈ વ્યક્તિઓમાં જ હોય છે; બહુજન સમાજ એવું દર્શન ધરાવતો હોય એ સ્વાભાવિક છે. આ જ કારણથી બજારભાવ કરતાં મોંઘે ભાવે કોબીજ ખરીદનાર અર્થશાસ્ત્રનો અજ્ઞાની નથી કે ગાડીભાડાના દોઢા દામ આપનાર સમજુ આદમી બેવકૂફ કે ઉદાર નથી: નિજ નિજ દર્શનને અનુસરીને વર્તનારા એ માનવતાના ઉપાસકો છે.

દરેક વ્યક્તિમાં તેનું વ્યક્તિત્વ હોય છે, પરંતુ સામાન્ય

રીતે માણસને પોતાના વ્યક્તિત્વની ખબર હોતી નથી માણસ બીજાના વ્યક્તિત્વને જેટલી ઝડપથી જાણી-પિછાણી શકે છે તેટલી ઝડપથી નિજત્વને પિછાણી શકતો નથી આંધળા માણસ પોતાની જાણપિછાણવાળાઓના પગલાના અવાજ જલદીથી પારખી શકે છે અને પોતા પાસે કોણ આવ્યુ છે તેની તને ખબર પડે છે એક માણસના ચહેરા બીજા માણસના ચહેરાથી જુદા પડે છે એમ પણ કહેવાય છે કે દુનિયામા સરખા ચહેરાના કોઈ પણ બે માણસો હોતા નથી તેવી રીતે દરેક માણસના પગલાનો ધ્વનિ પણ બીજાના ધ્વનિથી જુદો પડતો હોય છે એ જ રીતે બોલવાનો અવાજ પણ એકબીજાથી જુદો પડતો હોય છે આનુ નામ માણસનુ નિજત્વ—પોતાપણુ

પણ આપણે બીજાના નિજત્વની પિછાણ જલદીથી કરી શકીએ છીએ, જ્યારે પોતાના નિજત્વની પિછાણ ભાગ્યે જ કરી શકીએ છીએ આપણા પોતાના પગલાનો ધ્વનિ અને બીજાના પગલાનો ધ્વનિ એ બેઉ વચ્ચેનો તફાવત આપણે પિછાણી શકતા નથી પણ બે ઇતર મનુષ્યોના પગલા વચ્ચેનો ફેર તુરત પિછાણી શકીએ છીએ રેકર્ડમા ઉતારેલો પોતાનો અવાજ માણસ જલદી પારખી શકતો નથી જ્યારે બીજાનો અવાજ એકદમ પારખી લે છે

આમ ઇતર મનુષ્યના નિજત્વની પિછાણ આપણી બુદ્ધિથી જલદીથી કરી શકીએ છીએ તેથી જ આપણે બીજાને ડાહ્યો ગાંડો બેવકૂફ ઉડાઉ ઉદાર, સરળ કે મૂર્ખ કહેતા વાર લગાડતા નથી જલદી તેનો ન્યાય તોળી નાખીએ છીએ પછી એ નિજત્વને આપણે સાચી રીતે પિછાણ્યુ છે કે નહિ એ વાત જુદી છે આપણે માત્ર આપણી બુદ્ધિના ગજથી સામા માણસનુ માપ લીધુ હોય છે

આપણા નિજત્વની પિછાણ એટલે આપણા વ્યક્તિત્વની પિછાણ, પોતાપણાની જાણ એ જ આત્માની સાચી ઓળખાણનુ સોપાન, આત્માને ઓળખવુ એ સહેલુ તો નથી જ છતા તે અશક્ય પણ નથી જેમ બીજામા છે, તેમ આપણામાય વ્યક્તિત્વ છે, નિજત્વ છે છતા આપણે તેને ઓળખી શકતા નથી કારણ કે ઓળખવાનો યત્ન કરતા નથી પરતુ એ યત્ન કરવાથી એક અપૂર્વ મનોભાવ જાગ્રત થશે, અને તે મન બુદ્ધિ તથા વાણીમા એકવાક્યતા લાવવાનો નિજત્વને પિછાણવાના પ્રયત્નથી આપણા મુખમાથી જે વાણી નીકળશે તેની પાછળ પરિપક્વતા હશે, દૃઢતા હશે સ્વજનો પરિચયીઓ અને ઇતર મનુષ્યો પણ એ વાણી ઉપર વિશ્વાસ રાખશે અને આપણને પોતાને આપણે શુ બોલીએ છીએ તેનો ખ્યાલ રહેશે

નિજત્વની આ પ્રયત્નસિદ્ધ પિછાણ કદાચ બહુ ટકાઉ ન બને પરતુ યત્ન દ્વારા તેનો સ્વભાવ સધી મેળ મેળવી દેવા સુધી જો ધૈર્ય તથા શ્રદ્ધા ટકાવી રાખવા આને તો મન-બુદ્ધિ-વાણીની એકવાક્યતા સ્વભાવસિદ્ધ બની જાય છે અને ત્યારે નિજત્વની જે પિછાણ નિર્મે છે તે ડગલે ને પગલે સત્કાર્યની જ પ્રેરણા કરતી રહે છે

મન અને બુદ્ધિની એકવાક્યતા વાણીના મેળ વિના અધૂરી છે વિચારક્ષેત્રની જ મર્યાદાની આ વાત હોવાથી વાણીમા વર્તનનો પણ અતર્ભાવ થાય છે વાણી કે વર્તન વિનાની મન-બુદ્ધિની એકવાક્યતા ઘણીવાર નૈસર્ગિક પણ હોઈ શકે છે બાળક આગ તરફ ધસી જતુ હોય તો એક ક્ષણમા મન અને બુદ્ધિ નિર્ણય કરી નાખે છે કે બાળકને આગળ વધતુ રોકવુ જોઈએ અને તત્ક્ષણ એ નિર્ણયનો અનુવાદ વાણી તથા વર્તનમા થાય છે પશુઓમા પણ મન-બુદ્ધિની નૈસર્ગિક એકવાક્યતા જોવા મળે છે, પણ મન-બુદ્ધિ-વાણી(કે વર્તન)ની એકવાક્યતાનુ મહત્ત્વ વિશેષ છે મનુષ્યનુ નિજત્વ એ ત્રણેની એકવાક્યતા-એકસૂત્રપણા પર અવલબી રહેલુ છે મન-બુદ્ધિના નિર્ણયના દૂતનુ કામ વાણી કરે તેની મર્યાદાની બહાર વાણી ન જાય એની સિદ્ધિ પણ આત્માની પિછાણનુ મહત્ત્વનુ સોપાન છે

★

દ૦ બા૦ કાલેલકર

# વસ્તીગણતરી અને જ્ઞાતિ

*અંગ્રેજોએ જે જ્ઞાતિવાદને પ્રોત્સાહન આપીને તેમનો અડ્ડો જમાવી રાખ્યો હતો તે જ્ઞાતિઓને ભાંગવાનું આપણને સ્વાતંત્ર્ય મળ્યા પછીનું પહેલું કર્તવ્ય હવે વેગ પકડે છે તેનું કાકાસાહેબે કહેલું આ વિવરણ સમયોચિત છે...*

જ્ઞાતિ અને વર્ણ તો પુરાણા કાળથી આપણે ત્યાં છે. પણ એનું સંગઠન અને ઝઘડા બ્રિટિશ રાજ્યમાં વધતાં ગયાં અને સ્વરાજ્ય આવ્યા પછી એ સડવા પણ લાગ્યાં છે. દેશના રાજ્યકર્તાઓ, ધનપતિઓ સંસ્કારસ્વામીઓ અને ધર્મગુરુઓ વિચારવા લાગ્યા છે કે જ્ઞાતિભેદનો, જ્ઞાતિભાવનો નાશ કરવો જોઈએ, તેને દાટી દેવો જોઈએ.

આ જ ખ્યાલથી દેશે નક્કી કર્યું કે આ વખતે વસ્તી-ગણતરીમાં વ્યક્તિની જ્ઞાતિ નહિ પુછાય.

જુદા જુદા વિચારો ધરાવતા લોકો આ વાત ઉપર એકમત છે કે જ્ઞાતિભેદ દૂર કરવામાં આવે તેથી જ્ઞાતિ મરતી જ નથી. પુરાણા કાળમાં રક્તબીજ નામના રાક્ષસ જેટલા મારવામાં આવતા એટલી જ એની સંખ્યા વધતી હતી. આપણા દેશમાં જ્ઞાતિસંગઠનની આ હાલત છે.

વ્યક્તિ જ્યારે દેશહિતની વાત વિચારે છે ત્યારે આ નિશ્ચય પર આવે છે કે જ્ઞાતિભેદ દૂર કરવો જ જોઈએ. પણ જ્યારે તે પોતાના સ્વાર્થનો વિચાર કરે છે ત્યારે તેનો આત્મા તેને કહે છે કે જ્ઞાતિ વગર સલામતી નથી. દેશ તો પોતાનો છે જ, પણ સાચું અને હાર્દિક સંગઠન તો જ્ઞાતિનું જ થઈ શકે છે. સંકટને વખતે અને ચૂંટણીને વખતે છેવટે જ્ઞાતિ જ મદદ કરે છે. આ અનુભવ એટલો બધો સર્વવ્યાપી છે કે લોકોથી પોતપોતાની જ્ઞાતિ તરફ પક્ષપાત કર્યા વિના રહેવાતું જ નથી.

અંગ્રેજોના દિવસોમાં આપણા દેશમાં જ્ઞાતિપરિષદોમાં ભરતી આવી. આનો ભણેલી અને પ્રતિષ્ઠિત જ્ઞાતિઓએ જ મોટાભાગે આરંભ કર્યો. જે જ્ઞાતિઓમાં ભણતર ઓછું હતું અને એ જ કારણે જેમને સરકારી નોકરી મળવી મુશ્કેલ થઈ ગઈ હતી એ જ્ઞાતિઓએ પોતપોતાની પરિષદો દ્વારા ફંડ એકઠાં કરવાનું શરૂ કર્યું અને હોશિયાર છોકરા-છોકરીઓને ઇનામો આપવાની શરૂઆત કરી. આમ જ્ઞાતિઓનું સંગઠન મજબૂત થવા લાગ્યું. જ્ઞાતિઓનાં સંમેલનો અને પરિષદોમાં એક-બે ઠરાવ તો હમેશાં દેખાતા. પોત-પોતાની જ્ઞાતિનું પ્રાચીન ગૌરવ શોધીને તેને જાહેર કરવાનું એક કામ તો હતું જ. બીજું કામ હતું સરકારને પ્રાર્થના કરવાનું કે આ વખતની વસ્તી-ગણતરીમાં અમારી જ્ઞાતિના લોકો કોણ અને કેટલા છે એની વિગતો એકઠી કરવામાં સરકાર મદદ કરે.

સરકાર પાસે નૃવંશશાસ્ત્ર( Anthropology )ના અભ્યાસી હતા જ. આ બાબતમાં તેમણે ઉત્સાહ પણ બતાવ્યો અને દરેક જ્ઞાતિની સંખ્યા કેટલી છે એના આંકડા મળવા લાગ્યા.

હવે જો આપણે નવા આંકડા નથી આપતા તો લોકો જૂના આંકડા લઈ દસ વર્ષમાં સરેરાશ કેટલો વધારો થાય છે એનો હિસાબ કરીને નવા આંકડા તૈયાર કરે છે. આંકડા તૈયાર કરવામાં કોઈ જ્ઞાતિ જરાય કંજૂસાઈ નથી કરતી. જો બધી જ્ઞાતિઓના આવા આંકડા ભેગા કરાય તો ભારતની વસ્તી આજે છે એથી બમણી સાબિત થાય.

જ્યાં સુધી જ્ઞાતિને નામે ઇનામો મળવાની શક્યતા છે અને સરકારી નોકરીમાં પણ પક્ષપાત થવાની શક્યતા છે ત્યાં સુધી જ્ઞાતિનું સંગઠન તૂટવાનું નથી. આ બંને વાતો બંધ કરવાનો નિશ્ચય સરકાર કરે તો પણ જ્યાં સુધી ચૂંટણી ચાલશે અને લોકોના મનમાં પોતપોતાની જ્ઞાતિ માટે પક્ષપાત રહેશે ત્યાં સુધી જ્ઞાતિસંગઠન તૂટશે નહિ. અને જ્યાં સુધી લગ્નો પણ જ્ઞાતિનો ખ્યાલ રાખી કરવામાં આવે છે ત્યાં સુધી આ જ્ઞાતિ-સંગઠન અમર રહેશે.

શરૂ શરૂમાં લોકો પોતપોતાની જ્ઞાતિની આબરૂ વધારવા ચાહતા હતા કે અમે બ્રાહ્મણ છીએ ક્ષત્રિય છીએ વગેરે.

પન્નાલાલ પટેલ

# ભૂન-ભ વિના ભણકારા

ગામડાની ધરતીના સાચા આલેખક અને જાણીતા નવલકથાકાર એક નવી નવલકથા લખી રહ્યા છે. 'અજવાળનના ઝણકારા' રજૂ કરતી આ નવલકથાનું આ એક પ્રતિનિધિ પ્રકરણ સ્વતંત્ર વાર્તા જેવું છે. એ નવલકથાનું નામ છે 'મનખ વતાર'...

ઢરામાની ટકરી—અમંગળ એવી ચેતવણીથી કે ગમે તેમ પણ ગંગાના મનમાં ઊંડે ઊંડે ધ્રાસકો પડવા સરખું થઈ રહ્યું હતું. એટલે જ તો એ પોતાના માટે ચોખા ઓરતાં ઓરતાં મનની અંદર સોહામણી વહુની મધ્યમ કદની આકૃતિ ઊભી કરતી મંગળ ભાવિ કલ્પી રહી હતી ને ? અલબત્ત જગાભાઈના દીકરાના લગ્ન વખતે કે એવા બીજા અવસરોએ બે-ત્રણ વાર અહીં બબ્બે-ચચ્ચાર દિવસ રહી ગઈ હતી એના આધારે.

અને પછી તો ગંગાના ચિત્તમાં એવા એવા પ્રસંગો ને ચિત્રો ઊઠવા લાગ્યાં કે—કોઈવાર એ સમજણી વહુ પોતાના હાથમાંથી બેડું લઈ લેતાં કહે છે: 'હું અહીં છું ને પાણીએ જતાં તમને લાજ નથી આવતી બાઈ ? લોક કે'શે ઘરમાં જુવાનજોધ વહુ આવી છે તોય સાસુના માથેથી બેડું ન ઊતર્યું !'...તો કોઈવાર વળી વાદળુંનો દન હોઈ ઘંટીએ પોતે બેસવા જાય છે ને થાકીપાકી હોવા છતાંય વહુ હાથમાંનું સૂંડલું આંચકી લે છે: 'ઘરમાં લોટ ખૂટે ત્યારે કે'જો મને બાકી—કોઈ દન તમારે ઘંટીનો હાથો ઝાલવો નહિ. તમતમારે એક ચૂલો સંભાળજો. એ વગર બીજું તો હું મારે ફૂટી લઈશ'...

એટલું જ નહિ, આ કલ્પનાચિત્રોમાં પેટનો જણ્યો માવજી પણ એનો ભાગ પ્રેમપૂર્વક ભજવી રહે છે: 'જો મા, તારાં લૂગડાંય આજથી આ તારી વહુ ધોઈ લાવશે...ને નેંદવા ગોડવા (ખેતરનાં) તારે હવે નહિ જવાનું...માટે ઘરમાં બેઠી બેઠી થાય એ કામ કર—અને ટેમસર અમને રોટલા જ એકલા કરી આપ ને. એ તો અમે બે જણાં બાવીસનેય ભારે પડશું.'...

ને આમ—કલ્પનાને તે કંઈ ઘોડા પલાણવા હતા ! બલકે વગર પલાણનો ને સ્વાર વિનાનો પંખાળો ઘોડો હતો ! ન એને કાળની કેઈ કંદરાઓ નડતી હતી કે નો'તા નડતા સંભવાસંભવના કાળમીંઢ પેલા ડુંગરાય ! અરે વિધિ અને નિયતિનાં તીર પણ એની આગળ ટૂંકાં પડતાં હતાં !...

---

અત્યારે જ્યારે પછાતપણાની બોલબાલા છે ત્યારે લોકો પોતાની જ્ઞાતિ શૂદ્ર અને પછાત હોવાનોય દાવો કરે છે. બ્રિટિશ રાજ્યની શરૂઆતમાં જ્યારે જ્ઞાતિનું કશું મહત્ત્વ નહોતું ત્યારે પ્રામાણિક આંકડા મળી શકતા હતા. જ્યારથી સ્વરાજ્યનું આંદોલન શરૂ થયું અને અંગ્રેજોએ મુસલમાન, ખ્રિસ્તી વગેરે લઘુમતી લોકોનું રાજદ્વારી મહત્ત્વ વધાર્યું, ત્યારથી વસ્તીગણતરીના આંકડામાં ગરબડ શરૂ થઈ એટલે સુધી કે સ્વરાજ્યની લડતના દિવસોમાં આસામ પ્રાંતની સાંપ્રદાયિક સરકારે વસ્તી-ગણતરીના આંકડા એકઠા કર્યા, પણ લડાઈના દિવસોને કારણે જાહેર કરવાનો ઇન્કાર કર્યો—દેશ ઉપર ચડાઈ કરનાર શત્રુઓ આ આંકડાઓનો ગેરલાભ ઉઠાવે ! સરકાર જ્ઞાતિઓની આબરૂ વધારવા નહિ માગે, જ્ઞાતિ-સંગઠનને પ્રોત્સાહન નહિ આપે તો જ્ઞાતિના આંકડા એકઠા કરવામાં કોઈ જોખમ નહિ દેખાય.

ભારતનું સમાજશાસ્ત્ર પૂરેપૂરું વિકસિત નથી થયું. સમાજશાસ્ત્રના સંશોધનને માટે, સામાજિક વિજ્ઞાનનો પાયો મજબૂત કરવા માટે આપણા ખ્યાલથી જ્ઞાતિના આંકડા જરૂરી છે આ આંકડા વિશે અજ્ઞાન રહેવાથી દેશનું સામર્થ્ય નહિ વધે. આંકડા ભેગા કરવાથી નહિ, પણ જ્ઞાતિભેદનું મૂળ દૂર કરવાથી જ દેશ પ્રગતિ કરી શકશે.

*



મોડેથી જમી પરવારી ગંગા ચોપાડને બદલે વાડામાં જઈ બેઠી. શા માટે વાડામાં એ એક સવાલ હતો પણ કાં તો ચોપાડમાં હીરામાના આવી પડવાની બીકે કે પછી વાડામાંથી પેલું ગામ દેખાઈ શકે એવું હતું માટે. ગમેતેમ પણ વાડામાં જઈ બેઠા ત્યારે એકાએક એને યાદ આવ્યું કે 'માવો જરા ઉતાવળીઓ છે ને જતામાં જ ખાટલા ઉપર બેસવા જશે ને પેલો ખાટલો ખાલી નીકળશે તો ધબ્બ દેતોકને ભોગે પડશે ને લોકોમાં એની મશ્કરી થશે.' ને ગંગા અહીં બબડવા લાગી: 'કહેવાયુંય નજર કશું ને કાં તો ભોળવાઈ જવાનો છે!'—

આ સાથે જ કોણ જાણે ક્યાંથી માવાના બદલે એનો બાપ રણછોડ ને પ્રસંગ પણ પોતાના આણાનો જ નજર સામે આવી ઊભો,

આણે આવેલાઓમાં પાછળ ચાલતી પેલી જુવાન ટોળી આંગણામાં પાથરેલા ખાટલાઓ ઉપર નજર ફેરવતી જમણી બાજુએ વળે છે. એમાનો એક ફક્કડ કપડામાં ઓપતો ફૂટડો જુવાન નવું ગોદડું પાથરેલ એક ખાટલા ઉપર બશેર વજનના જોડાવાળો પગ વછેરાની જેમ ભટ દેતોકને ઠોકે છે. ઇસો ઉપર મૂકેલાં બરુનાં લાકડાં ભાંગી જાય છે. ગોદડું નીચે પડે છે. ને કોઈ દોગલા માણસની જેમ વગર વાણનો ખાટલો ઉઘાડો પડીને ઊભો રહે છે. આ સાથે જ એ જુવાન તમાસો જોવા માટે બાજુનાં નેવાં આગળ ઊભેલાં છોકરાંની મશ્કરી કરતાં કહે છે: 'જોયું ને ભીયા! જેવા તમે એવો આ તમારો ખાટલોય!'

અહીં છોકરાં તો કંઈ જવાબ નથી આપી શકતાં પણ તમાસો જો! ચોપાડની અંદર પેલા કડા ઓથે ઊભેલી છોકરીઓમાંથી તાતી તલવાર જેવી જુવાન ગંગાને એવો ચટકો લાગે છે કે પોતાનું આણું છે ને સામો માણસેય પોતાનો પતિ જ છે એ એ ભૂલી જાય છે ને સખીઓ ઓથે રહી બોલી ઊઠે છે: 'ના, જેવા પરોણાં એવાં પાથરણાં!' ને પછી ભાનમાં આવી હોય તેમ સખીઓને ખેંચતી ચોપાડમાંથી છટકી જાય છે—

અને અહીં નિઃશ્વાસ સાથે એ પણ એને યાદ આવીને ઊભું રહે છે કે માઝમરાતે બોલચાલની શરૂઆત પણ પતિએ પોતાના આ વાક્યને ટાંકીને જ કરી હતી: 'આ પૂતળું કે'તું 'તું ને કે જેવા પરોણા એવાં પાથરણાં, એં?'

ને ગંગા અહીં વીસ વર્ષ ઉપરના એ જીવનપૂરમાં એવી તો ઘડીભર ડૂલ થઈ જાય છે!...તો વળી ધરતીની ફોરમ સરખું આ પછીનું જીવનેય મન અંતરમાં ફોરી રહે છે.

જો કે આ સહજીવન તો ફક્ત પાંચ જ વર્ષ માણ્યું હતું પણ એટલા વખતમાં સંસારનાં જાણે બધાં જ પાસાં એણે જોઈ અનુભવી લીધાં હતાં—મીઠાં અને કડવાં પણ.

કડવામાં ખાસ તો જેઠાણી એટલે કે આ જગાભાઈની વહુનાં મહેણાં અને કંકાસ જ હતાં અને તે પણ વિના કારણનાં. બલકે કારણ હોય તો એટલું જ હતું: ગંગાનાં શાણ અને આવડતથી ઘરનાં અને બહારનાં પણ એના ઉપર હેત રાખતાં હતાં. એની સલાહ પૂછતાં હતાં.

એટલે જ તો જેઠાણી બીજે વરસે જુદી થઈ ગઈ હતી ને, 'કર હવે તારા ઘરમાં રહી રહી ડહાપણ?'

ગંગાએ જો કે આ સંયુક્ત કુટુંબમાં છેલ્લા થોડાક માસથી ડહાપણ કરવું છોડી દીધું હતું ને એના પતિ તથા જેઠનેય કહી દીધું હતું કે, તમારે કોઈ વહેવારની વાતમાં મને પૂછવું જ નહિ. ઘરમાંય કોઈ ચીજ વસ્તુ ન તો મને મૂકવા આપવી કે ન મારી પાસે માગવીય. પણ તો ય જેઠાણી હોંશિયાર દેરાણીનો ઓછાયોય જાણે ન ગમતો હોય તેમ જુદી થયા વગર ન રહી. તો જુદી થયા પછીય એ ઝઘડ્યા વગર ક્યાં રહેતી હતી?

પણ આનું કારણ હીરામાએ જાણે શોધી કાઢેલું હોય તેમ એક દિવસ—અને તે પણ રણછોડ તથા જેઠાણીના મૂવા પછી ગંગાને કહી દેખાડ્યું: 'કારણ રણછોડની

ટીલી ચોંટીને ઊભી રહી જાય !' પણ મીઠી હલકે મદભર ભાવોને તાને ચડાવતા શરણાઈના સૂર ને પાગલ બની હૈયાં વહાવતી જાનડીઓનાં ગીત પાંઘેલ આ યુવતીઓને અત્યારે નસરણીની જેમ પૈડાંને આરે પગ મૂકી પાંચેક ફૂટ ઊંચી માંચી ઉપર ચડવાની જરૂર ક્યાં હતી. બલકે પહેલે ઉછાળે ત્રણ ફૂટ ઊંચી ધ, જ્યારે માંચી તો ત્યાંથી દોઢ બે ફૂટ જ ઊંચી ની !

વહેલ આસપાસ મચી રહેલી આ ધમાચકડી જોઈ કળાઈ રહેલો રણછોડ—એને સમજ ન પડી એ પેલા નાથે મોરીએ બાંધેલા વછેરા કબજે રાખે કે, નાથ મોરી વિનાની' આ યુવતીઓને વારે ?! વર થે અસલ છ જણની જગ્યામાં બાર બૈરાં તો ર ચડી બેઠાં હતાં. ને બીજાં હજી બેસવા માટે ટએટલામાં તલખતાં હતાં. પણ શું કરે ! ક્યાંય લવા સરખી જગ્યા હોય તો ઠેકડોય ભરી શકે ને ?

કંટાળેલો રણછોડ જ્યાં છેલ્લી ચેતવણી આપે છે : મલ્યો હટી જજો નકર પૈડા નીચે પગ આવશે કે-તતુબતું (લટકતું) હશે તો મારો પછી વાંક શો !' ત્યાં જ એક વાદળમાં જાણે ચંદ્ર દેખાતો એવી ઉદો પોમચો પહેરેલ યુવતી, કાજળભર્યાં ને તીરછાં કરતી ને ટોણો મારતી આગળ આવી રહી : 'રણછોડજી ! તમારા બૈરાં તો બારે છે પણ અમે ક્યાં ફેર પાછાં તમારી વે'લમાં વાનાં હતાં ?!'

સાચી હતી એ એક અમેની પરોણી હતી. ને માને ત્યાં મામેરામાં આવી હતી. ગામમાં એની મામાની દીકરી પરણાવેલી હતી એ સંબંધે પણ રણછોડને 'રણછોડજી' કહેતી હતી.

માગણી સાંભળી રણછોડ જરા વિમાસણમાં ગયો. ધોરીઓને ખેંચી રાખી પાછળ ડોક કરી માં નજર નાખી તો વરને ખોળામાં લઈને એક જુવાન કોઈ બેઠી હતી એની પાછળ પાખડાવી રહેલી વરની બહેન હતી. એટલે આ એને તો કંઈ કહી શકાય જ નહિ. તો પેલી ગીત ગાનાર ચાર છોકરીઓનીય એવી ગાંઠ હતી કે એકને ઉતારે તો ચારેય ઊતરી પડે. ને જો એ ચારેય ઊતરી પડે તો તો પછી—'જાનૈયા વગરની જાન શું ને ગાણાં વગરની વે'લ શું !' હા બીજાંય ગાણાં તો ગાય પણ—કોયલ કાગડાના રંગમાં ભલે ભેદ નહિ બાકી કંઠમાં ? તો બીજી બે જણીઓ એવી હતી કે એમને ઉતારે તો ગામમાં કચકચ મચી પડે 'અલે ભઈ, આ વે'લ તો વે'લ જોડનારનાં ઘરનાં (બૈરાં) સારું જ જોડી 'તી કે પછી ગામનાંનોય કાંઈ લગો (હક). ખરો ?' કારણ ખૂદ રણછોડના ઘરનાં જ ત્રણ જણ હતાં. પોતાની યુવાન બહેન, ભાભીની બહેન ને પત્ની. '—

રણછોડને એક વિચાર આવી ગયો આ યુવતીને ના પાડી દે : 'શું કરું ભાઈ ! આમાંથી હું કોને ઉતારું ?!' પણ એનો જીવ જ એવો હતો કે—સંભવ છે પેલો દોહો અહીં એને યાદ આવી ગયો હોય તો :

**તીરછાં નેહે નેણલાં ને વળી ટોણે ટહૂકતાં વેણ**
**માગે, માથાં ન ધરે તો સમજો મોળો સેણ.**

ને એણે દિલને જરા મજબૂત કરી મોં ઉપર શક્ય એટલી લાચારી લાવતાં ગંગાને વિનંતિ કરી : 'તું ઊતરી જા ને...આ ચંચળબાઈ—પરોણાં છે !'

ક્ષણભર તો ગંગાને થયું કે કહી દે : 'મશાણમાં જાય ને તમારી ચંચળબાઈ !' પણ બીજી ક્ષણે તો એ રોષમાં ને રોષમાં ઊભી થતીક ને બડીંગ કરતી ઠેકી પડી—

આ જ પળે ચંચળ ગંગાની આંખે.—એકની ગુમાનથી છલકચે જતી તો બીજીની અપમાનથી ઘવાયલી. એક-બીજાથી એવી ટકરાઈ કે જાણે ચકમકમાંથી દેવતા ખરી !

ને ચંચળ જાણે વિજય-ઠેકડો ભરતી હોય તેમ પહેલે. ને બીજે ઠેકડે તો માંચી ઉપર.

રણછોડે પણ જાણે કંઈ બન્યું જ ન હોય, કંઈ સમજતો ન હોય એ રીતે વહેલને વહેતી મૂકી. તો.

જાનડીઓએ પણ આનંદ અને ઉલ્લાસની પાંખે આભમાં ઊડ્યે જતી હોય એ રીતે કંઠ એમના મોકળા મૂકી દીધા.

ધૂળ પડે રે રંગ મે'...લમાં રે !
પડે રે નગારાની વઢુંમ–
અમર તારી જાનમાં રે !...

થાંભલો બની ઊભી રહેલી ગંગા એવી તો સૂનમુન હતી જાણે વિચારમાં ન પડી ગઈ હોય : પતિને લઈ પેલી નખરાળી ઉપાડી ગઈ કે નખરાળીને લઈ પતિ વહેલમાં ઊપડી ગયો ?!

ઉઘલતી જાન જોવા--વળાવવા આવેલી સ્ત્રીઓમાંથી એકે ગંગાને આમ ઊભેલી જોઈ નવાઈ જ પામતાં પૂછ્યું : 'કેમ ગંગા ! તું ન ગઈ ?'

બીજીની નવાઈ પણ સવાઈ હતી. 'હાં ? ઘેરેય જગાભાઈ ગ્યા છે !'

ત્યાં તો ત્રીજીએ જાણે દબાયણું ચાંપ્યું : 'તું તો વે'લમાંય બેઠી 'તી ને !'

ને આ સાથે જ ગંગાની આંખમાંથી બે વરસના આ સાસરવાસમાં કદાચ પહેલી જ વાર—બોર બોર જેવડાં આંસુ ખરી પડ્યાં !

એમાં વળી કશો જવાબ આપવાને સાટે જાન તરફ મો હતું એને બદલે પીઠ કરી દીધી—ગામ તરફ ચાલવા લાગી.

'અરે પણ 'લી ..ગીની તો રે' કે' તો ખરી, થયું શું છે !' આમ કરતી બે ત્રણ–ચાર સ્ત્રીઓ એને રોકી પાડી વીંટળાઈ વળી. સમજાવવા લાગી. 'પણ આમ રીસાવાનું તું અમને કારણ તો કે' ?...એનો ગમ તો પડે.'......

અલબત્ત પેલા વાજાંવાળા, ગામના પુરુષો, બાળકો અને જવા ઘટતું હતું એવી સ્ત્રીઓ પણ વહેલના વાદે પાછળ ન રહેતાં ક્યારનાંય ચાલવા માંડ્યાં હતાં. છતાંય હજુ—આમ તો જો કે ઢોર બાંધીને રાતે જનારા તો ઘણા માણસો હતા પણ અત્યારે જનારમાંય વરના બાપા સરખા એક બે પુરુષો પાછળ હતા.

ને ન હોય તો પણ ગામ એવું છેટે ક્યાં હતું સામે જ દેખાતું હતું. છતાંય ગંગાને સમજાવી મનાવી રહેલી પેલી સ્ત્રીઓમાંની એકે છેવટ કહ્યું : 'એકલા જવું ન ગમતું હોય તો લે હેંડ હું આવું. ઢોર તો મારાં સાસુય બાંધી લેશે !'

પણ ગંગા કશો જવાબ આપે તો ને ? ઊલટાની એ તો વધારે રડવા લાગી. વળી કંઈ કારણ પણ નો'તી આપતી.

ત્યાં તો પેલી બાઈ, એ વખતે અછડતું જોયેલું ચિત્ર આટલા વખત પછી પાકું થયું હોય તેમ બોલી ઊઠી : 'હાં...બરાબર છે. મીં એને વે'લમાં બેઠેલી જોઈ 'તી પણ પછી મને લાગે છે પેલી મામેરામાં આવી 'તી એ છમછમાટની ભરેલી નહિ વે'લ આગળ ફરતી 'તી ? એને બેસાડવા રણછોડભાઈએ આને ઉતારી પાડી લાગે છે.' આ સાંભળી હીબકીઓ ભરવા લાગેલી ગંગા સામે જોઈ જાણે પાકો પુરાવો મળ્યો હોય તેમ ઉમેર્યું : 'કહું છું ને એ જ કારણ છે.'

બાકીની સ્ત્રીઓનાં જ્ઞાનચક્ષુ પણ ઊઘડી ગયાં બોલી ઊઠી : 'હાં...લે ! બરાબર છે !' ને પછી તો આ લોકો પણ ગંગાનો પક્ષ લેતા રણછોડને વઢી રહ્યા : 'ત્યારે ભાઈએ છગાલીને રણછોડભાઈએ ન બેસાડી હોત તો શું એની અગળ ફોગું નમી જ તું હતું ?'

બીજી વળી પહેલીને સહેજ ધક્કો મારતાં બોલી ઊઠી : 'આય વત કરે છે તે ! કે'ન રે નથી કહ્યું કે ઘરકી મરઘી દાળ બરાબર !'

તો ત્રીજીએ—ગંગાની એને દયા આવતી હોય કે ગમે તેમ, રણછોડનો બચાવ કર્યો, 'રણછોડભાઈને એવું તો કાંઈ નથી પણ એક તો મામેરામાં આવેલી ને પાછી પરદેશી એટલે એના બાપડા શું કરે, બેસાડવી પડે. એટલે પોતાનું હોય—'

પણ બીજી બાઈઓ જબરી હતી ! આં મમાં આડો રોષ ભરી ગરઘટવાળી બઈ વચ્ચે જ બોલી : 'નકર ? પરદેશી એટલે કાંઈ—એને પગે મેંદી તો નો'તી મેલી

ને મેલી હોય તો ય બીજી મેંદીઓવાળી ક્યાં હેંડીને ન'તી જતી ? ને રહી જાત તો ય એમાં રણછોડભાઈને શો ઠપકો મળવાનો હતો. વે'લું એ પે'લું. પછી એટલાં મનેખમાં એમ એકેલીને હેઠે ઉતારે એ ામે તેવીનેય આકરું તો લાગે હાં કે !'

બીજી બોલી : 'ને તેય પાછું—ન લેવા ન દેવા ને ડોદરે વિવા' !' ને એણે ધામેકથી ઉમેર્યું : 'પણ એમ કો' કે રણછોડભાઈ એ છેલછબીલીની લાજમાં આવ્યા ને આ બાપડીને એટલાં મનેખમાં હેઠે ઉતારી પડી !'

આ પછી તો આ ઘડાયેલી સ્ત્રીઓએ ગંગાને પણ ટાંકો કર્યો : 'તું એવી ઊતરી પડનાર. બાકી મારા જેવી તો હોય તો જોડાવે એને બેસવું હોય તો બીજી વે'લ. ને તારે તો પાછી ઘરની વે'લ હતી. પછી આદમી (પતિ) એટલે શું થઈ ગયું એમ કોઈ એવી દરદાઓના બદલે કાંઈય હેઠાં ન ઊતરાય સમજી ?'...

અલબત્ત ગંગાને આ બધું શિખવાડવું પડે એમ ન હતું. પણ એ બધું હવે રાંધ્યા પછીના ડહાપણ જેવું હતું, કારણ એક વાર પોતે ઊતરી ગઈ ને આરે પેલી બેસી ગઈ ત્યાં જ બધું પતી ગયું હતું.

ને છતાંય આ સ્થિતિમાં જે હવે શક્ય હતું એ તો ગંગા કહી જ રહી હતી ને ?

ઘેર ગયા પછી જગાભાઈએ પણ એને ઘણી ઘણી સમજાવી પણ ગંગા તો—સામે જ જાણે કોઈ પારધીએ—ના ના ! ખુદ પેલા પાળનાર–પંપાળનારે એવું તાકીને તીર માર્યું કે હૈયું જાણે આરપાર વીંધાઈ ગયું હતું !—

નહિ તો જગાભાઈને જાને કાઢી ખાધા વગર ખાટલામાં પડી રહેલી ગંગાના કાને લગભગ એ આખીય રાત પડ્યા કરેલા (પતિના) પગલાંના ભણકારા છેક સવારમાંય સાચા ન પડે ? વેગળુંય કર્યું હતું ! છતાંય એને (રણછોડને) એમ ન થયું કે લાવ ઊભો ઊભો હું જઈ આવું, વહુને મનાવી લાવું ? !

બીજું તો ઠીક પણ અત્યાર લગી લોકોમાં જે 'બાંધ્યાં છૂટે નહિ' એવા હેતની વાત થતી હતી એ જાણે ખાલી ખાલી લાગતું હતું !

એટલું જ નહિ ત્રીજે દિવસ જાનેથી આવ્યા પછીય રણછોડે જાણે કંઈ બન્યું ન હોય એ રીતનો વહેવાર શરૂ કર્યો. 'કેમ ન આવી ?' આટલો જ માત્ર સવાલ પૂછે 'અમથી'ને જ સાચું માની વર્તવા લાગ્યો ત્યારે સાચે જ ખાલી ખાલી લાગવા માંડેલું હેત નરાતાર જાણે જૂઠું હોય એમ જ લાગવા માંડ્યું.

ને તેમાંય રણછોડને જ્યારે વર પરણાવી જાન સાથે પાછી આવેલી પેલી પરોણીથી બોલતો ચાલતો ને ટીખળ કરતો જોયો ત્યારે તો ગંગાને એ હેત 'લાગવા માંડ્યું' નહિ પણ જાણે હકીકત બનીને ઊભું રહ્યું : 'જૂઠું હતું !'

પણ એને ક્યાં ખબર હતી કે સામા પક્ષે રણછોડનેય ખોટું લાગ્યું છે ને લગાડવાનો એનેય હક હોય છે ?! કારણ રણછોડનું ગણવું પણ કંઈ કાઢી નાખવા જેવું તો ન જ હતું : 'જો આવા વખતે પોતાનું હોય એને ન કહીએ તો બીજા કહીએ કોને ?...બીજું તો ઠીક પણ થોડુંક ઘસાવાનું આવ્યું એટલામાં ?'...ને છેવટની ગણત્રી એની આ હતી : 'ના ના ના ! એમ બાંધેલા બીધેલા તે કેમ જિવાય !'...

ને આ જ વાત એણે મહિના પછી ગંગાને પણ ગંભીર બની ગણી દેખાડી : 'જો ભાઈ, તું એમ ગણે કે આપણા જીવતરમાં એક તું ને હું બે જ છીએ તો એ વાત તો ભૂલી જજે. એ તો દુનિયા છે. કોકની સાથે બોલવુંય પડે ને કોકની સાથે હસીએય ખરાં'—

ને આ પછી દાખલા–દલીલો સાથે એણે ઉમેર્યું હતું : 'પણ હા એટલું ખરું કે ધણી–બૈયરના વે'વારમાં આપણા તરફથી ગળા સુધી ભરોસો રાખજે'—

અને એ તો રણછોડની આ સમજાવટથી કે પછી, આવા કોઈ વિચારે—આમાંથી રખેને એ પોતાનાથી છેટો પડતો પડતો એક દા'ડો સમૂળગો છેટો પડી જાય !...ભલું પૂછવું પેલી છકેલી (ચંચળ)— લોક કે' છે સાસરે તો જતી નથી, ને કાં તો મારો વે'મ જ



મને ખાઈ જાય! કે'શે, 'તું કે' છે કે મારે ને એને પેલા લગન વખતથી કાંક છે, તો છે ત્યારે જા. થાય . એ કરી લે!' તો હું શું આને (રણછોડને) સઈ . રાખવાની હતી કે પેલીર્નય આડે ફરવાની હતી'...

ગમે તેમ પણ ગંગા, આ દોઢેક માસના અબોલા જાણે વ્યાજ સાથે વાળી દેતી હોય તેમ વળી પાછો એણે રણછોડને પોતાનો કરી લીધો. અને—કેઈક અજાણ્યાં આગળ વાત નીકળતાં હીરામા એ દોઢ-બે દાયકા ઉપરની વાત કહે છે તેમ,—'રણછોડેય એવો એનો થઈ રહ્યો કે સુવાવડ વખતે ગંગા જ્યારે ખાટલામાં પડી ને એના જીવવાનીય કોઈને આશા ન'તી રહી ત્યારે હું બેઠી 'તી ને એણે રણછોડને પાસે બોલાવી વેનંતી કરી: 'તમારા સારુ નહિ તો બે મહિનાના છોરા સારુ ય—તમે મને વચન આપો કે બીજું બેરુ કરી લેશો!—ને ભાઈ શું તમને હું વાત કરું એક એ આદમી એ બાદીની છાતી ઉપર માથું મેલી ડુસકે ડુસકે રોઇ પડ્યો કે'—

અહીં વાત કરતા હીરામાની આંખ પણ ઘણીવાર ભીની થઈ જાય છે. ને પછી સ્વગતની જેમ બબડે છે: 'બસ! મને તો લાગે છે વાઘ જેવા આ આદમીનું રૂંગુ (રડવું) સાંભળીને જ ગગાના ખાટલે બેઠેલા પેલા જમ ઊઠીને હેઠા થયા! ખરી વાત છે એ જ ઘડીએ એ બાઈએ પાણી માગ્યું ને મહિનામાં તો ખાટલો ખંખેરીને બેઠી થઈ ગઈ.' અને કોરી પડવા આવેલી આંખ ફરીવાર ભીની કરતાં હીરામા અહીં ઉમેરે છે: 'પણ આ પછી બે વરસ તો પૂરાં થયાંય નથી ને પીટયા પેલા જમોએ સાજાસારા રણછોડને તાવ પૂરો બે દિવસ તો આવ્યોં નથી ને—બાઈની પાસેથી જાણે ઝુંટવી લીધો!'—

અને પછી રણછોડના શબ ઉપર પડી 'ઝાડ ફાટી પડે એવા વિલાપ' કરતી ગંગાને કેટકેટલું જોર કરી લોકોએ અળગી કરી ને પછી કેવી એ પાછી સૂનમૂન થઈ બેઠી ને એ ડાગળીચૂકને પોતે પાછી કેવી રીતે રડતી કરી ને પછી એ રોવણામાં કેવા કેવા વિલાપ કરવા લાગી વગેરે વાત કરતાં હીરામાની આંખો એ દૃશ્ય આબેહૂબ ન જોતી હોય તેમ સરસાક બસ નીતર્યા જ કરે છે! છેલ્લે ઉમેરે છે: 'એ ગંગાએ પછી ભઈ પેલા બે વરસના છોકરામાં મન અને કે બધુંય એવું પરોવી દીધું કે જાણે નાનારૂપે રણછોડ જ ન જોતી હોય!'

ને કોણ જાણે કેમ પણ વાડામાં એકલી બેસી દીકરા આણા ઉપર વિચાર કરી રહેલી ગંગા એકાએક આં ભરી બેઠી...

અને એ તો હીરામાનાં 'ખાઈ લેજે' એ વેણ વળીને છાતીએ આવી વાગતાં હતાં કે પછી પં ખાઈ રહેલા જીવનની વાસ્તવિકતા મનની અંદર સાક બનતી હતી કે ગમે તેમ પણ આટલે વરસે બ ચાળીસેકની આટલી ઉંમરમાં આટલી હદે તો અ પહેલી જ વાર એ પોતાની જાતને એકલી એ અનુભવી રહી. અરે! નિરાધાર બની આંસુ સર સ્વર્ગમાં બેઠેલા રણછોડને એ વિનવી પણ રહી 'બ..સ. તમારો છોરો મીં મોટો કરી આપ્યો. કાલ એને વહુએય આવશે માટે...મને હવે બોલાવી લો...ખરું કહું છું હો!...છોરો વહુનો થઈ જશે ને હું એકલી પડી જઈશ...મારાથી એ નહિ જીરવાય મને તેડી લો..!

ને એમાં વળી વૈશાખના વાયરાએ, દીકરાના આણામા ગવાતા ગીતની કડી, ચાંદનીના ઉપર ઢોળ ચડાવીને ગંગાના હૈયાં ઉપર પડસા ફેંકતા હોય એ રીતે જાણે દારમાં નાખી:

એક લોકગીતમાં રાધા ગાયો ચરાવતા કાનનું ભાતું લઈને આવે છે. પૂછે છે:

**વા'લા મારા ક્યા રે ઉતારું ભાત**
**ક્યાં બેસી જમશો રે!**

કાન કે'છે:

**રાધા ગોરી આસોપાલવ કેરું ઝાડ**
**કે ત્યાં બેસી જમશું રે**

પછી કાને આરીને,

**વા'લે મારે ભાતાં ઉઘાડી જોયાં**
**કઢેલાં દૂધ વીસર્યાં રે,**



પ્યારેલાલ

# હિંસાનું વિષચક્ર

હિંસાના ઝેરી કૂંડાળાને બને તેટલું ટાળવા ગાંધીજીએ પ્રયત્નો કર્યા. ગાંધીજીના ગયા પછી હિંસાને એક યા બીજી રીતે આપણી સરકારે વેગ આપ્યો છે. ગાંધીજીના અંગત મંત્રી તરીકે જાણીતા લેખકે હિન્દુસ્તાન ટાઇમ્સમાં લખેલા લેખનો આ ટૂંકાવેલો અનુવાદ દરેકને ડંખશે...

આજે રાષ્ટ્રીય અને આંતરરાષ્ટ્રીય ક્ષેત્રે હિંસા એટલી તો પ્રબળ બની ગઈ છે કે તે વ્યક્તિ–સ્વાતંત્ર્ય તેમ જ માનવજાતના અસ્તિત્વ સારુ ખતરનાક બની ગઈ છે. આ હિંસાના શરીરશાસ્ત્રનો નગ્ન પરચો આટલા અચૂક દર્શનપૂર્વક આપણા યુગમાં ટૉલ્સ્ટૉય સિવાય ભાગ્યે જ બીજા કોઈએ કરાવ્યો હશે. એમનું પૃથક્કરણ એવું છે કે વ્યક્તિગત હિંસા સત્તાના પાયામાં છે. દરેક સરકાર, પછી તે સરમુખત્યારશાહી હોય કે ઉદારમતવાદી હોય, આજે અદ્યતન સાધનો સાથેના ચંગિઝખાન સમાન બની ગઈ છે. સરકાર આજે જાણે જબરદસ્તીનું અસલ એંજિન બની ગઈ છે. નીચેનાં ચાર સાધનો દ્વારા એ પોતાની સત્તા જાળવી રાખે છે.

પહેલું સાધન છે ડર. સરકારને એક પવિત્ર અને ન ઉથામી શકાય એવી સત્તા તરીકે ઠસાવવામાં આવે છે. તેથી લોકોના મનમાં એનો ડારો પેસી જાય છે. જગતભરમાં અનૈતિક મનાતાં સાધનો દ્વારા પણ દરેકે દરેક પર પોતાની ઇચ્છા ઠોકી બેસાડવાનો તેમ જ એની હકુમતને પડકારવાની હિંમત કરનારનો ખાતમો કરવાનો સરકારને અબાધિત અધિકાર છે એમ મનાવાય છે. આ હેતુ પાર પાડવા તે પોલીસ, ન્યાયાલયો, જેલ અને છેવટે સૈન્યનો ઉપયોગ કરે છે.

---

**વા'લે મારે ભાગી કડેલની ડાંખ**
**રાધા ગોરી મારિયાં રે.**

ને પછી રાધા ગોરી વિલાપ કરે છે :

**વા'લા મારે નથી મા ને બાપ,**
**મહિયર મારાં વેગળાં રે.**
**વ'લા મારે નથી ભાઈ કે ભોજાઈ,**
**મહિયર મારાં એટલાં રે.**

ને આમાં આ છેલ્લી કડી ગંગાના કાને બલકે હૈયા સોંસરી નીકળી જાય છે :

**વા'લા મારા ! અબળાનો અવતાર**
**એકલડો દોહ્યલો રે !**
**વા'લા મારા મરજો મનખાવતાર**
**અટૂલો એકલો રે !**

ને કોણ જાણે કે એ તો આ ગીતમાં ભાવિના કોઈ ભેંકાર ભણકારા હતા કે—ગમે તેમ પણ ગંગાની આંખ ફરૂકરૂ કરતી એવી તો ચૂઈ પડી—અરે ધ્રુસકે ચડી જવાની બીકે એ કમાડ વાસી ઘરમાં જ ભરાઈ પેઠી !

પણ ખાટલામાં ભરાઈ જવા છતાંય પેલી કડી તો સાચે જ જાણે રણછોડે એને મારી હોય—તિરસ્કારી હોય ને આસપાસમાં એ ભરાઈ રહી ન હોય તેમ એના અંગેઅંગમાંથી બલકે કણેકણમાંથી ઊઠી રહી હતી :

**વા'લા મારા ! અબળાનો અવતાર**
**એકલડો દોહ્યલો રે !**
**વા'લા મારા ! મરજો મનખાવતાર**
**અટૂલો એકલો રે !**



બીજું સાધન છે લાંચ. આ સાધન આવી રીતે કામ કરે છે: મહેનત કરનાર વર્ગો પાસેથી એમની જહેમતનાં ફળ કરવેરા દ્વારા ઝૂંટવી લઈને સરકારના અમલદારોમાં એ વહેંચી દેવાય છે. આના બદલામાં એ અમલદારો કશીયે આનાકાની વિના સરકારનો હુકમ માનવાને તેમ જ લોકોને જંજીરમાં જકડી રાખવાને બંધાયેલા રહેશે.

ત્રીજું સાધન છે વશીકરણ. ફરજિયાત સરકારી શિક્ષણ દ્વારા લોકોના મનને વિકૃત અને એમની સમજને ભ્રમિત કરાય છે. દેશભક્તિ, રાજ્યની પાવનકારી ને કલ્યાણવાદી પ્રવૃત્તિઓ તેમ જ રાજ્યના નિયમો નીતિનિયમોથી વિરુદ્ધ હોય છતાં બધાંએ એને અનુસરવાની ફરજ છે એવા ખોટા ખ્યાલો એમના મનમાં નાનપણથી ભરી દેવામાં આવે છે. રાજ્યે જો કોઈ ધર્મ સ્વીકાર્યો હોય તો લોકોના પૈસામાંથી મંદિરો બંધાય છે અને મહંતો પોષાય છે. પછી ધર્મ વિષેના ખોટા ખ્યાલો ફેલાવવામાં મંદિરનો ઉપયોગ થાય છે. લોકોના મનમાં ઠસાવવામાં આવે છે કે અન્યાય, ગરીબી અને અસમાનતા એ તો ઈશ્વરની યોજનાનો જ એક અંશ છે; રાજ્યની આજ્ઞાનું પૂરું પાલન એ પવિત્ર કર્તવ્ય છે, અને રાજ્યનો હુકમ થાય ત્યારે હત્યા કરવી એ માત્ર ક્ષમ્ય જ નહીં પણ અભિનંદનીય છે. દેશભક્તિની અંધશ્રદ્ધાને રાષ્ટ્રીય તહેવારોની ઊજવણી, સરઘસો, લશ્કરી પરેડો તેમ જ આંખ આંજી નાખે એવા બીજા ભવ્ય દેખાવોના દબદબા દ્વારા બહેલાવવામાં આવે છે. લોકોનાં મન અને આત્માને મૂઢ બનાવી દેવા સારુ એમની જાતીય વાસનાઓને સિનેમા અને નાટયગૃહોની કહેવાતી સાંસ્કૃતિક પ્રવૃત્તિઓ દ્વારા પોષવામાં આવે છે. રાજ્યને જેમાંથી સારી એવી આવક પ્રાપ્ત થાય છે એ કેફી, નશાકારક ચીજો પણ આ હેતુ પાર પાડવાનું એક બીજું સાધન છે. આવી રીતે લોકોનું વશીકરણ કરી લેવાય છે.

ચોથું સાધન પાશવી જબરદસ્તીનું છે. ઉપર ગણાવેલ બધાં સાધનોનો ઉપયોગ કરીને પ્રજાના એક વર્ગને પાશવી ઢાંચામાં ઢળાય છે. કરવેરાએ અને સત્તાધારી પક્ષે જમીન ઉપર શ્રમ કરવાથી જેમને વંચિત રાખ્યા છે અને તદ્દન અકિંચન સ્થિતિમાં મૂકી દીધા છે એવા લોકોને ખાસ કરીને આ વર્ગ માટે પસંદ કરવામાં આવે છે. પછી રંગો, યુનિફોર્મો, કૂચગીતો અને લશ્કરશાહીથી એવા ભ્રમિત કરી મૂકવામાં આવે છે કે તેઓ માનવ મટીને જાદુગરના હાથમાંનું ચેતનહીન યંત્ર બની જાય છે. પાશવી અને મૂઢ બનેલ આ વર્ગ વિનાશકારી શસ્ત્રોથી સજ્જ બને છે. શોષિત વર્ગો કદાચિત રાજ્યની હકૂમત સામે માથું ઊંચકે તો તેમને દાબી દેવા સારુ આ વર્ગનો ઉપયોગ થાય છે. અને આમ હિંસાનું ઝેરી કૂંડાળું પૂરું થાય છે.





ઈશ્વર પેટલીકર

# મિસ બેની

સ્ત્રીસન્માનની વાતો કરતો આપણો શિક્ષિત પુરુષવર્ગ પણ સ્ત્રીઓની માનહાનિ કરવામાં, સ્ત્રીઓની સીધી કે આડકતરી છેડતી કરવામાં જરાય પાછો પડતો નથી. આ વાર્તાની નાયિકા મારફત જાણીતા વાર્તા-નવલકાર પોતાનું સુધારક દૃષ્ટિબિંદુ આબાદ રીતે રજૂ કરી જાય છે જે પોતાની જાતને સજ્જન માનતા કેટલાય પુરુષોને જબ્બર થપ્પડ પણ લગાવે...

તાલુકાની મામલતદાર કચેરીમાં કુ૦ બેની જાગીરદાર કારકુન નિમાઈને આવી. તેણે એ કબૂતરખાનામાં ભારે ફફડાટ ભરી મૂક્યો. પ્રથમ એ કારકુનોના મોટા ખંડમાં પ્રવેશી અને બારણા પાસે બેઠેલા કારકુનને એણે પૂછ્યું કે મામલતદારસાહેબ ક્યાં બેસે છે? ત્યારે એ જવાબ આપવાને બદલે ડઘાઈ ગયો હોય તેમ એના સામે બાઘાની માફક તાકી રહ્યો. દસ કારકુનોના એ ખંડમાં પાંચ તો પોતાના કામમાં ચિત્ત પરોવ્યા વિના બગાસાં ખાતા હતા એટલે એમની નજર તરત જ એના સામે ચોંટી ગઈ.

કોણ હશે આ છોકરી? તાલુકાની કચેરીમાં ભાગ્યે જ સ્ત્રીઓ આવતી હોય છે. વિધવા સ્ત્રીઓને કોઈ વખત આવવું પડે તો એમણે ગામડા ગામના મલાજા પ્રમાણે મોં ઢંકાઈ જાય તેટલી લાજ કાઢી હોય. કોઈ કોઈ સ્ત્રી લાજ ન કાઢી હોય તેવી પણ આવી ચડતી હતી. પરંતુ એણે માથું ઉઘાડું મૂક્યું હોય તેમ ભાગ્યે બનતું હતું. જ્યારે આ છોકરીએ તો સાડી જ નહોતી પહેરી. ફ્રોક પહેર્યું હતું. ખરી રીતે તો એ ફ્રોક જેવો દેખાવ હતો એટલું જ; બાકી સ્કર્ટ પહેર્યું હતું, પરંતુ એ બેમાં ભેદ ન સમજતા કારકુનોને ફ્રોક પહેરેલી છોકરી અહીં ભૂલી પડી હોય તેમ લાગ્યું હતું. કેવળ એ શાળાએ જતી નાની છોકરી હોત તો આટલું કુતૂહલ ન થાત, પરંતુ ખાસ્સી પચ્ચીસ વર્ષની ઉંમરની હોય તેમ એના દેખાવ પરથી લાગતું હતું અને આ ઉંમરે સાડીને બદલે સ્કર્ટ પહેરે તે કેવું વિચિત્ર કહેવાય!

મામલતદારસાહેબ પાસે ગઈ એમ જાણતાં દરેક પોતાનું કામ છોડીને એના અંગે ગુસપુસ કરવા લાગી ગયા. 'છે તો રૂપાળી.' એકે અભિપ્રાય આપ્યો.

બીજાએ એમાં સુધારો સૂચવતાં કહ્યું: 'સુંદર તો એને ખાસ ન કહી શકાય, પરંતુ ગોરી ચામડી છે અને સંકોચ વગર રૂઆબમાં ચાલે છે એટલે તે છે એના કરતાં વધુ આકર્ષક લાગે છે એટલું જ.'

એ સાંભળી બધા ખડખડ હસ્યા. એકે ચુકાદો આપતાં કહ્યું: 'મિ૦ સેવક ઊડતાં પંખી પાડે તેવા લાગે છે. એ આવીને ચાલી ગઈ ત્યાં સુધીમાં એને પગથી માથા સુધી જોવાનું ચૂક્યા નથી.'

એ વાત આગળ લંબાય તે પહેલાં મામલતદાર-ઑફિસનું જે બારણું કારકુનોના ખંડમાં પડતું હતું તે ઊઘડ્યું અને આગળ સાહેબ અને પાછળ બેની દાખલ થયાં. એ બારણાની બાજુમાં અવલકારકુનનું ટેબલ હતું. સાહેબને આવેલા જોતાં અવલકારકુન અને ખંડના બધા કારકુનો પોતાનું કામ પડતું મૂકી ઊભા થઈ ગયા. સાહેબે અવલકારકુનને સંબોધતાં કહ્યું: 'મિ૦ નાયક, આ બહેન—કુ૦ બેની જાગીરદાર છે. આપણી ઑફિસમાં જે ખાલી જગા છે તેમાં કારકુન તરીકે એ બદલાઈને આવ્યાં છે. એ આજથી હાજર થાય છે એટલે એમને એમનું દફતર સોંપી દો.'

સાહેબ જાણે ઉતાવળમાં હોય તેમ એટલું કહીને એમની ઑફિસમાં ચાલ્યા ગયા અને બારણું બંધ થઈ ગયું. જેને ઘડી પહેલાં હસતા હતા તે બહેન કચેરીના કોઈ કામકાજ અંગે ભૂલી નહોતી પડી, પણ ઑફિસના એક સ્ટાફ સભ્ય તરીકે આવી હતી તે જાણતાં કારકુનો કામમાં પરોવાયાનો ઢોંગ કરતા ટેબલ તરફ નજર રાખી ત્રાંસી નજરે એના સામે જોઈ રહ્યા. જુવાન કારકુનોને મિ૦ નાયકની ઈર્ષા પણ આવી. જે ગ્રેજ્યુએટ કારકુનની બદલી થઈ હતી અને મિ૦ નાયકની બાજુમાં એનું ટેબલ ખાલી હતું તે જગા એણે લઈ લીધી. આમ તો એ ટેબલનો ચાર્જ

ડાચા ઉપર હજામત વધી હોય અને જાણે શ્રાવણ મહિનો પાળતા હો તેમ મોં લઈને આવો છો તે બંધ થઈ જાઓ. કોઈના કોલર તૂટેલા હોય છે અને કોઈના પગમાં ચંપલનાં ઠેકાણાં હોતાં નથી, તે બધાય ઊથલવા નીકળ્યા હોય તેમ ટાપટીપ કરીને નીકળે.'

ચા વખતે નાસ્તો આવ્યો ત્યારે મિ૦ સેવકની મજાક સૌને સાંભરી આવી પણ બેનીની હાજરીમાં બોલવાની હિંમત કોણ કરે ? ચા આજે વધુ ઊકળી ગઈ હતી એટલે બેસ્વાદ બની હતી. આવું જ્યારે બનતું ત્યારે ચા લઈને આવનાર છોકરાને સંભળાવવામાં આવતું હતું : 'આજે તારા શેઠ બૈરા ઉપર ધેર ઊકળીને આવ્યા છે કે શું ?' બેની રીસ ચા ઉપર કાઢીને ઉકાળાય તેટલી ઉકાળી લાગે છે ! પરંતુ આજે બેની બેઠી હતી એટલે એમ પણ કોઈ બોલી શક્યું નહિ. બધાંએ માન્યું હતું કે મિ૦ સેવક એના સ્વભાવ પ્રમાણે બોલ્યા વિના નહિ રહે, પરંતુ એય તેલમાં માખ ડૂબે તેમ ડૂબી ગયો હતો.

સાંજે સાડા પાંચ વાગે ઑફિસ બંધ થઈ એટલે બેની પોતાનું કામ બંધ કરી, મિ૦ નાયકને હાથ ઊંચો કરીને જાણે પોતે જાય છે તેમ રજા લેતી હોય તેમ વિવેક કર્યો. મિ૦ નાયકે પણ કંઈ બોલ્યા વગર ટેકું જમણી બાજુ નમાવી જવાની રજા આપતા હોય તેમ સંમતિ આપી. જવા માટે બધા ઊંચનીચા થઈ ગયા હતા, પરંતુ બેનીને લીધે એવા સીવઈ ગયા હતા કે એનાથી મુક્ત થવા કોઈએ જવાની તૈયારી બતાવી નહિ. અને એણે કમ્પાઉન્ડ બહાર પગ મૂક્યો કે એક તંગ થઈ ગયો હતો તે બોલી ઊઠ્યો : 'આ રમકડાને લીધે અર્ધા દહાડામાં જે ગભરામણ થઈ ગઈ તો રોજ આવું ચાલે તો વહેલુંમોડું બેભાન થઈ જવાય.'

બીજાએ એમાં ટેકો પુરાવતાં કહ્યું : 'એના આવ્યા પછી દિવસેય લાંબો થયો હોય તેમ ખૂટ્યો જ નહિ, ટેબલ ભણી નજર રાખી એના ભણીય કેટલું તાકી રહેવાય અને કામ કરવા માંડયું તે રોજ કરતાં કેટલાય તુમારમાં ચીતરામણ કર્યું પણ સાડા પાંચ કેમેય થાય નહિ !'

ત્રીજો : 'પણ જે ચીતરામણ કર્યું તે સાચું છે કે નહિ તે ફરી જોઈ લેજો. બાકી ચિત્ત હશે બેનીમાં અને ધસડ્યે રાખ્યું હશે તો ગાયનું ભેંસ તળે અને ઘોડાનું ગધેડા તળે જતું રહ્યું હશે.'

'પણ આ બેની છે કોણ ?'

મિ૦ સેવક : 'સ્ત્રી !'

બધા ખડખડ હસ્યા. એમાં એટલું બધું હસવા જેવું તો ખાસ ન હતું પરંતુ અત્યાર સુધી એ સીવાઈ ગયા હતા તેનો એમાં પ્રત્યાઘાત પડ્યો હતો.

'સ્ત્રી છે એ તો નાનું છોકરુંય સમજે તેવું છે.'

'ના, એમાં મિસ્ટર તમારી ભૂલ થાય છે. સ્કર્ટને બદલે એણે જો કોટ-પેન્ટ પહેર્યાં હોત તો ઓળખતાં વાર લાગે. બોબ્ડ હેર છે અને એવા ફરફરે છે કે સિનેમા સ્ટારની નવી ફેશન હશે તેમ લાગે'...

'મને લાગે છે કે એ હિન્દુ નહિ હોય.'

'શા ઉપરથી ?'

'બેની નામ ઉપરથી.'

'આજે તો ફેની, મેરી, રીટા વગેરે નામો પણ હિન્દુઓ પાડે છે. શહેરમાં એ નવી ફેશનમાં ગણાય છે.'

'એના વાન ઉપરથી એ પારસી હોય તેવી નથી દેખાતી ?'

'આજે તો પારસીઓ કરતાંય બીજા વધુ ગોરા હોય છે'

'ખ્રિસ્તી પણ હોય.'

'અટક એવી છે કે એના ઉપરથી ખ્યાલ ન આવે.'

'એની સર્વિસબુકમાં લખેલું હશે.'

'પરંતુ એ તો જૂની સર્વિસબુકમાં લખાતું. હવે આજે તો નાતજાત-ધર્મના ભેદ ન હોવા જોઈએ તે કારણે કંઈ લખાતું નથી. હરિજન હોય કે શિડ્યુલ કાસ્ટ હોય તો ઉલ્લેખ જોવા મળે.'

'એ વર્ગની તો નથી જ.'

'ગમે તે વર્ગની હોય, પણ એનાં લક્ષણ સારાં નથી

એ ચોક્કસ '

'તમેય ખરા છો ને ભલા માણસ! તમારે જૂની આંખે નવા તમાસા એટલે દેખ્યુ નહિ ખમાતુ હોય '

'નોકરી કરે એનો મને વાંધો નથી, પરંતુ તાલુકાના ફરવા ગામમા આવા કપડા પહેરીને આવે તે સારુ કહેવાતુ હશે?'

'પણ એ ઊતરી છે ક્યા? રહેવાનુ શુ કરવાની છે?'

'તમારે એની સાથે રહેવુ છે?'

ફરી બધા ખડખડ હસી પડ્યા

'આપણે એની શી ચિંતા? સાહેબે એને પૂછ્યુ તો હશે ને? એ ફરજ એમની છે એણે ક્યા તમારી પાસે એ જાતની મદદ માગી છે? વખત થયો એટલે દરરોજની ચિરપરિચિત હોય તેમ એ ચાલતી થઈ આવી સ્ત્રીઓ રસ્તે જતા ભાઈબંધી કરી લે ઘરની અને રહેવાની તકલીફ પુરુષને પડે, આને નહિ '

વાતને લબાતી જોઈને અને તે ઠીક પણ ન ગણાય એમ માની મિ૦ નાયક ઊભા થયા મિ૦ સેવક બોલ્યા વગર ન રહી શક્યો 'સાહેબ, ખરી રીતે તમારે એને પૂછવુ જોઈતું હતુ કે ક્યા ઊતર્યા છો અને કંઈ કામકાજ હોય તો કહેજો '

બીજાએ સુધારો સૂચવ્યો 'એને પૂછવુ અવિવેક ગણાય, પણ સાહેબને પૂછી ખાતરી કરી લેવી કે એ કઈ જાતની છે અને ક્યા ઊતરી છે '

એ ઑફિસમાથી બધા નીકળ્યા અને માર્ગે જેમ જેમ દરેક ફંટાતા ગયા અને જુદા પડતા ગયા તેમ તેમ બે જણના સોબત રહી ત્યા સુધી બેની સિવાય વાત માટે બીજા વિષયને અવકાશ ન મળ્યો એકના પડ્યા પછી પણ મિત્ર સાથે ગપ્પાં મારતા દરેકે એનો ઉલ્લેખ કર્યો ફક્ત કોઈએ એનુ વર્ણન ઘેર પોતાની પત્નીને ન'તુ કર્યું!

બીજે દિવસે એમા નવુ કંઈ ઉમેરવાનુ ન હતુ, પરંતુ સાંજે એ એકલી વિદાય થઈ ત્યારે દરેકને એની દયા આવી રોય તેમ સૂર નીકળવા માડ્યો

'એની સાથે આપણે કોઈ વાત ન કરીએ તો સારુ' તો ન ગણાય. ઑફિસમા કોઈ સ્ત્રી મેમ્બર નહિ એટલે એ બોલેચાલે પણ કોની સાથે? એમા એ હિંમત આપણી કરતી હશે બધા ગામડિયા ભેગા થયા છે સ્ત્રીસન્માન શુ એ સમજતા નથી એટલુ જ નહિ, પણ વિવેકનાય ભૂખ્યા છે તેમ માની લેશે '

'સાચુ છે અને જો આપણે સૌનાથી અતડા રહીશુ તો મિ૦ સેવક જેવા એનો લાભ પણ ઉઠાવશે એ એની નિકટ જવા પ્રયત્ન કરશે અને એ પ્રેમનો ઠરકી છે તેવુ બેનાને કોણ કહેવા જશે?'

'મિ૦ સેવક બે દિવસથી ચૂપ છે તે જ નવાઈ કહેવાય બાકી એ કંઈ ટીખળ કર્યા વિના જંપે નહિ મિ૦ નાયકને નવુ માખણ લગાડતા એકે કહ્યુ 'સેવક ખાતા પેટમા જરા નથી તો અહી જંપે' પરંતુ નાયકસાહેબ હમણામા જવા દે ત્યા સુધી, બાકી એમની આખ બેચાર્યેની જુએ કે એના ભાર છે કે કંઈ બોલે?'

મિ૦ નાયક એ હાર ગળામા પહેરી લેતા બોલ્યા 'હુ બધી વાત સહી લઉ, પરંતુ કોઈ સ્ત્રીની મશ્કરી કરે તે ન ચલાવી લઉ. સેવક મને સારી રીતે ઓળખે છે નાયકસાહેબ ચીડ્યા એમને કંઈના નહિ '

'પણ આજે ક્યાંક વહેલો એ કેમ ચાલી ગયો છે?'

'એનુ કંઈ કહેવાય નહિ ભલો હશે તો મેનાનો રસ્તો સાચવીને બેઠો હશે અહી બધાના વચ્ચે એ એના સાથે વાત કરવાની હિંમત ન કરી શક્યો હોય તે એને એકના જોતા રૂમા જાય તો કહેવાય નહિ '

મિ૦ નાયકે એ અંગે નિર્ભય રહેવાની માહિતી આપતા કહ્યુ 'મેની જેવ નેવા કુટુબની નથી એના બાપ મિ૦ જાગીરદાર રિટાયર્ડ એસિ૦ કમિશ્નર છે ઘરના સુખી છે એનાને નોકરી કરવાની જરૂર છે એવુ પણ નહિ એ શોખ તરીકે નોકરી કરે છે બાપની એવી વાગવગ છે કે મેનીને અહી આવવાની ઇચ્છા ન હોય તો એની બદલી થઈ ન હોત, પરંતુ ગામડાઓનો પણ અનુભવ લેવો જોઈએ તેમ માની એ સ્વેચ્છાએ અહી આવી છે મિ પાનખીવાળા

શેઠને ઘેર એ ભીતરી છે.'

મિ૰ પાલખીવાળા પારસી હતા. દારૂબંધી નહોતી થઈ ત્યારે આખા તાલુકામાં જેટલાં દારૂનાં પીઠાં હતાં તેનો ઇજારો વરસોથી એ લેતા હતા. તેની કમાણીમાંથી એમણે જમીન ખરીદી હતી. દારૂબંધી આવતાં એ ધંધો ગયો, પણ ખેતીના કાયદાને લીધે ખેતી જાતે કરાવતા થયા હતા અને એમાં મૂડીનું સારું રોકાણ કરી શકતા એટલે ઉત્પન્ન પણ સારું લેતા હતા. એમનું નામ સાંભળતાં એક બોલી ઊઠ્યો: 'મિસ જાગીરદાર પણ ત્યારે તો પારસી હશે.'

મિ૰ નાયક: 'ના, હિંદુ છે. પરંતુ એ બધા ઉપલા વર્ગના હિંદુ એટલે એ અર્ધા પારસી જેવા અને અર્ધા-ખ્રિસ્તી જેવા જ માનવા.'

'નાયકસાહેબ કહે છે તેવો જ ઢંગ ગણાય. નહિ તો હિંદુની છોકરી થઈને કુંવારી હોય ત્યાં સુધી ફ્રોક પહેરે તે તો સમજ્યા, પણ કપાળમાં ચાંલ્લો ન કરે અને હાથે બંગડીઓ ન પહેરે, તે હિંદુપણું ધોવાઈ ગયેલું ત્યારે જ બને ને?'

'અને પચ્ચીસ વર્ષ સુધી પરણે નહિ તેય ખ્રિસ્તીપણાની નિશાની કે બીજું?'

'શરીર અર્ધનગ્ન રહે તેવો સ્કર્ટનો પોશાક પહેરે, પછી એ મોટી ઉંમરે સંયમી રહે તેમ શી રીતે મનાય? સતી સ્ત્રીઓના ઢંગ જ આવા ન હોય.'

'પાલખીવાળા શેઠને એ ક્યાંથી ઓળખે?'

'એના બાપ અમલદાર હતા. ગામડાં ચૂસવાના ધંધા કરનાર દારૂવાળા અમલદારો સાથે સારા સંબંધો રાખતા. આ જૂનું ઓળખાણ હતું તેનો લાભ લીધો છે.'

એની અંગે એ બેઠકમાં છેવટ એવો નિર્ણય લેવાયો કે મિ૰ નાયક જેવા આધેડ ઉંમરના ઠરેલ પુરુષે એની સાથે બોલચાલ કરવી. એને એવું ન લાગવું જોઈએ કે એની સાથે અવિવેક આચરવામાં આવે છે. બીજો કોઈ જુવાન કારકુન એની નિકટતાભર્યું વર્તન કરવા જશે તો એ ટીકાપાત્ર થશે. નાયકસાહેબને સહીસલામત ગણી લેવામાં આવ્યા હતા. એને કંઈ તકલીફ હોય કે એ જુદું ઘર લઈને રહેવા માગતી હોય તો તે શોધી આપવાની વગેરે પૂછપરછ એમણે કરવી તેમ વિચારી લેવામાં આવ્યું હતું.

પરંતુ બધાને જે બીક હતી તે સાચી પડી. મિ૰ સેવક અને મિસ એની ઑફિસે સાથે આવ્યાં. મવક્રે જાણે મહાન જીત મેળવી હોય તેમ એના મોં ઉપર મલકાટ હતો. મિ૰ નાયક સાથે સેવક વાત કરતો હતો ત્યારે એની એને અડીને લગભગ ઊભી હતી. સૌને થયું કે પતિ-પત્ની હોય તો પણ આમ જોડાજોડ ઑફિસમાં સાથે ઊભા રહેવાનું પ્રયોજન ન ગણાય. અને એ ધૃષ્ટતા કેવળ ઊભા રહેવામાં એ કરી રહ્યાં હતાં એટલું જ નહિ. પરંતુ સેવકે દરખાસ્ત મૂકી હતી કે મિસ એનીનું ટેબલ ખસેડીને એની નજીક લાવવું છે!

એનીને મિ૰ નાયકે કંપની આપવી તેમ આગલે દિવસે નક્કી થયું હતું એટલે એના પ્રત્યે વિવેક બતાવતાં એમણે એને સીધું પૂછ્યું: 'મિસ જાગીરદાર, તમને ટેબલ મિ૰ સેવક પાસે લઈ જવામાં વધુ અનુકૂળતા લાગતી હોય તો મને વાંધો નથી.'

મિસ એની સંમતિ આપતાં બોલી: 'અગાઉ આ દફતર મિ૰ સેવકે સંભાળેલું છે એટલે મને જરૂર પડશે તો એ મદદરૂપ થશે. વળી એમને માઈલ્ડ ચા પીવાની ટેવ છે અને મને પણ કડક ચા પસંદ નથી. એ મૅનેજ કરવાનું એમણે સ્વીકાર્યું છે.'

મિસ એનીનું ટેબલ મિ૰ સેવક પાસે ખસેડાયું ત્યારે કારકુનોએ દાંત કચકચાવ્યા મારો બેટો, પાકો ઉઠાવગીર નીકળ્યો! નાયકસાહેબ ગઈ કાલે કેવી ડાંસ મારતા હતા કે હું વીફરું એટલે કોઈનો નહિ, અને વિફરવાનો વખત આવ્યો ત્યારે તમાકા પાડીને ઊભા રહ્યા! સેવકડાને ચોખ્ખું સંભળાવી દેવાનું હતું કે આ કંઈ તમારું ઘર નથી કે તમને ફાવે ત્યાં બેસી શકો. મિસ એનીએ જ્યાં ટેબલ છે ત્યાં બેસીને કામ કરવાનું છે.

એ રીતે અકીચૂપ રહેતી એની જાણે આજે બધા ઉપર વેર લેતો હોય તેમ વારે વારે મિ૦ સેવક સાથે વાત કરતી હતી બાજુના ટેબલવાળો કાન સરવા કરીને સાંભળવા પ્રયત્ન કરતો છતાં મેની એટલું ધીમું બોલતી કે એને સ્પષ્ટ સંભળાતું ન હતું ઑફિસના કામની વાત કરતી હોય તેમ એને પ્રતીતિ થતી ન હતી ઑફિસકામ હોય તો વચ્ચે વચ્ચે હસવાનું બને ક્યાંથી?

સાંજે સાડાપાંચ વાગે મિસ મેની અને મિ૦ સેવક સાથે ગયાં ને વિદાય થતાં કે સૌ મિ૦ નાયક ઉપર તૂટી પડ્યા તમે જ સાહેબ ઊંધું માર્યું મૂળ તો મિ૦ સેવક નાનો હતો અને તેમાં તમે નીસરણી આપી જો એને પહેલે જ ધાકે ચૂપ કરી દીધો હોત તો એ આગળ વધવાનું પગલું ન ભરત આ તો આવ્યાં સાથે બેઠાં સાથે ગુસપુસ કરી સાથે અને ગયાં પણ સાથે આવતી કાલ તો એ મૂછ મરડશે કે નાયકસાહેબને હું ગણતો નથી !

મિ૦ નાયકને પણ લાગતું હતું પોતે સેવકથી નહિ પણ મેનીથી અંજાઈ જઈ એને ના પાડી શક્યા નહોતા પરંતુ એનો સ્વીકાર કરવાની તૈયારી ન હતી એમને એમણે પોતાની મોટાઈ ચાલુ રાખતાં કહ્યું

'સેવકને તો હું ધારું ત્યારે બે તમાચા મારી સીધો કરી શકું તેમ છું પરંતુ મિસ મેનીનો વિચાર કરીને મેં એ ફેરફારમાં સંમતિ આપી છે એના બાપનો ભલામણપત્ર એ સાહેબ ઉપર લાવી હતી સાહેબ એમના સીધા સંપર્કમાં નથી આવ્યા પણ મોટા અમલદાર એમને નામથી સારી રીતે ઓળખે છે આવી નાની વાતમાં એના પિતાને લાગે કે મારી દીકરીને સગવડ ન આપી તો એક વખતના આ ખાતાના અમલદાર તરીકે એમને દુઃખ થાય આજે આપણને એ કંઈ કરી તો ન શકે, પરંતુ આવી નાની બાબતમાં કોઈનું માન રાખવામાં આપણું જાય છે શું ?'

દુઃખ રડતા એક બોલ્યો 'પરંતુ હવે સેવક એને બથાવી પડ્યો એમ જ થયું ને ?'

બીજો કટાક્ષ કરતાં 'તારી ઇચ્છા હતી ?'

'સેવક ન થાકે તો હું ને ને આ કંઈ સામાન્ય છોકરી નથી કે ચા-નાસ્તામાં એકાદ રવિવારે પતે રવિવારે ? દિવસે જો શહેરની સહેલગાહ કરવા નીકળ્યાં તો મહિનાના પગારનો એક દિવસમાં ભુક્કો નીકળી જશે સેવકની ચોગ્ગા લઈ જાય તેવી એ છે એમ એનું આમેય જ કહી આપે છે સેવક મૂરખ છે મૂરખ'

'સેવક કંઈ મૂરખ નથી, આપણને બધાને મૂરખ બનાવે તેવો છે એય જાણે છે કે આપણને એ પોસાય તેવો શોખ નથી પરંતુ એને ક્યાં એની સાથે લગ્ન કરવાં છે ? બૈરી હમણાં સુવાવડ ઉપર ગઈ છે ત્યાં સુધી જે લહેર કરી લીધી તે બે-ચાર મહિના લહેર કરવા જેટલા પૈસા નોકરીમાંથી ન બચાવ્યા હોય તેવું ઓછું છે ?'

મિ૦ નાયક પોતનો ટોણો બનાવતા બોલ્યા

'મિ૦ સેવકને હજુ ખબર નથી કે જો એવી કંઈ એવું ધાંધલ કરી અને મારો ઉપર રિપોર્ટ ગયો તો એને નોકરીમાંથી ઘેર બેસવા વખત આવે આ કંઈ અંગ્રેજોનું નોકરશાહી રાજ્ય નથી કે અંગત બાબતમાં સરકાર માથું ન મારી શકે કલ્યાણ રાજ્યમાં સરકારી નોકરોનું ચરિત્ર ખાસ ધ્યાનમાં લેવામાં આવે છે સરકારે તે માટે પોતાના નોકરો માટે સામાજિક વર્તાવના પણ નિયમો કર્યા છે જ્યાં સુધી હું મીઠી નજર રાખું ત્યાં સુધી, બાકી હું લખું એમને થઈ રહ્યું જે પ્રધાનને પગલાં ભરવાના છે તે અને હું સાથે જેલમાં હતા સાથે કોંગ્રેસમાં કામ કરતા હતા મારા ઉપર એમને પૂરેપૂરો વિશ્વાસ '

બીજે અઠવાડિયે મિસ મેની અને મિ૦ સેવક ઑફિસમાં આવ્યાં ત્યારે વળી સૌ કારકુનો ફાટી આંખે તાકી રહ્યા મેનીએ સાડી અને કબજાનો પોશાક પહેર્યો હતો હાથે બંગડીઓ પહેરી હતી સૌને થયું કે આ છોકરી અહીં નોકરી કરવા આવી હતી કે નખરાંવેડા કરવા ! આજે એક પોશાક અને કાને

બીજો. આજે વિધવા તો કાલે પરણેલી ! આજે પારસી તો કાલે હિંદુ ! જ્યારે વાત આટલી આગળ વધતી હોય ત્યારે બધાંની નજર એમની ચોકી પૂરેપૂરી કરે તે પણ એટલું જ સ્વાભાવિક હતું. ગઈ કાલે રવિવારે એ લોકો બહાર તો નથી ગયાં તેની ખાતરી કરવા મિ૰ સેવકના મકાન ઉપર મિત્રભાવને વશ થઈ ત્રણ જણા તપાસ કરવા ગયા હતા.

એનો ઉલ્લેખ કરતાં એકે કહ્યું : 'મિ૰ સેવક ! કાલે ક્યાં ગયા હતા ? હું તમારે ઘરે આવ્યો હતો.'

મિ૰ સેવકે સૌને ઈર્ષા આવે તેવું વેણ ઉચ્ચાર્યું : 'ગઈ કાલે હું અને મિસ એની શહેરમાં ગયાં હતાં. એમની ઇચ્છા હતી કે એકાદ પિકચર જોઈ આવીએ.'

મિસ એનીએ એમાં ઉમેરો કરતાં પોતાના હાથ બતાવી કહ્યું : 'મારી ઇચ્છાને માન્ય રાખી મિ૰ સેવકે પિકચર જોયું અને એમની ઇચ્છાને માન્ય રાખી મેં એમની બંગડીઓ પહેરી.'

સૌ હસવું ખાળી ન શક્યા. મિસ એની એ અર્થમાં બોલી હતી કે એમણે ખરીદી આપી, પસંદ કરી તે મેં પહેરી લીધી. જ્યારે ભાષના પ્રયોગનો ખ્યાલ આવતાં હસવું ખાળીને એક બોલ્યો : 'એના કરતાં સુંદર બંગડીઓ હું લઈ આપું તો ?'

મિસ એની : 'એ પણ પહેરું.'

બધા હસ્યા. સેવકને એમાં પોતાનું અપમાન લાગ્યું. મિ૰ પાઠકની આ ધૃષ્ટતા પોતાની અદેખાઈમાંથી જન્મી હતી તેમ લાગતાં સેવક બોલી ઊઠ્યો : 'મિસ એની ગ્રામજીવનના ભાષાપ્રયોગ સમજતાં નથી એટલે તેમના પ્રત્યે અસભ્ય વર્તન કરવું તે જંગલીપણું છે'

સામો પ્રત્યુત્તર આપવાની હિંમત પાઠકે ન કરી. બધા મિ૰ નાયક સામે તાકી રહ્યા. વાત આગળ વધે અને સાહેબ પાસે ફરિયાદ પહોંચે તો સ્ટાફને તમે કાબૂમાં રાખી શકતા નથી તેવો ઠપકો મળે તે ગણતરીએ જાણે એમણે કંઈ સાંભળ્યું ન હોય તેમ એ ટેબલમાં માથું ખોસી કામે લાગી ગયા હોય તેમ દેખાવ કર્યો. તંગ વાતાવરણને હળવું કરતાં મિસ એની બોલી :

'મિ૰ સેવક, એમાં તમારે માઠું લગાડવાની જરૂર નથી. એ ભાષાનો પ્રયોગ શો થાય તે બધા હસ્યા તે ઉપરથી હું સમજી શકી છું. પરંતુ હું એવી ગામડિયણ છોકરી નથી કે એ પ્રયોગ મનેય સ્પર્શી ગયો માની હું તમારી કે મિ૰ પાઠકની વહુ બની ગઈ તેમ માની લઉં.'

મિ૰ નાયકના મોં ઉપર જે તંગ રેખાઓ દોરાઈ હતી તે સમજી જઈ કોઈ કંઈ બોલ્યું નહિ અને દરેક પોતપોતાના કામે લાગી ગયા. મિ૰ પાઠકને હિંમત આવી કે મિસ એની માઠું લગાડે તેવી નથી અને એને કંઈ મિ૰ સેવકની બાબત જ પસંદ છે તેવું કંઈ નથી. એની માફક બીજો હિંમત કરીને એની કંપની સાથે તો એ એને પણ આવકારે.

સાંજે ઓફિસ ટાઈમ થતાં મિ૰ પાઠક પણ મિસ એની સાથે ઊઠ્યો અને જવા તૈયાર થયો મિ૰ સેવકનો પોતે હરીફ હોય તેમ દેખાડવા એ એની સાથે વાતચીત કરતો સાથે ચાલવા લાગ્યો. મિ૰ સેવકને એના આ મોરચાની ખબર નહિ એટલે એને ઊઠતાં સહેજ વાર લાગી એટલે એ મંદ ઉત્સાહ બતાવતો ધીમે ધીમે પાછળ ચાલી રહ્યો હતો.

આ નાટક જોઈ રહેલા કારકુનો મિ૰ નાયક ઉપર તૂટી પડ્યા : 'સાહેબ, તમે પહેલેથી નમતું મૂક્યું એટલે આ લોકો ચડી ગયાં છે. જાણે એમને અહીં કોઈ ટોકનાર નથી એમ સમજી કેવા ખેલ કરવા માંડ્યા છે ? એક દહાડો સ્કર્ટ અને એક દહાડો સાડી. આ તે ઑફિસ છે કે નાટકશાળા ? મિ૰ સેવક પણ તુમાખીમાં આવી ગયો છે. શહેરમાં સહેલ કરી આવ્યા. એનું જોઈ મિ૰ પાઠકે આજે વળી બાંડું ઝડપ્યું...'

'એ તો બેવકૂફ છે. એને એ પણ ભાન નથી કે મિસ એની એને ઘરમાં ઘાટી તરીકે પણ ન રાખે. એણે પ્રથમ પોતાનું મોં દર્પણમાં જોઈ આવી રૂપાળી છોકરીઓ સાથે પ્રેમ કરવા નીકળવું જોઈએ. મિ૰ સેવક તો એને આકર્ષી શકે તેવો છે. રહે છે પણ અપટુ-

ઉં આવા પ્રેમના લફરા કૉલેજકાળમા એને હતા પણ ખરા એ ને કેમ છોકરીને આવવી તે એને આવડે પણ ખરુ '

' મિ૦ સેવક એવો છે શુ ? અહી તો આપણે એવુ કંઈ એના વિષે સાભળ્યુ નથી '

' અહી ગામડા ગામમા એવી છોકરીઓ એને મળે ક્યથા ? મિસ એની મળી કે તરત જ ચગ્યો કે નહિ ? '

' એની બૈરી આ નહિ જાણતી હોય ? '

' બધુય જાણે છે એ કૉલેજ વખતે ફરી પરણવા તૈયાર થયો હતો, પણ બાપ વિરુદ્ધ પડ્યા અને ભાઈ કમાતા ન હતા એટલે એ બધુ પડી ભાગ્યુ બાકી અત્યારે જો એવુ પ્રકરણ ઊભુ થાય તો વહુ અને બાળક રખડી જાય અને આ પરણી જાય '

' સરકારી નોકરી એટલે પરણે તો ઘેર બેસવુ પડે '

મિ૦ નાયક 'એક દહાડો ય હુ એને નોકરી કરવા ન દઉં

' પરણ્યા વગર ક્યા નથી રહી શકાતુ ? આજે એ સાથે ફરે છે, તે સરકાર શુ કરે છે ? '

પણ એવુ ઈ બને તો સરકાર કરી શકે ' મિ૦ નાયકે બચાવ કર્યો

' ત્યારે બન્યા વગર રહેતુ હશે ? શહેરમા શુ સિનેમા જોવા ગયા હતા એમ માનો છો ? એકાંત મેળવવાના એ બહાના કહેવાય '

મિસ એનીમા ફેર થયો છે એમ તમને સૌને નથી લાગતુ ? '

' કેવો ? '

' તમેય પાછા કાના થઈને ' પાસે બેઠેલાએ એને ધક્કો માર્યો એ એનનો અરધી ગયો અને બીજુ વાક્ય બોલ્યો 'તમે બધા શહુકાર છો તે રહેવા દો ને '

' પણ એનુ તારે છે શુ ? '

' મારે તો એનુ કંઈ નથી પણ મને એમાથી વાત આગળ વધી તો ઑફિસની આબરૂ શી ? લોકો કંઈ સેવક કે એનીની વાતો નહિ કરે, ઑફિસની નગોવશે કહેશે કે કેવા લબાડ લોકો ત્યા ભેગા થયા છે ! મારુ તો શુ જવાનુ છે પણ આપણા રંગ હેમ અને નાયકસાહેબે શુ દેખરેખ રાખી તેમ વાત થશે '

મિ૦ નાયકને બધાએ પાણી ચડાવ્યુ અને મિસ એનીનુ ટેબલ એ લાઈનમા પ્રથમ હતુ ત્યા એમના પાસે તુકારા દેવાનુ અને મિ સેવકનુ ટેબલ એ લાઈનમા છેવટુ ગોઠવવુ કે જેથી એ વાતચીત ન કરી શકે એટલુ જ નહિ, પણ વારેવારે એને જોઈ શકે પણ નહિ ! મિ૦ પાઠકને પણ હ પાર કરી દૂર કાઢવાનુ નક્કી થયુ બાજે દિવસે મિ૦ નાયક એમની હાજરીમા ટેબલ ફેરવવાનો હિમત ન કરી શકે અગર એ લોકો ન ફેરવે અને ફરિયાદ સહેબ પાસે લઈ જાય એવા ઊંડા પાણીમા ઊતરવાને બદલે અત્યારે એ પ્રમાણે ફેરફાર કરીને ઘેર જવાનુ નક્કી થતા સૌ ઉત્સાહથી એ કામ ઉપાડી લેવામા રોકાઈ ગયા બીજે દિવસે એ લોકો આવતા કેવો તમાસો થાય છે તે જોવા સૌ ઑફિસ કરતા અર્ધો કલાક વહેલા આવી પોતપોતાની ખુરસી ઉપર ગોઠવાઈ ગયા હતા

મિ૦ નાયક નહોતા આવ્યા એટલે એકે કહ્યુ

' આપણે આગ્રહ ન રાખ્યો હોત તો મિ૦ નાયક ઢીલુ નાગરત '

' હજુય ઢીલુ નહિ નાગરે એની શી ખાતરી ? મિસ એની જરા પકડે કે મને પૂછ્યા વિના મારુ ટેબલ ખસેડ્યુ તેમા હુ મારુ અપમાન સમજુ છુ તો ? '

' મિ૦ નાયક પાસે એ પોચુ ભાગી ગઈ છે એટલે ફિકરે નો કહેવાય નહિ '

પરંતુ એમની એ ગણતરી ખોટી પડી મિ૦ નાયકે પણ નહિ ... હોય તેમ શાંતિથી એણે પોતાની નવી જગા લઈ લીધી મિ૦ સેવક અને મિ૦ પાઠક માટે પછી બીજો રસ્તો ન હતો આગળથી એમને કંઈ ખબર ન હતી એટલે આ કારસ્તાનુ સ્ટાફે કરીને પોતાને થાય ભારી હતી તેમ મિ૦ સેવકને ચમચમ્યુ સ્ટાફ પોતાની જીત થઈ તેમ ઉત્સાહમા હતો, પરંતુ મિ૦ નાયકને ફફડાટ હતો કે આનો ફણગો હજુ નહિ



છૂટે તેમ માનવાનું કંઈ કારણ ન હતું. એમણે બેનીને પોતાની પાસે બોલાવી સમજાવવા માંડી. બધાંની નજર એમના તરફ મંડાઈ હતી, પરંતુ મિ૰ નાયક ધીમેથી બોલતા હતા અને બેનીને પણ ધીમેથી બોલવાની ટેવ હતી એટલે શું વાતચીત ચાલતી હતી તે કોઈ સાંભળી શકતું ન હતું. પરંતુ વિષય આ સિવાય બીજો ન હોય તેમ સૌને પૂરી ખાતરી હતી.

સાહેબ પાસે ફરિયાદ ન જાય તે ફફડાટમાં મિ૰ નાયક લોચા વાળતા હતા : 'મિસ બેની, તમે ખાનદાન કુટુંબનાં કહેવાવ. મિ૰ જાગીરદારસાહેબ અંગ્રેજોના વખતમાં એસિ૰ કમિશ્નર એ કંઈ જેવી તેવી વાત ન કહેવાય. એમનાં તમે દીકરી એટલે મારાં તો તમે દીકરી તુલ્ય ગણાવ. વળી એમણે સાહેબ ઉપર ભલામણપત્ર લખી આપેલો એટલે મિ૰ પાલખીવાળાનું તમારે ઓળખાણ ન હોત તોય અમારે તમારી બધી સગવડ કરી આપવી પડે. એ સ્થિતિમાં તમારા વિષે ગમે તેમ વાતો થાય તે મને કેમ ગમે? કોઈને ટીકા કરવાની તક ન મળે માટે તમારું ટેબલ મારી પાસે મુકાવ્યું છે.'

'નાયકસાહેબ, મને એમાં કંઈ હરકત નથી. હું નોકરી કરવા આવી છું. ઑફિસની અનુકૂળતા પ્રમાણે મારે વર્તવું જોઈએ.'

મિ૰ નાયકનો જીવ હેઠે બેઠો : 'પિતાની શિસ્ત તમારામાં હોય જ એ હું સમજી શકું છું. અંગ્રેજોના વખતમાં જે અમલદારો ઊંચા હોદ્દા ઉપર ગયા હોય તેમનામાં ગજબની શિસ્ત જોવા મળે છે.'

મિસ બેની : 'અંગ્રેજો શિસ્ત પાળતા અને પળાવતા, એવું જ સ્વમાન પણ સામાનું જાળવતા હતા. મારા પપ્પા એના દાખલા આપે છે ત્યારે મને લાગે છે કે આવું બન્યું હોય તો એ આમ રાતોરાત ટેબલ ન બદલી નાખે. જે કરે તે એની સંમતિ લઈને કરે. તમે તો નાયકસાહેબ, મહાત્મા ગાંધીજીની શિસ્તમાં ઘડાયેલા છો. શિસ્તમાં અંગ્રેજો કરતાં એ ઓછું નડોતા માનતા એટલે મારી વાત સમજી શકશો.'

મિ૰ નાયકનો ફૂંફાડો થોડી વારમાં સમી ગયો અને એમણે એની સાથે સંમત થતાં કહ્યું : 'તમારું સ્વમાન હણાય તેવું હું કંઈ કરવા માગતો નથી. જો સ્ટાફ એમાં પોતાની જીત માનતો હશે તો બે પાંચ દિવસ પછી મૂળ પ્રમાણે હું ટેબલ ગોઠવવા દઈશ.' અને એ પ્રમાણે પાંચમે દહાડે ટેબલ બદલાઈ ગયાં ત્યારે સ્ટાફને થયું કે મિ૰ નાયક મોંએ ફૂંફાડો મારે એટલું જ; બાકી સ્ત્રી આગળ એ પણ સલામ કરવા લાગી જાય છે.

'આવી છટકેલ સ્ત્રીને સલામ શું, નવ ગજના નમસ્કારેય કરવા પડે. નાયકસાહેબ ઉપર જ એ છેડતી કર્યાનો આક્ષેપ મૂકે તો એમની શી વલે થાય? મિ૰ સેવક અને મિ૰ પાઠક સાક્ષી પૂરવા તૈયાર થાય, છાપાંવાળા તો આવું કંઈ શોધતા હોય એટલે મોટા અક્ષરે ચમકાવે અને નાયકસાહેબની આબરૂના કાંકરા થઈ જાય.'

'મિ૰ નાયક કહે છે કે એ ગળગળી થઈ ગઈ અને સ્ત્રીસન્માન જાળવવા વિનતી કરી એટલે મેં નમતું જોખ્યું, પણ ખરી રીતે એ એનાથી ડરી ગયા હશે.'

'ફેર સેક્સ તરફ મીઠી નજર પણ ખરી. મામલતદાર સાહેબ અઠવાડિયામાં એક વખત ભૂલ બદલ આપણને ન તતડાવે તેવું બન્યું છે? અને બેનીને એમણે એકેય વખત ઠપકો સુદ્ધાં આપ્યો છે! એમને મોંમાં પાણી આવતું હશે, પણ ઘરમાં બૈરું વાઘણ જેવું બેઠું છે. સહેજ ચેં કે ચૂં કરે તો ગળેથી જ પકડે.'

'પણ જો મિ૰ નાયક આમ ઢીલા નીકળ્યા તો સેવક બેનો લહેર કરવાનો. હમણાં છ મહિના બૈરી આવવાની નથી એટલે એને ખર્ચ પણ કંઈ નથી. પગાર બધો પ્રેમ કરવામાં ખર્ચી નાખે તોય એને ક્યાં હરકત હતી?'

'હવે એક ઉપાય છે.'

'શો?'

'એક નનામો પત્ર એની બૈરી ઉપર લખવો અને

ચંદુલાલ ભગુભાઈ દલાલ

# આદરણીય કોણ?—વ્યક્તિ કે સંસ્થા?

આ લેખનું મથાળું જ એની ઉપયોગિતા સાબિત કરે છે; અદ્યપિ એના લેખક એક સાચા હિતચિંતક તરીકે છે એ પુરવાર થવાની આ વાત વાચક ભૂલી શકવાના નથી ..

લેખનું મથાળું, વાચકને કદાચ ભ્રામક લાગશે. વ્યક્તિ અને સંસ્થા એ બેમાંથી આદરને પાત્ર કોણ? સામાન્ય રીતે એમ મનાય છે કે સંસ્થા જ મોટી; અને તેથી આદરણીય એ જ હોય, સન્માન કરવાનું હોય તો સંસ્થાનું કરવું જોઈએ

પણ સંસ્થા એટલે શું?

પ્રશ્ન ખરેખર મુઝવણમાં છે ઉદ્યોગ, ધર્મ, રાજકારણ બધા ક્ષેત્રે આ પ્રશ્ન ઊભો થાય છે.

માણસ એકલો વસતો નથી બીજાઓના સમૂહમાં વસે છે ઘણાં માણસો ભેગાં થઈ કુટુમ્બ બને છે; અને ઘણા કુટુમ્બો ભેગાં થાય ત્યારે સમાજ બને છે એમ બધા સાથે રહેતા થાય ત્યારે સમાજની વ્યવસ્થાનો પ્રશ્ન ઊભો થાય છે. બધા જ ભેગા થઈને વ્યવસ્થા સંભાળે એ બને નહિ; એટલે કામની વહેંચણી થાય અને એ વહેંચણી મુજબ કામ થાય એ જોવાની જવાબદારી અમુક માણસ અગર માણસોને સોંપવામાં આવે છે. કામ આખા સમાજના હિતમાં હોવું જોઈએ, અને એની કાર્યવાહીમાં અને એના કામની વહેંચણીમાં કોઈને અન્યાય ન થવો જોઈએ એ જોવાની જવાબદારી આ વ્યવસ્થાપકોને માથે હોય છે

સમાજની આ રચનામાં કામ મુખ્યત્વે ભૌતિક જરૂરિયાતો પૂરી પાડવા અંગેનું જ હોય છે. પણ વખત જતા માણસ આધ્યાત્મિક વિકાસની પણ ઇચ્છા રાખે છે. એક દૃષ્ટિએ જોતાં, ભૌતિક જરૂરિયાતો સંતોષવાની પદ્ધતિમાં આધ્યાત્મિક દૃષ્ટિ પહેલેથી જ હોય છે કામની વહેંચણીમાં અપનાવવામાં આવેલી પદ્ધતિ ન્યાયી હોય છે. અપંગ અશક્ત, બાળક, વૃદ્ધ અને એવાની જરૂરિયાતો પૂરી પાડવામાં આવે છે છતાં એમના માથે કામનો બોજો નાખવામાં આવતો નથી. સ્ત્રી શારીરિક દૃષ્ટિએ અબળા હોય છે એટલે એના માથે કામનો બોજો જે પ્રમાણમાં મૂકવામાં આવે છે

---

બીજો બેનીના બાપ ઉપર લખવો.'

અને એ પ્રમાણે મિ૰ જાગીરદારને પત્ર મળ્યો ત્યારે મિસ બેની એમને જે રિપોર્ટ આપતી હતી તે કેટલા વાસ્તવિક હતો તેની પ્રતીતિ થઈ આજે જ્યારે સ્ત્રીઓ ઓફિસોમાં નોકરી કરતી થઈ છે ત્યારે એને માટે કેવી જાતનું વાતાવરણ છે તેની સર્વે કરવા મિસ બેની નોકરી કરતી હતી થોડે થોડે સમયે બદલાઈને જુદી જુદી ઓફિસમાં પહોંચી જતી હતી સ્ત્રીસન્માનની વાતો સમાજમાં ઘણી થતી હતી, પણ એવું સન્માન પુરુષોની નજરમાં સાચે જ વધ્યું છે ખરું? આની સર્વે કરવા માટે મિસ બેની તૈયાર થઈ હતી અને મિ૰ જાગીરદારનો એમાં ટેકો હતો. એ માટે પુરુષોના ત્રણ પ્રકારો પાડ્યા હતા: સજ્જન, ધૃષ્ટ અને કાયર. ધૃષ્ટ પુરુષો સ્ત્રી સાથે સીધી છેડતી કરતા હતા તો કાયર પુરુષો માનસિક રીતે એ જ આચરણ કરતા હતા. સીધી છેડતીના પ્રસંગો ઓછા બનતા હોય છે અને તેને સમયમર્યાદા પણ હોય છે. માનસિક છેડતીના પ્રસંગો મોટા પ્રમાણમાં ચાલ્યા કરતા હોય છે અને તેને સમયમર્યાદાનું બંધન પણ હોતું નથી

કમ્પાની ઓફિસનું સર્વે કરવા મિસ બેની ગઈ હતી અને એક મહિનામાં તે વિદાય લેવાની હતી એ પ્રમાણે એણે ત્યાંથી વિદાય લીધી ત્યારે ખ્યાલ આવ્યું કે એના પિતા ઉપર જે નનામો પત્ર ગયો તેનું એ પરિણામ હતું. મિ૰ નાયક કહેતા હતા કે એમણે પ્રધાનસાહેબને પત્ર લખ્યો હતો એટલે એમની સૂચનાના આધારે એની બદલી થઈ હતી!



તે, પુરુષને માથે મૂકેલા બોજા કરતાં ઓછો હોય છે. આમ કામની વહેંચણીમાં ન્યાયી ધોરણ અપનાવવામાં આવે છે.

પણ તે સિવાય બીજી રીતે પણ આધ્યાત્મિક દૃષ્ટિ દાખલ થાય છે. સૌએ સાચું બોલવું જોઈએ, સૌએ પોતપોતાના માથે નાખેલું કામ પૂરું કરવું જોઈએ, કોઈએ ચોરી કરવી જોઈએ નહિ, કોઈએ બીજાને નુકસાન થાય એ મુજબ વર્તવું જોઈએ નહિ—આ અને આવાં સૂત્રો અગર નિયમો દાખલ કરવામાં આવે છે.

અને પછી એ નિયમો મુજબ વર્તવાનો ઉપદેશ આપનાર એક વર્ગ પેદા થાય છે, અગર સ્થાપવામાં આવે છે. આ નિયમો સમય જતાં ફરજનું સ્વરૂપ લે છે, અને પછી એ ધર્મ કહેવાય છે.

બધામાં હેતુ સમાજનું શ્રેય કરવાનો અને એનો ઉત્કર્ષ સાધવાનો હોય છે. એમ કરવાનું કહેનાર પોતે પોતાના સ્વાર્થ માટે કશું કરતો નથી. એ જે કાંઈ કરે છે અગર કરવાનું કહે છે તે સૌના સુખ માટે હોય છે.

આ પછી રાજકારણ દાખલ થાય છે. ઉપદેશ આપનાર સાચો ઉપદેશ આપે અને સૌ એ મુજબ વર્તે તો રાજકર્તાની જરૂર પડતી નથી. પણ આમ બનતું નથી. સમય જતાં આખી વ્યવસ્થા કરનારમાં અને ઉપદેશ આપનારમાં સ્વાર્થ દાખલ થાય છે. એ જે કાંઈ કરે તે, સમાજના હિત માટે જ કરે એમ હોતું નથી. વ્યવસ્થા સંભાળનાર કામ એવી રીતે ગોઠવે, અને કામ એવા પ્રકારનું ગોઠવે કે જેથી એ માટે મહેનત બીજા કરે અને લાભ પોતાને અગર પોતાનાંને મળે,-અગર તો આ લોકોને ઘણી ઓછી મહેનત કરવી પડે અને લાભ પ્રમાણમાં ઘણો વધુ મળે, એટલે કે મહેનત કરનારને પોતાને એના પ્રમાણમાં ઘણો વધુ ઓછો લાભ મળે.

આધ્યાત્મિક વિકાસ અંગે ધ્યાન રાખનાર, ધર્મગુરુનું સ્થાન પ્રાપ્ત કરે છે, શરૂમાં તો સમાજના હિતના રખેવાળ એ જ હોય છે. ભૌતિક વ્યવસ્થા કરનાર પણ એનાથી ડરે છે અને મોટે ભાગે એને પૂછીને જ બધું કરે છે. પણ સમય જતાં આ ધર્મગુરુમાં પણ સ્વાર્થવૃત્તિ પેદા થાય છે અને એ પણ એવો ઉપદેશ આપતો થઈ જાય છે કે જેનાથી લાભ પોતાને જ થાય. એની આજુબાજુ, એ આધ્યાત્મિક નેતા હોવાને કારણે એક પ્રકારનું મંડળ જામે છે. આ મંડળના સભ્યો એનાં જ ગુણગાન ગાય. તેઓ માને અને મનાવે કે ધર્મગુરુનાં સઘળાં કૃત્યો સમાજના આધ્યાત્મિક ઉત્કર્ષ માટે જ હોય છે. અને તેથી એ જે કહે તે બ્રહ્મવાક્ય સમજી સૌએ એ મુજબ વર્તવું જોઈએ.

સમાજની વ્યવસ્થા સાચવનાર અને ધર્મગુરુ, બન્નેનાં કૃત્યો જ્યારે સમાજના લાભમાં હોતાં નથી ત્યારે એમને રોકનાર અને સુધારનાર કોઈ શક્તિની જરૂર પડે છે. એ શક્તિ એટલે રાજકર્તા. એ આ બન્ને ઉપર નજર રાખે છે. સમાજનો વ્યવસ્થાપક જે કાંઈ કરે તે સમાજના લાભ માટે કરે, અને આધ્યાત્મિક ઉપદેશક પણ એ મુજબ વર્તે એ આ રાજકર્તા જુએ છે; અને એને જ્યારે એમ લાગે કે આ લોકો પોતાની ફરજ ચૂક્યા છે ત્યારે એ વચ્ચે પડે અને સમાજના હિતમાં ચાલવા એમને ફરજ પાડે.

ધીમે ધીમે આ રાજકર્તાનું કાર્યક્ષેત્ર વિસ્તાર પામતું જાય છે. બીજાનાં કાર્યો સમાજના લાભમાં છે કે નહિ એના ન્યાય-અન્યાયની તુલના કરવાને બદલે એ પોતે જ નિર્ણય કરે છે કે અમુક કામ સમાજના લાભમાં છે તેથી એ કરવાનું છે, અને અમુક એવું નથી તેથી એ નથી કરવાનું. સમાજને જરૂરનું છે કે નહિ એનો નિર્ણય સમાજ પર ન છોડતાં એ પોતે કરે છે. અને એ મુજબ જે ન વર્તે તેને દંડે છે.

આમાંથી આપખુદી પેદા થાય, કારણ કે રાજકર્તા પણ છેવટે તો મનુષ્ય જ છે. એટલે પણ ભૂલને પાત્ર છે.

એટલે સમય જતાં સમાજે એવી વ્યવસ્થા કરી કે સાચા-ખોટાનો વિવેક તો સમાજ જ કરે. સમાજ

એના પ્રતિનિધિઓ નીમે, એ લોકો નિર્ણય કરે, અને રાજ્યકર્તા એ નિર્ણયને અમલમા મૂકે

પણ સમાજ એટલે શુ ?

એ પણ અનેક માણસોનો બનેલો હોય છે, જો એ માણસો ઉપર જ આ નિર્ણય કરવાનુ છોડવામા આવે તો એઓ સર્વાનુમતે એક નિર્ણય ઉપર આવી જ ન શકે આવી શકે તો રાજ્યકર્તાની જરૂર જ ન પડે પણ આવી શકતો જ નથી દરેક વાત એવી રીતે કરે કે જાણે પોતે સમાજના લાભ માટે જ બોલે છે એમ હોય પણ ખરુ કારણ કે કપાળે કપાળે અનગ અનગ મતિ હોય છે પરિણામે સમાજના પ્રતિનિધિઓ કોઈ એક નિર્ણય એક પણ માણસના વિરોધ વિના લે—સૌ સમત નિર્ણય લે—એવુ ક્વચિત્ બને છે અને મોટા ભાગના નિર્ણયો બહુમતીના જોરે જ લેવાય છે

આમ સમાજના પ્રતિનિધિઓમા પક્ષો પડી જાય છે અને જે પક્ષ બહુમતીમા હોય તે પક્ષના નિર્ણયો સર્વના હિતમા છે એમ ગણાય છે એ કારણે તે નિર્ણયો વાજબી પણ ગણાય છે, અને તે નિર્ણયને તાબે ન થવુ એ ગુનો ગણાય છે

એટલે ફરી પાછી એવી એ જ દ્વિધા ઊભી થાય છે ફેર એટલો જ કે પ્રથમનો રાજ્યકર્તા પોતાના અભિપ્રાય ઉપર જ આધાર રાખતો, બહુ બહુ તો બીજાની સલાહ લેતો આ નવો રાજ્યકર્તા—અગર રાજ્યકર્તા પક્ષ—પોતાના મતના માણસોના અભિપ્રાય ઉપર આધાર રાખે છે પણ બને છે એવુ કે આ માણસો પૈકીના મોટા ભાગનાને પોતાના અભિપ્રાય જ હોતા નથી હોય છે તો એને વાચા આપી શકતા નથી અને વાચા આપી શકે તો એ મુજબ એ અમલ કરી શકતા નથી વાસ્તવિક રીતે તો પક્ષનો મુખ્ય માણસ જે નિર્ણય લે તે મુજબ બીજાએ વર્તવાનુ હોય છે અલબત બીજાઓ પોતાના અભિપ્રાયો રજૂ કરી શકે ખરા પરન્તુ એ કાર્ય એ આ પક્ષના માણસો સમક્ષ જ કરી શકે બહાર તો અગર વિરોધ પક્ષના માણસો સમક્ષ તો એણે પોતાના પક્ષના નિર્ણયને જ અનુસરવાનુ હોય છે ભલે પછી અંગત રીતે એ એનો વિરોધી હોય

આનુ નામ પક્ષીય રાજકારણ

આવુ પક્ષીય રાજકારણ શિસ્તના પાયા ઉપર રચાયેલુ હોય છે પક્ષ જે કરે તે જ સાચુ પક્ષ જે કહે તે જ કરવાનુ અને પક્ષ જે પ્રમાણે મત આપવાનુ ફરમાવે તે જ પ્રમાણે મત આપવાના એમા મત આપનાર અંગત રીતે સમત છે કે નહિ એ જરાયે મહત્ત્વની બાબત નથી હોતી

જ્યા સુધી પક્ષને દોરનાર—એનો મોવડી અગર એનો નેતા—સાચો હોય, સમગ્ર સમાજનુ હિત ઈચ્છનાર હોય અને બીજાઓની સલાહ લેવાનુ જરૂરી માનતો હોય ત્યા સુધી, આ પક્ષીય રાજકારણ સમાજના લાભમા કામ કરે છે એમ કહી શકાય પરતુ એ મોવડીને પણ સત્તાનો અને મહત્તાનો લોભ લાગે છે અને તેમાયે, બીજાઓ ' હાજી હા ' કરનાર હોય તો આ દૂષણ બહુ ઊંડુ ઊતરે છે, અને નેતા એમ માનતો થઈ જાય છે કે હુ કહુ છુ એ જ સાચુ છે અને પક્ષના સભ્યોને એ કહે છે, તમારે હુ કહુ એ સ્વીકારવુ જ જોઈએ અને તમારા મત મારી તરફેણમા જ આપવા જોઈએ

પક્ષના સમજુ સભ્યોની—સિદ્ધાન્ત મુજબ કામ કરનારની—અહી કસોટી થાય છે પક્ષનો નેતા કહે એ પોતાને ગળે ન ઊતરતુ હોય તો આ માણસ એનો સામનો કરે.

પણ ત્યા પેલી શિસ્ત આવીને ઊભી રહે છે શિસ્તનો દંડો એના માથે પછડાય છે એનો વિરોધ દાબી દેવામા આવે છે અને નેતા કહે એ મુજબ જ મત આપવાની એને ફરજ પડે છે

બીજી બાજુથી સમાજને એમ કહેવામા આવે છે કે અમારો નિર્ણય તમારા લાભમા જ છે અમે જે કરીએ છીએ તે તમારા હિત માટે છે તમે આવુ બધુ સમજો નહિ એટલે તમારે અમારા અભિપ્રાય ઉપર આધાર રાખવો જોઈએ અમે કહીએ એ તમારે

સ્વીકારવું જોઈએ. અમે જ તમને સાચે માર્ગે દોરી શકીએ એમ છીએ. બીજાઓ—વિરુદ્ધ પક્ષના—તમને ભરમાવે છે. પણ તમારાં હિત અમે જ સાચી રીતે સમજી શકીએ છીએ. તેથી તમારે અમારા ઉપર આધાર રાખવો જોઈએ અને અમે કહીએ એમ તમારે કરવું જોઈએ.

સાંભળનારને આવું આખું કોળું ગળે કેમ ઊતરે?

કહેનારની બાજ નજર જોઈ જાય છે કે સાંભળનારના ગળે આવું બધું ઊતરતું નથી. એટલે એ પોતાના ભાથામાંથી એક પછી એક તીર કાઢે છે અને એનું નહિ માનનાર પર છોડે છે.

પ્રથમ તો એ ભય બતાવે છે. તમે, અમે કહીએ એમ કરો, અમે કહીએ એ મુજબ વર્તો; નહિ તો તમને આમ કરીશું અને તેમ કરીશું.

આ અસ્ત્ર અસરકારક ન નીવડે તો લાલચનું અસ્ત્ર છોડે છે. અમે કહીએ છીએ એ સ્વીકારશો તો તમને —તમારા સગાંને—તમારી ન્યાતને—તમારી કોમને— તમારા લતાને—તમારા ગામને—અમુક અમુક લાભ આપીશું.

પણ આમ બધાને તો લાલચ ન જ આપી શકાય, એ આપવાનું પાલવે પણ નહિ. ભય, બધાને બતાવી શકાય, પણ લાલચ બધાને ન આપી શકાય.

એટલે પછી એ પોતાનું બ્રહ્માસ્ત્ર છોડે છે. એ કહે છે—તમે શું એમ માનો છો કે અમે આ બધું ખોટું કરીએ છીએ? તમે અમારાં પાછલાં કાર્યો જુઓ. એ, તમારા લાભમાં નથી ઊતર્યાં? અમારા બાપદાદા કેવા હતા? કેટલા મહાન હતા? એમણે સમાજની કેટલી બધી સેવા કરી હતી? અમે એમના જ વારસ છીએ. એટલે તમારે અમે કહીએ એ મુજબ જ વર્તવું જોઈએ.

સામાન્ય માણસ મુંઝવણમાં પડે છે. બાપદાદા સારા હશે—હતા; પણ એથી, હાલના વારસો સારા જ છે એમ કેવી રીતે મનાય? એમનાં કૃત્યો એવાં નથી કે એમને, મહાન પૂર્વજના મહાન વારસ ગણી શકાય. એમના બાપદાદાએ અમુક પ્રણાલિકા પાડી હશે, અમુક સિદ્ધાન્તો મુજબ કામ કર્યું હશે, અમુક પ્રકારના ચીલા પાડ્યા હશે. પણ એટલા જ કારણે એમ કેમ કહેવાય કે એ મુજબ જ આ હાલના વારસો વર્તે છે?

દુનિયામાં અનેક ધર્મો અને પંથો છે. પેટા-ધર્મો છે અને પેટા-પંથો છે. એ દરેકના આદ્ય સંસ્થાપક મહાન હતા—સિદ્ધાન્તવાદી હતા. પણ તેથી, આજે એમ કેવી રીતે કહી શકાય કે એ ધર્મગુરુઓના વારસો પ્રથમના જેટલા મહાન છે. આદ્ય સંસ્થાપકોએ સંસ્થાઓ સ્થાપી પણ એના હાલના સંચાલકો મૂળ સ્થાપકોના સિદ્ધાન્તને વેગળા મૂકે તો એઓ એ સંસ્થાઓને મૂળ ઉદ્દેશ મુજબ ચલાવે છે એમ કેવી રીતે કહેવાય? સંસ્થા સાચી, સારી, મહાન, એના ઉદ્દેશો મહાન—પણ એને ચલાવનાર મહાન છે એમ તો એ ચલાવનાર પોતાની મહત્તા પૂરવાર કરે ત્યારે જ મનાય ને? એ પૂરવાર ન કરે તો લોકો એને કેવી રીતે અપનાવે?—કેવી રીતે સન્માને?

આ જ કારણે અનેક ધાર્મિક સંસ્થાઓ આજે નષ્ટ-પ્રાય થઈ ગઈ છે! અગર લોકોને એના તરફ નફરત પેદા થઈ છે. એક વખત સંસ્થા મહાન હતી પણ આજે નથી રહી કારણ કે એનું સંચાલન મહાન માણસના હાથમાં નથી; અને જેના હાથમાં છે તે, એને પોતાની મૂડી સમજી બેઠો છે અને એના વ્યાજ ઉપર જીવવા માગે છે.

જેવું ધાર્મિક સંસ્થાઓની બાબતમાં બને છે તેવું જ બીજી સંસ્થાઓની બાબતમાં બને છે. કોઈપણ સંસ્થા કેવળ પોતાની પાછલી આબરૂ ઉપર જીવી શકતી નથી—જીવે તો એ અલ્પ સમય માટે હોય છે. મહાન સંસ્થાના આદ્ય સંસ્થાપક અગર એનામાં પ્રાણ પૂરનાર લોકસેવાનો સિદ્ધાન્ત અપનાવે છે. પ્રથમ તો, એ પોતાની જાતનું અને મિલકતનું બલિદાન આપે છે; સેવામાં પોતાની જાતને શૂન્ય બનાવી દે છે; મહાન થવાનો લોભ રાખતો નથી; સત્તાથી અને પ્રસિદ્ધિથી દૂર ભાગે છે. ત્યારે જ અને તો જ લોકોને એના કાર્યમાં શ્રદ્ધા બેસે છે, લોકો સંસ્થાને અપનાવે છે, એને

મહાન બનાવે છે, અને એની મહત્તા ટકાવી રાખવા બલિદાન આપે છે અને ત્યારે, સત્તા, એની મેળે ધીમેથી દોડતી આવે છે

આવા મહાન માણસની હયાતી બાદ પણ એના પગને પગને ચાલનાર વારસ જ્યા સુધી મળી રહે ત્યા સુધી સસ્થાનુ સચાલન સારી રીતે ચાલે લોકોને એનામા શ્રદ્ધા બેસે, લોકો એને અપનાવે અને સન્માને અને સસ્થાના નામે બોલવાનો આ વારસનો હક્ક સ્વીકારે

પણ જ્યારે એવુ ન હોય, વારસ કેવળ સસ્થાના નામે જ જોર મારતો હોય અને પોતાના સ્વાર્થ ખાતર અગર પોતાની મહત્તા જાળવવા ખાતર અગર પોતાની સત્તા ટકાવવા ખાતર સસ્થાના સિદ્ધાન્તોનુ ડગલે અને પગલે ખૂન કરતો હોય, ત્યારે, એ વારસ, લોકોના મનથી ઊતરી જાય છે અને સસ્થાનુ નામ વટાવી ખાનાર તરીકે જ લોકો એને ઓળખે છે

અને છેવટે સસ્થા એટલે શુ ?

શરૂમા જોયુ એમ એ, માણસોના બનેલા સમૂહનુ પ્રતીક—પ્રતિનિધિમડળ—છે, અને લોકોના ભલા માટે સર્જાયેલી છે જો લોકોને એમ લાગે કે ભૂતકાળમા મહાન હતી એ સસ્થા આજે એના હાલના વહીવટ દારોને કારણે અમારુ ભલુ કરનાર રહી નથી તો પછી લોકો એનો સામનો કરે જ સસ્થા લોકો માટે છે લોકો સસ્થા માટે નથી સસ્થા મહાન છે એને કોઈ પણ ભોગે ટકાવવી જોઈએ અને એ માટે લોકોએ બલિદાન આપવુ જોઈએ એ સિદ્ધાન્ત તરીકે સાચુ છે પરતુ સસ્થાનો સચાલક પોતાની જાતને અને સસ્થાને જ્યારે એક ગણતો થઈ જાય, અને પોતે લોકોના હિત માટે કાર્ય કરે છે એની પ્રતીતિ કરાવવામા જ્યારે એ નિષ્ફળ નીવડે ત્યારે લોકો આ સિદ્ધાન્ત કબૂલ કરતા નથી લોકો જાણે છે કે સસ્થા મહાન છે પણ એના કરતાયે મહાન તો એને સિદ્ધાન્ત મુજબ ચલાવનાર—એનામા પ્રાણ પૂરનાર વ્યક્તિ છે જો વ્યક્તિ મહાન હશે તો સસ્થાને પણ એ ઊચી લાવશે સસ્થા મરેલી હશે તો એમા પ્રાણ પૂરશે અને લોકો એની તરફ આકર્ષાશે. પણ જો સચાલક પડેલો હશે તો પોતે ડૂબશે અને સસ્થાને પણ ડુબાડશે

વાસ્તવિક રીતે કેટલીયે મહાન સસ્થાઓ આમ જ ડૂબી છે અને ડૂબે છે

આવુ થાય છે ત્યારે સમજુ અને સિદ્ધાન્તવાદી વર્ગને ખૂબ દુખ થાય છે પરતુ આ વર્ગ પ્રમાણમા નાનો હોય છે—લઘુમતીમા હોય છે મોટા ભાગના લોકો તો ભય ભ્રમણા અગર લાલચને વશ થઈ મુખ્ય માણસને તાબે થઈ ગયા હોય છે પરિણામે પેલો નાનો વર્ગ બીજાથી અલગ પડી જાય છે અને ઝઘડો ન કરવાના હેતુથી એ પોતે જ સસ્થામાથી ખસી જાય છે સસ્થા તરફ માન, પ્રેમ, લાગણી, મમતા, આદર હોવા છતા —અને એને માટે ત્યાગ કરવાની ભાવના અને વૃત્તિ હોવા છતા—ખસી જાય છે—છાતી ઉપર પથ્થર મૂકીને ખસી જાય છે

પેલા બહુમતીવાળા, આવાને વેદિયા અધશ્રદ્ધાળુ બિનઆવડતવાળા બિનવ્યવહારુ કહે છે અને એમ પણ કહે છે કે એમને લોકોનો ટેકો નથી, એ લોક હિતનુ કામ કરતા નથી એમના દહાડા તો પરવારી ગયા આ બહુમતીવાળા જોરમા હોય છે એ લોકો જે સગવડો મેળવી શકે છે તે, આ નાના વર્ગને મળતી નથી અને ઘણી વખતે તો એની ઉપેક્ષા પણ થાય છે

આ વખતે એની કસોટી થાય છે એ બધી જ મુશ્કેલીઓ અને મહેણા સહન કરે છે સસ્થાના સિદ્ધાન્તો મુજબ અને આદર્શસ્થાપકના અને સસ્થાને ઊચી લાવનારના ગુણોને નજર સમક્ષ રાખી જીવવાનો પોતાની શક્તિ અનુસાર પ્રયત્ન કરે છે અને યુગેયુગે ધર્મને સ્થાપનાર અને લોકોને સાચા રસ્તે દોરનાર કોઈ ને કોઈ નર પાકે છે એવા આશ્વાસન સાથે પોતાનુ જીવન ગાળે છે






## [૧૯] કોલમ્બસનો વારસદાર

Columbus discovered no isle or key so lonely as himself.

—**Emerson**

ફિલિપનો પરિચય જેમ જેમ વધતો ગયો તેમ તેમ મને થતું ગયું કે ભગવાન સાચે જ કોઈ અદ્ભુત ગણિતશાસ્ત્રી હોવો જોઈએ, નહિતર એ જેની બાદબાકી કે ગુણાકાર—સરવાળો કે ભાગાકાર પણ ન થઈ શકે તેવા—આ ફિલિપ જેવા—મનુષ્યને સ્વરૂપે હરતા ફરતા દાખલાઓનું સર્જન કરે નહિ ! ફિલિપનું માનસતંત્ર સાગર જેવું હતું. સામાન્ય રીતે શાંત અને ખામોશ. પણ કોઈ અણધારી ઘડીએ તરંગી અને તોફાની. આગાહીનો પ્રશ્ન અસ્થાને.

ફિલિપનું અસ્તિત્વ તેમ જ તેનું વ્યક્તિત્વ—એ બેઉ જાણે હિટલરની અદાએ કપાવેલી એની ધોળી બરછટ મૂછ ઉપર આધારિત હતાં. એની આંખો કે એના હોઠ હસી પડે તે પહેલાં એની મૂછ હસી પડતી. એની જીભ બોલે તે પહેલાં એની મૂછ બોલી ઊઠતી. એની મૂછ જાણે એક જીવતી જાગતી હસ્તી હતી. એની સાથે વાત કરતી વખતે મારી આંખો હમેશાં (અને તેય અનાયાસે) એની મૂછ ઉપર મંડાયેલી રહેતી. ક્યારેક મને થતું : આ ઘરડો ફિલિપ પોતાની મૂછ મુંડાવી નાખે તો કેવો લાગે ? મારું મન તરત બોલી ઊઠતું : હાડપિંજર : નિર્જીવ બિહામણું હાડપિંજર ! મૂછ વિનાનો ફિલિપ મારી કલ્પનામાં કેમે કરી ગોઠવાઈ શકતો નહોતો.

હું નવો નવો Heim (હાઈમ)માં રહેવા આવ્યો હતો. આ 'હાઈમ' કામદારો તેમ જ ઘરડા પેન્શનરોનું નિવાસસ્થાન હતું. ફિલિપ સાથેની મારી પ્રથમ મુલાકાત જેવી નાટકીય અને ચમત્કૃતિપૂર્ણ હતી તેવી જ હતી તે પછીની મુલાકાતો પણ.

*

પ્રથમ મુલાકાત :

'હાઈમ'નો ભોજનખંડ, એક ઘરડા માણસનો એકાએક પ્રવેશ.

—એય, આ તારા જોડા ફાટી જાય તો તું શું કરે છે ?

કોઈ જાતના પરિચયવિધિ વિના કે ઓળખાણ વિના કે કોઈ પણ પ્રકારના સંબંધ વિના કે જર્મનીમાં અત્યંત પ્રચલિત એવા નમસ્કારના વિવેક વિના પુછાયેલા આ સવાલનો શો જવાબ આપું તેનો હું તાત્કાલિક નિર્ણય કરી શક્યો નહિ. એ સવાલ સાંભળતાં જ મારી નજર મારા જોડા ભણી ગઈ. મારાં બૂટ પૂરેપૂરી તંદુરસ્તી ભોગવતાં હતાં. મેં પૂછ્યું :

—શા માટે તમે આ સવાલ કરો છો ?

એનો ચહેરો જેવો હતો તેવો જ રહ્યો : ભાવશૂન્ય અને સ્થિર. એની ધોળી બરછટ મૂછ જાણે હજી મને એ જ પ્રશ્ન કરી રહી હતી.

—એય, આ તારા જોડા ફાટી જાય તો તું શું કરે છે ?

હું ચૂપ રહ્યો.

એણે ફરી પ્રશ્ન કર્યો :

—આ તારા જોડા ફાટી જાય તો તુ શુ કરે છે ?
આ વખતે એણે 'એય 'નુ સબોધન કર્યું નહિ.
મે કહ્યુ
—ફેકી દઉ છુ અને ઉઘાડા પગે ચાલુ છુ
મારા જવાબનુ કશુ પરિણામ ન આવ્યુ એણે એને મશ્કરીયે ન માની અને મજાક ન ગણી
—શા માટે ફેકી દે છે ? તારા જોડા ફાટી જાય તો મને કહેજે આજે હુ એક મોચીના પરિચયમા આવ્યો છુ એ સસ્તામા તારા જોડા ઠીક કરી આપશે
આ હતુ અમારુ પ્રથમ મિલન
બીજુ મિલન વળી એથીયે અદકુ હતુ

*

'હાઈમ 'નો ભોજનખડ સાજનો સમય
એ ઘરડો માણસ ભોજન લઈ રહ્યો હતો હુ પણ કેટલાક જર્મન જુવાનિયાઓ સાથે ભોજન લઈ રહ્યો હતો પોતાનુ ભોજન પૂરુ થવાની સાથે જ—જાણે એક છલાગે—એ ઘરડો માણસ મારી પાસે આવી, ખાલી પડેલી ખુરસીમા ગોઠવાઈ ગયો ખુરસીમા પૂરેપૂરી રીતે બેસે તે પહેલા એણે મને પ્રશ્ન કર્યો
—એય, તુ માને છે કે ઈસુ ખ્રિસ્ત પ્રભુ હતો ?
મને થયુ આજે વળી જોડાને બદલે એ ઈસુ ખ્રિસ્તને લઈ ને આવ્યો છે! જોઈએ, આ વિષયની મરઘી કયુ ઈંડુ મૂકે છે!
મે કહ્યુ
—માનનારા બધા માને છે
—ના તુ માને છે ?
—હુ ખ્રિસ્તી નથી
'તુ ખ્રિસ્તી નથી તો પછી કોણ છે ?' એવો તેવો કોઈ જાતનો પ્રશ્ન કર્યા વિના એણે આગળ ચલાવ્યુ
—તો તુંય નથી માનતો હુય નથી માનતો
થોડીવાર રહી એણે કહ્યુ
—ઈસૂ ખ્રિસ્ત આપણા જેવો સામાન્ય માણસ હતો લોકો વળી અમસ્તા લઈ બેઠા છે ઈસૂ પ્રભુ! ઈસૂ પ્રભુ! જાણે છે ઈસૂ ખ્રિસ્ત શુ હતો ?
મે નકારમા ડોકુ હલાવી અજ્ઞાનમિશ્રિત જિજ્ઞાસાનુ પ્રદર્શન કર્યું એ બોલ્યો
—ઈસૂ એ કટ્ટર સામ્યવાદી હતો એટલા માટે એને દેશદ્રોહના આરોપસર મોતની સજા ફરમાવવામા આવી હતી એને શૂળીએ ન ચડાવે તો બીજુ કરેયે શુ ? લે ને તુ પોતે આજે જર્મનીમા હવે છે મ ઈન્ટ્રસના સ્ટેશને જા એક બાકડો ગોઠવ તેની ઉપર ચડીને ઘાટા પાડ હુ જર્મનીમા મારુ પોતાનુ રાજ સ્થાપવા માગુ છુ! આડેનાઉઅર શુ કરશે ? તારી પીઠ થાબડશે ? તાત્કાલિક અને તાકીદે જેલમા ધકેલી દેશે. કેમ ખરુ ને ?
અમે આકુળવ્યાકુળ ચિત્તે એ ઘરડા માણસની 'જ્ઞાન વાણી 'નુ રસપાન કરતા રહ્યા પોતાની મૂછ પર ઊડેલુ થૂક પોતાના હાથ વડે લૂછી એણે આગળ ચલાવ્યુ
—ઈસૂ ખ્રિસ્ત જાણે ઠીક, પણ તુ જાણે છે કે ઈસૂ કરતા પણ વધુ મહાન એક માણસ થઈ ગયો છે ?
એ વળી કોણ હશે ? અમે સૌ સાશ્ચર્ય બોલી ઊઠ્યા
—કોણ ?
—કોણ ? અમેરિકાની શોધ કરનાર કોલમ્બસ! કોલમ્બસ એ માનવ-ઇતિહાસનો સૌથી મહાન પુરુષ!
એ ઘરડા માણસની આ શોધે વાતાવરણમા સ્તબ્ધતા પ્રસારી દીધી, એ સ્તબ્ધતા અમારા મુક્ત હાસ્યની પૂર્વભૂમિકા ન હતી અમે સહુ એકાએક હસી પડ્યા પણ પેલા ઘરડા માણસનો ગભીર ચહેરો (અને તેથીયે વધુ ગભીર મૂછ) જોતા અમને થયુ કે આ ડોસો વળી ક્યાક અપમાનિત થઈ જશે અમે અમારા બેલગામ હાસ્યને લગામમા લીધુ
મે અત્યત ડાહ્યી રીતે પૂછ્યુ
—એ કેવી રીતે ? ક્રાઈસ્ટ કરતા કોલમ્બસ કેવી રીતે ચડી જાય ?
—કેવી રીતે ? સાવ સાદી વાત છે કોલમ્બસે અમેરિકા શોધ્યુ ક્રાઈસ્ટે કઈ અમેરિકા શોધ્યુ નથી ક્રાઈસ્ટ

સ્ટને અમેરિકા જેવો કોઈ ખંડ હયાતી ધરાવે છે તેનું ભાન કે જ્ઞાન પણ નહોતું.
અમારામાંના એક જણે સવાલ કર્યો :
—પણ તેથી કંઈ કૉલમ્બસ ક્રાઈસ્ટ કરતાં મહાન બની જતો નથી. કૉલમ્બસ એક સાહસિક હતો, વધુ નહિ.
એ ઘરડા માણસ પાસે તર્કશાસ્ત્રનો ખજાનો હોય તેવો આભાસ થઈ શકતો નહોતો. એ કોઈ પણ જાતનું કારણ આપ્યા વિના એ જ એક વાતનું પુનરાવર્તન કરતો રહ્યો :
—એ તમે ગમે તે કહો, પણ કૉલમ્બસ ક્રાઈસ્ટ કરતાં મહાન છે, મહાન છે, મહાન છે.
જાણે એકવાર 'મહાન છે' બોલલાથી કૉલમ્બસની મહત્તાને ઓછું આવી જશે તેવી તકેદારી સાથે એણે ત્રણવાર એ બે શબ્દોનું ઉચ્ચારણ કર્યું. મને થયું : આ વિષય સાચેજ રસપ્રદ છે, સહેજ બહેલાવીએ તો સારું. મેં પૂછ્યું :
--કાકા, તમારું નામ શું છે ?
—ફિલિપ.
મેં મિત્રોને છાની ઇશારત કરી અને કહ્યું :
—ફિલિપની વાત સાચી છે. કોલમ્બસ ક્રાઈસ્ટ કરતાં જરૂર મહાન હતો. કોલમ્બસ કેપ્ટન હતો. ક્રાઈસ્ટ કંઈ કેપ્ટન નહોતો ! કૉલમ્બસ તરવૈયો હતો; ક્રાઈસ્ટને તરતાં આવડતું હતું એવું ક્યાંય વાંચ્યું છે ? કેમ ખરું ને ફિલિપ ?
આ મારી 'સદ્ધર' દલીલોમાં પોતાની વાતનું સમર્થન થયેલું જોઈ સહેજ સાંત્વનનો ભાવ અનુભવશે એવી મારી આશા નખશિખ ખોટી ઠરી. એ બોલ્યો :
—એ તમે ગમે તે કહો, પણ કૉલમ્બસ ક્રાઈસ્ટ કરતાં મહાન હતો.
મેં પૂછ્યું :
—કૉલમ્બસ કયો ધર્મ પાળતો હતો ?
ફિલિપકાકા ચૂપ રહ્યા.
અમે સૌ હસી પડ્યા, એટલે ઉશ્કેરાયેલા અવાજે એ બોલી ઊઠ્યો :
— તમે હસો કે મશ્કરી કરો, પણ કોલમ્બસ ઈસુ ખ્રિસ્ત કરતાં મહાન હતો.
આ હતી બીજી મુલાકાત.

*

ત્રીજી મુલાકાતના ત્રણ અંકો હતા. એ મુલાકાત ત્રણ દિવસ ચાલી હતી.
પ્રથમ અંક ( પ્રથમ દિવસ ) :
આવતાંની સાથે જ
—એય, મેં ગઈ કાલે એક શિયાળ ખરીદ્યું !
મેં આશ્ચર્યનો ભાવ દાખવતાં કહ્યું :
—શિયાળ ? !
—હા. શિયાળ.
થોડીવાર પછી એણે પોતાના બે હાથ પહોળા કર્યા—ત્રણેક ફીટના અંતરે—અને બોલ્યો :
—આવડું મોટું !
—એમ ? !
—હા ! એની આંખો જોઈશ તો છક થઈ જઈશ ! આવડી મોટી આંખો !
અંગૂઠા અને વચલી આંગળી વચ્ચે ત્રણેક ઇંચનું અંતર રાખી શિયાળની આંખોના માપનો ખ્યાલ આપ્યો.
—માત્ર બે માર્કમાં.
—બે માર્કમાં ? !
—હા. ફક્ત બે માર્કમાં !

*

બીજો અંક (બીજો દિવસ) :
આવતાંની સાથે જ
— મેં પરમ દહાડે એક શિયાળ ખરીદ્યું.
—શિયાળ ? !
—હા, શિયાળ.
શિયાળની લંબાઈનું માપ દર્શાવવા પોતાના હાથ ત્રણેક ફીટ પહોળા કરી એ બોલ્યો :

—આવડું મોટું !
—એમ ?
—હા. એની આંખો જોઈશ તો છક થઈ જઈશ. આવડી મોટી આંખો !
અંગૂઠો અને વચલી આંગળી . ફરી તેનો ઉપયોગ.
—માત્ર બે માર્કમાં !
—બે માર્કમાં ?
—હા. ફક્ત બે માર્કમાં ! –

*

ત્રીજો અંક (ત્રીજો દિવસ)
આવતાંની સાથે જ
—એય, બે દિવસ પહેલાં મેં એક શિયાળ ખરીદ્યું.
—શિયાળ ?
—હા. શિયાળ.
ફરી એ હાથનો ઉપયોગ.
—આવડું મોટું !
—એમ ?!
—હા. એની આંખો જોઈશ તો છક થઈ જઈશ. આવડી મોટી આંખો !
અંગૂઠો અને વચલી આંગળી - એ જ ચેષ્ટા.
—માત્ર બે, માર્કમાં !
—બે માર્કમાં ?
—હા. ફક્ત બે માર્કમાં.'
—જીવતું ?
એ હસી પડ્યો :
—ના રે ના ! મરેલું...અરે, જીવતું શાનું ? કાચનું. કાળું.

*

ઇસ્ટરના દિવસોમાં ચોથી મુલાકાતનો લહાવો પ્રાપ્ત થયો.
—એય, તું જર્મન જેવો કંઈ દેખાતો નથી.
—હું હિંદુસ્તાનનો રહેવાસી છું.
હિંદુસ્તાન ક્યાં આવ્યું તેનો તેને ખ્યાલ હોય એમ લાગ્યું નહિ.
—તારું નામ શું છે ?
—આદમ.
—આદમ ?
—હા. આદમ.
—તો તું જર્મન હોવો જોઈએ. આદમ એ તો અમારું જર્મન નામ છે.
મેં કહ્યું :
—અમારે ત્યાંય આ જર્મન નામનો છૂટે હાથે ઉપયોગ કરાય છે. અમારે ત્યાં હિન્દુસ્તાનમાં...
હું વધુ બોલું તે પહેલાં એ એકાએક બોલી ઊઠ્યો
—એય આદમ, સાંભળ. ગઈ કાલે મેં 'કાઉફહોફ'માંથી એક સસલું ખરીદ્યું. આવડું મોટું ! આવડા મોટા કાન ! આવડી મોટી આંખો ! હવે ખરી મઝા આવશે ! હું એને મારા શિયાળની સામે ઊભું રાખીશ આ તરફ શિયાળ. બીજી તરફ સસલું ! ખરી મઝા આવશે ! ખરી રંગત જામશે !
આ બોલતી વખતે એણે માત્ર તાળીઓ ન પાડી. એની ધોળી ખરછટ મૂછ ખડખડ હસી પડી. જાણે આ ઘરડી કાયામાં કોઈ બાળકનો આત્મા પ્રવેશ પામ્યો હોય તેવો મને ભાસ થયો.
મેં પૂછ્યું :
—કાચનું ?
એ તરત બોલી ઊઠ્યો :
—ના રે ના, ઊનનું.

*

પાંચમી મુલાકાતમાં મેં પૂછ્યું :
—ફિલિપ, તમારી ઉંમર શી છે ?
—બોંતેર.
—આ રમકડાં તમે શા માટે ખરીદો છો ?
—મારી બેરી માટે. એને બેચાર બાળકો છે.
—એ ક્યાં રહે છે ?
—અહીં આ ગામમાં. માઈન્ટ્સમાં.
—તો પછી તમે 'હાઈમ'માં શા માટે રહો છો ?
—એની કને મારે માટે જગા નથી.

—જગા નથી ?! એ કેવી રીતે બને ?
મારા સવાલનો જવાબ એણે આ રીતે આપ્યો :
—એના ઘર કરતાં આ 'હાઈમ' ઘણું સારું છે.

*

છઠ્ઠી મુલાકાત :
—આદમ, તું અમેરિકન છે ?
—મેં તમને કહ્યું તો છે કે હું હિન્દુસ્તાનનો રહેવાસી છું.
—હા હા, હિંદુસ્તાન. પણ તું અમેરિકન કેમ્પમાં નોકરી કરે છે ?
—ના.
—તું અમેરિકા ગયેલો છે ?
—ના.
—તું કોલમ્બસને તો જાણે છે ને ?
—હા.
—મારો ભત્રીજો અમેરિકામાં છે. ફિલેડેલ્ફિયામાં. આજે એનો મારી ઉપર કાગળ આવ્યો.
—એમ ?
—હા.
એણે કાગળ દેખાડ્યો. મેં કાગળ જોયો. કવર ઉપરનું સરનામું વાંચ્યું. અમેરિકન પોસ્ટની ટિકિટો જોઈ અને એ પત્ર એને પરત કરતાં કહ્યું :
—સુંદર. અદ્ભુત.
કાગળનાં ફૂલ જેવા મારાં બનાવટી શબ્દોની 'ફોરમ' એના નાક વાટે પ્રવેશી એના આત્માના ઊંડાણ સુધી પહોંચી ગઈ. એના આ વર્તનમાં કયો ગૂઢ અર્થ કે સાર સમાયો હશે તે મને સમજાયું નહિ.
થોડીવાર પછી કહ્યું :
—આ કાગળ જોયો ને ? અમેરિકાથી આવ્યો છે, આ અમેરિકાની વાત ન કરવી. જર્મનીને તો ક્યાંય પાછળ મૂકી દે એવો દેશ છે.
—એ તો મૂકી જ દે ને.
—પણ તે શા માટે તે તું જાણે છે !
મેં કહ્યું :
—હા.
એ હેરતભર્યા સ્વરે બોલી ઊઠ્યો :
—તો શું તુંય જાણે છે ?
—હા. હુંય જાણું છું કે જર્મનીની શોધ કોલમ્બસે કરી નથી ! એ જર્મનીનું દુર્ભાગ્ય.
એ ઘરડા ફિલિપની મૂછ હર્ષાવેશમાં નાચી ઊઠી. એને થયું હશે : આખરે એક 'સમજદાર' માણસનો ભેટો થયો ખરો !

*

સાતમી મુલાકાત :
—એય આદમ, તુંય માથે પીછાં ભેરવે છે ખરો ?
—પીછાં ?! શા માટે પીછાં ?!
—ઘોડેસ્વારી કરતી વખતે.
—ઘોડેસ્વારી કરતી વખતે ?
મને થયું : આ ઘરડા ફિલિપના માનસસમુદ્રમાં ફરી કોઈ અણધાર્યા તરંગો જાગ્યા લાગે છે. એની બુદ્ધિ કોઈ ગૂંચવણની ભૂલભુલામણીમાં અટવાઈ ગઈ લાગે છે.
એ બોલ્યો :
—કેમ, તેં પોતે તો મને કહ્યું હતું કે તું 'ઇંડિયાનર' છે. કેમ, ભૂલી ગયો ?
હું હસી પડ્યો.
જર્મન ભાષામાં હિંદુસ્તાન એટલે 'ઇંડિયન' અને હિંદુસ્તાની એટલે 'ઇંદર' (હિંદુસ્તાની સ્ત્રી એટલે 'ઇંડરિન'), અને અમેરિકાના રેડ ઇંડિયનને એ લોકો 'ઇંડિયાનર' તરીકે ઓળખે છે. 'ઇંડિયન' શબ્દ સાંભળતાંની સાથે કેટલાક 'સુમાહિતગાર' જર્મનો આ રસિક ગોટાળો કરી બેસે છે.
મેં કહ્યું :
—કાકા, તમેય ખરા છો ! મેં તમને બે વાર કહ્યું છે, હું ઇંડિયન છું, રેડ ઇંડિયન નહિ.
—હા હા. યાદ આવ્યું, તું...તું...કયા દેશનો રહેવાસી છે ?
—હિંદુસ્તાન દેશનો.

—હા, હા. હિંદુસ્તાન. હા એ ખરું. હિંદુસ્તાન.

આ બહાવરા શબ્દો બોલતી વખતે એ ઘરડા ફિલિપની આંખો સામે કંઈ કેટલાય નકશા નાચી ગયા હોય એમ લાગ્યું. તેમ છતાં હિંદુસ્તાન ક્યાં આવ્યું તેની એને સહેજ પણ ભ્રાંતિ થવા પામી હોય તેમ દેખાયું નહિ.

મને થયું; લાવ સહેજસરખી સ્પષ્ટતા કરું.

—કાકા, નેહરુનું નામ સાભળ્યું છે ?

—નેહરુનું ? !

—ગાધીનું ?

—શાનું ?

—મહાત્મા ગાંધીનું ?

ફિલિપકાકા ચૂપ રહ્યા.

—મુંબઈ ? કલકત્તા ? મદ્રાસ ? દિલ્હી ? અમદાવાદ ? ધોળકા કે ધંધુકા ?

એ મારી સામે હેરત અને હેબતપૂર્ણ દૃષ્ટિએ જોઈ રહ્યો. એને લાગ્યું હશે : આ માણસ શાનો બકવાદ કરી રહ્યો છે ? એને હડકવા લાગ્યો હોય એમ લાગે છે ! કેવા જાત જાતના વિચિત્ર શબ્દો બોલે છે !

મને થયું : આ ડોસાની દુનિયામા માત્ર ત્રણ ચીજો વસતી હોય એમ લાગે છે : કોલમ્બસ, શિયાળ અને સસલું.

*

આઠમી મુલાકાત :

'હાઈમ'નો ભોજનખંડ. સાંજનો સમય.

મારે કાને પરિચિત અવાજ પડ્યો :

—એય આદમ !

મેં પાછું વળી જોયું.

—Guten Abend Philipp !

—ગુટન આબેન્ટ !

( ગુટન આબેન્ટ એટલે ગુડ ઈવિનિંગ )

એણે છાની ઈશારત કરી પોતાના ટેબલ ઉપર બોલાવ્યો. હું એની કને ગયો. એણે પ્રથમ આસપાસ નજર ફેરવી અને અત્યંત ખાનગી રીતે પૂછ્યું :

—આવતા રવિએ તારી પાસે સમય છે !

—કેમ, શા માટે ?

—અંહ, શા માટે ? તારી પાસે સમય છે કે નહિ !

—મને ખબર નથી.

—હું તને મારી બેરીને ત્યાં લઈ જવા માગું છું.

—શા માટે ?

—અંહ, ફરી શા માટે ?

એણે મારા આ 'શા માટે' પ્રતિ સહેજ અણગમો અને ચીઢ દાખવતાં કહ્યું.

—એને ત્યાં એક જુવાન છોકરી અવારનવાર આવ્યા કરે છે, મોટરસાયકલ ઉપર. તેવીસ વરસની ઉંમર છે. એની ઘાટીલી કાયા જોઈશ તો છક થઈ જઈશ. આવું ઘાટીલુ બદન છે એનું !

'આવું' બોલતી વખતે એ બોતેર વરસના ઘરડા હાથોએ ચપલ તરલ ચેષ્ટાદ્વારા એક તેવીસ વરસની જુવાન જર્મન છોકરીની કાયાનો સાકૃતિ માપ આપ્યો, અને પૂછ્યું :

—બોલ આવીશ આ રવિએ મારી સાથે ?

મેં કહ્યું :

—આ રવિએ હું બહારગામ જવાનો છું.

—તો પછી તે પછીના રવિએ.

—તે પછીના રવિએ પણ બહારગામ જવાનો છું.

એણે ત્રીજા રવિવાર સુધી વાત લંબાવવાનું મુનાસિબ ધાર્યું નહિ. બેઘડી ખામોશી.

—આદમ, હું તને કાયમ એકલો ફરતો જોઉં છું. મેં તને ક્યારેય કોઈ છોકરી સાથે ફરતો દીઠો નથી. એટલે મને થયું : આ હેલગા સાથે તું દોસ્તી બાંધે તો સારું. તેવીસ વરસની ઉંમર છે. મોટરસાયકલ તે એવી અદાથી હંકારે છે કે તુંય જોઈને છક થઈ જાય ! એના શરીરનો બાંધો પણ એવો મજબૂત અને ઘાટીલો છે કે માણસ બે ઘડી જોયા કરે. એ ઓફિસમાં કામ કરે છે. અને અવારનવાર મારી બેરીને ત્યાં આવે છે. મને થયું : આદમ માટે આ છોકરી ઠીક છે.

*

'સેવકરામ'

# 'મારું ચાલે તો ગામડાંને આગ લગાડું'

ગામડાંમાં જઈને બેઠેલા સેવકો જ્યારે આ લેખના મથાળાનું ઉચ્ચારણ કરે છે ત્યારે જ ગામડાંમાં કામ કરનારની મુશ્કેલી સમજી શકાય...

એક કાર્યકર ભાઈ મળવા આવ્યા. તેમના સેવાકાર્યથી હું સુપરિચિત છું. તે ઠાકરડા વિસ્તારમાં કામ કરે છે. અભણ, વહેમી અને અંધશ્રદ્ધામાં સબડતી આમજનતાની જાગૃતિ માટે તે ગામડામાં ફરી કાર્ય કરે છે. એ સેવાના ભેખધારીની ધગશ અને કાર્યશુદ્ધિ હું પિછાનતો હતો એટલે તેમને માટે અંતરમાં મમતા પણ પ્રગટી હતી. તે વિના કામે તો ભાગ્યે જ મળે. એ આવ્યા એટલે સહસા મારાથી પૂછી જવાયું :

'કેમ, શું કામ લઈને આવ્યા છો ?'

'કામ તો નહિ પણ એક મુઝવણ લઈને આવ્યો છું.'

'મુઝવણ ? કઈ મુઝવણમાં મુકાઈ ગયા છો ?'

એ ભાઈ નિરાંતે બેઠા. પાણી પી સ્વસ્થ થયા. તેમણે તેમની આપવીતી કહી તેનો મુદ્દો આવો છે.

એ ભાઈ દારૂબંધી માટે, અસ્પૃશ્યતા-નિવારણ માટે, પરણ કે લગ્ન પાછળના ખોટા ખર્ચા માટે લોકોને સમજાવે છે. તે એ પછાત વિસ્તારમાં પ્રચારક તરીકે કામ કરે છે. દારૂનિષેધ અંગે તેમને કેટલાંક અસામાજિક તત્ત્વો સાથે ટકરાવું પણ પડે છે. આ સેવક કઈ રીતે બરદાસ્ત કરે ? સેવાકાર્ય અંગે તેમને જુનવાણી આગેવાનો સામે, સ્થાપિત હિતો સામે પણ ટકરાવું પડે. એટલે તેમની આંખમાં કણાની પેઠે ખૂંચે જ. તેમનું ચાલે તો...તો માખીની પેઠે મસળી જ નાખે.

એ લોકો એવી તક શોધતા જ હતા. ને તેમને એક એવો પ્રસંગ મળી ગયો.

એ બાજુ કુટુંબનિયોજનનો સર્જીકલ કેમ્પ યોજાયો હશે. આ ભાઈએ ચારેક જણને તૈયાર કર્યા. તેમનાં ઑપરેશન પણ થયાં. પણ પેલા વિરોધીઓને ધૂળ

---

નવમી મુલાકાત :

—કાકા, તમે આખો દિવસ શું કરો છો ?

—કેમ વળી શું કરો છો ? કામ કરું છું ?

—આ ઉંમરે પણ કામ ?

—ઉંમર એટલે શું ? હજી પણ હું શરાબના બેત્રણ બાટલા ઊભો ઊભો ગટગટાવી શકું છું.

—તમે શું કામ કરો છો ?

—વાડીમાં.

—કેટલું કમાઓ છો ?

—દૈનિક આઠ દસ માર્ક. શાકભાજી અને ફળફળાદિ મળે તે જુદાં. વાડીના માલિક તરફથી એકાદ ટંકનું ભોજને મળી રહે છે.

—શાકભાજી અને ફળફળાદિનું શું કરો છો ? વેચી દો છો ?

—તુંય મૂરખ છે. મારી બૈરીને પહોંચતાં કરું છું.

મેં પૂછ્યું :

—આ બૈરી એટલે તમારી પત્ની ખરું ને ?

એ હસી પડ્યો :

—તુંય ગાંડો થયો છે આદમ, પત્ની શાની ? એ તો મારી મિત્ર છે. વિધવા બાઈ છે. મને દોઢસો માર્ક જેટલું પેન્શન મળે છે. એ તો આ મારી બૈરી માટે વાડીમાં કામ કરું છું, જેથી એને તેમ જ એનાં બાળકોને શાકભાજી અને ફળફળાદિ મળી રહે.

—એ બાઈ અમેરિકન છે ?

—ના રે ના. જર્મન છે. પણ એય કોલમ્બસની ભારે પ્રેમી છે.

મને થયું : આ બોંતેર વરસનો ઘરડો ફિલિપ પણ ખરો જીવ છે ! એણેય આ વિધવા બાઈમાં અમેરિકા શોધ્યું લાગે છે.



ઉર્ડાવવાની તક મળી ગઈ. તેમણે ગામમાં વાત ફેલાવી કે આણે તો આ ચારેની ખસી કરાવી દીધી. એ હવે ફાતડા થઈ જશે. હવે બહુચરમાની હાક આવશે એ આ તાપોટા મારતા હાલી નીકળશે.
એમાં એક જણની વહુ દાધારંગી હશે. તેણે તો માની જ લીધું કે તેનો ધણી હીજડો થઈ ગયો છે. એ તો વાસ વચ્ચે મોં વાળીને બેઠી :
' મારા ધણીની આ દશા કરનારનું નખ્ખોદ જજો. મારું ઘર ભગાવનારને કીડા પડજો. મારા માળાને વીખનારને ગાંઠો નીકળજો. '
વાસ વચ્ચે મણુ-મણુની ચોપડાવે. તેણે તો રોકકળ કરી આખા ગામને એકઠું કર્યું. તેનો ધણી ફાટી પડ્યો હોય એમ એ તો છાજિયાં લેવા માંડી. આગ ચાંપીને દૂર રહેનારા હવે ઘાસતેલ રેડવાનું કામ કરતાં હતા.
' બચારીનું ઘર ભાંગ્યું હવે એ હીજડા ધણીનું ઘર કેની રીતે માંડે ? '
' આ બાઈનો અવતાર તો ધૂળ થયો ને! કાલ ઊઠીને તેને બેચરાજીનું તેડું આવે, પછી આ બાઈનુ કુણ રણી ધણી...'
ને કોઈએ મમરો મૂક્યો.
' બાઈમાં પાણી હોય તો શું કરવા આંવાના ઘરમાં પડી રહે. ના થાય ચાલતી...'
ને બન્યું પણ એમ જ.
એ બાઈ તેની દોઢ વર્ષની દીકરીને રડતી મૂકી ચાલતી થઈ. એ વાતને દસ દિવસ થઈ ગયા. આ ભાઈ જઈ તેનાં પિયેરીઆને સમજાવી આવ્યો. તેના ભાઈઓ માની ગયા. પણ આ બાઈ તો કહે :
' નૂા રે...મારે એવા હીજડાનું ઘર માંડવું નથી. '
એ દોઢ વર્ષની દીકરીની પણ આ બાઈને દયા ન આવી. એ તો બચકુ ભરવા આવતી હોય તેમ કોઈ આવે તેને કેડવા જ દોડે. વાત ન કરવા દે.
આ બધી વિગતનું બ્યાન કરી એ ભાઈએ કહ્યુ :
' તમે જ કહો સેવકરામ! આમાં મારે શું કરવું! આ તો ધરમ કરતાં ધાડ પડ્યા જેવું થયું. પેલો બિચારો ભલો જીવ છે. એ તે ખેતરમાં મજૂરીએ જાય કે તેનાં છોકરાંને રાખે. ચાર નાનાં મોટાં છોકરાં છે. આ છોડી દોઢ વર્ષની છે. રાંધે ક્યારે, ખવરાવે ક્યારે! પેલી બાઈ માનતી નથી. ને "આ વિરોધીઓએ આખા પરગણામાં વાત ફેલાવી છે કે હું તો બધાંની ખસી કરાવવા નીકળ્યો છું. મને માણસ દીઠ સો રૂપિયાનું ઇનામ મળે છે. અભણ લોકો હા એ હા કરે જાય છે. કોણ સાચી વાતના મૂળમાં ઊતરે! અત્યારે તો મારી સ્થિતિ એવી થઈ ગઈ છે કે હું ગામમાં જ ન રહી શકું. '
' કેમ ગામમાં ન રહી શકો ! '
' હવે તો એ લોકો મને ખોખરો કરવાનો ઘાટ ઘડે છે. તેમના પેટમાં તો બીજું દાઝે છે. દારૂની આવક ગઈ છે એનો રોષ મારા પર ઉતારવા ફરે છે. પેલી નાની છોડીને તો મારા ઘેર, મારી પત્નીને સુપ્રત કરી છે. મારાં બાળકો વચ્ચે એ ઉછરશે. પણ આનો કંઈ ઉકેલ ખરો કે નહિ ? પેલો ભલો જીવ કંઈ બોલતો નથી, પણ તેનેયે એમ તો ખરું જ ને કે મેં એનું ઘર ભગાવ્યું. સેવકરામ! હવે તો મનેયે સંશય જાય છે કે આ તો મેં એનું ભલું કર્યું કે બૂરું ? '
ને મારી સામે આશાભરી આંખે જોઈ ઉમેર્યું :
' સેવકરામ! હું તો તમને બોલાવવા આવ્યો છું. ગમે તેમ કરી તમે પેલી બાઈને સમજાવો. તે એના ઘેર પાછી જાય એટલે મારો ભાર હળવો થાય. '
આ ભાઈનો સેવાનો અનુભવ વિચારમાં મૂકી દે એવો છે. સમાજમાં આવી જડતા છે. લોકો તો અંધશ્રદ્ધા, વહેમ અને અજ્ઞાનતામાં સબડે છે. એથી પેલાં સ્વાર્થી તત્ત્વો તેમને ઉશ્કેરી ખોટો લાભ લઈ શકે છે
સેવા કરવી હોય તે કરી જ ન શકે, તેને પોતાનું વતન છોડવું પડે એ કેવી મોટી કરુણતા કહેવાય ? જેઓ પ્રત્યક્ષ રીતે સેવાના કાર્યમાં પડ્યા છે તે સૌને આવા પ્રશ્નોનો સામનો કરવો જ પડે છે.
એ સાંજના હું એ ભાઈની સાથે પદયાત્રા કરતો

ગામડે ઊપડયો. ત્યારે મારા મનમાં આ જ વિચારો ઉભરાઈ રહ્યા હતા.

આ લોકજીવનમાં ક્યારે જાગૃતિ આવશે? લોકો તેમના હિતની વાત ક્યારે સમજતા થશે!

*

'સેવકરામ! મને તો એમ થાય છે કે આ ગામડાંને આગ ચાંપવી જોઈએ. આ તે માણસો છે કે રાક્ષસો...' એક ગ્રામયુવક આગ વેરી રહ્યા હતા. કોઈ ઊભરો ઠાલવતું હોય ત્યારે સામાન્ય રીતે હું ચૂપ રહું છું. ચૂપચાપ સાંભળે જતો હતો. એ ભાઈ હૈયાવરાળ કાઢયે જતા હતા:
'તમે ગામમાં આવી કહી ગયા કે પંચાયતની ચૂંટણીમાં જુવાનોએ રસ લેવો જોઈએ. જુવાનો પંચાયતમાં જાય તો ગામની શિકલ બદલાય. અમને પણ થયું કે જો ગામના વિકાસનાં કામ કરવાં હશે તો આ જૂની નેતાગીરી નહિ ચાલે. પંચાયત રાજ આવે છે. એટલે નવલોહિયા, ભણેલા અને કામ કરી શકે એવા જુવાનોએ ચૂંટણીમાં ઊભા રહેવું જોઈએ. એ રીતે અમે ઊભા રહ્યા. તેનું આ પરિણામ આવ્યું.'
'શું પરિણામ આવ્યું?:
'કહેતાંયે શરમ આવે એવું બન્યું છે. આ લોક તો કોઈકનો જીવ લેશે. સાચું કહું છું...સેવકરામ, હું ગામડાનો છું. આ ધૂળમાં રમીને મોટો થયો છું. છતાં મારે કહેવું જોઈએ કે ગામડાના લોકોના કાવાદાવાને કોઈ નહિ પહોંચે. આવી ખટપટ, આવી નીચતા, આવું જુઠ્ઠાણું...હું તો કહું છું ધરતી કેમ ફાટી પડતી નથી.'

આ જુવાન-હૃદયનો આવેશ, તેનો પુણ્યપ્રકોપ વધ્યે જતો હતો.
'એવું તે શું બન્યું છે કે તમે આટલા ઉશ્કેરાયા છો?'
'તમે સાંભળશો તો તમેયે ઉશ્કેરાશો. આ તો માઝા ઓળંગી ગયા. બોલવાનું પણ ભાન ન રહ્યું. એવું બન્યું કે સરપંચની ચૂંટણીમાં ખેંચતાણ થઈ. એક બાજુ અમે જુવાનો હતા. બીજી બાજુ જૂના સરપંચ હતા. તેમણે ઇતરકોમને પૈસા આપી પોતાની કરી હતી. એટલે તેમને એમ હતું કે તે સરપંચ તરીકે ચૂંટાશે. તેમાં એક મતની ખેંચતાણ રહેતી હતી. એક વિધવા બહેન પંચાયતમાં ચૂંટાયાં હતાં. તે તો સૌને કહેતાં હતાં કે જે કામ કરે એવા હશે તેને મત આપીશ. તેમને ફોડવા દબાવવા પેલા લોકોએ ઘણા પ્રયત્નો કર્યા. પણ ફાવ્યા નહિ. તેમણે અમારા પક્ષે મત આપ્યો. અમારામાંથી જુવાન કાર્યકરભાઈ સરપંચ તરીકે ચૂંટાયો.'
'સારું થયું.'
'પણ પછી શું બન્યું એ તો જાણો? આ બાઈએ પેલા લોકોને મત ન આપ્યો એટલે આ લોકોએ ગામમાં ગંદી વાતો કરવા માંડી. તેમણે વાત ફેલાવી કે આ બાઈને તો હમેલ રહ્યો છે. તેમણે અરજી પણ કરી કે જોજો...બાઈ હમેલ પડાવી ન દે.'
'શું કહો છો?' સાંભળીને મને તમ્મર આવ્યા હોય એવું થયું.
'નીચતાને પણ હદ હોય! સેવકરામ! હવે એ બાઈની શી દશા? એને તો ઝેર ઘોળવા વખત આવે ને! કોઈ વિધવા સ્ત્રીના ચારિત્ર પર આવું કલંક લગાડાતું હશે!'
સાચી વાત છે! ગામડાંના કાવાદાવાથી હું પરિચિત છું. એવા માણસો વચ્ચે જ રહું છું. પણ આ વાત સાંભળીને તો મારી શાંતિ હણાઈ ગઈ! માણસો આટલી કક્ષાએ અધમ થઈ શકતા હશે? કેટલું ભયંકર! કેટલું હીન!!
હું એ ને એ વખતે તેમના ગામ ગયો. પેલી વિધવા બહેનને મળેલો. એ બહેન તો મને જોઈ ધ્રૂસકે ધ્રૂસકે રડી પડી.
'સેવકરામ! આ તો નથી સહેવાતું. આના કરતાં તો મરી જવું સારું...'
એ બહેનનું આક્રંદ મારાથી જોયું જતું ન હતું. આ ગામડાંના સમાજે તેની કેવી દશા કરી મૂકી છે! મેં તેને આશ્વાસન આપ્યું. સત્યનો હમેશાં જય થાય છે. એ બહેન પવિત્ર અને ચારિત્ર્યશીલ હતી. મેં તેને કહ્યું:

'બહેન ! જો તુ તૈયાર હોય તો મોટા ડાક્તર પસે તપાસ કરાવીએ અને તેમનુ લેખિત સર્ટિફિકેટ મેળવીએ '

એ બહેન તો અગ્નિ પરીક્ષા આપવાયે તૈયાર હતી અનમત તેને માટે આવુ પ્રમાણપત્ર મેળવવુ એમા પણ મને તો નીચાજોણુ લાગ્યુ હતુ પણ પોનીસમા અરજી થઈ હતી એટલે બીજો ઉપાય પણ ન હતો જે લોકોએ આ વાત ફેનાની હતી તેમને મળ્યો

'તમને આ બહેનના ચારિત્ર્ય માટે શકા છે ને ?'

'સેવકરામ, આ તો ગામની આબરૂનો સવાલ છે ગામમા આવુ ચાલે તો ગામની બેઈજ્જતી થાય ને !'

'તમે ગામની ઈજ્જત વધારવા આવી ગદી વાતો ફેનાવતા હશો ! ને તમારા પુરુષોમાથી પાપાચાર કરે છે તેમને શુ કહો છો ? તેમને ગામમાથી બહાર કાઢ્યા ખરા ? ગામની વહુ-બેટીઓ પર આળ ચડાવતા શરમ આવવી જોઈએ '

'પણ આ તો લોક કહે છે કે '

'હવે લોકોનુ ઓઠુ લીધા વિના આગળ થાઓ આજે જ પાપપુણ્યનુ પારખુ લેવુ છે ચાનો તમેરે ચાનો ને એ બહેન પણ ચાને બધાયે મોટા ડૉક્ટર પાસે જઈ તપાસ કરાવીએ તમારી સાક્ષીમા જ મારે પણ આનુ પારખુ લેવુ છે ! કોણ કેટલામા છે તે તુરત જણાઈ આવે.

એ વખતે તો જોશમા ને જોશમા બે-ત્રણ જણા તૈયાર થઈને આવ્યા અમે બધા એસ ટી મા તાલુકાના દવાખાને ગયા મોટા ડૉક્ટર સાહેબને બધી વાત કરી અને તપાસીને જે હોય તે કહેવાની વિનતી કરી

હમેશ રહ્યો હોય તો સાબિત થાય ને !

ખુદ ડૉકટરે પણ આવો આક્ષેપ કરનારાઓને ભાડ્યા પોતે લેખિત પ્રમાણપત્ર આપ્યુ અને તેમણે બાઈની વીતકકથા જાણી સામે પગને કહ્યુ કે જરૂર પડે હુ ગામમા આવી ઘેર ઘેર ફરી કહેવા તૈયાર છુ કે આ ધરાર જૂઠાણુ છે

આ હતા એક વખતના સરપચ કાવાદાવામા રાચનાર ગામનુ શુ ભલુ કરે ! કમનસીબી છે કે કેટલાક ગામોમા આવા લોકોની પાસે જ આગેવાની છે

*

તાલુકાની ગુજરાતી શાળાની મુલાકાતે જવાનો પ્રસગ પ્રાપ્ત થયો બાળકોની સખ્યાના પ્રમાણમા મકાન નાનુ પડતુ હતુ બે-ત્રણ જગ્યાએ બાળકોને બેસાડના હતા તોયે સખ્યાનો સમાવેશ થતો ન હતો એટલે શાળા બે શીફ્ટમા ચાલતી હતી સવારે સાડાસાતે પહેની 'શીફ્ટ' ચાલુ થાય પછી બપોરે અગિયારે બીજી 'શીફ્ટ' ચાલુ થાય પહેની શીફ્ટમા પહેલુ બીજુ ધોરણ રાખે ઠડીમા બાળકો શાળામા આવે ક્યારે ? શિક્ષક તેમને ટૂકા સમયમા ભણાવે પણ શુ ? શાળાના મુખ્ય શિક્ષક કહેતા હતા

'સેવકરામ ! અરજીઓ કરી કરીને થાક્યો કે આ રીત તો બાળકોનો અભ્યાસ બગડે છે શાળાના મકાન છૂટા છૂટા હોઈ બરાબર દેખભાળ રાખી શકાતી નથી શિક્ષકો પણ ઓછા છે પણ કોણ સાભળે ! સુધરાઈ પણ શાળા માટે મકાન કરતી નથી સરકાર મદદ આપતી નથી વાલીઓ તેમના બાળકોની તકલીફ સમજતા નથી પરિણામે અભ્યાસ બગડે છે પાયો જ કાચો રહે એ વિદ્યાર્થી આગળ કેમ ચાલશે ?

શાળાના આ ભલા મુખ્ય શિક્ષક બાળકો માટે જીવ બાળતા હતા એવો જીવ ખુદ તેમના વાલીઓ બાળતા હોત તો જરૂર મકાન થયુ હોત સરકાર અને સુધરાઈએ પણ તેમની વાત સાભળવી પડત પણ વસ્તી વધે છે સાધન સામગ્રી એની એ રહે છે શાળાના મકાન વધતા નથી શિક્ષકો વધતા નથી અભ્યાસનુ સ્તર ઊંચે આવતુ નથી

અને આ બધામા આપણી ભારતીય નાગરિક તરીકે કઈ જ જવાબદારી ન હોય તેમ આપણે વાતવાતમા બીજાનો, સરકારનો વાક કાઢીએ છીએ પણ આપણી પોતાની ફરજ કદી અદા કરતા નથી દરેક જણ પોતે પોતાનુ કામ કરે તોયે કેટલા બધા પ્રશ્નો હલ થઈ જાય.

*




ઈ. સ. ૨૦૫૦ના વર્ષની આ કથા છે.

કોઈ એક વેળા પુરાતત્વખાતાના એક અમલદાર એક સ્થળે ખોદકામ કરાવતા હતા એવામાં જ એક મુકાદમ ત્યાં આવીને બોલ્યો,

સાહેબ, પેલા ટેકરા ઉપર વાલીઓ ઊભો ઊભો હસ્યા જ કરે છે.

**'વાલીઓ પાડે તાલીઓ અને કરે છે નાચ, એવું મોટું કૌતુક દીઠું આજે સાચોસાચ'**

સાહેબને કૌતુક થયું. જઈને જુએ છે તો ખરેખર વાલીઓ મજૂર એક ટેકરા ઉપર ઊભો છે. વેશ દરવેશ જેવા થઈ ગયા છે. ઊભો ઊભો ખડખડાટ હસે છે. ભાન ભૂલી ગયો હોય એવો થઈ ગયો છે.

સાહેબને નવાઈ લાગી. ટેકરા ઉપર શું હશે એવું કુતૂહલ થયું. વાલીઆને બોલાવી લાવવા લાલીઆ મુકાદમને મોકલ્યો તો લાલિયો પણ—

**'જેવો મજૂર વાલો તેવો બન્યો મુકાદમ લાલો, બેઉ હસે, નાચે, કૂદે તથા ફુલાવે ગાલો.'**

સાહેબ કહે કે માળું આ તે કેવું કૌતુક?

લાલાને તથા વાલાને બોલાવવા સાહેબ ટેકરી ઉપર ચડ્યા તો એમની પણ એવી જ દશા થઈ. સાહેબ પણ બેઉની ભેળા હસવા કૂદવા અને નાચવા લાગ્યા. મહામુશ્કેલીએ સાહેબ તો લાલાનો ને વાલાનો હાથ પકડીને નીચે ઊતર્યા. નીચે આવ્યા કે હસવું થઈ ગયું બંધ!

સાહેબને તો ખરેખરી નવાઈ લાગી. નક્કી આ ટેકરીમાં જ કંઈક હોવું જોઈએ એમ લાગ્યું. સાહેબે તો મજૂરો બોલાવ્યા ને મુકાદમો બોલાવ્યા. ટેકરી ખોદવાનો વિચાર કર્યો, પણ ઉપરની સંમતિ વિના કંઈ કેમ થઈ શકે?

સાહેબે વિનંતીપત્ર તૈયાર કર્યો, તૈયાર કરીને ઉપર મોકલ્યો. ઉપરની કચેરીએ એ વિનંતીપત્રને વધારે ઉપર મોકલ્યો. એમ તુમારો ઉપર તુમારો ચાલ્યા.

**'અભિમન્યુના કોઠા જેવી, એ સરકારી ચાલ, વીતે મહિના, વીતે જિંદગી પણ ના આવે નિકાલ'**

દિવસ ગણતાં મહિના વીત્યા, મહિના ગણતાં વરસ વીત્યાં પણ તુમારોનો નિકાલ ન આવ્યો. હસતી ટેકરીને તો ત્યાં સુધીમાં ખૂબ પબ્લીસીટી મળી. છાપાંઓના પ્રતિનિધિઓ આવ્યા અને ફોટોગ્રાફરો પણ આવ્યા. પ્રતિનિધિઓએ હસતાં હસતાં અહેવાલ લખ્યા તો લોકોએ હસતાં હસતાં વાંચ્યા. ફોટોગ્રાફરોએ હસતાં હસતાં ફોટા પાડ્યા તે તંત્રીઓએ હસતાં હસતાં છાપ્યા.

તુમારોની રાહ જોઈને સાહેબ તો કંટાળી ગયા. એક દિવસ સાહેબે તો મજૂરો બોલાવ્યા ને મુકાદમો બોલાવ્યા. બોલાવીને ટેકરી ખોદી નાખવાનો હુકમ કર્યો. મજૂરો તો કોદાળા લઈને ઊપડ્યા ટેકરી ખોદવા—

**'કોદાળા ને ત્રિકમ કેરા, ઘા મજૂરો કરતા જાય, મોં દાબીને કામ કરે તો ય પરાણે હસી પડાય'**

હસની ટેકરીને ખોદવા માટે મજૂરોએ પણ મોં દાબીને કામ શરૂ કર્યું. હસતા જાય ને ખોદતા જાય, ખોદતા જાય ને હસતા જાય. એમ કરતાં કરતાં જ્યાં ટેકરી ખોદાઈ રહેવા આવી ત્યાં તો—

**'ખડખડ કરતું હસતું દીઠ્યું, બત્રીસ દાંતનું ચોકઠું, જોઈને સાહેબ કેરા મનમાં, થયું હસવાનું આવડું'**

ટેકરી ખોદતા અંદરથી ચળકચળક કરતું બત્રીસ દાંતનું એક ચોકઠું નીકળી આવ્યું. સાહેબ ચોકઠાને જોઈને રાજી થયા. ચોકઠું ખડખડ કરતું હસે છે, સામે બેઠા સાહેબ પણ હસે છે. બેયનું હસવું માતું નથી. છેવટ સાહેબે ચોકઠાને સરકારી નીતિ પ્રમાણે ખિસ્સામાં મૂક્યું અને રાજી થતા ઘેર આવ્યા.

રાત પડી એટલે સાહેબે તો ખિસ્સામાંથી ચોકઠું બહાર કાઢીને ટેબલ પર મૂક્યું. ચોકઠું ખડખડ હસવા લાગ્યું એ સાંભળીને આડોશી પાડોશી પણ દોડી આવ્યા. આવીને બધા ચોકઠા સામે જોતા માથું ખંજવાળવા લાગ્યા. આ તો ભારે અચરજની વાત કહેવાય. આજની કરુણ પરિસ્થિતિમાં માણસો મોં પણ મલકાવી શકતા નથી ત્યારે આ ચોકઠું ખડખડ હસે છે! વાહ ભાઈ!

સાહેબે ચશ્મા સાફ કરીને નાક પર ગોઠવ્યા. ચોકઠાને હાથમાં લઈને સાહેબ કહે કે મારા દાદાના બધા દાંત પડી ગયા છે. એમને માટે નવું ચોકઠું બનાવડાવવાનો હું વિચાર કરું છું એને બદલે આ ચોકઠું જ બરાબર થઈ રહેશે.

સાહેબે આમ કહ્યું એટલે ચોકઠું તો ખૂબ હસવા લાગ્યું. સાહેબે કંટાળીને ચોકઠાને ટેબલ પર મૂક્યું કે ચોકઠું બોલ્યું: 'અરે સાહેબ! આ દાંત કંઈ જેવા તેવા માણસના નથી.

**રમૂજશૂરો ને જે પાકો હતો ચૂંટણીરાય, તેના દાંતતણું આ ચોકઠું, તે બીજાથી ના પહેરાય!**

હે સાહેબ, વીસમી સદીના પરાક્રમી નેતા ચૂંટણીરાયનું આ ચોકઠું છે. એમના જેવા પરાક્રમી માણસનું ચોકઠું ગમે તેવા માણસથી ના પહેરી શકાય!'

સાહેબ કહે: 'મિત્ર ચોકઠા, એ ચૂંટણીરાય કેવા હતા અને એમણે કેવાં પરાક્રમો કર્યાં હતા?'

એ વખતે ચોકઠામાંથી એક દાંત બોલ્યો: 'હું ચૂંટણીરાયનો અભિનેતાવિજય નામે દાંત છું. ચૂંટણીરાયના જીવનનું એક પરાક્રમ કહું છું તે તમે ધ્યાન દઈને સાંભળો—

## [૧] અભિનેતા-વિજયની વારતા

કોઈ એક વેળા એક બાગમાં રાજનીતિપતિ ચૂંટણીરાય, અપદ્યાગદ્યનાટ્યસમ્રાટ લેખક શ્રી પદ્મરાય, અખબારોના અધિપતિ પત્રકાર શ્રી. અશરણશરણ તથા અભિનયસમ્રાટ શ્રી. કમલકુમાર એકઠા થઈ ગયા. ચારેય પોતપોતાના ક્ષેત્રમાં બિનહરીફ હતા અને એ ચારેય મિત્રો પણ હતા.

હવે બન્યું એવું કે બાગમાં એક બાંકડા ઉપર ત્રણ માણસો બેઠેલા હતા અને કેવળ એક જ મનુષ્યને બેસવાની જગા હતી. એ જોઈને ત્યાં કોણ બેસે એ વાત ઉપર ચારેય જણ ઝઘડવા લાગ્યા.

ચાલી ત્યાં તો લાંબી તકરાર
ઝઘડા ફેલાતાં ન લાગે વાર.

બાંકડા ઉપર કોણ બેસે એ વાત પર લાંબી લાંબી દલીલો થઈ. ચારે જણ ગર્જીગર્જીને બોલવા લાગ્યા.

એક કહે કે બેસું હું
બીજો કહે એવો કોણ છે તું?
ત્રીજો કહે હક પહેલો 'મમ'
ચોથો કાંઈ ના ખાતો દમ!

એકે એક જણ પોતાનો હક આગળ કરવા લાગ્યો. ઝઘડો લાંબો થયો ત્યારે બાંકડા ઉપર બેઠેલાઓમાંના એકે કહ્યું: 'તમારામાંથી જે સહુથી વધુ પરાક્રમી

લોકપ્રિય અને મોટો હોય તે બેસે અને બાકીના ઊભા રહે.

મોટા હોય તે બેસે ઉપર
બાકી બધા બે પગા ખર!

તમારામાં મોટો હોય, લોકપ્રિય હોય એ જ બાંકડા ઉપર બેસે, બાકીના પ્રજાપતિના અશ્વ નીચે લોનમાં બેસે.'

આ ઉપરથી કોણ મોટો એનો વાદવિવાદ ચાલ્યો. છેવટે એનો ન્યાય પણ પેલા બાંકડા પર બેઠેલા ભાઈ ઉપર છોડવામાં આવ્યો. એમણે કહ્યું, 'ત્યાં બાગના પેલા છેડા ઉપર છોકરા છોકરીઓની એક ટુકડી પીકનીક ઉપર આવી છે. એ લોકો જેને મોટા તરીકે કબૂલ કરે એ ખરો મોટો.'

ચારે ચાર જણને આ સૂચના ગમી ગઈ. લેખક મહોદય પહેલા પરીક્ષા આપવા જવા ઊપડયા.

ચાલ લેખકની એવી સુંદર
કાગળ ઉપર ચાલે જયમ પારકર.

કાગળ ઉપર જાણે કે પારકર કીકટી વન ચાલતી હોય એમ સડસડાટ ચાલતા લેખક સીધા બાગના પેલા છેડા તરફ પહોંચી ગયા. બાકીના ત્રણ એમના પાછા આવવાની રાહ જોતા ઊભા.

થોડીવારમાં જ લેખક પાછા આવતા દેખાયા પણ એમની દશા તો કેવી?

ફાટયું મોં, બરાવરી આંખ
જાણે જીવની ખાધી માંખ.

જાણે જીવતી માખ ગળાઈ ગઈ હોય એમ લેખકનું મોં ફાટી ગયું છે, ગભરામણ થઈ રહી હોય એમ લાગે છે. લેખક તો આવતાં જ ઢગલો થઈને પડ્યા. બાકીના ત્રણેય કહે, 'અરે પણ લેખકસાહેબ, શું થયું છે? કોઈ તંત્રી પાછળ પડ્યો છે? કોઈ પ્રકાશકની નજરે પડી ગયા છો? કોઈ વિવેચક ઉપર નજર પડી?'

લેખક ગળગળા અવાજે કહે, 'ના ભાઈ ના.'

નેતા કહે, 'તો થયું શું?'

લેખક કહે કે મ્હારી વાત સાંભળો.

કરુણ કથા સુણો માહરી
યાદ આવી જશે સહુને હરિ.
આંસુ લ્હોતાં ભીની થ્હાશે પછેડી
એવી મ્હોટી છે મ્હારી ટ્રેજેડી!

અહીંથી હું સીધો એ કોલેજીઆં પાસે ગયો. જઈને મ્હારી ઓળખ આપી. મ્હેં તો માન્યું હતું કે એ બધાં મ્હારું નામ સાંભળીને મ્હને વધાવી લેશે પણ એને બદલે થયું સઘળું જ ઊંધું. એમ્હણે તો મને ગાળો દીધી. કહ્યું કે અંગ્રેજી અને બંગાળીમાંથી તફડાવીને મ્હોટો લેખક થયો છે પણ ત્હારું પોલ આખું જગત જાણે છે લોકોને જીવનદર્શન આપવાની અને માર્ગદર્શન આપવાની વાતો કરે છે પણ ત્હારું જીવન જ સાવ અંધારું છે એનું શું? સરકારી ઈનામો મેળવવા અને કોલેજમાં પાઠ્યપુસ્તક તરીકે ત્હારું પેલું તફડાવેલું ચોપડું ત્હેં વહેલું છપાવ્યું એનું પોલ ખૂલી ગયું છે.'

'આમ કહીને એ લોકો તો મ્હને મારવા દોડયા.

જયમ સાસુની પાછળ વહુ
ત્યમ દોડયા મ્હારી પૂંઠે સહુ.

જેમ સાસુની પાછળ નવા જમાનાની વહુ પડે એમ મ્હારી પાછળ એ લોકો દોડયા એટલે હું જીવ બચાવવા માટે ભાગી આવ્યો છું.

લેખક પછી પત્રકાર ગયા. એ પણ ઢીલા મોંએ પાછા ફર્યા. પોતાના અનુભવની વાત કહેતાં એમણે કહ્યું, 'મેં જઈને શહેરના જાણીતા પત્રકાર તરીકે મારી ઓળખાણ દીધી. મને એમ હતું કે બધા મને પી. ટી. આઈ. ના ગરમાગરમ સમાચારની જેમ સત્કારી લેશે. આ વિચારને લીધે મારું મોં એક્સક્લુઝીવ ન્યૂઝની જેમ ચમકી ઊઠયું હતું પણ જાણવા મળે છે તેમ મારા માટે એમના મનમાં માનની કોઈ લાગણી દેખાઈ નહિ. ઊલટાના એ લોકો તો

ખોટા દાંત દેખાડે માંકડા
જાણે એ. બો. સી. ના આંકડા.

એ બી સીના આંકડાની જેમ એ લોકો પણ મારી સામે ખોટા ખોટા દાંત કાઢવા લાગ્યા એક જણે તો નેપા કાગળ જેવું પીળુ દાંતિયુ કરતા કહ્યુ 'તુ પત્રકાર નથી પણ માખણકાર છે સરકારી જાહેરખબર માટે જાનનેય વેચી નાખતા અચકાતો નથી તંત્રી લેખમા આખી દુનિયાની નિંદા કરે છે પણ તારામા જ લાખ દુર્ગુણ છે એ જોતો નથી ખોટા સમાચાર છાપીને તુ બીજે દિવસે માફી માગે છે સરક્યુલેશનના ખોટા આંકડા બતાવીને તુ બધાને છેતરે છે રાજકર્તાપક્ષ નારાજ થઈ જાય એવો એક અક્ષર પણ તુ છાપતો નથી અને તારી જાતને નિડર પત્રકાર કહેવડાવે છે '

'આમ કહીને એ લોકોએ મારી તરફ સડેલા ટામેટા નાખ્યા, એટલે મે ગળગળી પોક મૂકી

મૂઠીઓ વાળીને મૂકી પોક
પાછો આવ્યો જાણે મારીને ટ'

પત્રકાર પછી નેતા ગયા એમને ગયે ઘણી વાર થઈ, પણ પછી એ પણ રડવા જેવા થઈને પાછા આવ્યા બાકીના ત્રણેય જણે પૂછ્યુ, 'શુ થયુ ?'

નેતાએ ગંભીરતાથી કહ્યુ, 'ભાઈઓ અને બહેનો, હુ મારી લોકપ્રિયતાનુ માપ કાઢવા ગયો હતો તેનુ શુ થયુ એનો આછો ખ્યાલ આપવા હુ હવે આપને બે શબ્દ કહીશ

'આજની આ રૂડી ચાર જણની આ સભામા જાહેર કરતા મને દુખ થાય છે કે એ લોકોએ મારુ ઘોર અપમાન કર્યુ છે એટલુ જ નહિ વિશ્વવંદ્ય પૂજ્ય બાપુજીના અહિંસાના ઉપદેશનુ પણ પાલન કર્યુ નથી આપણા આ ગરીબ દેશના નાગરિકને છાજે એવુ વર્તન એમણે જરાય બતાવ્યુ નથી એની હુ અહીં સખેદ નોંધ લઉ છુ

'હુ ત્યા ગયો એમણે મને જોતા જ ઓળખી લીધો છાપામા મારી એટલી બધી છબીઓ છપાઈ છે કે મને કંપોઝીટરો સુદ્ધા ઓળખે છે હવે હુ મૂળ વાત પર આવુ કૉલેજના એ શિસ્તવિહીન છોકરાઓએ મને ઓળખ્યો એટલે મારી સામે મૂઠીઓ ઉગામવા લાગ્યા એમના હિંસક ભાવોને જોઈને મે એમનુ હૃદય પરિવર્તન કરવા ઘણી કોશિશ કરી એક ભાષણ આપી દીધુ ભાષણમા શાન્તિ, અહિંસા, પંચશીલ વિશ્વબંધુત્વ, જગતશાન્તિ ત્રીજી પંચવર્ષીય યોજના સંતતિનિયમન અને બીજી અનેક વાતો કરી પચાસ ઉપદેશ વાક્યો બોલી ગયો, કોણે શુ કરવુ જોઈએ એની લાબીલસ યાદી આપી, પણ એ કશાનુ કશુ પરિણામ આવ્યુ નહિ ભાષણ પૂરુ કરવા રોકાયો હોત તો મારો આ જનમ અહીં જ પૂરો થઈ જાત છેવટે જેમતેમ કરીને મનમા જ 'વંદે માતરમ્' ગાતો ગાતો ભાગી છૂટ્યો છુ '

આમ કહીને નેતા ઢીલા થઈને નીચે બેસી ગયા

આ પછી અભિનેતા પિક્નીક કરતા છોકરાઓ તરફ ચાલવા લાગ્યો બાકીના ત્રણે એનો રેકર્ડ કેવી ઊડે છે એની રાહ જોતા બેઠા, પણ થોડીવારમા તો અભિનેતાને ખાંધ પર ઉપાડીને નાચતુ ગાતુ કૉલેજિયનોનુ ટોળુ આવતુ દેખાયુ

નાચે કૂદે ને ગાયે ગીત
દેખાય એમા નટની જીત

તેની જાણે જીત થયેલી બતાવતા હોય એમ કૉલેજિયનો સિનેમાના ગીતો ગાતા અને નાચતા કૂદતા અભિનેતાને ઉપાડીને આવી પહોંચ્યા અને એને પોતાને હાથે જ બાંકડા પર બેસાડી દીધો પેલા ત્રણે જણા તો બાઘા બનીને જોઈ રહ્યા

ત્રણેય જણે આંખો ફાડી
જાણે પીધો મહુડો કે તાડી

ત્રણેય જણ અભિનેતાની લોકપ્રિયતા જોઈને જાણે ઘેનમા હોય એમ આંખો ફાડીને જોઈ રહ્યા

અભિનેતાએ ત્રણે જણ સામે જોઈને કહેવા માડ્યુ, 'હુ ત્યા પહોચ્યો અને જઈને મારુ નામ કહ્યુ એટલામા તો જાણે હાડકા ઉપર શ્વાનો તૂટી પડે એમ બધા મારી સાથે હાથ મિલાવવા પડાપડી કરવા લાગ્યા કેટલાક મારા હસ્તાક્ષર લેવા માટે આજીજી કરવા

પ્રદ્યુમ્ન કંચનરાય દેસાઈ

# આપણી બીજી ટીટોડીઓ

ગયા અંકથી ઊર્મિનાં વાચકોને માટે જાણીતા પ્રાણી-પક્ષી-વિશારદ લેખકે શરૂ કરેલી નવી પરિચયમાળાનો આ બીજો મણકો પણ આપણને પ્રાણી-પક્ષી જીવનમાં રસ લેતા કરે તેવો વિગતસભર અને મહત્ત્વનો છે...

## બાટણ ટીટોડી

ટીટોડીના કદથી જરા નાના કદની આ બાટણ ટીટોડી પોતાના શિયાળુ વાઘાના રંગમાં આપણને કથ્થાઈ રાખોડી રંગમાં થોડાં કાળાં ટપકાં પીઠ ઉપર દેખાય છે. તેની ચાંચનો રંગ કાળો અને પગ ઘેરા અથવા કાળાશપડતા રંગના હોય છે. જ્યારે આંખનો રંગ કથ્થાઈ રહે છે. તેની પૂંછડી ઉપર લીટા આવે છે પણ પૂંછડીનાં ઉપલાં પીછાં ધોળા રંગનાં રહે છે. જ્યારે તે ઊડે છે ત્યારે તેની પાંખમાં કાળો પટ્ટો જણાવાથી તેની ઓળખાણ તરત જ પડી જાય છે. આ બાટણ ટીટોડી સ્વભાવે એકાકી છે આથી દરીઆકાંઠાના બીજાં પંખીસમુદાયથી જુદી તારવવામાં મુસ્કેલી પડતી નથી. જો કે કોઈક વખત નાની સંખ્યાના ટોળામાં દેખાઈ આવે છે. તેના ઉનાળુ વાઘા એટલે પ્રજનનના પોશાકમાં તેના નરનો રંગ ચહેરા અને છાતી ઉપર કાળો થાય છે જેમાં કપાળ અને પડખાં ધોળાં રહે છે. જ્યારે પીઠ ઉપરના રાખોડી રંગમાં લીટીઓનું ચિત્રામણ જોવામાં આવે છે. પણ લીટીઓ સોનેરી કે પીળા રંગની નથી હોતી. આ બાટણ ટીટોડીને પગનાં ત્રણને બદલે પાછળ નાનું એવું આંગળું રહે છે. વળી આ ટીટોડી હવે પછી આવતી સોનેરી બાટણ ટીટોડી કરતાં જોવામાં વધારે પુષ્ટ અને ભરાવદાર જણાય છે. આથી સહેજે મોટી લાગે છે તેના પ્રજનનના પોશાકમાં આપણે તેને ભાગ્યે જ જોવા પામીએ છીએ છતાં જ્યારે વસંતના વળતા પ્રવાસની તૈયારીમાં હોય ત્યારે આ રંગમાં કોઈ કોઈ નર દેખાઈ પણ જાય છે. અથવા તો જ્યારે તેઓ પાનખરમાં ઉત્તર તરફથી આપણી બાજુ આવે છે ત્યારે પણ કોઈ કોઈ નર તેના આ વાઘામાં સજ્જ થયેલો જોવામાં આવે છે પણ પ્રમાણમાં તે ઝાંખો થઈ ગયેલો તો હોય જ છે. સ્વભાવે તે પાણીકાંઠે ફરવાવાળી છે જે ઠેકાણે તેની ધીમી ગતિથી તે તરત જ ઓળખાઈ જાય છે. વળી ચારો શોધતી વખતે પણ તે થોડું ચાલી તરત જ એક પગ ઊંચો લઈ રોકાઈ જાય છે જે ખાસીયત ટીટોડીને બરાબર મળતી આવે છે. તેની સીટીની બોલી નરમ અને એકધારી ચાલુ રહે છે. આ બાટણ ટીટોડી આપણા સમુદ્રકાંઠા ઉપર દર સાલ શિયાળામાં જોવામાં આવે છે. અને તેમાં સપ્ટેમ્બર માસથી એપ્રિલ માસ સુધી તો તે સામાન્ય રીતે જોવામાં આવે છે. તેની ઊડાન જોરદાર અને ઉતાવળી છે. ઉત્તર ધ્રુવ, ગ્રીનલેન્ડ અને સાઈબીરીયામાંથી આપણી બાજુ લાંબો પ્રવાસ ખેડીને આવે છે. જેમાં તેઓ દક્ષિણ યૂરોપ, આફ્રિકા, કચ્છ, ગુજરાત અને સૌરા-

---

લાગ્યાં. ઘણાં એમને ફિલ્મની લાઈનમાં દાખલ થવામાં હું મદદ કરું એવી આશાએ મારા પગ પકડવા લાગ્યાં. મારી સાથે ફોટો પડાવવાની વાત આવી ત્યારે કોણ મારી બાજુમાં ઊભો રહે એ માટે મારામારી પણ થઈ ગઈ છેવટે મેં એ લોકોને આપણી શરતની વાત કહી એટલે એ લોકો મને ખભા ઉપર બેસાડીને અહીં બાંકડા પર બેસાડવા આવ્યાં.'

'બાકીના ત્રણેય જણાએ સર્વાનુમતે કબૂલ કરી લીધું કે પૃથ્વીના સઘળા છવીન માનવીઓમાં લોકપ્રિયતાની દૃષ્ટિએ અભિનેતા જેટલું શ્રેષ્ઠ કોઈ નથી.'

આ પ્રમાણેની વાત પૂરી કરીને અભિનેતાવિજય નામે દાંત ચોકઠામાંથી બહાર કરતો બહાર પડયો.



ષ્ટ્રમાં હિમથી બચવા આવી પહોંચે છે. તે ઉપરાંત તેઓ આખા ભારતમાં અનુકૂળ જગ્યાઓ પસંદ કરી લે છે.

અળશીયાં, પાણીનાં નાના જંતુ, જમીનની જીવાત આ બધો આહાર તે બનતા સુધી પોતાના ગોઠણ-ઉંડા પાણીમાંથી અથવા કિનારા ઉપરથી શોધે છે.

બાટણ ટીટોડીને અંગ્રેજીમાં The grey plover કહેવાય છે અને pluvialis squatarola squatarola ( Linaeus ) એ એનું વિજ્ઞાનિક નામ છે.

### સોનેરી બાટણ ટીટોડી

સામાન્ય ટીટોડી કરતાં કદમાં કંઈક નાની આ સોનેરી બાટણ ટીટોડી ઉપર જોઈ ગયા તે ટીટોડીના જેવી જ હોય છે પણ તેની પીઠ ઉપર રહેતાં પીળાં કે સોનેરી ટપકાંથી તેને જુદી તારવી શકાય છે. આ ટપકાંનો આકાર બાણના ફળા જેવો હોય છે. જ્યારે આ સોનેરી બાટણ ટીટોડી પોતાના પ્રજનનના વાઘામાં સજ્જ થાય છે ત્યારે તેનું માથું અને છાતી કાળા રંગના થાય છે. પણ તેમા આંખ આગળથી શરૂ થતી આખા શરીર આસપાસ આવતી સફેદ પટ્ટી જોવામાં આવે છે. પણ શિયાળામાં તે એટલી બધી કાળી દેખાતી નથી. અથવા કાળી હોતી જ નથી. અને જો હોય તો તે કાળો રંગ બહુ જ નજીવા ભાગ ઉપર હોય છે. આ કાળો રંગ ગરદન અને દેહની બાજુમાં તો તદ્દન ચાલ્યો જાય છે અને ગરદન પડખેનો અને પડખાંનો સફેદ રંગ તો તદ્દન ચાલ્યો જાય છે, માત્ર તે ધોળો રંગ દાઢી અને ગળા ઉપર રહે છે. તેની ચાંચ અને પગ બંને કાળા રંગના હોય છે. જ્યારે આંખો કાળાશ પડતી કથ્થાઈ રંગની રહે છે. તેને માત્ર આગળ ત્રણ જ આંગળાં આવે છે. જ્યારે બાટણ ટીટોડીમાં નાની આંગળી પાછળ રહે છે.

સોનેરી બાટણ ટીટોડી લાંબો પ્રવાસ ખેડનાર પંખી છે. આથી એમ મનાય છે કે પંખી જગતમાં તેના જેટલી એક ઉડાનની લાંબી મુસાફરી કરે એવું બીજું પંખી કદાચ નથી. આપણે ત્યાં તેઓ નવરાત્રીમાં સંખ્યાબંધ આવી જાય છે. અને થોડો વખત રહી ફરી આગળ મુસાફરીએ નીકળી જાય છે જેની ટોળી ઘણી વખત સારી એવી સંખ્યામાં આપણા સમુદ્રકાંઠા ઉપર દેખાય છે. તેઓનો સ્વભાવ આવવા-જવાનો છે. વળી તેઓ સમુદ્રકાંઠે જ પોતાનો આહાર શોધે છે એવું નથી. એ તો ખેતરમાં પણ ચરવા આવી પહોંચે છે. આ પંખીના ઉડાન ત્વરાવાળી છે. આપણે ત્યાં તેઓ વસંતનો વળતો પ્રવાસ ખેડે તે પહેલાં માર્ચથી મે સુધીમાં પોતાનો રંગ પ્રજનન કરવા માટે બદલીને તૈયાર થઈ ચાલ્યાં જાય છે. આ ટીટોડી આપણે ત્યાં આવ જા કર્યા કરે છે. સામાન્ય રીતે તેઓ ટોળામાં રહેવાનું વધારે પસંદ કરે છે છતા ક્યારેક એકાકી નજરે પડી જાય છે. તેનો અવાજ જોઈએ તો તે આપણને ટલ્યુઈ-અથવા ટ્યુઈટ જેવો લાગે છે. આ પંખીનો કેટલાક શિકાર પણ કરે છે.

તેનું પ્રજનન ઉત્તર સાઈબીરીઆ અને ઉત્તર અમેરિકામાં થાય છે. જ્યાંથી તેઓ ત્યાંની ઠંડીથી બચવા શિયાળામાં ભારત, ચીન, અને ઠેઠ ઑસ્ટ્રેલીઆ સુધી શિયાળામાં પહોંચી જાય છે. ગુજરાત, કચ્છ અને સૌરાષ્ટ્રમાં તેઓની ગણત્રી આવતા જતાં પંખીમાં કરી શકાય. પાણીની જીવાત અને દાણાનો આહાર કરે છે. જ્યારે દરીઆ ઉપર ચારો શોધતાં હોય ત્યારે પથરાળ કાંઠો વધારે પસંદ કરે છે જે કાંઠાને દાંતી કહેવાય છે. છતા રેબડવાળા કાંઠે નથી જોવામા આવતાં એવું નથી. અને તે ઉપરાંત ગૌચર અને ખેતરોમાં તથા મોટા સરોવર કિનારે પણ ચારાની શોધમાં ફરતાં દેખાય છે.

સોનેરી બાટણ ટીટોડીને અંગ્રેજીમાં The eastern golden plover કહેવાય છે અને વિજ્ઞાનિક રીતે ઓળખવા માટે pluvialis dominica fulva ( Gmelin ) એમ કહેવું જોઈએ.

### જર્ડોનની ઝીણી ટીટોડી

બટેરના કદની આ જર્ડોનની ઝીણી ટીટોડી આપણે ત્યાંની સૌથી નાની ટીટોડી છે જેની ચાંચ ટૂંકી કાળી





અને મૂળમાં તે રંગે નારંગી પીળી હોય છે. તેનું કપાળ સફેદ હોય છે પણ તેમાં કાળો રંગ ઉપર આવે છે. આંખો કાળી અને તે ફરતી ચામડીનો રંગ પીળો નજરે પડે છે. અને આંખોનો પહોળો પટ્ટો ચાંચથી શરૂ થઈ આંખની પાછળ આવે છે. તાલકા ઉપર કથ્થાઈ રંગ રહે છે અને સાફ જણાતો સફેદ ગલપટ્ટો અને એટલો જ છાતી ઉપર કાળો પટ્ટો આવે છે. બાકીની છાતી અને પેટાળ ધોળા રંગનાં રહે છે. પાંખો કથ્થાઈ અને કથ્થાઈ પૂંછડીના છેડા ધોળા હોય છે. પહેલા વરસની આ ઝીણી ટીટોડી અને શિયાળામાં આવતી પુખ્ત વયની આ ટીટોડીની પીઠનો રંગ અને આગળના ભાગ કથ્થાઈ રહે છે. નરમાદાના રંગમાં તફાવત નથી આવતો પણ પ્રજનનના સમયમાં તેની આંખ ફરતી આવતી ચામડી ફૂલે છે જેથી જાણે ચશ્મા પહેર્યાં હોય એમ જણાય છે.

આપણા ખારા અને મીઠા પાણીના કિનારા ઉપર આ ટીટોડી બહુ સામાન્ય પંખી છે. તેને બીકણ તો ન જ કહી શકાય. તેની ચાલવા દોડવાની રીત ટીટોડીને મળતી આવે છે. ઊડાનમાં પાંખો ઉતાવળી ધમે છે એથી તેજ ઊડતી લાગે છે. આ ઝીણી ટીટોડી થોડી સંખ્યામાં પણ દેખાય છે અને જોડીમાં ફરતાં પણ દેખાય છે તો કોઈક વખત એકાકી પણ નજરે ચડી જાય છે. નદીના મુખ ઉપર અને દરિયાના ઓટ સમયે કાદવવાળા કિનારા ઉપર ભરાઈ રહેલા પાણીના ખાબોચિયા આગળ તેઓ દેખાય છે. છતાં એ પણ છે કે તેને મીઠું પાણી, પછી તે વહેતું હોય કે બંધીઆર હોય, તેના કાંઠા વધારે પસંદ પડે છે. ફેબ્રુઆરી માસથી તેઓની જોડીઓ સંવનનની ઊડાન કાઢવા લાગે છે જે બે માસ સુધી પણ કયારેક જુદી જુદી જોડીઓ સંવનન કરતી હોય છે. જેમાં બે નરો એક માદાને પોતાની કરવા મથે છે અને બળીઓ તેનો કબજો લઈ લે છે. આ સમયે કુદરતી રીતે નરોમાં બહુ તરવરાટ આવી જાય છે અને જોડી બંધાઈ ગયા પછી હરીફને હાંકી કાઢવા તત્પર રહે છે અને પોતાની માદા પાછળ નર વાંકી ચૂંકી ઊડાન વખતો વખત લીધા કરે છે. અને પોતાની ટીઈઈઈ...ટીઈઈઈ ...ટીઈઈઈ જેવી સીટી બજાવી દુઈ...દુઈ...દુઈ કરી પૂરી કરે છે.

ગુજરાત, સૌરાષ્ટ્ર અને કચ્છ તથા આખા ભારતમાં તેનો વસવાટ છે જેમાં તેઓ કેટલેક ઠેકાણે સ્થાનિક પ્રવાસી ગણાય છે તો કેટલેક ઠેકાણે તેઓ હમેશ વસવાવાળા પંખીની ગણત્રીમાં આવે છે. અને વેળુવાળા નદી અને સરોવરકાંઠા માળા બાંધવા માટે વધારે પસંદ કરે છે.

ફેબ્રુઆરીથી શરૂઆત કરી જૂન માસ સુધી તેના માળા જોવામાં આવે છે. આ માળા માત્ર રેતાળ અથવા વેળુને ખોતરીને અથવા કુદરતી અગલ મળી જાય તો તેનો પણ માળા માટે ઉપયોગ કરી લે છે. આમાં તેઓ કંકર અને છીપલાં મૂકીને આસપાસની જમીન સાથે તેને આબાદ બંધબસતો બનાવી દે છે. તેમાં કોઈક વખત ટાપુ પણ પસંદગીમાં લે છે. અને કેટલીક વખત સરોવરના પાણીથી દૂર કંકરવાળો કાંઠો હોય તો ત્યાં પણ માળો દેખાય છે. આ ઝીણી ટીટોડી પોતાની પ્રજાના રક્ષણ માટે તનતોડ મહેનત ઉઠાવે છે અને એમ છતાં પણ કોઈ તેના માળા આસપાસ આવી પહોંચે તો પાંખ ભાંગી ગયાનો ઢોંગ કરી આવનાર મનુષ્ય કે પ્રાણીને પોતા તરફ આકર્ષવાનો પ્રયત્ન કરે છે. સામાન્ય રીતે આ જર્ડોનની ઝીણી ટીટોડી ત્રણ કથ્થાઈ ટપકાંવાળાં ઈંડાં મૂકે છે. તેના માળા અથવા બચ્ચાંને શોધવાં ખૂબ જ મુશ્કેલ પડે છે. તેમાં વળી બચ્ચાં શોધવા તો ઘણા જ મુશ્કેલ થઈ પડે છે. મા-બાપ બંને ઈંડાં સેવવાની ફરજ ઉપાડે છે અને પોતાનાં બચ્ચાં પ્રત્યે બહુ પ્રેમ બતાવે છે. રૂવાંટીવાળાં તાજાં બચ્ચાંની આંખ ફરતી રહેતી ચામડીનો રંગ પીળો રહે છે અને ચાંચ પણ પીળા રંગની જ હોય છે. તેનો છેડો કાળા રંગવાળો રહે છે. આંખનો રંગ કથ્થાઈ અને પગ હલકા પીળા



રંગના રહે છે જ્યારે રૂંવાટીનો રંગ પીળાશ પડતો કથ્થાઈ અને ગળે સફેદ ગલપટ્ટો આવે છે. પેટાળ પણ ધોળા રંગનું તાલકા પડવાડે અને છાતી ઉપર કાળા ટપકાં રહે છે અને ઊડતાં થાય ત્યારે તેનો રંગ પીઠ ઉપર આછો કથ્થાઈ અને છાતી ઉપર કાળા અને ધોળા રંગના ટપકા દેખાય છે. અને માથા ઉપર પણ એવાં જ તલકા જણાય છે અને પગનો રંગ ઝાંખો ગુલાબી પીળો થઈ જાય છે.

આ જર્ડોનની ઝીણી ટીટોડીનો આહાર પાણીકાંઠાની જીવાત અને જમીન ઉપરની જીવાત શોધવા ખેતરમાં પહોંચી જાય છે. જ્યારે તે ચારો કરતી હોય છે ત્યારે તે સામાન્ય ટીટોડીને ઘણી રીતે મળતી આવે છે. અને છુપાઈ ગએલી જીવાતને શોધવા પગ આમ તેમ હલાવે છે.

આ ટીટોડીને અંગ્રેજીમાં The Jerdon's little Ringe Plover કહેવાય છે, જ્યારે વૈજ્ઞાનિક રીતે Charadrius Dubius Jerdoni ( Legge ) કહેવાય છે.

### વિલાયતી ઝીણી ટીટોડી

આગળ જોઈ ગયા તે જર્ડોનની ઝીણી ટીટોડી જેવડા જ કદની આ વિલાયતી ઝીણી ટીટોડીની ચાંચ ઉપર જે પીળો રંગ રહે છે તે આગળની ટીટોડી જેટલો સાફ નથી. અને એ જ પ્રમાણે આંખ ફરતી ચામડી પણ જરા આછા રંગની રહે છે. આટલા તફાવત સિવાય આ ટીટોડી જર્ડોનની ઝીણી ટીટોડીને ઘણી રીતે મળતી આવે છે. માત્ર આ ટીટોડી કદમાં સહેજ મોટી લાગે છે. તેના પગ સામાન્ય રીતે પીળાશ પડતા હોય છે અને ઊડતીના બચ્ચાંને છાતી ઉપર કથ્થાઈ રંગનો પટ્ટો રહે છે.

ના૦ ધર્મકુમારસિંહજી સાહેબ આ બધાં જળચરોમાં ઘણા નિપુણ અને ઓળખાણમાં પારંગત છે. તેમણે આ વિલાયતી ઝીણી ટીટોડીને જુલાઈ ઑગસ્ટ માસમાં સારી એવી સંખ્યામા આપણે ત્યાં આવી પહોંચેલી જોઈ છે. જે સમયે આ પંખીઓ કાદવીઆ દરિયા કિનારા અને સરોવરના કિનારા ઉપર જોવામા આવે છે. જ્યાં તેઓ પાણીના ખાબોચીઆના કીડા જીવડાં પકડતાં જોવામાં આવે છે. આ પંખી અગાઉ જોઈ ગયા તે ટીટોડી કરતા કંઈક શરમાળ જણાય છે. અને આથી વધારે ચપળ અને તરવરાટવાળી લાગે છે. આ બંને જાતની ટીટોડીઓ સમૂહમા ચરતાં ફરતાં દેખાય છે. તેની ઝીણી 'ટીઈઈઈટિ...ટીઈઈઈટિ' સીટી તે ઊડે છે ત્યારે પાડે છે આ ઉપરાંત તેઓશ્રીએ બીજી એક મોટી ઝીણી ટીટોડીને પણ જોઈ છે જેને અંગ્રેજીમાં The Larger Ringed Plover કહે છે અને એનું વિજ્ઞાનિક નામ છે Charadrius hiaticula. જેના પગનો રંગ નારંગી પીળો હોવાથી તેને સમૂહમાંથી તરત જ જુદી તારવી શકાય છે તે ઉપરાંત તે ઊડે છે ત્યારે પાંખમાં આવેનો સફેદ લીટો પણ જણાય છે અને આંખ ફરતી ચામડી ખાસ પીળા રંગની નથી હોતી. તથા ચાંચનું મૂળ નારંગી રહે છે.

આ પંખી પોતાના પ્રજનન માટે યૂરોપ, ઉત્તર એશિયા અને કાશ્મીર તરફ જાય છે. અને એશિયાના ઘણા ભાગોમાં વસે છે. આફ્રિકા અને જાપાનના દરિયા કાંઠે પણ તેનો વસવાટ જોવામાં આવે છે. અને શિયાળામાં ઠંડીથી ભારતમાં લગભગ આખે દરિયાકિનારે વસવાટ કરી રહે છે. તેનો આહાર આગળ જોઈ ગયા તે ટીટોડીને મળતો છે.

અંગ્રેજીમાં વિલાયતી ઝીણી ટીટોડીને The European Little Ringed Plover કહે છે અને તેને વિજ્ઞાનિક રીતે ઓળખવા માટે Charadrius Dubius Curonicus ( Gemelin ) કહેવું જોઈએ.



## આટલું સુધારીને વાંચો :–

'આદરણીય કોણ ?'—' એ લેખમાં ૪૨મે પાને ડાબી બાજુના કોલમમાં ૧૬મી લીટીમાં 'લઘુમતી'ને બદલે 'વધુમતી' જોઈએ. ૪૪મે પાને ડાબી બાજુના કોલમમાં ૩૭ લીટીમા 'ધીમેથી'ને બદલે 'સામેથી' જોઈએ.

વિજયકુમાર ત્રિવેદી

# ગાડીવાળો

યંત્રોએ માનવજાતની સેવા કરી છે કે કુસેવા એ પ્રશ્નની ચર્ચાનો તો અંત જ ન આવે. પણ મનવતાને મહોરેલી આજના યંત્ર યુગમાં આપણે ક્યાંય નહિ જોઈ શકીએ. એવી મહોરેલી માન તાને ઉત્તર ગુજરાતના જાણીતા સામાજિક કાર્યકરે અને આહોર ધારાશાસ્ત્રીએ અહીં વાચા આપી છે...

લીબામિંયાનો ઘોડો આખા વિલાસનગરમાં પ્રખ્યાત. લીબામિંયાના ઘોડા ઉપર વરરાજાને બેસાડવા માટે લગ્નનાં મુહૂર્ત બદલાતાં. વાત એમ હતી કે આખા વિલાસનગરમાં ઘોડા તો પાંચ સાત હતા. પરંતુ સહુથી સારો ઘોડો લીબામિંયાનો જ હતો. અને ગાડી પણ લીબામિંયાની જ. ભોગીલાલ શેઠ તો કાયમ લીબામિંયાની ગાડીમાં જ જાય. મનસુખલાલ વકીલે તો ગાડી કાયમ માટે બાંધેલી. શહેરના ડાક્ટરો પણ કહે કે લીબામિંયાની ગાડી લાવો તો વિઝિટે આવીએ.

લાલ રંગ, ચમકદાર આંખો, ઊભા કાન અને યુવાનીનો થનગનાટ જોનારની આંખમાં વસી જાય એવો હતો એ રસુલ. લીબામિંયાને દીકરો ગણો, દીકરી ગણો તેમાં આ રસુલ જ હતો. અને લીબામિંયા રસુલ ઉપર પ્યાર પણ બેટા જેવો જ રાખતા.

અને રસુલ પણ ક્યાં ઓછો આજ્ઞાંકિત હતો વરઘોડામાં ઘોડો કુદાવવાનું અણવરોને મન થતું અને રસુલ હણહણાટ કરતો બે પગે ઊભો થઈ નાચ કરતો. વરરાજા કાચા પોચા હોય તો તેમના તો જીવ જ તાળવે ટીંગાતા અને તે લીબામિંયાને કાકલુદી કરતા 'મિંયાસાબ જરા રસુલને સમજાવો!' અને બેટા રસુલ કરતોક લીબામિંયાનો હાથ રસુલની પીઠ ઉપર ફર્યો નથી અને રસુલ ડાહ્યો ડમરો થયો નથી.

આખા ગામમાં કોઈ સુખી હોય તો તે લીબામિંયા હતા. સદા મસ્ત રહેતા. ધોળા બાસ્તા જેવાં કપડાં, મોંમાં પાન, કાનમાં અત્તર ને રાજા મહારાજાને ટપી જાય તેવો દીમાક.

લીબામિંયાની ગાડીમાં બેસવું તે કાચા પોચાનું કામ નહિ. રૂપિયા બે રૂપિયા વિના તેમની ગાડી જોડાય નહિ. પરંતુ એક મોટો અપવાદ—સુવાવડી સ્ત્રી કે માંદો માણસ તેના માટે મિંયાની ગાડી સદા તૈયાર હતી. ત્યાં ભાડાની આંટ નહિ.

શિયાળા માટે રસુલ માટે ગરમ કોટ હતો. ઉનાળામાં મિંયા પાણી છાંટી આવે, તબેલો એરકન્ડીશન્ડ કરી દેતા, તેની પીઠ ઉપર પાણી રેડી નવરાવતા, વાત કરતાં કદી મિંયા થાકતા જ નહિ.

'બેટા રસુલ, આજે તને સારી રીતે નવરાવીશ, ગોળ ને ઘી પાઈશ! બોકડાનું માથું ખવરાવીશ!' અને બેટો પણ ડાહ્યો ડમરો થઈને મિંયાની બધી વાતો સાંભળતો.

લીબામિંયાને લોકો કહેતા કે 'મિંયા બીજી શાદી કરો. તમારે શું ખોટ છે? ગાડી ઘોડો છે, સારી આવક છે. શેની કમીના છે? એક શેર માટીની ખોટ છે તો બીજી બીબી લાવો તો ખુદા શેર માટી પણ આપશે.'

'ક્યા રસુલ મેરા બેટા નહિ હય?' મિંયાનો એક જ જવાબ હતો. કેટલીક વાર તો ખુદ બીબીને પણ થતું કે મિંયા બીજી શાદી કરે તો સારું. પણ મિંયા બીબીને તો ધમકાવીને કહેતા: 'શાદી શાદી ક્યા કરતી હય, રસુલ તેરા બેટા નહિ હય?'

જમાનો બદલાયો અને લડાઈ પછી મોટરો દેખાવા માંડી. ગામડામાં પણ જીપગાડી આવી. મનસુખલાલ વકીલ તો એક સેકન્ડહેન્ડ જીપ લાવ્યા અને મિંયાની કાયમની આવક ગઈ. વરઘોડામાં પણ હવે જીપગાડીઓ ફરવા માંડી. કેટલીક વાર શહેરમાંથી ટેકસી પણ આવતી. છતાં હજી વરઘોડામાં વરરાજા તો લીબામિંયાનો ઘોડો જ વાપરતા.

એક તરફથી મિંયાની આવક ઓછી થઈ ને બીજી તરફથી બીબીને ખુદાએ બોલાવી લીધાં. મિંયા બધાને કહેતા: 'વો તો લક્ષ્મીકા અવતાર થી. મેરા જેબ જબ તક વો જીંદી થી. રૂપીઆસે ભરા રહેતા. અબ વો

બી ચની ઔર જેમ બી ખાવી ખુદાકી મરજી'

વાત અ ટનેથ જ અટકી હોત તો સારૂ હતુ મિંયા સતોષી જીવ હતા અને જે થોડુ મળતુ તેમાથી અમન ચમન ઉડાવતા. પણ હવે તો મોટરોની બીસ એટલી વધવા માડી કે સાજ પડે રૂપીઓ રોડો મેળવવાના પણ સાસા પડતા મિંયા ગાડી જોડતા તો રોજ સવારમા પણ સાજ સુધીમા ભાગે જ એકાદ ફેરો મળતો

હવે તો વરરાજાઓ પણ મોટર જ પસદ કરવા લાગ્યા શહેરમાથી શણગારેલી મોટર આવતી મિંયાનુ એક માત્ર સાધન ગયુ અને ઘાસનો અને ચણાનો ભાવ વધવા માડ્યો મિંયાને માત્ર બે પેટ ભરવાના હતા પણ એક પણ પેટ ભરાય તેટલી આવક ક્યા હતી? શરીરે મજબૂત દેખાતો રસુલ સુકાવા માડ્યો તેના ગોળ ઘી અને બકરાના માથા સુકાઈ ગયા તેનો ગરમ કોટ સાવ લીરા થઈ ગયો હતો પણ મિંયાના શરીર ઉપર ઢાકવા કાઈ નહોતુ તો પછી રસુલનો તો કોટ આવે જ ક્યાથી?

શહેરમા કેટલાક સુખી ગૃહસ્થો હતા મિયાને રળાવવા મિયાની ગાડીનો ઉપયોગ કરતા પરતુ આવો તો રૂપિયો રોડો સાજ કેડે માડ મળતો લગ્નગાળામા તો મિયાના ઘોડા માટે કેટલાય ઘરોમા કકાસ થતા પતિ મિયાના ઘોડા લાવવાનો વિચાર કરે તો પત્ની રીસાઈ જતી અને નવા જમાનાના વરરાજાઓને તો મોટર સિવાય બીજુ કાઈ પસદ જ નહોતુ જમાનો જ આખો બદલાયો હતો કે ઘણાની ગામમા મિયાને મદદ કરવાની ઇચ્છા થતી પણ કોઈ મદદ કરી શકતુ નહિ

રસુલની દશા જોઈને મિયાનુ કાળજુ કપાઈ જતુ આખી રાત મિયા રસુલ સાથે વાતો કરે 'બેટા ગભરાઈશ નહિ હુ ભૂખે મરીશ પણ તને નહિ મરવા દઉ' અને મિયા કરતા પણ તેમ જ રૂપિયો મળે તો બે આનાના ચા પાઉં ખાઈ લૈ. આનામાથી ઘાસ ચદી રસુલને ખવરાવતા

રસુલની દશા જોઈ ઘણીવાર મિયાની આખોમા આસુ આવી જતા અને રસુલ પણ પલટાની દશા સમજી ગયો હોય તેમ કદી પણ ખાવા માટે હણહણો નથી કલાક ખાવાનુ મોડુ થાય તો ધમસાણ કરી મૂકનાર રસુલ કલાકો અને દિવસો ભૂખ્યો હોય તો કદી બે લતો નથી.

ડહેલાનુ ભાડુ ચડી ગયુ ઘાસવાળાના પૈસા ચડી ગયા દાણાવાળાનુ દેવુ થઈ ગયુ બધા ઉઘરાણી કરતા પરતુ મિયાનો ભૂતકાળ યાદ કરી કોઈ તકાદો કરતુ નહિ અને મિયા પણ ફરી હાથમા રૂપિયો બે રૂપિયા આવ્યાથી તેમાથી અરધુ પરધુ ઘાસવાળા કે દાણાવાળાને આપતા

યે મોટર બનાઈ કીસને?—મિયાને ઘણીવાર વિચાર આવતો કોઈપણ મોટર જોવે તો મિયાને-તે સાથી દુશ્મણ લાગતી. અને જ્યારે મોટરના અકસ્માતમા કોઈ મરી ગયાનુ મિંયા સાભળતા ત્યારે કહેતા કે વો તો સાથી ડાકણ હય ડાકણ બનાઓ મેરી ગાડીને આજ તક મીયા હય કની એસા ગજબ?

પણ મિયાની વાત કોણ માને? ગામડામાથી તો ગાડી ને એક્કા હવે અદશ્ય થઈ ગયા હતા શહેરોમા હજી થોડી ઘોડાગાડીયે હતી પરતુ હવે મિયામા આ ઉમરે શહેરમા જવાની હિમત નહોતી અને શહેરમા જવા માટે મિયા પાસે ક્યા પૈસાય હતા?

મિયાનુ શરીર અને રસુલનુ શરીર જાણે સુકાવામા હરીફાઈ કરતા રસુલની બે પાસળી દેખાય તો મિયાની ચાર દેખાતી મિયાના દેદાર પણ એવા થઈ ગયા હતા કપડાના પણ ઠેકાણા રહ્યા નહોતા

ત્રણ દિવસથી મિયા રોજ સવારના ગાડી જોડીને બજારમા ઊભા રહેતા ત્રણ દિવસમા એક રાતો પૈસો મિયાને મળ્યો નહોતો ત્રણ દિવસથી મિંયા અને રસુલ બને ભૂખ્યા હતા

રસુલ સાચા આજ્ઞાંકિત છોકરા પેઠે ભૂખ્યો હોય તોયે વગર તકરારે ગાડીએ જોડાઈ છાનોમાનો જઈ બજારમા ઊભો રહેતો પણ કોઈ ગાડી તરફ તાકતુ પણ ન હતુ અને ગાડી પાસેથી પસાર થતી મોટર જાણે સામે ઘુરકયા ન કરતી હોય તેમ ચાલી જતી

ફલ્ટન આરસ્લર

# ઉપયોગી જીવન

જીવતરનાં સાચાં મૂલ્યાંકનો જીવીને તો બધાં દાખવી શકે, મર્યા પછી પણ પોતાના દેહને ઉપયોગી બનાવી શકે તે જ ઉપયોગી જીવન ગણાય. અંગ્રેજી ઉપરથી શ્રી. છોટાલાલ મા. કામદારે ગુજરાતીમાં જાણીતા લેખકનો આ નાનકડો પ્રસંગ ઉતારીને એક પ્રેરક વાચન પૂરું પાડયું છે...

નિર્ણયાત્મક પળે ધ્યાન રાખવાનું કે આપણા અંતઃકરણના નિશ્ચયો અને આદર્શોને વળગી રહેવું આપણા કોઈને માટે કદી સહેલું નથી કોઈક અશુભ પરિસ્થિતિ હમેશાં આપણને તેનાથી જુદા પાડવા તથા આપણને મનુષ્યદ્વેષી બનાવવા મથી રહી હોય છે

પરંતુ આફત અને શોકોત્પાદક બનાવ વચ્ચે પણ આપણે તેને વળગી રહેવા જેટલા દૃઢ મનના રહીએ તો આપણને અનિવાર્યપણે આપણા પોતાના માટે નવું બળ અને ઘણી વખત બીજાઓ માટે પણ સુખ મળી આવશે. મનુષ્યની રીતભાતના આ મહાન સિદ્ધાંત વિષે સ્કેનેકટેડી, ન્યૂ યોર્કની યુનિયન કૉલેજના અધ્યાત્મવિદ્યાના ખાતાના ઉપરી પ્રાધ્યાપક અર્નેસ્ટ એમ. લિગન ફ્રેન્ક નામના એક કુમારની વાત કરે છે. ફ્રેન્ક તેર વર્ષની ઉંમરનો થયો ત્યાં સુધી તે તોફાની —સારા હૃદયવાળો પણ અનાડી હતો. કદાચ તેનામાં અમુક પ્રકારનું આકર્ષણ હતું જેથી લોકો તેને જરા વધારે વહેલા માફ કરી દેતા. પણ ડૉ. લિગન તેને સીધો કરી શકયા. રમુજી ડૉકટરે છોકરાને ખાત્રી કરી આપી કે જીવનનો ગંભીરતાથી વિચાર કરવો જોઈએ, અને જ્યાં પોતે કામ કરી શકે તે એક સ્થળ પોતાના માટે શોધી કાઢવાનો મહાન અગત્યનો પ્રશ્ન દરેક યુવાન માટે છે. પોતે જે કામ માટે લાયક તે જ કામ નહિ પરંતુ જેનાથી જગતને ફાયદો થાય અને જેમાં પોતાની હાજરી યોગ્ય હોય તેવું કામ શોધવાનું હતું. પણ જ્યારે ફ્રેન્કને આની ખાતરી થઈ તે જ વખતે કમનશીબે ઘા પડયો ફ્રેન્કને જમણા પડખામાં સતત દુખાવો રહેવા લાગ્યો તેના કુટુંબને એપેન્ડીસાઈટીસનો ભય લાગ્યો. ડૉકટરોએ પોતાની રીતે તપાસ કરી,

---

હવે મિંયા આખી રાત જાગતા હતા અને રસુલ સાથે વાતો કર્યા કરતા. ઘરમાં કંઈ રાચરચીલું રહ્યું નહોતું. બધું જ રસુલના ઘાસદાણા માટે વેચાઈ ગયું હતું. મિંયાનાં કપડાં અને સાફા સુદ્ધાંય વેચાઈ ગયા હતાં. અને છતાં મિંયા કાયમ રસુલને કે જે કોઈ મળે તેને કહેતા : 'મેં મર જાઉંગા લેકીન રસુલકુ નહિ મરને દુંગા.'

મરવાની પણ જાણે હરીફાઈ જ ચાલી હતી. મિંયા પરાણે પગ ઘસડતા હતા તો રસુલની પણ તે જ દશા હતી. કોઈ પરગજુ કદાચ દાન આપવાની ઇચ્છા કરે તો મિંયા તે લેવા ચોખ્ખી ના પાડતા. અને કહેતા કે 'મેં એસા નહિ લઉંગા. મેરી ગડીમેં બેઠકે મુજે ભાડા દેવે.' પરંતુ હવે તો ગાડીમાં બેસવું તે સો ટકાનું જોખમ હતું ન ગાડીવાનનું ઠેકાણું હતું કે ન ઘોડાનું પછી એ ગાડીમાં કોણ બેસે?

એક દિવસ મિંયાનું ડહેલું સવારના નિયમ મુજબ ન ઊઘડયું. રોજ સવારમાં વહેલા ઊઠી ઘોડો જોડી ગાડી બજારમાં લઈ જવાનો મિંયાનો નિયમ હતો. આજે તે નિયમનો ભંગ થયો.

પડોશીઓને કુતૂહલ થયું. ડહેલું અંદરથી વાસેલું હતું. બધાએ મળીને અંદરની સાંકળ તોડી.

અંદર જે દૃશ્ય જોયું તે કમકમાટી ઉપજાવે તેવું હતું. મિંયાનો દેહ રસુલના મોઢા પાસે પડયો હતો અને તેમનું મોં જાણે અત્યારે પણ બોલી રહ્યું હતું, 'બેટા મેં મર જાઉંગા લેકીન તુજે ભૂખે મરને નહિ દુંગા.' અને રસુલ પણ દયામણે ચહેરે આંખમાંથી આંસુ સારતો ઊભો રહ્યો હતો. જાણે કહેતો ન હોય—'બાબા અબી મુઝે ભી બુલા લો.'



પરિષદ ભરી અને છેવટ તેનાં માતપિતાને કહી દીધું 'આ ચૌદ વર્ષના છોકરાને કૅન્સર થયેલ છે. તે વધારેમાં વધારે ફક્ત બે મહિના જીવશે.'

જ્યારે ઇસ્પિતાલમાં ડૉ. લિગન તેની તબિયતની ખબર કાઢવા ગયા ત્યારે છોકરાએ તેની આંખો સામે આંખો પરોવીને કહ્યું :

'ડૉક્ટર, તમે ધારો છો કે આપણે બધાએ ઉપયોગી જીવન જીવવું જોઈએ, ખરું કે? મારે હવે ફક્ત બે જ મહિના જીવવાના બાકી છે, બે મહિનામાં હું ઉપયોગી જીવન કઈ રીતે જીવી શકું?'

વિખ્યાત અધ્યાત્મશાસ્ત્રીએ માથું ધુણાવ્યું. તેને કહેવું પડયું કે 'ફ્રેન્ક, મને જ તેની ખબર નથી.'

પછી ફ્રેન્કે કહ્યું: 'ડૉક્ટર, તમે મને એક વખત કહ્યુ હતું કે જુગાર ખરાબ છે. ખરું ને? બહુ સારું પણ આ એક વખત માટે તમે નિયમને જરા ઢીલો કરશો? હું પચીસ સેન્ટની શરત લગાવીને તમને કહું છું કે મૃત્યુ પહેલાં હું ઉપયોગી જીવનનો રસ્તો શોધી શકીશ.'

અર્નેસ્ટ લિગને પોતાની દષ્ટિ ત્યાંથી ફેરવી લીધી. પછી પાછળ જોયું. અને હસીને લૂગડાં રાખવાની પેટી પર પચીસ સેન્ટનો સિક્કો મૂકયો. બીજે દિવસે જ્યારે તે ફરીને આવ્યા ત્યારે તેણે ફ્રેંકને હસતો જોયો.

તેણે કહ્યુ 'ડૉક્ટરસાહેબ, હું શરત જીતી જાઉં છું. આજ સવારે મેં ડૉક્ટરો સાથે વાત કરી છે પછી મારા માતપિતા સાથે ગરબડ સરબડ કરી છે. અને તમે શું ધારો છો? મારી સ્મશાનયાત્રા નીકળવાની નથી.' પ્રોફેસરના હૃદયના ધબકારા વધી ગયા. ડૉક્ટરોનું નિદાન ખોટું હતું? છોકરો શું કહેવા માગતો હતો?

ફ્રેંકે કહ્યું: 'અરે, હું મરી તો જવાનો છું જ. પણ મારા માતપિતાની આજ્ઞાથી હું વસિયતનામું કરીને મારું શરીર સંશોધન માટે ડૉક્ટરોને આપી જાઉં છું. તેમને ઉપયોગી થાય તેવું કંઈક કદાચ તેમને મળે પણ ખરું. મારું જીવન ઉપયોગી નથી થતું, ડૉક્ટર?

તે કેટલું ઉપયોગી થઈ પડયું તે મૃત્યુ શય્યા પરના ફ્રેંકે કદી જાણ્યું નહિ. કેમકે ત્યાર પછી તરત જ દેશમાં યુદ્ધ જાગ્યું, દરેક શહેરમાં લશ્કરમાં નોંધાવવા માટે પાટિયા લાગી ગયાં અને યુવાનોને લડવા માટે બોલાવવામાં આવ્યા. બધા યુવકો કંઈ બહાદુર નહોતા. કેટલાક બીકણ હતા અને નોકરીમાંથી મુક્તિ મેળવવા દરેક પ્રકારની યુક્તિપ્રયુક્તિ અજમાવતા હતા. જ્યા આ બધું બન્યું ત્યાં—બાટ્ટમનીમાં—આવા કેસોની તપાસ થઈ ત્યારે લશ્કરી બોર્ડના સભ્યોએ આ બીકણ યુવકોને ફ્રેન્કનો દાખલો આપ્યો. તેને માત્ર ચૌદ જ વર્ષની ઉંમરે મૃત્યુને આધીન થવું પડ્યું. અને છતાં તેણે પોતાના જીવનને ઉપયોગી બનાવ્યું. દરેક કિસ્સામાં આ કુમારની વાતથી બધા કાયર યુવકો શરમાઈ ગયા પોતે જેને સૌથી સુંદર તથા શ્રેષ્ઠ માનતો હતો તેને વફાદાર રહીને, ફ્રેન્કના જીવનનો નાશ થયા પછી લાંબા સમય સુધી તેનું જીવન ઉપયોગી થવાનું ચાલુ રહ્યું.



એક વાર એક પ્રતિભાશાળી ગૃહસ્થ રેલગાડીમાં વાંચવા માટે એક પુસ્તક ખરીદવા પુસ્તકોની એક દુકાનમાં દાખલ થયા. વેચાણ કરતી સ્ત્રીએ 'ફોરસાઈટ સાગા'ની એક નકલ ખરીદવાની આ ગૃહસ્થને ભલામણ કરતાં કહ્યું: 'પુસ્તક સરસ છે. મેં પોતે વાંચ્યું છે અને મને ખૂબ જ મઝા પડી છે.' પેલા ગૃહસ્થે એ પુસ્તક ખરીદી લીધું અને થોડી જ મિનિટોમાં પેલી બાઈને પાછું આપ્યુ. પુસ્તકના પહેલા પાના પર એમણે લખ્યુ હતું—'મારા પુસ્તકની મઝા માણનાર મહિલાને સપ્રેમ ભેટ —જહોન ગાલ્સવર્ધી'.

આ ગૃહસ્થ 'ફોરસાઈટ સાગા'ના લેખક અને નોબલ પ્રાઈઝના વિજેતા જહોન ગાલ્સવર્ધી પોતે હતા.




ઘણાં માબાપો બાળક પ્રત્યે બેદરકાર અને ખરાબ વર્તન જાણ્યે અજાણ્યે સેવતાં હોય છે. એમાં કેટલાંક તો એવાં હોય છે કે પોતાના બાળક ઉપર તેની શી અસર થાય છે તે તરફ ધ્યાન જ નથી હોતું. બાળક નવી દુનિયામાં પ્રવેશ પામે છે એટલે જિજ્ઞાસાથી ભરપૂર હોય છે. નવું નવું જાણવા–શીખવાની તેને તાલાવેલી લાગી હોય છે. અને ઘરમાં પુષ્કળ સ્નેહ રાખનાર, આખો સમય જેની સાથે રહેવાનું હોય તેની તરફથી તેને સંતોષપૂર્વક જવાબો મેળવવાની આશા હોય છે. બાળકને મન એનાં માબાપ જ એનું સર્વસ્વ હોય છે એટલે જ્યારે તેમની પાસેથી પ્રેમ–સ્નેહ મેળવવાને બદલે તિરસ્કાર મેળવી દૂર ધકેલાય છે ત્યારે તે ખૂબ આઘાત પામે છે. આ આઘાતની અસર ખૂબ ઊંડી હોય છે. માબાપને એ વખતે આવો ખ્યાલ પણ નથી હોતો.

બાળક પ્રત્યેની આ જાતની વર્તણુક જુદાં જુદાં કારણોને પ્રતાપે હોય છે. માબાપની, વડીલોની એક પ્રકારની એ નબળાઈ જ છે. આવા કિસ્સાઓમાં માતાની નબળી તબિયત, ઉપરા ઉપરી આવતી સુવાવડ, ઘણાં બાળકો હોવાં, ગરીબાઈ, આળસુપણું, ઘરની વ્યવસ્થા બાબત અજ્ઞાનતા, બિનઆવડત, માબાપ વચ્ચેનો અણબનાવ અને અપરમાતા કે પિતાનું કારણ મૂળભૂત હોય છે. પરંતુ ઘણુંખરું જે કુટુંબમાં અવ્યવસ્થા હોય, સંચાલન બરોબર ન હોય ત્યાં આનાં ઊંડાં મૂળ રોપાયાં હોય છે.

આપણે બાળક જોઈએ છે પરંતુ એને સાચવવાની વાત આવે છે ત્યારે ત્રાસી જઈએ છીએ, કંટાળી જઈએ છીએ. એ પરિસ્થિતિ ઉત્પન્ન ન થવા દેવી જોઈએ. આપણી તાકાત અને શક્તિ મુજબની જ ગણત્રી હોવી જોઈએ.

આપણે સ્વતંત્રતાના યુગમાં જીવીએ છીએ. બાળક પણ સ્વતંત્ર વ્યક્તિત્વ ઇચ્છશે. આપણી પાસે આવે છે ત્યારે ઘણું ખરું લઈને આવે છે તેને સારું કે નરસું બનાવવું તે આપણા જ હાથમાં છે. ભવિષ્યની તેની કોઈપણ પરિસ્થિતિ માટે તે જવાબદાર વડીલોને ગણશે. બાળક પ્રત્યે બેદરકાર ન થવાય. એ બેદરકારી અને ઢીલાપણું આપણા સમાજને, સમગ્ર દેશને અને આપણી ભવિષ્યની પેઢીને માટે મહાન ખતરનાકી ઊભી કરશે. બાળક એ માણસનું પિતા છે—એ અંગ્રેજી કહેવત આપણે અક્ષરશઃ ધ્યાનમાં રાખીએ તો ?

## દીકરા–દીકરીના ઉછેરભેદ

નીરુ નાની હતી ત્યારથી જ હીજરાયા કરતી હતી. એ જન્મી ત્યારે જ પથરો જન્મ્યો એમ કહેવાતું. નીરુની દાદીને દીકરીઓ ગમતી જ નહોતી. અને તેમાંય સૌથી પહેલો તો દીકરો જ જન્મવો જોઈએ એમ તે માનતાં હતાં.

નીરુની બા સવિતાબેનને પણ ઠીક ઠીક મહેણાં ખાવાં પડતાં. એ મહેણાને કારણે સ્વાભાવિક રીતે નીરુ પ્રત્યે તે બેદરકાર બની જતાં. સંયુક્ત કુટુંબ એટલે ઘરકામનો બોજો પણ વધુ હતો. ક્યારેક તેને સાચવી લેવા પ્રયત્ન કરતાં પણ જ્યારે કંઈ પૂછતી નીરુ દોડતી તેમની પાસે જાય ત્યારે તેને તે જવાબ આપી શકતાં નહિ, પોતાની પાસે બેસાડી શકતાં નહિ અને દાદીમા પાસે ફરિયાદ સંભળાવવા તેને દોડવું પડતું. દાદીમા બાળક પ્રત્યે પ્રેમાળ હતાં એટલે તેમની વાત સાંભળતાં પરંતુ જ્યારે દીકરી અને દીકરા વચ્ચેનો ઝઘડો તેમની સમક્ષ આવે ત્યારે પુત્ર તરફી તે જલદી થઈ જતાં. કેટલીક વાર દીકરાનો વાંક હોય તો પણ દીકરીને સાંભળવું પડતું. અને સામાન્ય ઝઘડામાથી મોટું સ્વરૂપ પકડાતું. સવિતાબેન કંટાળીને નીરુને મારી બેસતાં. અંદર અંદર દેરાણી જેઠાણી વચ્ચે મન ઊંચાં થાય ત્યારે પણ પરિણામનો ભોગ બાળકો જ બનતાં.

પરિણામે નીરુ કોઈનો પ્રેમ મેળવી શકી નહિ. જાણે ખૂબ ઓશિયાળી, દુખી, વ્યક્તિત્વ વિનાની રહેવા લાગી. તેની યાદ–શક્તિ પણ નબળી થઈ ગઈ. કશાયમાં તેનું દિલ ચોંટે નહિ. સવિતાબહેનને એના પછીના બે બાબા થયા.

નીરુ પૂરુ ભણી શકી નહિ અને તેના નાના ભાંડુઓને સાચવવામાં પડી ગઈ. ઘર–કામમાં પાવરધી બની. વાંચનનો શોખ હતો એટલે એ નવું નવું વાચ્યા કરતી. બાકી ગણિત, ઇતિહાસ ભૂગોળ જેવા વિષયો તેના કટ્ટર દુશ્મન થઈ પડ્યા. ૧૭ વર્ષની ઉંમરે તો તેને પરણાવી દીધી. પ્રેમ, લાગણીની ભૂખી નીરુ નવા વાતાવરણમાં ઘણી બદલાઈ ગઈ. તેને એક બે એવા મિત્રો પણ મળી રહ્યાં જેની પાસેથી તે ખૂબ સાંત્વન મેળવી શકતી. એમની સાથે એ એક થઈ જતી અને એમની જ પ્રેરણાથી તેણે મેટ્રિકની પરીક્ષા પણ પસાર કરી અને વાંચનમાં વધુ રસ ધરાવી પોતાનો વિકાસ આદર્યો. પોતે અનુભવેલી બેદરકારીના બદલામાં બાળમાનસનો સારો એવો અભ્યાસ કર્યો અને પોતાના બાળક પ્રત્યે સજાગ રહેવા તત્પર રહી.

## કાગનું બેસવું ને...

ટ્રેઈનમાં મુસાફરી કરીએ છીએ ત્યારે જાત જાતના અનુભવો થાય છે, નવી ઓળખાણ પણ થાય છે, કેટલુક જાણવાનું પણ મળે છે અને વખત પસાર કરવાનો હોય એટલે સૌ સૌના મત દર્શાવી રાજકારણીય કે સામાજિક પ્રશ્નો ઉપર ગરમાગરમ ચર્ચા ચાલતી હોય છે. મારા એક પ્રવાસ વખતે ગયા ચોમાસાના પૂરની વાત ચાલતી હતી.

એ નાનકડા ગામમાં ક્યારે પણ ન આવેલું

પૂર આવ્યું અને ગામ ખેદાન–મેદાન થઈ ગયું હતું. એ ગામ પાસેથી નદી પસાર થતી હતી પણ આટલાં વર્ષોમાં એમાં પૂર આવ્યું હોય તેવું સાંભળ્યું નથી. અમારી ટ્રેઈન ત્યાંથી પસાર થઈ એટલે ગયા ચોમાસામાં આવેલ પૂરની પરિસ્થિતિનું વર્ણન શરૂ થયું. અમારી સાથે બેઠેલાંઓમાં થોડાં એ જ ગામનાં રહીશ હતાં. તેઓ જાનમાં જઈ રહ્યાં હતાં. તેઓમાંનાં એક બહેન પોતે અનુભવેલું તાદૃશ્ય વર્ણન કરી રહ્યાં હતાં:–

સવારના ગામમાં અચાનક પાણી દેખાયું અને લોકોમાં જાહેરાત થઈ કે જે કંઈ મિલ્કત–દાગીના રોકડ વગેરે હોય તે લઈ ગામના બે માળના મકાનમાં સૌએ જવું. લગભગ બધાં જ ત્યાં પહોંચ્યાં અને અડધા કલાકમાં તો પૂર એટલું બધું વધ્યું કે મકાનમાં ઊભેલાંને પણ દહેશત લાગવા માંડી. ઢોર–ઢાંખર પણ તણાઈ રહ્યાં હતાં. પણ ઈશ્વરની મહેરબાની તે એક કલાકમાં તો પાણી સાવ ઊતરી ગયાં. ગામમાં પુષ્કળ નુકશાન થયું, લોકોને ઘરબાર વગરનાં કરી દીધાં. કુદરતની લીલા આગળ સૌ હાથ ધોઈને બેઠા. આજુબાજુનાં ગામોમાંથી ઘણી બધી સગવડ થઈ, મદદ મળી.

પરંતુ ખરી વાત તો હવે જાણવાની છે. આ પૂર શાથી આવ્યું ? ટ્રેઈનમાંથી દેખાતું એક ખેતર અને સામે દેરડી હતી. આટલું પૂર આવવા છતાં એ દેરડીને ઉણી આંચ પણ ન આવી. એટલે લોકો કહેવા લાગ્યાં કે માતાનું સત હોય એટલે એનો વાળ પણ વાંકો ન થાય. પરંતુ પેલા ખેતરના રખવૈયાએ ગમે તેવા ઉનાળામાં પણ કોઈને પાણી પાયું નથી. ખૂબ તરસ્યા થયેલા વટેમાર્ગુએ પાણી માગ્યું હોય તો પણ તેમને ચોખ્ખી ના પરખાવી દે કે અહીં કોઈ પરબ–વાવડી નથી. આમ ગામનાં લોક પાણીમાંથીય ગયાં. તેમને પછી આવી જ સજા થાય ને ! કહે, બહેન સારું થયું, એકવાર એમને ખબર પડવા જેવી જ હતી. અને કુદરત કોપાયમાન થઈ.

કુદરત ક્યારે શું કરશે તેની તો ખબર નથી પણ અચાનક થયેલાની પાછળનું તથ્ય શોધી કાઢનાર તો મનુષ્ય જાત જ. કંઈક ને કંઈક બંધબેસતું શોધી જ કાઢે.

અમે બેઠાં હતાં એ ટ્રેઈનમાં પણ પૂરને કારણે એ વખતે લોકો બેસી શક્યાં નહોતાં. ટ્રેઈનના છાપરા પર લોકો ચડી ગયાં હતાં. ટ્રેઈન ઊંધી ન પડી ગઈ એટલી ભગવાનની મહેરબાની.

## કેતકીનેય કાંટા ?

કેતકી આજે એસ. એસ. સી. પાસ થઈ ગઈ છે. તેની આગળ ભણવાની ખૂબ ઇચ્છા હતી પરંતુ ઘરના સંયોગો તેને ભણવા દે તેવા નહોતા. આટલું પણ તે માંડ માંડ ભણી શકી હતી. તેની મા સુનંદા સુખી કુટુંબમાં ઉછરેલી હતી. પરણીને સાસરે આવી ત્યારે તો પુષ્કળ પૈસો હતો. એટલે સાહ્યબીમાં જ રહેવા મળેલું. કેતકી પાંચેક વર્ષની થઈ ત્યાંસુધી તેના પિતા કંઈ જ ધંધો કરતા નહોતા. બાપદાદાની મૂડી આખી જિંદગી ચાલે તેમ હતી. પણ કંઈક કરવા જતાં એવા ધંધે ચડી ગયા કે સટ્ટામાં

ને સટ્ટામાં એ વર્ષમાં ખેદાન મેદાન થઈ ગયું. સુનંદા ઉપર દુઃખનો દરીઓ ફરી વળ્યો. દેવું પુષ્કળ અને પતિનો પત્તો નહિ. ભાઈ–બહેન પાસેથી માગી માગીને પણ કેટલાક દિવસ નીકળે!

ઘરમાં રોટલાના પણ સાંસા છતાં સુનંદાને કંઈ કામ કરવા બહાર જવું ગમે નહિ. 'કયા મોઢે બહાર કમાવા જાય?' એમ મનમાં થયા કરે. કોઈ કહે ત્યારે કહે કે ઘેર બેઠાં કરવાનું કામ ગોતો. પાછી બીજી એવી કોઈ આવડત નહિ. ત્યારે કરવું પણ શું? ભરતગૂંથણ દ્વારા થોડું કંઈક મળી રહેતું.

સુનંદા મનમાં ખૂબ વિચાર કરે. પણ સમાજની બીકે તેને કંઈ જ કરવાનું મન થાય નહિ. વધુ તો તેને એમ થાય કે, હતો ત્યારે કેટલો વૈભવ હતો અને હવે કોઈની પાસે હાથ પાંગરવા જવાનું! નાની કેતકી પણ મોટી થતી હતી. એને ભણાવવાની અને ઘર ખર્ચ. બે જણનું પણ નિભાવવું કઈ રીતે? તેના ભાઈ તેને મદદ કરતા હતા. તેને લાયક કામ પણ શોધી રહ્યા હતા.

કેતકીના પિતા આમ ઘેર ન આવે. પણ બહારગામથી, પોતાને ખાવાના પૈસા જોઈએ છે, તરત મોકલી આપો, નહિતર આપઘાત કરીશ—એવી જાતના ધમકીના પત્રો સુનંદા ઉપર આવતા એટલે સુનંદા ડરી જઈને જે થોડા પૈસા ભાઈએ આપ્યા હોય તેમને મોકલી દેતી. એ તેને ઘેર બોલાવવા પ્રયત્ન કરતી પણ તે આવું છું કહીને આવતા જ નહિ. આવું થયા પછી તેમનામાં મોઢું બતાવવાની તાકાત જ નહોતી.

સુનંદા પૈસા મોકલી દે એટલે તેનાં ભાઈબહેન ખૂબ ચીડાતાં. ક્યાં તો તે અહીં આવીને રહે અથવા તો કંઈ કામ કરે. આમ રોજ ઊઠીને પૈસા મોકલવા કેવી રીતે? એવી ટેવ પાડવાથી એને બિલકુલ કામ કરવાનું મન નહિ થાય અને નોકરી પણ નહિ કરે.

આમ કરતાં કરતાં કેતકી મેટ્રિક પાસ થઈ ત્યાંસુધી ભાઈ–બહેન અને બીજાં સંબંધીઓ મદદરૂપ નીવડ્યા. આગળ અભ્યાસનું નામ દીધા વગર કેતકી પણ નોકરીની શોધમાં પડી. નોકરી કરવામાં શરમ નથી પણ ભીખ માગવામાં શરમ છે એ વાત તેણે ગળે ઉતારી હતી એટલે પોતે કમાશે અને ભણશે એ જ વિચારી કેટલીક જગ્યાએ અરજી કરી નાખી. એના ઉત્સાહથી એને તાત્કાલિક એક નિશાળમાં શિક્ષિકાની નોકરી મળી ગઈ.

પિતા તરફની ઘૃણા હતી પણ કેતકીને સુનંદાની ખૂબ દયા આવતી. પરિસ્થિતિનો વિચાર કરતી ત્યારે ત્યાં જ થીજી જતી. ભણીગણીને નાનપણથી તૈયાર થઈ હોત તો આજે ગમેતેવી પરિસ્થિતિમાં તે સામનો કરી શકત ને? અને એટલે જ સુનંદાએ કેતકીને ભણાવી હજુ વધારે ભણાવવા પણ ઇચ્છે છે.

### કોનના અને કોમના કોઠા

કમલેશ અને સુનંદન એક જ સંસ્થામાં નોકરી કરતા હતા બન્નેની રહેણીકરણી અને વિચારસરણીમાં ઘણા મતભેદ રહેતા. ચર્ચાનો અવકાશ મળે અને ભેગા થાય પણ અંતે તો ઝઘડીને જ ઊભા થતા. અત્યાર સુધી તો

રાજકારણીય ચર્ચા કે એવા બીજા વિષયોમાં મતભેદ ચાલુ રહેતા પરંતુ ધીમે ધીમે તેમને બન્નેને એકબીજાની ઈર્ષા થવા લાગી. અને અંદર અંદર કામની બાબતતાં પણ મતભેદ —મનભેદ થવા લાગ્યા. બન્નેના વિભાગ જુદા પરંતુ સુનંદન સંચાલન વિભાગમાં હતો એટલે કમલેશને કમને પણ તેની સલાહ લેવી પડતી. બન્ને સ્વતંત્ર વ્યક્તિત્વ ધરાવતા હતા. એટલે અંદરોઅંદર જુદા જુદા પક્ષ ઊભા કરી શકયા. કમલેશના પક્ષમાં એક રમણભાઈ હતા તે બેઉ બાજુ ઢોલકી વગાડી શકે તેવા હતા. સુનંદનની વિરુદ્ધ બોલાય તેટલું બોલી કમલેશ પાસે તેઓ તેના જ અંગત માણસની જેમ વર્તતા. એટલે સંચાલન વિભાગનું કંઈ પણ કામ હોય તો રમણભાઈ મારફતે થતું. રમણભાઈ કમલેશનો જમણો હાથ બની બેઠા હતા.

રમણભાઈ સ્વભાવે ખૂબ મીઠા હતા. કોઈની સાથે બગાડવામાં તે સમજ્યા નહોતા. ઉપરથી બધા જ તેમના મિત્રો હોય તેટલું સારું રાખતા. અને દરેકના મનની વાતો જાણી લેતા. કોણ કયારે શું બોલ્યું તે તેમની ડાયરીમાં નોંધાઈ જાય તેટલી ચીવટ રાખી વાત કરતા. તેમનું મન ઈર્ષાથી ભરપૂર હતું. તે કોઈની ચડતી જોઈ શકતા નહિ. એમનું જ વર્ચસ્વ સંસ્થાના દરેક માણસ પર રહેવું જોઈએ એમ તેઓ માનતા.

તેમના સ્વભાવ મુજબ સુનંદન પાસે કમલેશનું અને કમલેશ પાસે સુનંદનનું ખરાબ બોલતાં તે જરાય અચકાતા નહિ. છતાં બન્ને પાસે પોતે સારા દેખાય એ રીતે વર્તતા. સુનંદન અને કમલેશ એવા વિરોધી થઈ ગયા હતા કે અંદરખાનેથી તેમને આવું સાંભળવું ગમતું. તેઓ બન્નેએ તો જાણે એક સી. આઈ. ડી. રાખ્યો હોય તેમ જ તેમની પાસેથી કામ લેવાતું.

રજનું ગજ કરતાં રમણભાઈને આવડતું. ફરિયાદ ઉપર પહોંચી જતી એટલે બધા જ ડરતા. લેવા નહિ દેવા નહિ ને વગર મફતનાં બે વાકયો બોલવાથી કુટાઈ મરવું પડતું એવા પણ દાખલા બનેલા. તાજેતરમાં જ એક નવી નીમણુક થઈ હતી. તે ભાઈ તો રમણભાઈના સ્વભાવથી બિલકુલ અજાણ હતા. એ દાખલ થયા ત્યારથી જાણે તેમના હરીફ ન હોય તેમ જ તેમની સાથે વર્તતા. અને બન્યું પણ એવું જ. નવા ભાઈનું કામ ઝડપી અને નવી નવી વસ્તુ મૂકી કામ સારું કરતા. સુનંદનને પણ તે આકર્ષી શકયા હતા. રમણભાઈ જેવા માણસ આ સહી જ કેમ શકે ? તેમની બને તેટલી કુથલી કરવા માંડયા. જ્યારે એમના હાથમાં કંઈ જ ન આવ્યું ત્યારે તેમના અંગત જીવન સુધી પહોંચી ગયા. અને સુનંદન પાસે આડુંઅવળું ભરડી આવ્યા. સુનંદન પણ બધાને થથરાવતો હતો. એટલે એ છાપ મજબૂત કરવા કયારેક તે નવા આવેલા કેતુને શિખામણ આપવા બેસી જતો.

કેતુના અંગત જીવન પર પ્રહાર પડયો ત્યારે તેને ખૂબ ખરાબ લાગ્યું. આવી સંસ્થામાં કામ કરવું એના કરતાં ન કરવું સારું. એની ટેક ઉપર, કોઈ પણ જાતની ચર્ચામાં ઊતર્યા વગર બીજે દિવસે સુનંદનના હાથમાં રાજીનામું મૂકી દીધું.

# સર્જનના રાહે

## સરદારની અનુભવવાણી :

[ સ મુકુલભાઈ કલાર્થી, પ્ર નવજીવન પ્રકાશન મંદિર, અમદાવાદ ન પૈ –/૬૦ ]

સરદાર પટેલ એ ગુજરાતનું નાક છે સમગ્ર હિંદના નવસર્જનમા એમનો હિસ્સો અદ્વિતીય હોવા છતા કમભાગ્યે એમના વિષે ખૂબ ઓછુ લખાયુ છે સરદારના વ્યક્તિત્વના વિવિધ પાસાને ઉપસાવે એવુ સાહિત્ય ઉપલબ્ધ કરવા માટે નવજીવન પ્રકાશન સસ્થાએ આદરેલો પુરુષાર્થ અભિનદનીય છે સરદારના નરહરિ પરીખે લખેલા જીવનચરિત્ર પછી એમના પ્રવચનો—'શુરા પૈસા ચાર'ની કહેણીને ખોટી ઠરાવે એવા જુસ્સાદાર પ્રવચનો—પણ એ જ લેખકે સપાદિત કર્યાં હતા શ્રી મુકુલભાઈ કલાર્થીએ **સરદારની અનુભવવાણી** સપાદિત કરીને એમના વિચારપ્રવાહનો ને એમની ઊડી દૃષ્ટિનો સરસ પરિચય ગુજરાતી વાચકોને કરાવ્યો છે

મહાદેવભાઈની ડાયરીઓ બહાર ના પડી હોત તો અત્યત ગભીર અને વજ્રસમ ભાસતા સરદારમા આટલી અચ્છી વિનોદશક્તિ હશે એવો એમના અતેવાસીઓ સિવાય કોઈને ખ્યાલ ન આવત આ વિનોદશક્તિની સ્મૃતિઓ વિસારે પડે એ પહેલા એને ગ્રથસ્થ કરવામા આવે તો ? જેમ **સરદારની અનુભવવાણી** પ્રસિદ્ધ થઈ શકી એમ સરદારની વિનોદ–શક્તિ પણ પ્રસિદ્ધ ન થઈ શકે ?

## ભગ્ન પાદુકા :

[ લે કનૈયાલાલ મુનશી, પ્ર ગૂર્જર ગ્રથરત્ન કાર્યાલય, અમદાવાદ રૂ ૪/– ]

શ્રી મુનશી જે કાંઈ લખશે એ ગુજરાત વાચવાનુ જ છે, એમાય નવલકથા જેવુ હોય તો વિશેષ **પાટણની પ્રભુતા** અને **ગુજરાતનો નાથ** લખનાર મુનશીની પ્રતિભા પુનર્જીવિત કરી શકે એવી તો આ નવલકથા છે જ નહિ આમ છતા વાચકને રસતરબોળ રાખે એવુ કાંઈક નવતર એમણે જરૂર કર્યું છે ગુજરાતને ચરણે અનેક ઐતિહાસિક પાત્રોમા બાકી મહારાજનું એક નવુ પાત્ર એમણે ઉમેર્યું એ અને કથા કહેવાની આખી શૈલીમા ધરખમ ફેરફાર કર્યો—ભૂતપ્રેત પાસે ૬૦૦ વર્ષ જૂની વાતો કહેવડાવીને—એ બે આ નવલકથાની વિશિષ્ટતા છે ત્રીજી વિશિષ્ટતા એ પણ ગણાવી શકાય કે શ્રી મુનશી ગુજરાતના એક, સિદ્ધહસ્ત ઐતિહાસિક નવલકથાકાર છે એ આ ભૂતપ્રેતો જાણે છે

માધવે ગુજરાત વેચીને મુસલમાની રાજ્ય અહીં સુધી આણ્યુ એની આકરી ટીકા અનેક ઇતિહાસકારોએ કરી છે, પરતુ જૂની નવલકથાઓમાં માધવને ચીતર્યો હતો એના કરતા આ નવલકથામા ઘણો વધારે કાળો ચીતર્યો છે કોઈ ઇતિહાસના વિદ્યાર્થીએ માધવ ઉપર

---

સુનંદને સમજાવવા પ્રયત્ન કર્યો ત્યારે એણે એક જ વાકય કહ્યું 'એક બીજાનું બગાડવા -જ ઇચ્છતી જગ્યાએ હુ કોઈ પણ સંજોગોમાં કામ કરી શકું તેમ નથી ઝીણી દૃષ્ટિથી હુ નથી જોતો, તમે જુઓ છો અને કામની કદર કરી શકતા નથી.'



તટસ્થ સંશોધન કરી એને સાચા સ્વરૂપે રજૂ કરવાની હવે ખૂબ જરૂર છે.

શ્રી. મુનશીની આ નવલકથાનો અંત અત્યંત શુષ્ક છે. જે ચમત્કારની અભિલાષા શરૂઆતનાં એક બે પ્રકરણ જગાવે છે એ પાછળથી ઓસરી જાય છે ને કોઈપણ પાત્ર ગાઢી અસર મૂકી જતું નથી—સિવાય કે બાડા મહારાજનું.

**દેવનો દીધેલ**

[ લે૦ પીતાંબર પટેલ. પ્ર૦ વોરા એન્ડ કંપની પબ્લિશર્સ પ્રાયવેટ લિ., મુંબઈ, ૨. રૂ. ૨/– ]

લેખકે 'નિવેદન'માં 'જિવાતા જીવનની વિષમતામાંથી, કટુતામાંથી અને વિસ્તરતી જતી ઝેરી હવામાંથી જીવનનાં અમૃત શોધી તેને વાર્તામાં નિરૂપવાનો આ નમ્ર પ્રયાસ છે.' એમ જણાવ્યું છે એ સત્ય સંગ્રહ માટે પસંદ કરાયેલી બધી જ વાર્તાઓ એક યા બીજી રીતે પૂરવાર કરી જાય છે. સામાજિક અન્યાય, અસૂયા અને અજ્ઞાનતાની વચ્ચે માણસાઈનો દીવડો જલતો રાખી હસતા મોંએ જીવન જીવતી વ્યક્તિઓનું તાદૃશ્ય ચરિત્રાલેખન સંગ્રહની બધી જ વાર્તાઓ કરાવી જાય છે.

દરેક વાર્તાને આગવું એવું વ્યક્તિત્વ છે અને અનોખો એવો જીવનસંદેશ છે. સંગ્રહમાં કુલ ૧૧ વાર્તાઓનો સમાવેશ કરવામાં આવ્યો છે. જેના પરથી પુસ્તકનું નામાભિધાન થયું છે તે નિઃશંક સંગ્રહની અનિઉત્તમ વાર્તા છે. 'દેવનો દીધેલ' પતિપત્નીની બાળક માટેની કુદરતી ઝંખના, એ ઝંખનાનું સાફલ્યમાં પરિણમવું -પરંતુ કાંઈક વિચિત્ર રીતે—બાળક જન્મથી અંધ હોવું—ત્યારે માબાપના પુત્રજન્મના હર્ષમાં થોડાંક વિષાદનાં વાદળ છવાય છે પણ અંતે તો લેખક વાર્તાને ચરમસીમા સુધી પહોંચાડીને કુશળતાપૂર્વક પતિપત્ની બંનેના હૃદયમાં વહેતા વાત્સલ્યના ધોધનું દર્શન કરાવે છે. માનવજીવનમાં વાત્સલ્યની ભાવનાની આ પરમ સિદ્ધિ કહેવાય. નહીં તો સહેજ ખોડખાંપણવાળાં બાળકોની શી સ્થિતિ થાત?

એવી જ રીતે 'ઉઘાડું ઘર' પણ 'નખોદિયા'ના ઉપનામથી પીછો છોડાવવા ઝંખતાં પતિપત્નીના હૃદયની ઝાંખી કરાવી જાય અને એમને અનુભવવી પડતી કૌટુંબિક ઈર્ષા અને એને લીધે વધી પડતાં મંથનોનું આપણને દર્શન કરાવી જાય છે. 'લેણદેણ' એ કંકુડોશીની પ્રાણી—કાળી કૂતરી—પ્રત્યેની મમતાનો પૂરાવો આપી જાય છે તો 'અંજળપાણી' પ્રાણી—ભૂરી ભેંસ—પ્રત્યેની મમતા જરા જુદી રીતે દર્શાવી જાય છે. દુષ્કાળમાં ભીંસાતાં ભીંસાતાં પણ પોતાના પાલક પ્રાણી માટે ત્યાગની ભાવના કેટલી સૂક્ષ્મ હોઈ શકે એની સાબિતી આ વાર્તા આપી જાય છે. 'જીવનદાન' પોતાના જીવના ભોગે જીવન અને મૃત્યુ બંનેને સફળ બનાવી જનાર હેમકોર ડોશીની ફિલસૂફીની કહાણી છે, તો 'સાપની કાંચળી'માં પાકી વયે વિધૂર થનારની કફોડી દશાનું ચિત્રણ છે. 'મીરાંફોઈ' ઘરડા બાપની સેવાર્થે પોતાના જીવનનો ભોગ આપનાર સ્ત્રીની ગાથા છે તો 'મૂંગી ચીસ'માં માતૃહૃદયનાં મંથનોની કહાણી છે. 'રામસેના'માં વિજ્ઞાને પૂરાં પાડેલાં સાધનોથી તીડ સામે યુદ્ધ કરવામાં જૂની માન્યતા સાથેની બાથંબાથા ને અંતે તો વિજ્ઞાનની જીત છે. 'લોચનદાન'માં મંછાડોશીને મોતિયો ઉતરાવવાની ઝંખના અને આંખો પાછી આવ્યા પછીની સ્થિતિનું વાસ્તવિક આલેખન છે. 'શ્રદ્ધાદીપ'માં એક પત્નીની આંતરિક સમજ, ખાત્રી અને સમાજનું અનુચિત દબાણ એ બંને વચ્ચેનો સંઘર્ષ અને છેવટે તો હેમકોરની જીત જ બનાવાઈ છે.

સમાજનાં સારાં નરસાં પરિબળો માનવજીવનને અસર જરૂર પહોંચાડે છે. પણ અંતે તો સતની જીત ને અસતની હાર જ લેખકને પ્રિય હોય એમ લાગે છે.

**દાંપત્ય સુખનું શાસ્ત્ર:**

[ લે૦ પ્ર૦ ડૉ. નવનીતલાલ વી. પટેલ, કાળુપુર, અમદાવાદ. રૂ. ૩/૫૦ ]

ગુજરાતી ભાષામાં વૈજ્ઞાનિક પદ્ધતિને અનુલક્ષીને જાતીય વિષયનું જ્ઞાન પૂરું પાડનારાં ખૂબ ઓછાં

પુસ્તકોમા આ પુસ્તકનો ઉમેરો અભિનંદનીય છે પુસ્તક સચિત્ર છે અને દાંપત્યજીવનને સુખમય બનાવવામા મહત્ત્વનો ફાળો આપનારા મુદ્દાઓનો એમા સમાવેશ કરવામા આવ્યો છે દાંપત્યસુખથી શરૂઆત કરીને લેખક આપણને સમાગમની ક્રિયા, એના વિવિધ આસનો, પ્રમાણ, નપુંસકતાના કારણો, એના નિવારણના ઉપાયો, સંતતિનિયમન વગેરે બાબતો અંગે સારી એવી વિજ્ઞાનિક માહિતી પૂરી પાડે છે

ક્યાંક ક્યાંક ભાષા વધુ પડતી રંગીની થઈ જાય છે એ પુસ્તકની એક ખામી ગણાવી શકાય પુસ્તકનાં છેલ્લા ૫૪ પાના ' પરિવાર ' માસિકમા છપાયેલા પ્રશ્નો અને એના ઉત્તરોને સંકલિત કરે છે આવા જાતીય પ્રશ્નો નિખાલસ રીતે પૂછે અને એના શિષ્ટ ભાષામા જવાબ અપાય એ દરેક રીતે આવકાર્ય ગણાવુ જોઈએ અપાયેલા જવાબો પ્રશ્નનો નિકાલ આણે એવા હોવા છતા ક્યાક ક્યાક લેખકના પ્રથમ પુસ્તક 'સંતતિ નિયમન ને વંધ્યત્વનિવારણ'ની જાણે જાહેરાત ન કરી જતા હોય એવી અસર વાચક પર પાડે છે લેખક આ નિવારી શક્યા હોત તો વધુ સારુ થાત

## મીઠાને પ્રતાપે ·

[ લે૦ કાકા કાલેલકર પ્ર નવજીવન પ્રકાશન મંદિર અમદાવાદ, ૧૪ રૂ ૧/- ]

કાકાસાહેબે અગાઉ લખેલુ 'બાપુની ઝાંખી' પુસ્તકનુ જ આ પૂરક ગણાય તેવુ પુસ્તક એના નામથી ભ્રમમા નાખે તેવુ છે છતા ' બાપુની ઝાંખી ' જેટલુ જ મહત્ત્વનુ અને ઉપયોગી છે

સ્વરાજ્ય માટેનો ૧૯૩૦મા મીઠાનો સત્યાગ્રહ શરૂ થયો ત્યારે ગાંધીજીને યરવડા જેલમા મૂકેલા, તેમની સાથે પાંચેક મહિના માટે કાકાસાહેબને પણ મૂકવામા આવેલા એ પાચ મહિનાના સહવાસમા જે જે પ્રસંગો વિચારો અને ચર્ચાઓ થયેલા તેને કાકાસાહેબે આ પુસ્તકમા રજૂ કર્યા છે

ગીતાના શુદ્ધ શબ્દોચ્ચારોથી માંડીને મરાઠી અભંગો અને મરાઠી ભાષાના નિકટના પરિચયમા ગાંધીજી આવ્યા તે કાકાસાહેબ સાથેના આ જેલસહવાસથી મીઠાના સત્યાગ્રહ વખતના રાજદ્વારી કેદીઓનો આ જેલ-ઝમેલો જેલને પણ ' મીઠાની જેલ 'નુ બિરુદ આપતો તેથી જ એ અરસાના પ્રસંગોના આ પુસ્તકને કાકાસાહેબે ' મીઠાને પ્રતાપે ' નામ આપ્યુ છે—જે પુસ્તક વાચ્યા પછી સાર્થક થયેલુ લાગે જ

કાકાસાહેબે ગાંધીજીની પાસેથી કેટલુંક એવુ મહત્ત્વનુ જીવન જીવતા શીખી લીધુ કે એ આ પુસ્તકમા કેટલાય લેખોમા જોવા મળે છે એટલે જ ગાંધીજીની મહત્તાને સ્વીકારતા હરકોઈ વાચકને આ પુસ્તકની મહત્તા લાગ્યા કરશે જ ' ગાંધીજી વિષેની ગમે તે વસ્તુ લોકોને રોચક થશે જ ' એવા કાકાસાહેબના વિચાર સાથે સંમત થવાનુ આ પુસ્તક તો મળી જ જાય છે

## દિલની સગાઈ

[ લે૦ વિષ્ણુકુમાર પંડ્યા પ્ર૦ પુસ્તકાલય સ૦ સ૦ મંડળી લિ૦ વડોદરા રૂ ૩/૫૦ ]

સામાન્ય રીતે નવલકથા-નવલિકાના પુસ્તકો પ્રગટ કરવા પ્રત્યે સૂગ ધરાવતી સંસ્થા વાર્તાસંગ્રહનુ પ્રકાશન કરે ત્યારે એ સંગ્રહને જોવા-જાણવાની જિજ્ઞાસા વધુ પ્રબળ સ્વરૂપ પકડે પ્રકાશકે કરેલા નિવેદનની આ પંક્તિઓ ' એમા સુરુચિનો ભંગ થાય તેવી રીતે વાર્તાઓ લખાયેલી નથી તેથી આ પુસ્તક પ્રગટ કરવુ અમે યોગ્ય માન્યુ છે ' આ સંગ્રહની મોટાભાગની વાર્તાઓને તો સ્પર્શતી નથી જ એમ તો ' આવકાર 'મા શ્રી કરસનદાસ માણેકે પણ લેખકની નિર્ભિંતિકતાનો અભાવ બે ત્રણ વાર રજૂ કર્યો છે

અપત્ય પ્રેમની જ વાતોને ' નિર્મળ પ્રેમના તંતુ ' માનવામા આવતો હોય તો એ તંતુનો ફણગો—એનુ મૂળ તો સ્ત્રી-પુરુષના સહચારમા—પ્રેમમા જ નથી ? અને એ જ આ બધી વાર્તાઓનુ સાચુ હાર્દ છે અહી એ પ્રેમની વેવલાઈ ભલે ન ચીતરાઈ હોય પણ જાણે કે અજાણે સ્ત્રીને લપસી પડતી અને પુરુષને લંપટતાભર્યો ચીતરવાની ઓગણીસમી સદીની

મનોવૃત્તિ લેખકમાં જાણે આજેય વિચરી રહી છે. આજે તો ગામડાની સ્ત્રી પણ શહેરી સ્ત્રીથી જરાય ઊતરતી નથી રહી ત્યાં 'બિચારી–બાપડી' ગણીને ગામડાંની સ્ત્રીને આમ વાર્તામાં રુંધી જ રાખવાનું આપણા લેખકોએ હવે મૂકી દીધું છે.

વાર્તાઓના 'આવકાર'માં શ્રી માણેકે લેખકની જે મર્યાદા બતાવી છે તેને માની લઈએ તો પણ પરણવાને જ દિવસે બાળકનો જન્મ આપીને તરત જ કઈ યુવતી નવવધૂનો સ્વાંગ સજીને લગ્નવેદી સામે આવીને બેસવાના હોશમાં હોય?

'દેહની માટી' નામની એ વાર્તામાં પ્રકાશકના નિવેદન મુજબ સુરુચિ કેળવાય તેવું શું લાગ્યું?

સંગ્રહની બાવીસેય વાર્તાઓ વાર્તારસવાળી છે એટલે વાચનીય પણ રહેવાની જ. પણ એકેય વાર્તા મન મૂકીને વાંચ્યા જ કરવાની ધરપત કરાવે તેવી નથી. વિષયની વિવિધતા કે શૈલીની પકડ ક્યાંક જરૂર દેખાય છે પણ આખું પોત તો જાણે સાવ ફીસું જ રહ્યું છે. ગુજરાતીમાં પ્રગટ થતી 'ઘણી નવલકથાઓ–નવલિકાઓમાં પ્રાકૃત સંસ્કારવાળાં વાચકોના મનને રુચે તે જાતના પ્રસંગો કે પાત્રો હોય છે, અને તેમાં ઘણીવાર સુરુચિનો ભંગ થતો જોવામાં આવે છે. આથી તેવી કૃતિઓ પ્રસિદ્ધ કરવાનું મંડળને અયોગ્ય લાગે છે' તેવું નિવેદનમાં પ્રકાશક સંસ્થાએ જાહેર કર્યું છે એથી ભરમાઈને આ સંગ્રહ વાંચવાની ભૂલ વાંચ્યા પછી તરત સમજાય છે એટલે આવું નિવેદન કર્યા વિના જ આ સંગ્રહ પ્રગટ કર્યો હોત તો લેખકને પણ અન્યાય ન થાત અને પ્રકાશક તો પોતે સલામત રહેત જ.

આશા છે કે શ્રી માણેકની સલાહ લેખકને માન્ય લાગશે અને તેમની ભવિષ્યની કૃતિમાંથી સાહિત્યનિર્માણ માટેની સાધના પણ એટલી જ નીતરશે.

**ફૂલમાળ :**

[ લે૦ વલ્લભદાસ અક્કડ. પ્ર૦ કરસનદાસ નારણદાસ એન્ડ સન્સ, સૂરત. ન. પૈ.—/૫૦ ]

'બાળકો માટે વિચારસંગ્રહ'ની મહોર લાગેલો આ નાનકડો સંગ્રહ બાળકો કરતાં કિશોરો માટે વધુ ઉપયોગી થાય તેવો બન્યો કહેવાય. બાળકોને વિચારો પચાવવાની તાલીમ મળી નથી હોતી, તેમના ગજા બહારની એ વાત છે. નાનકડા પ્રસંગો કે કથાનકો દ્વારા જ બાળકોમાં વાચનવૃત્તિ કેળવાય. આવા વિચારો તો તેમના કુમળા મગજને વધુ ભારે બોજ લાદે. કેટલાક ખંડોને તો વિચારો પણ ન ગણાય એટલા બધા સામાન્ય છે. લેખક પાસે બાળકોને રુચે તેવી શૈલી અને બાળકોપયોગી સુંદર સાહિત્ય છે તેને ગ્રંથબદ્ધ કરવાનું સૂચન અસ્થાને નહિ ગણાય. આ નાનકડી પુસ્તિકા શાળામાં ભણતાં કિશોરોને જરૂર વાંચવી ગમે તેવી છે એટલે અંશે તેની ઉપયોગિતા ગણવી તો જોઈએ જ.

**સ્નેહમુદ્રા :**

[ લે૦ ગોવર્ધનરામ મા૦ ત્રિપાઠી. સં૦ અનંતરાય મ૦ રાવળ. પ્ર૦ એન. એમ. ત્રિપાઠી પ્રા. લિ., મુંબઈ, ૨. રૂ. ૪/૫૦ ]

'સ્નેહમુદ્રા' લખ્યા પછી સરસ્વતીચંદ્ર લખવાની જરૂર જ શી હતી?—એવો દોલતરામ પંડ્યાનો પ્રશ્ન ઘણાને સાચો લાગતો હોય એ સંભવે છે. અને એટલે જ પાંચમી આવૃત્તિ પામતી 'સ્નેહમુદ્રા'ની પહેલી આવૃત્તિ સિત્તેર વરસ પહેલાં પ્રગટ થઈ છે એય સાચું લાગે છે! સિત્તેર વરસમાં પાંચ જ આવૃત્તિ પામેલું આ પુસ્તક આ નવી આવૃત્તિ વેળાએ ગુજરાતના એક સન્નિષ્ટ વિવેચકનું સંપાદન પામે છે. ઉપરાંત આ વખતની આવૃત્તિમાં કર્તાનાં અન્ય કાવ્યોનો પણ સમાવેશ કરવામાં આવ્યો છે જેથી ગોવર્ધનરામને કવિ તરીકે મૂલવવામાં, તેમનો કવિ તરીકે અભ્યાસ કરવામાં વિદ્યાર્થીઓને સરળતા પડે અને સફળતા સાંપડે.

શ્રી અનંતરાય રાવળે આ ગ્રંથનું સંપાદન અને સંશુદ્ધિ તો કરી જ છે, ઉપરાંત તેમનો અભ્યાસુ પ્રવેશક પણ આ આવૃત્તિને સાંપડ્યો છે જે ગોવર્ધનરામના સાહિત્યના અભ્યાસુઓને ઠીક ઠીક માર્ગદર્શક થઈ પડે. ગોવર્ધનરામની શતાબ્દિએ તેમનાં અપ્રાપ્ય

પુસ્તકોને ઝડપથી સુપ્રાપ્ય બનાવ્યાં છે એટલે જ સ્નેહમુદ્રાની પણ આ નવી આવૃત્તિ આટલી ઝડપથી સાંપડી શકી છે. પ્રકાશક સંસ્થાએ ગોવર્ધન સાહિત્યને આટલું સસ્તું અને સુલભ્ય બનાવવા માટે ગુજરાતની સાચી અને સારી સેવા બજાવી ગણાય. જે સાહિત્યે જનતામાં સંસ્કારસીંચન કર્યું છે એ સાહિત્ય ખૂબ સહજતાથી દરેક જણ વાંચા-ખરીદી શકે છે એ ગુજરાત માટે તો નવી નવાઈની વાત કહેવાય.

હૃદયમાં મુદ્રાંકિત થતી સ્નેહછાયા અને વિરહવ્યથાનું એક આદર્શ વસ્તુ આ કાવ્યને ચિરંજીવ બનાવી શક્યું છે એ તો આનો આસ્વાદ કરનાર દરેક વાચકને, અભ્યાસુને અને વિદ્યાર્થીને લાગે જ છે.

**શમણાં :**

[ લે૦ રમણલાલ વ. દેસાઈ. પ્ર૦ આર. આર. શેઠની કંપની, મુંબઈ, ૨. રૂ. ૩/૫૦ ]

નવલકથાકાર તરીકે ર૦ વ૦ દેસાઈને જાણનાર વર્ગ 'નિહારિકા' નામના કાવ્યસંગ્રહથી સૌથી રમણભાઈને કવિ તરીકે પણ પિછાણે છે. વરસો પછી, તેમના અવસાન પછી તેમના કાવ્યો-ગીતોને આ સંગ્રહમાં ગ્રંથસ્થ થયેલા મળે છે એ કાવ્યરસિકો માટે મહત્ત્વનું ઉમેરણ ગણાય.

બાર ખંડમાં વહેંચાયેલાં બધા મળીને ૧૪૫ કાવ્યો આ સંગ્રહમાં મૂકવામા આવ્યાં છે. મોટા ભાગનાં ગેય કાવ્યો છે, ગીતો અને પ્રાસંગિક કાવ્યો પણ છે.

આખા સંગ્રહમાં ઠેર ઠેર વરતાની ભૂલભૂલો માટે શુદ્ધિપત્ર મૂક્યું હોત તો કોઈ શબ્દના અર્થનો અનર્થ કરવાની કે પાઠાંતર થવાની જે દહેશત રહે છે તે પણ ન રહેત સંગ્રહનું નામ પણ 'સમણાં' ને બદલે 'શમણાં' રાખવામા આવ્યું છે ! સાચો શબ્દ 'સમણાં' છે.

નવી કવિતાના અને નવકવિઓના વિશાળ કાલ વચ્ચે ગઈ પેઢીના એક વિચારક અને અભ્યાસીનાં કાવ્યોનો આ સંગ્રહ કવિતા-મૂલવણીમાં પણ ઠીક ઠીક મદદરૂપ થશે.

આ કાવ્યસંગ્રહને કવિ-પુત્રી શ્રી સુધાબેન દેસાઈની વિવેચનાત્મક પ્રસ્તાવના મળવાની હતી પણ ન મળી શકી એ ખુલાસો બગેબર ન ગણાય. કોઈ પણ પુસ્તકનું મૂલ્ય વધારતું વસ્તુ મૂકવા માટે પ્રકાશન થોડુંક મોડું થાય તો ય શું વાંધો ! અને તેમાંય કવિના કાવ્યોને સમજી પચાવી શકનાર વ્યક્તિ પાસેથી મળતું અભ્યાસુ લખાણ જરૂર ઉપયોગી નીવડી શકે જ. બીજી આવૃત્તિ વેળા સુધાબેન એ પિતૃફરજ નહિ જ ચૂકે.

**કહેવત-કથાનકો :**

[ લે૦ સ્વામી શ્રી પ્રણવતીર્થજી. પ્ર૦ મહારાજા સયાજીરાવ વિશ્વવિદ્યાલય, વડોદરા. રૂ. ૬/૫૦. ]

ગુજરાતી સાહિત્યમાં જેમના પૂર્વાશ્રમનું મહત્ત્વનું સ્થાન હતું તેવા આ પુસ્તકના લેખકનું આ પુસ્તક પણ એટલું જ મહત્ત્વનું છે. આપણે વાતવાતમાં અનેક કહેવતો ઉચ્ચારીએ છીએ, પણ એ કહેવતો કઈ રીતે રૂઢ બની એ જાણતા નથી હોતા, અહીં આ પુસ્તકમાં એ બધી કહેવતો પાછળની જે વાતો છે એ સંગ્રહવામાં આવી છે જે દરેકને એકસરખી ઉપયોગી થઈ પડે. તેમાંય વિદ્યાર્થીઓ અને બાળકોને દરેક કહેવતો માટે જે જિજ્ઞાસા થતી તે પણ આ પુસ્તકમા મૂકેલાં કહેવતોનાં ટૂંકા કથાનકોથી સંતોષાશે. ગુજરાતી સાહિત્યમાં આવી મહત્ત્વની દેણગી માટે તેના કર્તા અને લભ્ય કરનાર પ્રકાશક ધન્યવાદના અધિકારી ગણાય. દરેક સંસ્કારી ઘરમાં વસાવવાના માટેનું આ મહત્ત્વનું પુસ્તક છે.

કહેવતો આપણે જે અવારનવાર બોલીએ છીએ પણ ઘણીવાર તો એ કહેવત શી રીતે પડી, શી રીતે રૂઢ થઈ એમ કોઈ પૂછે તો તેની આપણને ખબર નથી હોતી. અહીં નાનાં કથાનકોથી એવી બધી કહેવતોનું મૂળ અને તેની મહત્તાની-પણ આપણને ખબર પડે છે જે આપણા વ્યવહારમાં પણ ઉપયોગી થઈ પડે.







# અર્ધવાર્ષિક ઊર્મિ નવરચના અનુક્રમણિકા

વર્ષ ૩૧ : અંક ૭થી ૧૨ : આક્ટોબર '૬૦થી માર્ચ '૬૧. સળંગ અંક ૩૧૩થી ૩૬૨.

[ લેખકના નામનો પહેલો અક્ષર કક્કાવારી પ્રમાણે છે. પહેલો આંકડો અંક નંબર અને બીજો પાનું દર્શાવે છે.]

*

વાત સને ૧૯૧૭-૧૮ની છે પટના હાયકોર્ટમાં એક પ્રસિદ્ધ વકીલના રૂપમાં રાજેન્દ્રબાબુની કીર્તિ ચોમેર ફેલાયેલી હતી. વકીલાતની એમની આવક પણ ખૂબ મોટી હતી અને તમામ વર્ગમાં એમનો ભાવ પણ ખૂબ હતો. આ સમયે જાણીતા સમાજસુધારક ભવાની દયાળ સંન્યાસીના એક સંબંધીને હાયકોર્ટમાં એક દાવો દાખલ કરવાની જરૂરિયાત ઊભી થઈ તેઓ બલાભજની એક ચિઠ્ઠી અને કેસના કાગળો લઈ પટણા પહોંચ્યા રાજેન્દ્રબાબુએ કાગળો જોયા. એમને સમજતા વાર ન લાગી કે જો આ દાવો તેઓ જીતી જાય તો બીજી બાજુ એક વિધવા સાવ પાયમાલ થઈ જાય રાજેન્દ્રબાબુએ એ વ્યક્તિને સમજાવતાં કહ્યું: 'આ દાવો ન કરશો, એક વિધવાની મિલ્કત હજમ કરીને તમને શાંતિ નહિ મળે.'

સંન્યાસીજીએ જ્યારે પોતાના સગાના દાવા સબધમાં એમને પૂછ્યું ત્યારે એમણે કહ્યું: 'ભાઈ સાહેબ! તમે મને વકીલ પાસે મોકલ્યો હતો કે કોઈ મહાત્મા પાસે? અસલમાં રાજેન્દ્રબાબુ વકીલ નથી સાધુ છે, સાધુ એમણે કાગળ પત્રો લઈ દાવો કરવાનો તો દૂર રહ્યો પણ મને ધર્મ અને નીતિનો ઉપદેશ આપી પાછો મોકલી દીધો. હવે હું આ દાવો કદાપી કરી શકું એમ નથી.'

